શ્રી. ચારિત્ર સ્મારક ગ્રંથમાળા : પુષ્પ ૩૯ મું.

# જૈન તીર્થોનો ઇતિહાસ

: લેખક :

મુનિરાજશ્રી ન્યાયવિજયજી [ત્રિપુટી]

શ્રી. ચારિત્ર સ્મારક ગ્રંથમાળા

નાગજીભુદરની પોળ : અમદાવાદ

# અર્પણ

વીસમી સદીના પ્રારંભ કાળે પોતાના પરમ ગુરુદેવ પરમયોગી શ્રી. બુટેરાયજી મ. ની સાથે પંજાબમાં જૈનત્વની જ્વલંત જ્યોત પેટાવવા જેમણે ભગીરથ પુરુષાર્થ સેવ્યો, અને પેટાયેલી એ શાસન પ્રભાવનાની જ્યોતના સંરક્ષણનો ભાર જેમણે પોતાના લઘુશિષ્યસમા સ્વહસ્તદીક્ષિત ગુરુબંધુ શ્રી. આત્મારામજી મ. ને સુપ્રત કર્યો : જેમનો સમાદર કરતાં પૂ. આત્મારામજી જેવા સમર્થ પુરુષે પ્રેમપૂર્વક આદરથી ગાયું, કે 'સંપ્રતિ મુક્તિ ગણિ રાજા'

એ જૈનશાસનના એતાજ ધર્મધુરંધર
તપ, ત્યાગ ને સંયમની ઉજ્જવળ પ્રતિમા
પ્રચંડ પુરુષાર્થ ને અદમ્ય ઉત્સાહની જીવંતમૂર્તિ

## પૂજ્યપાદ
## ગણિવર્ય શ્રી. મૂલચંદજી મ.ના

પવિત્ર હસ્તકમળમાં મારી આ
કૃતિ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

—વિનીત ન્યાયવિજય
[ ત્રિપુટી ]

# અમારું નિવેદન

**જેની** ઘણા સમયથી રાહ જોવાતી તે 'જૈન તીર્થોનો ઇતિહાસ' પુસ્તક વાંચકોના કરકમલમાં મૂકતાં અમને બહુ જ હર્ષ થાય છે. શ્રી ચારિત્રસ્મારક ગ્રંથમાલામાં જે અનેક મહત્ત્વનાં પુસ્તકો પ્રકાશિત થયાં છે તેમાં આ પુસ્તકનો મહત્ત્વનો ઉમેરો થાય છે. આ પુસ્તક લગભગ દશ વર્ષ પહેલાં છાપવા આપ્યું હતું પરન્તુ ત્યાર પછી વિશ્વયુદ્ધ પ્રગટ થયું અને છેલ્લે કાગળો વગેરેનો અભાવ થતાં પુસ્તક પ્રકાશનમાં વિલંબ થયો.

દશ વર્ષમાં તો ભારતમાં અને જૈન સમાજમાં પણ અનેક ફેરફારો થયા છે ઘણી નવાજૂની થઈ ગઈ છે, એટલે કેટલુંક નવીન ઉમેરવાની વૃત્તિમાં કેટલુંક મેટર ભેળવાઈ ગયું છે. હવે પછીની બીજી આવૃત્તિમાં સુધારોવધારો થતાં આ ક્ષતિ તો નીકળી જ જશે અને નવીન ઘટનાઓ પણ યોગ્યસ્થાને આવી જશે. વાંચકો આ દૃષ્ટિએ પુસ્તક વાંચે. બાકી આ પુસ્તકમાં હિન્દનાં લગભગ તમામ તીર્થસ્થાનોનો ઇતિહાસ આપવામાં આવ્યો છે એ ખરી મહત્ત્વની વસ્તુ છે તેમજ પરિશિષ્ટો અને નકશો આપીને પણ પુસ્તકની ઉપયોગિતામાં વધારો જ કર્યો છે. સુજ્ઞ વાંચકો આ પુસ્તક વાંચી તીર્થયાત્રાનો અપૂર્વ લાભ ઉઠાવે અને આત્મકલ્યાણ સાધે એ જ શુભેચ્છા.

અન્તમાં આ પુસ્તકની પ્રેરણા ભાઈ કેસરીચંદ હીરાચંદ ઝવેરીએ જ કરી છે: તેમજ તેમની સતત લાગણી અને પ્રેરણાથી જ જૈનસાહિત્ય સભાએ દોઢસો કોપી લઈ તીર્થભક્તિનો અપૂર્વ લાભ લીધો છે. તેમજ અમદાવાદનિવાસી શેઠ ભગુભાઈ મોહનલાલે તથા કાલદ્રિ-નિવાસી હાલ બેંગ્ગાવવાળા શેઠ ગુલાબચંદ કસ્તુરચંદજી તથા અમદાવાદ-નિવાસી ધનાસુતારની પોળવાળા શેઠ રસિકલાલ માણેકલાલ વગેરે વગેરે આ પુસ્તકની કોપીઓ લઈ અમને જે ઉત્સાહિત કર્યા છે તે માટે તેમનો ખાસ આભાર માનીએ છીએ અને બીજાં પણ ભાઈબ્હેનોએ છૂટક છૂટક નકલો લઈ અમારા ઉત્સાહમાં વૃદ્ધિ કરી છે તે દરેકનો સપ્રેમ આભાર માનીએ છીએ

લિ મંત્રી: શ્રી. ચારિત્રસ્મારક ગ્રંથમાલા

# પ્રસ્તાવના

श्रीतीर्थपांथरजसा विरजी भवन्ति
तीर्थेषु च भ्रमणतो न भवे भ्रमन्ति ।
द्रव्यव्ययादिह नराः स्थिरसंपदः स्युः
पूज्या भवंति जगदीशमथार्चयन्तः ॥ १ ॥

જૈન ધર્મમાં તેના ઉપાસકોને કરવાનાં સત્કાર્યોમાં તીર્થયાત્રા પણ એક પ્રધાન સત્કાર્ય ગણાવ્યું છે. ખાસ કરીને જે સ્થાનોમાં તીર્થંકર ભગવંતોનાં કલ્યાણક ચ્યવન, જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન અને નિર્વાણ-મોક્ષ આદિ પવિત્ર કાર્ય થયાં હોય તેને તીર્થસ્થાન કહેવામાં આવે છે. આ સિવાય તીર્થંકર ભગવંતો અને ઉત્તમ સાધુપુરુષોના વિહારથી તપ-અનશન આદિથી પવિત્ર થયેલા સ્થાનને તેમજ કોઈ વિશિષ્ટ પ્રભાવશીલ અને પવિત્ર વાતાવરણવાળા સ્થાનને પણ તીર્થ તરીકે માનવામાં આવે છે. આવાં સ્થાનોમાં સમ્મેતશિખર, પાવાપુરી, ચંપાપુરી, રત્નપુરી, અયોધ્યા, હસ્તિનાપુર, રાજગૃહી, શત્રુંજયગિરિરાજ, ગિરનાર, ખંડગિરિ, તક્ષશિલા, મથુરા, અહિચ્છત્રા, રાણકપુર, આબૂ, કાપરડાજી, જીરાવલાજી, કેસરીયાજી, કરહેડાજી, જેસલમેર, ભીલડીયા, પાવાગઢ, ભોયણી, સેરીસા, પાનસર, શંખેશ્વરજી, કમ્બોઈ, જગડીયાજી, ઇડર, પોસીના, માતર, ખંભાત, ભૃગુકચ્છ, કુલ્પાકજી, અંતરીક્ષજી, ભાંડકજી, શ્રવણબેલગોલ, મુલબદ્રી, શ્રીપર્વત, અજાહરા પાર્શ્વનાથજી, બરેજા પાર્શ્વનાથજી, પ્રભાસપાટણ, નવખંડા પાર્શ્વનાથજી ( ઘોઘા ), મધુમતી ( મહુવા ), વલ્લભીપુર વગેરે વગેરે અનેક તીર્થો જૈનોમાં બહુ જ પ્રસિધ્ધ છે.

તીર્થસ્થાનોનો મહિમા અને તીર્થયાત્રા કરવાની પ્રથા માત્ર જૈન ધર્માવલંબીઓમાં જ છે. એમ નહિ કિન્તુ સંસારના પ્રાયઃ બધા પ્રાચીન ધર્માવલંબીઓમાં તીર્થનો મહિમા અને તીર્થયાત્રા કરવાનું પ્રસિધ્ધ જ છે. બ્રાહ્મણોમાં અને વૈષ્ણવોમાં કાશી, હરદ્વાર, જગન્નાથપુરી, સોમેશ્વર, દ્વારિકા, નાથદ્વારા, ઓંકારેશ્વર, મથુરા, વૃંદાવન, ગયાજી, ડાકોર, વડતાલ, સિધ્ધપુર વગેરે અનેક તીર્થો પ્રસિદ્ધ જ છે.

બૌધ્ધોમાં કપિલવસ્તુ, પાવાનાશ, કુશીનાર, મૃગદાવ, બોધીગયા, સાંચી, સારનાથ, ક્રિશ્ચિયનોમાં જેરૂસલેમ, રોમ ( ઇટલી ) મુસલમાનોમા મક્કામદિના, અજમેરના ખ્વાજાપીર, શીખોમાં અમૃતસરનું સુવર્ણમંદિર, પટણા, લાહોર પાસેનું 'નાનકાના' ગામ, આર્યસમાજીસ્ટોનું અજમેરનું સ્વામી દયાનંદજીનું સમાધિસ્થાન અર્થાત્ સંસારભરના દરેક ધર્માવલંબીઓ-પછી ભલે તે નાસ્તિક હોય કે આસ્તિક હોય, મૂર્તિપૂજક હોય કે અમૂર્તિપૂજક ( મૂર્તિભંજક ) પણ-તીર્થ જરૂર માને છે.

મહાપુરુષના ચરણોથી વિભૂષિત પવિત્ર ભૂમિનાં દર્શન અને સ્પર્શન કરવાથી મુમુક્ષુ મહાનુભાવોના હૃદયમાં ભાવોર્મિકતા અને પૂજ્ય વૃત્તિ પ્રકટ થવા સાથે હૃદય-ની મલિન વાસનાઓનો ક્ષય થાય છે. તીર્થયાત્રાનું મુખ્ય ફલ એ જ છે કે-તીર્થસ્થાનોનાં પવિત્ર અણુઓ આપણા આત્માને પવિત્રતા તરફ વાળે-પવિત્ર કરે અને આપણી અપવિત્રતા કે અપાત્રતાને દૂર કરી પૂર્ણતા તરફ વાળે. કેટલીક વાર તો પ્રકૃતિરમ્ય મનોહર સ્થાનો પણ આપણને શાંતિ આપે છે. કાશ્મીર, મહાબલેશ્વર, સીમલા, મસુરી અને માઉન્ટ આબૂ જેવા શાંત, રમ્ય અને પ્રકૃતિથી સુશોભિત સ્થાનો વિલાસી અને એશઆરામી જીવોને શાન્તિ આપે છે, તો પછી પ્રકૃતિથી રમ્ય સુંદર, એકાન્ત અને મનોરમ્ય તેમજ મહાપુરુષોની ચરણરજથી પવિત્ર તીર્થસ્થાનો મુમુક્ષુ ભવ્યાત્માઓને આત્મિક શાંતિ આપે; આધિ, વ્યાધિ, ઉપાધિથી સંતાપિત થયેલા જીવોને આત્મિક શાંતિ આપે એ પણ એટલું જ સ્વભાવિક છે. અને એટલા જ માટે શાસ્ત્રકારોએ તીર્થ શબ્દનો અર્થ-તારયતીતિ તીર્થ આત્માને તારે તેનું નામ તીર્થ કહેલ છે. આ તીર્થ સ્થાવર અને જંગમરૂપે છે. સ્થાવર તીર્થ આપણે આગળ જણાવી ગયા છીએ તે જ્યારે જંગમ તીર્થ છે શ્રી શ્રમણ સંઘ અને જિનવાણી દ્વાદશાંગી. અહીં સ્થાવર તીર્થની ચર્ચા હોવાથી જંગમ તીર્થની વિશદ વ્યાખ્યા મુલતવી રાખવી ઉચિત ધારી છે.

મનુષ્યના જીવનમાં એવા પ્રસંગો અવશ્ય ઉપસ્થિત થાય છે કે તેને આત્મિક શાંતિની ભૂખ લાગે છે તેમજ આત્મિક શાંતિની અનિવાર્ય આવશ્યકતા લાગે છે. અન્ય ઉપાધિગ્રસ્ત સ્થાનોમાં શાસ્ત્રઅભ્યાસ-ધાર્મિક પ્રવૃત્તિ કે બીજી ગમે તે સત્પ્રવૃત્તિ મનુષ્યને જે અનુપમ શાંતિ, જે સાત્વિકતા અને પવિત્રતા આપે છે તેના કરતાં અનેકગણી અનુપમ શાંતિ, સાત્વિકતા અને પવિત્રતા તીર્થસ્થાનમાં પ્રાપ્ત થાય છે. એટલા જ ખાતર ભારતીય ધર્મોના પ્રાચીન ઋષિ-મહર્ષિઓ, મહાત્માઓ અને સંતપુરુષો એકાંત ગિરિશિખરે ગુફાઓ, જંગલો, વનખંડો, નદીતીરો કે સમુદ્રતીરોના શાંત ભૂમિપ્રદેશોમાં વિહરી અનંત શાંતિનો લાભ, શાશ્વત સુખ-શાંતિનો લાભ પ્રાપ્ત કરી આપણા માટે પણ એ જ ભવ્ય શાશ્વત આદર્શ મૂકતા ગયા છે. અને તીર્થયાત્રાનો મહિમા સહસ્રમુખે ગાઇ તીર્થયાત્રાનો ઉપદેશ આપી ગયા છે. એમનો એ ઉપદેશ માન્ય રાખીને દરેક આસ્તિક ધર્મના ઉપાસકો ગમે તેવાં વિકટ કષ્ટોને પણ સુખરૂપ માની તીર્થયાત્રા જરૂર કરે છે. કેટલાક

ભાવિક આસ્તિકો તો સંસારની ઉપાધીથી મુક્ત બની છેલ્લી અવસ્થા તીર્થસ્થાનમાં ગાળવાની અભિલાષા રાખે છે. કેટલાક દરમહિને તીર્થયાત્રા કરે છે, કેટલાક દર વર્ષે તીર્થયાત્રા કરે છે અને કેટલાક જીવનમાં એક વાર તો અવશ્ય તીર્થયાત્રા કરીને પણ કૃતકૃત્યતા અનુભવે છે, જૈનોમાં એ માન્યતા પ્રચલિત છે કે જેણે સિદ્ધિગિરિરાજની યાત્રા નથી કરી તે માતાના ઉદરમાંથી બહાર જ નથી આવ્યો. બ્રાહ્મણોમાં કાશી, વૈષ્ણવોમાં વૃંદાવન માટે પણ આવી જ લોકોક્તિ પ્રવર્તે છે.

આગળના સમયમાં વાહનોની અત્યારના યંત્રયુગ જેવી અનુકૂળતા ન્હોતી ત્યારે એકલદોકલ મનુષ્યને તીર્થયાત્રા કરવી બહુ જ મુશ્કેલ મનાતી હતી. એટલે જેમને યાત્રા કરવી હોય એ કોઇ સઘના પ્રયાણની રાહ જુએ અને જ્યારે એ અવસર મળે ત્યારે મહાન પુણ્યોદય સમજી તીર્થયાત્રા માટે સંઘ સાથે પ્રયાણ કરે છે. આવો સંઘ કાઢનાર સંઘપતિ–સંઘવી કહેવાય છે અને તે સંઘપતિ હજારો, લાખો, અરે કરોડો રૂપિયા ખર્ચી તીર્થયાત્રાનો સઘ કાઢે અને સાથેના સંઘની ભક્તિ કરવા સાથે તીર્થયાત્રા પણ કરાવે છે. આવા મહાન સંઘો ભૂતકાલમાં અનેક નીકળ્યા છે જેનું યથાર્થ વર્ણન કરવાનું આ સ્થાન નથી, પરંતુ ભગવંત શ્રી ઋષભદેવજીના પુત્ર ચક્રવર્તિ ભરત મહારાજાથી લઇને અનેકાનેક રાજા મહારાજા, ચક્રવર્તીઓ અને અનેક કુબેરભંડારીસમા ધનપતિઓએ આત્મકલ્યાણ અને શાસન-પ્રભાવના માટે સંઘો કાઢયા છે જેનો અલ્પ પરિચય સુલલિત ભાષામાં મનોહર રીતે શત્રુંજય મહાત્મ્ય, કુમારપાલ પ્રતિબોધ, ત્રિ. શ. ક. ચરિત્ર પ્ર. કુમારપાલપ્રબંધ, સંઘપતિ ચરિત્ર, નાભિનંદનોધ્ધાર પ્રબંધ, વસ્તુપાલ ચરિત્ર, શત્રુંજયતીર્થોદ્ધાર પ્રબ ધ, ઉપદેશસપ્તતિકા, ઉપદેશતરંગિણી, હીરસૂરિ રાસ વગેરે વગેરે અનેક ગ્રથોમાં આપવામાં આવ્યો છે. તીર્થયાત્રાળુએ કયા કયા નિયમો પાળવા જોઇએ, કઇ રીતીયે યાત્રા કરવી જોઇએ એનું વિસ્તૃત વર્ણન પણ મળે છે પરંતુ ઓછામાં ઓછા નિયમો પાળવા માટે "છ"રી પાળવાનું ખાસ ફરમાન છે તે "છરી" આ પ્રમાણે છે

एकाहारी भूमि संस्तारकारी, पद्भ्यांचारी शुद्धसम्यक्त्वधारी ।
यात्राकाले सर्वसचित्तहारी, पुण्यात्मा स्याद् ब्रह्मचारी विवेकी ॥

ભાવાર્થ—

દિવસમાં એક વાર ભોજન (એકાસણું), ભૂમિ ઉપર એક જ આસન પાથરી સુવું તે સંથારો, (ભૂમિશયન) પગે ચાલવુ, શુદ્ધ શ્રદ્ધા રાખવી, સર્વસચિત્તનો ત્યાગ કરવો અને બ્રહ્મચર્યનું પાલન—આટલું તો દરેક પુણ્યાત્મા વિવેકી યાત્રીએ યાત્રના દિવસોમાં જરૂર પાલવું.

તેમજ જે ગામ નગર શહેરમાં આ યાત્રાળુઓનો સઘ જાય તે ગામ, નગર શહેરમાં દરેક જિનમંદિરોમાં વાજતેગાજતે દર્શન કરવા જાય, પૂજા કરે, સ્નાત્ર-

મોટી પૂજા ભણાવે, ધ્વજા ચઢાવે, અષ્ટપ્રકારી પૂજાનો સામાન દરેક મંદિરમાં આપે, સ્વામિવાત્સલ્ય કરે, ત્યાંના મંદિરના જીર્ણોદ્ધારની જરૂર હોય તો તે પણ કરે, કરાવે બીજાં અનેક શુભ ખાતાઓની સંભાળ લ્યે. જરૂર હોય ત્યાં ઉદારતાથી ધન આપે. સાધર્મિકોને મદદ આપી સ્હાયતા કરે. અને શાસનપ્રભાવના કરે. તેમજ જે તીર્થ-માં આ સંઘ જાય ત્યાં ઉપર્યુક્ત બધી વિધિ કરવા સાથે તીર્થોદ્ધાર અથવા એકાદ દેવકુલિકા કરાવે, ખુટતાં ઉપકરણો આપે, પૂજારી-સેવક, ગરીબોને મદદ કરે, રક્ષક, યાચક વગેરેને ખુશી કરે, વડીલોને અને સંઘજનોને પહેરામણી કરે અને અનેક પ્રકારે ધન ખર્ચી સત્ક્ષેત્રમાં પોતાનું ધન વાવી, મહત્ પુણ્યોપાર્જન કરી કૃતકૃત્યતા અનુભવે.

આવા સંઘોમા વર્તમાન ઇતિહાસ યુગના પ્રસિદ્ધ સંઘપતિઓનાં નામ આ પ્રમાણે મલે છે, સમ્રાટ્ સમ્પ્રતિ, મહારાજા વિક્રમાદિત્ય, ગોપગિરિના મહારાજા આમરાજા, પરમાર્હતોપાસક મહારાજા કુમારપાલ, આબૂ મંત્રીશ્વર, આંબડમંત્રી, ગુજરાતના મહામાત્ય વસ્તુપાલ તેજપાલ, સંઘપતિ ગુણરાજ, શેઠ સમરાશાહ, શેઠ કર્માશાહ, સોની તેજપાલ, જેસલમેરના બાફણા અને પટવાના સંઘો. છેલ્લે શેઠ પ્રેમાભાઇ હેમાભાઇ, શેઠ હઠીસિંહ, શેઠ મોતીશાહ, શેઠ સારાભાઈ ડાયાભાઇ, શેઠ માણેકલાલ મનસુખભાઇ, શેઠ નગીનદાસ કરમચંદ વગેરેના સંઘો મહાપ્રભાવિક શાસનઉદ્યોતકારી અને પ્રસિદ્ધિ પામ્યા છે.

આવા સંઘોથી અનેક ગ્રામ-નગર-શહેરોના જિનમંદિરોના જીર્ણોદ્ધાર થયા છે, નવાં જિનમંદિરો પણ બંધાયા છે, માર્ગમાં આવતાં તીર્થોના પણ ઉદ્ધાર થયા છે. નવી ધર્મશાળાઓ-ઉપાશ્રયો બન્યા છે. પાંજરાપોળો પણ થઇ છે. અને ગામોના કુસુંપો ટળી સંપ થયા છે. અનેક ગામોમાં સાર્વજનિક જળાશયો બનાવ્યા છે. સાર્વ-જનિક ધર્મશાળાઓ-નિશાળો વગેરેને મદદ અપાય છે. ગરીબોને, નિરાધાર અને અનાથોને સ્હાય પહોંચાડાય છે. એટલે યાત્રા અનેક રીતે સંપૂર્ણ ફલદાયી જ છે.

આજના યંત્ર યુગમાં છ"રી" પાળતા સંઘ નીકળે તો છે જ; અને ટ્રેનોમાં પણ સંઘ જાય છે, દર હ્નાં તીર્થોની સ્પેશીયલો જાય છે અને યાત્રાઓનો લાભ લેવાય છે

યાત્રિકોને દરેક તીર્થોની માહિતી નથી હોતી જેથી કેટલીકવાર તીર્થ કરવા જતાં રસ્તામાં આવતાં તીર્થોનું વિસ્મરણ થઇ જાય છે; તીર્થની યાત્રા કરવાનું રહી જાય છે. તેમજ તીર્થમાં જવા છતાંયે તીર્થની માહિતી ન હોવાથી પૂરો લાભ લેવાતો નથી આ ખામી દૂર કરવા પ્રસ્તુત પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

પ્રસ્તુત પુસ્તકમાં પ્રવાસોપયોગી સંપૂર્ણ માહિતી આપવા સાથે તીર્થની પ્રાચીનતા, તીર્થ સ્થાપનાનો ઇતિહાસ, પૂર્વકાલીન પરિસ્થિતિ અને ગૌરવ, પ્રાચીન શિલાલેખો તીર્થયાત્રિકોએ પોતાના સમયની આપેલી સ્થિતિનું ટૂંક બ્યાન, વર્તમાન પરિસ્થિતિ અને વર્તમાન ગૌરવ તેમજ અનુકૂલતા, પ્રતિકૂલતા અને મળતી સાધન,

સામગ્રી બતાવવા આવેલ છે. પુસ્તકમાં સૌથી પ્રથમ સૌરાષ્ટ્ર વિભાગ. ત્યારપછી કચ્છ પ્રદેશ, ગુજરાત, રાજપુતાના ( મારવાડ-માળવા-મેવાડ ), દક્ષિણ, મહારાષ્ટ્ર, ઉત્તરપ્રાંત, પંજાબ, પૂર્વદેશ ( બંગાળ-બિહાર-ઓરીસા ) અને વિચ્છેદ તીર્થો આવા ક્રમથી તીર્થસ્થાનોનો પરિચય આપવામાં આવ્યો છે.

પુસ્તકમાં આવતાં તીર્થોનો પરિચય સુજ્ઞ વાંચકો, અનુક્રમણિકા અને પુસ્તક-વાંચનમાંથી મેળવી લેશે છતાં યે આપવામાં આવેલાં તીર્થોની ટૂંકી યાદી આપું છું.

આ પુસ્તકમાંથી તીર્થસ્થાનોનો પરિચય આપવા સાથે મુખ્ય મુખ્ય શહેરો કે જેમાં જિનમંદિરો વિપુલ સંખ્યામાં છે; જૈનોની વસ્તી પણ સારી સંખ્યામાં છે તેમજ જ્ઞાનમંદિરો, પુસ્તકભંડારો વગેરેની વિશિષ્ટતા ધ્યાનમાં લઇ તે તે શહેરોનો પણ પરિચય આપ્યો છે, અને આ શહેરો પણ તીર્થયાત્રામાં જતાં માર્ગમાં આવે છે તેનો ખાસ પરિચય આપ્યો છે.

સૌરાષ્ટ્ર વિભાગમાં મુખ્ય શત્રુંજય, ગિરનારનો વિસ્તારથી પરિચય આપ્યો છે. પ્રાચીન મુખ્ય ઉદ્ધારકો, ટુંકોનો ઇતિહાસ, રસ્તાઓ, ધર્મશળાઓ, ધાર્મિક સંસ્થાઓ, પ્રાચીન શિલાલેખો વગેરે આપ્યા છે. છતાંએ આ પુસ્તક દશવર્ષ પહેલાં શરૂ કરવામાં આવ્યું હતું એટલે તે વખતની પરિસ્થિતિને અનુકૂળ રાજ-દ્વારી વાતાવરણને ખ્યાલ રાખીને જ અમુક વસ્તુ લખાઇ હતી. આજે હિન્દ આઝાદ થયા પછી તેમાં મોટું પરિવર્તન થયું છે એટલે વાંચકો તે વસ્તુ ખ્યાલમાં રાખે તે જરૂરી છે તેવી જ રીતે શત્રુંજય ગિરિરાજમા પણ દશ વર્ષમાં તો મહાન પરિવર્તન થયેલું નિહાળાશે ખાસ કરીને શત્રુંજય ગિરિરાજની તલાટીમાં બનેલું ભવ્ય વિશાલ આગમમંદિર. આ આગમ મંદર પૂજ્યપાદ આગમોધ્ધારક શ્રી સાગરા નંદસૂરીશ્વરજી મહારાજની સતત પ્રેરણા અને ઉપદેશથી જામનગરનિવાસી સંઘ-પતિ નગરશેઠ પોપટલાલ ધારશીભાઇએ મુખ્ય મંદિર બધાવ્યું છે. આ ભવ્ય અપૂર્વ મંદિરની પ્રતિષ્ઠા સં, ૧૯૯૯ ગાં મહા વદિ દશમે થઇ છે તેનું નામ દેવરાજ શશ્વત જિનપ્રાસાદ શ્રી વર્ધ્ધમાન જૈન આગમમંદિર છે. આ આગમ મંદિરમાં જૈન દર્શનમાં સુપ્રસિદ્ધ અને પરમ માનનીય પીસ્તાલીસ આગમોને સુંદર આરસની તખ્તીઓમાં મનોહર રીતે કોતરવામાં આવ્યાં છે. આખાએ મંદિરમાં ચારે બાજુ આગમથી કોતરેલી મનોહર શિલ્પાઓ છે. તેની પાસે જ ગણધરમંદિર શ્રી સિદ્ધચક્ર મદિર છે. ગણધર મંદિર નીચે ભવ્ય ભોંયરું-તલઘર છે. આ મંદિર જામનગરનિવાસી શેઠ અમૃતલાલ કાલીદાસભાઇએ કરાવ્યું છે. આ મંદિરમાં અનેક ગામના ભાવિક શ્રીમતોએ મૂર્તિઓ વગેરે બિરાજમાન કરી મહાન્ લાભ ઉઠાવ્યો છે.

અહીં પાસે જ પાછળના ભાગમાં એક મોટું પુસ્તકાલય-જ્ઞાનમંદિર છે. જેમાં મોટી સંખ્યામાં હસ્તલિખિત અને છપાયેલાં પુસ્તકો-શાસ્ત્રોનો મોટો સંગ્રહ છે. અહીં પણ ભોંયરું છે.

તેમજ અહીં જીવનનિવાસ યાત્રિકોને વિશ્રામાનું સુંદર સાધન છે. યાત્રિકોને પૂજા કરવાનાં બધાં સાધનોની અનુકૂળતા મળે છે. સાધુમહારાજો અને સાધ્વીજીઓ માટે પણ બધી જાતની સગવડ જળવાય છે.

આવું જ બીજું મનોહર આગમમંદિર શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજના સદુપદેશથી સુરતમાં બન્યુ છે. તે તામ્રાગમ મંદિર છે. તેમાં જૈન આગમોને તામ્રપત્ર ઉપર કોતરાવવામાં આવ્યાં છે. આ પણ મજાનું ભવ્ય મંદિર છે, જેની પ્રતિષ્ઠા ૨૦૦૪ના મહા શુદિ ૩ થઈ છે. અહીં યાત્રિકોને ભાતું અપાય છે. તેમજ પૂજા વગેરેની સંપૂર્ણ સામગ્રી મળે છે. સુરતથી લગભગ ૧ માઈલ દૂર છે.

આવી જ રીતે હિન્દ આઝાદ થયા પછી પણ ઘણા ફેરફારો થયા છે ગિરિરાજ ઉપર પગથીયાંનો સુંદર રસ્તો તૈયાર થાય છે. કુંડ વગેરે સાફ કરાવાયા છે, પ્રાચીન કિલ્લાનો જીર્ણોદ્ધાર પણ થયો છે, બીજા રસ્તાઓ સુધારવા પ્રયત્ન ચલે છે.

શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુલમાં ગુરૂકુલ સ્થાપક ગુરૂદેવની અદ્વિતીય વિશાલ ભવ્ય મૂર્તિ, અને કોમર્સ સ્કુલ તથા મિડલ સ્કુલ શરૂ થઈ છે. પાલીતાણા શહેરમાં પૂ. પા. આ. શ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી તથા તેઓશ્રીના વિદ્વાન શિષ્યોના પ્રયત્નથી અદ્વિતીય સાહિત્યમંદિર બન્યું. અને તેમાં હસ્તલિખિત અને છપાયેલાં અનેક પુસ્તકોનો સારામાં સારો સંગ્રહ છે.

આવું જ ગિરનાર તીર્થ માટે પણ બન્યુ છે. નવાબી રાજ્ય જતાં પ્રતિબંધો અને અડચણો દૂર થઈ છે. તીર્થનો સંપૂર્ણ વહીવટ અને વ્યવસ્થા શેઠ આ. ક. ની પેઢીને સોંપવામા આવેલ છે.

વળી શત્રુંજય ગિરિરાજની ટુંક કદમ્બગિરિ ઉપર શાસનસમ્રાટ્ પૂ. પા. આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના સદુપદેશથી બાવન જિનાલયનું ભવ્ય મંદિર બન્યું છે. નીચે જિનમંદિર, વિશાલ ધર્મશાળા, ઉપાશ્રય વગેરે બન્યા છે. અને સૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી રોહીશાળાની પાજના રસ્તા ઉપર સુંદર જિનમંદિર અને વિશાળ ધર્મશાળા બની છે. સારો રસ્તો બનાવવાની તૈયારી ચલે છે. આવા અનેક ફેરફારો થયા છે.

એટલે કે સોરઠ વિભાગમાં, શત્રુંજય, ગિરનાર ઉપરાંત તલાજા, ઘોઘા, અજારાની પંચતીર્થી, બરેજા વગેરે તીર્થો આપ્યાં છે.

કચ્છ વિભાગમાં ભદ્રેશ્વર, અબડાસાની પંચતીર્થી અને કટારીયા વગેરે તેમજ ખાખરના શત્રુંજયાવતાર ચૈત્યનો શિલાલેખ પણ આપ્યો છે. ભદ્રેશ્વરમાં નવી ભોજનશાળા, આશ્રમ વગેરે બન્યાં છે. કટારીયામાં જૈન બોર્ડીંગ સ્થપાઈ છે.

ગુજરાત વિભાગમાં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજી, ચાણસ્માચારૂપ, પાટણ, પાનસર, સેરીસા, ભોયણી, *મોઢેરા, મેત્રાણા, તારંગા, સ્થંભતીર્થ, માતર, ભીલડીયાજી, રામસેન ભેરોલ, ઝઘડીયાજી, અગાશી તેમજ મુંબઇ, ભૃગુકચ્છ (ભરૂચ), ખંભાત, વડોદરા, અમદાવાદ, પાટણ, રાધનપુર, પાલનપુર વગેરેનો પણ ટુંક પરિચય આપ્યો છે.

અમદાવાદમાં પૂ. પા. ગુરુદેવ શ્રી દર્શનવિજયજી ત્રિપુટી મહારાજના ઉપદેશથી અને પ્રેરણાથી સોસાયટીમાં (એલીસબ્રીજ) એક સુંદર જૈન પ્રાચ્ય વિદ્યાભવનની સ્થાપના થઈ છે. તેમાં શ્રી ચારિત્રવિજયજી જૈન જ્ઞાનમંદિર છે જેમાં હજારો પુસ્તકોનો સંગ્રહ છે અને વિદ્યાભવનમાં પઠન પાઠન સ્વાધ્યાય વર્ગ સારી રીતે ચાલે છે. શહેરમાં તેની શાખાઓ પણ ખુલી છે વિદ્યાભવનનો ઉદ્દેશ જૈન સાહિત્યનો પ્રચાર અને જૈનોને સ્વાધ્યાયનો રસ લગાડી જૈન સાહિત્ય વાચી તેનો પ્રચાર અને પ્રભાવના કરતાં શીખે, જીવનમાં ઉતારે અને સાચા જૈન બને તે છે.

શ્રી શંખેશ્વરજી પાર્શ્વનાથજીના તીર્થની પાસે હમણાં કમ્બોઈ તીર્થનો જીર્ણોદ્ધાર થયો છે. પૂ પા. ગુરુમહારાજ શ્રી દર્શનવિજયજી (ત્રિપુટી) મહારાજશ્રીના સદુપદેશ અને પ્રેરણાથી અમદાવાદનિવાસી શેઠ લાલભાઇ ઉદેરામ લઠ્ઠાએ ભગીરથ પ્રયત્ન કરી આ તીર્થનો જીર્ણોધ્ધાર કરાવ્યો છે. મંદિર નાનું નાજુક અને દેવભૂવન જેવુ બનાવ્યું છે કલકત્તાના સુપ્રસિધ્ધ કાચના મંદિરની નાની પ્રતિકૃતિ સમજી લ્યો એવું નાનું ને નજુક મંદિર છે. મૂલનાયક શ્રી મનમોહન પાર્શ્વનાથજી ભગવાન છે. આ મંદિરજીમાં વિ. સં. ૨૦૦૩ના મહા શુદિ પૂર્ણિમાએ પ્રતિષ્ઠા થઇ છે અને પ્રતિષ્ઠા થઈ તેજ વખતે પ્રભુના મુખારવિંદમાંથી અમી ઝર્યું હતું. પ્રતિષ્ઠા પછી પણ યાત્રિકોને અનેક ચમત્કારો જોવામાં આવ્યા અહીં ત્રણ માળની વિશાલ ધર્મશાળા છે, સુંદર ઉપાશ્રય છે. ભોજનશાળા ચાલુ છે અને ભાથુ પણ અપાય છે. યાત્રિકોને બધી જાતની સગવડ છે. ચાણસ્મા અને હારીજ વચ્ચે જ કમ્બોઈ સ્ટેશન આવે છે. સ્ટેશન ઉપર જ નવી ધર્મશાળા પણ બધાય છે. સ્ટેશનથી તીર્થસ્થાન મંદિર ૦ાા થી ૦ાાા માઇલ દૂર છે. રોજ સ્ટેશન પર ગાડાનું સાધન પણ આવે છે રસ્તો પણ સારો છે. ગામ બહાર મણિલાલ બંકાનુ મકાન હતું તે પણ મનમોહન પાર્શ્વનાથ કારખાનાને આપવામાં આવ્યુ છે. કંબોઇથી સાત ગાઉ દૂર શંખલપુર છે કે જે પ્રાચીન શંખપુરીનગરી હતી. ત્યાં પ્રાચીન ત્રણ માળનું ભવ્ય મંદિર છે. ત્યાં પૂ. પા. ગુરુમહારાજ શ્રી દર્શનવિજયજી આદિ ત્રિપુટીના ઉપદેશ અને પ્રેરણાથી ધ્વજાદંડાદિ મહોત્સવ પચાસ વર્ષે થયો. તેમજ નવીન ધર્મશાળા બંધાવવાનું ફંડ, જમીનનું વગેરે પણ નક્કી થઇ ગયું છે.

કમ્બોઇ તીર્થનો પ્રાચીન ઇતિહાસ સોલમી સદીથી તો મલે જ છે. જગદ્‌ગુરુ શ્રી

---

* મોઢેરામાં કુંડ પાસેના પાણીના બંધનું ખોદકામ થતાં નીચે પ્રાચીન જૈન મૂર્તિઓ નીકળી હતી પરંતુ અનેક કારણોને લીધે તે મૂર્તિઓ હતી તે જ સ્થળે દાટી દેવામાં આવી છે.

હીરવિજયસૂરીશ્વરજીના પટ્ટાલંકાર શ્રી વિજયસેનસૂરીશ્વરજીએ અહીં મોટી અંજન-શલાકા પણ કરાવી છે, એમ શિલાલેખો જોતાં જણાય છે. તીર્થ મહાન ચમત્કારી અને પ્રભાવિક છે. કબોઇ તીર્થનો ઉદ્ધાર થઇ ગયા પછી પાસેના ગામોના જમણ-પુર, વાઘપુર વગેરેના જીર્ણોદ્ધાર પણ થયા છે. તીર્થનો મહિમા જ અદ્દભૂત છે.

આવી જ રીતે સેરીસામાં શેઠ સારાભાઇ ડાહ્યાભાઈએ બંધાવેલ મંદિરમાં પૂ. પા શાસનસમ્રાટ્ આ. મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના હાથે શેઠ આ. ક. ની પેઢીના પ્રયત્નથી પ્રતિષ્ઠા પણ થઈ છે. આવું જ પાનસરમાં પણ ચાર દેરીઓ નૂતન અને ભવ્ય બની છે. ભોજનશાળા પણ શરૂ થઇ છે. શંખેશ્વરજીમાં સુંદર નવો લેપ થયો છે. ચાણસ્મા પાસેના સેંધા ગામમાંથી એક વિશાલકાય સુંદર જિનપ્રતિમા પ્રાપ્ત થઇ છે જે ચાણસ્મામાં બિરાજમાન કર્યા છે.

રાજપુતાના વિભાગમા આબૂગિરિરાજ, દેલવાડા, અચલગઢ, કુંભારીયાજી તેમજ મરવાડની નાની અને મોટી પંચતીર્થી, ફલોધી, સુવર્ણગિરિ, કાપરડા, કોરટાજી, શ્રી મેવાડમાં કેશરીયાજી, કરહેડાજી, નાગફણીપાર્શ્વનાથ, માળવામાં મક્ષીજી, અવંતિમાં અવન્તી પાર્શ્વનાથ શ્રી સિદ્ધચક્ર મંદિર નૂતન અને ભવ્ય બન્યુ છે. માંડવગઢ વગેરે તેમજ જેસલમેર, બિકાનેર, અલ્વર, જયપુર, અજમેર, ઉદયપુર ઇંદોર, ધાર વગેરેનો ટુંક પરિચય આપ્યો છે ચિતોડના મંદિરોનો જીર્ણોધ્ધાર, પ્રતિષ્ઠા થઈ છે. રાણકપુરનો ભવ્ય જીર્ણોધ્ધાર થયો છે તેવો અ.બૂનાં દેલવાડાનાં મંદિરોનો જીર્ણોધ્વાર શરૂ થાય છે. જાલોરમાં નૂતન નંદીશ્વરદ્વીપનુ ભવ્ય મંદિર બન્યું છે. દક્ષિણમાં મહારાષ્ટ્રમાં કુલ્પાકજી, અંતરી-ક્ષજી પાર્શ્વનાથ, ભાંડુકજી પાર્શ્વનાથ, મુક્તાગિરિ, થાણા, નાશીક વગેરેનો પરિચય આપ્યો છે. અંતરીક્ષપાર્શ્વનાથજીમાં શ્રી મૂલનાયકજીનો ૨૦૦૫ માં સુંદર વજ્ર-લેપ થયો છે. થાણામાં સિધ્ધચક્રમંદિર પટ તથા શ્રીમુનિસુવ્રતસ્વામીનું નૂતન જિનમંદિર સુંદર બન્યું છે તેમજ ઉતર પ્રાંતમાં પંજાબમાં તક્ષશિલા, ભેરા, કાંગડા આદિના પરિચય સાથે તે પ્રાતમાં પૂર્વાચાર્યોના વિહારનો ઇતિહાસ અને વર્તમાન પરિસ્થિતિ લખી છે. પરંતુ આ પુસ્તક લખાયા પછી હિંદના ભાગલા પડતાં પૂ. પા. આચાર્ય મહારાજશ્રી વિજયવલ્લભસૂરિજી મહા-રાજના સદુપદેશથી જે અનેક શુભ કાર્યો થયાં હતાં તેમાં વળી પંજાબ દેશો-ધ્ધારક પૂ પા. મૂલચંદ્રજી ગણિ મહારાજની જન્મભૂમિ શિયાલકોટમાં ત્રણ માળનું ચોમુખજીનુ ભવ્ય મંદિર બન્યુ હતું તેમાં પૂ પા. શ્રી પંજાબદેશોધ્ધારક બુટેરાયજી મહારાજ પૂ. પા શ્રી મૂલચંદજી ગણી અને પૂ. પા શ્રી ન્યાયાંભોનિધિ વિજયાનંદ સૂરીશ્વરજી મહારાજની ગુરુમૂર્તિ પણ સ્થાપિત થઇ હતી તે શિયાલકોટ, ગુજરા-વાલા, ડેરા-ગાજીખાન, લાહોર વગેરે પાકિસ્તાનમાં જતાં ત્યાંની સ્થિતિનો કાંઇ ખ્યાલ જ નથી આવતો. એ મહાન્ સમાધિમંદિર-જ્ઞાનમંદિર વગેરેનું શું થયું હશે તેની કલ્પના કરવી મુશ્કેલ છે. ત્યાંની પરિસ્થિતિમાં મોટો ફેરફાર થયો છે.

પૂર્વ દેશનાં તીર્થોમાં સમ્મેતશિખર, પાવાપુરી, રાજગૃહી, શૌરીપુર, બનારસ, ચંદ્રપુરી, સિંહપુરી, અયોધ્યા, હસ્તિનાપુર, મથુરા તેમજ આગ્રા. દિલ્હી, કાનપુર, લખનૌ, અલ્હાબાદ, કલકત્તા મુર્શીદાબાદ-અજીમગંજ વગેરેનો પરિચયાત્મક ઇતિહાસ આપ્યો છે.

છેલ્લે વિચ્છેદ તીર્થો અષ્ટાપદજી, મિથિલા, કંપિલા, સેટમેટકિલ્લા (શ્રાવસ્તિ), ભદ્દિલપુરનો ટૂંક પરિચય આપ્યો છે.

આ સિવાય લખનૌ ને અયોધ્યા વચ્ચે "અહિચ્છત્રા" નગરીના ખંડેરો ઉપલબ્ધ થયાં છે તેની શોધખોળમાંથી અનેક જિનમંદિરો મળવાની સંભાવના છે તેમજ ત્યાં અનેક પ્રાચીન સીક્કાઓ વિગેરે છે તે પણ પ્રાચીન તીર્થભૂમિ છે.

તેમજ કાશી અને અયોધ્યાજી વચ્ચેનું જોનપુર શહેર કે જ્યાં જૈનોની ઘણી જ સારી વસતી હતી, ત્યાં એક મોટી વિશાલ મસજીદ છે જે બાવન જિનાલય પ્રાચીન જૈન મંદિરમાંથી બની છે આ પણ એક ઐતિહાસિક સ્થાન છે. સંશોધકોએ આ સ્થાનોની જરૂર મુલાકાત લેવા જેવી છે તેનો ટૂંક પરિચય આપ્યો છે.

આવી જ રીતે ભરતપુર સ્ટેટમાં ડીગ-ભરતપુર, જયપુર સ્ટેટમાં મહાવીરજી વગેરે સ્થાનો પ્રાચીન તીર્થરૂપ છે ઉદયપુર સ્ટેટમાં તો મેવાડમાં તો જ્યાં જ્યાં રાજ્યનો કિલ્લો બંધાય ત્યાં ત્યાં શ્રીઋષભદેવજીનું મંદિર બંધાય આવે સિસોદીયા રાજવીઓનો કાયદો હોવાથી ત્યાં અનેક મંદિરો, દેવસ્થાનો, તીર્થ જેવાં જ છે.

ખરી રીતે તો હિન્દની આર્યભૂમિ જ એવી છે કે જ્યાં નાનામાં નાના ગામડાથી તે મોટા શહેરોના નિવાસીઓને પણ તીર્થસ્થાનની જરૂર પડે છે. ગામડે ગામડે તમે જોજો. ગામ બહાર થોડે દૂર-નદીકાંઠે કે જંગલમાં એકાંત સ્થાનમાં નાનું દેવમંદિર-યક્ષમંદિર-માતૃમંદિર હશે જ હશે. અને નગરના ભાવિકજનો પ્રેમ-શ્રદ્ધા અને ભક્તિથી હૃદયાંજલી આપતા જ હશે.

આ પુસ્તકમાં તો પ્રસિદ્ધ જૈન તીર્થસ્થાનો, ખાસ કરીને શ્વેતાંબર જૈનતીર્થોનો જ પરિચય આપ્યો છે. બાકી હિન્દભરનાં તીર્થોનો ઇતિહાસ લખવા બેસીયે તો આવા પુસ્તકોના કેટલાયે વિભાગો પ્રકાશિત કરવા પડે

આટલું વાંચી સુજ્ઞ વાંચકોને એમ પ્રશ્ન થશે જ કે આ બધું બરાબર છે, પરંતુ પ્રાચીન જૈન આગમસાહિત્યમાં આ તીર્થો સંબંધી કાંઇ ઉલ્લેખ છે ખરો ? અને હોય તો તેનાં પ્રમાણ જરૂર આપો વાંચકોના આ પ્રશ્નનો જવાબ નીચે આપું છું

अट्ठावय उज्जिंते गयग्गपए धम्मचक्के य ।

पासरहाव-तनगं चमरुप्पायं च वंदामि ॥

"गजाग्रपदे-दशार्णकुटवर्तिनि । तथा तक्षशिलायां धर्मचक्रे तथा, अहिछत्रायां पार्श्वनाथस्य धरणेंद्रमहिमास्थाने ।"

(આચારાંગ નિર્યુક્તિ, પત્ર ૧૮)

નીશીથ ચૂર્ણિમાં પણ ધર્મચક્ર, દેવનિર્મિત સ્તૂપ, જીવિતસ્વામી પ્રતિમા અને કલ્યાણકભૂમિ આદિ તીર્થસ્થાનોની નોંધ મળે છે.

" उत्तरावहे धम्मचक्कं मथुराए देवणिम्मिओ थूभो कोसलाए जियंत-सामी पडिमा, तित्थंकराण वा जम्मभूमिओ । "

છેદસૂત્રોના ભાષ્ય અને ટીકાકારો લખે છે કે-અષ્ટમી ચતુર્દશી આદિ પર્વતિથિઓમાં નગરોમાં રહેલા સર્વ જિનમંદિરોનાં દર્શન કરવાં જોઈએ. જૂઓ તેના પાઠો.

" निस्सकडमनिस्सकडे चेइए सव्वहिं थुई तिन्नि । वेलंव चेइआणि व नाउं इक्किक्कि आयवि. " " अट्ठमीचउदसी सुचेइय सव्वाणि साहुणो सव्वे वन्देयव्वा नियमा अवसेस-तिहीसु जहसत्ति ॥ "

एएसु चेव अट्ठमीमादीसु चेइयाइं साहुणो वा जे अणणाए वसहीए ठिआते न वंदंति मास लहु ॥

व्यवहार भाष्य अने चूर्णि

આઠમ, ચૌદશ આદિ પર્વતિથિના દિવસોમા સર્વ જિનમંદિરોમાં રહેલી જિન પ્રતિમાઓને, અને પોતાના તથા બીજા ઉપાશ્રયોમા રહેલા સર્વ સાધુઓને પર્યાય-લઘુ સાધુઓએ વંદન કરવુ જોઈએ. જો વંદન ન કરે તો સાધુ પ્રાયશ્ચિત્તનો ભાગી થાય.

મહાનીશીથ સૂત્રમાં પણ ચૈત્ય, તીર્થ અને તીર્થોમાં ભરાતા મેળાઓનો ઉલ્લેખ મળે છે.

जहन्नया गोयमा ते साहुणो तं आयरियं भणंति जहा-णं जइ भयवं तुमं आणावेहि ताणं अम्हेहिं तित्थयत्तं करि( २ )या चंदप्पहसामियं वंदि( २ ) याधम्मचक्कं गंतूणमागच्छामो ॥

આ પાઠો આ સિવાય જ્ઞાતાધર્મકથાંગમાં પાણ્ડવોના નિર્વાણસમયે સિદ્ધ-ગિરિ-પુંડરીકાચલ વગેરેના પાઠો આવે છે. તેમજ સેલગ અને પંથકના નિર્વાણમાં પણ પુંડરીકાચલનો ઉલ્લેખ છે. શ્રી જીવાભિગમ સૂત્ર, શ્રી રાયપસેનીય સૂત્ર અને જંબૂદ્વીપપન્નત્તિના પાઠોથી શાશ્વતા જિનપ્રતિમા, પૂજનવિધિ અને દેવો આસો તથા ચૈત્રની ઓળીમાં નંદીશ્વરદ્વીપની યાત્રાએ જાય છે અને અઠ્ઠાઈ મહો-ત્સવ કરે છે તેમજ જિનેશ્વર ભગવતના કલ્યાણક દિવસોમાં પણ દેવો નંદીશ્વર-દ્વીપની યાત્રાએ જાય છે, મહોત્સવ કરે છે, વગેરે પાઠો બહુ જ પ્રસિદ્ધ છે એટલે અહીં નથી આપ્યા. આવી જ રીતે શ્રી ભગવતી સૂત્રમાં જંઘાચારણ અને વિદ્યા-

ચારણુ મુનિપુંગવો નંદીશ્વરદ્વીપની યાત્રાએ જાય છે વગેરે હકીકતો પણુ એ જ સૂચવે છે કે પ્રાચીનમાં પ્રાચીન જૈન અંગ શાસ્ત્રોદ્વાદશાંગી અને બીજા આગમ શાસ્ત્રોમા પણુ તીર્થો–તીર્થયાત્રા અને જિનેશ્વર ભગવંતની પૂજાનો વિધિ વગેરે સુચારુરીત્ય ઉપલબ્ધ થાય છે.

જેમ પ્રાચીન જૈન સૂત્રોમાં મૂર્તિપૂજાના પાઠો ઉપલબ્ધ થાય છે તેમ વૈદક સાહિત્યમાં પણુ વેદ કાળથી તેવા પાઠો મલે છે જુઓ, તેને માટેનો નીમ્ન ઉલ્લેખ, " મૂર્તિપૂજાની ઐતિહાસિકતા વેદકાળ જેટલી પ્રાચીન છે. " આ જ લેખમાં છેલ્લે જણાવ્યુ છે કે " ફક્ત ભારતમાં જ નહિ પણુ જ્યાં જ્યાં હિંદુ ધર્મની પ્રજાએ પગદંડો જમાવ્યો ત્યાં હિંદુ દેવદેવીઓના વિવિધ સ્વરૂપોનો પ્રચાર, પૂજન, અર્ચન તેમજ દેવમંદિરોનાં શિલ્પમાં ઉતર્યો. જાવા, કંબોડીયા, સુમાત્રા વગેરેમાંથી મળતાં હિન્દુ મૂર્તિઓનાં પ્રતિકોની સાક્ષી પૂરે છે. "[૧]

જૈનોએ જેમ તીર્થયાત્રા અને તીર્થસ્થાનોનું મહત્ત્વ, તેનું ગૌરવ સાચવ્યું છે તેમજ એ પવિત્ર તીર્થસ્થાનોમાં પોતાનું સર્વસ્વ ખર્ચી તીર્થસ્થાનોને સુંદર કલા અને શિલ્પથી શણુગારવામાં પણુ લગારે પછી પાની નથી કરી. પવિત્ર તીર્થભૂમિઓને પોતાનું સર્વસ્વ માની તીર્થભૂમિઓને અનુકૂલ ભવ્ય જિનમંદિરો; સુંદર વૈરાગ્ય રસભરપૂર જિનમૂર્તિઓ અને શ્રી તીર્થંકર ભગવંતોના પૂર્વભવો તથા મહાત્માઓના વિશિષ્ઠ જીવનપ્રસંગોને પત્થરમાં આલેખી જીવંત સ્મરણો રજુ કર્યો છે. આમ કરી તેમણે ભારતીય પ્રાચીન શિલ્પસ્થાપત્યને–લલિત કલાને અને તેના રસોત્કર્ષને જીવંત રાખ્યો છે. બૌધ્ધોએ પણુ કાવેરી–ઈલોરા–અને અજંતાની ગુફાઓમાં, બૌદ્ધ વિહારો મઠોમાં, સારનાથ સાંચીના મંદિરોમાં અને મૂર્તિઓમાં જે અદ્ભૂત શાંતરસ–વૈરાગ્યરસ, અપૂર્વ મદિરોની બાંધણી અને રચનામાં શિલ્પ કલાને જે ગૌરવભર્યું સ્થાન આપ્યું છે, તે ખાસ દર્શનીય છે. આવી જ રીતે વૈદિક ધર્માવલંબીઓએ પણુ પોતાનાં તીર્થસ્થાનોને, મૂર્તિઓને તેનાં વિવિધ આસનો, વિવિધ મુદ્રાઓ, વિવિધ રૂપો અને અવતારોનું જે અદ્ભુત નિરૂપણુ કરી શિલ્પ કલાને જે ઉત્તેજન આપ્યું છે તે ખાસ દર્શનીય છે તેમજ ' રૂપાવતાર ' અને રૂપમંડન વગેરે ગ્રંથોમાં મૂર્તિરચના–નિરૂપણુ પ્રમાણે ચતુર્મુખ, પંચવક્ત્ર, શિવલિંગ, અર્ધનારીશ્વર, ગોપાલ–સુંદરી, સદાશિવ કે મહાસદાશિવ, વિષ્ણુ રામચંદ્રજી, સીતા, રૂદ્ર, હનુમાનજી વગેરે વગેરે અનેક આકૃતિઓ વિવિધ રૂપધારી મૂર્તિઓ બનાવી તીર્થોને શોભાવ્યા છે.

છેલ્લે રાજા મહારાજાઓ, મુસલમાન બાદશાહ અને મુગલ સમ્રાટોએ ભારતીય કલાને જે રૂપે ઉત્તેજન આપ્યું છે તે સૌમા તીર્થધામોનું શિલ્પ ઉત્કૃષ્ટ અને ઉત્તમ છે.

---

૧ "ગુજરાતની કેટલીક અનન્ય પ્રતિમાઓ " લેખક કનૈયાલાલ ભાઈશંકર દવે. કુમારનો ૩૦૦ મો અંક

આવા પ્રાચીન હિન્દુ શિલ્પ અને સ્થાપત્યના અપૂર્વ નમૂનાઓ માટે આબૂ-દેલવાડાના જૈન મંદિરો, કુંભારીયાજીના અને મીરપુરના જૈન મંદિરો જગવિખ્યાત છે. પાશ્ચાત્ય વિદ્વાન્ ફાર્બસ સાહેબ અને કર્નલ ટોડે આબૂનાં મંદિરો અને તેનું અદ્દભૂત શિલ્પ જોઇ મુક્ત કંઠે પ્રશંસા કરતાં છેવટે એમજ કહ્યુ કે 'આ મંદિરો સમસ્ત ભારતવર્ષમાં સર્વોત્કૃષ્ટ કલાધામો છે.' સુપ્રસિદ્ધ દેશનેતા પં. શ્રી માલવીયાજીએ પાવાપુરીના ભગવાન શ્રી મહાવીર દેવના નિર્વાણસ્થાનના-જલમંદિરનાં દર્શન કરતાં કહ્યુ "આત્માની અપૂર્વ શાંતિનું ધામ આ મંદિર છે ' આવી જ રીતે તારંગા હીલ ઉપરનું ગગનચુમ્બી ભવ્ય જૈન મંદિર, રાણકપુરજી અને કાપરડાજીનું મંદિર, અજાહરા પાર્શ્વનાથ, શંખેશ્વર પાર્શ્વનાથ, કુલ્પાકજી ઢીયાણા-લોટાણા અને નાંદીયાની અદ્દભૂત 'અમીયભરી મૂર્તિ રચી રે ઉપમા ન ઘટે કોય" સ્તુતિને ચરિતાર્થ કરતી જિનમૂર્તિયો ખાસ દર્શન કરવા લાયક છે. જૈનમંદિરોની અદ્દભૂત બાંધણી, અપૂર્વ શિલ્પકલા અને રચના જોઇ તેના ઉપર મુગ્ધ થઇ હિન્દના રાજામહારાજા અને ધર્માચાર્યો પણ આકર્ષાયા અને ખાસ શંકરાચાર્યજીની પ્રેરણાથી જગન્નાથપુરી, દ્વારિકા, બદરીનારાયણ આદિ તીર્થોના જૈનમંદિરોમા પોતાના ઈષ્ટદેવની મૂર્તિઓ સ્થાપી છે, જે અદ્યાવધિ વિદ્યમાન છે. મુસલમાન સમ્રાટોએ પણ ભવ્ય જૈન મંદિરોને મસ્જીદો બનાવી છે. જેમકે પાલનપુર, ભરૂચ, પ્રભાસપાટણ, ખંભાત, વિજાપુર, જોનપુર, અજમેરની પ્રસિદ્ધ મસીદો એટલે આ બધી મૂર્તિપૂજાનો જ મહિમા અને વિવિધ પ્રકારો છે. આ સંબંધી ભારતીય બે વિદ્વાનોના અભિપ્રાયો રજૂ કરી આ લાંબી પ્રસ્તાવના પૂરી કરીશ.

" મૂર્તિપૂજાના ખોળામા જ શિલ્પકલા સચવાઇ છે મૂર્તિ અને મંદિરની વિવિધ રચનાઓમાં આપણા રાષ્ટ્રને ધર્મની વિવિધ રેખાઓ પડી છે પુરાણોની અસંખ્ય કલ્પનાઓને પત્થરરૂપે સાકાર કરવાની પ્રતિષ્ઠા મૂર્તિઓને મંદિરોને વરે છે મૂર્તિઓ પ્રજાની મનોભાવના, આશા નિરાશા અને કલ્પનારૂપે છે. સંસ્કારેનું એ નવનીત છે."

સુરેશ દીક્ષીત

" જે મુસલમાનો હિંદમા આવ્યા હિંદની સંપત્તિને વૈભવને લૂંટયો, મૂર્તિભંજક બનવામા પોતાનું ગૌરવ માન્યું તે જ મુસલમાન સમ્રાટો, કટ્ટર મુસલમાન સૂબાઓ ભારતીય પવિત્ર તીર્થધામો અને દેવસ્થાનો જોઈ મુગ્ધ બન્યા. બુતપરસ્તિ કહીને મૂર્તિને નિંદનારાઓએ મક્કા-મદીના, અજમેર-આગ્રા, દીલ્હી-લખનૌ, વિજાપુર પાવાગઢ-માંડવગઢ વગેરે શહેરોમા મનોહર મસ્જીદો-મકબરા, રોજા, કબરો બંધાવી તેને ધૂપ-દીપ-પુષ્પમાલાઓ અને વસ્ત્રોથી જ નહિ કિન્તુ હીરા-મોતી-પન્ના-નીલમ વગેરે ઝવેરાતથી શણગારી અને એમા તાજમહેલની રચના કરીને તો હદ જ કરી છે."

P. R. S.

એટલે તીર્થસ્થાનો તો દરેક ધર્માવલંબીઓ માને છે એ નિર્વિવાદ છે-બસ

આ જ માન્યતાથી પ્રેરાઇ આ 'જૈનતીર્થોનો ઇતિહાસ' પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

આ પુસ્તકમાંના ઘણાં તીર્થોની યાત્રા તો અમારી ત્રિપુટીએ કરી છે. એટલે પ્રત્યક્ષ દૃષ્ટારૂપે તીર્થોનાં વર્ણનો જૈન સામાયિકોમાં અવારનવાર આપ્યાં છે. ખાસ ભાવનગરથી પ્રકાશિત થતા જૈન આત્માનંદ પ્રકાશમાં અમારી પૂર્વ દેશની યાત્રા, અમારી મારવાડ યાત્રા વગેરે પ્રસિદ્ધ થયેલા હતા. એ લેખો જોઇને જ ભાઇ કેસરીચંદ ઝવેરીએ જૈન તીર્થોનો ઇતિહાસ પુસ્તકરૂપે પ્રગટ કરવા માંગણી કરી. અને તેમની જ પ્રેરણાથી આ પુસ્તક તૈયાર થયું છે. ત્યારપછી જૈન, જૈન જ્યોતિ, જૈન ધર્મ સત્યપ્રકાશ વગેરેમાં પણ તીર્થયાત્રાના લેખો અવાર-નવાર અમારી ત્રિપુટીદ્વારા લખાતા હતા એનો પણ આમાં સંગ્રહ કર્યો છે આ સિવાય બીજા પણ અનેક ઉપલબ્ધ સાહિત્યનો શક્ય તેટલો ઉપયોગ કર્યો છે તે વાંચકો ગ્રંથોનાં નામથી જોઈ શકશે-આ પુસ્તક લખાયા પછી કેટલાયે મહત્વના પ્રાચીન શિલાલેખો અને ઇતિહાસ પ્રકાશિત થયાં છે. જેમકે ઘોઘા સ્થિત શ્રી નવખંડા પાર્શ્વનાથજીના ૧૪૩૧ અને ૧૩૮૧ નાં શિલાલેખી પ્રમાણો મલે છે સિરોહી રાજ્યમાં ઘણાં પ્રાચીન મંદિરો છે. તેમાં દીયાણા, લોટાણા, નાંદીયા વગેરેમાંથી બારમી સદીના લેખો અમે જૈનધર્મ સત્યપ્રકાશમાં પ્રકાશિત કર્યા છે. આવી જ રીતે હારીજ, કમ્બોઇ, ચાણસ્મા વગેરેના લેખો પણ ઉપલબ્ધ થયા છે. અમદાવાદના મંદિરો, તેના સંઘો વગેરેના રાસો ઢાળો મલ્યાં છે કેસરીયાજી, જીરાવલાજી, અંતરીક્ષજી વગેરેના રાસો સ્તવનો પ્રાચીન મલ્યા છે જે એ તીર્થોની ઐતિહાસિક પ્રાચીનતા સિદ્ધ કરે છે. આ બધા પ્રાચીન ઉલ્લેખો દ્વિતીયાવૃત્તિમાં ઉમેરાશે.

આ પુસ્તકના પ્રકાશનમાં અ ખોયે યશ પૂ પા. ગુરુમહારાજ શ્રી દર્શનવિજયજી મા. સા. તથા પૂ. પા વડીલ શ્રી જ્ઞાનવિજયજી મહારાજશ્રીને જ ઘટે છે. અમારી ત્રિપુટીએ સદાયે સાથે રહી જે કાંઈ જોયું, નિહાળ્યુ, અનુભવ કર્યો તે બધાનો યશ એ પૂજ્યોને જ ઘટે છે. અને સદ્‌ગત ગુરુદેવની પરમકૃપા ને આશીર્વાદના પ્રતાપે જ અમારી યાત્રાઓ સફલ થઇ છે,

ત્યાર પછી આત્માનંદ પ્રકાશ, જૈન ધર્મ સત્યપ્રકાશ, જૈન, જૈનજ્યોતિ વગેરે સામયિકોએ લેખો પ્રકાશિત કરી અમારા ઉત્સાહમાં વૃદ્ધિ કરી છે તે કેમ ભૂલાય?

આર્થિક સ્હાયકો અને પુસ્તક માટે પ્રેરણા કરનાર ભાઇ કેસરીચંદ ઝવેરી તથા અમદાવાદનિવાસી મહાનુભાવ ડાહ્યાભાઈ રતનચંદ વગેરે વગેરે મહાનુભાવોની તેમની શ્રુતભકિત અને તીર્થસેવાને પણ ન જ ભૂલી શકાય.

છેલ્લે આ પુસ્તક છપાવીને તૈયાર કરનાર શેઠ દેવચંદભાઇ દામજીભાઇ, તેમના બન્ને સુપુત્રો ગુલાબચંદભાઇ અને હરિલાલભાઇ તથા પ્રુફ સંશોધન કરનાર બાલુભાઈ રૂગનાથ શાહ આ બધાની ધીરજ, ખંત અને અમાપ ઉત્સાહે આ પુસ્તક સુંદર રીતે બહાર પડે છે તે બધાને પ્રેમથી સંભારું છું.

આ પુસ્તક વાંચી મુમુક્ષુ જીવો તીર્થયાત્રા કરવા પ્રેરાય, તીર્થસ્થાનોનો મહિમા જાણી વાંચો તેનો અનુભવ કરે અને તીર્થયાત્રા કરી જૈન ધર્મના ભૂત-કાલીન અને વર્તમાનકાલીન ગૌરવનો અનુભવ કરી પોતે તેવા મહાન્ થવા, એ મહાન્ વિભૂતિઓના પગલે ચાલી જીવનને વીતરાગ દેવના ધર્મને યોગ્ય બનાવી तारयतीति तीर्थ ને સફલ કરે એજ શુભેચ્છા. તીર્થયાત્રા કરવા જનાર મહાનુભાવો નીચેની સૂચનાઓનો જરૂર અમલ કરે.

તીર્થયાત્રાએ જતા સપ્ત વ્યસનનો જરૂર ત્યાગ કરવો, રાત્રિભોજન, કંદમૂળ ભક્ષણનો ત્યાગ કરવો, વ્રત પચ્ચખ્ખાણ કંઈક ને કંઈક જરૂર કરવાં, બ્રહ્મચર્ય પાળવું, દરેક તીર્થસ્થાનમાં અવશ્ય પૂજા કરવી, ભંડારમાં જરૂર ભરાવવુ, સાધારણ ખાતામાં પણ રકમ જરૂર ભરાવવી, આશાતના થતી જોવાય તો ટાળવા પ્રયત્ન કરવો. કયાંય ગંદકી ન કરવી. ધર્મશાળાઓમાં પણ શુદ્ધિ જાળવવી. પહાડ ઉપર ચઢતાં પગના જોડા નીચે જ રાખવા.

મંદિરમા સોટી-હથીયાર વગેરે કદી ન લઈ જવા. એઠા મોઢે ન જવું. પાન સોપારી વગેરે મુખવાસ મોઢામાં ન રાખવા. મુખશુદ્ધિ અવશ્ય કરી લેવી. ઉપર કશું જ ખાવુ નહિ. પાણી સિવાય બીજા પીણાં પણ બંધ કરવાં. અંગ શુદ્ધ, વસ્ત્ર શુદ્ધ, ચિત્ત શુદ્ધ, ઉપકરણની શુદ્ધિનો ખ્યાલ રાખવો.

પહાડ ઉપર લઘુનીતિ વડીનીતિ ન જવું. રસ્તામાં થુંકવા વગેરેની બીજી ગંદકી ન કરવી અને તીર્થસેવાનો પૂર્ણ લાભ લઈ આત્મકલ્યાણ સાધવું, એ જ શુભેચ્છા.

મુ. ન્યાયવિજયજી (ત્રિપુટી)

## આ પુસ્તક તૈયાર કરવામાં સ્હાયક પુસ્તકોની નોંધ.

આવસ્યક નિર્યુક્તિ.
વિવિધ તીર્થંકલ્પ.
જૈન તીર્થમાલા
પટ્ટાવલી સમુચ્ચય.
પ્રબંધચિંતામણી
ઉપદેશતરંગિણી
ઉપદેશસપ્તતિકા
વસ્તુપાલ ચરિત્ર
સંઘપતિ ચરિત્ર
શત્રુંજય માહાત્મ્ય
શત્રુંજય પ્રકાશ
આત્માનંદ પ્રકાશની ફાઇલો.
શત્રુંજય મેમોરીયલ.
જૈનધર્મ સત્યપ્રકાશની ફાઇલો
જૈનધર્મ પ્રકાશની ફાઇલો
જૈન જ્યોતિ
જૈન યુગની ફાઇલ
ભીલડીયાજી તીર્થનો ઈતિહાસ.
સુઘોષા
આબુ ભા-૧-૨
જૈન તીર્થાંક
શંખેશ્વર મહા તીર્થ
ધર્મધ્વજની ફાઇલો
જૈનધર્મ પ્રકાશ હીરક મહોત્સવ અંક
આરૂપ તીર્થનો રિપોર્ટ
જૈન સાહિત્ય સંશોધક
અમારા લેખોનો સંગ્રહ
આત્માનંદ પ્રકાશ (હિંદી)
જૈન સ્પેશીયલ અંક
જૈન તીર્થનો ઈતિહાસ
વિહાર દર્શન
વિહાર વર્ણન
પાટણ ચૈત્ય પરિપાટી
સૂરત ચૈત્ય પરિપાટી
ખંભાત ચૈત્ય પરિપાટી
કુમારનો ખાસ અંક
વિશાલ ભારત
વિશ્વવાણી
પ્રાચીન લેખ સંગ્રહ ભા-૧-૨
સં. જીનવિજયજી
પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભા. ૧-૨-૩
બાબુ પુરણચંદજી નહાર
પ્રાચીન જૈન લેખ સંગ્રહ
પૂ. પા. આ. શ્રી વિજયધર્મસૂરિજી
પ્રાચીન જૈન લેખ સંગ્રહ
પૂ. પા. આ. શ્રી બુદ્ધિસાગરસૂરિજી
જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ
જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ
વીરવંશાવલી
જૈન તીર્થોનો નકશો.
પંચપ્રતિક્રમણ.
સમેતશિખર તીર્થ ચિત્રાવલી
ઇડર તીર્થનો રિપોર્ટ
કેસરીયાજી તીર્થનો ઈતિહાસ.
ભેરોલ તીર્થ પરિચય

# અનુક્રમણિકા

# કાઠિયાવાડ વિભાગ

| નામ સ્થાન | તીર્થનાયક ભગવાન | રેલ્વે લાઇન | નજીકનું સ્ટેશન | સ્ટેશનથી કેટલા માઈલ | પ્રાંત જિલ્લો | તાર ઓફીસ Telegraphic office | પોસ્ટ ઓફીસ | (રિમાર્ક) વિશેષ માહિતી |
|---|---|---|---|---|---|---|---|---|
| પાલીતાણા | આદિનાથ | B. S. | પાલીતાણા | ૧ | પા. સ્ટેટ | Palitana | પાલીતાણા | સ્ટેશને ગાડીઓ મળે છે. મં. ૧૦, |
| શત્રુંજયગિરિ | ,, | B. S. | ,, | ૫ | ,, | ... | ... | ટુંકો ૯, હજારો મંદિરો |
| કદંબગિરિ | ,, | ,, | ,, | ૧૪ | ,, | ... | ... | આ. શ્રી વિજયનેમિસૂરિએ ઉદ્ધાર કરાવ્યો છે |
| હસ્તગિરિ | પગલા | ,, | ,, | ૧૦ | ,, | ... | ... | .... .... .... |
| તલાજાગિરિ | સુમતિનાથ | B. S. | તલાજા | ૦॥ | ભાવનગર | Talaja | તલાજા | તાલધ્વજગિરિ ટુંક ૩ |
| મહુવા બંદર | મહાવીર | B. S. | મહુવા | ૧ | ,, | Mahuva | મહુવા | તલાજા માઈલ ૨૮, જિવિતસ્વામિ |
| ઘોઘા બંદર | નવખંડાપાર્શ્વ | B. S. | ભાવનગર | ૧૪ | ગવર્મેંટ | Gogha | ઘોઘા | મોટર રેડ, ચમત્કારિક મૂર્તિ |
| વલા | .............. | B. S. | ધોળા જં. | ૬ | વળા સ્ટેટ | Vala | વલા | આગમ તીર્થ, જૂની તલાટી |
| વઢવાણ શહેર | .............. | B. S. | વઢવાણ | ૧ | વઢ. સ્ટેટ | Wadhvana | વઢવાણ | નદી કાંઠે કૃત્રિમ તીર્થ |
| જુનાગઢ ગામ | નેમનાથ | J. S. | જુનાગઢ | ૨ | જુ. સ્ટેટ | Junagadh | જુનાગઢ | નેમિનાથ કલ્યાણક ૩ |
| ગિરનાર ગિરિ | ,, | ,, | ,, | ૪ | ,, | ... | ... | ગિરિવર ટુંક ૫ |
| પ્રભાસપાટણ | ચંદ્રપ્રભુ | ,, | વેરાવલ | ૩ | ,, | Prabhaso | છે | ટ્રાંગા મોટર મળશે. મં. ૨ |
| કોડીનાર | અંબિકા(વિચ્છેદ) | ,, | ,, | ૨૫ | (ગાયકવાડ) | Kodinar | કોડિનાર | ગાડી મોટર મળશે. વિચ્છેદતીર્થ |
| ઉના | મ૦ ૫ | ,, | ,, | ... | જુ. સ્ટેટ | Una | ઉના | ,, ,, હીરસૂરિ સ્વર્ગભૂમિ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| અજારા | પાર્શ્વનાથ | J. S. | વેરાવલ | ૨ | જુ. સ્ટેટ | Una | ઉના | ગાડી મોટર મલશે (સ્ટે. પ્રાચી) |
| ,, | અજયપાર્શ્વનાથ | B. S. | મહુવા | ૬૦ | ,, | .... | ... | દીવબંદર મા. ૧૦, દેલ મા. ૨ |
| બરેજા (બરેજ) | પાર્શ્વનાથ | J. S. | બાંટવા | ૨૮ | પોરબંદર | Bantva | બાંટવા | પોરબંદર મા ૩૦ માંગરોલ મા.૨૦ |
| ઢાંકગિરિ | આદિનાથ | G. S. | પાનેલી | ૬ | ગોંડલ સ્ટેટ | ... | ઢાંક | વિચ્છેદ તીર્થ (બરડા વિગેરે) |
| જામનગર | નેમિનાથ | J. D. | જામનગર | ૧ | જામ. સ્ટેટ | Jamnagar | જામનગર | તીર્થ સમાન અનેક મંદિરો |

# કચ્છ વિભાગ

| નામ સ્થાન | તીર્થનાયક ભગવાન | રેલ્વે લાઈન | નજીકનું સ્ટેશન | સ્ટેશનથી કેટલા માઈલ | પ્રાંત જીલ્લો | તાર ઓફીસ Telegraphic office | પોસ્ટ ઓફીસ | (રિમાર્ક) વિશેષ માહિતી |
|---|---|---|---|---|---|---|---|---|
| અંજાર | શાન્તિનાથ | ક. રે. | અંજાર | ૧ | કંઠી | Anjar | અંજાર | ખાસ તીર્થ નથી. મંદિર ૩ |
| ભદ્રેશ્વર | મહાવીર | ,, | ,, | ૨૦ | ,, | ,, | વડાલા | રેકડી મલશે, ઊંટ મળશે. |
| ,, | પાર્શ્વનાથ | ,, | ભુજ | ૨૮ | ,, | ,, | ... | ભુજમાં મં. ૩ વડાલા મા. ૨ |
| સુથરી | ધૃતકલ્લોલ | ,, | ,, | × | અબડાસા | Mandvi | સુથરી | પંચતીર્થીયાત્રા, માંડવી મા. ૨૬ |
| કટારીયા | મહાવીર | ,, | અંજાર | ૪૬ | વાગડ | Bhachhaw | વાઢિયા | ભુજ મા. ૪૮ |

# ગુજરાત વિભાગ B. B. & C. I. RY.

| ગામ સ્થાન | તીર્થનાયક ભગવાન | રેલ્વે લાઈન | નજીકનું સ્ટેશન | સ્ટેશનથી કેટલા માઈલ | પ્રાંત જીલ્લો | તાર ઓફીસ Telegraphic Office | પોસ્ટ ઓફીસ | ( રિમાર્ક ) વિશેષ માહિતી |
|---|---|---|---|---|---|---|---|---|
| શંખેશ્વર | પાર્શ્વનાથ | BB&CI | પાટડી | ૨૬ | રાધનપુર | ... | ઝીંઝુવાડા | યાત્રાળુથી, રાધનપુર મા. ૩૮ |
| ,, | ,, | ,, | હારિજ | ૧૬ | ,, | Harij | હારિજ | મોટર રસ્તો, ઝીંઝુવાડા મા. ૧૬ |
| વડગાંવ | આદિનાથ | M. H. | પાટડી | ૧૫ | × | Mandal | દસાડા | ,, દસાડા, મા. ૬ |
| ભાંડુક | ગોડીપાર્શ્વ | ,, | ડીસા | — | બનાસ કાંઠા | .. | થરાદ | બળદ ગાડી, થરાદ મા. ૨૪ |
| પાટણ | પંચાસરપાર્શ્વ | M. H. | પાટણ | ૩ | ગુજરાત | Patan | પાટણ | ઘણાં મંદિરો, ચાણસ્મા મા. ૧૬ |
| ચારૂપ | શામળાપાર્શ્વ | ,, | ચારૂપ | — | ,, | Charup | ચારૂપ | પાટણ મા. ૧૦ |
| ચાણસ્મા | ભટેવાપાર્શ્વ | M. H. | ચાણસ્મા | — | ,, | Chanasma | ચાણસ્મા | (ભટેવા) મોઢેરા પાર્શ્વ મ. ૧૪ |
| કંબોઈ | મનમોહનપાર્શ્વ | ,, | કંબોઈ | — | ,, | Cumboy | કંબોઈ | સ્ટેશને ગાડી મળે છે |
| ઉપરીયાળા | ઋષભનાથ | ચાંગ | ઉપરિયાળા | ૧ | ,, | Viramgam | વીરમગામ | વીરમગામ મા. ૧૨. જીના૦ ૬ |
| અમદાવાદ | ૨૪ | ,, | અમદાવાદ | ૩ | અમદાવાદ | Ahmedabad | અમદાવાદ | ઘણાં મંદિરો, હઠીભાઈની વાડી |
| નરોડા | પદ્માવતીપાર્શ્વ | ,, | નરોડા | — | ,, | Naroda | નરોડા | અમદાવાદ મા. ૯ ધર્મશાળા ૩. |
| ભોયણી | મલ્લિનાથ | H. B. | ભોયણી | ૦૧ | ,, | Bhoyni | ભોયણી | ધેલડા સ્ટે. ૩. |
| પાનસર | મહાવીર | ,, | પાનસર | ૦૧ | ,, | Panser | પાનસર | ગામમાં ચૈત્યાલય છે. |
| સેરિસા | પાર્શ્વનાથ | ,, | કલોલ | ૩ | ,, | Kalol | કલોલ | વામજ મા. ૫ વાહનો મળશે |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ભિલડીયા | પાર્શ્વનાથ | H. B. | ડિસા | ૧૬ | બનાસકાંઠા | Deesa | ડિસા | સાચોર તીર્થ ૬૦ |
| મેત્રાણા | ............ | ,, | સિદ્ધપુર | ૧૦ | સિદ્ધપુર | Met. Road | સિદ્ધપુર | પાટણ ૨૮, પાલનપુર ૨૬ |
| દેલવાડા | નેમ-આદિ | ,, | આબુરોડ | ૧૮ | શિરોહી | Abu. | આબુ(ખરેડી) | અચલગઢ ૫, ઓરીઆ ૪॥ |
| કુંભારિયા | મંદિર ૫. | ,, | ... | ૧૪ | — | ... ..... | ,, | અંબાભવાનીની, બેલગાડી મળશે |
| તારંગા-હીલ | અજિતનાથ | M. I. | તારંગા હીલ | ૩ | મહીકાંઠા | Taran Hill | તારંગા હીલ | ..... |
| વડનગર | આદિનાથ | ,, | વડનગર | ૦ | ,, | Vadnagar | વડનગર | કલ્પસૂત્ર પ્રથમ વાચન મં. ૫ |
| માતર | સુમતિનાથ | ,, | મહેમદાબાદ | ૧૪ | ખેડા | Matar | માતર | ખેડા ૪ નડીયાદ ૧૪ |
| ઇડરગઢ | મંદિર ૯ | ,, | ઇડર | — | મહીકાંઠા | Idar | ઇડર | શત્રુંજય ઉજ્જયંતાવતાર મં ૩ |
| પોસીના | પાર્શ્વનાથ | ,, | ,, | ૧૦ | ,, | Idar | ,, | વડાલી ૨૦ તારંગા ..... |
| મોટાપોસીના | ,, | ,, | ... | — | ,, | — | — | બ્રહ્મખેડથી વાહન મળે છે |
| ટીંટોઇ | મુહરીપાર્શ્વ | ,, | ,, | — | ,, | — | — | શામળા પાસે મુહરીથી લાગ્યા |
| ખંભાત | સ્તંભનપાર્શ્વ | ,, | ખંભાત | — | ખંભાત | Cambay | ખંભાત | મં. ૮૦ પ્રાચીન ગ્રંથભંડારો |
| કાવી | ઋષભ, ધર્મ | B. J. | કાવી | ૦ | ..... | Kavi | કાવી | જંબુસર મા. ૧૬ ખંભાત મ ૨૨ |
| આમોદ | પાર્શ્વ, વીર | ,, | ભરૂચ | ૩૪ | ભરૂચ | Amod | આમોદ | આમોદ ૨૦ |
| ડભોઇ | લોઢી પાર્શ્વ | ,, | ડભોઇ | ૦૧ | ગાયકવાડ | Dabhoi | ડભોઇ | મં. ૮ વાચક યશોવિજય સ્વર્ગભૂમિ |
| ભરૂચબંદર | નિસુવ્રત | ,, | ભરૂચ | ૧ | ભરૂચ | Broach | ભરૂચ | અશ્વાવબોધ; સમલીવિહાર |
| ઝગડીયા | આદિનાથ | ,, | ઝઘડીયા | ૭ | રાજપીપળા | Anklesvar | અંકલેશ્વર | સુરત-જિ. ૪૫ |
| અગાશી | ... | ,, | વીરાર | ૪॥ | જી. થાણા | Virar | અગાશી | મુંબઈ મા. ૪૦ ફેરન |

# માળવા—મેવાડ—મારવાડ—રાજપુતાના વિભાગ B. B. & C. I. Ry.

| ગામ સ્થાન | તીર્થનાયક ભગવાન | રેલ્વે લાઇન | નજીકનું સ્ટેશન | સ્ટેશનથી કેટલા માઇલ | પ્રાંત જીલ્લો | તાર ઓફીસ Telegraphic Office | પોસ્ટ ઓફીસ | (રિમાર્ક) વિશેષ માહિતી |
|---|---|---|---|---|---|---|---|---|
| ભોપાવર | શાન્તિનાથ | BB&CI | દાહોદ | ૩૨ | માળવા | ... | સરદારપુર | ઇન્દોર, મંદિર ૫, (માલવા) |
| | પદ્માસન ૧૦ | R. M. | ઇન્દોર | ૭૦ | ... | ... | રાજગઢ | મોટા પોષ ૧૦ ગોહનણે |
| માંડવગઢ | સુપાર્શ્વનાથ(હતા | ,, | મઉ | ૩૨ | ધાર સ્ટેટ | Dhar | નાલછા | શાંતિનાથ છે, (પર્વત ઉપર) |
| ઉજ્જૈન | અવંતીપાર્શ્વ | BB&CI | ઉજ્જૈન | ... | ગ્વાલિયર | Ujjain | ઉજ્જૈન | G. I. P. મંદિર ૧૭ |
| મારી(જી) | પાર્શ્વનાથ | G.I.P. | મકસી | ૧ | માળવા | Maksi | મક્સિ | ...... |
| સેમલિયા | શાંતિનાથ | BB&CI | રતલામ જં. | ૧૦ | સેલાણા સ્ટેટ | Ratlam | રતલામ | R.M. રત.મં. ૯, જાવરા મા૦૧૩ |
| વડવાણી | મં. નથી | RM ,, | મહુ | ૮૦ | ઇન્દોર સ્ટેટ | Barwani | વડવાણી | રાવણ કુંભકર્ણ પાદુકા (દિ. મં.) |
| મંદસોર | મં. ૮ | ,, ,, | મંદસોર | ૦ | ગ્વાલિયર | Mandsor | મંદસોર | (દશપુર) |
| વહી | પાર્શ્વનાથ | ,, ,, | થડોદ | ૧॥ | ... | Tharod | ,, | મંદસોર મા. ૧૦ |
| ચિત્તોડગઢ | નાગફણા પાર્શ્વ | R M | ચિત્તોડ જં. | — | ઉદેપુર સ્ટેટ | Chitor | ચિતોડ | કિલ્લામાં મં. છે (મેવાડ) |
| કરેડા | પાર્શ્વનાથ | ,, ,, | કરેડા | ૧ | ,, (મેવાડ) | Karera | કરેડા | ઉપસર્ગહર પાર્શ્વ બાવન જિના. |
| દેલવાડા | મંદિર ૪ | ,, ,, | એમલી | ૩ | ,, ,, | ... | નાથદ્વારા | ઉદેપુર મા. ૧૪ દયાલશા મા.૧૮ |
| ધુલેવાજી | આદિનાથ | ,, ,, | ઉદેપુર | ૪૦ | ,, ,, | Kherwara | ગડાભાદેત્ર | કેશરિયાજી ઉદેપુર મા. ૩૫ |

|  |  |  |  |  |  |  |  |  |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| સમીના | પાર્શ્વનાથ | ,, ,, | ,, | ૨ | ,, ,, | Udaipur | ઉદેપુર | અદબદજીમાં શાંતિનાથ છે |
| રાજનગર | સામલીઆપાર્શ્વ | ,, ,, | ,, | — | — | ... | ... | દેલવાડા, કુંભલમેર, |
| મુંગરથલા | જીવિતસ્વામી | BB&CI | આબુરોડ | ૪ | આબુ | Abu | આબુ | વીર તીર્થ વિચ્છેદ મુંગરથલ |
| અંઝરી | મહાવીર | ,, | પીંડવાડા | ૨ | શિરોહી | Pindwara | પીંડવાડા | મીરપુરમાં મં. ૩ પીંડવાડા મા.૩ |
| બામનવાડા | ,, | ,, | ,, | ૪ | ,, | ,, | ,, | શિરોહી મા ૧૦ ફા.શુ ૭-૧૪ મેળો |
| નાંદિયા | જીવિતસ્વામી | ,, | ,, | ૫ | શિરોહી સ્ટેટ | ,, | ,, | શિ. મા. ૧૪, નંદિશ્વર ચૈત્ય વીર |
| શીરોહી | મં. ૧૭ | ,, | ,, | ૧૫ | ,, ,, | Shirohi | શિરોહી | ૧ પાયે મંદિર હમીર તીર્થ મા ૧૦ |
| જીરાવલા | પાર્શ્વનાથ | ,, | ડિસા | ૫૪ | — | ,, | ,, | આબૂ મા. ૧૮ ભા. શુ.૪-૬ મેળો |
| સત્યપુરા | — | ,, | પીંડવાડા | ૩૦ | જોધપુર સ્ટેટ | ,, | વાગરા | જાવાલ મા. ૧૦ શિરોહી મા ૨૦ |
| સાચોર | મહાવીર | ,, | ડિસા | ૮૦ | ,, | ,, | સાચોર | ધાનેરા ૩૪, ભીલડીઆ ૬૦ |
| ભિન્નમાલ | ,, | ,, | જાલોર | ૪૦ | ,, | ,, | ભિન્નમાલ | ધાનેરા ૬૦, ભાડવા ૫૦ |
| સ્વર્ણગિરિ | મંદિર ૩ (૧૪) | J (SJ) | ,, | ૦ | ,, | Jalor | જાલોર | જાલોર મં. ૧૨(મારવાડ) મા ૭૦ |
| પર્વત | રાતા મહાવીર | BB&CI | વેડા | ૨ | મારવાડ | Falna | બાલી | વીજાપુર મા. ૨, વાલી મા. ૪ |
| સાદરી | મં. ૪ (૫ સ્ર્ષ) | ,, | ફાલના | ૧૪ | ,, | ,, | સાદરી | મોટર, શેઠાણી પાર્શ્વ. મા ૧૧ |
| રાણકપુર | આદિનાથ | ,, | ,, | ૧૭ | ,, | ,, | ,, | મં.૩ ત્રૈલોક્યદીપક, રાણી મા. ૧૨ |
|  |  |  |  |  |  |  |  | મા. ફા. વ. ૧૦ આ. શુ.૧૩ મેળો |
| ઘાણેરાવ | મં. ૧૦ | BB&CI | ફાલના | × | ,, | ,, | ઘાણેરાવ | મૂછાળા મહાવીર તીર્થ મા. ૩ |
| દેસુરી | મં. ૩ | ,, | ફાલના | × | ,, | ,, | દેસુરી | ઘાણેરાવ ૨, સાદરી રાણી મા.૨૩ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| નાકુશાઇ | મં. ૮, ટે. ૨ | ,, | ૨ ણી | ૧૦(૧૪) | મારવાડ | ......... | લાઘેરાવ | વિજયસેનસૂરિ જન્મ |
| નાડુલ | પ્રાચીન મં. ૪ | ,, | ,, | ૯ | ,, | Rani | નાડુલ | શાંતિસ્તોત્ર રચના, ૬૨. મા.૬ |
| વરકાણા | પાર્શ્વનાથ | ,, | ,, | ૩ | ,, | ,, | રાણી સ્ટેશન | પાર્શ્વનાથ વિદ્યાલય |
| પુસલિયા | , | ,, | એરનપુરા | ૧૨ | ,, | Eran. Ca. | એરન કે પ | એરનપુરા છાવણી શિવગંજ ૬ |
| ભેલાર | ... | ,, | ,, | ૬ | ,, | Erau. ro. | એરનપુરા | ન રોગેશ્વર તીર્થ [ગોડીજી] |
| વિઠુરા | ગોડી-પાર્શ્વ | ,, | મારવાડ જં. | ૨ | ,, | MarwarJ. | મારવાડ જં. | વિ સં. ૧૯૩૯ દિ. શ્રા શુ. ૧૧ |
| મૈરંટાગિરિ | મહાવીર | ,, | એરનપુરા | ૧૨ | ,, | Eran. Cr. | એરન કેંપ | ગુડાબાલોના મ. ૨૪ શિવગંજ ૭ |
| ગાદડી | મં. — | ,, | ,, | ૨૮ | ,, | ,, | ગુડાબાલે ના | ચરલી ૧ાા બાલોત્રા મા.૧ મં. ૩ |
| નાકોડા | પાર્શ્વનાથ | J(LK) | બાલોત્રા જં. | ૬ | જોધપુર | Baloira | બાલોત્રા | મં. ૩ શ્રા. ધ. ૨ (જી. માલાણી) |
| કાપરડા | ,, | J(PB) | સેતાવી | ૪ | ,, | Pipar | પીપાડ | પીપાડ ૭, બીનાડા ૧૩, ફે. ૨૦ |
| ફલોધી | ,, | J | મેડતા જં. | ૦૧ | ,, | Mortarond | મેડતા રોડ | મેડ । |
| ઓશીઆ | મહાવીર | J | ઓશિઆન | ૧ | ,, | Osian | ઓશિઆ | ઓસવંશ ઉત્પત્તિ |
| જેસલમેર | મં. ૮ | J | બાડમેર | ૯૦ | જેસલમેર | Barmer | જેસલમેર | પ્રાચીનગ્રન્થભંડારો, (ગોટર) |
| લોદ્રવા | પાર્શ્વનાથ | ,, | ,, | — | ,, | ,, | ,, | જેસલમેર ગા. ૧૦ (રાજપુતાના) |
| હાલાકુંડી | ,, | ઘાંગ | — | — | સિંધ | — | — | મં. ૨ ધર્મશાળા |
| રાવણદેહરા | રાવણપાર્શ્વ | BB&CI | અલવર | ૨ | અલવર સ્ટે | Alwar | અલવર | રાવણ મંદોદરી પ્રતિષ્ઠિત વિચ્છેદ |

# દક્ષિણ મહારાષ્ટ્ર—વરાડ વિભાગ.

| ગામ સ્થાન | તીર્થનાયક ભગવાન | રેલ્વે લાઇન | નજીકનું સ્ટેશન | સ્ટેશનથી કેટલા માઇલ | પ્રાંત જીલ્લો | તાર ઓફીસ Telegraph Office | પોસ્ટ ઓફીસ | (રિમાર્ક) વિશેષ માહિતી |
|---|---|---|---|---|---|---|---|---|
| કુંભોજ | જગવલ્લભ | M.S.M. | હાથકલ | ૨ | કોલ્હાપુર | Hatkal | કુંભોજ | મીરજ મા. ૧૬, કોલ્હાપુર મા. ૧૭ |
| ......... | પાર્શ્વનાથ | M. K. બ્રાંચ | મકા | ... | (મુંબઈ–૩૦) | Nagada | Kombhoj | સાંગલી, કાર્તિકી–ચૈત્રી ૧૫ મેળો |
| હેમકૂટગીર | શાંતિનાથ | ... | ......... | ... | કર્ણાટક | Alir | બલારી | ગીરી–કિલ્લો, વિચ્છેદ તીર્થ |
| કુંપાક | આદિનાથ | N. G. | અલિર | ૪ | નિઝામ | ... | અલિર | માણેકસ્વામી દર્શનીક મહાવીર |
| ભાંદક | પાર્શ્વનાથ | G. I. P | ભાંદક | ૧ | સી પી. | Warora | વરોરા | કેશરીયા પા. મ ૨ ચાંદા મા. ૧૮ |
| શીરપુર | અંતરીક્ષ | G. I. P. | આકોલા | ૪૮ | વરાડ | Basim | બાસીમ | અધર મૂર્તિ, બાલાપુર મા. ૪૮ |

# પૂર્વદેશ (ઉત્તરહિન્દ—બિહાર—ઓડિસા—બંગાલ) વિભાગ E. I. R.

| ગામ સ્થાન | તીર્થનાયક ભગવાન | રેલ્વે લાઇન | નજીકનું સ્ટેશન | સ્ટેશનથી કેટલા માઇલ | પ્રાંત જીલ્લો | તાર ઓફીસ Telegraph Office | પોસ્ટ ઓફીસ | (રિમાર્ક) વિશેષ માહિતી |
|---|---|---|---|---|---|---|---|---|
| બનારસ | મં. ૮ (૧૩) | O&R(a | બનારસ | ૩ | ...... | Benares | બનારસ | ઠઠેરી બજાર, અંગ્રેજી કોઠી |
| ભેલુપુર | પાર્શ્વનાથ | ,, | ,, | — | ...... | ,, | ,, | ૪ કલ્યાણક કાશી મા. ૩ |
| ભદૈનિઘાટ | સુપાર્શ્વનાથ | ,, | ,, | — | ..... | ,, | ,, | ૪ ક. ગંગાકાંઠે કાશી મા. રા |
| સિંહપુરી | શ્રેયાંસનાથ | B&NW | સારનાથ | ૧ | ...... | Sarnath | સારનાથ | ૪ ક. કાશી મા. ૬ (મોટર) |
| ચંદ્રાવતી | (ચંદ્ર) શાંતિ | ... | (છે) | — | — | — | — | ૪ ક. કાશી મા. ૧૪ (મોટર) |
| ફૈઝાબાદ | મં ૧ (ધર્મ) | O&R(a) | ફૈઝાબાદ | ૦ | ઉ. હિં | Fyzabad | ફૈઝાબાદ | અયોધ્યા મા ૪, નૌરાઇ મા. ૧૦ |
| અયોધ્યા | આદિનાથ | ,, | અયોધ્યા | ૦ | ઉત્તરહિંદ | Ayodha | અયોધ્યા | ૧૮ક. કટરામહોલ્લો ફૈ. મા. ૪ |
| અષ્ટાપદ | , નિર્તીથ | — | — | — | ,, હિમાલય | ... | — | (વિચ્છેદ તીર્થ) કૈલાસ વિગેરે |
| સેતમહેત | (સંભવ) | O&R(a) | બલરામપુર | ૧૪ | ,, (ગોંડા) | Balrampur | ... | ૪ ક. વિચ્છેદ તીર્થ (શ્રાવસ્તિ) |
| રત્નપુરી | ધર્મનાથ | ,, | સોહાવલ | ૧ | ,, | Sohaval | ફૈઝાબાદ | ૪ ક. મં. ૨ (નૌરાઇ) |
| લખનૌ | મં. ૧૪ | ,, | લખ. જં. | ૧ | ,, | Lucknow | લખનઉ | કાનપુરમાં કાચનું મંદિર |
| કંપીલા | વિમલનાથ | BB(બ્રા.) | કાયમગંજ | ૬ | ,, | ... | ... | ૪ ક. ધર્મ. મોટર રસ્તો છે |
| શૌરિપુર | નેમિનાથ | EI(ગેન) | શિકોહાબાદ | ૧૪ | ,, | Shikohabad | મુ બટેશર | જન્મ ક. યાત્રિકે સગવડ કરવી |
| અહિછત્રા | પાર્શ્વનાથ | EI(બ્રા.) | આઓનલા | ૮ | ,, બરેલી | Aonla | મુ. રામનગર | (વિચ્છેદ તીર્થ) ખંડેર જૈન સ્તૂપ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| મથુરા | નેમિ–વીર | G.I.P. | મથુરા | — | બરેલી | Muttra | મથુરા | પીજામડી, જૈન સ્તૂપ મ્યુઝિઅમ |
| હસ્તિનાપુર | ૧૬–૧૭–૧૮મ | N. W | મેરઠ | ૩૨ | ઉ. દિ. | Mawana | વહસુમા | ૧૨ ક. મુવાના મોટર મલશે |
| કાંગડા | આદિનાથ | ,, | પેઠાનકોટ | — | પંજાબ | — | — | નમાકોટ (વિચ્છેદ) |
| પ્રયાગ | ઋષભદેવ | EI(,) | ઇલાહાબાદ | ૨ | ઉ. દિ. | Allahabad | ઇલાહાબાદ | કેવલ ક (વિચ્છેદ) |
| કોશાંબી | પદ્મપ્રભુ | EI(,) | મટવારી | ૨૦ | ,, | — | પાચ્ચિમશરીરા | ૪ ક. (વિચ્છેદ) આસામ |
| ભદ્દિલપુર | શીતલનાથ | , | ગયા | ૩૬ | હજારીબાગ | Bengal | Jori જોરી | ૪ ક. (વિચ્છેદ) |
| મિથિલા | નમિ, મલ્લિ | B.N W. | સીતામઢી | ૦૧ | મૈથીલ | Sitamarhi | સીતામઢી | ૮ ક. વિચ્છેદ, પાદુકા |
| વિશાલ × | × | ,, ,, | હાજીપુર | ૨૪ | મુજફ્ફરપુર | — | — | વિસાઉપટ્ટી ખંડિયર |
| પટના | સ્થૂલિભદ્ર | E I. | પટના જં. | ૬ | પટના | Patna | પટના | મં. ૨ મ્યુઝિયમ, (બિહાર) |
| બિહાર–શરીફ | મં. ૨ | ,,B BL | બિહાર. શ. | ૧ | બિહાર | Bihar | બિહાર | દુંગીભાનગરી, શ્રા. ધર્મશાળા |
| (પાવા) પુરી | મહાવીર | ,, ,, | ,, | ૮ | ,, | ,, | ગીરિયક | નિર્વાણ ક. જલમંદિર |
| — | મં. ૫ | સા. બ્રાંચ | નવાદા | ૧૫ | ,, | ,, | ,, | (D પટના) મોટર સર્વિસ છે |
| કુંડલપુર | ગૌતમસ્વામી | BBL | નાલંદા | ૧ | ,, | Silad | મિલાવ | (વડગાંવ) વિ. મા. ૭ મોટર |
| રાજગૃહી | મુનિસુવ્રત | ,, | રાજગીર | ૦ | ,, | Rajgir | રાજગીર | ૪ ક. પંચ પહાડ યાત્રા મોટર |
| ગુણાવાજી | મહાવીર | -૧ બ્રાંચ | નવાદા | ૨ | ગયા (બિ) | Navada | નવાદા | ગુણશીલ–ચૈત્ય જલમંદિર |
| કાકંદી | સુવિધિનાથ | E I. | લખીસરાઇ | ૧૪ | મુંગેર (બિ) | Jamui | જમુઇ–૭ | ૪ મોટરસર્વિસ છે |
| (ખાખુ) ,, | ,, ગી | B N. W | નોનટવાર | ૧૧ | ગોરખપુર | ... .. | (ભટની–૬) | કંધ નગી. ગામ ખુખંદા |
| ચંપાપુર | મહાવીર | E. I | લખીસરાઇ | ૧૮ | મુંગેર (બિ) | ...... | બિહંદા | ગાયેઘાટમાં ક. મં. ૨ મોટર |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ક્ષત્રિયકુંડ | પહાડ મહાવીર | E. I. | લખીસરાઈ | ૨૪ | મુંગેર (બિ) | ... | (સિકંદ્રા | જન્મ ક. મૂલનામ—જન્મસ્થાન |
| ગીરડી× | મં. ૧ | (,, mg) | ગીરડી | ૦ | હજારીબાગ | Giridih | ગીરડી | ગેટર મળશે, ધર્મશાળા–પેઢી |
| ઋજુવાલિકા | મહાવીર | ,, ,, | ,, | ૮ | ,, બિહાર | | ,, | કેવલ ક૦ નદી (બાકર) |
| મધુવન | મં. ૧૨, મો. | ,, | ,, | ૧૬ | ,, , | ,, | ,, પારસનાથ | મોટર સર્વિસ, ઇસરી સ્ટેશન |
| સમ્મેતશિખર | પાર્શ્વનાથ | ,, | ,, | ૨૨ | ,, ,, | ,, | ,, મુ. મધુવન | ક. લ. મા. ૨૦૦, ગેલાડંબર ટુંક |
| ,, પહાડ | મં ૩૧ | E. I. | નિમિયાઘાટ | ૭ | ,, ,, | ,, | ,, ,, | ૨૦ ક. ધર્મ. ઇસરી સ્ટેશન । મ. ૧૦ |
| ચંપાપુરી | વાસુપૂજ્ય | E. I. (B | ભાગલ. જં. | ૩ | ભાગલપુર | Champanagar | ચંપાનગર | ૪ ક મં. ૨ ભાગલ ધર્મ. મં. |
| મંદારહિલ | ,, | ,,(B.m) | મંદારહિલ | ૩ | ,, | Mand Hill | બૌંસી | નિર્વાણ ક. ટેકરીગોટર મળે છે. |
| અજીમગંજ× | મં. ૭ (૧૧) | ,, (BB) | અજિમગંજ | ૦ | બંગાલ | Azimganj | અજિમગંજ | ધા. ૮૦ સ્ટેશન પર ધર્મશાળા |
| બાલુચર× | મં. ૬ | E. B. | જીઆગંજ | ૦ | ,, | Jinganj | જિઆગંજ | કટગોલા . મહિમાપુર, નદીપાર |
| ઉદયગીરિ | (વિચ્છેદ) | B N. | ભુવનેશ્વર | ૪ | જિ. ગંજામ | Udaigiri | ઉદયગીરિ | કુમારગીરિ–હાથીગુફા, સુહસ્તિસૂરિ સ્વર્ગવાસ |
| ખંડગીરિ | [illegible] | ,, | ,, | ,, | ઉડિસા | ,, | ,, | ખારવેલ લેખ, કુમારીગીરિ |
| કલકત્તા | મં. ૨ (૪) | E. I. | હાવડા | ૦॥ | બંગાલ | Calcutta | કલકત્તા | ધર્મતલામાં મં. ૨, વાહને મળે છે |
| ,, અપર સ. | મં. શીતલ | E. B. | ,, સ્યાલદા | — | , | , | ,, | માગનું મંદિર |

સૂચના:—×તીર્થ નહીં પણ તીર્થને લગતું મથક=અથવા તીર્થ સમાન, જ=જંકશન, મા=મોટર, ધા.=પાતકદાર, મ.=ધર્મશાળા, મં.=મંદિર, ક.=કલ્યાણક.

જગન્નાથપુરીમાં જીરાવલા પાર્શ્વનું તીર્થ વિચ્છેદ છે. કેદાર પાર્શ્વનાથ વિગેરે વિચ્છેદ છે.

ભીનમાલ, સાચોર, ધાણેરાવ, રેસુરી, સાદરી, શેરડી, બલી, કોડિનાર, ઉના વિગેરે સ્થાનોમાં રેલ્વે થનાર છે.

E. B. R. જમાલગંજ સ્ટેશન (જિલ્લા-બોગરા) પાસે જૈન ટીંબો નીકળ્યો છે.

મથુરા તથા રામનગર (અહિછત્રા)માં જૈન ટીંબાઓ છે.

णमोत्थु णं समणस्स

भगवओ महावीरस्स.

ગિરિવર દરશન વિરલા પાવે.

# જૈન તીર્થોનો ઈતિહાસ

[ પ્રવાસોપયોગી માહિતી સાથે ]

नामाकृतिद्रव्यभावैः, पुनतस्त्रिजगज्जनं ।
क्षेत्रे काले च सर्वस्मि–न्नर्हतः समुपास्महे ॥ १ ॥

श्रीतीर्थपांथरजसा विरजीभवन्ति,
तीर्थेषु वम्भ्रमणतो न भवे भ्रमन्ति ।
द्रव्यव्ययादि ह्यनिशः स्थिरसंपद् स्युः,
पूज्या भवन्ति जगदीशमथार्चयन्ति ॥ २ ॥

श्रीसिद्धाचलतीर्थराजतीलके श्रीपादलिप्ते पुरे,
विश्वोपकृतिकं यशोविजयजिनामाङ्कितं चादिमं ।
श्रीमद्ज्ञानविवर्धनं गुरुकुलं जैनं वरं स्थापितं,
स श्रीसंयतपुंगवो विजयतां चारित्रराजेश्वरः ॥ ३ ॥

# શ્રી શત્રુંજય ગિરિરાજ (સિદ્ધાચલજી)

સંસારમાં દરેક પ્રાચીન ધર્મોમાં કોઇ ન કોઇ સ્થાનવિશેષ પૂજ્ય, પ્રતિષ્ઠિત અને પવિત્ર માનવાનાં ઉદાહરણો પ્રત્યક્ષ જ છે. મૂર્તિપૂજા માનનાર કે ન માનનાર દરેક વર્ગ, ઇશ્વરવાદી કે અનીશ્વરવાદી હરેક પોતાનાં પવિત્ર તીર્થસ્થાનો માને છે હિન્દુઓ કાશી-હિમાલયાદિને, મુસલમાનો મક્કા તથા મદીનાને, ક્રિશ્ચનો જેરૂસલમને, બૌદ્ધો બુદ્ધગયા, બોધિવૃક્ષને હજારો વર્ષોથી તીર્થરૂપે માને છે. આ ધર્માવલમ્બીઓ પોતાનાં પવિત્ર તીર્થસ્થાનોની જિંદગીમાં ઓછામાં ઓછી એકાદ વાર યાત્રા અવશ્ય કરે છે અને પોતાના જીવનને પૂનિત બનાવી પોતાનો જન્મ સફલ થયાનું માને છે. આવી જ રીતે જૈનધર્મમાં આવાં કેટલાંયે સ્થાનો ઘણાં જ મહત્ત્વનાં, પૂજનીય અને પવિત્ર માનવામાં આવ્યાં છે. આમાં શત્રુંજય, શિખરજી, ગિરનાર, પાવાપુરી, આબૂ વગેરે મુખ્ય મહત્ત્વનાં તીર્થસ્થાનો છે. આ બધાં તીર્થોમા શત્રુજય ગિરિરાજ શ્રેષ્ઠ, વધુ પવિત્ર અને પૂજનીય મનાય છે. દરેક તીર્થોમાં શિરતાજ સિધ્ધાચલજી મનાય છે.

જૈનોનું આ પ્રસિદ્ધ તીર્થસ્થાન મુંબઇ ઇલાકાના કાઠિયાવાડ પ્રદેશના ગોહેલવાડ પ્રાતનાં પાલીતાણા નામના દેશી રાજ્યના પાટનગર પાલીતાણામા આવેલું છે. મુંબઇથી વીરમગામ, વઢવાણ, બોટાદ થઇ ભાવનગર જતી બી. એસ. રેલ્વેનું શીહોર જંકશન છે ત્યાંથી એક નાની (બ્રાંચ) લાઇન પાલીતાણા જાય છે. આ લાઇનનું આ છેલ્લું જ સ્ટેશન છે.

સ્ટેશનથી ગામ અર્ધો માઇલ દૂર છે. ગામમાં જવા–આવવા માટે સ્ટેશન પર ઘોડાગાડી વગેરે વાહનોની સગવડ મળે છે. શહેરમાં પ્રવેશતા એક કસ્ટમથાણું છે જ્યાં નવા માલ પર સ્ટેટ તરફથી જગાત લેવામા આવે છે.

ભૂગોલમાં પાલીતાણાનું સ્થાન ૨૧ અંશ, ૩૧ કલા, ૧૦ વિકલા ઉત્તર અક્ષાંશ અને ૭૧ અંશ, ૫૩ કલા, ૨૦ વિકલા પૂર્વદેશાન્તર છે. પાલીતાણા એક શહેર છે અને તેની વસ્તી આશરે ૧૫૮૦૦ ની છે જેમા ૨૫૦૦ આશરે જૈનો છે.

શહેરમાં થોડાં રાજકીય મકાનોને બાદ કરતા જેટલાં મોટાં મોટાં વિશાલ મકાનો છે તે બધાં શ્વેતાંબર જૈન સમાજનાં જ છે. શહેરમા બધી મળીને ૮૦ થી ૯૦ જૈન ધર્મશાળાઓ છે, જેમાં લાખો જૈનયાત્રીઓ આનંદપૂર્વક ઉતરી શકે છે. આ ધર્મશાળાઓમાં કેટલીક તો લાખ્ખો રૂપિયાના ખર્ચે દાનવીર જૈનોએ બંધાવી છે, જે દેખાવમાં મોટા રાજમહેલો જેવી લાગે છે. યાત્રિકોને ભોજન વગેરેની સગવડ મળે તે માટે જૈન સમાજ તરફથી બે જૈન ભોજનશાળા, એક જૈન દવાખાનું અને નાની મોટી પાઠશાળાઓ, સાહિત્યમંદિર વગેરેની સગવડ છે.

# પાલીતાણા શહેરની જૈન સંસ્થાઓ

## [1]આણંદજી કલ્યાણજીની પેઢી.

આ સંસ્થા આખા હિન્દુસ્તાનના શ્વેતાંબર જૈન સંઘનું પ્રતિનિધિત્વ ધરાવે છે. હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાંતો અને શહેરોના ૧૦૮ પ્રતિનિધિઓ તેની વ્યવસ્થા ચલાવે છે. તેની મુખ્ય પેઢી અમદાવાદમાં છે અને શાખા પેઢી પાલીતાણામાં છે. તેને ત્યાંના વતનીઓ "કારખાનું" એ ઉપનામથી સંબોધે છે. એક બાહોશ મુનિમના હાથ નીચે આ સંસ્થા ચાલે છે. શત્રુંજય તીર્થની વ્યવસ્થા અને રક્ષણ કરવાનું બધું કાર્ય પેઢીના હાથમાં છે. સાથે જ ત્યાંની દરેક ધાર્મિક પ્રવૃત્તિઓમાં પેઢીનો મુખ્ય હિસ્સો હોય છે. પેઢીમાં બીજાં નાનાં નાનાં ખાતાંઓ પણ ચાલે છે. પેઢીનો ભંડાર અક્ષય મનાય છે. બીજાં ખાતાંઓ અને પોતાની વ્યવસ્થા ચલાવવા મુનિમજીના હાથ નીચે સંખ્યાબંધ મહેતાઓ, કલાર્કો, નોકરો અને સિપાઇઓ રહે છે–તીર્થરક્ષાની અને વ્યવસ્થાની સંપૂર્ણ જુમ્મેદારી સાથે જ.

### હિન્દના યાત્રાએ આવતા શ્રીસંઘ

ચતુર્વિધ સંઘની સેવા–દેખરેખ સાચવવાનું મહાન્ કાર્ય આ પેઢીદ્વારા જ થાય છે. અહીં યાત્રાએ આવનાર સાધુ–સાધ્વીઓને જ્ઞાન, દર્શન અને ચારિત્રનાં ઉપગરણો પૂરાં પાડવામાં આવે છે. પાત્રા, તેનાં સાધનો, પાટપાટલા, વસ્ત્રાદિ, ઓષધિ આદિ બધી વસ્તુઓનો પૂરો ખ્યાલ પેઢી રાખે છે.

યાત્રાળુ શ્રાવક–શ્રાવિકાઓને વાસણ, ગાદલાં–ગોદડાં, ઓષધિનો પ્રબંધ કરે છે. આ સિવાય સાધનહીન શ્રાવક–શ્રાવિકાઓને, ભોજકોને, ગરીબોને મદદ પણ આપે છે.

નોકારશી, સ્વામિવાત્સલ્ય–જમણ આદિની વ્યવસ્થા પણ પેઢી કરાવી આપે છે.

યાત્રાળુઓને શુદ્ધ કેસર, સુખડ, બરાસ, ધૂપ આદિ સામાન્ય પડતર કિમ્મતે આપે છે.

પહાડ ઉપર અને નીચે બધી વ્યવસ્થા, સારસંભાલ, જીર્ણોદ્ધાર, નવીન જિનમંદિરજીની સ્થાપના વગેરે બધાં કાર્યોની દેખરેખ પેઢી રાખે છે.

'પહાડ ઉપર જતાં રસ્તામાં'ભાતાતલાટી[2]' આવે છે. ત્યાં યાત્રાળુઓને ભાતું અપાય છે કે જેમાં વિવિધ પક્વાનો હોય છે. આ સિવાય ગરમ કે ઠંડાં પાણીનો પ્રબંધ પણ રાખે છે. ભાતાતલાટીનું વિશાળ મકાન, તથા બગીચો, બાજુના કમરાઓ આદિની વ્યવસ્થા ઘણી સારી છે. તલાટીના આગળના ભાગનો વિશાલ ચોક, તેની છત્રી, શેઠ લાલભાઇ દલપતભાઇની માતુશ્રી ગંગામાએ બંધાવેલ છે

---

૧. પેઢીની સ્થાપના સંબંધી ઇતિહાસ આ જ ગ્રંથમાં પાછળ આપવામાં આવશે.

૨. ભાતાતલાટીની શરૂઆત મુનિમહારાજ શ્રી કલ્યાણવિમલજીના ઉપદેશથી થઇ થયેલ છે.

પહાડ ઉપર ચઢતાં રસ્તામાં કુંડ અને વિસામાઓ આવે છે. આ વિસામાઓ ઉપર ગરમ અને ઠંડા પાણીની વ્યવસ્થા પેઢી રાખે છે.

ઉપર કિલ્લામાં રહેલ જિનમંદિરો અને ધાર્મિક સ્થાનોનું રીપેરીંગ, સાફસૂફી, દેખરેખ પેઢી રાખે છે. ઉપર્યુક્ત કાર્યો કરવા માટે પેઢી તરફથી ઉપર એક ઇન્સપેક્ટર રહે છે. સેંકડો પૂજારીઓ, સિપાઇઓ, કામ કરનારાઓ તેના હાથ નીચે કાર્ય કરે છે. પહાડ ઉપર રથયાત્રા, પૂજા, સ્નાત્ર આદિની વ્યવસ્થા પણ પેઢી જ કરે છે.

બીજાં કાર્યો માટે પણ પેઢીના હાથ નીચે સેંકડો માણસો કામ કરે છે.

નીચેની કેટલીક ધર્મશાલાઓ પણ પેઢીના વહીવટમાં છે. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી એટલે એક નાનો દરબાર સમજી લ્યો.

પેઢી તરફથી એક મોટી પાંજરાપોળ છાપરીયાળીમાં ચાલે છે. ભાવનગર સ્ટેટે આ ગામ પેઢીને ભેટ આપેલું છે, જ્યાં સેંકડો હજારો પશુઓનું પાલન થાય છે. શહેરમાં પણ પાંજરાપોળનું વિશાલ મકાન છે. અહીં થોડાં પશુઓ રાખી બાકીનાં છાપરીયાળી મોકલવામાં આવે છે.

આ સિવાય પેઢી તરફથી પાઠશાલા, જ્ઞાનભંડાર, ઔષધાલય વગેરે પણ ચાલે છે.

સાતે ક્ષેત્રોની વ્યવસ્થા, સારસંભાલ અને દેખરેખ રાખવાનું મહાન્ કાર્ય આ પેઢી કરે છે. આ સંસ્થા પાલીતાણાની મહાન્ અને પુરાણી સંસ્થા છે.

# ધાર્મિક કેળવણી સંસ્થાઓ

## શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળ—

પાલીતાણા એ હિન્દુસ્તાનના જૈનસંઘનું મહાન્ તીર્થક્ષેત્ર છે તેમ જૈનધર્મના સંસ્કારો અને જ્ઞાન આપવાનું કાશી જેવું વિદ્યાક્ષેત્ર નથી તો પણ કેટલીક વિદ્યાપ્રચાર સંસ્થાઓ સારું કાર્ય કરી રહી છે. આ બધામાં સૌથી શ્રેષ્ઠ જ્ઞાનપ્રચાર કરનારી સંસ્થા તે શ્રી **યશોવિજયજી જૈન ગુરૂકુલ છે,** જેની સ્થાપના સદ્ગત ગુરુદેવ શ્રી ચારિત્રવિજયજી મહારાજ સાહેબે (કચ્છીએ) કરી છે. સંસ્થાની સ્થાપના પાલીતાણાને વિદ્યાપુરી બનાવવાની શુભ ભાવનાથી જ કરી હતી અને શરૂઆતમાં સંસ્કૃત, પ્રાકૃત તથા જૈનધર્મનું ઉત્તમ જ્ઞાન મળે તેવી વ્યવસ્થા હતી.

સં. ૧૯૬૮ ના કા. શુ ૫ ના રોજ આ સંસ્થાની સ્થાપના મહારાજ સાહેબ શ્રી ચારિત્રવિજયજી(કચ્છી)એ કરી હતી. એ જ સાલના વૈશાખ મહિનામાં સંસ્થા સાથે બોર્ડીંગ હાઉસની સ્થાપના કરી હતી. સંસ્થાનું શરૂઆતનું નામ યશોવિજયજી જૈન સંસ્કૃત પ્રાકૃત પાઠશાલા, બોર્ડીંગ હાઉસ હતું.

૧૯૬૯ ના ભયંકર જલપ્રલય સમયે ગુરુમહારાજ શ્રી ચારિત્રવિજયજીએ સેંકડો મનુષ્યો અને પશુઓના જાન બચાવ્યા હતા. મહારાજશ્રીનું આ મહાન્ પરોપકારી

કાર્ય જોઇ તે વખતના પાલીતાણા સ્ટેટના મેનેજર મેજર સ્ટ્રોંગ સાહેબે પાઠશાલા માટે પાંચ વીઘા જમીન તદ્દન અલ્પ મૂલ્યે ભેટ આપી હતી. ત્યાં ભાવિ ગુરુકુલને યોગ્ય ભવ્ય મકાન બંધાયાં. મહારાજશ્રીએ તનતોડ મહેનત કરી સંસ્થાને ઉન્નત અને ભવ્ય બનાવી મુંબઇની કમિટીને આ સંસ્થાની વ્યવસ્થાનું કાર્ય સોંપ્યું અને મહારાજશ્રીની ઇચ્છાનુસાર સંસ્થાનું નામ શ્રી યશોવિજયજી જૈન ગુરુકુલ રાખવામાં આવ્યું છે.

અત્યારે આ સંસ્થા ઘણા જ ઊંચા પાયા પર ચાલે છે. તેના વ્યવસ્થાપકો ઉત્સાહી અને સમાજસેવી છે ગુરુકુલમાંથી સંખ્યાબંધ સાધુઓ પણ થયા છે. સંસ્થાની ઘરની સ્કુલ, સિંઘી વિદ્યાભૂવન, જિનમંદિર, ગુરુમંદિર ( કે જ્યાં સંસ્થાના સ્થાપક આત્મા મહાત્મા શ્રી ચારિત્રવિજયજી મહારાજની ભવ્ય વિશાલ મૂર્તિ બિરાજમાન છે ), પ્રાર્થનામંદિર, જ્ઞાનમંદિર, લાયબ્રેરી વગેરે વિભાગ ઘણા જ સુંદર છે. સંસ્કૃત પ્રાકૃત વિભાગ પણ ચાલુ થશે એવી ભાવના છે. પાલીતાણા સ્ટેશન ઉપર ઉતરતાં પ્રથમ જ જૈન સમાજના આ ભવ્ય ગુરુકુલનાં દર્શન થાય છે. સેંકડો વિદ્યાર્થીઓ કલ્લોલ કરતા વિદ્યાધ્યયન કરી જ્ઞાનામૃતનું મધુર ભોજન પામી આત્માનંદ મેળવે છે.

### જૈન બાલાશ્રમ—

છપ્પનના દુષ્કાળ સમયમાં આ સંસ્થા સ્થપાઈ હતી. આ સંસ્થા અનાથ જૈન વિદ્યાર્થીઓને બધાં સાધનો પૂરાં પાડી વિદ્યાભ્યાસ કરાવે છે સંસ્થા ઘણાં વરસો સુધી ભીડભંજન મહાદેવના મકાનમાં હતી. હમણાં તળાટીના રસ્તા ઉપર ભવ્ય બિલ્ડીંગ બની છે. જીવનમંદિર, લાયબ્રેરી ઇત્યાદિની વ્યવસ્થા સારી છે.-ગરીબ વિદ્યાર્થીઓને આશીવાદરૂપ છે.

### શ્રી સિદ્ધક્ષેત્ર જૈન શ્રાવિકાશ્રમ—

આ સંસ્થા જૈન શ્રાવિકાઓ-સધવા હો કે વિધવા, તથા કુમારિકાઓને ધાર્મિક, નૈતિક, વ્યવહારિક અને ઔદ્યોગિક શિક્ષણ આપવાના હેતુથી સ્થપાએલી છે.

### શ્રી હેમચંદ્રાચાર્યજી પાઠશાલા—

શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી આ સંસ્થા ચાલે છે. ખાસ સાધુ મહાત્મા, સાધ્વીજીઓને સંસ્કૃત પ્રાકૃત ધાર્મિક સિદ્ધાંતનું જ્ઞાન આપવા આ સંસ્થા ચાલે છે. શ્રાવક-શ્રાવિકાઓને પણ સમય મળે છે. આ સંસ્થા ઘણી સારી છે ખાસ જૈન પંડિતદ્વારા અધ્યાપન કાર્ય ચાલે છે.

### વીરબાઇ પાઠશાલા—

આ પાઠશાળા શેઠ કેશવજી નાયકની ધર્મપત્ની વીરબાઇએ સ્થાપી છે. પાઠશાળા માટે વિશાળ ભવ્ય મકાન છે. સાધુ-સાધ્વીઓ અને શ્રાવક-શ્રાવિકાઓને

વ્યાકરણ, કાવ્ય, કોશ, સાહિત્ય, ન્યાય આદિનો અભ્યાસ કરાવાય છે. બ્રાહ્મણ પંડિતોને ખાસ સ્થાન અપાય છે. અત્યારે તો ટ્રસ્ટીઓદ્વારા વ્યવસ્થા ચાલે છે.

### રાયબાબુ બુદ્ધિસિંહજી જૈન પાઠશાલા—

પાલીતાણા શહેર તથા બહારગામના યાત્રાળુઓના છોકરાઓને ધાર્મિક જ્ઞાન આપવાની વ્યવસ્થા છે તેમજ શ્રાવિકાઓને તથા શ્રાવકોને પણ જીવવિચારાદિ પ્રકરણોનું જ્ઞાન આપવાની વ્યવસ્થા છે. સાધુ સાધ્વીઓને માટે પણ પ્રબંધ છે. ચાલીશ વર્ષથી સંસ્થા ચાલે છે, વ્યવસ્થા સારી છે. દેખરેખ મોટી ટોળીની છે.

### શ્રી જિનદત્તસૂરિ બ્રહ્મચર્યાશ્રમ—

આ સંસ્થાની વ્યવસ્થા તથા દેખરેખ શેઠ પ્રેમચંદજી મરોઠી આદિ રાખે છે. ખાસ કરીને મારવાડ વગેરે પ્રદેશમાં વસતા જૈન વિદ્યાર્થીઓ અત્રે અભ્યાસ કરી શકે તે માટેનો પ્રબંધ આ સંસ્થામાં મુખ્યત્વે રાખવામાં આવ્યો છે.

### રાયબાબુ ધનપતસિંહજી પાઠશાલા—

પાલીતાણા શહેરના જૈન વિદ્યાર્થીઓને ધાર્મિક જ્ઞાન અપાય છે. નાની ટોળી વ્યવસ્થા રાખે છે. ત્રીશ વર્ષથી સંસ્થા ચાલે છે

## જ્ઞાનભંડાર—લાયબ્રેરી

### તલકચંદ માણેકચંદ લાયબ્રેરી—

સુરતનિવાસી શેઠ તલકચંદ માણેકચંદે પાલીતાણામાં આવતા જૈન યાત્રાળુઓને તથા પાલીતાણાની જનતાના લાભાર્થે આ લાયબ્રેરીની સ્થાપના કરી છે. ઇંગ્લીશ, ગુજરાતી દૈનિક, સાપ્તાહિક, માસિક પેપરો આવે છે. પુસ્તકો પણ સારી સંખ્યામાં છે.

### વીરબાઇ લાયબ્રેરી—

શેઠ કેશવજી નાયકની ધર્મપત્નીએ આ સંસ્થા સ્થાપી છે. સંસ્થા માટે ભવ્ય મકાન અર્પણ કરેલ છે. શાસ્ત્રીય પુસ્તકો શાસ્ત્રસંગ્રહનો જથ્થો સારો છે. વ્યાકરણ, કાવ્ય, સાહિત્ય, ન્યાયનાં પુસ્તકોનો સંગ્રહ પણ યથેષ્ટ છે. સાપ્તાહિક અને માસિક પેપરો પણ આવે છે.

### પન્નાલાલ લાયબ્રેરી—

બાબુ પન્નાલાલજીની ધર્મશાલામાં જ લાયબ્રેરી છે. પુસ્તકોનો સંગ્રહ સામાન્ય છે. મુનિમજી જોઇએ તેને વાંચવા આપે છે.

### મોહનલાલજી લાયબ્રેરી—

ઉજમબાઇની મેડીમાં આ લાયબ્રેરી છે. સામાન્ય પુસ્તકસંગ્રહ છે. ટોળીવાળા વ્યવસ્થા કરે છે.

### અંબાલાલ જ્ઞાનભંડાર—

આણંદજી કલ્યાણજીની પેઢીના તાબામાં આ જ્ઞાનભંડાર છે. શાસ્ત્રસંગ્રહ સારો છે. સાધુ સાધ્વીઓને અમુક સમયે ઉપયોગ કરવા દેવામાં આવે છે.

### શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ જૈન જ્ઞાનમંદિર—

આ જ્ઞાનમંદિર શેઠ આણંદજી કલ્યાણજીની દેખરેખ નીચે સારી રીતે ચાલે છે. સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી, ધાર્મિક શાસ્ત્રીય સંગ્રહ ઘણો જ સારો છે. વ્યાકરણ, કાવ્ય, કોષ, ન્યાય, સાહિત્ય સંગ્રહ પણ સારો છે. શેઠાણી જસકોર બાઇની ધર્મશાલામાં આ સંસ્થા છે.

### રાયબાબુ ધનપતસિંહજી જ્ઞાનભંડાર—

આ સંસ્થા તલાટી ઉપરના બાબુના મંદિરજીમાં છે. શાસ્ત્રસંગ્રહ સારો છે. સાધુ સાધ્વીઓના ઉપયોગ અર્થે સંસ્થા સ્થપાયેલ છે. મુનિમજીની વ્યવસ્થા છે.

શ્રી યશોવિજયજી જૈન ગુરુકુલ અને જૈન બાલાશ્રમમાં પણ જ્ઞાનમંદિર, લાયબ્રેરી ચાલે છે, જેમાં ધાર્મિક સામાજિક પુસ્તકોનો સંગ્રહ છે. પેપરો પણ આવે છે. બન્ને સ્થાનોમા વ્યવસ્થા સારી છે.

આ સિવાય હમણાં જ નવીન બંધાયેલ મુક્તિકમલ જૈન સાહિત્યમંદિર તથા ગિરિરાજની શીતલ છાયામાં નીચે તલાટીની પાસે બંધાયેલ ભવ્ય આગમમંદિર પણ દર્શનીય છે.

## પાલીતાણા શહેરનાં જૈન મંદિરોની સંક્ષિપ્ત નોંધ

### ૧. મોટું દહેરાસર—

મૂલનાયક શ્રી આદિનાથ ભગવાન છે. વિ. સં. ૧૮૭૧ દીવબંદરનિવાસી શેઠ રૂપચંદ ભીમશીએ આ દેહરાસરજી બંધાવી મહા શુદિ બીજને દિવસે પ્રભુજીની સ્થાપના કરી હતી. આ મંદિરજીની વ્યવસ્થા શેઠ આ. ક. ની પેઢી રાખે છે.

### ૨. નાનું દહેરાસર ( શ્રી ગોડીજી પાર્શ્વનાથજીનું મંદિર )—

સુરતનિવાસી ભણશાળી હીરાચંદ ધરમચંદની ધર્મપત્નીએ ૧૮૫૦મા પાલીતાણામાંના પોતાના મકાનમા નાનું દહેરાસર કરાવી, શ્રી ગોડીજી પાર્શ્વનાથજીની સ્થાપના કરી હતી. હમણાં વિશાલ મંદિર બનાવી તેમા પ્રતિષ્ઠા કરાવી છે. વ્યવસ્થા શેઠ આ. ક. ની પેઢી રાખે છે.

### ૩. ગોરજીના ડેલામાં શ્રી શાન્તિનાથજીનું મંદિર-

સં. ૧૯૫૦ માં રાયબાબુ ધનપતસિંહજીની અંજનશલાકાસમયે પ્રતિષ્ઠા થઇ છે.
આ પ્રમાણે શ્વેતાંબર શ્રી સંઘના ત્રણ મંદિરો પાલીતાણા શહેરમાં છે.
નીચેના ૭ મંદિરો ગામ બહાર ક્યે. જૈન ધર્મશાળાઓમાં છે

### ૪. શે. નરશી કેશવજીની ધર્મશાળામાં ચોમુખજીનું મંદિર–

સં. ૧૯૨૧ ની શેઠ નરશી કેશવજીની અંજનશલાકા સમયે આ દેહરાસરજીમા ચોમુખજીની પ્રતિષ્ઠા થઇ છે. વ્યવસ્થા શેઠ જેઠુભાઈ નરસીભાઇ તરફથી ધર્મશાલાના મુનિમજી કરે છ. નરશી કેશવજીની ધર્મશાલામા આ ચોમુખજીનું મંદિર છે.

### ૫. ચંદ્રપ્રભુનું મંદિર–

શેઠ નરશી નાથાની ધર્મશાલામાં આ મંદિર છે. સં. ૧૯૨૮ મા શેઠજીએ મંદિરજીના સ્થાપના કરી હતી. ધર્મશાલાના મુનિમજી શેઠજી તરફથી વ્યવસ્થા રાખે છે.

### ૬. શ્રી મહાવીરસ્વામીનું યાને પાઠશાલાનું મંદિર–

શેઠ કેશવજી નાયકની ધર્મપત્ની વીરબાઇએ શ્રી સંઘના પઠનપાઠન માટે જે પાઠશાલા બંધાવી ત્યા જ અંદરના ભાગમાં દેહરાસરજી બંધાવી સં. ૧૯૫૪માં પ્રતિષ્ઠા કરાવી છે. વ્યવસ્થા કમીટીની છે. સંભાળ મુનીમજી રાખે છે. મૂલનાયકજી શ્રી મહાવીરસ્વામી છે.

### ૭. મોતીસુખીયાનું મંદિર–

શ્રી આદીશ્વર પ્રભુનું યાને મોતીસુખીયાની ધર્મશાલાના દહેરાસરજીની સં. ૧૯-૫૪માં સુખીવાળા શેઠાણી મોતીકુંવરે પ્રતિષ્ઠા કરાવી છે. શિખરબંધ નાજુક મંદિર છે. મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાન છે. વ્યવસ્થા માટે ટ્રસ્ટ ફંડ છે.

### ૮. શ્રી પાર્શ્વનાથજીનું યાને જસકુંવરનું મંદિર–

સુરતનિવાસી શેઠાણી જશકુંવરે પોતાની ધર્મશાલામા અંદરના ભાગમાં વિશાલ કંપાઉન્ડમા શિખરબંધ મંદિર બંધાવી સં. ૧૯૪૯મા પ્રતિષ્ઠા કરાવી છે. મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથ પ્રભુજી છે. મંદિર વિશાલ અને સરસ છે. શેઠ આ. ક.ની પેઢી વ્યવસ્થા રાખે છે.

### ૯. સાચા દેવનું યાને માધવલાલ બાબુનું મંદિર–

કલકત્તાનિવાસી બાબુશ્રી માધવલાલ દુગડે ૧૯૫૮મા ધર્મશાલા બંધાવી અને પાછળના ભાગમાં શિખરબંધ મંદિર બંધાવી એ જ સાલમાં પ્રતિષ્ઠા કરી. મૂલનાયક શ્રી સુમતિનાથજી ભગવાન છે. વ્યવસ્થા બાબુજી તરફથી મુનિમજી રાખે છે.

### ૧૦. ગુરુકુળ મંદિર–

પાલીતાણા સ્ટેશન સામે જ શ્રી ય. વિ. જૈન ગુરુકુલમાં ભવ્ય મંદિર છે. મૂલનાયક શ્રી સુમતિનાથજી સંપ્રતિ રાજાના સમયના પ્રાચીન છે. સંસ્થાની સ્થાપનાના સમયથી જ મંદિરજીની વ્યવસ્થા રાખવામા આવી હતી. સાથે જ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજની ભવ્ય મૂર્તિ, ગુરુદેવ શ્રી ચારિત્રવિજયજી મહારાજની ભવ્ય મૂર્તિ તથા સરસ્વતી દેવીની મૂર્તિ ખાસ દર્શનીય છે.

મુખ્ય ટુંક શ્રી આદિજિન પ્રાસાદે જતાં માર્ગના મંદિરોની હારમાળા

નવ ટુંકમાંથી લેવામાં આવેલ દેવનગરનું વિહંગ દૃશ્ય

### ૧૧. બાલાશ્રમ મંદિર–

જૈન બાલાશ્રમમાં હમણાં નવા બનેલા મકાનમાં જૈન મંદિર છે જે તલાટી રોડ ઉપર આવેલ છે.

## પાદુકા દહેરીઓ

### ૧. આદિનાથની દહેરી

શ્રી ઋષભદેવ પ્રભુજીની દહેરી છે. ત્રણ જોડી પગલાંની સ્થાપના છે. કચ્છી રણસિંહ દેવરાજની ધર્મશાળા પાસે જે તળાવ છે તે સ્થાને આ દહેરી આવેલી છે. દહેરી ફરતો કોટ કરેલો છે. આ લલિતાંગ તળાવ મંત્રીશ્વર શ્રી વસ્તુપાલ તેજપાલે પોતાની ધર્મપત્ની લલિતાદેવીના નામથી બંધાવેલ છે. કહે છે કે આ તળાવ સાડાબાર લાખ રૂપિયાનો ખર્ચ કરી બંધાવવામાં આવ્યુ હતું. તળાવને કિનારે શ્રી આદીશ્વર ભગવાનનું ભવ્ય આલિશાન મંદિર પણ બધાવ્યું હતું, જેમાંનું અત્યારે કશું નથી. ૬૦ થી ૭૦ વર્ષ પહેલાં તળાવ સારા રૂપમાં હતું. અત્યારે દહેરી ને પાદુકાઓ છે. તળાવ પુરાઇ જવાથી અત્યારે તો તે સ્થાન પર વસ્તી થઇ ગઇ છે.

### ૨. જુની તલાટીની દહેરી

અત્યારે જે તલાટી છે તેની પહેલાંની તલાટી જે સ્થાને હતી ત્યાં બે દહેરીઓ છે જેમાં ત્રણ પાદુકાઓ છે. દહેરીના ચોતરા ઉપર જૂનું રાયણનું વૃક્ષ છે. પર્યુષણામાં ચૈત્યપરિપાટી કરતા શહેરનો જૈનસંઘ વાજતેગાજતે અહીં આવી દર્શન કરી શ્રી સિદ્ધ-ગિરિરાજની સ્તુતિ ચૈત્યવંદનાદિ કરે છે. ઠેઠ બાવાના અખાડા પાસે અને દરબારી સ્કુલના પાછળના ભાગ. આ પવિત્ર સ્થાનની રક્ષા માટે ચોતરાને ફરતી જાળી કરાવી લઇ રીપેરીંગ આદિ કરાવવાની જરૂર છે. આ. ક. પેઢી અને સ્થાનિક સંઘ આ તરફ જરૂર લક્ષ આપે.

### ૩. ગોડીજીના પગલાંની દહેરી

ધાંધરકના નદીના ઘાટ ઉપર અને સ્મશાનથી થોડે દૂર આ દહેરી આવેલી છે. વિજયાદશમીએ શ્રી સંઘ તરફથી અહીં ધ્વજા ચડે છે.

### ૪. દાદાજીની દહેરી

ખરતરગચ્છીય જંગમ યુગપ્રધાન જિનદત્તસૂરિજીની પાદુકાની દહેરી છે. હમણા ત્યાં નવું મંદિર બન્યું છે. ઘોઘાવાળાની ધર્મશાળા પછવાડે આવેલ ગોરજીની વાડીમાં.

શહેરમાં ત્રણ ઉપાશ્રયો છે. તપાગચ્છના ઉપાશ્રયને મોટા ઉપાશ્રયના નામથી ઓળખાવાય છે. બીજો ખરતરગચ્છનો અને ત્રીજો અંચલગચ્છનો ઉપાશ્રય છે. આ ઉપાશ્રયોમાં અત્યારે યતિઓ ઉતરે છે. પ્રાય સાધુઓ અને સાધ્વીઓ જુદી જુદી ધર્મશાળાઓમા ઉતરે છે. ઉપાશ્રયોની વ્યવસ્થા શ્રી સંઘ કરે છે.

# પાલીતાણા શહેરની જૈન ધર્મશાળાઓ

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | શેઠ હેમાભાઈની | ધર્મશાળા | ઠેકાણું. | મોટા દેરાસરજીની પછવાડે. |
| ૨ | ,, મોતીશાની | ,, | ,, | મોટા દેરાસરજીની સામે. |
| ૩ | ,, હેમાભાઈની | હવેલી | ,, | મોટા દેરાસરજીની પછવાડે. |
| ૪ | ,, નરશી કેશવજીની | ધર્મશાળા | ,, | શત્રુંજયના દરવાજા બહાર. |
| ૫ | ,, નરશી નાથાની | ,, | ,, | મોટા વન્ડાની જોડે. |
| ૬ | ,, મોતીસુખીયાની | ,, | ,, | નરશી કેશવજીની જોડે. |
| ૭ | ,, પન્નાલાલ બાબુની | ,, | ,, | તલાટીના રસ્તા પર. |
| ૮ | ,, કોટાવાળાની | ,, | ,, | ,, ,, ,, |
| ૯ | ,, માધવલાલ બાબુની | ,, | ,, | ,, ,, ,, |
| ૧૦ | ,, રતનચંદ પાટણવાળાની | ,, | ,, | ,, ,, ,, |
| ૧૧ | નહાર બિલ્ડીંગ | ,, | ,, | ,, ,, ,, |
| ૧૨ | જશકુંવરબાઈની | ,, | ,, | દરબારી નિશાળ સામે. |
| ૧૩ | પુરબાઈની | ,, | ,, | દરબારી નિશાળના ગઢ સામે. |
| ૧૪ | શેઠ રણુસિંહ દેવરાજની | ,, | ,, | પોષ્ટઓફિસ પાસે તળાવના નાકે. |
| ૧૫ | ,, ચંપાલાલ મારવાડીની | ,, | ,, | મોતીસુખીયાની ધર્મશાળા સામે. |
| ૧૬ | ચાંદભુવન | ,, | ,, | ચંપાલાલ મારવાડીની ધર્મશાળા સામે. |
| ૧૭ | કલ્યાણ ભુવન | ,, | ,, | ,, ,, ,, ,, |
| ૧૮ | ઘોઘાવાળાની | ,, | ,, | } મોતીસુખીયાની સામે. |
| ૧૯ | જામનગરવાળાની | ,, | ,, | } બન્ને સાથે સાથે જ છે. |
| ૨૦ | મગન મોદીની | ,, | ,, | ભીડભંજનની પડખે. |
| ૨૧ | પુનશી સામંતની | ,, | ,, | મગન મોદીની ધર્મશાળા સામે. |
| ૨૨ | મહાજનનો વંડો | તેમાં ભવ્ય ધર્મશાળાઓ છે. | | |
| ૨૩ | શેઠ હઠીભાઈની | ધર્મશાળા | | ગામમાં દાણાપીઠમાં. |
| ૨૪ | વોરા અમરચંદ તથા હઠીસીંગભાઈની | ,, | ,, | ગામમાં નવાપરામાં |
| ૨૫ | સાત ઓરડાની | ,, | ,, | ગામમાં ગોડીજીના દેરા સામે. |
| ૨૬ | મસાલીઆની | ,, | ,, | ગામમા સાત ઓરડા સામે. |
| ૨૭ | લલ્લુભાઈની | ,, | ,, | ગામમાં શત્રુંજયના દરવાજા પાસે. |
| ૨૮ | શેઠ સુરજમલની | ,, | ,, | ગામમાં લલ્લુભાઈની ધર્મશાળા સામે. |
| ૨૯ | ગોરજીનો ડેલો | ,, | ,, | ગામમા કાપડ બજારમાં. |
| ૩૦ | ઉજમફઈની | ,, | ,, | ગામમાં માંડવી પાસે |
| ૩૧ | મોતીકડીયાની | ,, | ,, | ગામમાં કંદોઈ બજારમાં. |

| | | | |
|---|---|---|---|
| ૩૨ | ભંડારીની | ધર્મશાળા | ગામમાં બારોટના નાના ચોરા પાસે. |
| ૩૩ | પીપળાવાળી | ,, ,, | બારોટના મોટા ચોરા પાસે. |
| ૩૪ | જોરાવરમલજીની | ,, ,, | ગામમાં ફકીરની ડેલી પાસે. |
| ૩૫ | ડાહ્યાભાઇના ઓરડા | ,, ,, | સાત ઓરડાની અંદર ગાળે. |
| ૩૬ | દયાચંદજીવાળી | ,, ,, | ઉજમબાઇની ધર્મશાળાની અંદર ગાળે. |
| ૩૭ | નગરશેઠનો વન્ડો ( ધુલીઓ વન્ડો ) જેમાં આંબિલખાતું ચલાવે છે. | | પોષ્ટઓફીસ પાસે. |
| ૩૮ | વીરબાઇ પાઠશાળા | ,, ,, | નરસી કેશવજીની સામે. |
| ૩૯ | શેઠ નગીન કર્પુરચંદની | ,, ,, | |
| ૪૦ | મહાજનની ગામના સંઘની વિશાળ ધર્મશાળા છે. | ,, ,, | ગામમાં નવાપરામાં |

આ સિવાય ગૌશાલા (પાંજરાપોળ), સદાવ્રત, રસોડાં, જૈન વીશી, શ્રી વર્ધ્ધમાન તપ આયંબિલખાતું જે ઘણું જ સારું ચાલે છે. શેઠ આ. ક. પેઢી તરફથી ચાલતાં અનેક ધાર્મિકખાતા, શ્રેયસ્કર મંડલ, એન. એમ. પંડિત એન્ડ પુસ્તક પ્રકાશક મંડલ વિગેરે વિગેરે છે.

# શત્રુંજય તીર્થનો ઇતિહાસ

આપણે ગિરિરાજની ઉપર ચડ્યા છીએ તો શ્રી શત્રુંજય તીર્થનો ઇતિહાસ પણ જોઇ લઇએ—

આ તીર્થ ઘણું જ પ્રાચીન છે. જૈન આગમ જ્ઞાતાધર્મકથામાં શત્રુંજય ગિરિરાજનો ઉલ્લેખ પુંડરીકાચલ વગેરે નામથી મળે છે. આ સિવાય અનેક જૈન ગ્રંથોમાં આ તીર્થનું માહાત્મ્ય, મહત્ત્વ, ગૌરવ અને પ્રભુતાનો ઉલ્લેખ વિસ્તારથી મળે છે. આ તીર્થની સ્પર્શના કરી અનેક ભવ્યાત્માઓ આત્મકલ્યાણ સાધી, કર્મરહિત બની મુક્ત થયા છે. આ મહાન્ તીર્થના માહાત્મ્યસૂચક 'શત્રુંજય માહાત્મ્ય' નામનો મહાન્ ગ્રંથ સંસ્કૃત ભાષામાં શ્રી ધનેશ્વરસૂરિજી મહારાજે બનાવેલ છે જે ૩૯૦૦ શ્લોક પ્રમાણ છે. હિન્દુધર્મમાં જેમ સતયુગ, કલિયુગ આદિ પ્રવર્તમાન કાલના ૪ વિભાગ માનેલા છે તેમ જૈન ધર્મમાં પણ સુષમઆરો, દુષમઆરો આદિ પ્રવર્તમાન કાલના ૭ વિભાગ માનેલા છે. આ આરા( કાલચક્ર )માં ભારતવર્ષમાંની દરેક વસ્તુઓના સ્વભાવ અને પ્રમાણમાં સ્વાભાવિક પરિવર્તન થાય છે. આ નિયમ પ્રમાણે શ્રી શત્રુંજય ગિરિરાજના વિસ્તારમાં અને ઉંચાઇમાં પણ પરિવર્તન થાય છે. શત્રુંજય માહાત્મ્યમાં લખ્યું છે કે પ્રથમ આરામાં આ તીર્થ ૮૦ યોજન, બીજા આરામાં ૭૦ યોજન, ત્રીજા આરામાં ૬૦ યોજન, ચોથા આરામાં ૫૦ યોજન, પાંચમા આરામાં ૧૨ યોજન અને છઠ્ઠા આરામાં ૭ હાથ પ્રમાણ આ તીર્થનું માન હોય છે. આ તીર્થ પ્રાયઃ શાશ્વત છે અર્થાત્ તેનો કદી વિનાશ નથી થતો. અને જૈના

એક પવિત્રસ્થાન અમોનાને પણ તે એવો માને છે કે જેનો પ્રલયકાલમાં પણ વિનાશ થતો નથી.

આ મહાન્ પવિત્ર તીર્થાધિરાજનું વિસ્તારથી વર્ણન કરતાં આખું પુસ્તક તૈયાર થઇ જાય છતાં યે સંક્ષેપમાત્રમાં તેનું વર્ણન જણાવું છું.

ત્રીજા આરાના અંતમાં વર્તમાન જૈનધર્મના આદ્યપ્રવર્તક શ્રી ઋષભદેવ ભગવાનનો જન્મ થયો. આ અવસર્પિણી યુગમાં જૈનધર્મમાં ચોવીશ તીર્થંકર ભગવાન્ થયા છે તે બધામાં શ્રી ઋષભદેવજી પ્રથમ તીર્થંકર હતા તેથી તેમને આદિનાથ[1] પણ કહે છે.

આ યુગમાં પ્રવર્તમાન માનવ ધર્મ, ધર્મ સંસ્કૃતિના આદ્ય પુરસ્કર્તા આ ઋષભદેવજી જ છે. તેમણે પોતાના જીવનની ઉત્તરાર્ધ અવસ્થામાં સંસારત્યાગ કરી સાધુપણું સ્વીકાર્યું હતું. એક હજાર વર્ષ ઘોર તપશ્ચર્યા કર્યા બાદ તેમને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું હતું.

શ્રી ઋષભદેવજી પોતાની સર્વજ્ઞાવસ્થામાં શ્રી શત્રુંજયગિરિ ઉપર અનેકાનેકવાર પધાર્યા હતા અને દેવરાજ દેવેન્દ્ર, નરેન્દ્ર, મનુષ્ય તથા પશુઓની સન્મુખ આ તીર્થની પૂજ્યતા, મહત્તા, પવિત્રતા તથા પ્રાચીનતાનું વર્ણન કર્યું હતું.

ભગવાન શ્રી ઋષભદેવજીના પ્રથમ પુત્ર અને ભરતખંડના પ્રથમ ચક્રવર્તી ભરતરાજાએ આ ગિરિરાજ ઉપર બહુ જ વિશાલ ગગનચુમ્બી ભવ્ય સુવર્ણમય જિનાલય બંધાવ્યું અને તે જિનાલયમાં રત્નમય જિનબિંબની સ્થાપના કરી ત્યારથી તો આ તીર્થનું માહાત્મ્ય ઘણું જ વધ્યું.

બાદ શ્રી ઋષભદેવજીના પ્રથમ ગણધર શ્રી પુંડરીકસ્વામીએ પાંચ ક્રોડ મુનિમહાત્માઓની સાથે ચૈત્રી પૂર્ણિમાને દિવસે આ ગિરિરાજ પર નિર્વાણપદ પ્રાપ્ત કર્યું. આજ પણ તે પવિત્ર દિવસની સ્મૃતિમાં હજારો જૈન યાત્રીઓ યાત્રાર્થે આ ગિરિરાજ પર આવે છે.

આ સિવાય નમિ અને વિનમિ નામના વિદ્યાધર મુનિપુંગવો બે ક્રોડ મુનિ મહાત્માઓની સાથે, દ્રાવિડ અને વારિખિલ્લ નામના બંધુ મહર્ષિઓ દશ ક્રોડ મુનિઓની સાથે, ચક્રવર્તી અને તેમના ઉત્તરાધિકારી અનેક રાજાઓ અનેક મુનિ મહાત્માઓની સાથે, શ્રી રામચંદ્રજી, ભરત આદિ ત્રણ ક્રોડ મુનિઓની સાથે, શ્રી કૃષ્ણજીના સુપુત્ર પ્રદ્યુમ્ન અને શામ્બ આદિ સાડીઆઠ કુમારોની સાથે, પાંચ પાંડવો વીશ ક્રોડ મુનિ મહાત્માઓની સાથે, અને નારદઋષિ વગેરે એકાણું લાખ મુનિ મહર્ષિઓ આ ગિરિરાજ પર મુક્તિ પામ્યા હતા. બીજા પણ અસંખ્ય મુનિ મહર્ષિઓ આ પવિત્ર ગિરિરાજ ઉપર તપશ્ચર્યા કરી શાશ્વતસુખ-મોક્ષસુખને પ્રાપ્ત

---

૧. તેમનાં પાંચ નામ છેઃ ઋષભદેવ, પ્રથમ રાજા, પ્રથમ ભિક્ષાચર, પ્રથમ તીર્થંકર અને આદિનાથ (યુગાદિનાથ).

થયા હતા. અનાદિકાલથી અસંખ્ય તીર્થંકરો અને મુનિ મહાત્માઓ અહીં મુક્તિ ગયા છે અને ભવિષ્યમાં પણ જશે. વર્તમાન ચોવીશીના બાવીશમા તીર્થંકર શ્રી નેમનાથજી સિવાય બધા તીર્થંકરોએ આ ગિરિરાજની સ્પર્શના (ફરસના) કરી છે. આ કારણોથી સંસારભરમાં જ નહિં કિન્તુ ત્રણ લોકમાં આ સ્થાન સૌથી વધારે પવિત્ર અને પૂજનીય છે. જે મનુષ્ય ભાવપૂર્વક એક વાર પણ આ સિધ્ધક્ષેત્રની ફરસના કરે છે તે ત્રણ જન્મમાં અવશ્ય મુક્તિ પ્રાપ્ત કરે છે આ તીર્થમાં રહેનાર પશુ પક્ષી પણ જન્માન્તરમાં મુક્તિ પામે છે એમ લખ્યું છે. આ તીર્થનું મહત્વ જણાવતાં શ્રી ધનેશ્વરસૂરિજી મહારાજ લખે છે કે

" मयूरसर्पसिंहाद्या हिंस्रा अप्यत्र पर्वते,
सिद्धा: सिध्यन्ति सेत्स्यन्ति प्राणिनो जिनदर्शनात ।
बाल्येऽपि यौवने वार्द्धे तिर्यग्जातौ च यत्कृतम,
तत्पापं विलयं याति सिद्धाद्रेः स्पर्शनादपि ॥ १ ॥ "

આવી રીતે આ ગિરિરાજનું માહાત્મ્ય છે. ચક્રવર્તી ભરતરાજે આ ગિરિરાજ પર સુવર્ણમય જિનમંદિર બંધાવ્યું હતું. બાદ તે મંદિરનો અનેક દેવેંદ્રો અને નરેન્દ્રોએ પુનરુધ્ધાર કરાવ્યો છે. ભરતાદિ રાજાઓએ રત્નમય અને પાછળના ઉધ્ધારકોએ સુવર્ણમય યા રજતમય જિનપ્રતિમાઓની સ્થાપના કરી હતી. તે પ્રતિમાઓને પાછળ પાછળના ઉદ્ધારકોએ ભાવી કાલની નિઃકૃષ્ટતાનો ખ્યાલ રાખી તે મૂર્તિઓ પર્વતની ગુફાઓમાં પધરાવી દીધી છે જ્યાં આજે પણ દેવતાઓ પ્રતિમાઓની પૂજા કરે છે. આ તીર્થ થયેલા ઉધ્ધારોની સંક્ષિપ્ત યાદી નીચે મુજબ છે.

૧ ભગવાન્ શ્રી ઋષભદેવજીના સમયનો ભરતચક્રીએ કરાવેલો ઉધ્ધાર.
૨ ભરતરાજાના આઠમા વંશજ દંડવીર્ય રાજાએ કરાવેલો ઉદ્ધાર.
૩ શ્રી સીમંધર તીર્થંકરના ઉપદેશથી ઇશાનેન્દ્રે કરાવેલો ઉધ્ધાર.
૪ માહેન્દ્ર દેવેન્દ્રે કરાવેલો ઉધ્ધાર.
૫ પાંચમા બ્રહ્મેન્દ્રે કરાવેલો ઉધ્ધાર.
૬ ચમરેન્દ્રે કરાવેલો ઉધ્ધાર.
૭ શ્રી અજિતનાથ તીર્થંકરના સમયમાં સગરચક્રવર્તીએ કરાવેલો ઉધ્ધાર.
૮ વ્યન્તરેન્દ્રે કરાવેલો ઉદ્ધાર.
૯ શ્રી ચન્દ્રપ્રભુ તીર્થંકરના સમયમાં શ્રી ચંદ્રયશા રાજાએ કરાવેલો ઉધ્ધાર.
૧૦ શ્રી શાન્તિનાથ પ્રભુના પુત્ર ચક્રાયુધ રાજાએ કરાવેલો ઉધ્ધાર.
૧૧ શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનકાલમાં શ્રી રામચંદ્રજીએ કરાવેલ ઉધ્ધાર.
૧૨ શ્રી નેમિનાથજી તીર્થંકરની વિદ્યમાનતામાં પાંડવોએ કરાવેલ ઉધ્ધાર.

આ પછી શ્રી ભગવાન મહાવીરસ્વામીના સમયમાં મગધ સમ્રાટ શ્રેણિકે શત્રુંજય ગિરિરાજ ઉપર મંદિરો બંધાવ્યાં હતાં. (જુઓ શત્રુંજય માહાત્મ્ય)

સુપ્રસિદ્ધ શત્રુંજય તીર્થની પ્રાચીનતા શ્રી જ્ઞાતાસૂત્ર,* અંતકૃદ્દશાંગ (સૂત્ર ૧૨૩ મું), સારાવલીપ્રકીર્ણક વગેરે જૈન સિદ્ધાંત-શ્વેતાંબર જૈન આગમમાં આવતા વર્ણનોથી સિદ્ધ થાય છે. તેમજ ચૌદ પૂર્વધર શ્રુતકેવલી શ્રી ભદ્રબાહુસ્વામીએ રચેલા, શ્રી વજ્રસ્વામીએ ઉદ્ધરેલા અને તે ઉપરથી શ્રી પાદલિપ્તસૂરિજીએ સંક્ષિપ્ત કરેલા શ્રી શત્રુંજય કલ્પની નીચેની આ ગાથા જુઓ—

" श्रीभद्रबाहुस्वामिना प्रणिते श्रीवज्रस्वामिनोध्धृते ततः श्रीपादलिप्ताचार्येण संक्षिप्तीकृते श्रीशत्रुंजयकल्पेऽप्युक्तम् ।"

(વિ સં. ૧૪૫૭ માં લખાયેલી પાટણ જૈન ભંડારમાં રહેલી અપ્રસિદ્ધ કુમારપાલ પ્રબંધની પ્રતિ. પૃ. ૮૨)

આ ઉલ્લેખથી શ્રી ધર્મઘોષસૂરિરચિત શત્રુંજયકલ્પ તથા શ્રી જિનપ્રભસૂરિજીરચિત શત્રુંજય કલ્પથી પણ શત્રુંજયની પ્રાચીનતા સિદ્ધ થાય છે. આ સિવાય શ્રી દાક્ષિણ્યચિન્હસૂરિજીકૃત કુવલયમાલા કથા (રચના સં. ૮૩૫, શક સં. ૭૦૦) જેવી પ્રાચીન કથાઓ અને શ્રી ધનેશ્વરસૂરિજીકૃત શત્રુંજય માહાત્મ્ય વગેરે ગ્રંથો પણ શત્રુંજયની પ્રાચીનતા સિદ્ધ કરી રહેલ છે.

શત્રુંજય તીર્થના ઉધ્ધારકોમાં ચક્રવર્તી ભરતરાજ,[1] સગર ચક્રવર્તી અને પાંડવો

---

* ततेणं से थावच्चापुत्ते अणगारसहस्सेण सद्धिं संपुरिवुडे जेणेव पुण्डरीए पव्वए तेणे व उवागच्छइ । उवागच्छित्ता पुंडरीय पव्वय सणियं सणियं दुरुहति । दुरुहित्ता मेघघणसन्निकासं देवसन्निवाय पुढवि सिलापट्टयं जाव पाओवगमणं णुवन्ने । (ज्ञाता० अध्य० ५, प० १०८-१)

ततेणं से सुए अणगारे अन्नया कयाइं तेणं अणगारसहस्सेण सद्धिं संपरिवुडे जेणे व पोंडरिए पव्वए जाव सिद्धे । ( अ. ५. प. १०८-२ )

ततेणं ते सेलयपामो करवा पंच अणगार सया बहूणि वासाणि सामन्नपरियागं पाउणित्ता जेणे व पोंडरीए पव्वए तेणे व उवागच्छन्ति जहे व थावच्चापुत्ते तहेव सिद्धा । (ज्ञा. अध्य. ५. प. ११२-२)

सेयं खलु अम्हं देवाणुप्पिया इमं पुव्वगहियं भत्तपाणं परिट्ठवेत्ता सेत्तुंजं पव्वयं सणियं सणियं दुरुहित्तए × × × जेणेव सेत्तुंजे पव्वए तेणे व उवागच्छन्ति । उवागच्छित्ता सेत्तुंजं पव्वयं दुरुहंति । ( ज्ञा अध्य. ५. प. २२६-२ )

१ भूमीन्दुसगरः प्रफुल्लनगरस्त्रग्दामरामप्रथ, श्रीरामोऽपि युधिष्ठिरोऽपि च शिलादित्यस्तथा जावडि., मंत्रीवाग्भट इव इत्यभिहिता शत्रुंजयोद्धारिणस्तेषामखलनामियेप सुकृतिः य सद्गुणालंकृतः ।

( બાલચંદ્રસૂરિકૃત વસંતવિલાસ )

વિગેરેનાં નામો મળે છે. તેમજ સમ્રાટ સંપ્રતિ[1] એ પણ મંદિર બંધાવ્યા છે. જીર્ણોધ્ધાર પણ કરાવ્યો છે. ત્યારપછી રાજા વિક્રમે[2] પણ જીર્ણોધ્ધાર કરાવ્યાનો ઉલ્લેખ મળે છે. આ ઉધ્ધારો સામાન્ય છે. શાલિવાહન, શિલાદિત્ય વગેરે વર્તમાન યુગના ઐતિહાસિક રાજા મહારાજાઓ પણ આ તીર્થના ઉદ્ધારકોમા ગણાય છે.

આ ઉપરાંત વિ. સં. ૧૦૮ માં જાવડશાહ શત્રુંજયનો ઉધ્ધાર કરાવ્યો. ત્યારપછી વિ. સં. ૪૭૭ માં થયેલા વલ્લભીના રાજા શિલાદિત્યે ધનેશ્વરસૂરિજીના ઉપદેશથી શત્રુંજયનો ઉદ્ધાર કરાવ્યો અને બૌધ્ધોના હાથમા ગયેલા તીર્થના રક્ષા કરી હતી. શ્રી પાદલિપ્તાચાર્યજીએ પણ શત્રુંજયની યાત્રા કરી હતી.

સુપ્રસિધ્ધ ગુર્જરનરેશ સિધ્ધરાજ જયસિંહે આ તીર્થની યાત્રા કરી બાર ગામ બક્ષીસ તરીકે દેવદાનમાં આપ્યાનાં પ્રાચીન ઉલ્લેખો[3] મળે છે.

---

૧. સમ્રાટ સંપ્રતિએ મરુદેવા શિખર ઉપર હાથીએ ચઢતાં મરુદેવા માતાનું મંદિર બંધાવ્યું હતું. તથા શાંતિનાથ પ્રભુનુ મંદિર બંધાવ્યુ હતું. શત્રુંજય ઉપર જતા કુંતાસરના ગાળાથી જુદાં પડતાં બે શિખરો પૈકી શ્રી ચૌમુખજી તરફનુ શિખર મરદેવા શિખર તરીકે ઓળખાય છે. અહીં પહેલી ટુંકમા પ્રવેશ કરતા સામે સમ્રાટ્ સંપ્રતિ રાજાનું દેરાસર છે. જો કે આ દેરાસર ઉપર તે પછી છેલ્લો ઉદ્ધાર સં. ૧૬૧૮ મા કમળશી ભણશાલીએ કરાવ્યાનો લેખ મળે છે, અને તે પછી તેના રંગમંડપમા ભાવનગરવાળા શેઠ આણંદજી પુરુષોત્તમે ચિત્રકામ કરાવ્યું છે. એટલે તેની પ્રાચીનતા પીછાણવાને રંગમંડપનો ઘાટ તથા ગર્ભદ્વારની કોરણી સિવાય બીજું કાંઇ દાર્શનિક સાધન જળવાયું નથી. સંપ્રતિએ ગિરનાર ઉપર પણ મંદિર બધાવેલ છે જે અત્યારે પણ સંપ્રતિની ટુંક રૂપે ઓળખાય છે.

૨. શ્રી ધર્મઘોષસૂરિજી શત્રુંજય કલ્પમાં શત્રુંજયના તીર્થોદ્ધારકોનાં નામો જણાવતા નીચે મુજબ લખ્યું છે.

" संपइ विक्कम बाहड हा(शा)ल पालित्तदत्तरायाइ ।
जं उद्धारिहंति तयं सिरिसत्तुंजयं महातित्थं ॥ "

રાજા વિક્રમ જૈનધર્મી જ હતા. મહાપ્રભાવિક શ્રી સિદ્ધસેન દિવાકરના ઉપદેશથી રાજા વિક્રમે જૈનધર્મ સ્વીકાર્યો હતો અને સિદ્ધગિરિજીનો મહાન્ સંઘ કાઢ્યો હતો. તેમણે ગિરિરાજ ઉપર મંદિરાદિ બંધાવ્યા હશે અને સમારકામ વગેરે કરાવ્યું હશે તેથી તે કાર્યને ઉદ્ધાર રૂપે લખેલ છે. શ્રી જિનપ્રભસૂરિજી પણ વિવિધ તીર્થકલ્પમાં નીચે મુજબ લખે છે.

संप्रतिर्विक्रमादित्यः, सातवाहनवाग्भटौ ।
पादलिप्ताऽऽमदत्ताश्च तदुद्धारकाः स्मृताः ॥ (વિવિધ તીર્થકલ્પ પૃ. ૩, શ્લોક ૩૫)

૩. [illegible] ૧૨૮૮ [illegible]

મહારાજા કુમારપાલે શત્રુંજયની યાત્રા કરી હતી અને તેમના જ મંત્રી બાહડે કુમારપાળના સમયે જ શત્રુંજય તીર્થના ઉધ્ધાર કરાવ્યા હતા. આ ઉધ્ધાર વિ. સં. ૧૨૧૧ અથવા ૧૨૧૩ મા થયા હતા અને તેમા એક કરોડ સાઠ લાખ રૂપયાનો ખર્ચ થયો હતો એમ મેરુતુંગસૂરિ 'પ્રબંધ ચિંતામણિ'મા જણાવે છે. જ્યારે ઉપદેશસપ્તતિકામાં ૨ કરોડ ૯૭ લાખ રૂપિયા ખર્ચ થયાના ઉલ્લેખ છે.

મહામંત્રી વસ્તુપાલે શત્રુંજયના સંઘપતિ તરીકે સાડીબાર વાર યાત્રા કરી હતી. આ તીર્થમાં તેમણે ૧૮ કરોડ, ૯૬ લાખ રૂપિયાનો વ્યય કર્યો હતો. આ તીર્થમાં તેમણે અહીં ઇન્દ્રમંડપ, પાર્શ્વ નેમિજિન મંદિર, શાંબપ્રદ્યુમ્ન, અંબા વગેરે શિખરો (ટુંક) કરાવ્યાના, ગુરુ, પૂર્વજ, સબંધી, મિત્રોની તથા ઘોડેસ્વાર તરીકે પોતાની અને પોતાના નાના ભાઇ તેજપાલની મૂર્તિઓ કરાવ્યાના, સુવર્ણમય પંચ કલશો સ્થાપાવ્યાના, પૂર્વોક્ત બન્ને મંદિરોમા બે સુવર્ણદંડ અને ઉજ્જવલ પાષાણમય મનોહર બે તોરણો આપ્યાના ઉલ્લેખો ધર્માભ્યુદય, સુકૃત સંકીર્તન, કીર્તિ-કૌમુદી, સુકૃતકીર્તિકલ્લોલીની વગેરેમા ઉલ્લેખો મળે છે.

(વિશેષમા વીરધવલરાજા પાસે આ તીર્થની પૂજા માટે અર્કપાલિતક (અંક-વાળીયા) ગામ અપાવ્યું હતુ. જુઓ નીચેનો શ્લોક—

अर्कपालीतकं ग्राममिह पूजाकृते कृती ।
श्रीवीरधवलक्ष्मापाद् दापयामास शासने ॥ ( धर्माभ्युदय )

મંત્રીશ્વરે પાલીતાણામાં લલિતાસ નામનુ સરોવર બંધાવ્યુ હતું.

મંત્રીશ્વર તેજપાલે નંદીશ્વર તીર્થની રચનાનું મંદિર કરાવ્યાના અને અનુપમ સરોવર ( વિ. સં. ૧૨૯૬ પહેલા ) કરાવ્યાના પણ ઉલ્લેખો મળે છે.

ઇતિહાસપ્રસિધ્ધ માંડવગઢના મંત્રી પેથડકુમારે ૮૦ સ્થાનોમાં જિનમંદિર કરાવ્યાં, તેમા શત્રુંજય તીર્થ પર 'કોટાકોટ' જિનેંદ્ર મંડપ સાથે શ્રી શાન્તિજિનની વિ. સં. ૧૩૨૦ લગભગમા પ્રતિષ્ઠા કરી હતી.

દાનવીર જગડુશાહે ( વિ. સ. ૧૩૧૩ થી ૧૩૧૫ ) વિમલાચલના શિખર ઉપર

---

अन्यदा सिद्धभूपालो निरपत्यतयार्दितः तीर्थयात्रां प्रचक्रमानुपानत्पादचारतः, हेमचन्द्रप्रभुं तत्र महानीयत तेन च विना चन्द्रमसं किंचनार्थालोकलमतन्द्रितम् ।

× × × ×

सम्मान्य तांस्ततो राजा स्थानं सिंहपुरा( सिंहपुर )भिधम् ।
दत्त्वा द्विजेभ्य आरुह्य श्रीमच्छत्रुंजये गिरौ, श्रीयुगादिप्रभुं नत्वा तत्राभ्यर्च्य च भावतः ।
मेने स्वजन्म भूपालः कृतार्थमिति हर्षभृत्, ग्राममद्वादशकं तत्र ददौ तीर्थस्य भूमिप ॥
( प्रभावकचरित )

તીર્થાધિરાજ શ્રી શત્રુંજયનું વિહંગ દશ્ય

મોતીશા શેઠની ટૂંકનો રમ્ય દેખાવ

## શ્રી ગિરનારજી

શ્રી ગિરનારજી પરના જિનાલયોના
શિખરોના બે હૃદયસ્પર્શી દૃશ્યો

સાત દેવકુલિકાઓ રચાવી હતી. આ સિવાય પુનડ, આભૂ વગેરે મંત્રીઓ અને ધનાઢ્યોએ શત્રુંજય ઉપર લાખો રૂપિયા ખર્ચી, તીર્થયાત્રાઓ કરી, અગણિત પુણ્ય ઉપાર્જન કર્યું હતું.

આ પછી ૧૩૭૧ માં સમરાશાહનો ઉધ્ધાર આવે છે.

મહાન્ યુગપ્રધાનાચાર્ય બાલબ્રહ્મચારી શ્રી વજ્રસ્વામીજીના સદુપદેશથી મધુમતી(મહુવા)વાસી ભાવડશાહના પુત્ર જાવડશાહે[1] વિ. સં. ૧૦૮ માં આ તીર્થનો ઉધ્ધાર કરાવ્યો છે. આ વિષયની નોંધ લખતાં શ્રી જિનપ્રભસૂરિજી વિવિધ તીર્થકલ્પમાં લખે છે કે—

अष्टोत्तरे वर्षशतेऽतीते विक्रमादिह ।
बहुद्रव्यव्ययाद् बिम्बं, जावडिः स न्यवीविशत् ॥ ७१ ॥

×　　　×　　　×

मधुमत्यां पुरि श्रेष्ठि, वास्तव्यो जावडिः पुरा ।
श्रीशत्रुंजयमहात्म्यं, श्रीवैरस्वामितोऽश्रृणोत् ॥

જાવડશાહના જીર્ણોદ્ધાર સમયે કેટલાં મંદિરો અને મૂર્તિઓ મૂલનાયક તરીકે સ્થાપિત થયાં તેનો ઉલ્લેખ પણ જિનપ્રભસૂરિજી આ પ્રમાણે જણાવે છે.

इत्थं जावडिराद्यार्हत्-पुण्डरीक-कपर्द्दिनाम ।
मूर्तीर्निवेश्य सञ्जज्ञे,स्वर्विमानातिथित्वभाक् ॥ ८३ ॥

---

૧. જાવડશાહના મુખ્ય ઉદ્ધાર પછી આચાર્યશ્રી પાદલિપ્તસૂરિજીએ પણ અહીં ઉદ્ધાર કરાવ્યો છે. પ્રભાવક ચરિત્રમાં તેનો ઉલ્લેખ નીચે પ્રમાણે મળે છે.

" પછી કૃતજ્ઞ વિદ્યાસિદ્ધ નાગાર્જુને શત્રુંજય પર્વતની તલેટીમાં જઇને, 'પાદલિપ્ત' નામે નગર વસાવીને પોતાના ગુરુના નામ ઉપરથી તેનું સ્થાપન કર્યું, અને પર્વતની ઉપર તે સિદ્ધસાહસિકે વીરપ્રતિમાથી અધિષ્ઠિત ચૈત્ય કરાવ્યું. ત્યાં ગુરુમૂર્તિ સ્થાપિત કરી અને ગુરુમહારાજશ્રી પાદલિપ્તસૂરિજીને બોલાવીને બીજાં જિનબિંબોની પણ ત્યાં પ્રતિષ્ઠા કરાવી." આ ઉદ્ધાર પણ ગૌણ-પેટા ઉદ્ધાર મનાય છે.

હાલના કેટલાક લેખકો પાલી ભાષા સાથે પાલીતાણાનો સંબંધ જોડવા પ્રયત્ન કરે છે પરન્તુ તે એક નરી કલ્પના માત્ર છે. તે માટે કોઇ પ્રમાણ નથી. જ્યારે જૈન ગ્રંથમાં પ્રમાણ મળે છે કે શ્રી પાદલિપ્તસૂરિજીના શિષ્ય નાગાર્જુને પોતાના ગુરુના નામથી શત્રુંજયની તલાટીમાં ગામ વસાવ્યું અને પાદલિપ્તનું પ્રાકૃતરૂપ 'પાલિત્તય' થાય છે તે ઉપરથી પાલીતાણા થયું છે.

दक्षिणाङ्के भगवतः, पुण्डरीक इहादिमः ।
वामाङ्के दीप्यते तस्य, नावडिस्थापितोऽपरः ॥

इक्ष्वाकु-वृष्णिवंश्यानाम-संख्या कोटिकोटयः ।
अत्रसिद्धाः कोटिकोटी-तिलकं सूचयन्त्यदः ॥

पाण्डवा पञ्च कुन्ती च, तन्माता च शिवं ययुः ।
इति शासति तीर्थेऽत्र, पञ्चेषां लेप्यमूर्तयः ॥

राजादनश्चैत्यशाखी श्रीसङ्घाद्भुतभाग्यतः,
दुग्धं वर्षति पीयूषमिव चन्द्रकरोत्करः ।

व्याघ्रीमयूरप्रमुखास्तिर्यञ्चो भक्तमुक्तितः,
प्राप्ता प्रणताद्दीशपादुकाः ॥

वामे सत्यपुरस्यावतारो मूलजिनौकसः,
दक्षिणे शकुनी चैत्यपृष्ठे चाष्टापदः [०] स्थित ।

नन्दीश्वर-स्तम्भनकोज्जयन्ता नामकृच्छ्रुत,
भव्येषु पुण्यवृद्ध्यर्थमवतारा इहासते ॥

आत्तासिना विनमिना नमिना च निषेवितः,
स्वर्गारोहणचैत्ये च श्रीनाभेयः प्रभासते ।

तुङ्गं शृङ्गं द्वितीयं च श्रेयांसः शान्तिनेमिनौ,
अन्येऽप्यृषभ-वीराद्या अस्यालङ्कुर्वते जिनाः ॥

मरुदेवां भगवतीं भवनेऽत्र भवच्छिदम्,
नमस्कृत्य कृतीस्त्वस्य मन्यते कृतकृत्यताम् ।

यक्षराजकपर्दीह कल्पवृक्षप्रणेमुपाम्,
विघ्नान् यात्रिकसङ्घस्य विघ्नान् महयति स्फुटम् ॥

જાવડશાહના મુખ્ય ઉધ્ધાર પછી (વલ્લભી) સં. ૪૭૭[1] માં શ્રી ધનેશ્વરસૂરિજીના ઉપદેશથી વલ્લભીના રાજા શિલાદિત્યે શત્રુંજયનો પુનરુધ્ધાર કરાવ્યો હતો. આ પહેલાં શ્રી મલ્લવાદિસૂરિજીએ સૌરાષ્ટ્રમાં ફેલાયેલ બૌધ્ધ ધર્મના આચાર્યોને શિલાદિત્યની સભામાં વાદમાં જીતી શત્રુંજયતીર્થ જૈન સંઘને સુપ્રત કરાવી રાજદ્વારા જીર્ણોધ્ધાર કરાવ્યો હતો.[2]

ત્યારપછી બપ્પભટ્ટીસૂરિજીના ઉપદેશથી ગોપગિરિ (ગ્વાલીયર)ના પ્રતાપી રાજા આમે જૈન ધર્મ સ્વીકારી શત્રુંજયનો મહાન્ સંઘ કાઢ્યો હતો. આ રાજાએ પણ ત્યાં

૧. વલ્લભી સંવત સંભવે છે.

૨. મલ્લવાદિસૂરિજીના પરિચય માટે પ્રભાવક ચરિત્ર જુઓ.

જઈ મંદિર બંધાવ્યું હતું અને જીર્ણ થયેલા ભાગોનો ઉધ્ધાર કરાવ્યો હતો. આ બપ્પભટ્ટીસૂરિજીએ શ્રી ઉજ્જૈન તીર્થ તથા ગિરનાર તીર્થની રક્ષા કરી શ્રી જૈન શ્વે૦ સંઘને સુપ્રત કરાવ્યું હતું. ગિરનાર તીર્થ પણ શત્રુંજયનું જ એક શિખર છે. રાજા આમે ગિરનાર ઉપર પુષ્કળ દ્રવ્ય ખર્ચી જીર્ણોધ્ધાર કરાવ્યો હતો. આ રાજાએ સૂરિજીના ઉપદેશથી ગોપગિરિ( ગ્વાલીયર )માં ૨૩ હાથ પ્રમાણવાળું શ્રી વીર ભગવાનનું શ્રેષ્ઠ મંદિર કરાવ્યું. ત્યાં સવા લાખ સોનામહોર ખરચી એક ભવ્ય મંડપ કરાવ્યો. આ સિવાય બીજું એકસો હાથ ઊંચું મંદિર બનાવરાવ્યું હતું, જેમાં નવ રતલ પ્રમાણ શુધ્ધ સુવર્ણની પ્રતિમા સ્થાપી હતી. સૂરિજી વિ. સં. ૮૯૫ માં સ્વર્ગવાસી થયા હતા આમ રાજા અને સૂરિજી મહારાજ સંઘ સહિત ૮૯૦ માં સિધ્ધાચલજી વગેરે તીર્થોની યાત્રાએ ગયા હતા. આ જીર્ણોધ્ધારનો પણ એ સમય સમજવો.

## બાહડ મંત્રીશ્વરનો ચૌદમો ઉદ્ધાર-

જાવડશાહના ઉધ્ધાર પછી આ તીર્થનો મોટો અને મુખ્ય ઉધ્ધાર ગુજરાતના પરમ પ્રતાપી પરમાર્હતોપાસક મહારાજા કુમારપાલના મંત્રીશ્વર બાહડે[1] કરાવ્યો હતો પ્રભાવક ચરિત્રમાં લખ્યું છે કે-

" શ્રીમાન્ વાગ્ભટ મંત્રીએ તીર્થનો (સિધ્ધાચલજી) ઉધ્ધાર કરાવ્યો તેમજ અત્યંત ભક્તિથી દેવકુલિકા સહિત એ પ્રાસાદમાં ધનનો વ્યય કરતાં તેણે લેશ પણ દરકાર ન કરી. પછી વિક્રમ સંવત ૧૨૧૩માં આનંદપૂર્વક ઉપર જઈને તેણે ધ્વજારોપણ કરાવ્યું અને શ્રી હેમચંદ્રસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી. "

" शिखीन्दुरविवर्षे (१२१३) च ध्वजारोपे व्यधापयत् ।
प्रतिमां सप्रतिष्ठां स, श्रीहेमचन्द्रसूरिभिः ॥ "

આ જીર્ણોધ્ધારમાં બાહડ મંત્રીએ એક કરોડ અને સાઠ લાખ રૂપિયાનો ખર્ચ કર્યો હતો.

" षष्टिलक्षयुता कोटी, व्ययिता यत्र मन्दिरे ।
स श्रीवाग्भटदेवोऽत्र, वर्ण्यते विबुधैः कथम् ? "

કુમારપાલ પ્રબન્ધમાં બાહડના આ જીર્ણોધ્ધારમાં ૨,૯૭,૦૦,૦૦૦ રૂપિયાનો ખર્ચ થયાનું લખ્યું છે.

પ્રબન્ધચિન્તામણિ અને કુમારપાલપ્રબન્ધમાં આ તીર્થના બાહડ મંત્રીના જીર્ણોધ્ધારનું વિગતવાર વર્ણન છે ત્યાંથી વાંચકોએ વાંચી લેવું. સંક્ષેપમાં વાત એમ છે કે-બાહડના પિતા મંત્રીશ્વર ઉદાયન સમ્રાટ્ કુમારપાલની આજ્ઞાથી સૌરાષ્ટ્રમાં યુધ્ધ માટે

---

૧. કુમારપાલ પહેલાં ગુજરાતના રાજા સિદ્ધરાજે સિદ્ધગિરિની યાત્રા કરી હતી અને દેવપૂજનાદિ તથા તીર્થરક્ષા આદિ નિમિત્તે બાર ગામ અર્પણ કર્યાં હતાં. આ પ્રસંગ ૧૧૭૯માં બન્યો હતો.

ગયા. પ્રથમ સિદ્ધાચલજીની યાત્રા કરી. તે સમયે મૂલનાયકજીનું મંદિર લાકડાનું હતું. મંત્રીજી ચૈત્યવંદન કરતા હતા તેવામાં એક ઉંદરડો દીવાની વાટ લઈને દરમાં પેસી ગયો. મંત્રીશ્વરે જોયું કે આમ અકસ્માતથી મંદિરજીને આગ લાગવાનો મોટો ભય છે. હું યુદ્ધમાંથી જીતી પાછો આવીને આ મંદિરજીનો જીર્ણોદ્ધાર કરાવીશ. બાદ મંત્રીજી યુદ્ધમાં ગયા અને વિજય પામ્યા પરન્તુ તરતજ ત્યાં જ તેમનું મૃત્યુ થયું. મૃત્યુ સમયે શત્રુંજય ઉદ્ધારની પોતાની ભાવના પૂરી કરવાનું પોતાના પુત્રોને કહેવરાવ્યું. આ સમાચાર પુત્રોને મળ્યા પછી બાહડ મંત્રીશ્વરે આ જીર્ણોદ્ધાર કરાવ્યો. ૧૨૧૧ પહેલાં ખાત-મુહૂર્ત કરાવ્યું. ૧૨૧૧ માં મંદિરજી તૈયાર થયું, પરન્તુ હવાના જોરથી તે ખંડિત થઈ ગયું. આ બીનાના બાહડને સમાચાર મળવાથી જાતે ત્યાં જઈ પુનઃ કામ કરાવ્યું. મંદિરની પ્રદક્ષિણા ન બનાવવામાં આવે તો મંદિર બનાવનારને સંતતિ નથી થતી આવો શિલ્પશાસ્ત્રનો નિયમ છે. મંત્રીને જ્યારે આ વસ્તુ કહેવામાં આવી ત્યારે તેમણે કહ્યું કે–એની ચિન્તા નહિ; મંદિર મજબૂત બનાવો. છેવટે ૧૨૧૩માં ઉત્સવ-પૂર્વક પ્રતિષ્ઠા કરાવી. ત્યારપછી તલાટીમાં મહારાજા કુમારપાલના પિતાના સ્મરણાર્થે ત્રિભુવનપાલવિહાર બંધાવી શ્રી હેમચંદ્રસૂરિ મહારાજના હાથથી પ્રતિષ્ઠા કરાવી.

ત્યાંથી ગિરનાર ગયા અને મંત્રીશ્વરે ત્યાં પણ એક ભવ્ય મંદિર બંધાવ્યું. પહાડ ઉપર પોતાનાં પિતાની ઈચ્છાનુસાર પાજ બંધાવી. જેમાં ૬૩ લાખ રૂપિયાનો ખર્ચ થયો. કુમારપાલના રાસમાં લખ્યું છે કે બે કરોડ સત્તાવન[1] લાખનો ખર્ચ થયો.

મંત્રીશ્વર બાહડ પાટણ ગયા પછી મહારાજા કુમારપાલ શ્રી હેમચંદ્રાચાર્યજી મહારાજના ઉપદેશથી એક મહાન્ સંઘ લઇ સિદ્ધાચલજી ગયા. મહાન્ સમૃદ્ધિ સહિત કુમારપાળ રાજા પાલીતાણે આવ્યા. ત્યાં તલાટીમાં પોતાના પિતાના નામથી બંધાયેલ મંદિર જોઇ, દર્શન કરી રાજા ઘણા પ્રસન્ન થયા. બીજે દિવસે ગિરિરાજ ઉપર ચઢતાં હીંગળાજના હડા ઉપરનો સીધો ચઢાવ જોઇ તેની નીચે કુંડ બંધાવવાનો હુકમ કર્યો, જે કુંડ અત્યારે પણ વિદ્યમાન છે. ઉપર જઈ બધે દર્શન કરી કુમારપાળ ઘણા જ પ્રસન્ન થયા. ગિરિરાજ ઉપર કુમારવિહાર મંદિર બંધાવવાની વ્યવસ્થા કરી. આ મંદિર અત્યારે પણ વિદ્યમાન છે. રાજાએ તીર્થની રક્ષા માટે ચોવીશ ગામ ચોવીશ બગીચા ઇનામ આપી તીર્થભક્તિ કરી. ત્યાંથી સંઘ સહિત ગિરનાર તરફ ગયા. આવી રીતે આ ચૌદમો મહાન્ ઉદ્ધાર મહારાજા કુમારપાલના સમયમાં મંત્રીશ્વર બાહડે તેરમી સદીમાં કરાવ્યો.

મંત્રીશ્વર બાહડના ઉદ્ધાર પછી ગુર્જરેશ્વર વીરધવલના મહામાત્ય વસ્તુપાલ તેજપાલ શત્રુંજયની યાત્રા કરવા મોટા મોટા સંઘ લઇને ચૌદ વાર (૧૨॥) આવ્યા છે અને શત્રુંજય ઉપર અનેક નવીન ધર્મસ્થાનો–મંદિરો વગેરે કરાવી તીર્થને

[1] શ્રી ચારિત્રસુંદરજી કુમારપાલ ચરિત્રમાં લખે છે કે ગિરનાર ઉપર કુમારપાલ રાજાએ પગથિયાં બંધાવ્યાં.

શોભાવ્યું હતું. ગિરિરાજ ઉપર મંત્રીશ્વર બન્ધુયુગલે શ્રી નેમિનાથજી અને પાર્શ્વનાથજીનાં ભવ્ય જૈન મંદિરો તથા વિશાલ ઇન્દ્રમંડપ બંધાવવાની વ્યવસ્થા કરી, મુખ્ય મંદિર ઉપર ત્રણ સુવર્ણ કલશ ચઢાવ્યા. શાંબ પ્રદ્યુમ્ન, અંબાવલોકન વગેરે શિખરો કરાવ્યાં. તેમજ તેજપાલે ગિરિરાજ ઉપર શ્રી નંદીશ્વર દ્વીપની રચના કરાવી.[1] પહાડ ઉપર ચઢવાની મુશ્કેલી હતી, રસ્તો કઠીણ હતો. તે સુલભ બનાવવા વસ્તુપાલે ગિરિરાજ ઉપર પગથી (પાજ) બંધાવી, જેનો ઉલ્લેખ એક શિલાલેખમાં હતો, જે લેખ ગિરિરાજ ઉપર હાથીપોળ બંધાવીમાં હતો.[2] આ ઉપરાંત નીચે શહેરમાં યાત્રાળુઓને પાણીની અડચણ હતી તે દૂર કરવા લલિતાસાગર તથા અનુપમાસરોવર બંધાવ્યાં.

આ સિવાય એ જ સમયે નાગોરના શેઠ પુનડશાએ પણ ગિરિરાજ ઉપર અનેક ધાર્મિક કાર્યો કરાવ્યાં છે.

મૂલગભારામાં મૂળનાયક શ્રી ઋષભદેવજી પ્રભુના અભિષેક માટે હજારો યાત્રી કલશા લઇને ઊભા રહેતા તેમાંથી કોઇ કલશ પડે તો જિનબિંબ ખંડિત થાય, તેમ જ મુસલમાનોના હલ્લા થતા હોવાથી, કુમારપાલના સ્વર્ગવાસ પછી પચીશ વર્ષ ન વીત્યાં ત્યાં સુલતાન શાહબુદ્દીન ઘોરીએ હિન્દ ઉપર ચઢાઇ કરી હતી અને બીજા હુમલા ચાલુ હતા, આવા સમયે કોઇ ગિરિરાજ ઉપર આવીને મૂલબિંબ ખંડિત કરે માટે પહેલેથી બીજી મૂર્તિ તૈયાર રાખવી જોઇએ એમ વિચારી દીર્ઘદર્શી વસ્તુપાલે દિલ્હીના તે વખતના બાદશાહ મોજુદ્દીનની રજા લઇ મમ્માણથી આરસપહાણના મોટા મોટા પાંચ ખંડ મંગાવ્યા, અને બહુ જ મુશ્કેલીથી તેને ગિરિરાજ ઉપર ચઢાવી ત્યાં રખાવ્યા. વિવિધ તીર્થકલ્પકાર લખે છે કે તેમાંથી બે મૂર્તિઓ બનાવીને ત્યાં મુકાવી. જુઓ નીચેના શ્લોકો—

> दुःख(ष)मासचिवान् म्लेच्छाद्भङ्गं संभाव्य भाविनम् ।
> मंत्रीशः श्रीवस्तुपालस्तेजपालाग्रजः सुधीः ॥ ११७ ॥
>
> मम्माणोपलरत्नेन , निर्माय्यन्तनिर्म्मले ।
> न्यधाद्भूमिगृहे मूर्तीः, आद्यार्हत्पुण्डरीकयोः ॥ ११८ ॥

મંત્રીશ્વરે મ્લેચ્છોના ભાવી ઉપદ્રવની સંભાવનાથી મમ્માણના ઉત્તમ પથ્થરની શ્રી ઋષભદેવજી અને શ્રી પુંડરીકસ્વામીની, એમ બે મૂર્તિઓ બનાવીને ગુપ્તઘરમાં રાખી. જ્યારે શત્રુંજય તીર્થોધ્ધારના પ્રબન્ધમાં એમ લખ્યું છે કે મમ્માણથી પાંચ પથ્થર ખંડો મંગાવીને મૂકયા.

આવા મહાન્ ધર્મકાર્યો કરનાર મંત્રીશ્વર વસ્તુપાલે તે વખતના દિલ્હીના પાદ-

---

૧. હાલ શ્રી આદિનાથના મુખ્ય મંદિરની બન્ને તરફ શ્રી મંદિરસ્વામીનું તથા નવા આદીશ્વરનું જિનાલય છે તે મૂળ વસ્તુપાલ તેજપાલે બંધાવ્યાનું કહેવાય છે.

૨. આ શિલાલેખ ભાવનગર સ્ટેટ તરફથી પ્રકાશિત લેખસંગ્રહમાં છપાયેલ છે.

શાહ સાથે મૈત્રી બાંધી ગુજરાતનું અને હિન્દુઓ તથા જૈનોનાં ધર્મસ્થાનકો ન તોડવાનું વચન લીધું હતું. અનુક્રમે ૧૨૯૮માં મંત્રીશ્વર સ્વર્ગવાસી થયા.[1]

મંત્રીશ્વરે આબુ, ગિરનાર અને શત્રુંજયાદિ તીર્થોમાં ભવ્ય જિનમંદિરો બંધાવ્યાં છે. આ ત્રણ તીર્થસ્થાનો પર મંદિરો બંધાવવામાં ૪૪ કરોડ અને ૩૬ લાખ રૂપિયાનો તેમણે વ્યય કર્યો હતો. એમનાં આ ધર્મકાર્યો જોઇને જ વસ્તુપાલને અને પેથડમંત્રીને સંભારતાં શ્રી જિનપ્રભસૂરિજી ઉચિત જ કહે છે કે—

> श्रीवस्तुपालोपज्ञानी पीथडार्दि[2] कृतानि च।
> वक्ता पारं न यात्यत्र, धर्मस्थानानि कीर्त्तयन् ॥

વસ્તુપાલ પછી મહાદાનેશ્વર જગડુશાહ[3] સં. ૧૩૧૬ લગભગ કચ્છ ભદ્રેશ્વરથી મહાન્ સંઘ લઇને સિધ્ધાચલજી આવેલ તેમણે સાત દેવકુલિકાઓ કરાવી છે. આચાર્ય

---

૧. दिग्नन्दार्कमितेषु विक्रमनृपात्सवत्सरेषु १२९८ प्रया-
तेषु स्वर्गमवाप वीरधवलामात्य. शुभध्यानतः।
बिम्बं मौलमथा भवद्विधिवशाद्व्यङ्गयं सुमत्राचले,
इैः स्तोकैर्गलितैः कदापि न नृपा शङ्का मतां प्रायश' ॥ ६२ ॥

( શત્રુંજયોદ્ધાર પ્રબન્ધ, પૃ. ૭ )

૨. B. પ્રતમાં 'पिथड्डा' છે.

૩. જગડુશાહ' તેમનું મૂળ વતન કંથકોટ હતું. તેમના પિતા વ્યાપાર અર્થે ભદ્રેશ્વર આવીને વસેલા. જગડુશાહની ખ્યાતિ મહાન્ દાનેશ્વરી તરીકે છે. તેમણે સં. ૧૩૧૨, ૧૩, ૧૪, ૧૫,માં ભારતમાં પડેલા દુષ્કાળ સમયે લાખો મણ અનાજ ભેટ આપી જગતના પાલનહારનું બિરુદ મેળવ્યું હતું. આ દુષ્કાળમાં દિલ્હીના બાદશાહ મોજુદ્દીન, સિંધના રાજા હમીર, ગુર્જરેશ્વર વિશલદેવ, કાશીના રાજા પ્રતાપસિંહ, ઉજ્જૈનીના રાજા મદનવર્મા વગેરે બાર રાજ્યોને તેમણે અનાજનું દાન કર્યું હતું. જગડુને નિમિત્તજ્ઞ ગુરુ પાસેથી દુષ્કાળના ખબર પડી ગયા હતા જેથી તેણે લાખો મુંડા અનાજ સંગ્રહ્યુ હતું, જે ખરા સમયે કામ આવ્યું.

જગડુશાહે થરપારકરના રાણા પીઠદેવની સામે થઇ જે કિલ્લો તેણે તોડ્યો હતો તે ભદ્રેશ્વરનો કિલ્લો નવો બંધાવ્યો હતો. શત્રુંજયની યાત્રાએ જતાં વઢવાણ શહેરમાં અષ્ટાપદજીનું જિનાલય બંધાવવાની વ્યવસ્થા કરી હતી, તેમજ શત્રુંજયના શિખર સમાન ઢંકગિરિ ઉપર ભવ્ય જિનમંદિર બંધાવ્યું હતું. ગુજરાત—કાઠિયાવાડમાં બીજે પણ ઘણે સ્થલે તેમણે મંદિર બંધાવ્યાં છે. આ સિવાય કૂવા, વાવો, પરબો, ધર્મશાળાઓ, દાનશાળાઓ, જ્ઞાનમંદિરો અને જ્ઞાનશાલાઓ પણ ખૂબ બંધાવી હતી. વિક્રમની ચૌદમી સદીમાં આ દાનવીર થયા છે. (વિશેષ માટે જુઓ જગડુચરિત્ર)

શ્રી પરમદેવસૂરિના તેઓ પરમ ભક્ત હતા અને સૂરિજી મહારાજના ઉપદેશથી જ આ ધર્મકાર્યો કર્યાં હતાં.

જગડુશાહ પછી ધર્મવીર સાધુપુરુષ પેથડશાહનો સમય આવે છે. માંડવગઢના આ દાનવીર પુરુષે આચાર્યશ્રી ધર્મઘોષસૂરિજીના ઉપદેશથી અનેક ધાર્મિક કાર્યો કર્યાં છે. સં. ૧૩૨૦ લગભગ શ્રી ધર્મઘોષસૂરિજીની અધ્યક્ષતા નીચે સિદ્ધાચલજીનો મહાન્ સંઘ કાઢયો. સિધ્ધગિરિ ઉપર 'સિધ્ધકોટાકોટી'ના નામે ઓળખાતું શ્રી શાન્તિનાથજીનું બહોંતેર દંડ કલશયુકત ભવ્ય જિનાલય બંધાવ્યું તેમજ તેમની સાથે આવેલા ધનાઢય ગૃહસ્થોએ પણ ત્યાં મંદિર બંધાવ્યાં. સંઘ સહિત આવતાં રસ્તામાં ધોળકામા ભવ્ય મંદિર બંધાવ્યું, તેમજ ગિરનારજી, જુનાગઢ, વંથળી, પ્રભાસપાટણ આદિ સ્થલોએ પણ તેમણે મંદિર બંધાવ્યાં છે.[1]

આ ઉપરાંત મારવાડમાંથી આભૂમંત્રીનો સંઘ, તથા ખંભાતથી નાગરાજ સોનીનો સંઘ મોટા આડંબરથી સિધ્ધાચલજીની યાત્રાએ આવેલ છે અને તેમણે લાખો રૂપિયા ખર્ચી ભવ્ય જિનમંદિરો બંધાવેલ છે.

---

૧. **પેથડશાહ**: તેઓ માંડવગઢના મંત્રી હતા. તેમણે તપગચ્છના મહાપ્રતાપી આચાર્યશ્રી દેવેંદ્રસૂરીશ્વરજીના શિષ્યશ્રી ધર્મઘોષસૂરીશ્વરજીના ઉપદેશથી ૮૪ ભવ્ય જિનાલયો બંધાવ્યા જેમાંનાં ઘણા જિનમંદિરોના સ્થાનોનાં નામ શ્રીમુનિસુંદરસૂરીશ્વરવિરચિત ગુર્વાવલી પૃ. ૧૯ અને ૨૦માં આપેલા છે. તેમજ તેમણે સાત જ્ઞાનમંદિરો કરાવ્યાં છે. મહોપાધ્યાયશ્રી ધર્મસાગરજી તપાગચ્છપટ્ટાવલીમાં લખે છે કે—
" श्रीशत्रुंजये च एकविंशतिघटीप्रमाणसुवर्णव्ययेन रैमयः श्री ऋषभदेवप्रासादः कारितः ॥
केचिच्च तत्र षट्पंचाशत्सुवर्णघटीव्ययेनेंद्रमालाया(ला यो) परिहितवानिति वदंति ॥ "

(પટ્ટાવલી સમુચ્ચય, પૃ. ૬૦)

બત્રીશ વર્ષની નાની ઉમ્મરે મંત્રીશ્વરે આજીવન બ્રહ્મચર્ય વ્રત સ્વીકાર્યું હતું. તેમના પુત્ર ઝાંઝણકુમારે શત્રુંજય અને ગિરનારજી ઉપર સુવર્ણ અને ચાંદીના ધ્વજ ચઢાવ્યા હતા. (પટ્ટાવલી સમુચ્ચય, પૃ. ૬૦)

મંત્રીશ્વર પેથડે માંડવગઢમાં શ્રી ધર્મઘોષસૂરિજી મહારાજના પ્રવેશોત્સવમાં બ્હોંતેર હજાર (૩૬ નો ઉલ્લેખ પણ છે) જીર્ણટંક ખર્ચ્યા હતા. આ સિવાય અનેક દાનશાલાઓ, વાવ, કૂવા, પરબ, જ્ઞાનમંદિરો કરાવ્યાં હતાં. જુઓ સુકૃતસંકીર્તન.

પેથડશાહના આવાં અનેક ધાર્મિક કૃત્યો જોઇ શ્રી જિનપ્રભસૂરિજીએ વસ્તુપાલની સાથે પેથડને સંભારીને કહ્યુ કે—તેમણે બનાવેલાં ધર્મકૃત્યોની પ્રશંસા કરવા કોઇ સમર્થ નથી, અર્થાત્ તેમણે ઘણાં ધર્મસ્થાનો બનાવી જિનશાસનની અપૂર્વ શોભા વધારી છે.

શ્રી ધર્મઘોષસૂરિજી જૈનશાસનના મહાપ્રભાવિક આચાર્ય થયા છે. તેઓ તપગચ્છમાં ૪૬મા પટ્ટધર છે. વિશેષ માટે જુઓ ગુર્વાવલી, પટ્ટાવલી સમુચ્ચય વગેરે ગ્રંથો.

## સમરાશાહનો પંદરમો ઉદ્ધાર—

આપણે ચૌદમા ઉધ્ધારથી લઈને પંદરમા ઉધ્ધાર પહેલાંની શ્રી શત્રુંજય ગિરિરાજની જાહોજલાલીનો ગૌરવભર્યો ઇતિહાસ જોઇ ગયા. તેરમા ઉધ્ધાર અને પંદરમા ઉધ્ધારની વચમા ૩૮૪૦૦૦૧ સંઘ શત્રુંજયની યાત્રાએ યાત્રા કરવા આવ્યા હતા.

સિધ્ધગિરિની મહત્તા, પૂજ્યતા, પ્રતાપ અને વૈભવની યશગાથા હિન્દના ખૂણે-ખૂણામાં ફેલાઇ હતી. જગડુશાહ, વસ્તુપાલ અને પેથડશાહનાં ભવ્ય મંદિરોની ખ્યાતિ પણ ખૂબ પ્રસરી હતી. તેવામાં ગુજરાત ઉપર અલ્લાઉદ્દીન ખુનીની રાહુ દષ્ટિ પડી. સં. ૧૩૬૦ માં તેણે ગુજરાત જીત્યું. અલપખાનને ગુજરાતનો સૂબો નીમ્યો અને તેણે વારંવાર સૌરાષ્ટ્ર ઉપર પણ હુમલા કરવા માંડ્યા. સં. ૧૩૬૮–૬૯ માં શત્રુંજય ઉપર તેણે હુમલો કર્યો અને ત્યાના મૂલ જિનબિંબને ખંડિત કર્યું. ત્યાંના ઘણાં મંદિરો અને મૂર્તિઓ[1] પણ તોડી. આ સમાચાર સમરાશાહને મળ્યા. તેમને આ સાંભળી ઘણું દુઃખ થયું. વસ્તુપાલની ભાવિ આશંકા સાચી પડી. કહ્યું છે કે સત્પુરુષોની શંકા કદી પણ મિથ્યા થતી નથી. અને વસ્તુપાલના મૃત્યુ પછી ૭૦ વર્ષ બાદ મૂલનાયકજીની એ ભવ્ય મૂર્તિનો કંઠચ્છેદ મુસલમાનોએ કર્યો.

સમરાશાહ મૂલ પાટણના નિવાસી હતા. બાદશાહ અલ્લાઉદ્દીન સાથે તેમને સીધો સંબંધ હતો.[2] બાદશાહની રજા લઈને સમરાશાહ પાલીતાણે આવ્યા અને મુસલમાનોએ ગિરિરાજ ઉપર જે તોડફોડ કરી હતી તે બધું ઠીક કરાવ્યું મૂલ-

---

૧. શત્રુંજય પ્રકાશ પુસ્તકમાં લખ્યુ છે કે મુસલમાનોના હુમલાના ડરથી ભાવિક શ્રાવકોએ શત્રુંજય ગિરિરાજના પાછલા રસ્તેથી જિનેશ્વર દેવની ઘણી પ્રતિમાઓ ઉતારી ગુંદાળા ગઢને રસ્તે પીરમબેટમાં મોકલી દીધી. જ્યારે ઉપદેશતરંગિણી, વિવિધ તીર્થકલ્પ, શત્રુંજયપ્રબંધ, શત્રુંજયકલ્પ વગેરેમાં લખ્યું છે કે મૂલબિંબ અને મૂલમંદિરનો મુસલમાનોએ ભંગ કર્યો. આ ઉપરથી એમ અનુમાન થઇ શકે છે કે બીજાં મંદિરોની મૂર્તિઓ નીચે લઇ જઇ શકાઇ હશે, જ્યારે મૂલબિંબ નહિં લઇ જઇ શકાયું હોય. પીરમબેટમાથી ખોદકામ કરતાં ઘણી જિનમૂર્તિઓ નીકળેલ છે.

૨. સમરાશાહ અલાઉદ્દીનનો તીલંગ દેશનો સૂબેદાર હતો. બાદશાહ સમરાશાહની બુધ્ધિ ઉપર ફિદા હતો જેથી ઘણીવાર તેને દીલ્હી રોકી રાખતો. જ્યારે સમરાશાહને શત્રુંજયના મંદિરભંગના સમાચાર મળ્યા ત્યારે તેણે બાદશાહને કહ્યુ કે 'આપના સૈન્યે અમારી હજ તોડી નાંખી છે.' પછી બાદશાહે બધું વૃત્તાંત જાણી સમરાશાહના પ્રેમ અને આગ્રહથી સમરાશાહની ઇચ્છા મુજબ શત્રુંજયોદ્ધારમા પૂરી મદદ આપી હતી. (શ.પ્ર.પૃ.૮૩) વિવિધતીર્થ કલ્પમાં શ્રી જિનપ્રભસૂરિ લખે છે કે

हीग्रहर्तुक्रियास्थान( १३६९ )संख्ये विक्रमवत्सरे ।
जावडिस्थापितं बिम्बं म्लेच्छैर्भग्नं कलेर्वशात् ॥ ११९ ॥

મંદિર પણ ઠીક કરાવ્યું. મમ્માણથી સુંદર આરસના ખંડ મંગાવી મૂલનાયકજીનું નવીન બિંબ તૈયાર કરાવ્યું. સમરાશાહના પિતા દેશલશાહ સંઘ લઇને સિધ્ધાચલજી આવ્યા. આ સમયે બીજા પણ અનેક સંઘો આવ્યા હતા. ઘણાઓએ પોતાની શક્તિ પ્રમાણે ગિરિરાજ ઉપર દેવકુલિકાઓ અને કેટલાકોએ ભવ્ય મંદિરો બંધાવ્યાં. તેમાં સમરાશાહે મુખ્ય મંદિરના શિખરનો ઉધ્ધાર કરવા સાથે પ્રભુની દક્ષિણ દિશામાં અષ્ટાપદજીનું નવીન ચૈત્ય કરાવ્યું. તેમના પિતા દેશલશાહે દેસલવસહી બંધાવી. પાટણના શા. લુંઢક તરફથી ચાર દેવકુલિકાઓ બંધાઇ, તથા સંઘવી જૈત્ર અને કૃષ્ણ સંઘવીએ આઠ દેરીઓ કરાવી. શા કેશવ તરફથી સિધ્ધકોટાકોટીનાં મંદિરનો જીર્ણોધ્ધાર કરાવવામાં આવ્યો.

અનુક્રમે બધા સંઘોની હાજરીમાં સં. ૧૩૭૧ના મહા શુ. ૧૪ને સોમવારે ભવ્ય પ્રતિષ્ઠા મહોત્સવ થયો. પ્રતિષ્ઠામાં તપાગચ્છની બૃહત્પોશાલિક શાખાના આચાર્ય શ્રી રત્નાકરસૂરિ વગેરે અનેક પ્રભાવિક આચાર્યો વિદ્યમાન હતા. શ્રી રત્નાકરસૂરિજીએ પ્રતિષ્ઠા કરી હતી તેમ શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધમાં પણ જણાવેલ છે. જુઓ—

आसन् वृद्धतपागणे सुगुरवो रत्नाकराह्वा पुरा-
ऽयं रत्नाकरनामभृत्प्रववृते येभ्यो गणो निर्मलः ॥

तैश्चक्रे समराख्यसाधुरचितोद्धारे प्रतिष्ठा शशि-
द्वीपत्रयेकमितेषु १३७१ विक्रमनृपाद्व्देष्वतीतेषु च ॥
प्रशस्तन्तरेऽपि—
" वर्षे विक्रमतः कुसप्तदहनैकस्मिन् १३७१ युगादिप्रभुं ।
श्रीशत्रुंजयमूलनायकमतिप्रौढप्रतिष्ठोत्सवम् ॥

साधुः श्रीसमराभिधस्त्रिभुवनीमान्यो वदान्यः क्षितौ ।
श्रीरत्नाकरसूरिभिर्गणधरैर्यैः स्थापयामासिवान् ॥

---

वैक्रमे संवत्सरे चन्द्रहयाग्नीन्दु( १३७१ )मिते सति ।
श्रीमूलनायकोद्धारं साधुः श्रीसमरो व्यधात् ॥ १२० ॥

**ભાવાર્થ**:—૧૩૬૯મા કલિયુગના પ્રતાપથી જાવડશાહે સ્થાપેલ બિંબ ( મૂલનાયકજી)નો મ્લેચ્છોએ ભંગ કર્યો. ૧૩૭૧માં સાધુપુરુષ સમરાશાહે મૂલનાયકનો ઉદ્ધાર કર્યો.

શ્રી જિનપ્રભસૂરિજીના આ કથન મુજબ જાવડશાહના મૂલનાયકજીના બિંબને મુસલમાનોએ ખંડિત કર્યું હતું અર્થાત્ લગભગ બારસો વર્ષ સુધી મૂલબિંબ જાવડશાહના જ પૂજાયા. બીજુ મંત્રીશ્વર બાહડે મૂલમંદિરનો જીર્ણોદ્ધાર કરાવેલો પરન્તુ મૂલબિંબ તો જાવડશાહનું જ રહેલ. સમરાશાહે પણ મૂલનાયકના બિંબનો ઉદ્ધાર કર્યો છે; જ્યારે બીજાં મંદિરોનો ઉદ્ધાર બીજાઓએ જ કરાવ્યો છે એમ સિદ્ધ થાય છે. સમરાશાહે મૂલ-મંદિર અને મૂલબિંબ નવા કરાવ્યાં છે.

આ વચનોથી સમરાશાહના શત્રુંજયોદ્ધારની પ્રતિષ્ઠા શ્રી રત્નાકરસૂરિજીના જ હાથે થઇ હતી એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે. આ પછી ૧૩૭૫ માં સમરાશાહના પિતા-દેશલશાહે શત્રુંજયની પુનઃ યાત્રા કરી હતી.

સમરાશાહ પાટણ આવ્યા પછી દિલ્હીના સુલતાન કુતુબુદ્દીનના આમંત્રણને માન આપી દિલ્હી ગયા. ત્યાં તેમણે ગ્યાસુદ્દીનને સમજાવી બંદીવાન તરીકે રાખેલા પાંડુદેશના સ્વામી વીરવલ્લ(બીરબલ)ને મુક્ત કરાવ્યો. બાદશાહના ફરમાનથી ધર્મવીર સમરસિંહે હસ્તિનાપુરમા સંઘપતિ થઇ શ્રી જિનપ્રભસૂરિ સાથે તીર્થયાત્રા કરી.

બાદમાં સમરસિંહ તિલંગદેશમાં ગયા. સુલતાન ગ્યાસુદ્દીનના પુત્ર ઉલ્લખાને તેમને વિશ્વાસપાત્ર અને ભાઇ તરીકે સ્વીકારી તિલંગનો સૂબો બનાવ્યો. ત્યાં તુર્કી-મુસલમાનોએ પકડેલા સેંકડો હિંદુ કુટુંબોને મુક્ત કરાવ્યા. ઉરંગલ (વરંગલ) પ્રાંતમાં શ્રાવકોને વસાવી, તે પ્રાંતમાં નૂતન જિનાલયો બનાવી જૈન ધર્મની પ્રભાવના કરી. સમરસિંહ સં. ૧૩૯૩ પહેલાં સ્વર્ગસ્થ થયા.

ભયંકર મુસલમાની સમયમાં સમરસિંહે એક મહાપુરુષ તરીકે કાર્ય કરી જૈન શાસનની મહાન્ પ્રભાવના કરી છે અને એટલા જ માટે શ્રી અંબદેવસૂરિજી સમરારાસમાં લખે છે કે—

હિવ પુણ નવીય જ વાત જિણિ દીહાડઇં દોહિલઇ
ખત્તિય ખગ્ગુ ન લિંતિ સાહસિયહ સાહ સુગલઇ
તિણિ દિણિ દિન્નુ દિકખાઉ સમરસીહિ જિણધમ્મવણિ
તસ ગુણ કરઉં ઉદ્યોઉ જીમ અંધારઇ ફટિકમણિ

સમરાશાહ સંબંધી વિસ્તારથી જાણવાની ઇચ્છાવાળાએ સમરારાસો, નાભિનંદનોદ્ધાર પ્રબંધ, શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ, ઐતિહાસિક પ્રબંધો, શત્રુંજય પ્રકાશ વગેરે ગ્રંથો જોવાં.

શ્રીમાન્ જિનવિજયજી લખે છે કે શત્રુંજય ઉપર સમરાશાહ અને તેમની પત્નિની મૂર્તિ પણ છે.

### કર્માશાહનો સોળમો ઉદ્ધાર—

ધર્મવીર સમરાશાહના ઉધ્ધાર પછી થોડાં વર્ષો બાદ મુસલમાનોએ શત્રુંજય ગિરિરાજ ઉપર પુનઃ ભયંકર હુમલો કર્યો અને મૂલનાયકજીનું બિંબ ખંડિત કર્યું. ઘણાં વર્ષો સુધી આ સ્થિતિ ચાલી—ખંડિત બિંબ પુજાયું. આખરે સં. ૧૫૮૭ માં દાનવીર અને ધર્મવીર કર્માશાહે ગિરિરાજ ઉપર મહાન્ ઉધ્ધાર કરાવ્યો. શત્રુંજયના આ ઉધ્ધાર પહેલાંની સ્થિતિનું વર્ણન કરતાં શ્રીમાન્ જિનવિજયજી અસરકારક શબ્દોમાં આ પ્રમાણે લખે છે—

" समरासाह की स्थापित की हुइ मूर्ति का मुसलमानोंने पीछे से फिर शिर तोड दिया। तदनन्तर बहुत दिनों तक वह मूर्ति वैसे ही–खंडित रूप में ही—पूजित रही। कारण यह कि मुसलमानोंने नइ मूर्ति स्थापन न करने दी। महमूद बेगडे के बाद गुजरात और काठियावाड में मुसलमानोंने प्रजा को बडा कष्ट पहुंचाया था। मन्दिर बनवाने और मूर्ति स्थापित करने की बात तो दूर रही, तीर्थस्थलों पर यात्रियों का दर्शन करने के लिये भी जाने नहीं दिया जाता था। यदि कोइ बहुत आजीजी करता था तो उसके पास से जीभर कर रुपये लेकर यात्रा करने की रजा दी जाती थी। किसी के पास से ५ रुपये, किसी के पास से १० रुपये और किसी के पास से एक असरफी-- इस तरह जैसी आसामी और जैसा मौका देखते वैसी ही लंबी जबान और लंबा हाथ करते थे। बेचारे यात्री बुरी तरह को सेजाते थे। जिधर देखो उधर ही बडी अंधाधुंधी मची हुई थी। न कोइ अर्ज करता था और न कोइ सुन सकता था। कइ वर्षों तक ऐसी ही नादिरशाही बनी रही और जैन प्रजा मन ही मन अपने पवित्र तीर्थ की इस दुर्दशा पर आंसु बहाती रही। सोलहवीं शताब्दि के उत्तरार्द्ध में चित्तोड की वीरभूमि में कर्मासाह नामक कर्मवीर श्रावक का अवतार हुआ, जिसने अपने उग्र वीर्य से इस तीर्थाधिराज का पुनरुद्धार किया। इसी महाभाग के महान् प्रयत्न से यह महातीर्थ मूर्च्छित दशा को त्याग कर फिर जागृतावस्था को धारण करने लगा और दिनप्रतिदिन अधिकाधिक उन्नत होने लगा। फिर जगद्गुरु श्री हीरविजयसूरि के समुचित सामर्थ्य ने इसकी उन्नतिक गति में विशेष वेग दिया जिसके कारण यह आज जगत् में मन्दिरों का शहर (The City of Temples) कहा जा रहा है।[1]

કર્માશાહ મૂલ વીરભૂમિ ચિત્તોડગઢના વાસી હતા. તેઓ મૂળ પ્રસિધ્ધ જૈન રાજા આમરાજના વંશજ હતા. તેમના પિતાનું નામ તોલાશાહ, માતાનું નામ લીલુ-લીલાદેવી હતું. તેમને રત્ન, પોમ, દશરથ, ભોજ અને કર્મા નામક પાંચ પુત્રો હતા. તોલાશાહ તે સમયના મેવાડના પ્રસિધ્ધ મહારાણા સાંગાના મિત્ર હતા.

તપગચ્છની પ્રસિધ્ધ રત્નાકર શાખાના ધર્મરત્નસૂરિ વિહાર કરતા એક સંઘની સાથે ચિતોડ પધાર્યા. ત વખતે તોલાશાહે પોતાના પુત્ર કર્મશાહની સાક્ષીમાં પૂછ્યું કે–મેં જે કાર્ય વિચાર્યું છે તે સફલ થશે કે નહિં ? આચાર્યે પ્રશ્ન જોઈને કહ્યું કે

---

૧. ઇ. સ. ૧૯૧૬ ના ફેબ્રુઆરી તા. ૧૪ ના 'ટાઇમ્સ ઓફ ઈન્ડીયા'માં મુંબઇના તે વખતના ગવર્નર લોર્ડ વિલીંગ્ડન( જે હમણાં વાયસરોય થયા હતા )ની કાઠિયાવાડની મુસાફરી પ્રગટ થઈ છે તે ( The Governor's tour in The City of Temples ) લેખમાં ચિત્તાકર્ષક વર્ણન પ્રગટ થયું છે.

તમારા મનમાં શત્રુંજયના ઉધ્ધારનો પ્રશ્ન છે, અને તે કાર્ય તમારા નાના પુત્ર કર્મા-શાહના હાથથી થશે. વળી પ્રતિષ્ઠાપક અમારા શિષ્ય થશે. ”

થોડા સમય પછી તોલાશાહ સ્વર્ગસ્થ થયા. અહીં ધર્મરત્નસૂરિજી પણ સ્વર્ગ-સ્થ થયા.

કર્માશાહની ઉન્નતિ થતી ગઇ. તે રાજ્યમાન્ય બન્યા. અમદાવાદના સૂબા સાથે મૈત્રી બાંધી. અમદાવાદના સૂબા બહાદુરશાહ ઉપર કર્માશાહે થોડો ઉપકાર કર્યો હતો તેના બદલામાં સૂબાગીરી મળ્યા પછી એણે કર્માશાહને પોતાની પાસે બોલાવ્યા અને કાંઇપણ કાર્ય હોય તો સૂચવવા કહ્યું. કર્માશાહે શત્રુંજય ઉપર પોતાની કુલદેવી બિરાજમાન કરાવવાનું કાર્ય કહ્યું. સાથે જ તીર્થોધ્ધાર માટે પણ મદદ માંગી. બહા-દુરશાહે શાહી ફરમાન લખી આપ્યું. એક ફરમાન જુનાગઢ મોકલ્યું કે કર્માશાહને શત્રુંજયોધ્ધારમાં પુરેપૂરી મદદ આપવી.

કર્માશાહ ફરમાન લઇ ખંભાત ગયા. ત્યાં વિનયમંડનસૂરિજીને પોતાનો અભિપ્રાય જણાવ્યો અને તેમને સાથે લઈ પાલીતાણે ગયા. ત્યાં જ અમદાવાદના કુશલ-કારી-ગરોને બોલાવ્યા ખંભાતમાં બિરાજમાન શિલ્પ તથા જ્યોતિષશાસ્ત્રના પારંગત વિવેકધીરગણિ તથા વિવેકમંડન પાઠકને પાલીતાણે પધારવા વિનંતિ કરી. તેઓ આવી પહોંચ્યા અને શુભ મુહૂર્તે જીર્ણોધ્ધારનું કાર્ય શરૂ થયું. શ્રી ઋષભદેવ પ્રભુનું નૂતન મંદિર બનાવ્યું તથા વસ્તુપાલે બનાવેલી અને ભંડારમાં રાખેલી મૂર્તિઓ કાઢી. મંદિરનું કાર્ય પૂરું થતાં કર્માશાહે પોતાના વડીલ બન્ધુ[1] રત્નાશાહને સપરિવાર તેડાવ્યા, તેમજ પોતાના ગુરુ તપાગચ્છના વિદ્વાન્ આચાર્ય શ્રી વિદ્યામંડનસૂરિજીને પણ વિનંતિ કરવા તેમને જ મોકલ્યા. દેશ-દેશાવરમાં શત્રુંજયોધ્ધારની કંકોત્રી મોકલી. જુનાગઢના દિવાન રવો તથા નરસીંને પણ તેડાવ્યા. અનેક ગામના સંઘો આવ્યા. સૂરિજીમહારાજ પણ સપરિવાર આવ્યા. સાથે અનેક આચાર્યો પધાર્યા. અનુક્રમે ૧૫૮૭ ના વૈશાખ વદિ ૬ રવિવારે વિધિપૂર્વક શ્રી વિદ્યામંડન-સૂરિજીએ મૂલનાયકજીની પ્રતિષ્ઠા કરી. બીજા આચાર્યો અને મુનિવરોએ બીજી અનેક મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી.

પ્રતિષ્ઠાપક આચાર્ય ઉદારહૃદયી, વિનમ્ર અને રાગદ્વેષરહિત હતા. પ્રતિષ્ઠા કરાવ્યા છતાં પોતાનું નામ ક્યાંય કોતરાવ્યું નથી.

× × ×

रागद्वेषविमुक्त्यरैनुमत्या निरिव श्रीसूरिणाम् ॥ १३१ ॥
श्रीऋषभमूलबिम्बे श्रीविद्यामण्डनाह्वसूरिवरैः ।
श्रीपुण्डरीकमूर्तावपि प्रतिष्ठा शुभा विदधे ॥ १३२ ॥

---

૧. રત્નાશાહે ચિત્તોડમાં શ્રી પાર્શ્વનાથજી અને સુપાર્શ્વનાથજીનાં મંદિર બંધાવ્યાં હતાં જેની પ્રતિષ્ઠા વિવેકમંડનપાઠકે જ કરાવી હતી.

नालीलिरयंश्च कुत्रापि हि नाम निजं गभीरहृदयास्ते ।
प्रायः स्वोपज्ञेषु च स्तवेषु ते नाम न न्यस्तम् ॥ १३३ ॥

× × ×

स्वस्ति श्री नृपविक्रमाज्जलधिदिग्बाणेन्दु १५८७ शुभे,
मासो माधवसंज्ञिकस्य बहुले पक्षे च षष्ठ्यां तिथौ ।
वारेऽर्के श्रवणे च मे प्रभुपदाद्री साधुकर्मोद्धृतौ,
विद्यामंडनसूरयो वृषभसन्मूर्तेः प्रतिष्ठां व्यधुः ॥ १३४ ॥

આ ઉદ્ધારચેલા મહાત્મા પ્રતિષ્ઠિત મૂર્તિ અદ્યાવધિ જૈનસંઘનું કલ્યાણ કરી દર્શન દઇ રહી છે. આવું મહાન્ કાર્ય કરાવ્યા છતાં ક્યાંય પોતાનું નામ ન રાખવાની ઉદારવૃત્તિ ધરાવનારા એ આચાર્યને ધન્ય છે.

તેઓ રત્નાકરસૂરિજીના સમુદાયના આચાર્ય હતા. બૃહત્તપાગચ્છના રત્નાકરસૂરિજીના ઉપદેશથી સમરાશાહે તીર્થરાજનો ઉધ્ધાર કરાવ્યો હતો અને તે સૂરિજી મહારાજે પ્રતિષ્ઠા કરી હતી. તેમના વંશજ તપાગચ્છીય શ્રી વિદ્યામંડનસૂરિજીએ કર્માશાહના ઉધ્ધાર સમયે પ્રતિષ્ઠા કરી મહાન્ તીર્થસેવા અને શાસનસેવા બજાવી હતી. પ્રતિષ્ઠાપ્રસંગે કર્માશાહે લાખ્ખો રૂપિયાનું દાન કર્યું. આ ઉધ્ધારમાં કર્માશાહ શેઠને સવા કરોડ દ્રવ્યનો ખર્ચ થયો હતો.

શેઠ કર્માશાહ ઉધ્ધૃત મંદિર અને શ્રી વિદ્યામંડનસૂરિજીપ્રતિષ્ઠિત મૂર્તિ અદ્યાવધિ જૈનસંઘનું કલ્યાણ—આત્મહિત સાધવામાં સહાયક થઇ રહેલ છે. પ્રતિદિન સેંકડો—હજારો ભાવિક આત્મા દર્શન—પૂજન કરી આત્મકલ્યાણ સાધી રહેલ છે. આ સોળમો ઉધ્ધાર હતો.

## તેજપાલ સોનીનો ઉદ્ધાર—

આ ઉધ્ધાર સં. ૧૬૫૦ માં થયેલ છે. તેજપાલ સોની ખંભાતના વાસી હતા. તેજપાલ સોની જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીના મુખ્ય શ્રાવક શિષ્યોમાંનાં એક હતા. શત્રુંજયનો ઉધ્ધાર કેમ કર્યો અને કેવી રીતે? તેનો ઉલ્લેખ તે વખતના એક શિલાલેખમાં મળે છે જેનો ભાવાર્થ આ પ્રમાણે છે.

"સં. ૧૫૮૭ માં કર્માશાહે આનંદવિમલસૂરિના સદુપદેશથી શત્રુંજય તીર્થ ઉપરના મૂળમંદિરનો પુનરુધ્ધાર કર્યો. (પં. ૪૩) પરન્તુ બહુ જ પ્રાચીનતાને લીધે થોડા જ સમયમાં પાછું એ મૂળમંદિર, જીર્ણપ્રાય જેવું અને જર્જરિત થઇ ગયેલું દેખાવા લાગ્યું. તેથી તેજપાલે પોતાના મનમાં વિચાર કર્યો કે, આ મંદિરનો ફરીથી બરાબર ઉધ્ધાર થાય તો કેવું સારું ? (પં. ૪૪) એમ વિચારી હીરવિજયસૂરિ આદિના સદુપદેશથી પોતે એ મંદિરનો ઉધ્ધાર કરવો શરૂ કર્યો અને થોડા જ સમયમાં આખું મંદિર તદ્દન નવા જેવું તૈયાર થયું. (પં. ૪૫–૬)

× × ×

આ ચૈત્ય સમરાવવા માટે તેજપાલે જે ધન ખર્ચ્યું તે જોઇ લોકો તેને કલ્પવૃક્ષની ઉપમા આપતા હતા. (પં. ૫૮-૬૦) સંવત ૧૬૫૦ માં બહુ ધામધુમથી તેજપાલે શત્રુંજયની યાત્રા કરી અને તે જ વખતે શ્રી હીરવિજયસૂરિવરના પવિત્ર હાથે એ મંદિરની પ્રતિષ્ઠા કરાવી. (પં. ૬૧-૬૨)

આ મંદિરના ઉધ્ધારની સાથે સા. રામજીનું (૧), જસુ ઠક્કરનું (૨), સા. કુંઅરજીનું (૩) અને મૂલા શેઠનું (૪) એમ બીજાં પણ ચાર મંદિરો તૈયાર થયાં હતાં, કે જેમની પ્રતિષ્ઠા પણ એ સૂરિવરે આ જ સમયે કરી. (પં. ૬૨-૬૫)

(પ્રાચીન જૈન લેખ સંગ્રહ, લેખ ૧૨, અવલોકન પૃ. ૨૭)

ઉપર્યુક્ત લેખ મુખ્ય મંદિરના પૂર્વદ્વારના રંગમંડપમાં નં. ૧ વાળા શિલાલેખની સામી બાજુએ આવેલા સ્થંભ ઉપર, આ નં. ૧૨ નો શિલાલેખ આવેલો છે.

આ લેખમાં પ્રતિષ્ઠાપક આચાર્યનો અને તેજપાલનો પણ પરિચય આપેલો છે જે નીચે પ્રમાણે છે.

" વિજયદાનસૂરિની પાટે પ્રભાવક શ્રી હીરવિજયસૂરિ થયા. તેમને ગુજરાતમાંથી, અકબર બાદશાહે પોતાના મેવાત દેશમાં બોલાવ્યા. સંવત ૧૬૩૯માં અકબરની રાજધાની ફત્તેહપુર(સીકરી)માં પહોંચ્યા. બાદશાહ હીરવિજયસૂરિની મુલાકાત લઇ બહુ ખુશી થયો, અને તેમના ઉપદેશથી બધા દેશોમાં છ મહિના સુધી જીવદયા પળાવી[1] મૃત મનુષ્યોના ધનનો ત્યાગ કર્યો, જીજીઆવેરો બંધ કર્યો, પાંજરામાં પૂરી રાખેલા પક્ષીઓને ઉડાડી મૂકયા, શત્રુંજય[2] પર્વત જૈનોને સ્વાધીન કર્યો, તેમજ૰પોતાની પાસે જે મોટો પુસ્તકભંડાર હતો તે પણ સૂરિજીને સમર્પણ કર્યો.

(પં. ૧૨ થી ૨૧)

× × ×

---

૧. જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી મહારાજ અને તેમના શિષ્યપરિવારના ઉપદેશથી સમ્રાટ અકબરે અહિંસાનાં જે ફરમાનો આદિ આપ્યાં છે તે સૂરીશ્વર ને સમ્રાટ નામના ગ્રંથમાં પ્રકાશિત છે. જુઓ સૂરીશ્વર ને સમ્રાટ. તથા વૈરાટના લેખમાં પણ ૧૦૬ દિવસો અહિંસાના પળાવ્યાનો ઉલ્લેખ છે. જુઓ જૈન સત્ય પ્રકાશ, વર્ષ ૪.

૨. શત્રુંજય પર્વત આદિની રક્ષાના ફરમાનો ઉ. ભાનુચંદ્રને મળ્યા હતા અને તે તેમણે શ્રી હીરવિજયસૂરિજીને મોકલ્યા હતા. કહે છે કે આ ફરમાન પ્રાપ્ત કરતાં ઉપાધ્યાયજીને ઘણી મહેનત પડી હતી. કેટલાકોએ વિરોધ કર્યો હતો, ઉંધું-ચતું પણ કર્યું હતું છતાં કોઇનું કાંઇ જ ચાલ્યું ન હતું અને ઉપાધ્યાયજીને જ શત્રુંજયના કર માફનું તથા રક્ષાનું, શત્રુંજય તીર્થ અર્પણનું ફરમાન મળ્યું હતું અને એ જ ફરમાન સમ્રાટ્ જહાંગીરે પુનઃ તાજું કરી આપ્યું હતું. તે ફરમાન સૂરીશ્વર ને સમ્રાટમાં છપાયેલ છે. તથા ફરમાન-પ્રાપ્તિ કેવી રીતે કરી તે માટે શ્રી વિજયાનંદસૂરિ શતાબ્દિ સ્મારક અંકમાં શાસન-

જેમના વચનથી ગુજરાત આદિ દેશોમાં મંદિરો વગેરે બનાવવામાં શ્રાવકોએ અગણિત વ્યય કર્યો. જેમણે ગુજરાત અને માલવ આદિ અનેક સંઘો સાથે શત્રુંજયની[1] યાત્રા કરી.

શ્રી વિજયસેનસૂરિજી મહારાજનો પરિચય એ જ શિલાલેખમાં નીચે મુજબ આપ્યો છે. " શ્રી હીરવિજયસૂરિની પાટે શ્રી વિજયસેનસૂરિ જયવંતા વર્તે છે. × × × એમને પણ અકબરશાહે વિનયપૂર્વક લાહોરમાં બોલાવ્યા હતા, કે જ્યાં અનેક વાદીઓ સાથે વાદ કરી તેમણે વિજય મેળવ્યો અને બાદશાહના મનને ખુશ કર્યું. બાદશાહે હીરવિજયસૂરિને પ્રથમ જે જે ફરમાનો[2] આપ્યા હતાં તે બધાં વિજયસેન-

---

પ્રભાવક ગુરુશિષ્ય ઉ. ભાનુચંદ્રજી તથા સિદ્ધિચંદ્રજીનો લેખ મો. દ. દેશાઇનો પ્રગટ થએલ છે તે જુઓ.

૧. શ્રી હીરવિજયસૂરિજી મહરાજ સંઘ સહિત પાલીતાણે પધાર્યા ત્યારે બીજા ૭૨ સંઘ સાથે હતા. હજારો સાધુ સાધ્વીઓ અને લાખોની સંખ્યામાં શ્રાવક શ્રાવિકાઓ સાથે હતી. ૧૬૫૦માં શત્રુંજયની પ્રતિષ્ઠા કરાવી તે પહેલાં પણ સૂરિજીએ ૧૬૨૦ ગિરિરાજ ઉપર પ્રતિષ્ઠા કરાવી હતી. સૂરિજી મહારાજનો જન્મ પાલણપુરમા ૧૫૮૩માં થયેલ. દીક્ષા ૧૫૯૬માં, પંડિતપદ ૧૬૦૭મા, સૂરિપદ ૧૬૧૦માં થયેલ. ૧૬૩૯ માં જેઠ શુ. ૧૩ને દિવસે થએલ બાદશાહ અકબરના માનભર્યા નિમંત્રણને માન આપી ફત્તેહપુર સીક્રીમાં મળ્યા. મોગલ યુગમા મોગલ બાદશાહોને પ્રતિબોધ આપવાનાં દ્વાર સૂરિજી મહારાજે જ ખોલ્યાં હતાં, સાથે છ મહિના અહિંસા, તીર્થરક્ષા, ગૌરક્ષા, જીજીયાવેરો માફ આદિ મહાન કાર્યો શ્રી હીરવિજયસૂરીશ્વરજી અને તેમના શિષ્ય પ્રશિષ્યોએ જ કરાવ્યાં હતાં. સમ્રાટ્ અકબરે સૂરિજી મહારાજના અદ્ભૂત ત્યાગ, તપસ્યા, ઉત્તમ ચારિત્ર અપૂર્વ જ્ઞાનાદિ ગુણોથી આકર્ષાઇ જગદ્ગુરુનું ગૌરવવન્તું બિરૂદ આપી અદ્ભૂત અને અપૂર્વ માન આપ્યું હતુ. સૂરિજી મહારાજના શિષ્યોએ જહાગીર, શાહજહાં અને ઔરંગઝેબ આદિને પણ ઉપદેશ આપ્યો હતો.

૨. શ્રી વિજયસેનસૂરિજીને બાદશાહ અકબરે આપેલ ફરમાન સૂરીશ્વર ને સમ્રાટમાં પ્રગટ થયેલ છે. સૂરીશ્વર અને સમ્રાટમાં શ્રી હીરવિજયજી, શ્રી વિજયસેનસૂરિ, ઉ. ભાનુચંદ્ર તથા સિદ્ધિચંદ્ર, વિવેકહર્ષ ગણિ વગેરેનાં સમ્રાટે આપેલા ફરમાનપત્રો પ્રગટ થયાં છે તે તથા આઇને અકબરીમાં સમ્રાટ અકબરના દરબારના વિદ્વાનોનાં નામોમાં પણ શ્રી હીરવિજયસૂરિ, શ્રી વિજયસેનસૂરિ અને ઉ. ભાનુચદ્રજીનાં જ નામ છે. આ બધુ જોતા શ્રી હીરવિજયસૂરીશ્વરજીએ અને તેમના શિષ્યપરિવાર મોગલસમ્રાટો ઉપર જે પ્રભાવ અને જૈન ધર્મની ઊંડી છાપ બેસારી છે અને જૈનશાસનની પ્રભાવનાના જે મહાન્ કાર્યો કરાવ્યાં છે તેવાં મહાન્ કાર્યો બીજું કોઇ કરાવી શક્યું નથી. સાથે જ ગૌવધબંધ, જીજીયાવેરો માફ, તીર્થોની રક્ષા વગેરે મહાન્ કાર્યો પણ તેઓ જ કરાવી શક્યા છે. બાદશાહ અકબરને અહિંસાનું દિવ્ય અમૃત પાન કરાવી જૈન ધર્મનો દૃઢ અનુરાગ કરવાનું માન

સૂરિને પણ આપ્યાં અને વિશેષમાં એમના કથનથી પોતાના રાજ્યમાં સદાને માટે ગાય, ભેંસ, બળદ અને પાડાનો વધ નહિં કરવાનાં ફરમાનો કાઢ્યાં ( પં. ૨૫ થી ૩૨ )

ત્યારપછી તેજપાલ સોનીના વંશનો અને ખુદ તેજપાલ સોનીનો પરિચય આપ્યો છે. તેજપાલે ૧૬૪૬ માં ખંભાતમાં શ્રી સુપાર્શ્વનાથ(પાર્શ્વનાથ)નું ભવ્ય મંદિર કરાવ્યું હતું. આ સિવાય આબૂનો સંઘ કાઢી સંઘપતિ થયા હતા.

ગિરિ શત્રુંજે ઉદ્ધાર કરાવ્યો, ખરચી એક લખ્ય લ્યાહરી.

—ઋષભદાસ કવિ રચિત હીરસૂરિ રાસ.

( પ્રાચીન જૈન લે. સં. અવલોકન પૃ. ૨૯ )

ઉપર્યુક્ત શિલાલેખ ૧૬૫૦ ની પ્રતિષ્ઠા—ઉધ્ધાર પછી એક બે વર્ષમાં જ તૈયાર કરવામાં આવેલો છે.

શ્રી હીરવિજયસૂરિજી અને તેમના ગુરુદેવ શ્રી વિજયદાનસૂરીશ્વરજીના ઉપદેશથી શત્રુંજય ઉપર બીજાં ઘણાં ભવ્ય મંદિરો બન્યાં છે જેની પ્રતિષ્ઠા તે ગુરુ-શિષ્યે ૧૬૨૦ માં કરી છે, જેના લેખો પ્રા. જૈન લે. સં. માં અંક ૪ થી ૧૧ માં પ્રગટ થયેલ છે. એ જ વસ્તુ તપાગચ્છ પટ્ટાવલીમાં ઉ. શ્રી ધર્મસાગરજીએ સંક્ષેપમાં નીચે મુજબ લખી છે.

" તથા યદુપદેશપરાયણગાંધારીય સા० રામજી, અહમ્મદાવાદસત્ક સં. કુંઅરજીપ્રભૃતિભિઃ શ્રીશત્રુંજયે ચતુર્મુખાષ્ટાપદાદિપ્રાસાદા દેવકુલિકાશ્ચ કારિતાઃ॥"

આજે જૈન સંઘ આ છેલ્લા ઉધ્ધાર કાર્યને પ્રત્યક્ષ નિહાળી પુનીત થઇ રહેલ છે. વિશેષ જાણવા માટે સૂરીશ્વર ને સમ્રાટ્, શત્રુંજય તીર્થોધ્ધાર પ્રબંધ, પ્રા. જૈન લે. સં. ભા. બીજો, શત્રુંજય પ્રકાશ વગેરે ગ્રંથો જોઇ લેવા.

### આગળનો ઇતિહાસ-

બાદશાહ અકબરે શ્રી હીરવિજયસૂરિજી અને તેમના શિષ્યને શત્રુંજયાદિ તીર્થોનાં ફરમાન આપ્યાં. બાદમાં જહાંગીરે એ જ ફરમાનો પુનઃ તાજાં કરી આપ્યાં. આમાં શ્રી વિજયદેવસૂરિજી અને યતિવર્ય શ્રી પરમાનંદજીનો મુખ્ય પ્રયત્ન હતો. આ ફરમાન ૧૬૬૪ માં બાદશાહ જહાંગીરે આપ્યું હતું. આ સમયે ગુજરાતમાં એક દાનવીર, ધર્મવીર અને કર્મવીર શેઠ શાંતિદાસ પ્રકાશમાં આવ્યા. તેઓ મુખ્યતયા ઉ. શ્રી ધર્મસાગરજી મ. ના શિષ્ય-પરિવારના પરમ ભક્ત હતા. સમ્રાટ જહાંગીર

---

પણ વિજયહીરસૂરીશ્વરજી અને તેમના શિષ્યોને જ ઘટે છે. આ ધર્મોપદેશથી અકબર જ નહિં કિન્તુ જહાંગીર, શાહજહાં વગેરે પણ પ્રભાવિત થયા હતા તે તેમણે આપેલાં ફરમાનોથી જણાઇ આવે છે.

સાથે તેમને ગાઢ સંબંધ હતો. જહાંગીર ગાદી પર બેઠો એ જ વર્ષમાં એટલે કે ૧૬૬૧ માં તેણે શાંતિદાસ શેઠને અમદાવાદની સૂબાગીરી આપ્યાનો ઉલ્લેખ મળે છે.

આ પછી શાહજહાના સમયે તો શાંતિદાસ શેઠનાં લાગવગ, સત્તા અને વૈભવ વધ્યાં હતાં. સાથે જ જૈનધર્મની સેવા કરવાથી શાંતિદાસ શેઠની પ્રસિધ્ધિ જૈનોમાં પણ ઘણી વધી હતી. સં. ૧૬૮૬મા શાહજહાંએ શાંતિદાસ શેઠ તથા શા. રતનસુરાને શત્રુંજય, શંખેશ્વર, કેસરીયાજી વગેરે તીર્થો તથા અમદાવાદ, સુરત, ખંભાત અને રાધનપુર વગેરે શહેરોનાં મંદિરોની રક્ષાનો તથા શ્રીસંઘની મિલ્કતની વ્યવસ્થાનો ખરીતો અપાયો હતો.

શાંતિદાસ શેઠે તીર્થનો વહીવટ સંભાળ્યો ત્યારે તીર્થાધિરાજ ઉપર મંદિરોનો ઘણો પરિવાર હતો અને ભારતવર્ષના જૈન સંઘમાથી ઘણા યાત્રાળુઓ યાત્રાએ આવતા હતા. આ વખતે સૌરાષ્ટ્રમાં કાઠીઓનું જોર હતુ. યાત્રાળુઓના જાનમાલની રક્ષા માટે ગિરિરાજની છાયામા વસતા કાઠી-ગરાસીયા ત્યાં આવી ચોકી ભરતા હતા. બદલામાં યાત્રાળુઓ કાઠી-ગરાસીઆઓને રાજીખુશીથી ઇનામ આપતા હતા. દરમિયાન એક વખત નાડલાઇનો સંઘ આવતાં લેવડ-દેવડમાં વાંધો પડ્યો. કાઠી-ગરાસીયાના નેતા હથિયાર લઇ સંઘને રોકવા આવી પહોચતાં સંઘ સાથેના માણુસોએ કાઠી-ગરાસીયાઓને મારીને ભગાડી દીધા હતા. આ પ્રસંગ સં. ૧૬૯૦ મા બન્યો છે.[૧]

આ પ્રસંગે બાદશાહ શાહજહાજનો પુત્ર મુરાદબક્ષ ગુજરાતનો સૂબો હતો. તેણે શેઠ શાંતિદાસને પાલીતાણા ઇનામમા આપ્યાનુ ફરમાન જાહેર કર્યું હતું. બાદમાં એ જ મુરાદબક્ષ દિલ્હીનો બાદશાહ બનતાં એ જ ફરમાન પુન. તાજું કરી આપ્યું હતું. તેમા લખ્યું છે કે–" આગલી સનંદની રૂએ અમદાવાદના સૂબાના તાબાનું સોરઠની સરકારમાં આવેલુ પાલીતાણા પરગણું જેનુ બીજુ નામ ઇસ્રીજા (શેત્રુંજા) પણ છે તે શાંતિદાસ ઝવેરીને ઇનામમાં આપલું છે.[૨] "

એટલે શાહી જમાનામાં આ તીર્થ અમદાવાદના નગરશેઠને અર્પણ થયુ, પરન્તુ વ્યવસ્થા શેઠજીના હસ્તે તેમના પાલીતાણાના માણુસોદ્વારા થતી. પહેલાનો પ્રસંગ કે જેમાં સંઘના ચોકીઆતોએ કાઠી-ગરાસીઆઓને નસાડી મૂક્યા[૩] ત્યારપછી સં. ૧૭૦૭માં પાલીતાણાની વ્યવસ્થા રાખનાર કડવા દોશી મારફત ગારીઆ-

---

૧. આ પ્રસંગનુ વર્ણન 'ઐતિહાસિક રાસસંગ્રહ' ભા. ૪ માં છે.

૨. મુરાદનું ફરમાન અને પાછળથી તે બાદશાહ થયા તે સમયનું ફરમાન શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી પાસે છે.

૩. પાલીતાણામાં આજુબાજુ ગરાસિયા ચોકી કરવા આવતા. યાત્રાળુઓ તેમને ખુશી કરતા. પરન્તુ જે સંઘ પોતાની સાથે ચોકિયાતોનું જૂથ લઇને આવતો તેને પાલીતાણામાં બીજા ચોકિયાતોની જરૂર ન રહેતી. આવો એક પ્રસંગ સત્તરમી સદીમા બન્યો હતો.

ધારના ગોહેલોને ચોકીનું કામ સોંપાયું અને તે નિમિત્તે ગારીઆધારથી ગોહેલ કાંધાજી, બાઇ પદમાજી, બાઇ પાટલદેને લઇને કડવા દોશી અમદાવાદ ગયા; તેમજ બારોટ પરબત, ગોરજી ગેમલજી તથા લખમણજી વગેરે તેમની સાથે ગયા, અને ત્યાં શેઠ શાંતિદાસ સહસકરણ તથા શાહ રતનસૂરા વગેરે સંઘ જોગું ખત લખી આપ્યું.[1]

મુગલસમ્રાટ મુરાદબક્ષ પછીનો સમય ભારતમાં અરાજકતાનો હતો. ચોતરફ નાના રાજાઓ સ્વતંત્ર થઇ રાજઅમલ સ્વતંત્ર ચલાવવા ઇચ્છતા હતા. આ સમયે

---

નાડલાઇથી એક સંઘ સિદ્ધાચલજીની યાત્રાએ નીકળ્યો હતો, જેમાં નાડલાઇના રહેવાસી મેહાજલ, ચાંપો, કેશવ અને કૃષ્ણ ચાર ભાઇઓ મુખ્ય હતા. સાધુઓમાં મુખ્ય દેવવિજય વાચક અને ભાવવિજયજી સાથે હતા. સંઘ અનુક્રમે ચાલતો ચાલતો અમદાવાદ આવ્યો. ત્યાથી ધોળકા આવતા ત્યાં શ્રી વિજયાનંદસૂરિ અને ઉ. શ્રી સિદ્ધિચંદજી વાચક વગેરે સંઘને મળી ગયા.

સંઘમા વીશ હજાર શ્રાવકો હતા. પાચસો ઘોડેસ્વાર અને એક હજાર ઉપરાન્ત હથિયારબન્ધ માણસો હતા. સંઘ પાલીતાણે આવ્યો ત્યારે પાલીતાણાના ગરાસીયાના ચોકીયાતો ત્યાં આવ્યા, પરન્તુ સંઘના ચોકીઆતોથી તેમનું અપમાન થયું જોયા તેમણે જઇને પોતાના ઉપરીને ખબર આપ્યા. ગરાસીયાએ આવી સંઘપતિને કહ્યું કે સંઘ કોની રજાથી ઉપર ચઢે છે. સંઘપતિએ કહ્યુ તમારે બોલવાની કાંઇ જરૂર નથી. આમ કરતાં વધુ બોલાચાલી થતાં સંઘના ચોકિયાતો શસ્ત્રસજ્જ થઇને આવી પહોચ્યા અને ગરાસિયાઓને નસાડી મૂકયા હતા.

" ગિરી ગરાસીઆ જે હૂતાએ,
ઉઠી ગયા તે અપાર તો અતિ અપમાનીઆ એ, જાણી ગિરીનો ગરાસીઓ એ;
આવ્યો માણુસ મેલી તો, કહઇ કિમ દુહવીઆં એ, કે આવ૦ (૧૯૬)
અહ્મ હકમ વિણ એણઇ ગિરીએ, ન ચડઇ કો નરનારિ તો, તુમ જન કિમ ચડઇ એ;
કહઇ સંઘપતિ નૃપ હકમસિઉ એ, યાત્રા કરઇ સહૂ લોક તો, લાગ કસ્યો તુમ્હિતણો એ.
કે આવ૦ (૧૯૭)
બાહોસી કરતાં સુભટ સવે એ, સજ્જ કર્યાં હથિઆર તો હક્કારવ હૂઆ એ;
નાઠા ગિરિના ગરાસીઆ એ, પઇઠા જઇ ગઢિ ગામ તો, સંઘ દલિ વીટીઓ એ. કે આવ૦ (૧૯૮)
નિવારઈ માણુસ ભલાં એ, દામિ ગયા સર્વ તેય તો, મીનતિ બહુ કરઇ એ,
સંઘ દલદેખી ડરી એ, છાના છપીઆ તેહ તો, કહઈ મુઝ કાંઇ દીઓ એ. કે આવ૦ (૧૯૯)
( વિજયતિલકસૂરિ રાસ સં. ૧૬૯૭ પં. દર્શનવિજયજીકૃત;
—'ઐતિહાસિક રાસ સંગ્રહ' ભા. ૪, પૃ. ૧૪૯

[1] આ ખતની અસલ નકલ શેઠ આ. ક.ની પેઢી પાસે વિદ્યમાન છે. તે ખતમા લ્હેલા નીચેના શબ્દો તે વખતની પરિસ્થિતિ ઉપર સારો પ્રકાશ નાખે છે.

ગુજરાત અને કાઠિયાવાડમાં મુસલમાન સૂબાઓ, મરાઠાઓ, કાઠીઓ અને રાજપુતો પોતાની સત્તા જમાવવા ઇચ્છતા હતા. જેના હાથમાં 'લાઠી તેની ભેંશ' તેવી સ્થિતિ થઇ પડી હતી.

કાઠિયાવાડ લોકલ ડીરેક્ટરીના પૃ. ૩૭ થી ૪૦ ના લખાણ મુજબ લગભગ વિ. સં. ૧૯૩૦-૩૧ સુધી સૌરાષ્ટ્રમાં અરાજકતા, જોહુકમી, અન્યાય ને અત્યાચાર ચાલતાં હતાં.

રાજક્રાન્તિ જબરજસ્ત થઇ રહી હતી. એક વાર મરાઠા સૈન્યે અમદાવાદ પર હલ્લો કરેલો. શાંતિદાસ શેઠના વંશજો શેઠ ખુશાલચંદ વગેરેએ પોતાની લાગવગ અને ધનનો ઉપયોગ કરી અમદાવાદ લૂંટાતું બચાવ્યું હતું, જેના બદલામાં પ્રજાસેવાની કદરરૂપે શેઠજીને નગરશેઠનું માનવંતું બિરૂદ મળ્યું અને અમદાવાદમાં જેટલો વ્યાપાર કાંટે ચઢીને થાય તેમાંથી સેંકડે ચાર આના શેઠજીને વંશપરંપરાગત મળ્યા જ કરે એમ ઠરાવ્યું. હાલમાં પણ કંપની સરકારે (બ્રિટીશ ગવર્નમેન્ટે) શેઠ કુટુમ્બને દર વર્ષે રૂા. ૨૧૩૩ ઉચક આપવાના ઠરાવ્યા છે જે અદ્યાવધિ મળ્યા કરે છે.

સૌરાષ્ટ્ર ઉપર પણ આસ્માની સુલતાની વીતી ગઇ હતી. છતાં જૈન સંઘે તીર્થની વ્યવસ્થા બરાબર સાચવી. સં. ૧૭૮૯ થી ૧૭૯૩ સુધી ગુજરાત ઉપર રતનસિંહ ભંડારીનો અમલ હતો. આ સમયે શ્રી વિજયદયાસૂરિજીના નેતૃત્વ નીચે વિમલવસહીમાં પ્રતિષ્ઠા થઇ. સં. ૧૭૯૧માં ભાવસારોએ **છીપાવસહીનો જીર્ણોદ્ધાર કરાવ્યો.**

સૌરાષ્ટ્રમાં ગાયકવાડી સત્તા પુનઃ આવી. તેણે જોરજુલમથી ચોથ ઉઘરાવવા માંડી. અમદાવાદના નગરશેઠનો ગાયકવાડ સાથે સારો સંબંધ હતો જેથી પાલીતાણાની રક્ષા થઇ. આ સમયે નવા નવા કુંડો બન્યા, કેટલાંક નવાં ચૈત્યો પણ બન્યાં. શ્રીસંઘે હાથીપોળમાં કોઇને નવું મંદિર ન કરવા દેવાનો ઠરાવ કર્યો. આ ઠરાવ શિલાલેખરૂપે હાથીપોળના બહારના દરવાજાના તદ્દન મથાળા ઉપર છે.

સં. ૧૮૦૪માં સુરતથી પ્રેમજી પારેખ સંઘ લઈ સમુદ્રમાર્ગે ભાવનગર ઊતર્યા. સાથે કુમસથી શેઠ રૂપચંદ કચરાનો પણ સંઘ હતો. ભાવનગરના મહારાજાએ તથા

---

" ગચ્છ ૮૪ ચોરાશીનું એકરારી લેવું. તથા એકગર બાપના બોલશું પંળવું તથા આદીશ્વરની સાખી પાલવું રણછોડજીની સાખી પાલવું. કારખાના પાસી ન લેવું તપાગચ્છનિ ॥ શ્રી ॥ "

આવું ખત કોઇ ગજા ન જ કરી આપે, અર્થાત ગોહેલ કાંધાજી વગેરે ચોકિયાત જ હતા. બીજું, મુગલ સમ્રાટોએ શ્રીહીરવિજયસૂરીશ્વરજી અને શાંતિદાસ શેઠ વગેરેને આ તીર્થના ફરમાનો આપેલાં જેથી તીર્થની વ્યવસ્થા શાંતિદાસ શેઠના કુટુમ્બીઓ કરતા જેથી ખતમા લખેલ 'તપાગચ્છનિ' શબ્દ બરાબર બંધબેસતો જ છે. તેમજ આ ચોકીનો કર જેમ અત્યારે કેસરીયાજીમાં ભીલો લ્યે છે તેના જેવો જ ચોકી-કર હતો.

ભાવનગર સંઘે સંઘવીઓનું બહુ જ સારું સન્માન કર્યું અને રક્ષણ માટે પોતાનું સૈન્ય પણ સાથે આપ્યું ત્યાંથી નીકળી સંઘ કનાડ પહોંચ્યો. આ વખતે ગારિયાધારથી પૃથ્વીરાજજી ગોહેલે પોતાના કુંવર નોંઘણજીને ત્યાંસુધી મળવું કરવા મોકલ્યા.

સં ૧૮૩૭માં ગાયકવાડ સરકારના મોદી પ્રેમચંદ લવજી સંઘ લઇને આવ્યા. તેમણે મરુદેવા શિખર ઉપર ટુંક બધાવવાનું શરૂ કર્યું અને ૧૮૪૩માં પુન: સંઘ લઇ આવ્યા ને પ્રતિષ્ઠા કરી

પાલીતાણાથી ઘનો શેઠ તથા જેતો બારોટ પણ આવ્યા હતા આ પ્રસંગ એક વસ્તુ બરાબર સાફ કરે છે કે આ વખતે પાલીતાણા જૈનોના તાબામાં જ હતું. ગારિયાધારથી ગોહેલે પૃથ્વીરાજજી સંઘના સત્કાર માટે પોતાના પુત્રને મોકલે છે, તેનો સાથે સબંધ વધારે છે અને છેવટે પોતે પાલીતાણા આવીને ત્યાં વસવાટ કરવા લાગે છે.

આ વખતે શત્રુંજય તીર્થ અને પાલીતાણાની કુલ વહીવટીસત્તા અમદાવાદના નગરશેઠ વખતચંદના હાથમાં હતી તેમની હાજરીમાં જ તેમના સુપુત્ર શેઠ હેમાભાઇ વહીવટી કાર્યની દેખરેખ રાખતા હતા તેઓ બહુ કુશલ, મુત્સદ્દી અને ધર્મપ્રેમી હતા. તેમની દેખરેખમાં શત્રુંજય ગિરિરાજની ઉન્નતિ થતી જતી હતી. નવાં મન્દિરો, ધર્મશાળા વધતાં જતાં હતાં. તીર્થરક્ષા માટે તોપગોળા, દારૂખાનું અને બીજાં હથિયારો પણ રહેતાં હતાં

આ સ્થિતિ જોઇ ગોહેલ રાજપુતોને ઘણું આશ્ચર્ય થતું. ચોકી કરવાનો પોતાનો હક્ક છે તેના બહાને તેમણે યાત્રિકોને કનડવા માંડયા. આ સમયે અંગ્રેજોની નવી સત્તા સૌરાષ્ટ્રમાં આવી રહી હતી. શેઠ હેમાભાઇએ અગ્રેજ અમલદારોની સાથે રહી દેશી રાજ્યોની ખંડણી મુકરર કરાવી આપી. આ વખતે રાજકોટમાં એજન્સીનું મુખ્ય મથક હતું. બીજા રાજ્યોની જેમ રાજકોટની પોલીટીકલ આફિસમાં નગરશેઠ હેમાભાઇની શત્રુંજય તીર્થના મૂળ ગરાસિયા તરીકે ખુરશી રહેવા લાગી અને તેમના વકીલ ત્યાં રહી બધું કાર્ય સંભાળતા.[1]

ગોહેલ કાંધાજીના વંશજો શેઠ શાંતિદાસના વારસદારોવતી શત્રુંજય તથા પાલીતાણાનું રક્ષણ કરતા હતા. આ વખત સુધી પાલીતાણા પ્રગણાની સઘળી ઉપજ શત્રુંજય તીર્થની રક્ષા માટે જ વપરાતી હતી. ( જુઓ બાર્નવેલ, પોલીટીકલ એજન્ટ ઉપરની અરજી ) પરન્તુ અનુક્રમે તેમને પણ સત્તા જમાવવાનો મોહ લાગ્યો પાલીતાણા રાજધાનીને યોગ્ય સ્થાન હતું અને જૈન સંઘની પૂરી ઓથ હતી. આ પરિસ્થિતિમાં પાલીતાણાની આજુબાજુના પ્રદેશમાં પોતાની સત્તા જમાવવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો. ઠાકોર પૃથ્વીરાજજીએ તો પાલીતાણાને કાયમનું પોતાના વસવાટનું સ્થાન

---

૧. લગભગ ઇ સ. ૧૮૨૦ માં રાજકોટમાં એજન્સીની સ્થાપના થઇ.

બનાવ્યું અને આગળ કદમ વધાર્યા. છેવટે ઠાકોર ઉન્નડજીએ આ અનુકૂળતાનો લાભ લઇ સૈન્ય એકઠું કર્યું. ગાયકવાડના અમલદારો અને કાઠીઓ સાથે દોસ્તી બાંધી અને રાજ્ય જમાવ્યું.

પરન્તુ આ બધામાં એક ભૂલ થઇ કે ઠાકોર કાંધાજીએ વિકટ પરિસ્થિતિમાં શત્રુંજયનું રખોપું આરબોને ત્યાં ગીરવી મૂક્યું એટલે જૈન યાત્રિકોની કનડગત વધી પડી. ઠાકોર અને જૈન સંઘની વચ્ચે વૈમનસ્યનાં બીજ રોપાયાં અને તેને અંગે બ્રીટીશ સત્તાને સમાધાન માટે વચ્ચે આવવું પડયું.

શાંતિપ્રિય જૈનોએ કાયમની શાંતિ થાય તે માટે કાઠિયાવાડના પોલીટીકલ એજંટ કેપ્ટન બાર્નવેલ રૂબરૂ એક ચોક્કસ રકમ નિયત ઠરાવી સમાધાન કર્યું, જેમાં સાફ લખ્યું છે કે "સુખડી તથા જમીને બદલે રક્ષણાર્થે તેમજ ભાટ તથા રાજગોરના મળીને વાર્ષિક રૂ. ૪૫૦૦) ઉચક આપવા ઠરાવ્યા અને તેના બદલામાં ચોકી પહેરાની ખબર રાખવા અને કોઇ વાતે નુકશાન, આફત, ફીતુરી કે આસમાની સુલતાની થાય તો તે ભરી આપવાને ઠાકોર કાંધાજી (દાદભા) તથા તેમના કુંવર નોંઘણજીએ સં. ૧૮૭૮ (ઇ. સં ૧૮૨૧) માં કરાર કરી આપ્યો. પહેલાંના કરારનામાના અને આ કરારનામાના અમુક શબ્દો ખાસ વાંચવા જેવા હોવાથી નીચે આપવામાં આપે છે

## સં. ૧૭૦૭ (ઇ. સ. ૧૬૫૧ )ના કરારના શબ્દો

"સં. ૧૭૦૭ વર્ષે કાર્તિક વદિ ૧૩ ભોમે ગોહિલ શ્રી કાંધાજી, તથા નારાજી, તથા હમીરજી તથા બાઇ પદમાજી તથા પાટમદે. જત લખતં આમા શ્રી સેત્રંજાની ચોકી પુહરૂ કરૂં છું તથા સંઘની ચોકી કરૂં છું. તે માટે તેનું પરઠ કીધું. × × ગચ્છ ચોરાસી એ કરારિ લેવું. તથા એ કરાર બાપના બોલશું પાળવું તથા શ્રી આદિશ્વરની સાખી પાલવું, રણછોડજીની સાખી પાલવું. **કારખાના પાસિ ન લેવું તપાગછનિ.**"

આ કરારમાં એક બાજુ ગોહીલ કાંધાજી, બાઇ પદમાજી, તથા બાઇ પાટમદેની સહી છે. બીજી બાજુ ગેમલજી વગેરેની સાક્ષી છે. દોસી કડવા નાથાએ આ લખ્યું છે અને લખ્યા પ્રમાણે ન પાળે તો અમદાવાદ જઇને ખુલાસો (જવાબ) આપવાનું પણ લખ્યું છે. સાક્ષીઓમાં તો ત્યાંસુધી લખ્યું છે કે–"લખતં ભાટ પરબત નારાયણએ લખું, પાલિ નહિ તુ અમિ જમાન છું. અમદાવાદ મધ્યે જબાપ કરૂં સહી તથા ભાટને અગડ કરા છે તે પાળવું સહી સહી."

આ કરારપત્ર સાફ સૂચવે છે કે અનેક ભાગીદારો વચ્ચે આ કરાર થયો હતો અને એના સાક્ષીભૂત બારોટો વગેરે હતા. આમાં કોઇ રાજા કે ઠાકોર હોય એવું કશું જ સૂચિત થતુ નથી.

## હવે બીજા કરાર અંગેના શબ્દો

"સને ૧૮૫૭ ના જૂના ખતપત્ર[1] પરથી એવું માલુમ પડી આવે છે કે પાલીતાણા પરગણું અને જેના ઉપર મંદિર અર્પણ કરેલું છે તે શત્રુંજય પહાડ શ્રાવક કોમને દીલ્હી સરકાર તરફથી મળેલી સનંદની રૂએ બક્ષીસ યાને ઇનામ આપવામાં આવેલાં અને મંજુર રાખવામાં આવેલાં છે"

"હાલનો ઠાકોર ( કાંધાજી નોંઘણજી ) ગાદીએ આવ્યા પછી ઘણું અંધેર ચાલ્યું છે. એના નીકરા જોરેના કજીયાથી મહેસુલની વસુલાતમાં કાંઇ ઠેકાણું રહેલું નથી. × × × છેલ્લાં બે વરસ થયાં પોતાની નોકરીમાં રહેલા કેટલાક આરબોને જાત્રાળુ પાસેથી લેવાતી રકમ આ ઠાકોરે ઘરાણે મૂકી છે. આ આરબો એવી ડખલગીરી કરી રહ્યા છે કે જેવી ડખલગીરી પહેલાં કદી કરવામાં આવી ન હતી. જે વખતે શ્રાવક કોમના જાત્રાળુઓ પાલીતાણે આવે છે તે વખતે તેમનાથી શાંતિથી યાત્રા થઇ શક્તી નથી અને કેટલાક અત્યાચારો આ કોમની લાગણીને ભારે દુઃખ આપે છે."

"શ્રાવક કોમ(નો) મોટા ભાગે કંપની સરકારની તથા ગાયકવાડ સરકારની રૈયત છે. પોતાની પ્રજા આવા વેરામાંથી મુક્ત થાય એ બહુ ઇચ્છવાજોગ છે એમ ધ્યાનમાં લઇ પાલીતાણા તરફથી ગાયકવાડ સરકારને જે ખંડણી આપવામાં આવે છે, તેમાં આ રકમ પૂરતી માફી ગાયકવાડ દરબાર પાલીતાણાને આપે અને પાલીતાણા પાસે એવી શરત કરાવી લે કે શત્રુંજય જનારા શ્રાવક યાત્રાળુઓ પાસેથી કંઇ લેવું નહિ અને તેમને રક્ષણ આપવાની જવાબદારી પાલીતાણાને માથે રાખવી."

—(આર. બાર્નવેલ પો. એજંટ)

૧૮૨૧ના કરારમાં પણ ગોહેલ કાંધાજી તથા નોંઘણજીની સહી છે અને સાક્ષીમાં બારોટો અને રાજગોર તથા બીજા ગોહેલોની સાક્ષી છે. સાથે જ ૪૫૦૦) ની રકમ નક્કી થઇ છે તેમાં પણ ૨૫૦) રાજગોરને, અને ૨૫૦) ભાટને આપવા ઠરાવ્યું છે. અર્થાત્ માત્ર ચોકીનું કાર્ય ગોહેલ કાંધાજી કરે જ્યારે લખવાનું કાર્ય રાજગોર વગેરે કરે અથાત્ આ કરાર કોઇ રાજા પ્રજા વચ્ચે છે જ નહિ. આ કરાર કાયમી હતો એમ પણ સિધ્ધ થાય છે જૂઓ તે શબ્દો–

"અવધ પૂરી થયા પછી કરાર પ્રમાણે રૂ આગલ સાલ આપશો તાં સુધી ચાલુ પાલીસુ"

મેજર આર. કીટીંજ પણ આનો અર્થ કરતાં લખે છે કે "એમાં લખ્યા મુજબ જ્યાં સુધી નિયમિત રીતે રકમ ભરાતી રહે ત્યાં સુધી આ ખતનો અમલ થવો જોઇએ" અર્થાત્ આ કરાર કાયમનો જ હતો.

---

૧. મિ. બર્નવેલે તેમના આ પત્રમાં અહીં જે સને ૧૬૫૭ના ખતપત્રનો ઉલ્લેખ કર્યો છે તે ખતપત્ર બાદશાહ મુરાદબક્ષે શેઠ શાંતિદાસ ઝવેરીને આપ્યું હતું તે છે.

ઇ. સ. ૧૮૨૧માં કાયમનું સમાધાન થવા છતાં એ ઠાકોર સાહેબ તરફથી નગરશેઠના મુનિમ મોતીશાહ ઉપર સખ્તાઇ વગેરે કનડગતો શરૂ કરવામાં આવી જેથી કર્નલ લોક સાહેબે તપાસ કરી જૈનો ઉપર કનડગત ન કરવા માટે ઠાકોર સાહેબને સમજાવ્યા. આ ઘટના ઇ. સ. ૧૮૩૧ થી ૧૮૩૬ દરમ્યાન બની.

ત્યારપછી પુનઃ કનડગતો શરૂ થતાં એજન્સીએ પાલીતાણામાં શાંતિ અને વ્યવસ્થા રખાવવા એક અમલદાર કે જેનું નામ સંભવતઃ રામરાય હતું તેને રોકયો.

આ પછી ઇ. સ. ૧૮૬૧ લગભગમાં શત્રુંજય ઉપરનાં ઘાસ અને લાકડાં લાવનાર પોતાની પ્રજા ઉપર રાજ્યે જકાત નાખી અને વખત જતાં તેને ટેકસનું રૂપ આપ્યું. તેમજ ડુંગર ઉપરનું ખોડા ઢોરના ઘાસનું સ્થાન જપ્ત કર્યું. આ બનાવ બન્યા પછી જૈનોએ છાપરીઆળીમાં નવી પાજરાપોળની સ્થાપના કરી.

ઇ. સં. ૧૮૬૩ માં ઠા. શ્રી સુરસિંહજીના સમયમાં પુનઃ વિવાદ ઊભો થયો અને એજન્સીએ તેના સમાધાન માટે મેજર આર. કીટીંજને નીમ્યા. તેમણે જે ફેંસલો આપ્યો છે તે તેના અમુક મુદ્દા, વાચકોને રસ અને કુતૂહલ કરાવે તેવા હોવાથી, નીચે આપું છું:

" (૨) (બ) " × પાલીતાણાના ઠાકોરને દીલ્લી દરબાર તરફથી કોઇ સનદ મળેલ નથી. તેમજ જાત્રાળુઓ પાસેથી લેવાતા વેરા સબંધીનું કોઇ સત્તાવાર ધોરણ પણ કમનસીબે મળી આવતું નથી. "

૧૮૨૧ નું ખત કાયમી હતું તે માટે તેઓ લખે છે કે—

(૮) " × × × આટલું છતા સામાન્ય કાયદાની હકુમતમાં આવેલા બે સરખી પાયરીવાળા ઇસમો વચ્ચે થયેલાં ખતમા આવી કલમ દાખલ થયેલી હોય તો, બેશક હું એવો અર્થ કરતાં અચકાઉં નહીં કે એમાં લખ્યા મુજબ જયાંસુધી નિયમિત રીત રકમ ભરાતી રહે ત્યાં સુધી આ ખતનો અમલ થવો જોઇએ. "

કીટીંજ સાહેબ અહીં એ નવી જ વાત રજૂ કરે છે કે—"પાલીતાણાના ઠાકોર પોતાની ભૂમિમાં એક રાજકર્ત્તા છે." આમ લખી ઉપર્યુક્ત કરાર કાયમી ન હોવાનું જણાવે છે.

"શ્રાવક કોમની તીજોરીની સ્થિતિ જોઇ કર નક્કી કરે છે, એટલે કે જૈનો પૈસાદાર છે માટે તેમની પાસેથી વધુ રકમ અપાવવાનું ઉચિત માન્યું છે."

ગોહેલ કાંધાજી વખતે એક મનુષ્ય દીઠ નવ પૈસાનુ રખોપું લેવાતું તેને સ્થાને કીટીંજ સાહેબે મનુષ્ય દીઠ બે બે રૂપયા ઠરાવ્યા.

આ રખોપાની રકમને તેમણે જ " જાત્રાળુકર " એવું નવું નામ આપ્યું.

પોતાના ફેંસલામાં તેમણે આવી કેટલીયે નવીન શોધો રજૂ કરી કુલ દશ હજારની રકમ ઠરાવી અને જેમા મલણું, નજરાણું, ત્રળાવા વગેરેનો સમાવેશ કરી દીધો.

આ કરાર પછી પણ અશાન્તિ ચાલુ રહી[1] છે પાલીતાણાના ઠાકોરે વધુ રકમની માગણી કરવાથી પુનઃ શ્રીમાનસિંહજી સાથે[2] ૧૮૮૬ માં કર્નલ જે. ડબલ્યુ

૧ ધૂળીયો વન્ડો, અંદરબાઇ ધર્મશાલા અને વન્ડાની પાછળની બારી ઇત્યાદિમાં રાજ્યે વિનાકારણની દખલગીરી કરી છે.

ઇ. સ. ૧૮૭૪માં ઇડરનો સંઘ આવેલો અને પાલીતાણામાં પડાવ હતો ત્યારે ચોરી થઇ. રાજ્યે ચોરીમાં અમદાવાદના નગરશેઠનો હાથ હોવાનું અને તેથી પોતે વળતર ન આપવાનું જાહેર કર્યું. આ બાબતમા મહીકાંઠા એજન્સીએ પૂનાના સેશનકોર્ટના જજ ન્યૂહેમ સાહેબ અને મુંબઇની હાઇકોર્ટના રજીસ્ટ્રાર ન્યૂજન્ટ સાહેબનુ કમીશન નીમ્યું. કમીશને નિર્ણય આપતાં નગરશેઠને નિર્દોષ ઠરાવ્યા, ચોરીનું વળતર રાજ્ય પાસેથી અપાવ્યું, અને વધુમાં જણાવ્યુ કે આ માટે રાજ્યે દિલગીરી દર્શાવવી અને સ્ટેટ એજન્સીની મંજૂરીથી અમલદારો નીમવા, વગેરે વગેરે.

આ સિવાય પહાડ ઉપર શિલાલેખ તોડાવ્યા, નવાં પાટીયાં મરાવ્યાં અને તોપોના કાન પુરાવ્યા ઇત્યાદિ ઉપદ્રવો માટે હટર કમીશનની નિમણુક થઇ અને એજન્સીએ શત્રુંજયના રક્ષણ માટે થાણેદાર ત્રિકમરાયના હસ્તક થાણું બેસાર્યું.

ઇ. સ. ૧૮૭૬મા મહારાણી વિક્ટોરીયાનો ઢંઢેરો સંભળાવવા પાલીતાણામાં મુંબઇ હાઇકોર્ટના રજીસ્ટ્રાર ટોમસાહેબ આવ્યા. તેઓ ત્યાંની પરિસ્થિતિથી અજાણ હતા. તેમણે બુટ પહેરી મંદિરોમા જવા પ્રયત્ન કરેલો. તે આશાતના દૂર કરવા પાંચ રૂપિયા ભગવાન સામે આપ્યા.

ભૂખણવાવની વાડીમાં દખલ કરી તથા કબ્જે લીધો. અને કેન્ડીના નિર્ણય વિરુદ્ધ શત્રુંજય ઉપર ચોકીદાણુ ગોઠવ્યુ, કુંડનાં પાણી રોકવાનો પ્રયત્ન કર્યો તથા શત્રુંજય પહાડને સાર્વજનિક ઠરાવવા શિવાલય અને પીરના પ્રશ્નો ઉઠાવ્યા. પરન્તુ એજન્સીએ તે તરફ લક્ષ્ય ન આપ્યું.

વિ. સં. ૧૯૩૩–૩૪ માં ભાદરવા વદિ અમાસે ઢેઢોનો મેળો ભરાવ્યો. એજન્સીએ આ વસ્તુને કેન્ડીના રિપોર્ટ વિરુદ્ધ જાહેર કરી મેળો ભરવાની બંધી કરાવી અને અબ્દુલ્લાખાનની સરદારીમાં રાજ્યના ખર્ચે થાણુ ગોઠવ્યુ.

આ સિવાય આ ક. પેઢી ઉપર યાત્રાળુઓને આવતા રોકવાનો આક્ષેપ તથા જુદા જુદા જૈનો ઉપર મંડાયેલા ફોજદારી કેસો વગેરે.

૨. ઇ. સ. ૧૮૮૪–૮૫મા ઠાકોર શ્રી માનસિંહજી ગાદી પર બિરાજમાન થયા, જૈનોએ પુરાણાં દુઃખ ભૂલી જઇ નવા ઠાકોર સાહેબ સાથે મીઠાશભર્યો સંબંધ સ્થાપવા નવા રાજસાહેબને સત્કાર્યા. શેઠાણી હરકુંવરબાઇ એકલાએ જ ૨૫૦૦૦, પચીસ હજાર જેલીટ નાદર રકમ ઠાકોર સાહેબને ભેટ આપી. તેમ બીજા જૈનોએ પણ બહુ જ સારો સત્કાર કર્યો હતો.

વોટસન સમક્ષ ૪૦ વર્ષનો કરાર થયો, જેમાં રૂા. ૧૫૦૦૦) પંદર હજારનો કરાર થયો. અને છેલ્લો કરાર ૨૯-૫-૨૮ થયો, જેમાં લખ્યું છે કે—

"ગઢની અંદરના ભાગમાં કોઇ પણ ટૂંકમાં નવું દેરાસર બાંધવા નિમિત્તે ઠાકોર સાહેબને કાંઇ પણ રકમ લેવાનો હક્ક રહેશે નહિ. હાલ જે મકાનો વિદ્યમાન છે તે મકાનોમાં હિતસંબંધ ધરાવનાર શખ્સોના હક્કને બાધ નહિ આવતાં ડુંગરના કોઇ પણ ભાગનો ઉપયોગ શ્રાવક કોમના સિધ્ધાંત વિરુદ્ધ કરવાની મનાઇ કરવામાં આવે છે. હાલમાં જે દેરાસરો ગઢની અંદર તેમજ બહાર વિદ્યમાન છે તે દેરાસરો ઉપર કોઇ પણ જાતની કાંઇ પણ રકમ લેવાનો દાવો થઇ શકશે નહિ × × × શ્રાવક કોમની કોઇ પણ વ્યક્તિને ડુંગર ઉપર જતાં કોઇ પ્રકારની હરકત કે હેરાનગતિ કરવામાં આવશે નહિ. તેમજ ગઢ આગળ અગર ડુંગર ઉપર જવાના રસ્તાની આજુબાજુ પાંચસો વાર સુધીમાં કોઇ જગ્યાએ કાયમનું પોલિસ થાણું બેસાડવામા આવશે નહિ.

"ગઢમાં આવેલ સઘળી જમીન, ઝાડો, મકાનો અને બાંધકામોનો ધાર્મિક તેમજ તેને લગતા હેતુઓ માટે ઉપયોગ કરવાને જૈનો મુખત્યાર છે, અને ફોજદારી કારણ બાદ કરતાં, દરબાર તરફથી કોઇ પણ જાતની દરમિયાનગીરી કે દખલગીરી સિવાય ઉક્ત ધાર્મિક મિલ્કતનો વહીવટ કરવાને જૈનો હકદાર છે. × × × ડુંગર ઉપર ગઢની બહાર અને અંદરના મંદિરનો વહીવટ જૈનો દરબારની જરાપણ દખલગીરી સિવાય કરશે. ડુંગર ઉપર અને ગઢની બહાર આવેલ પગલાંઓ, દેહરીઓ, છત્રીઓ, કુંડો અને વિશ્રામસ્થાનો જૈનોની માલિકીનાં છે. અને તેનું સમારકામ દરબારની રજાની અપેક્ષા સિવાય જૈનો કરી શકશે. કુંડ અને વિશ્રામસ્થાનોનો ઉપયોગ જૈન-જૈનેતર સર્વને માટે ખુલ્લો રહેશે. ઉપર કહેલા કુંડોમાં આવતાં કુદરતી ઝરણાંઓને દરબાર સારાં રાખશે અને વખતોવખત સમરાવશે.

---

આ રાજસાહેબના રાજ્યકાલમાં પણ જશકુંવર શેઠાણી ઉપરનો ચોરીના તહોમતનો કેસ, બુટ અને બીડીનો કેસ, શિવાલય અને પીરનો પ્રશ્ન, શત્રુંજય ઉપરની મોટી તોપોનો કબજો, ( જે તોપોવડે જૈનોએ ગવર્નર સર ફીલીપ્સ, જેમ્સ ફર્ગ્યુસન, રીચર્ડ ટેમ્પલ વગેરેને માન આપ્યું હતું ) તથા બારોટનો કેસ, ભીડભંજનના મકાન તરફની વન્ડાની બારી બંધ કરવી વગેરે પ્રસંગો બન્યા છે.

ઇ. સ. ૧૯૦૪ માં શત્રુંજય ઉપર બારોટોએ એક મુનિરાજના ખૂન માટે પ્રયત્ન કરેલો અને તીર્થની આશાતનાનો પણ પ્રયત્ન કરેલો, પરન્તુ પૂજ્ય ગુરુમહારાજ શ્રી ચારિત્રવિજયજી મહારાજના અથાગ પરિશ્રમ અને પ્રયત્નથી એ મુનિરાજ બચી ગયા અને એ ભયંકર આશાતના થતી અટકી ગઇ અને જૈન સંઘનો જય થયો.

૬

" ડુંગરની તળેટીથી ગઢમાં જતાં ' મોટા રસ્તા ' ના નામથી ઓળખાતો રસ્તો, તેમાં આવેલી હૈયારખી (Parapet) સાથે દરબારની કોઈ પણ જાતની પરવાનગી સિવાય પોતાના ખર્ચે સમરાવવા અને સારા રાખવાની જૈનોની સત્તા છે અને જાહેરના ઉપયોગ માટે તે ખુલ્લો રહેશે. × × × કેન્ડીના રિપોર્ટમાં જણાવ્યા પ્રમાણે જૈનેતર પવિત્ર સ્થાનો, ઈંગારશા પીર વગેરે જે શત્રુંજય પર આવેલાં છે તેનો અમલ અને વહીવટ જૈનોના હાથમાં રહેશે. × × × × ગઢની અંદરના મંદિરો અને ટુંકો તથા ડુંગર ઉપરનાં બીજાં ધર્મસ્થાનો જોવા આવનાર બહારના માણસોએ કેમ વર્તવું તે વિષે યોગ્ય નિયમો કરવાનો જૈનોને હક્ક રહેશે, પરંતુ જૈનેતર ધર્મસ્થાનોને અંગેના નિયમો તેમની યોગ્ય ભક્તિમાં દખલ કરે તેવા ન હોવા માટે સંભાળ રાખવામાં આવશે. × × × × × જૈન મંદિરોમાં મૂર્તિઓના શણગાર માટે જે કાંઇ ઘરેણાંઓ અને ઝવેરાત આણંદજી કલ્યાણજીની પેઢી લાવશે તે ઉપર દરબાર તરફથી કઈ પણ જગાત લેવાશે નહિ. જે વસ્તુઓ ઉક્ત ઉપયોગ માટે છે એમ આણંદજી કલ્યાણજીની પેઢીના મુનીમ જણાવશે તે ઉપર જગાત માફ કરવામાં આવશે."

આ આખુ કરારનામુ ઘણુ જ મોટું અને લાંબું છે, જે કાયદાશાસ્ત્રીએ વાંચીને વિચારવા જેવું છે. અત્યારે આ કરારનામા મુજબ જૈનો પાલીતાણા ઠાકોર સાહેબને વાર્ષિક ૬૦૦૦૦ આપે છે. આ કરાર ૩૫ વર્ષની મુદતનો છે.

શત્રુંજયનો આ સંક્ષિપ્ત ઇતિહાસ આપ્યો છે. આમાં મુખ્ય કાર્યકર્ત્રી સંસ્થા શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી છે. આ પેઢીના સ્થાપક અમદાવાદના નગરશેઠ શેઠ પ્રેમાભાઇ હેમાભાઇ છે. તેમનો ટૂંક ઇતિહાસ પણ આપણે જાણી લેવા જેવો છે.

શેઠ શાંતિદાસ કે જેમને શત્રુંજય તીર્થ અને તેની રક્ષા માટે પાલીતાણા[૧] પરગણું, પાદશાહ મુરાદબક્ષે ભેટ આપ્યું હતુ તે શાંતિદાસ શેઠના પુત્ર લખમીચંદ અને તેમના પુત્ર ખુશાલચંદ થયા. તેમણે સં. ૧૭૮૯ (હીજરી ૧૧૩૭)માં મરાઠાઓ અમદાવાદને લૂટવા આવેલા તે વખતે તેમણે વચમાં પડી, ગાંઠના પૈસા આપી મરાઠાની ફોજોના મોરચા ઉઠાવી લેવરાવ્યા. ત ઉપરથી શહેરના મહાજનોએ એકત્ર થઇ તેમને હમેશનો હક્ક કરી આપ્યો કે–જેટલો માલ શહેરના કાંટા ઉપર છપાય તે ઉપર સેંકડે ચાર આના તે શેઠ તથા તેમના સંતાનોને આપતા રહીશું. આ હક્કને બદલે હાલ શેઠ પ્રેમાભાઇના સમયથી સરકારી તીજોરીમાંથી રૂા. ૨૧૩૩ નગરશેઠને મળે છે. આ વરસમાં બાદશાહી ફરમાનથી ખુશાલચંદ શેઠ અમદાવાદના નગરશેઠ ઠર્યા અને શહેરનાં મોટાં મહાજનોએ તેમને નગરશેઠ માન્યા. આ કુટુમ્બ લોકહિતને માટે અને વિશેષે કરીને જૈન ધર્મની પુષ્ટિ કરવા માટે બુદ્ધિ અને ધનના સદુપયોગ કરવા માટે નામાંકિત થયેલુ તેથી

૧. આ બધાનો છૂટક છૂટક પરિચય આગળ આવી ગયો છે, છતાં સરલતા ખાતર સંક્ષેપમાં સળંગ ઇતિહાસ અહીં આપ્યો છે,

તે કુટુમ્બના વડા શ્રી ખુશાલચંદ શેઠને સઘળા વેપારીઓએ મળીને નગરશેઠ તરીકેનું માન આપેલું. આ પછી તેઓ શહેરના આગેવાન અને જૈનસંઘના વડા ગણાવા લાગ્યા. શ્રી ખુશાલચંદ શેઠથી શરૂ થયેલી આ નગરશેઠાઇ અત્યારસુધી વંશપરંપરાગત ચાલુ છે. ગાયકવાડોએ પણ પાલખી, છત્રી, મસાલ ને વર્ષે રૂા. હજાર એટલો તેમને હકક કરી આપ્યો (ગુજરાત સર્વ સંગ્રહ) ખુશાલચંદ શેઠને નથુશા, જેઠમલ અને વખતચંદ એ ત્રણ પુત્રો થયા. વખતચંદ શેઠ પ્રતાપી હતા. ××× વિ. સં. ૧૮૬૪ માં પોતે શત્રુંજયનો સંઘ કાઢયો. અને ત્યાં કેટલીક પ્રતિષ્ઠાઓ કરી વિ સં ૧૮૬૮ માં આ નગરશેઠની આગેવાની નીચે અમદાવાદના શહેરીઓએ સરકારને અરજ કરતાં સરકાર તરફથી એવો હુકમ થયો કે માત્ર કન્યા મૂકી કોઇ પણ ગુજરી જાય તો તેની મિલ્કતમાં ડખલ ન કરતાં તે કન્યાને, જ્યાં સુધી સંતાન થાય ત્યાં સુધી વારસદાર ગણવી. આ બાબતનો ગુજરાતી ભાષામાં કરેલો હુકમ અમદાવાદના ત્રણ દરવાજા પરના શિલાલેખમાં* કોતરેલો છે. વખતચંદ શેઠને ગાયકવાડ સાથે ઘણો ગાઢ સંબંધ હતો. ૧૮૮૭ માં તેમનું સ્વર્ગગમન થયું. તેમના પુત્ર હેમાભાઇએ ઘણી સાર્વજનિક સખાવતો કરી. અમદાવાદમાં અંગ્રેજી નિશાળ, હેમાભાઈ ઇન્સ્ટિટયુટ નામની પુસ્તકશાળા, સંગ્રહસ્થાન, કન્યાશાળા અને એક હોસ્પીટલ વગેરે પ્રજાઉપયોગી કામો તેમની સહાયથી થયાં છે. સં. ૧૯૦૪ માં જન્મ પામેલ ગુજરાત વર્નાકયુલર સોસાઇટીને પણ તેમણે સારી મદદ આપી હતી. ગુજરાત કોલેજ શરૂ કરવામાં દશ હજાર રૂા. આપ્યા. ત્યાંની શહેર-સુધરાઈ માટે સારો પરિશ્રમ લીધો. શત્રુંજય ઉપર સવા લાખ ખરચી ઉજમબાઇની ટુંક-નંદીશ્વરદ્વીપની ટુંક બંધાવી. પોતાની ટુંક વિ. સં. ૧૮૮૨ માં ત્યાં બંધાવી અને તેની વિ સં. ૧૮૮૬ માં પ્રતિષ્ઠા કરાવી. ઘણે ઠેકાણે ધર્મશાળા બંધાવી. ગાયકવાડે રાંચરડા ગામ બક્ષીસ કર્યું, તેની ઉપજમાથી અમુક રકમ ખોડા ઢોર અર્થે કાઢેલી છે, ને તે ગામ તેમના વંશજોના તાબામાં હજી સુધી છે. વિ. સં. ૧૯૧૪ માં તેમનું સ્વર્ગગમન થયું. તેમના પુત્ર પ્રેમાભાઇ પણ એક પ્રખ્યાત વ્યક્તિ હતા. તેમણે વિ. સં ૧૯૦૫ શત્રુંજયનો સંઘ કાઢયો હતો. તેમણે અમદાવાદની હઠીસિંગ પ્રેમાભાઇ હૉસ્પીટલ (સીવીલ હૉસ્પીટલમાં) બાવીશ હજાર દોઢસો, હેમાભાઈ ઇન્સ્ટિટયુટના મકાનમાં સાત હજાર પચાસ; ગુજરાત કૉલેજમાં, મુંબઇની ગ્રાન્ડ મેડીકલ કૉલેજમાં, વિકટોરીયા મ્યુઝીયમમાં, મુંબઇ વિકટોરીયા ગાર્ડન્સ, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી વગેરે સાર્વજનિક સંસ્થાઓમાં હજારો રૂપિયાનું દાન કર્યું છે. ૧૯૩૪ નાં દુષ્કાળમાં તથા છ સ્થળે ધર્મશાળા બંધાવવામાં

* આ શિલાલેખો અંગ્રેજી ભાષાંતર સહિત મુંબઇ રો. એ. સો.ના જર્નલ વૉ. ૧૯ અં. ૫૩ સને ૧૮૯૭ પૃ. ૩૪૮ માં પ્રગટ થએલ છે. 'ગુજરાતનું પાટનગર અમદાવાદ' નામના પુસ્તકમાં પણ પ્રગટ થએલ છે.

પણ હજારોનું દાન કર્યું છે. તેમના નામથી અમદાવાદમાં પ્રેમાભાઇ હોલ સુપ્રસિધ્ધ છે. શત્રુંજય પર પાંચ લાખ ખર્ચી દેરાસર અને પાલીતાણામાં ધર્મશાળા બંધાવેલ છે. વળી કેશરીયાજી પંચતીર્થીના સંઘ કાઢયા છે.

તેમણે હિન્દુસ્તાનનાં જૈન તીર્થોની રક્ષા અને વહીવટ કરવા માટે વિ. સં ૧૯૨૭ માં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીની સ્થાપના કરી હિંદુસ્તાનના દરેક પ્રાંત અને શહેરોના સંઘના પ્રતિનિધિ તરીકે ૧૦૯ મેમ્બરોની ચુંટણી કરી. તેના કાયદા તથા બંધારણ ઘડયાં તથા હંમેશની દેખરેખ માટે અમદાવાદમાંથી વહીવટદાર પ્રતિનિધિઓની કમિટી નીમી અને પેઢીનું પ્રમુખસ્થાન નગરશેઠ કુટુંબમાંની વ્યકિત સંભાળે તેમ ઠરાવ્યું. તેમનું સ્વર્ગગમન વિ. સં. ૧૯૪૩ માં થયું. તેમની પછી આ. ક પેઢીના પ્રમુખસ્થાને શેઠ મયાભાઈ, તેમની પછી શેઠ ચીમનભાઈ લાલભાઇ તેમના પછી વખતચંદ શેઠના પરિવારમાંથી શેઠ દલપતભાઇના પુત્ર શેઠ લાલભાઇ પ્રમુખ થયા.

શેઠ લાલભાઈ દલપતભાઈ અને મનસુખભાઇ ભગુભાઇએ મળીને પેઢીની અનેકવિધ સેવા કરી છે. બુટ કેસ તથા ધર્મશાળાની ખટપટો રાજ્ય સાથે ઊભી થતાં બહુ જ કુનેહથી કાર્ય લઈ વિજય મેળવ્યો હતો. તેમના સમયમાં પેઢીના હાથમાં રાણકપુર, ગિરનાર તથા સમ્મેતશિખરજી વગેરે તીર્થોના વહીવટ આવ્યા. સિધ્ધાચલની તળેટી ઉપર બાબુનું પ્રસિધ્ધ મંદિર બંધાયું. શ્રીલાલભાઇ શેઠ પછી પ્રેમાભાઇના પુત્ર મણિભાઇ પ્રમુખસ્થાને આવ્યા, તેમની પછી શેઠ કસ્તુરભાઈ પ્રમુખ ચુંટાયા અને અત્યારે શેઠ લાલભાઈ દલપતભાઇના પુત્ર શેઠ કસ્તુરભાઇ પેઢીના પ્રમુખ છે. તેમના સમયમાં વિ સં. ૧૯૮૨ માં વોટસનનો ચુકાદો સમાપ્ત થતાં રાજ્યે જૈનો ઉપર કર નાંખ્યો. જૈનોએ તેની સામે જબરજસ્ત અસહકાર કર્યો. હિન્દના જૈન સંઘના પ્રતિનિધિઓનો સભા અમદાવાદમાં મળી અને જ્યાં સુધી સંતોષજનક સમાધાન ન થાય ત્યાંસુધી અસહકાર ચાલુ રાખવાનું ઠરાવ્યું અને જૈન સંઘમાંથી સાત પ્રતિનિધિની ચુંટણી કરવામાં આવી કે જેઓ યોગ્ય સમાધાન કરાવે.

જૈન સંઘે અસહકાર બરાબર ચાલુ રાખ્યો. બે વર્ષ બાદ હિન્દના વાઇસરોયે એક રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ બોલાવી, જેમાં જૈન સંઘના પ્રતિનિધિઓ અને પાલીતાણાના ઠાકોર આદિ મળ્યા અને સમાધાન કરાવ્યું, જેમાં વાર્ષિક ૬૦૦૦૦)જૈનો આપે તે ઠરાવ્યું. પાલીતાણા રાજ્ય સાથેના આ છેલ્લા ફેંસલા સંબંધી આપણે આગળ જોઈ ગયા છીએ તેથો એ વિષે અહીં વધુ લખવું જરૂરી નથી.

## તીર્થ રોડ

**શ્રી કલ્યાણવિમળની દેરી—**

આપણે શહેરનાં ધર્મસ્થાનો જોઇ ગયા. ત્યારપછી વચમાં શત્રુંજયગિરિ-

રાજનો ઇતિહાસ જોયો. હવે આગળ વધીએ. નહાર બિલ્ડીંગથી આગળ વધતાં **કલ્યાણવિમલની** એક દેરી આવે છે, જે એક ઊંચા ઓટલા ઉપર છે. ત્યાં યાત્રાળુઓને માટે પાણીની પરબ બેસે છે. વિમલ સંઘાડાના આ મુનિરાજના ઉપદેશથી તલાટીએ ભાતુ આપવાનું રાયબાબુ સિતાબચંદજી નહારના દાદાએ શરૂ કર્યું હતું એ દેરીમાં કલ્યાણવિમલજીનાં પગલાં છે. આ સ્થાને કલ્યાણવિમલજી અને ગજવિમલજીનો અગ્નિસંસ્કાર થયો છે. તેમની સ્મૃતિમાં આ દેરી અને પાદુકાની સ્થાપના થયેલી છે.

## રાણાવાવ–ભૂખણવાવ—

કલ્યાણવિમલજીની દેરીથી ા માઇલ દૂર આ વાવ છે. વચમાં જૈન બાલાશ્રમનું નવું મકાન આવે છે અને ત્યારપછી આ વાવ છે. સુરતનિવાસી શેઠ ભૂખણદાસે આ વાવ મનુષ્યોને તેમજ ઢોરોને પાણી પીવા બંધાવી હતી. વાવ પાસે **મેઘમુનિની** દેરી છે, જેમાં ત્રણ પગલા છે. રાણાવાવનું અસલ નામ ભૂખણવાવ હતું. ત્યાંની વાડી પણ ભૂખણદાસ શેઠની જ હતી. પાછળથી સ્ટેટે તે જમીન લઈ લીધી.

## ભાતા તળટી—

રાણાવાવથી અર્ધો માઇલ દૂર આ તલાટી છે. આ પ્રાચીન સ્થાને એક વિશાળ વટવૃક્ષ હતો, જેથી યાત્રાળુઓને ઘણી ઠંડક મળતી, પરંતુ એ વટવૃક્ષ પડી જતાં ત્યાં શેઠ લાલભાઈનાં માતુશ્રી ગંગા માએ હજારો રૂપિયા ખર્ચી વિશાલ તલાટી-સ્થાન બનાવ્યું છે. અંદરના ભાગમાં પરસાલ તથા ઓરડીઓ છે. ત્યાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના માણસો નિરંતર દરેક યાત્રાળુઓને ભાતું આપે છે. ઉકાળેલું પાણી પણ ત્યાં રહે છે. દર ચૌદશે તથા ચૈત્રની ઓળીમાં આયંબિલ કરાવાય છે. પેઢી તરફથી ચોકીપહેરો પણ રહે છે. પાછળના ભાગમાં બગીચો, એક ગુફા ઓરડી છે. તથા સાધુ–સાધ્વીઓને વિશ્રાંતિ માટે ત્યાં ઓરડા છે. ભાતામાં શરૂઆતમાં ચણા અપાતા. પછી શેવ–મમરા અપાતા, પછી લાડુસેવ અને તેમાંથી અત્યારે કળીના લાડુ અને ગાંઠીયા અપાય છે. છેલ્લાં કેટલાક વર્ષોથી નવીન પ્રકારના પકવાન્ન પણ કોઈ કોઈ વખત અપાય છે. વળી કોઇ સમયે ચા, દૂધ અને સાકરનાં પાણી પણ અપાય છે. ભાતા તલાટીની સંપૂર્ણ વ્યવસ્થા શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી રાખે છે.

## સતી વાવ—

ભાતા તલાટીની સામે જ વાવ આવેલી છે. તેનું પાણી ઘણું જ સ્વાસ્થ્યપ્રદ અને પૌષ્ટિક છે. અમદાવાદના નગરશેઠ શ્રી શાંતિદાસના પુત્ર શેઠ સુરદાસના પુત્ર શેઠ લક્ષ્મીદાસે મોગલ સમ્રાટના ફરમાનથી સં. ૧૬૫૭ માં આ વાવ બંધાવી છે,

જેનો શિલાલેખ છેલ્લા પગથીયા ઉપરના ગોખમાં છે અને તેનું નામ સતી વાવ રાખ્યું છે. વાવના ઓટલા ઉપર શેઠ મોતીશાહ તરફથી કાયમની પાણીની પરબ બેસે છે વાવની સામે જ શેઠ મોતીશાહે બંધાવેલા બે મોટા ચોતરા છે જે યાત્રાળુઓની વિશ્રાંતિ માટે બનાવેલ છે વાવના પાછળના ભાગમાં મોટો ચોતરો છે જ્યાં પક્ષીઓને ચણ નાખવામાં આવે છે.

શહેરથી તલાટી સુધી વાહન આવી શકે છે.

વાવથી થોડે કદમ છેટે એક જાળ-પીલુડી વૃક્ષ નીચે શેઠ શાંતિદાસે બંધાવેલી એક દેરી છે, તેમાં શ્રી ગોડીજી મહારાજના પગલાં બિરાજમાન છે. બાદ એક ચોતરા ઉપર પાળીઓ છે અને છેલ્લે દેહરીઓ નંગ ૨૮ તથા બન્ને બાજુ ત્રણ ત્રણ ઘુમટીના મોટા મંડપો બાંધેલા છે અને તેમાં અકેકી નકશીદાર દેરીમાં ચરણ છે. આ બન્ને મંડપને છેડે પથ્થરનો એક એક હાથી છે. આ બધું આપણુ બન્ને બાજુ બાંધેલા ગઢની અંદર આવેલ છે.

જયતળેટી—

આ દેરીથી થોડા કદમ દૂર જતાં જયતલાટી આવે છે. આ તલાટી ઉપર ચઢવાના પગથીઆના નાકા ઉપર બન્ને બાજુ પથ્થર અને ચુનાના બનાવેલ એક એક હાથી છે. તલાટીનું તળિયું મજબૂત પથ્થરથી બાંધેલું છે. અહી કદી કદી નાણુ માંડી સાધુ-સાધ્વીઓને વડી દીક્ષા, શ્રાવક-શ્રાવિકાઓને દીક્ષા વ્રતાદિ ક્રિયા કરવામાં આવે છે. આ ચોકની બન્ને બાજુ છત્રીવાળા મંડપ આવેલા છે. ડાબા હાથ તરફનો મંડપ અમદાવાદના નગરશેઠ હેમાભાઈ વખતચંદે બંધાવેલ છે. જમણાં હાથ તરફનો મંડપ ધોલેરાવાળા શેઠ વીરચંદ ભાઈચંદે બંધાવેલો છે આ બન્ને મંડપ સં. ૧૮૮૭ માં બંધાવવામાં આવેલા છે. આ બન્ને મંડપ વચ્ચે દેહરીઓ તથા જમણા હાથ તરફના મંડપના નીચાણમાંની દેરીઓ મળી કુલ દેહરીઓ નં. ૨૮ છે. તેમાં ૪૧ જોડ પગલાં છે. આ મંડપની ભીંતે શ્રી પાર્શ્વનાથજીનાં, શ્રી મહાવીરસ્વામીના અને પાંડવાદિકનાં બોધદાયક ચિત્રો આલેખ્યાં છે. ડાબી તરફના મંડપમાં શ્રી આદિનાથ ભગવાનની ચરણપાદુકા છે જમણા હાથ તરફ શ્રી શાંતિનાથજીનાં ચરણો છે. આ મંડપોમાં દર્શન ચૈત્યવંદન કરી નીચેની દેરીઓમાં ચૈત્યવંદનાદિ કરી યાત્રાળુ ઉપર ચઢવા માંડે છે.

તલાટીથી ઉપરના કિલ્લા સુધીનો પહાડનો રસ્તો ત્રણ માઇલ છે. સમુદ્રના જલની સપાટી ( sea level ) થી પહાડની ઊંચાઇ ૧૯૮૦ ફૂટની છે. ઉપર ચઢવાનો રસ્તો પથ્થરનાં નાના મોટા ચોસલાંઓ ચોંટાડીને બાંધેલો છે. રસ્તાની પહોળાઈ એક સારી સડક જેટલી છે જેથી જથ્થાબંધ માણસોને જતાં આવતાં અડચણ નથી પડતી. હાં, મેળાના દિવસોમાં આ વિશાળ માર્ગ પણ સાંકડો લાગે છે.

ઉપર ચડતાં રસ્તામા પાંચ કુડો આવે છે. દરેક કુંડની વચમાં ત્રણ ત્રણ ચાર ચાર વિસામા આવે છે. દરેક વિસામાએ શેઠ આ. ક. ની પેઢી તરફથી ગરમ અને ઠંડા પાણીની વ્યવસ્થા રાખવામાં આવે છે, જેનો લાભ જૈન યાત્રીઓ ઉઠાવે છે.

**સરસ્વતીની ગુફા—**

જયતલાટીથી ઉપર ચડતાં જમણા હાથ તરફ લગભગ ૫૦ થી ૬૦ કદમ દૂર કિનારા પર એક ઘુમટમાં સરસ્વતીની ગુફા છે. ગુફામા હંસવાહિની ભગવતી સરસ્વતી દેવીની પ્રાચીન ચમત્કારી ભવ્ય મૂર્તિ છે.

આથી નીચેના ભાગના ખુલ્લા વિશાલ મેદાનમાં સુપ્રસિદ્ધ આગમોધ્ધારક શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજના સદુપદેશથી ભવ્ય આગમમંદિર બંધાય છે. વચમાં ચોમુખ જિનાલય, ચોતરફ દેરીઓ, તેમાં આગમશાસ્ત્ર પથ્થર ઉપર કોતરાયેલ છે, સાથે સાહિત્ય મંદિર, ધર્મશાલા વગેરે પણ બંધાય છે.

**બાબૂના દેહરાની ટુંક—**

આ ટુંક, ઉપર ચઢતાં ડાબી બાજુ ૨૫ પગથિયા ચઢ્યા પછી આવે છે. અજીમગંજના રાયબહાદૂર બાબુસાહેબ ધનપતસિંહ અને લખપતિસિંહે પોતાનાં માતુશ્રી મહતાબકુંવરના સ્મરણાર્થે લાખો રૂપિયા ખર્ચી આ ટુંક બંધાવી છે. વિશાલ જગામાં આ ટુંક બંધાયેલી છે. શરૂઆતના ભાગમાં વહીવટ ઓફીસ, ન્હાવા ધોવાનું સ્થાન અને બીજાં મકાનો છે. અને પાછળના વિશાલ ભાગમાં વચમાં મૂલ મંદિર, આજુબાજુ ફરતી ચોતરફ દેરીઓ અને મૂલનાયકજી પાછળ રાયણ વૃક્ષ નીચે પાદુકા છે જે પહાડ ઉપરના 'મૂલમંદિરનું' સ્મરણ કરાવે છે. સં. ૧૯૫૦ મહા શુદિ ૧૦મે અહીં ઉત્સવપૂર્વક બાબુજીએ પ્રતિષ્ઠા કરાવી હતી. તેઓ ઘણા જ દાનવીર અને ધર્મપ્રેમી હતા. અનેક ધાર્મિક કાર્યોમાં તેમણે લાખો રૂપિયા ખર્ચ્યા છે. બેથી અઢીલાખ રૂપિયા ખર્ચી તેમણે જૈન સૂત્રો પહેલવહેલાં છપાવ્યાં હતાં.

આ મંદિર-ટુંક પહાડ ઉપર ગણાય છે તેથી શાસ્ત્રીય નિયમાનુસાર, ચાતુર્માસમાં પહાડ ઉપર ન ચઢાય એ નિયમે, ચાતુર્માસ સિવાય ૮ માસ ભાવિક યાત્રીઓ દર્શન-પૂજનનો લાભ લ્યે છે.

બાબુના દેહરાની ટુંકનાં દર્શન કરી ઉપર ચઢતાં થોડે દૂર એક ઓટલા જેવું આવે છે, અહીં ઘણીવાર ચોકિયાત બેસે છે અને કોઈ યાત્રી પહાડ ઉપર બીડી, દીવાસળી આદિ લઈ ન જાય તેની તપાસ રાખે છે. અહીંથી ધીમે ધીમે ચઢાવ શરૂ થાય છે. ત્યાં આગળ પહેલા હડાની દેરી આવે છે. ત્યાં વિસામો અને પાણીની પરબ આવે છે.

ત્યાંથી થોડે દૂર ચઢતાં ધોળી પરબનો વિસામો આવે છે. અહીં ધોરાજીવાળા શેઠ અમુલખ ખીમજીના નામથી પરબ બેસાડેલી છે. તેની પાસે જમણા હાથે એક

દેરી છે જેમાં ભરત મહારાજાનાં પગલાં છે. સં. ૧૬૮૫ માં તેની પ્રતિષ્ઠા થયેલી છે. અહીં પહેલો હડો પૂર્ણ થાય છે.

ઇચ્છા કુંડ—

ધોળી પરબથી સપાટી જેવા રસ્તામાં ચાલતાં પહેલો કુંડ આવે છે. તે કુંડ સુરતવાલા શેઠ ઇચ્છાચંદે બંધાવેલ છે તેથી ઇચ્છાકુંડ કહેવાય છે. અહીં પશુઓને પાણી પીવાની પણ અનુકૂળતા છે. યાત્રિઓને બેસવા બેઠક વગેરે છે.

કુમારપાળકુંડ—

અહીંથી આગળ વધતાં ઊંચે પગથીયા ચઢીને જતાં, એક દેહરીમાં શ્રી ઋષભદેવજી, શ્રી નેમિનાથજી અને તેમના ગણધર શ્રી વરદત્ત એ ત્રણેની પાદુકાઓ છે. તેની સામે બાંક-બેઠક જેવો વિસામો છે નેમિનાથજીની દેરીથી આગળ જતાં થોડે દૂર લીલી પરબ નામે વિસામાનુ સ્થાન-દેરી આવે છે. અહીં શેઠ ડાહ્યાભાઈ દેવશી (કચ્છી)ના નામથી પરબ ચાલે છે. ત્યાંથી થોડે દૂર જતાં ડાબા હાથ ઉપર એક વિસામા દેરી છે, જેમા સુરતવાળા શેઠ તલકચંદ માણેકચંદ તરફથી પરબ બેસાડેલી છે. તેની જોડે જમણા હાથ ઉપર કુમારપાલ કુંડ આવે છે. આ કુંડ ગુર્જરેશ્વર પરમાર્હતોપાસક મહારાજા કુમારપાલ સોલંકીએ બંધાવેલ છે.

કુમારપાલ કુંડથી આગળ જતાં એક સીધી ટેકરી ચઢવાની આવે છે. અહીં ચઢાવ ઘણો જ કઠણ છે. આ રસ્તાને હિંગલાજનો હડો કહેવામાં આવે છે. ટેકરી ઉપર હીંગળાજ માતાનું મંદિર છે. અહીં એક બારોટ બેસી યાત્રીઓની યાત્રા સફલ થયાનું[1] અને અમુક મેળાના દિવસોમાં શ્રી ઋષભદેવજી પ્રભુના આટલા પુત્રો આજે સિદ્ધપદ પામ્યાનું કહે છે. સાથે જ આટલો કઠણ ચઢાવ ચઢીને આવ્યા છો તો મને પણ કંઇક આપો. દેવીને ચઢાવવાથી તમને ઉપર ચઢવાનું હવે વધુ કષ્ટ નહિ થાય એમ પણ સૂચવે છે. ત્યાંથી ઉપર જતા સામે જ વિશ્રાંતિસ્થાન છે. ત્યાં બાંક આકારના વિસામા છે. ત્યાંથી ઉપર જતાં જમણી બાજુ પથ્થરમાં સિંદુર પાના લગાડેલ સ્થાનક છે. શેઠ કુટુમ્બ પોતાની આ કુલદેવી ખોડીયારના ક્ર કરવા જતી વખતે આ સ્થળે પગે લાગી નાળિયેર ફોડે છે. અહીં સુધીમાં પહાડનો અધો રસ્તો પૂર્ણ થાય છે. અહીંના વિશ્રાંતિસ્થાનમાં કચ્છી શેઠ હીરજી નાગજી તરફથી પરબ બેસાડેલી છે. પગથિયાનાં કંઠે એક દેરી છે જેમા કલિકુંડ પાર્શ્વનાથની પાદુકા છે, જેની સ્થાપના સં. ૧૮૩૫ માં કરવામાં આવી છે. આ સ્થાન વિશ્રાંતિ માટે ઘણું જ સારું-અનુકૂળતાવાળુ છે.

---

૧ હીંગલાજનો હડો, કેડે હાથ દઇને ચડયો;
ફૂટયો પાપનો ઘડો, બાંધ્યો પુન્યનો પડો.

## છાલાકુંડ—

અહીંથી થોડું ઉપર ચડતાં એક હડો આવે છે, જેને "નાનો માનમોડીઓ" કહેવામાં આવે છે. આની પછી મોટો માનમોડીઓ આવે છે અને પછી છાલાકુંડ આવે છે. આ કુંડનું પાણી બહુ જ આરોગ્યપ્રદ છે. આ કુંડની પાગથી ઉપર એક દહેરી અને વિસામો છે. ત્યાં મોતીશા શેઠના દિવાન શેઠ અમરચંદ તરફથી પાણીની પરબ બેસાડવામાં આવે છે. આની સામે એક ઝાડ નીચે ઓટલા ઉપર અમદાવાદના નગરશેઠ શ્રી. હેમાભાઇ વખતચંદવાળા તરફથી પરબ બેસાડેલ છે, જેનો લાભ સાર્વજનિક રીતે લેવાય છે. તેની પાસે એક નકસીદાર દહેરી છે. આમાં પગલા જોડીઆર છે, જેને શાશ્વત જિનનાં પગલાં કહેવામાં આવે છે. આ કુંડ વિ. સં. ૧૮૭૦માં બંધાયો છે.

## શ્રીપૂજ્યની દહેરી—

છાલાકુંડના ઉપરના ભાગમાં એક ટેકરી ઉપર તપાગચ્છીય શ્રી દેવેંદ્રસૂરિ નામના શ્રીપૂજ્યે બંધાવેલ કેટલાક ઓરડાઓ છે. તેમાં કેટલીક દેરીઓ પણ બંધાવેલ છે. મોટી દહેરીમા શ્રી વિજયદેવેદ્રસૂરિજીના પગલા છે અને બીજી દેરીમા પુરુષાદાણી શ્રી પાર્શ્વજિનજીના અધિષ્ઠાયક ધરણેન્દ્ર અને પદ્માવતીની મૂર્તિ છે અને બાકીની ૧૪ દેરીઓમા જુદા જુદા પગલાં છે. આ વિશાળ જગ્યાના મધ્ય ભાગમાં કુંડના આકારની એક સુદર વાવ છે. વાવને ચાર ખૂણે દેરીઓ બનાવેલ છે અને એમા પણ પગલા પધરાવેલ છે. એક ઓરડામાં શ્રી ગૌતમસ્વામીની મૂર્તિ છે. સ્થળ એકંદરે શાંત અને ધ્યાન કરવા યોગ્ય છે.

## હીરબાઇનો કુંડ—ચોથો કુંડ—

છાલાકુંડથી આગળ જતાં ડાબા હાથે એક વિસામો આવે છે, જે શેઠ હઠીસિંગ કેસરીસિંગે બંધાવેલ છે. અહીં મુંબઇવાળા સુરતી માસ્તર તલકચંદ માણેકચંદ જે. પી. તરફથી પરબ બેસે છે. અહીંથી આગળના રસ્તાને મકાગાળી કહે છે. ત્યાં એક જેઠાસાનો વિસામો આવે છે. ત્યા પરબ બેસે છે. આની પાસે એક દહેરીમાં પગલાંની જોડ એક છે અહીંથી ગિરિરાજની છેલ્લી ટેકરી અને તે ઉપરનાં સંખ્યાબંધ જિનાલયોનાં શિખરોનાં દર્શન થાય છે. આ ભાગને તળિયું કહે છે. અહીંથી થોડે દૂર ચાલતા ડાબા હાથે હીરબાઇનો ચોથો કુંડ આવે છે. અહીં મોટો વિસામો છે તથા પરબ બેસે છે

## દ્રાવિડ–વારિખિલ્લની દહેરી—

હીરબાઇના કુંડની સામે એક ઊંચા ચોતરા ઉપર દેરી બાંધેલી છે, આ દેરીમાં દ્રાવિડ, વારિખિલ્લ, અઇમત્તાજી અને નારદજી એમ ચાર જણની શ્યામ પાષાણની

ચાર કાઉસગિયા મૂર્તિઓ છે. દ્રાવિડ અને વારિખિલ્લ અહીં કાર્તિક પૂનમના દિવસે દસ ક્રોડ મુનિઓ સાથે મોક્ષે ગયા હતા. કાર્તિક પૂનમનો મહિમા આ કારણે ગણાય છે.

### શેઠ ભૂખણદાસનો કુંડ નં. ૫—

આ દેરીથી આગળ જતાં પાંચમો ભૂખણદાસ કુંડ આવે છે. રસ્તાના કુંડોમાં આ છેલ્લો કુંડ છે. આ કુંડ સુરતવાળા શેઠ ભૂખણદાસે બંધાવેલ છે, જેમણે તળેટી રોડ ઉપર રાણાવાવ બંધાવેલ છે, અને શહેરમાં સાત ઓરડાવાળી ધર્મશાળા બંધાવી છે. આ કુંડ પાસે બાવળનું વૃક્ષ હોવાથી તેને બાવળકુંડ પણ કહેવામાં આવે છે. કુંડની સામે જમણા હાથ તરફ ઊંચા ઓટલા ઉપર એક દેરી છે. તેમાં રામ, ભરત, શુકરાજ, શૈલકાચાર્ય અને થાવચ્ચા એમ પાંચ જણની કાઉસગ્ગીયા મૂર્તિઓ છે. કુંડના ચોતરા ઉપર એક દેરી છે. તેમાં પગલાં છે.

### હનુમાન દ્વાર—

અહીંથી આગળ જતાં થોડો ઊંચાણવાળો ભાગ ચડતાં હનુમાન દ્વાર આવે છે. અહીં એક દેરીમાં હનુમાનની મોટી ઊભી મૂર્તિ છે. ગિરિરાજ ઉપર ચડવાના માર્ગનો આ છેલ્લો હડો ગણાય છે. આ હનુમાનની દેરીની સામે એક ચોતરા ઉપર વૃક્ષની છાયા નીચે બે દેરીઓ છે તેમાં પગલાં છે. અહીં પાણીની પરબ બેસે છે. ઉપર ચડતાં થાકેલ યાત્રાળુ અહીંથી સ્વચ્છ અને ઠંડી પવનલહરીઓથી પોતાનો શ્રમ ભૂલી જાય છે. અહીંથી ગિરિરાજને ભેટવાના બે માર્ગ પડે છે. એક રસ્તો નવ ટૂંક તરફ જાય છે અને બીજો મોટી ટૂંકમાં દાદાની ટૂંક તરફ જાય છે. જેમને પહેલાં નવ ટૂંક કરીને પછી મોટી ટૂંકમાં જવું હોય તેઓ નવ ટૂંકના રસ્તે જાય છે.

### મોટી ટૂંકનો રસ્તો—

મોટી ટૂંક તરફ જતાં જમણા હાથ તરફ પર્વતની ઊંચી ભેખડ આવે છે અને ડાબા હાથ તરફ બાંધેલી પાળ આવે છે. થોડે દૂર જતાં જમણા હાથ તરફ, ભેખડમાં ત્રણ કાઉસગ્ગીયા મૂર્તિ કોતરેલી આવે છે. આ મૂર્તિઓ જાલી, મયાલી અને ઉવયાલી મોક્ષે ગયા તેમની છે. અહીંથી આગળ જતાં કિલ્લો આવે છે. આ કિલ્લો નવ ટૂંક સહિત બધાં તીર્થસ્થાનોની ફરતો બાંધવામાં આવેલ છે. આ કીલ્લામાંથી અંદર પેસવાના પ્રથમ પ્રવેશદ્વારને રામપોળની બારી કહે છે. વિ. સં. ૧૯૩૯ માં જ્યારે ગિરિરાજ ઉપર આશરે ચાલીસ હજાર યાત્રાળુઓ ભેગા થયા તે વખતે આવજાવ માટે પડતી સંકડાશના કારણે આ બીજી બારી મૂકવામાં આવી હતી. અહીં બારીની બહાર પાણીની પરબ બેસે છે.

અહીં તીર્થાધિરાજને પહોંચવાનો માર્ગ પૂર્ણ થાય છે અને યાત્રાળુ તીર્થાધિરાજનાં જિનમંદિરો જુહારવા લાગે છે. હવે આપણે રામપોળ તરફ વળીએ--

## રામપોળ

### રામપોળની બારીથી આદીશ્વર ભગવાનના મંદિર સુધી

આખા પહાડ ઉપર સૌથી વધુ પવિત્ર અને મહત્ત્વની ટૂંક આ સ્થાને છે. આ સ્થાનને દાદાની ટૂંક અથવા મોટી ટૂંક કહેવામાં આવે છે. શત્રુંજય તીર્થની યાત્રાએ આવનાર કોઇપણ યાત્રિકનું મન લોભાવનાર, ચિત્ત શુધ્ધ કરનાર, આત્માને શાંત અને પવિત્ર કરનાર આ ટૂંક છે. આ ટૂંકના ત્રણ ભાગ પાડવામાં આવેલા છે. રામપોળ, વિમળવશી અને રતનપોળ.

૧. રામપોળમાં મંદિર–વિમલનાથ ભગવાનનું. આ મંદિર પાંચ શિખરી છે, અને ઔરંગાબાદવાળા શેઠ મોહનલાલ વલ્લભદાસે બંધાવેલ છે. મંદિર બહુ જ ભવ્ય, રળીયામણું અને સુંદર છે.

૨. મંદિર—સુમતિનાથ ભગવાનનું આ મંદિર ત્રણ શિખરોવાળું છે. સુરતવાળા શેઠ દેવચદ કલ્યાણચંદે બંધાવેલું છે. આ બન્ને મંદિરો તેની રચના અને આકૃતિ માટે સુંદર છે, પણ હમણાં હમણાં ત્યાં પાસે જ ડોળીઓવાળા ડોળી પાથરીને બેસતા હોવાથી યાત્રીઓને દર્શને જતાં અડચણ પડે છે.

આની જોડે જ મોતીશા શેઠની ટૂંકની ફૂલવાડી અને કુંડ છે કુંડના પરથાળને છેડે, અથાત્ ટૂકના કિલ્લાની પાછળના ભાગમાં કુંતાસરદેવીનો ગોખલો છે. તેની સામે બાજુએ આણંદજી કલ્યાણજીની ઓરડીઓ છે અને સાથે જ મોતીશા શેઠની ઓરડીઓ છે જેને જાળી ભરેલી છે. ત્યાંથી સામે જ સગાળ પોળના નાકે આ. ક પેઢીનું બે માળનું એક વિશાલ મકાન છે.

અહીંથી આગળ વધતાં લાંબો પહોળો વિશાળ ચોક આવે છે. ત્યાંથી થોડાં પગથિયાં ઊંચે ચઢી સગાળપોળ તરફ જવાય છે. અહીં વચ્ચે ચોક આવે છે જેમાથી સીધો રસ્તો ઘેટીની પાગે જાય છે. જમણા હાથ તરફનો રસ્તો નવ ટુંકો તરફ અને ડાબા હાથનો રસ્તો સગાળ પોળ તરફ જાય છે. થોડા પગથિયાં ચઢી સગાળ પોળમા જવાય છે. અહી દરવાજામાં શેઠ આ. ક. પેઢી તરફથી ચોકી બેસે છે જે જૈન યાત્રીઓ તથા અજૈનોની પાસેથી લાકડી, છત્રી, મોજા, જોડા આદિ તથા કોઇપણ જાતના શસ્ત્ર વિગેરે પાછાં આપવાની શરતે લઇ લ્યે છે. અંગ્રેજો, રાજામહારાજાઓ તથા ઉચ્ચ અધિકારીઓ વિગેરે બૂટ તથા શસ્ત્ર અહીં જ ઉતારે છે.–મૂકે છે.

અહીંથી આગળ વધતાં સાંમે જ **દોલાંખાડી** દેખાય છે.* તેમાં નોઘણુ

---

* દોલાખાડીમાં ઉત્તરની ભીતમાં નીચેનો લેખ હતે. આ લેખનો અર્ધો હીસ્સો જ ત્યાં ઉપલબ્ધ હતો પરન્તુ શ્રીમાન્ જિનવિજયજી તે લેખની પૂર્તિરૂપ અક્ષરો [ ] આવી આપી લેખ પૂરો કરેલ છે તે લેખ મહત્ત્વનો હોવાથી હું નીચે આપું છું.

[ श्री मदणहिल्लपत्तन ] वास्तव्य प्राग्वाटान्वय–

કુંડ છે. ઉપર નગારખાનું બેસે છે. આ હોલાખાડીના અંદરના ભાગમાં મહામંત્રી વસ્તુપાલે બંધાવેલી શત્રુંજયની પાજનો ઉલ્લેખ કરનાર એક શિલાલેખ હતો જે કર્નલ બાર્ગેસે પ્રકાશિત કર્યો છે. હોલાખાડીના નાકે ગોઠીઓ-ને રહેવાની ઓરડીઓ, તથા પોળના દરવાજા ઉપર આ. ક. પેઢી તરફથી તીર્થનો સંભાળ માટે રહેતા ઇન્સ્પેક્ટર વિગેરેને રહેવાનું મકાન છે. અનુક્રમે ત્યાંથી આગળ વધતાં આઠેક પગથિયાં ચઢતાં વાઘણપોળ આવે છે.

**વાઘણપોળ—**

વાઘણ પોળના દરવાજે બે બાજુ બે યક્ષની વિશાલ મૂર્તિઓ છે તથા બન્ને બાજુ વાઘ તથા વાઘણ*ની મુર્તિ છે—ચોકી છે. વાઘણ પોળમાં પેસતાં જમણી તરફ

---

[ ठ. श्री चंडपतनुं ज ] ठ श्री चंडप्रासादांनं-
[ गज ठ. श्री सोमपुत्र ] ठ. श्री माशाराजनं-
[ द न ठ श्री लूणीग ठ. ] श्री मालदेव संघप-
तिमहं. श्री वस्तुपालनु ] जमहं श्री तेजपाले-
[ न श्री शत्रुंजयनीर्थे ] संचार पाजा कारिता ।

લેખનો ભાવાર્થ એવો છે કે શ્રી અણહિલપુરના રહેનાર પ્રાગ્વાટ જ્ઞાતિના ઠક્કુર શ્રી ચંડપના પુત્ર ઠક્કુર શ્રી ચંડપ્રસાદના પુત્ર ઠક્કુર શ્રી સોમના પુત્ર ઠક્કુર આશારાજના પુત્ર ઠક્કુર શ્રી લુણીગ તથા ઠક્કુર શ્રી માલદેવ તથા સંઘપતિ મહં વસ્તુપાલના અનુજ મહં શ્રી તેજપાલે શ્રી શત્રુંજય તીર્થમાં રસ્તાની પાઝ બંધાવી."
(પ્રા. લે. સં. ભા. ૨. પૃ. ૬૮)

* વીકમશી બરવાળાના રહીશ હતા જ્ઞાતે ભાવસાર હતા. નિશ્ચિંત જીવન અને સ્વચ્છ હવાને કારણે તેમનું શરીર સુદૃઢ હતું. બાપ-દાદાનો ચાલ્યો આવતો પાણકોરા રંગવા વગેરેનો ધંધો કરતા અને બાકીનો સમય મસ્તાનીમાં પસાર કરતા, હજી સુધી તેમણે સંસાર યાત્રામાં પ્રવેશ કર્યો ન હતો.

એકદા બન્યું એવું કે ભોજનના સમયે રસોઈ મોડી થતાં અગરતો સ્વાદવિહીન બનતાં વીકમશીએ ભાભીને ફરિયાદ કરી. ભાભીનું મગજ જરા તપી ગયું અને આવેશમાં ને આવેશમાં આક્રોશ પૂર્વક કહ્યું કે "આટલો બધો સ્વભાવ તીખો રાખો છો તો જાવ ને શત્રુંજય પર ને બતાવોને તમારૂં સામર્થ્ય, " ભ ભીનો ટોણો વીકમશીના હૃદયની આરપાર ઉતરી ગયો તેમણે મન સામે મક્કમ નિર્ણય કરી લીધો અને કોઇ પણ ભોગે કાર્ય સિદ્ધિ કરવા માટે શત્રુંજય પ્રતિ પગલાં માંડ્યા.

આ સમયે શત્રુંજય પર વાઘણનો ઉપદ્રવ સવિશેષ હતો તેનું સ્થાન હતું હાલની રતનપોળની બહાર, કુમારપાળ મહારાજાના જિનાલયની સામે વાઘણ એટલી બધી ક્રૂર હતી કે કોઈ પણ પ્રાણીને જીવતો ન જવા દે. લોકો આ ત્રાસથી ત્રાસી ગયા, જીવના

શેઠ નરસી કેસવજીની ટૂંકમાં જવાનો રસ્તો તથા ગોઠી લોકોને ઉતરવાની ઓરડીઓ આવે છે.

## વિમળવશી,
## ડાબા હાથનાં દહેરાં—

વાઘણપોળના દરવાજામાં પ્રવેશ કરતાં હાથીપોળ સુધીના ભાગમાં આવેલાં દહેરાંના વિભાગને 'વિમળવશી' નામે ઓળખવામાં આવે છે. 'તેની જમણી અને

---

જોખમે આ વાઘણનો ત્રાસ દૂર કરે તેવો સમર્થશાળી પુરૂષ કોઇ ન નીકળ્યો. પરિણામે શત્રુંજયની યાત્રાએ જવાનું લગભગ અશક્ય જેવું બની ગયું. લોકો આ ઉપદ્રવમાંથી મુક્ત થવાનો માર્ગ વિચારી રહ્યા હતા તેવામાં વીકમશી શત્રુંજયની તલાટીએ આવી પહોંચ્યો.

તેણે લોકોને વાત કરી, લોકોએ આ સાહસ ન કરવા કહ્યું. પણ મક્કમ મનનો વીકમશી ન ડગ્યો. છેવટે લોકોએ સાથે જવા કબૂલ કર્યું. રામપોળ લગભગ આવ્યા બાદ વીકમશીએ પોતાની સાથેની જનતાને કહ્યું કે હું રાડ પાડું ત્યારે માનવું કે વાઘણ મરાઈ છે. લોકો બધા ત્યાં સ્થિર થઇ ગયા અને વીર વીકમશી એકલો ધીમે ધીમે પગલાં પાડતો વાઘણ સન્મુખ ચાલ્યો.

કેટલાય દિવસોના આંતરા બાદ પોતાનું ભક્ષ્ય આવતું નીહાળી શાંત નિદ્રા લેતી વાઘણ સચેત બની ગઈ વાઘણ સિંહ કરતાં પણ ક્રૂર ને કપટી કહેવાય છે. વાઘણે ક્ષણ માત્રમાં પરિસ્થિતિ માપી લીધી અને જેવામાં વીકમશી નજીક આવ્યો તેવામાં છલંગ મારી તેના પર પોતાનો પંજો પાડ્યો પણ વીકમશી આથી ગાંજ્યો જાય તેમ ન હતો તેણે સૌ પ્રથમ તોલ કરી રાખ્યો હતો એટલે સ્હેજ પાછા હઠી જઇ સતતસુગતનથી પોતાનો લુગડે વીટાળેલો હાથ વાઘણના મોઢામાં ખોસી દીધો. આથી વાઘણ વકરી અને પરસ્પર દ્વંદ્વયુદ્ધ જામ્યું પણ પહેલવાન સરખા વીર વીકમશીએ વાઘણની કારી ન ફાવવા દીધી. સખ્ત પરિશ્રમ અને દાવપેચ પછી છેવટે વીકમશીને જયશ્રી વરી અને વાઘણનો આત્મા પરલોક પ્રયાણ કરી ગયો.

ઝપાઝપીને કારણે વીકમશી પણ સારી રીતે ઘાયલ થયો હતો. તને પોતાનો દેહ ઢગલો થઇ જતો લાગ્યો એટલે હતું તેટલું બળ એકત્ર કરી રાડ પાડી, રાડ સાંભળતાં જ રામપોળના દરવાજે ઉભેલા લોકોએ હર્ષના પોકારો કરવા પૂર્વક રતનપોળ પ્રતિ દોટ મૂકી આવીને જુએ છે તો વીકમશીના દેહમાંથી રુધિરની નીક વહી હતી. લોકોએ તેના અપુર્વ અને તીર્થ ભક્તિના પ્રતિક સ્વરૂપ બલિદાન માટે તેને ધન્યવાદ આપ્યો અને વીર વીકમશીનો આત્મા સ્વર્ગે સંચર્યો.

વીર વીકમશીના કાયમી સ્મરણ માટે એક પાળીયો, જે સ્થળે વાઘણને પોતે મારી તે જ સ્થળે ઉભો કર્યો છે જે અદ્યાપિ પર્યન્ત રતનપોળની બહાર એક નાના વૃક્ષના ક્યારા પાસે મોજુદ છે અને વીર વીકમશીના પરાક્રમની ગાથા મૂકભાવે ઉચ્ચારી રહેલ છે.

ડાબી બન્ને લાઇનમાં દહેરાં અને દહેરીઓનો આવેલ જથ્થો વંદન-નમસ્કાર કરવા માટે તેમજ ઓળખાણ પડે તે માટે ક્રમવાર બતાવવામાં આવ્યો છે.

૧. ડાબા હાથ તરફ દહેરાસર ૧ શ્રી શાંતિનાથજીનું છે, જે દમણવાળા શેઠ હીરા રાયકરણે બંધાવેલું છે. અહીં સર્વે શ્રાવકો પ્રભુભક્તિ કરી ચૈત્યવંદન કરે છે. આ દહેરાસરની જમણી બાજુએ સીપાઇ લોકોના પહેરાની ઓરડી પાસે એક દહેરી છે તેમાં પાષાણના પ્રતિમાજી ૮ છે.

૨. આ દહેરીની ડાબી તરફ નીચાણમાં દેવી શ્રી ચક્રેશ્વરી માતાનું દહેરું છે, જે શેઠ કરમાશાએ સંવત ૧૫૮૭ માં ઉધ્ધાર કરી બંધાવી માતાજીને પધરાવેલાં છે. તેની પાસે દેવી શ્રી ચક્રેશ્વરીજીનું નવું દહેરું શેઠ તારાચંદ સંઘવી સુરતવાળાનું બંધાવેલું છે. તેમાં પદ્માવતી વિગેરે દેવીની મૂર્તિ ૪ તથા માતાજીના દહેરામાં માનતાના તથા ઘીના દીવાના પૈસા નાખવાનો ગુપ્ત ભંડાર છે.

શ્રી ચક્રેશ્વરી દેવી તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજની અધિષ્ઠાયિકા મહાદેવી છે. ભાવિકજનો અહીં દેવીની સ્તુતિ કરે છે.

૩. શ્રી ચક્રેશ્વરી માતાજીના દહેરાની પાસે આગળ જતાં એક દેરાસર શ્રી સુપાર્શ્વનાથજીનું આવે છે અર્થાત્ તેમાં મુળનાયક શ્રી સુપાર્શ્વનાથજી છે. તે દહેરાને વિમળવશીનું દહેરું કહેવામાં આવે છે અથવા નેમિનાથની ચોરીનું દહેરું પણ કહેવામાં આવે છે. વળી ભૂલવણી પણ કહેવાય છે, આ મંદિર સં. ૧૬૭૫ માં બંધાયું છે. જાળીમાં પછવાડે ઉપરાઉપર ત્રણ ચોમુખજી છે. છેલ્લા નીચેના ચોમુખવાળા ભાગમાં શ્રી નેમનાથજી ભગવાનની ચોરી પથ્થરની આળેખેલી છે, ઘુમ્મટમાં પશુઓનો પોકાર આળેખેલો છે. તેની સામે ભીંતમાં ભગવાન શ્રી નેમિનાથ તથા યાદવોનો સમુહ (જાનમાં) બતાવાયો છે. એક ઉપરના ખૂણે રાજેમતીને ઓશીયાળે મુખે બતાવવામાં આવી છે. દહેરું રમણીય, દર્શનીય, આહ્‌લાદક છે. તે સિવાય સમવસરણ, ૧૭૦ જિન વિગેરેની રચના છે. આમાં પાષાણની પ્રતિમા ૩૪૯, પગલાં જોડ ૨ અષ્ટમંગલિક ૨ તથા ગૌતમસ્વામીની મુર્તિ ૨ છે.

૪. આ દેરાસર પાસે ડાબી તરફ એક દેરી છે જેમાં પાષાણની ૨ પ્રતિમા છે. તેની પાસે પુણ્યપાપની બારી છે.

૫. આ પુણ્ય પાપની બારી પાસે નાની ભુલવણીમાં દેરી ૧૦ છે. તેમાં એક દેરી ખાલી છે જેમાં ચુનો વિગેરે રાખવામાં આવે છે. પાષાણની પ્રતિમા ૨૯ તથા પગલાં જોડી ૨ છે.

૬. આ ભુલવણીના બારણા પાસે દેરી ૧ પશ્ચિમ તરફ છે તેમાં પાષાણની પ્રતિમા ૫ છે.

૭. પછી શ્રી વિમલનાથજી ભગવાનનું દેરું છે જે સંવત ૧૬૮૮-(૧૭૮૮) માં બંધાવાયું છે. તેમા પાષાણની પ્રતિમા ૩ છે.

૮. વિમલનાથજીના દેરા પાસે શ્રી અજિતનાથજી ભગવાનનું દેરું છે જે સંવત ૧૬૮૮-(૧૭૮૮) માં બંધાવાયું છે. તેમાં પાષાણની પ્રતિમા ૪ છે.

૯. આ દેરાની પાસે મુખ આગળ ચોતરા ઉપર બે દહેરીઓ છે જેમાં મૂલ-નાયકજી શ્રી પાર્શ્વનાથજી તથા શ્રી ઋષભદેવજી ભગવાન્ છે. આ દહેરીઓમાં પાષાણની પ્રતિમા ૮ છે.

૧૦. એ બે દહેરીના આગલા રસ્તા પર દહેરી ૧ લશ્કરવાલા વૃધ્ધિચંદ્રજીની દીકરીની બંધાવેલી છે તેમાં પાષાણની પ્રતિમા ૩, ધાતુની એકલ મૂર્ત્તિ ૧, ધાતુના સિધ્ધચક્ર ૧, અષ્ટ મંગલિક ૧ તથા સિધ્ધચક્ર અને ચૌમુખજી કસોટીના છે.

૧૧. એક દહેરાની ઉપલી તરફ ત્રણ શિખરનું મોટું દેરાસર છે જેમાં મુળ-નાયકજી શ્રી સહસ્રફણા પાર્શ્વનાથ ભગવાન્ છે, ભાવનગરવાળા શેઠ કુંવરજી લાધાએ આ દહેરાસરજી સંવત ૧૮૧૫ મા બંધાવેલ છે તથા પ્રતિષ્ઠા કરાવી છે. તેમાં પાષા-ણુની પ્રતિમા ૧૮ તથા રૂપાનાં સિદ્ધચક્ર ૧ છે.

૧૨. એ ભાવનગરવાળાના દહેરાસરજીની બાજુમાં નમણના પાણીનુ ટાકુ છે તથા ઉત્તર તરફ દહેરી બે છે જેમાં પ્રતિમાજી પાષાણની ૪ છે.

૧૩. ત્યારપછી દહેરાસરજી એક શિખરનું છે જેમાં મુલનાયકજી શ્રી ધર્મના-થજીમહારાજ છે. સંવતના અઢારમા સૈકાનું આ દહેરુ છે. પાષાણની પ્રતિમા ૪ છે.

૧૪. શ્રી ધર્મનાથજીના દેરાસરજીની પાસે ત્રણ બારણાવાળું એક મોટું દેરાસર જી છે જેમાં મૂલ નાયકજી શ્રી ચંદ્રપ્રભુજી ભગવાન્ છે. આ દહેરૂં ભંડારી એ સંવત ૧૬૮૨ માં બંધાવેલ છે. પાષાણની પ્રતિમા ૪ છે.

૧૫. એની પાસે કોટાવાળા શા. મોતીચદ ઉત્તમચંદ-ઉગરચંદનું દહેરૂં છે, જેમા મુલ નાયકજી શ્રી પાર્શ્વનાથજી ભગવાન્ છે. સંવત ૧૯૦૩ માં આ દેહરૂં બંધાવાયેલ છે. પાષાણની પ્રતિમા ૪ છે.

૧૬. એની પાસે મુર્શીદાબાદવાળા જગતશેઠે બંધાવેલું શિખરબંધી એક દેરાસર છે તેમાં તથા બહાર ગોખલામાંની મળી કુલ પ્રતિમાજી ૧૧ છે. નમણના પાણીનુ ટાંકું તેની પશ્ચિમ તરફ ઊંચાણમાં છે.

૧૭. જગતશેઠના દહેરાની પાછળ શ્રી જામનગરવાળાએ સંવત ૧૬૭૮ માં બંધાવેલું દેરાસર છે જેમાં મુલ નાયકજી શ્રી શાંતિનાથજી ભગવાન્ છે. પાષાણની પ્રતિમા ૧૦ તથા પગલાં જોડ ૩ છે.

૧૮. જામનગરવાળાની દહેરીના રસ્તા ઉપરના બારણાની ઉગમણી બાજુ દહેરી બે છે તેની વિગત—

૧. મુલ નાયકજી શ્રી ધર્મનાથજી ભગવાન સંવત ૧૮૬૦ પ્રતિષ્ઠા પાષાણુની પ્રતિમા ૬
૨. મુલ નાયકજી શ્રી ધર્મનાથજી ભગવાન્ સંવત ૧૮૪૩ પ્રતિષ્ઠા પાષાણુની પ્રતિમા ૭

## વિમળશી

૧૯. જામનગરવાળાના દેહરાના રસ્તા તરફના બારણાની પશ્ચિમ દિશા તરફ દહેરી ૧ તેમા શ્રી મહાવીરસ્વામી ભગવાનની સંવત ૧૮૪૩ માં અંજન શલાકાવાલી મુર્તિઓ છે. તેમાં પાષાણુની પ્રતિમા ૧૦

૨૦. ઉપરના દહેરાના રસ્તા ઉપરના બારણાની આસપાસ બે નાની દહેરી છે તેની વિગત—
૧. મુલ નાયક શ્રી ચંદ્રપ્રભુજી ભગવાન્ પાષાણુની પ્રતિમા ૪ છે.
૨ મુલ નાયક શ્રી સુવિધિનાથજી ભગવાન્ પ્રતિષ્ઠા સંવત ૧૯૨૮ પ્રતિમાજી ૯ છે.

૨૧. રસ્તા તરફ બારણાવાળી શા. હેમચંદ વીરજીની દહેરી ૧. સંવત ૧૮૧૦મા પ્રતિષ્ઠા મૂલ નાયક શ્રી ધર્મનાથજી ભગવાન્. પ્રતિમા ૪.

૨૨. રસ્તા ઉપર દેરાસર ૧ જે અસલ સૂર્યકુંડના છેડાની કિનારી પર આવેલ છે. મૂલ નાયકજી શ્રી સહસફણા પાર્શ્વનાથ ભગવાન્ પ્રતિમા ૧૧.

૨૩. એ દહેરાની પાછળ દહેરી ૧ શ્રી આદિનાથજીની પ્રતિષ્ઠા સંવત ૧૮૬૦. પ્રતિમા ૭.

૨૪. ઉપલી દહેરી પાસે ચોતરા ઉપર પગલાંની દહેરી તથા છુટા પગલાં જોડી ૯.

૨૫. તેની પાછળ નગરવાળાના પશ્ચિમ બારણે દહેરી ૨.
૧. સંવત ૧૮૬૦ની અંજનશલાકાની શ્રી અજિતનાથજી ભગવાનની પ્રતિમાવાળી દહેરી પ્રતિમાજી ૩.
૨. પાટણવાલા ખીમચંદ તથા હીરાચંદ તથા કલાની પ્રતિષ્ઠિત સં. ૧૮૬૫ પ્રતિમાજી ૩.

૨૬. નગરવાળાની પડખે દહેરી ૧ પાછલી તરફ છે તે પાટણવાળા વોરા જોઈતા અંબાદાસે સં. ૧૮૬૦ માં બંધાવી છે. મૂલ નાયકજી શ્રી શ્રેયાંસનાથજી ભગવાન્ છે. પ્રતિમાજી ૮.

૨૭. પડખે દહેરી ૧ રાજબાઈની છે. પ્રતિમા ૮.

૨૮. રસ્તા ઉપર અમદાવાદવાળા સાંકળચંદની ભાર્યા કુલકોર તથા મહાકોરની દહેરી ૧, સં. ૧૯૨૫, મૂલ નાયકજી શ્રી વાસુપૂજ્યજી ભગવાન્ પ્રતિમા ૪.

૨૯. પાસે રસ્તા ઉપર અમદાવાદવાળા શા. છગનલાલ સૌભાગ્યચંદે સંવત ૧૯૨૧ માં બંધાવેલી દહેરી ૧ ને પ્રતિમાજી ૫ છે.

૩૦. વૃક્ષ નીચેના ચોતરા ઉપર પગલાં જોડ ૨૧.

૩૧. હાથીપોળની પાસે શ્રી ઋષભદેવજી ભગવાનનું ( દાદાજીનું ) દેરાસર એક છે. આ દેરાસર મહારાજા કુમારપાલનું બંધાવેલું હોવાથી તેમના નામથી ઓળખાય છે, મલિન વિદ્યાના યોગે, સ્વાર્થી સંસારના આક્રમણનો ભોગ બનેલ ચંદરાજા કુકડો બન્યા હતા તે જેના યોગે ફરીને મનુષ્યાકાર પામ્યા, ફરીને મૂલ સ્વરૂપ પામ્યા એવા જલ-પ્રભાવવાળા અસલ સૂરજકુંડ ઉપર આ દેરાસર યુગ-પ્રધાનાચાર્યકલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યશ્રીના વચનાનુસાર પરમ શ્રાદ્ધવર્ય કુમારપાલ ભૂપાલે બંધાવેલું છે. કાળના પ્રભાવને લીધે તે પવિત્ર જલનો દુરુપયોગ ન થવા દેવાનો આમા હેતુ જણાવવામાં આવે છે. આવતી ચોવીસીના પ્રથમ તીર્થંકર શ્રી પદ્મનાભ ભગવાન્ (રાજા શ્રેણિકનો જીવ-જે વર્તમાન શાસનનાયક ભગવાન્ શ્રી મહાવીરસ્વામીજીના અનન્ય ભક્ત હતા ને ) ના પ્રથમ ગણધર શ્રી કુમારપાલ રાજાનો જીવ થનાર છે. કલિકાલસર્વજ્ઞ ભગવાન હેમચંદ્રાચાર્યના શ્રી કુમારપાળ મહારાજા પરમ ભક્ત હતા.

આ દેરાસરજીમાં પરોણા તરીકેની પ્રતિમાજી પર સાથે પ્રતિમાની કુલ સંખ્યા ૧૩૪ તથા પગલા જોડી ૧૧.

૩૨. શ્રી કુમારપાલ રાજાની દેરાસરની પાસે સુરજકુંડ જવાની બારીની સામે ઇશ્વરકુંડ ઉપર દહેરી ૧ છે, તેમાં પગલાં જોડ ૧ છે.

૩૩. આગળ જતા સુરજકુંડ, તેના ઉપર પગલા જોડ ૧ રીખવદેવજીની છે. તેની પાસે ફૂલવાડી તથા જાત્રાળુને નહાવાની જગ્યા છે. તેની છત્રી પત્થરની છે. આપણા શલાટ કારીગરો તથા ડુંગરના નોકરીઆત વર્ગને પૂજા દર્શન વાસ્તે એકસ્થાને મહાદેવ બેસાડેલા છે. પાસે ભીમકુંડ વગેરે છે.

## જમણા હાથ તરફનાં દહેરાં.

૩૪. વાઘણ પોળમાં પેસતાં જમણી તરફ પ્રથમ-પહેલી ટુંક શેઠ નરસી કેશવજી નાયકની આવે છે. આ ટુંક સંવત ૧૯૨૮માં બંધાવેલી છે. તેના મંદિર દહેરી તથા પ્રતિમા વગેરેની વિગત નીચે મુજબ-

પંચતીર્થીનું દેરાસર ૧. આ મૂલ દહેરામાં આગલ સમવસરણની મધ્યમાં શ્રી શત્રુંજય ગિરિરાજની, ઉત્તર તરફ મેરુપર્વતની, દક્ષિણ તરફ શ્રી સમેતશિખરજીની તથા પશ્ચિમ તરફ શ્રી અષ્ટાપદજીની રચના છે. આ રીતે પાંચ તીર્થની રચના એક ભમતીના વચગાળે લોખંડના કમર સુધીના કઠોડાવાળી

જાળીમાં આવેલી છે. બે ખૂણે બે દહેરી એક એક ગભારાની છે તથા એ રચનાની આસપાસ ત્રણ પીઠિકા ઉપર પરે઼ણા પ્રતિમાજી ૧૭૪ તથા એક ગૌતમસ્વામીજીની મૂર્તિ છે, તે તમામ મળી પાષાણની પ્રતિમા ૨૩૩ તથા ધાતુની પંચતીર્થી પ્રતિમા ૧૨ તથા ધાતુ એકલવાની પ્રતિમા ૧૭, ધાતુના સિદ્ધચક્ર ૪ તથા પગલાં જોડ ૧ છે. એ દહેરાની નીચે ભોંયરામાં પરોણા પ્રતિમાજી ૬૧, ધાતુની પચરતીર્થી ૩, અષ્ટમંગલિક ૧ છે.

૩૫. ઉપર જણાવેલા મૂલ દેરાસરજી ( પંચતીર્થીના દેરાસરજી ) સામે શ્રી પુંડરીકસ્વામીજીનું દહેરૂં છે. શ્રી શત્રુંજય ગિરિરાજના અનેક નામોમાં શ્રી પુંડરીક ગિરિ પણ છે તે ગણધર ભગવાન્ શ્રી પુંડરીકજીને આશ્રીને છે. પાચ ક્રોડ મુનિના પરિવાર સહિત શ્રી પુંડરીકસ્વામી મહારાજ અત્રે જ કેવળજ્ઞાન પામી ચૈત્રી પૂર્ણિમાએ શાશ્વત સુખને-સિદ્ધિપદને પામ્યા છે. ભગવાન્ શ્રી ઋષભદેવજીની આજ્ઞાથી જ શ્રી પુંડરીકસ્વામીજીએ અત્રે સ્થિરતા કરી હતી. અત્રે એક નાના નાજુક (દહેરી જેવા) દહેરામાં શ્રી પુંડરીક ગણધર દેવને સ્થાપવામાં આવ્યા છે. આ દેરાસર તથા ભોંયરાની જમણી તથા ડાબી તરફ મળી દહેરીઓ ૩૯ છે, તેમાં ૩૩ માં હાલ પ્રતિમાજી પધરાવેલા છે. તે દહેરીઓમા પ્રતિમાજી ૧૩૧ પાષાણની ધાતુની એકલવી પ્રતિમા ૩.

આ ફક્ત બે દહેરાંની ટુંક નવી દશમી ટુંક તરીકે ગણાઇ ચૂકી છે. તેમાં ઉપર નીચે એમ બે ગાળે ભમતી આવેલી છે. તેની કુલ દહેરીઓ ૭૦ છે. તે સર્વેની એકંદર પ્રતિમાઓ ૭૦૦ છે ને પગલાં જોડી ૨ છે-પચીસ વર્ષ અગાઉ આ ટુંક ફક્ત એક દહેરા તરીકે જાણવામાં આવતી હતી, પણ મુનિમ વલ્લભજી વસ્તા આવ્યા બાદ તેમણે ધીમે ધીમે ભમતી પૂર્ણ કરી. સામે શ્રી પુંડરીકજીનું દહેરુ સ્થાપી એક નાજુક ડેલી, પોળ વગેરે બનાવવાથી તે હવે દશમી ટુંક તરીકે ઓળખાય છે.

આ ટુંકનો ખર્ચ તથા વહીવટ ધણી પોતે ચલાવે છે.

૩૬. વાઘણપોળની અંદર જમણી તરફ પહેલું દહેરૂં રાધનપુરવાલા મસાલીઆ કલ્યાણજી જેવતે બંધાવેલું છે. તેમા મૂલનાયકજી શ્રી પદ્મપ્રભુજી ભગવાન છે. પાષાણની પ્રતિમાજી ૧૦ તથા ધાતુની પ્રતિમાજી ૧ છે.

૩૭. ઉપરના દેરાસરની પાછળ તથા શ્રી શાંતિનાથજીના દહેરાની સામે ઊંચા પરસાળ ઉપર શ્રી મહાવીરસ્વામીજીનુ, સમવસરણ ત્રણની રચનાવાળું દહેરૂં સુરતવાળા સોમચંદ કલ્યાણચંદે સંવત ૧૭૮૮ બંધાવેલું છે. પ્રતિમાજી ચાર છે.

## વિમળવશી

૩૮. પાછળ કપર્દી જક્ષની દહેરી ૧.

૩૯. સમવસરણના દહેરા પાછળ ભમતીમાં જૂની પ્રતિમા ૩. પગલાં જોડ ૩ તથા પરોણા બિંબ ૨૩ છે.

૪૦. આગળ કસ્તુરબાઇની દહેરી ૧ છે જેમાં મૂલનાયકજી શ્રી પદ્મપ્રભુજી ભગવાન છે. પ્રતિષ્ઠા સંવત ૧૮૦૪. પ્રતિમા ૫ છે.

૪૧. તેની પાસે શ્રી પાર્શ્વનાથ ભગવાનની દહેરી ૧ છે. પ્રતિમાજી ૪ છે.

૪૨. પાસે ભમતીમાં દહેરી ૨ છે. મૂલનાયકજી શ્રીપાર્શ્વનાથજી ભગવાન છે. પરોણા પ્રતિમા ૮ છે. કુલ પ્રતિમાજી ૧૦ છે.

૪૩. પાસે ભમતીના છેડાની કોટડીમાં પ્રતિમા ૮ છે.

૪૪. પાછળ ગઢને લગતી પરોણાની ભમતીમાં ઓરડી એકમાં જુની પ્રતિમા મૂલનાયકજી શ્રી ઋષભદેવજીની છે. બાકી પરોણા મૂર્તિ ૫ છે.

૪૫. પાસે ભમતીમાં પરોણા મૂર્તિઓ ૧૪ છે.

૪૬. શ્રી સમવસરણના દહેરાના પશ્ચિમ દ્વાર તરફ નાની દહેરી ૭ ઊગમણા બારણાની ઓળબંધ છે તેમાં પ્રતિમા ૨૨ તથા બહાર બે ગોખલામાં પ્રતિમા ૨ મળી કુલ પ્રતિમાજી ૨૪ છે

૪૭. રસ્તા ઉપર દહેરી ૧ મુલનાયકજી શ્રી પદ્મપ્રભુજી ભગવાન પ્રતિમાજી ૩

૪૮. એ દહેરીની પાછળ રસ્તા ઉપર શા. વેણીચંદ હેમચંદ મુંબઇવાળા-ની દહેરી ૧ મૂલનાયકજી પાર્શ્વનાથ ભગવાન છે. પ્રતિષ્ઠા સં. ૧૮૭૩, પ્રતિમા ૯.

૪૯. ઉપલી તરફ રાધનપુરવાળા બાઇ દલછી ડુંગરશીની દહેરી છે. પ્રતિષ્ઠા સં. ૧૮૮૦. મૂલનાયક શ્રી મહાવીરસ્વામી ભગવાન પ્રતિમા ૭.

૫૦. ઊંચાણમાં શ્રી ચિંતામણ પાર્શ્વનાથજી ભગવાનનું દેરાસર સં. ૧૭૯૧ માં ભંડારીજીનું બીજું બંધાવેલું છે. કાઉસગીયા ૨ સાથે પ્રતિમાજી ૫.

૫૧. શ્રી ચિંતામણજીના દેરાની પડખે પાછળ ગઢને લગતી દહેરી ૩ નીચે મુજબ છે–૧ અમદાવાદવાળા હરકોરબાઇની એક દહેરી મૂળનાયકજી શ્રી પદ્મપ્રભુજી, ભગવાન્, પ્રતિષ્ઠા સંવત ૧૮૭૪, પ્રતિમાજી ૫.
રળીયાતબાઇની દહેરી એક, મૂલનાયકજી શ્રી આદિનાથજી પ્રતિષ્ઠા સં. ૧૮૭૮, પ્રતિમા ૫.
શા. ગુલાબચંદ જેચંદની દહેરી ૧, મૂલનાયકજી શ્રી આદિનાથજી ભગવાન્, સં. ૧૮૭૩, પ્રતિમાજી ૭

૫૨. તેની પાસે ઘુમટીની નાહની દેરી મેસાણાવાળાની છે, પ્રતિષ્ઠા સં. ૧૮૨૨, પ્રતિમાજી ૨.

૫૩. તેની પાસે શ્રી પાર્શ્વનાથજી ભગવાનની દહેરી છે પ્રતિમાજી ૨.

૫૪. તેની પાસે દહેરી શ્રી પદ્મપ્રભુજી ભગવાન્‌ની પ્રતિમા ૫.

૫૫. તેની પાસે નાની દહેરી ૩ છે, પ્રતિમાજી ૧૨.

૫૬. શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનના દેરાસરની પશ્ચિમ દિશા તરફ શા. પ્રેમજી રતનજીએ સંવત્ ૧૭૮૮ માં બંધાવેલું દેરાસર છે. મૂળનાયક શ્રી ચંદ્રપ્રભુજી ભગવાન, પ્રતિમાજી ૫.

૫૭. તેની પડખે સુરતવાળા શા. ઓગલશાનું દહેરૂં છેઃ મૂળનાયકજી શ્રી સંભવનાથજી ભગવાન ગોખલા નં. ૨ મળી પ્રતિમાજી ૨૨ઃ ગોખલા ૧ માં સં. ૧૯૦૩ માં શેઠ આણંદજી કલ્યાણજીએ ભરાવેલી શ્રી આદિનાથજી ભગવાનની મોટી મૂર્તિ છે, બાજુમાં નાની મૂર્તિ ૨ તથા દેવીની મૂર્તિ ૧ છે.

૫૮. શ્રી ચિંતામણજીના દહેરાની બાજુમાં નીચાણમાં લશ્કરવાળા વૃદ્ધિચંદ્રજીનું દહેરૂં ૧. મૂળનાયકજી શ્રી પાર્શ્વનાથજી ભગવાન છે. ભીંતમાં આરસના પાટીયા ૨ માં શ્રી નંદીશ્વરદ્વીપની (જ્યાં દેવો-ઈંદ્રો પ્રભુની મહાપૂજા મહોત્સવાદિ કરે છે, સમ્યક્ત્વને નિર્મળ બનાવે છે) તથા શ્રી અષ્ટાપદજીની રચના છે તથા આરસના હાથી ૨ અંબાડી સહિત આળેખેલા છે. આ તમામ બહુ કારીગરિવાળું સુશોભિત છે. મુળનાયકજી એક બંગલી જેવી આરસની દહેરીમાં છે. દેરાસર તદ્દન આરસમય રમણીય છે. દેરાની બારસાખ ઊંચા ઓટલા ઉપર નાની હોવાથી એક દહેરીના રૂપમાં આ દેરૂં ગણાઇ જાય છે. આ કારણથી યાત્રાળુઓ ઉપર ચઢી તેનું નિરીક્ષણ ભાગ્યે જ કરે છે. જો બારસાખ મોટી બનાવવાનો સુધારો કરવામાં આવે તો તમામ યાત્રાળુને દર્શનનો લાભ સારી રીતે મળે એવું આ દેરાસર મનોહર છે, પ્રતિમાજી ૨.

૫૯. તેની પાસે ચંબેલીના ઝાડની પાસે પાટણવાળા નથુચંદ ડુંગરસી મીઠાચંદ લાધાચંદે સં. ૧૮૬૯ માં બંધાવેલું દેરાસર ૧ મુળનાયકજી શ્રી ચંદ્રપ્રભુજી ભગવાન પ્રતિમાજી ૧૧.

૬૦. તેની પાસે રસ્તા ઉપર નવી નાની દહેરી ૨ઃ ચુનીલાલ તલકચંદ સં, ૧૯૪૦ માં બંધાવેલી તેમાં પ્રતિમાજી ૩ છોટાલાલ ઉમેદચંદની પ્રતિમાજી ૪ઃ કુલ પ્રતિમાજી ૭.

૬૧. ઊંચાણમાં સુરતવાળા વોરા કેસરીચંદ લાધાજીએ બંધાવેલું દહેરૂં ૧. મુલનાયકજી શ્રી સંભવનાથ ભગવાન, બહાર ગોખલા ૨ માં પ્રતિમાજી ૪; કુલ પ્રતિમાજી ૧૭.

૬૨. તેની પડખે ગઢ તરફ પાટણવાળા મીઠાચંદ લાધાચંદે સંવત ૧૮૪૩ માં બંધાવેલું દહેરૂ ૧ઃ મુલનાયકજી અજિતનાથજી ભગવાનઃ પ્રતિમાજી ૫.

૬૩. તેની પડખે શેઠ જીવણચંદે બંધાવેલું દેહેરૂં શ્રી મુળનાયકજી અજીત નાથજી ભગવાન, પ્રતિષ્ઠા સંવત ૧૭૯૧ પ્રતિમાજી ૫.

૬૪. આગળ જતાં ઉપર શા. ઝવેર નાનજીએ સંવત ૧૮૬૦ માં બંધાવેલું દહેરૂ ૧ મુલનાયકજી શ્રી આદિનાથજી ભગવાન, પ્રતિમાજી ૬.

૬૫. તેની પાસે અમદાવાદવાળા નાના માણેકવાળાનું દહેરૂં ૧ પ્રતિષ્ઠા સંવત ૧૮૬૦ મુલનાયકજી શ્રી ધર્મનાથજી ભગવાનઃ પ્રતિમાજી ૧૫.

૬૬. તેની પડખે મોરબીવાળા પીતાંબરદાસ પદમશીનું દહેરૂ ૧ સંવત ૧૮૬૪ઃ પ્રતિષ્ઠા મુલનાયકજી ત્રિશલાનંદન શ્રી મહાવીરસ્વામી ભગવાન પ્રતિમાજી ૩.

૬૭. રસ્તા ઉપર પુરણચંદની દહેરી મુલનાયકજી શ્રી આદિનાથજી, પ્રતિષ્ઠા સંવત ૧૮૬૫ પ્રતિમાજી ૨.

૬૮. આગળ દહેરી ૧, મૂલનાયક શ્રી નેમિનાથજીની, પ્રતિમાજી ૩.

૬૯. આગળ રસ્તા ઉપર અમદાવાદવાળા મુળીબાઈની દહેરી. પ્રતિષ્ઠા સંવત ૧૯૧૬, પ્રતિમાજી ૪.

૭૦. ઉપલી તરફ જોધપુરવાલા મનોતમલ જયમલજીએ સંવત ૧૬૮૬ માં બંધાવેલું દહેરૂં ૧ ચૌમુખજીનું છે આ દહેરામાં ઘણા સ્થંભ હોવાથી તે સો થંભનું કહેવાય છે. પ્રતિમાજી ૪.

૭૧. નીચાણમાં અમદાવાદવાળા માણેકચંદ પાનાચંદની ભાર્યા ઇંદરબાઇ-(અંદરબા)એ સંવત ૧૮૭૩માં બંધાવેલું દહેરૂં ૧, મુલનાયકજી મરૂદેવાનંદન શ્રી આદિનાથજી ભગવાન, પ્રતિમાજી ૧૪.

૭૨. પાછળ આરસનું દહેરૂં ૧ શા કપુરચંદ રીખવચંદ પટવાએ સંવત ૧૮૬૦ માં બંધાવેલું છે. આ દહેરૂં યદ્યપિ છે નાનું પણ શિખરથી માંડીને છેક તલ પ્રદેશ સુધી તદ્દન આરસનું છે. મનોહર છે. મુલનાયકજી શ્રી પદ્મપ્રભુજી ભગવાન છે. પ્રતિમાજી ૫.

૭૩. હુમડ( દિગમ્બર )ના દહેરાના ગઢ પાસે રીખવદાસ વેલજીનું શ્રી સંભવનાથજી ભગવાનનું દહેરૂં તથા પછવાડે ગઢ પાસે પગલાં જોડ ૬, કુલ પ્રતિમાજી ૬, શેઠ–શેઠાણી આળેખેલા છે.

૭૪. રસ્તા ઉપર સામે ઊંચે ત્રણ બારણાંનું જામનગર (નવાનગરવાળાનું સંવત ૧૬૭૫માં બંધાવેલું દહેરૂં ૧, મુલનાયકજી શ્રી શ્રેયાંસનાથજી ભગવાન, પ્રતિમાજી ૧૭.

૭૫. શ્રી સંભવનાથજી ભગવાનના દહેરાં ૨. અમદાવાદવાળાનું સંવત ૧૬૮૨ માં બંધાવેલું પ્રતિમાજી ૮.

૭૬. હાથીપોળના બારણાની આસપાસ ગઢમાં બે ગોખલામાં પ્રતિમાજી ૪, માથા ઉપર ૐકાર તથા હ્રીંકાર જોડ ૧ છે.

હાથીપોળની અંદર બે દેવીની જમણી તરફ ગણપતી તથા ડાબી બાજુ પુરણા-દેવીની મુર્તિ છે. ત્યાંથી રતનપોળમાં પેસતાં જમણી તરફ સ્નાન કરવાની તથા

કેસર ઘસવાની જગ્યા છે તથા ઓરસીયા પાસે ભંડાર છે. તેમાં જાત્રાળુઓ કેસર સુખડ વગેરેના નકરાનું નાણું નાંખે છે.

૭૭. દિગમ્બરોનું દહેરૂં ૧. આ દહેરૂં ગઢને લગતું આવેલું છે. આત્મીય લાભ તથા ઘણા જીવોને ઉપકારનું કારણ જાણીને શ્રી શ્વેતાંબર સંઘે દિગંબરી લોકોને એકજ દહેરૂં બંધાવવાને જગ્યા આપી હોવાથી થોડા દાયકા ( દશકા )થી તેઓએ આ દહેરૂં બંધાવેલું છે.

મોટી ટુંક–દાદાજીની ટુંકના વિમળવશી–વિભાગમાં ઉપર દહેરાઓ દહેરીઓ વગેરે છે.

તદુપરાંત શ્રીચક્રેશ્વરી માતાના દહેરાના પગથિયા સામે તીર્થાધિષ્ઠાયક કપર્દી-યક્ષની દહેરી ૧ છે. તેમાં યક્ષરાજની સિંદુરવર્ણીય ભવ્ય મુર્તિ શ્રદ્ધાન્વિત યાત્રાળુઓના મનોવાંછિત પુરે છે, દુ:ખદારિદ્રય દૂર કરે છે.

આ દહેરી ભીંતમાં હોવાથી ઘણા લોકોના અજાણપણામાં હતી તે થોડાજ વરસથી ભાવનગરવાળા શેઠ અમરચંદ જસરાજ વોરાએ સૌના જાણવામાં આવે તેવી બનાવી છે. એક ઘુમટ બનાવ્યો છે. બારણાની જાળીના જોડે છત્રી કાઢેલી છે. આથી સંખ્યાબંધ જાત્રાળુ યક્ષરાજને જુહારે છે.

હાથીપોળની નજીક એક આરસની સુંદર નકશીદાર દહેરીમાં શ્રી શત્રુંજય માહાત્મ્યના કર્તા યુગપ્રધાનાચાર્ય શ્રીધનેશ્વરસૂરિજીની મુર્તિ–તેઓને પગે લાગતા બે શિષ્યોની મુર્તિ સાથેની થોડા વરસથી સ્થાપન કરેલી છે.

કુમારપાલ ભૂપાલના દેરાસરના કિલ્લાને તથા હાથીપોળના નાકે એક લાંબી ગલી આવે છે તે સૂર્યકુંડનો રસ્તો કહેવાય છે.

એક વિશાળ અને શરીરને ઠંડક આપનાર છત્રીવાળા વીસામા પાસે સૂર્ય-કુંડ નામે એક કુંડ છે. તેની જોડે ભીમકુંડ નામે એક વિશાલ કુંડ છે. તે પાણીથી ચીકાર ભરાયેલો તથા જોતાં ચક્કર આવે એવો છે. કિલ્લાની રાંગે ત્રીજો કુંડ ભીમકુંડ અગર ઈશ્વરકુંડ નામે કુંડ છે.

તે ગઢની બહારના કાંઠના એક ખુણા પર એક દહેરી પગલાંની છે.

સૂર્યકુંડ અને ભીમકુંડની વચગાળે એક દહેરી બંધાવીને, આપણા પૂજા-રીઓ જેઓ શિવપંથના છે તેઓની સગવડ સાચવવામાં જૈનાનાં બુદ્ધિ, ઔદાર્ય, ગૌરવ સ્પષ્ટ થાય છે કે જે જગતભરમાં સુપ્રસિદ્ધ છે.

ત્યારબાદ કુમારપાલ રાજા ( જેઓ માટે આ દોહરો પ્રચલિત છે કે–" પાંચ કોડીને ફૂલડે, પામ્યા દેશ અઢાર; કુમારપાલ રાજા થયા, વર્ત્યો જય જયકાર )ના દહેરાના ઉગમણા ભાગની પછવાડે એક પાણીનું ટાંકું વિશાલ જગ્યાથી બાંધેલું છે. તે ટાંકું અસલ સૂર્યકુંડના છેડા ઉપરનું જ આવેલું કહેવાય છે.

આ ટાંકામાંથી જલ લાવી તેનાથી તીર્થનાયક–દાદાજી–નાભિનંદન શ્રી ઋષભદેવજીભગવાનને ન્હવણ પૂજા કરવામાં આવે છે.

વિમલવશીના દર્શન કરી હવે આપણે હાથીપોળ જઇએ.

## [1]હાથીપોળ

હાથીપોળના દરવાજે બે રંગીન હાથી છે. બન્ને બાજુના હાથી ઉપરના ગોખલામાં જિનપ્રતિમાઓ છે. તેની એક બાજુમા આઠ પગથિયા ઊંચો એક નાનો દરવાજો છે, જે યાત્રાળુઓની સખત ભીડ વખતે ઉપયોગમાં લેવા માટે બન્યો હતો.

હાથીપોળની અન્દર મોટો ચોકીપહેરો તથા સામે ફૂલ વેચનાર માળીઓને બેસવાનો ઓટલો છે. તથા ચોકીવાળાનો રસોડાનો ભાગ પણ તે તરફ જ છે.

હાથીપોળનો ચોક વટાવી આગળ પગથીયા ચઢીને ઉપર જતા સામે જ તીર્થનાયક શ્રી ઋષભદેવજી પ્રભુના દૂરથી દર્શન થાય છે. વચ્ચે એક વિશાલ ચોક છે જેમાં રથયાત્રા નીકળે છે. સ્નાત્ર પૂજા–પ્રદક્ષિણા, સાથિયા, ચૈત્યવન્દન આદિ યાત્રીઓ કરે છે. ઉપર ઢાકણ કર્યું હોવાથી ગરમી અને વરસાદ હવાથી બચાવ સારો થાય છે.

આપણે મૂલ મંદિરમા જઇએ તે પહેલાં આ મંદિરનો બહુ જ સંક્ષિપ્ત થોડો ઈતિહાસ જોઇ લઇએ જેથી મંદિરની પ્રાચીનતા, પવિત્રતા અને ભવ્યતાનો ખ્યાલ આવશે.

गिरिराजनुं विवेचन करता एक विद्वान् लखे छे के—

" पर्वतकी चोटीके किसी भी स्थानमें खडे होकर आप देखिए हजारो मन्दिरोंका बडा ही सुन्दर दिव्य और आश्चर्यजनक दृश्य दिखलाई देता है। इस समय दुनियामे शायद ही कोई पर्वत ऐसा होगा जिस पर इतने सघन अगणित और बहुमूल्य मन्दिर बनवाये गये हो मन्दिरोंका इसे एक शहर ही समझना चाहिये। पर्वतके बहिः प्रदेशोका सुदूरव्यापी दृश्य भी यहांसे बडा ही रमणीय दिखलाई देता है।"

फार्बस साहेब रासमालामां लखे छे के—

" शत्रुंजय पर्वत के शिखर उपरसे पश्चिम दिशाकी ओर देखते जब आकाश निर्मल और दिन प्रकाशमान होता है तब नेमिनाथ तीर्थंकरके कारण पवित्रताको पाया हुआ रमणीय पर्वत गिरनार दिखाई देता है. उत्तर की तरफ शीहोर की आसपास के पहाड, नष्टावस्थाको

---

૧ હાથીપોળના બહારના દરવાજા ઉપર એક શિલાલખ છે જે ૧૮૩૭ મા લખાયેલ છે. તેમા સમસ્ત સંઘે મળી ઠરાવ કર્યાં છે કે–હાથીપોળમા કોઇએ નવું મંદિર બંધાવવુ નહિ. જે બંધાવશે તે સંઘનો ગુન્હેગાર છે. ( શત્રુંજય પ્રકાશ પૃ. ૧૦૫ ) સં. ૧૮૬૭ નો એ ઢંઢેરો છે જેમા ઉલ્લેખ મળે છે કે હાથી પોળના ચોકમા કોઇએ મંદિર ન બાંધવું. બાંધે તે સંઘનો ગુન્હેગાર છે. ( ગુલાબચંદ કોરડીયાની નોટ ઉપરથી ).

प्रात हुई वल्लभी के विचित्र द्रव्यों का शायद ही स्तवन करते हैं। आदिनाथ के पर्वत की तलेटी से सटे हुए पालीताणा नहर के किनारे, जो वनघटा के आरपार धूप में चमका करते हैं, दृष्टिगोचर होने पर द्रव्य के अग्रगामि बनते हैं, और नजरे जो है चांदी के प्रवाह के समान चमकती हुई शत्रुंजयी नदी तरफ जाती है। क्योंकि वहते पूर्वीय प्रवाह के साथ धीरेधीरे चलती हुई तलाजे के सुंदर देवमन्दिरों से शोभित पर्वत पर, थोडीसी देर तक ठहर जाती है, और वहां से पहलीपार जहां प्राचीन गोरनाथ और मधुमती को उछलते समुद्र की लीला करती हुई लहरें आ आ कर टकराती हैं, वहां तक पहुंच जाती है।"

फार्बस साहेब पोतानी रासमाळामां ठीक ज लखे छे के—

" हिन्दुस्थान में, चारों तरफ से—सिंधु नदी से लेकर पवित्र गंगा नदी तक और हिमालय के हिम-मुकुटधारी शिखरों से तो उसकी कन्याकुमारी, जो रुद्र के लिये अर्द्धांगनातया सर्जित हुई है, उस के भद्रासन पर्वत के प्रदेश में एक भी नगर ऐसा न होगा जहां से एक या दूसरी बार, शत्रुंजय पर्वत के शृंग का शोभित करनेवाले मन्दिरों को द्रव्य की विपुल भेंट न आई हो " ( Ras-Mala X. Vol. I.P.6. )

આ ભવ્ય અને પવિત્ર ટુંક ઉપર આવેલ મન્દિરોનો પરિચય નીચે પ્રમાણે છે.

આ યુગના શ્રી ઋષભદેવજી પૂર્વ નવ્વાણુંવાર અહીં પધાર્યા હતા. તેમજ શ્રી નેમિનાથજી સિવાયના બાવીશ તીર્થંકરો અહીં પધાર્યા છે. અનંતા જીવો મોક્ષે ગયા છે. આ મંદિરના અત્યારે સોળ મોટા ઉદ્ધાર થયેલા જણાવવામાં આવે છે તે આ પ્રમાણે છે—

૧. શ્રીઋષભદેવ પ્રભુના પુત્ર ભરત ચક્રવર્તીએ પ્રથમ ઉદ્ધાર કરાવ્યો.
૨. તેમની જ પરંપરાના આઠમા પટ્ટધર રાજા દંડવીર્ય.
૩. ઇશાનેન્દ્ર.
૪. માહેન્દ્ર.
૫. બ્રહ્મેન્દ્ર.
૬. ચમરેન્દ્ર.
૭. સગરચક્રવર્તી.
૮. વ્યન્તરેન્દ્ર.
૯. ચન્દ્રયશા રાજવી.
૧૦. ચક્રધરરાય.
૧૧. રામચન્દ્રજી.
૧૨. પાંડવો.
૧૩. જાવડશા. વિ. સં. ૧૦૮ પ્રતિષ્ઠાપક યુગપ્રધાન શ્રીવજ્રસ્વામી.
૧૪. બાહડશાહ. પ્રતિષ્ઠા વિ. સં. ૧૨૧૧, પ્રતિષ્ઠાપક કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજી.
૧૫. સમરાશાહ—વિ. ૧૩૭૧ મહા શુ. ૧૪—પ્રતિષ્ઠાપક ઉપકેશગચ્છીય શ્રી સિદ્ધિસૂરિજી અને તપાગચ્છીય શ્રી રત્નાકરસૂરિજી.
૧૬. કરમાશાહ—વિ. ૧૫૮૭ વૈશાખ વદિ ૬ પ્રતિષ્ઠાપક શ્રી તપાગચ્છીય શ્રી ધર્મરત્નસૂરિ, શ્રી વિવેકધીરગણિ, શ્રી વિવેકમંડનપાઠક, શ્રી હેમસોમસૂરિ, અને ક્રિયોદ્ધારક આચાર્ય શ્રી આણન્દવિમલસૂરિ.

મુસલમાની જમાનામાં પણ ધર્મવીર, દાનવીર શ્રીમન્ત જૈનોએ પોતાની લાગવગ ઠેઠ સૂબાઓ અને પાદશાહો પાસે પહોંચાડી, તીર્થરક્ષા કરી જીર્ણોદ્ધારો કર્યાં હતાં અને લાખો–[1]કરોડો રૂપીયા ખર્ચી લક્ષ્મીનો સદુપયોગ કર્યો હતો.

૧. બાહડશાહના ઉદ્ધારમાં ૨૯૭૦૦૦૦૦–લગભગ ત્રણ કરોડનો વ્યય થયો છે આવી જ રીતે સોલમા કરમાશાહના ઉદ્ધારમાં પણ સવા કરોડનો ખર્ચ થયો છે. આ સોળ મુખ્ય ઉદ્ધારો સિવાયના નાના ઉદ્ધારો તો પાર વિનાના થયા છે. મહારાજા શ્રેણિક, સમ્રાટ્ સંપ્રતિ, આમરાજા, મહામંત્રીશ્વર વસ્તુપાળ તેજપાળ, જગડુશાહ, પેથડશાહ વગેરેનાં નામો નાના ઉદ્ધારકોમાં મળે છે. છેલ્લે જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીના ઉપદેશથી ખંભાતના તેજપાલ સોનીએ એંશી લાખ રૂપિયા ખર્ચી મૂલમંદિરનો નાનો ઉદ્ધાર કરાવ્યાનો લેખ છે, જેનો લેખ મૂલ ગભારાના પૂર્વદ્વારના મંડપમાં છે. એક લેખ કરમાશાહનો અને બીજો લેખ તેજપાળ સોનીનો છે. આ વખતે ૭૨ સંઘવીઓ હતા. તપાગચ્છાધિપતિ જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિજી આદિ એક હજાર સાધુસમૂહ અને બે લાખ યાત્રિકો હતા. કહે છે કે ત્યારપછી આવો મોટો સંઘ નીકળ્યો નથી. તેજપાળ સોનીએ આ પ્રમાણે કામ કરાવ્યું હતું–" આ પ્રસંગે ખંભાતના તેજપાળ સોનીને શત્રુંજય તીર્થનો પોતાના તરફથી જીર્ણોદ્ધાર કરાવવાનો આદેશ મળ્યાથી કુશળ કારીગરોદ્વારા તેણે શ્રી ઋષભચૈત્યનો જીર્ણોદ્ધાર શરૂ કરાવ્યો. આ જિનાલય ૧૨૪૫ કુંભો સાથે બાવન હાથ ઊંચુ ચાર યોગિનીઓ અને દસ દિગ્પાળ યુક્ત તૈયાર કરાવ્યું. ફરતી ૭૨ દેવકુલિકાઓ બંધાવી અને મૂલ પ્રાસાદનું નામ '**નંદીવર્દ્ધન**' રાખ્યું જે અદ્યાવધિ પ્રસિદ્ધ છે."

**શત્રુંજય પ્રકાશ પૃ. ૯૪**

આ સિવાય તે વખતે, સાથે સાથે જ રામજીશા, જશુ ઠક્કર, કુંઅરજી શા અને મલુ શેઠે પણ મંદિરો બંધાવ્યા હતા અને ગંધારના રામજી શ્રીમાલીએ ભમતીમા ચૌમુખજીનુ મંદિર બંધાવ્યું હતું. આ બધા મંદિરો અને મૂલ મંદિરમા–નંદીવર્દ્ધન પ્રાસાદમા જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીએ પ્રતિષ્ઠા કરી હતી.

જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિજી એક મહાપ્રાભાવિક યુગપ્રધાન આચાર્ય થયા છે. તેમનો વિ. સં. ૧૫૮૩ માં જન્મ, વિ. સં. ૧૫૯૬ માં દીક્ષા, વિ. સં. ૧૬૧૦ આચાર્ય, વિ. સ. ૧૬૩૯ માં અકબરને પ્રતિબોધ આપવા અકબરના આમંત્રણથી ફત્તેહપુર સીક્રી ગયા, ૧૬૪૧ મા જગદ્ગુરુ બિરૂદ, જજીયાવેરો માફ કરાવ્યો, અકબરને માંસાહાર છોડાવ્યો, બાર દિવસ સમસ્ત હિન્દમા અમારી પળાવી. પાછળથી કુલ છ મહિના અમારી પળાવી. જૈન તીર્થો શત્રુંજય, ગિરનાર, તારંગાજી, કેસરીયાજી, આબુ, રાજગૃહી, સમેતશિખર વગેરે તીર્થોને કરમુક્ત બનાવી જૈન સંઘને સોંપાવ્યાં. તેઓ અને તેમના શિષ્ય–પ્રશિષ્યોએ મોગલ દરબારમા અનુપમ માન-સત્કાર અને ગૌરવ મેળવ્યાં તેમજ પ્રજાહિતનાં ઘણા કાર્યો કરાવ્યાં. ઉ. શ્રી શાન્તિચંદ્રજી ગણિ, વિજયસેનસૂરિજી, ઉ. ભાનુચંદ્રજી, સિદ્ધિચંદ્રજી, વિવેકહર્ષ ગણિ, પરમાણંદ મુનિ વગેરેએ મોગલ સમ્રાટોને પ્રતિબોધી અહિંસાને વિજયધ્વજ ફરકાવ્યો છે. મોગલ સમ્રાટને અહિંસક બનાવવાનું અનુપમ માન જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીને જ ઘટે છે. તેમની

## શ્રી આદીશ્વર ભગવાનની ટુંક

શેઠ મોતીશાહના મંદિરમાંથી આ ટુંકમાં જવાનો રસ્તો છે, તેમજ હનુમાન દ્વારથી એક સીધો રસ્તો પણ જાય છે. ગઢ ઉપર મન્દિરોના કોટના બીજા રસ્તે થઇ અહીં અવાય છે.

શત્રુંજય ગિરિરાજના બીજા શિખર ઉપર ભગવાન્ આદિનાથની ટુંક બની છે. ગિરિરાજ પર આ ટુંક સૌથી મોટી અને સૌથી વધુ પવિત્ર મનાય છે. આ એક જ ટુંકે આખા પર્વતનું બીજું શિખર રોક્યું છે. આ તીર્થરાજનું આટલું મહત્ત્વ આ ટુંક ઉપર જ અવલંબેલું છે. તીર્થપતિ શ્રી આદિનાથ ભગવાનનું પ્રાચીન ઐતિહાસિક પરમ દર્શનીય મંદિર આ ટુંકના મધ્યભાગમાં છે. મોટા કોટના વિશાલ દરવાજામાંથી પ્રવેશ કરતાં આરસથી મઢેલો સુંદર રાજમાર્ગ દેખાય છે, જેની બન્ને બાજુ પંક્તિબદ્ધ સેંકડો જિનમંદિરોનાં દર્શન થાય છે. આ મંદિરો તેમની વિશાલતા, ભવ્યતા, ઉચ્ચતાના કારણે દર્શકનું હૃદય એકદમ આકર્ષે છે. આ મન્દિરોનાં દર્શન કરતાં ભવ્યાત્માઓનું હૃદયકમલ વિકસિત બને છે અને મંદિરોમા બિરાજમાન જિનવરેંદ્રદેવની મૂર્તિઓનાં દર્શન–પૂજન માટે

---

પાછળ બીજાને મોગલ દરબારમાં જવાની તક મળી છે. તીર્થો અને જૈન સંઘને સંપન્ન–સ્વતંત્ર કરવામાં તેમનો જ અસાધારણ હિસ્સો છે. એ જ સૂરિપુંગવે સં. ૧૬૫૦ માં આ મહાતીર્થના છેલ્લા ઉદ્ધારમાં પ્રતિષ્ઠા કરાવી છે, જે અદ્યાવધિ દર્શનીય અને પૂજનીય છે. સમસ્ત જૈન સંઘ ત્યાં આજે પ્રભુભક્તિનો અપૂર્વ લાભ લઇ આત્મકલ્યાણ સાધે છે.

મારા આ કથનની પુષ્ટિમાં ઐતિહાસિક પ્રખર વિદ્વાન્ શ્રીમાન્ જિનવિજયજીના શબ્દો આપું છું જે બિલકુલ ઉપયુક્ત છે.

"સોલહવીં શતાબ્દિ કે ઉત્તરાર્દ્ધમેં ચિત્તોડ કી વીરભૂમામેં કર્માસાહ નમક કર્મવીર શ્રાવક કા અવતાર હુઆ જિસને અપને ઉદગ્રવીર્યસે ઇસ તીર્થાધિરાજ કા પુનરુદ્ધાર કિયા। ઇસી મહાભાગ કે પ્રયત્નસે યહ મહાતીર્થ મૂર્ચ્છિત દશાકો ત્યાગ કર ફિર જાગ્રતાવસ્થા કો ધારણ કરને લગા ઔર દિનપ્રતિદિન અધિકાધિક ઉન્નત હોને લગા। ફિર જગદ્ગુરુ હીરવિજયસૂરિકે સમુચિત સામર્થ્યને ઇસકી ઉન્નતિકી ગતિમેં વિશેષ વેગ દિયા જિસકે કારણ યહ આજ જગત્ મેં "મન્દિરોં કા શહર" ( The City of Temples ) કહા જારહા હૈ."

આજે શત્રુંજયના આ ભવ્ય મંદિરોને જોઇને પાશ્ચાત્ય વિદ્વાનો અને મુસાફરો પણ મુગ્ધ થાય છે. સન ૧૯૧૬માં મુંબઇના ગવર્નર લોર્ડ વિલીંગ્ડન પાલીતાણા આવ્યા હતા ત્યારે ટાઇમ્સ ઑફ ઇન્ડિયાના એ જ વર્ષના તા. ૧૪ ફેબ્રુઆરીના અંકમાં સુંદર લેખ છપાયો છે તેના લેખનું હેડીંગ આ પ્રમાણે છે. "The Governor's Tour in the City of Temples–મંદિરોના શહેરમાં ગવર્નરની મુસાફરી" જેમાં શત્રુંજયનું સુંદર વર્ણન છે.

("શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ.")

હૃદય એકદમ ઉત્સુક થઇ જાય છે. જે મન્દિર તરફ દૃષ્ટિ નાંખો તે અદ્ભુત અને અનુપમ દેખાય છે. મન્દિરોની કારીગરી, ઊંચાઈ, શિલ્પ તથા અંદર બિરાજમાન વૈરાગ્યમયી જિનવરેન્દ્રદેવની અદ્ભુત આકર્ષક મૂર્તિઓનાં દર્શન કરતાં દર્શકના હૃદયમાંથી આશ્ચર્યસૂચક શબ્દ નીકળી પડે છે અને હૃદય મસ્તક સહિત ઝૂકી પડે છે. ચોતરફ જ્યાં દૃષ્ટિ નાંખો ત્યાં મંદિરો જ મન્દિરો નજરે પડે છે. આ ટુંકમાં મહારાજા સંપ્રતિ, મંત્રીશ્વર વિમલ, મહારાજા કુમારપાલ, મંત્રીશ્વર બાહડ, મહામાત્ય વસ્તુપાલ તેજપાલ, પેથડશાહ, સમરાશાહ, તેજપાલ સોની વગેરેનાં ભવ્ય મંદિરો બન્યાં છે. તીર્થનો ઉદ્ધાર મુખ્ય આ ટુંકનો જ થતો.

યદ્યપિ નવા નવા ઉદ્ધારો થતા હોવાથી પ્રાચીનતા તેના અસલ રૂપમાં નથી દેખાતી છતાં ય તીર્થની મહત્તા, પૂજ્યતા અને પ્રાચીનતા તો દર્શકના હૃદયપટ પર આલેખાઈ જ જાય છે. આ ટુંકમાં કેટલાં મંદિરો છે તેની સંક્ષિપ્ત યાદી નીચે મુજબ છે.

આદીશ્વર ભગવાનની ટુંકમાં બે દેહરાં મુખ્ય છે, ૨૩૪ દેહરીઓ છે, ૧૩૧૫ પ્રતિમાઓ છે, ૧૬૬૪ પગલાં છે. વિમલવસહીમાં ૩૪ દેહરાં, ૫૯ દેહરીઓ, ૧૪૫૧ પ્રતિમાઓ, ૨૦૯ પાદુકાઓ છે. નરશી કેશવજીમાં ૨ દહેરાં, ૭૦ દેહરીઓ, ૭૦૦ પ્રતિમાઓ, ૨ પાદુકાઓ છે. તીર્થ ઉપરના કિલ્લાનો બીજો દરવાજો આ ટુંકમાં છે જેને રામપોળ કહે છે. વિ. સં. ૧૯૩૯ માં યાત્રાળુ વધારે થવાથી બીજી બાજુ એક બીજો દરવાજો (બારી) મૂકેલ છે. અહીંથી અંદર–મોટી ટૂંકમાં જવાય છે.

આ પોળમાં બે મુખ્ય મંદિરો છે. આ પોળમાં ડોળીવાળા બેસે છે. આ પોળમાં મોતીશાની ટુંકની ફૂલવાડી અને કુંડ છે. આગળ જતાં **સગાળપોળ** આવે છે, જ્યાં દરેક યાત્રાળુ છત્રી, લાકડી, હથિયાર વગેરે મૂકે છે અને શેઠ આ. ક. ની પેઢી તરફથી ચોકી બેસે છે. આગળ જતાં **દોલાખાડી** આવે છે તેમાં સગાળકુંડ અને નગારખાનું છે. સગાળપોળથી આગળ મોજાં પણ લઇ જવાની મનાઇ છે. સગાળપોળની બહાર અધિકારીઓ અને રાજામહારાજાઓ પણ બુટ ઉતારે છે, જેની નોટીસ ત્યાં ચોડેલી છે. દોલાખાડીથી આગળ જ **વાઘણપોળ** આવે છે. ત્યાં દરવાજે બે બાજુ હનુમાન અને વાઘણની મૂર્તિઓની ચોકી છે. અહીંથી નરશી કેશવજીની ટૂંકમાં જવાનો રસ્તો છે.

ત્યાંથી આગળ જતાં વાઘણપોળના દરવાજાથી હાથીપોળના દરવાજા સુધીના ભાગને **વિમલવશી** કહે છે. ગુજરાતના મહામંત્રીશ્વર વિમલશાહે આ ટુંક બંધાવેલી છે. અહીંથી બન્ને બાજુ મંદિરોની લાઇન શરૂ થાય છે. તેમા ડાબા હાથ તરફ શ્રી શાંતિનાથજી, ચક્રેશ્વરી દેવી, સુપાર્શ્વનાથજીનું મંદિર (જેને વિમલવશીનું મંદિર કહે છે અને જેમાં એક ચોમુખજીમાં નેમનાથજીની ચૉરી, યાદવો, રાજુલ વગેરેનાં સુંદર ચિત્રો છે.) જગતશેઠનું મંદિર તથા સહસ્રફણા પાર્શ્વનાથનું

દેહરું છે કે જે સૂર્યકુંડના કિનારા પર આવેલું છે. એમ કહેવાય છે કે શ્રી ઋષભદેવજીનું મંદિર મહારાજા કુમારપાલનું બંધાવેલું અને કલિકાલસર્વજ્ઞ આચાર્યશ્રી હેમચંદ્રસૂરિપ્રતિષ્ઠિત છે. આ મંદિરને કુમારપાલનું મંદિર કહે છે.

વિમલવશીની જમણી બાજુમાં કેશવજી નાયકનું પંચતીર્થીનું મંદિર છે. બીજું પુંડરીકસ્વામીનું મંદિર છે. આ બે મંદિરોની એક ટુંક મનાય છે. આગળ ઉપર બીજાં મંદિરો પંક્તિબદ્ધ આવે છે તેમાં કપર્દી યક્ષની દેરી પ્રાચીન છે. ત્યાંથી આગળ અમીઝરા પાર્શ્વનાથજીનું સુંદર મંદિર છે. બીજા પણ નાનાં ભવ્ય મંદિરોની લાઈન આવે છે. આગળ ઘણે દૂર જતાં એક દિગંબરી મંદિર છે. શ્રી શ્વેતાંબર સંઘે પોતાના લઘુ ધર્મબન્ધુ જેવા દિગંબરોને ધર્મધ્યાન કરવાના સાધનરૂપે જમીન આપી મંદિર બાંધવા દીધું છે. આગળ જતાં હાથી-પોળના દરવાજા પાસે શત્રુંજય મહાત્મ્યના કર્ત્તા શ્રી ધનેશ્વરસૂરિજીની મૂર્તિ છે. કુમારપાલના મંદિર અને હાથીપોળના કિલ્લાને નાકે સૂર્યકુંડનો રસ્તો છે. સૂર્યકુંડ ઘણો જ પ્રાચીન છે. આ કુંડ ઘણો જ પવિત્ર અને ચમત્કારી મનાય છે. તેની પાસે જ ભીમકુંડ છે. કિલ્લાની રાંગે ત્રીજો બ્રમકુંડ છે, જેનું બીજું નામ ઇશ્વરકુંડ છે. સૂર્યકુંડ અને ભીમકુંડના વચ્ચેના એક ખૂણામાં એક શિવલિંગની દેરી છે જે અજૈન શિલ્પીઓ અને પૂજારીઓના પ્રભુભજન માટે રાખવામાં આવેલી છે. આ છે જૈન શ્રાવકોની ઉદારતાનું દષ્ટાંત. તેમણે કોઈને પણ ધર્મ કરતાં રોક્યા નથી એટલું જ નહીં પણ અનુકૂળતા કરી આપી છે. આની વ્યવસ્થા જૈન સંઘ રાખે છે. કુમારપાલના મંદિરના ઉગમણા ભાગના પછવાડે એક વિશાલ ટાંકું છે, જેનું જલ શ્રી તીર્થપતિ ઋષભદેવજીના અભિષેક માટે વપરાય છે.

# મોટી ટુંકના જિનમંદિરોનો પરિચય

## રતનપોળ

### મોટી ટુંક અર્થાત્ દાદાની ટુંક

દાદા એટલે પ્રથમ જિનેશ્વર ! આ અવસર્પિણીના યુગારંભે–જુગલિક યુગનું પરિવર્તન કરનાર પ્રથમ પુરુષોત્તમ ! પ્રથમ તીર્થંકર ! પ્રથમ દેવાધિદેવ ! !

આ ટુંકમાં એક દેરાસરજી તીર્થેશ (પ્રથમ તીર્થેશ તથા શત્રુંજયતીર્થેશ) શ્રી આદીશ્વર ભગવાનનું છે. પોળમાં પેસતાં એ ત્રણ માળના વિશાલ મંદિરનાં દર્શન થાય છે. આ દેરાસરજી એ જ શ્રી સિદ્ધાચળ તીર્થનું મુખ્ય દેહરું. મોક્ષમાર્ગના મુસાફરને વાટખર્ચી માટેની સગવડ સારુ નાણું જમે કરાવવાની સદ્ધર પેઢી અને મોક્ષની જામીનગીરી. વર્તમાન મૂલનાયક શ્રી આદિનાથ ભગવાનની મૂર્તિ સોળમા ઉદ્ધારક શેઠ કરમાશાહના સમયની સ્થાપિત છે. આ પહેલાંના ઉદ્ધારમાં તેરમા ઉદ્ધારક શ્રી જાવડશાહના સમયની મૂર્તિ વિદ્યમાન હતી. જાવડશાહના

સમયની મૂર્તિની બાહડશાહે પ્રતિષ્ઠા કરાવી હતી. આ પ્રાચીન ભવ્ય મૂર્તિને વિ. સં. ૧૩૬૮–૧૩૬૯*માં અલ્લાઉદ્દીનના સૈન્યે ગળામાંથી નાશ–ખંડિત કરી હતી. ત્યારપછી સમરાશાહે વિ. સ. ૧૩૭૧માં બૃહત્તપાગચ્છીય શ્રી રત્નાકરસૂરિજીના હાથે પ્રતિષ્ઠા કરાવી નૂતન ભવ્ય બિંબની સ્થાપના કરી હતી.×

"वर्षे विक्रमतः कुसप्तदहनैकस्मिन् (१३७१) युगादिप्रभुं,
श्रीशत्रुंजयमूलनायकमतिप्रौढप्रतिष्ठोत्सवम् ॥
साधुः श्रीसमराभिधस्त्रिभुवनीमान्यो वदान्यः क्षितौ,
श्रीरत्नाकरसूरिभिर्गणधरैर्यैः स्थापयामासिवान् ॥"

( શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ )

આ ઉપરથી એક વસ્તુ નિર્ણીત થાય છે કે બાહડશાહે વિ. સં. ૧૨૧૧માં જે તીર્થોધ્ધાર કરાવ્યો તેમાં ભવ્ય જિનમંદિર આખું નવું બનાવ્યું અને મૂલનાયકજી તો જાવડશાહના સમયનાં જ રાખી કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજી મ.ના હાથથી પુનઃ પ્રતિષ્ઠા કરાવી. ત્યારપછી મુસલમાનોએ મૂર્તિને ખંડિત કરી અને મંદિરનો અમુક ભાગ ખંડિત કર્યો. સમરાશાહે નૂતન મૂર્તિ સ્થાપિત કરી અને મંદિરને સમરાવ્યું. ત્યારપછી મુસલમાનોએ સમરાશાહસ્થાપિત મૂર્તિને ખંડિત કરી મસ્તક ખંડિત કર્યું. આ વખતે તો મુસલમાનોના ત્રાસને લીધે ઘણા વખત સુધી ખંડિત મૂર્તિ પૂજાતી રહી. ત્યારપછી મેવાડની વીર ભૂમિમાં જન્મેલા ચિતોડનિવાસી કર્માશાહના ઉદગ્ર વીર્યથી તીર્થાધિરાજનો પુનરુદ્ધાર થયો.

કરમાશાહે ગુજરાતના સૂબેદારને આશ્રિત બનાવેલો અને છેલ્લે તેની પૂર્ણ સહાનુભૂતિ અને સહકારથી આ કઠિન જીર્ણોદ્ધારનું કાર્ય સફળ કર્યું. કરમાશાહે મંત્રીશ્વર વસ્તુપાલે સંગ્રહીત સુંદર પાષાણફલહીથી સુંદર બિંબ બનાવરાવ્યું જે આપણી સન્મુખ અત્યારે વિદ્યમાન છે. કરમાશાહે ઉદ્ધારિત+ ભવ્ય જિનમંદિર અને તેમણે જ પ્રતિષ્ઠિત–સ્થાપિત મૂર્તિ અદ્યાવધિ જૈન સંઘના કલ્યાણમાં સાક્ષીભૂત–સહાયભૂત થઇ રહેલ છે.

---

* ह्री ग्रहर्तुक्रियास्थान ( १३६९ ) सङ्ख्ये विक्रमवत्सरे जावडिस्थापितं बिम्बं म्लेच्छैर्भग्नं कलेर्वशात् ॥ ( વિવિધતીર્થકલ્પ, શ્રી જિનપ્રભસૂરિ )

× वैक्रमे वत्सरे चन्द्रहयाग्नीन्दुमिते सति ( १३७१ )
श्रीमूलनायकोद्धारं साधुः श्रीसमरो व्यधात् ॥" ( વિવિધ તીર્થકલ્પ )

+ નીચેનો લેખ પણ ઉપરના કથનને જ પુષ્ટિ આપે છે.

" तीर्थेऽत्र साधुकरमाभिधो धनी सिद्धिसिद्धितिथि १५८८ संख्ये वंयम[ची]करदुक्तेरानंदविमलमुनिराजाम " ॥ ४३ ॥

( શત્રુંજય ગિરિરાજના મૂલનાયકજીના મંદિરમા દિવાલ પરનો લેખ )

ભાવાર્થ– સં. ૧૫૭(૮)મા કર્માશાહે શ્રી આનંદવિમલસૂરિજીના ઉપદેશથી શત્રુંજય તીર્થ ઉપરના મૂલમંદિરનો પુનરુદ્ધાર કર્યો.

આ ધર્મવીર પુરુષે સ્થાપિત પ્રભુજીની વર્ષગાંઠ વૈશાખ વદિ ૬ દરવર્ષે પાલીતાણામાં અને અન્ય શહેરોમાં પણ જૈન સંઘ ઉત્સવપૂર્વક ઉજવે છે અને કર્માશાહના ગુણગ્રામ ગાવા સાથે પ્રભુભક્તિ કરે છે. ભારતના સમસ્ત જૈન સંઘે આ મહાન્ ઉપકારી પુણ્ય પ્રભાવક પુરુષના ગુણસ્મરણ કરી આત્મહિતમાં પ્રયત્નશીલ થવાની જરૂર છે.

જે મૂલ મંદિરમાં આ મૂર્તિ સ્થાપિત છે ત્યાં ગભારામાં સુંદર નકશીવાળાં રૂપાનાં કમાડ બનાવવામાં આવ્યાં છે. મૂલનાયકજીને ફરતી સુંદર રૂપાની છત્રી બનાવી છે. મૂલ ગભારામાં રૂપાનું ભવ્ય છત્ર સં. ૧૯૪૩માં શા. નાથાલાલ નીહાલચંદે બનાવરાવેલું છે. આખું ગર્ભદ્વારા મોટા ઝુમ્મર, હાંડીઓ અને તકતાથી શોભિત છે. તેમજ સ્થાન સ્થાન પર અનેક સુંદર જિનમૂર્તિઓ સ્થાપેલી છે. આખો ગભારો બહુ જ ગંભીર, પવિત્ર અને સુંદર વૈરાગ્યમય વાતાવરણથી ભરેલો છે અને દર્શકને ત્યાંથી ખસવાનું મન પણ ન થાય તેવું રમણીય દશ્ય ત્યાં દેખાય છે.

મૂળ ગભારામાં શ્રી આદિનાથજીના પરઘરની પ્રતિમાજી સાથે પ્રતિમા ૫૮, રંગમંડપમાં પ્રતિમાજી ૯૧, ધાતુનાં સિદ્ધચક્ર ૨, પાષાણનાં સિદ્ધચક ૧ તથા રૂપીઆનો સાથીયો ૧ છે.

માળ ઉપર ચૌમુખજી સાથે પ્રતિમા ૮૧, પગલાં જોડ ૨ તથા વિજય શેઠ અને વિજયા શેઠાણી* જોડ ૨.

રંગમંડપમાં શ્રી આદીશ્વરજીની સામે હાથી ઉપર ભરતચક્રવર્તી તથા મરુદેવી માતા છે. એ હાથી આરસનો છે.

મૂલનાયકજીના દેરાસરને લગતી ચોફેર દહેરીઓ ૫૪ છે, ગોખલામાં પ્રતિમાજી જોડ ૨૩, સરસ્વતી દેવીની પ્રતિમા ૧, શ્રી ગૌતમસ્વામીજીની પ્રતિમા ૩ તથા હાથ જોડીને ઊભેલી વિજય શેઠ વિજયા શેઠાણીની મૂર્તિ છે.

ઉત્તરની ચોકીના થાંભલા ૨ માં ગોખલા ૨ માં પ્રતિમાજી ૩ શ્રી હૈદ્રાબાદવાળા શા બદરમલજી ઢઢ્ઢાની પધરાવેલી છે.

## રથયાત્રાનો ચોક—

દાદાજીના દહેરાંના સુશોભિત સમચોરસ ચોકમાં રથયાત્રા કાઢવામાં આવે છે. ઘણી ઉત્તમ નકસીવાળો સોના–ચાંદીનો રથ, સોના–ચાંદીની પાલખી, સોના–ચાંદીનો ઐરાવણ હાથી, સુંદર ગાડી, સોનાના મેર આદિ બહુ મૂલ્યવાન્ વાહનાદિ

*વિજયા શેઠ તથા વિજયા શેઠાણી–એકને શુકલપક્ષમાં બ્રહ્મચર્યપાલનનો નિયમ હતો, એકને કૃષ્ણપક્ષમાં. કુદરતે એ એનો સંયોગ સાધી કસોટી કરી. પરણ્યા. કસોટીએ સુવર્ણ સંપૂર્ણ શુદ્ધ નીવડયું આજીવન તેઓએ બ્રહ્મચર્યપાલન કરી સદ્દગતિ સાધી અપવાદ, બારી, છીંડું કાંઈ ન શોધ્યુ ! આત્મહિતના નાદ પાસે આવા આત્માઓ જગતના તમામ વાદને તુચ્છ ગણે છે.

સાધનોથી ભરપૂર રથયાત્રા નીકળે છે. આવી રથયાત્રા કઢાવનારે રૂ. ૨૫ા નકરાના શેઠ આણંદજી કલ્યાણજીને ભરવા પડે છે.

આ ચોકમાં પૂજા પણ ભણાવવામાં આવે છે પ્રથમ તો ફક્ત એક સ્નાત્ર જ હમેશાં ભણાતુ હતું, જ્યારે પૂજા તો કોઈક જ દિવસે ભણાતી હતી, પરંતુ આશરે એકાદ દાયકાથી દાદાના દરબારમા યાત્રાના સમયે આઠ માસ પર્યંત (ચોમાસામાં યાત્રા બંધની મર્યાદા છે) રાગરાગણીના લલકારથી હારમોનીયમ વગેરે સાધનો સાથે વિવિધ પ્રકારની પૂજા ભણાવવામાં આવે છે. પૂજાનો નકરો રૂા. ૫ા આપવો પડે છે તથા પ્રભુજીને સોનાના સમવસરણમાં પધરાવવાની ભાવના હોય તો બે રૂપિયા નકરો વધારે આપવો પડે છે.

આ ચોકમાં આરસ પથરાવવાનું પહેલવહેલું કામ ધુલીયાનિવાસી તપાગચ્છીય શેઠ સખારામ દુર્લભદાસે કરાવેલું છે. તેના ઉપર છાંયડા સારુ લોખંડની છત્રી ખંભાતવાળા શેઠ પોપટભાઇ અમરચંદે કરાવી છે. સદરહુ છત્રી પવનના વાવાઝોડાના તોફાનથી તુટી જવાથી હાલ તે જગ્યાએ તદ્દન લોખંડની અને તેની ઉપર કાચ મઢી ઘણી સુંદર છત્રી બનાવવામાં આવી છે.

ત્યારબાદ આ રતનપોળની કુલ ભમતીમાં તેમજ દહેરાઓમાં એટલે કે દાદાની આખી ટુંકમાં આરસ આરસ જ દેખાય છે. તે કામ તીર્થ જીર્ણોદ્ધારની દેશાવરમાં ટીપ કરીને મેસાણાવાળા શેઠ વેણીચંદ સુરચંદ મારફત સુંદર શોભાવાળું થવા પામ્યું છે. નાના ઉધ્ધારવાળાની ટીપમા ઉક્ત શેઠનું નામ ગણવામાં આવે તો કંઇ ખોટું નથી.

## શ્રી પુંડરીકસ્વામીનું મંદિર

મૂલનાયક તીર્થપતિની સામે જ—ચોક વટાવીને શ્રી પુડરીકસ્વામીના મંદિરમાં જવાય છે. શ્રી ઋષભદેવ પ્રભુજીના તેઓ મુખ્ય ગણધર હોવાથી તેમનું સ્થાન અહીં સ્થાપ્યુ છે. આનુ જ અનુકરણ બીજી ટુંકોમા પણ જોવાય છે.

સં. ૧૫૮૭ વૈશાખ વદિ ૬ ના દિવસે શેઠ કર્માશાએ જીર્ણોદ્ધાર કરાવ્યો ત્યારે અહીં પણ મૂર્તિ બિરાજમાન કરેલ હતી.* ગભારામાં ૬૩ પ્રતિમાઓ છે.

---

* શ્રી મૂલનાયકજી તથા શ્રી પુડરીકસ્વામીજીની સ્થાપના–પ્રતિષ્ઠા વખતના કરમાશાના લેખો ગાદીમા વિદ્યમાન છે, તેથી બન્ને લેખો અહી નીચે આપવામા આવે છે.

અત્યારે તો મહાપ્રભાવિક આચાર્ય શ્રી ધનેશ્વરસૂરિજીકૃત શત્રુંજય માહાત્મ્ય વિદ્યમાન છે.

॥ ૐ ॥ संवत् ( १ ) १५८७ वर्षे शके १४५३ प्रवर्तमाने [ वैशा ]ख वदि ६ ॥ रवौ ॥ श्रीचित्रकूटवास्तव्य श्रीओसवा[ ल ] ज्ञातीय वृद्धशाखायां दो०

રંગમંડપમાં બન્ને બાજુ બબ્બે દેરીઓ છે. જમણી તરફની પહેલી દેહરીમાં ૨૧ પ્રતિમાઓ અને બીજી દેહરીમાં ૪૮ પ્રતિમાઓ છે. ડાબી બાજુમાં પહેલીમાં ૨૨ અને બીજીમાં ૪૧ પ્રતિમાઓ છે. પગલાં ૮ જોડી છે તથા ગૌતમસ્વામી વગેરે પણ છે. પુંડરીકસ્વામી પાંચ ક્રોડ મુનિવરોની સાથે ચૈત્રીપૂર્ણિમાએ આ ગિરિરાજ ઉપર મોક્ષે પધાર્યા ત્યારથી આ ગિરિરાજનું નામ પુંડરીકગિરિ

---

नरसिंह सुत दो. [ से ]ला भार्या बाई लील पुत्र ६ दो. रत्ना भार्या रजमलदे पुत्र श्रीरंग दो. पोमा भा० पांचदे द्वि. पटमादे, पुत्र माणकहीर दो. गणा भा गुराद[ द्वि. ] गारवदे पु. दशा दो. दशरथ भा. देवलदे द्वि. दूरमदे पुत्र केहला दो. सोला भा० मावलदे द्वि. [ सु ]पम [ देपु ].. ......भगीनि[ सुह ] विदे [-वं]घव श्रीमद्राजसभाशृंगारहार श्रीशत्रुंजयसप्तमोद्धारकारक दो० करमा भा० कपूरादे द्वि० कमलादे पुत्र भीषजि पुत्री बाइ सोभां बा० सोना बा० मना बा० प-१ प्रमुख समस्त कुटुम्बश्रेयोर्थं शत्रुंजयमुख्यप्रासादो[द्धा]रे श्रीआदिनाथबिंब प्रतिष्ठापितं । मं. रवी । मं. नरसिंगसान्निध्यात प्रतिष्ठितं श्रीसूरिभिः ॥ श्री ॥

આ લેખ શત્રુંજય તીર્થમાં તીર્થપતિ શ્રી આદિનાથ ભગવાનની પ્રતિમાની બેઠક ઉપર, ૫. પંક્તિમાં કોતરેલો તેમાં તીર્થોદ્ધારક કરમાશા હતા તેમના કુટુંબપરિવારનો પરિચય અને ૧૫૮૭માં વૈશાખ વદિ ૬ને રવિવારે પ્રતિષ્ઠા કરાવ્યાનો ઉલ્લેખ છે.

મંત્રીશ્વર કરમાશાહના કુટુમ્બનો ઉલ્લેખ પરિચય આ પ્રમાણે છે. ચિતોડના રહેવાસી ઓસવાલ જ્ઞાતિય અને વૃદ્ધ શાખાવાળા દોશી નરસીંહના પુત્ર દોસી સેતોલા તેમનાં પત્ની લીલદિ. તેને ૭ પુત્રો હતા.

| ૧ રત્નાશાહ, | પોમાશાહ, | ગણાસાહ, | દશરથ | સોસા |
|---|---|---|---|---|
| ભાર્યા રજમલદે | ભાર્યા પાંચદે | ગુરાદ | દેવલદે | ભાવલદે |
| પુત્ર. શ્રીરંગ | પાટમદે | ગારવદે | દૂરમદે | સુપમાદે |
| | પુત્ર માણેકહીર | પુત્ર દશા | દેહલ | પુત્રનું નામ નથી. |

રાજસભાશૃંગારહાર, શત્રુંજયસપ્તમ તીર્થોદ્ધારક દોશી કરમા (શાહ) ભાર્યા કપૂરાદે, દ્વિ. કમલાદે, પુત્ર ભીષજી, (ભીખમજી,) પુત્રી બાઈ સોભાં, બાઈ સોના, બાઈ મના, બાઈ પ્રતા. આદિ સમસ્ત કુટુમ્બના શ્રેયાર્થે શત્રુંજયના મુખ્ય પ્રાસાદના ઉદ્ધારમાં આદિનાથ પ્રભુજીના બિંબની પ્રતિષ્ઠા કરી મંત્રી નરસીંહની સહાયતાથી પ્રતિષ્ઠિત શ્રીસૂરિભિઃ છે.

પુંડરીકસ્વામીનો લેખ ॐ॥ संवत १५८७ वर्षे वैशाख[ व ]दि श्री ओसवंशे वृद्धशाखायां दो० तोला भा० बाई लीलू सुत दो० रत्ना दो० पोमा दो० गणा दो० दशरथ दो० भोजा दो० करमा भा० कपूरदे । कामलदे पु० भीषजीसहितेन श्रीपुंडरीकबिम्बं कारितं ॥ श्री. ॥

આ લેખ મુખ્ય ટુંકમાં નવલખાજીના મંદિરની સામે પુંડરીકસ્વામી ઉપર છે

પ્રસિદ્ધ થયું છે. શ્રી પુંડરીક ગણધર તો ભરત ચક્રીના મોટા પુત્ર થાય છે. તેમણે શ્રી ઋષભદેવ પ્રભુજી પાસે પ્રથમ દીક્ષા લીધી અને પ્રથમ ગણધર બન્યા. તેમણે સવાક્રોડ શ્લોકનું શત્રુંજય માહાત્મ્ય બનાવ્યું હતું. શત્રુંજય માહાત્મ્યના આદિ કર્તા તેઓ છે.* અહીં રંગમંડપમાં રાધનપુરવાળા કમળશીભાઈ ગુલાબચંદે ઋષભદેવ પ્રભુના પાંચે કલ્યાણકના સુંદર ચિત્રો કરાવ્યાં છે. સાથે ચંદરાજા, સૂર્યકુંડ આદિ આદિને સૂચવનારા ચિત્રો ચિતરાવ્યાં છે.

મોટી ભમતી ત્રીજી પ્રદક્ષિણાની શ્રી પુંડરીકસ્વામીજીના દહેરાની ડાબી બાજુથી શરૂ થાય છે તે તીર્થખાતાના ઓરડા સુધી દહેરીઓ ૨૯, જેમા એક દહેરી ખૂણાની દારુ ભરવાની છે એટલે બાકી દહેરી ૨૮ માં પ્રતિમાજી ૧૬૦, પગલાં જોડ ૪, ગૌતમસ્વામીજીની મૂર્તિ ૧ આમાં ચોવીશીઓની પ્રતિમા એક ગણી છે.

રથખાનાની ઓરડી પાસે દેરાસરજી શિખરબંધી છે જેમાં પ્રતિમાજી ૧૪ છે. દહેરું શ્રી ઋષભદેવજીનું બે બારણાવાળું છે.

ઉપલા દેરાસરથી શ્રી અષ્ટાપદજીના દેરાસર સુધી દહેરી ૨૧ ગોખલા સુધ્ધાં છે. તેમાં પ્રતિમાજી ૪૮ અને પગલાં જોડી ૧.

### શ્રી ઋષભદેવજીનું દેહરૂં (શ્રી સીમંધરસ્વામીનું દહેરું)

આ દેહરામાં મૂલનાયક શ્રી ઋષભદેવજી ભગવાન્ છે પરંતુ જનતામા આ મંદિર "વર્તમાન કાલમાં મહાવિદેહ ક્ષેત્રમાં વિચરતા શ્રી સીમંધરસ્વામિનું દેહરૂં" એ નામથી પ્રસિધ્ધ છે પરન્તુ વાસ્તવિક રીતે એમ નથી આ મંદિર શ્રી ઋષભદેવજીનું જ છે. આ મંદિર મંત્રીશ્વર શ્રી વસ્તુપાલ તેજપાલે બંધાવેલું છે એમ કહેવાય છે.

પરન્તુ અત્યારે મૂલનાયક શ્રી ઋષભદેવજી છે. તેમાં ગાદીમાં લેખ છે. લેખ નીચે આપું છું. લેખનો ભાવાર્થ એટલો છે કે–

"સં. ૧૬૭૭માં માગશર શુદિ ૫ ને રવિવારે; વૃધ્ધશાખાના, ઓસવાલ જ્ઞાતીય, અમદાવાદનિવાસી શ્રાવક ચાંપશીએ કુટુમ્બ સહિત શ્રી આદિનાથ ભગવાનનું બિંબ બનાવરાવ્યું અને પ્રતિષ્ઠા તપાગચ્છીય જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિજીના પ્રશિષ્યના હાથે થઈ હશે પરન્તુ છેલ્લું નામ નથી વંચાતું.

**संवत् १६७७ वर्षे मार्गशीर्ष शुक्ल ५ रवौ वृद्धशाखायां श्रीओसवाल ज्ञातीय अहम्मदावादवास्तव्य सा० चेकर भार्या लाडकी सुत सा० मानसिंघ**

આમાં સંક્ષેપમા કુટુંબ પરિચય અને ૧૫૮૭માં વૈશાખ વદિ ૬ પ્રતિષ્ઠા કરાવ્યાનો ઉલ્લેખ છે.

*અત્યારે તો આપણી પાસે મહાપ્રભાવિક શ્રી ધનેશ્વરસૂરિજી મહારાજકૃત શ્રી શત્રુંજય માહાત્મ્ય વિદ્યમાન છે.

भार्या फूलां सुत चांपसी प्रमुख कुटुम्बयुतेन स्वश्रेयसे श्री आदिनाथस्वामि बिंबं कारितं प्रतिष्ठितं च तपागच्छे भट्टारक श्रीहेमविमलसूरि तत्पट्टालंकार भ० श्री आनंदविमलसूरि तत्पट्टधुराधुरंधर भ० श्री विजयदानसूरितत्पट्ट पूर्वाचलकमलबांधवस्वदेशनाप्रतिबोधित महामहिपतिविनिर्मितषण्णामासिक सर्व जीवाभयप्रदानप्रवर्तन श्रीशत्रुंजय, जीर्णयात्रीकरनिवर्तनादिजनित जाग्रतजिन-शासनप्रभाव भ० श्री हीरविजयसूरितत्पट्टपद्मपद्मीनिपति स्ववचनरचनाचातुरी चमत्कृतमहाराजाधिराजप्रदत्त सर्वदा गोवलीवर्द्ध महीष महीषीवधनि-वर्तनादि सुरत्राण × × ×

ઉપર્યુક્ત લેખ જોતાં એમ બની શકે ખરું કે પ્રથમ મહામંત્રીશ્વર વસ્તુપાલ તેજપાલે તો શ્રી સીમંધરસ્વામીનું મંદિર બંધાવ્યું હશે અને જીર્ણોદ્ધાર સમયે કારણવશાત્ મૂલનાયકજી બીજા પધરાવ્યા હશે એટલે મંદિરનું નામ શ્રી સીમંધરજીનું મંદિર કાયમ રહી ગયું છે.

આ મંદિરના ગભારા તથા રંગમંડપમાં મળીને કુલ ૪૬ પ્રતિમાઓ છે, માળ ઉપર ચૌમુખજી છે. મંદિરના રંગમંડપમાં શ્રી સરસ્વતીદેવી તેમજ વિજય શેઠ અને વિજયા શેઠાણીની મૂર્તિઓ છે તેમજ રંગમંડપ સામે ગોખલામાં અંબિકા* દેવીની મૂર્તિ છે.

આ દહેરામાં ઉત્તર તરફ ભંડારની તીજોરી વગેરે સામાન રહે છે.

## શ્રી અષ્ટાપદજીનું દહેરું

શ્રી અષ્ટાપદજીનું દહેરું એક, પ્રતિમાજી ૬૯, ગૌતમસ્વામીજીની મૂર્તિ ૧.

---

* અમકા નામની સ્ત્રી મિથ્યાતી સાસરામાં જૈન ધર્મ પાળતી હતી. શ્રાદ્ધના દિવસો-માં એક વખત ખીર કરેલી તે સમયે માસક્ષપણના પારણે તપસ્વી સાધુ મહાત્મા ગોચરી પધાર્યા તેમને ખીર વહોરાવી. પાણી ભરીને આવેલી સાસુને પાડોશણે ચાડી ખાધી. સાસુએ પણ ખીરની તપાસ કર્યા વિના વહુને ધૃષ્ટતાપૂર્વક તેણીના બન્ને પુત્રોને લઇ ઘર બહાર ચાલી નીકળવા કહ્યું. ક્રુદ્ધ સાસુએ વહુને કાઢી મૂકી. તેણીનો વર ઘેર આવતાં માતાએ જણાવ્યું-" તારી વહુએ આજ શ્રાદ્ધની ખીર પ્રથમ મુંડકાને આપી. " આથી છોકરો પણ વધારે ગુસ્સે થયો; પણ ઊંધા પાડેલ વાસણ ઉપાડીને જુએ છે તો ત્યાં સુપાત્રદાનના પ્રભાવે વિવિધ પ્રકારનાં દિવ્ય પક્વાનોથી ભરેલાં ઠામ જોયાં. આથી તે પોતાની વહુને તેડવા ખભે કુહાડી નાખી દોડી ગયો. અમકાને દીઠી. અમકાએ પણ પતિને કુહાડી લઈને આવતો જોઈ તે પોતાને મારી નાખશે એમ ધારી બન્ને બાલકો સાથે કુવામાં પડતું મૂક્યું. તેની પાછળ તેનો ધણી પણ પડ્યો. ધણી મરીને પાડો થયો; અમકા મરીને દેવી અંબિકા થઇ. આ દેખાવ મૂર્તિમાં આબેહુબ દૃશ્યમાન છે. આ અંબિકાદેવીની મૂર્તિને કેટલાક સચ્ચાઈકા દેવી પણ માને છે. આ મંદિરમાં એક બીજી પણ દેવીની મૂર્તિ છે જેની નીચે સં. ૧૨૭૧; આસરાજ પુત્ર લુણીગ આટલું વંચાયું છે.

આ દહેરું સિંહનિષદ્યા નામના ચૈત્યાકારે છે. બે, દશ, આઠ ને ચાર એ પ્રમાણે ચારે દિશાએ પ્રભુજીના સમનાસાવાળાં બિંબો છે. રાવણની વીણા વગાડતી તથા મંદોદરીની નૃત્ય કરતી મૂર્તિ દેખાડવામાં આવી છે. લબ્ધિવંત ગૌતમસ્વામીજીની પ્રતિમા પણ સ્થાપી છે. પગથીયામાં તાપસોને પણ ચીતરેલા છે.

અંગૂઠે અમૃત વસે, લબ્ધિતણો ભંડાર,
તે ગુરુ ગૌતમ સમરીએ, વાંછિત ફલ દાતાર:

ગૌતમસ્વામીજીના હાથે જેમણે દીક્ષા લીધી તે તમામ કેવલજ્ઞાન પામીને મોક્ષે ગયા. અષ્ટાપદજીના દહેરાથી રાયણ વૃક્ષના ખુણા સુધી દહેરી ૧૫, ગોખલા ૩, પ્રતિમાજી ૭૫ પગલાં જોડ ૧૯ તથા ગૌતમસ્વામીજીની મૂર્તિ છે.

## નવા આદીશ્વરજીનું દહેરું

આ દહેરૂં મૂળ મંત્રીશ્વર વસ્તુપાલ તેજપાળે બંધાવેલું છે પરંતુ હાલમાં તેમાં સુરતવાળા તારાચંદ સંઘવીએ ગયા સૈકામાં પ્રભુની પ્રતિષ્ઠા કરાવેલ શ્રી આદિનાથ પ્રભુની મૂર્તિ મૂળ નાયક તરીકે બિરાજમાન છે. ગયા સૈકામાં તીર્થપતિ મૂલનાયકજી શ્રી આદીશ્વરજી ભગવાનના દહેરામાં પ્રભુજીની નાસિકાના ટેરવા ઉપર વીજળી પડતાં નાસિકા ખંડિત થયેલી જાણી શ્રી સંઘે નહિ પૂજવાની મરજી કર્યાથી મૂલનાયકને ઉત્થાપન કરી તેમની જગ્યાએ નવા આદીશ્વરજીના બિંબને સ્થાપન કરવાનું ધાર્યું, તેથી આ ભવ્ય, મનોહર, વિશાલ ભાલવાળું નવું બિંબ લાવવામાં આવ્યું હતું. પરંતુ અધિષ્ઠાયકના ચમત્કાર સાથે "મા" એવો અવાજ આદેશ થવાથી તથા શ્રેષ્ઠીને સ્વપ્નામાં વળતા (પછીના) ઉધ્ધાર વિના નહીં ઉઠવાનું જણાવ્યાથી મૂલનાયકજીને ઉત્થાપન કરવાનું બંધ રહ્યું. નાકનું ટેરવું રૂપાનું કરાવ્યું તથા નવા બિંબને-શ્રી આદીશ્વરજીની નવી પ્રતિમાજીને વસ્તુપાલ તેજપાળે બંધાવેલા આ દહેરામાં પધરાવ્યા. આ દહેરૂં દાદાના દહેરે જતા ડાબા હાથ ઉપર છે એમાં પ્રતિમાજી ૫૧, પાષાણના સિદ્ધચક્ર ૨, પગલા જોડ ૧, તથા વિજય શેઠ વિજયા શેઠાણી તેમજ સમરાશાહ શેઠ શેઠાણીની મૂર્તિ જોડ ૨ છે.*

* અહીં મોટી ટુંકમાં કેટલેક ઠેકાણે શ્રાવકશ્રાવિકાની મૂર્તિ છે પરન્તુ ભાવિક શ્રાવકો તે મૂર્તિને વિજય શેઠ અને વિજય શેઠાણી તરીકે માને છે. વાસ્તવિક રીતે આ યુગલ મૂર્તિઓ મંદિર બંધાવનાર, જીર્ણોદ્ધાર કરાવનાર કે કોઇ મોટું કાર્ય કરી તીર્થપ્રભાવનામાં, શોભામાં ભાગ લેનાર શ્રાવક શ્રાવિકાની મૂર્તિઓ છે.

યદિ કોઇ ઇતિહાસપ્રેમી પ્રયત્નપૂર્વક આ યુગલમૂર્તિના લેખો પ્રકાશિત કરે તો ઇતિહાસમાં નવીન પ્રકાશ પડે તેમ છે. ગુજરાતના પ્રસિદ્ધ મંત્રી મુંજાલની મૂર્તિ અહીં છે. તેની નીચે લખ્યું છે **मं. मुंजाकेन** આવા બીજા લેખો પણ છે. ઉપર્યુક્ત નવા આદીશ્વરજીના દેહરામાં વિજય શેઠની મૂર્તિ નીચે. સં. ૧૪૫૪ ઓસવાલજ્ઞાતીય " આટલુ વંચાય છે.

બીજી મૂર્તિ સમરાશાહ અને તેમની પત્ની છે, જેમાં લેખ નીચે પ્રમાણે છે—

## શ્રી ઋષભદેવનું દહેરું

આ દહેરું ઉજ્જૈનવાળા પાંચ ભાઈઓએ બંધાવેલું હોવાથી પાંચ ભાઈના દહેરાના નામે ઓળખાય છે. આ દહેરું શ્રી પુંડરીકસ્વામીજીના દેરાસરના પગથિયા પાસે દક્ષિણ તરફ છે. એમાં પ્રતિમાજી ૧૫, ધાતુની પ્રતિમાજી ૧, દેવીની મૂર્તિ ૨, બહાર ગોખલામાં શ્રી હેમપ્રભ મુનિની મૂર્તિ છે.

## સહસ્રકૂટનું દહેરું

શ્રી મૂલનાયક આદિનાથજીના દહેરાની જમણી તરફ એટલે દક્ષિણ દિશાએ સહસ્રકૂટનું દહેરું છે. આ દહેરામાં આરસની એક ઊંચી ચોરસ પીઠિકામાં ચારે બાજુ નાના આકારના જિનબિંબો હજાર ઉપરાંતની સંખ્યામાં છે. પ્રતિમાજી ૧૦૩૫ છે.*

## સમવસરણનું દહેરું

પાટણવાળા સંઘવી શા. મોતીચંદે સંવત ૧૩૭૫ (૧૩૭૯)માં બંધાવ્યું હતું. તેની પાસે પાણીનું ટાંકું છે. મંદિરમાં પ્રતિમાજી ૭ તથા પગલાં જોડ ૨ છે. ટાંકાને લગતી ઉત્તર બાજુ તરફ ગોખલા ૩માં પ્રતિમાજી ૬, પગલાં જોડ ૧ છે. ઉત્તરદા બારણે ગોખલા ૪માં પ્રતિમાજી ૫ તથા પગલાં જોડ ૮ છે.

આ દહેરાના ઉગમણે બારણે ગોખલા ૪માં પ્રતિમાજી ૬ છે. દક્ષિણ બારણે ગોખલા ૫માં પ્રતિમાજી ૭ છે. પગલાં જોડ ૨ તથા આથમણે બારણે ગોખલા ૪માં પ્રતિમાજી ૫, પગલાં જોડ ૧ છે.×

---

॥ संवत् १४१९ वर्षे वैशाख शु. १० गुरौ संघपति देसलसुत संघपति समरा, समरा सगरा सं.सालिग, सा. साजन, सिंहाभ्याम् कारापितं प्रतिष्ठितं श्रीकक्कसूरिशिष्यैः श्रीदेवगुप्तसूरिभिः शुभं भवतु ॥

આવી જ રીતે સીમંધર પ્રભુજીના મંદિરમાં પણ જે વિજય શેઠ અને વિજયા શેઠાણીની મૂર્તિ છે તે પણ શ્રાવકશ્રાવિકાની મૂર્તિ છે.

તેમાં આટલું વંચાય છે.

"૧૩૭૧ મહા શુ. ૧૪ સોમ." પછી શ્રાવકશ્રાવિકાનાં નામ છે.

* આ સહસ્રકૂટના મંદિરમાં ૧૭૧૦ માં સુપ્રસિદ્ધ મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી ગણિએ પ્રતિષ્ઠા કરાવી છે. ત્યાં લેખ છે જેનો અન્તિમ ભાગ આ પ્રમાણે છે "××× शिष्योपाध्याय श्रीविनयविजयगणिभिः प्रतिष्ठितं श्रीरस्तु श्री शत्रुंजयमहातीर्थ कार्यकर पंडित श्री शान्तिविजयग. देवविजयग. मेघविजयग. साहाय्यतः सिद्धमिदं ×××"

× અત્યારનું આ સમવસરણનું મંદિર તો સં. ૧૭૯૪ માં બન્યાનો લેખ છે, પરન્તુ મંદિરમાં જે ત્રણ પરિકર છે તે પ્રાચીન છે અને તેમાં જુદા જુદા લેખો છે. સં. ૧૨૨૭, ૧૩૭૫ અને ૧૩૭૯ એટલે કાં તો આ પરિકર અહીં બીજેથી આવ્યાં હોય અથવા તો આ મંદિરજીમાં પાછળથી ફેરફાર થયો હોય.

## ચોમુખજીનું દહેરું

શ્રી પુંડરીકજીના દેરાસરના પગથીયા પાસે ઉત્તર તરફ ચોમુખજીનું દહેરું છે. આ દહેરું છેલ્લી ભમતીના છેડે, પુંડરીકજીના દહેરે જતાં પહેલાં આવે છે. તે ગંધારીયાવાળાનું બનાવેલું છે. મેડા ઉપર ચોમુખજી વગેરે પાષાણની પ્રતિમાજી ૭. આ દહેરાનું પશ્ચિમ તરફનું બારણું પૂરીને તેમાં હાલ પૂજા–આંગીનો સામાન રાખવામાં આવે છે. અહીં રૂપાનાં પંચતીરથ તથા સિધ્ધચક્ર છે. પ્રતિમાજી ૮, રૂપાની પ્રતિમાજી ૭, રૂપાનાં સિધ્ધચક્ર ૯, ધાતુના સિધ્ધચક્ર ૩ અને અષ્ટમંગલિક ૧ છે.

આની પાસે જ એક ખાલી દહેરું છે. આ દહેરું મંત્રીશ્વર વસ્તુપાલ તેજપાલે બંધાવેલું છે. તેમાં પ્રતિમાજી નથી તેથી તેમાં ઉપરની આંગીના હમેશના દાગીના રખાય છે.

શ્રી ગંધારીઆના ચોમુખજીના દહેરાની ફરતી જમણી તરફથી ડાબી તરફ સુધી દહેરીઓ ૧૯, ગોખલા ૨, સર્વપ્રતિમા ૯૭, પગલાં જોડ ૩ તથા દહેરા ૧માં ચોવીસ તીર્થંકરદેવની પરમપૂજ્ય માતાઓની પુત્ર સહિત મૂર્તિઓ છે.

રાયણવૃક્ષના ખૂણાથી તે ચૌદરતનના દહેરા સુધી દહેરી ૧૦, ગોખલા ૩, પ્રતિમાજી ૩૩, વિજય શેઠ અને વિજયા શેઠાણીની મૂર્તિ ગોખલામાં, તથા આરસ પહાણની ચોવીશી ૨ છે.

ચૌદ રતનના દહેરાથી તે ઠેઠ શ્રી પુંડરીકસ્વામીના દહેરાના ખૂણા સુધી દહેરી ૨૯માં પ્રતિમાજી ૯૩, ધાતુનાં સિધ્ધચક્ર ૧, પગલાં જોડ ૧, દેવીની મૂર્તિ ૧, વિજય શેઠ વિજયા શેઠાણીની મૂર્તિ, તથા ગોખલા ૧માં સાધુની મૂર્તિ ૩ છે.

**શ્રી સીમંધરસ્વામી ભગવાનના દહેરાસર ફરતી દહેરી તથા દહેરાં તેમજ ગોખલા વિગેરેની વિગત—**

ગોખલો ૧: શ્રી સીમંધરસ્વામી ભગવાનના દહેરાની પાછળ: અજમેરવાળાએ બંધાવેલો પ્રતિમાજી ૨ છે.

સુરતવાળા શેઠ ભુખણદાસ જગજીવનદાસે સંવત ૧૮૨૦ મા બંધાવેલું દહેરું, ૧: મુલનાયકજી શ્રી આદિનાથજી ભગવાન, પ્રતિમાજી ૧૪ છે.

શા. મંગળજીએ સંવત ૧૮૧૦માં બંધાવેલી દહેરી ૧: મૂલનાયકજી શ્રી પદ્મપ્રભુજી, પ્રતિમાજી ૪ છે.

સાંકળીબાઈનું દહેરું ૧: મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથ ભગવાન, પ્રતિમાજી છે.

શ્રી સહસ્રફણાપાર્શ્વનાથ ભગવાનનું દહેરું ૧, પ્રતિમાજી ૧૭ છે.

સંવત ૧૮૨૯માં બંધાવેલી દહેરી ૧માં પ્રતિમાજી ૫ છે.

દહેરી ૧: શ્રી ગૌતમસ્વામીજી વગેરે પ્રતિમાજી ૫ તથા પગલાં જોડ ૧ છે,

દહેરી એક પગલાં જોડ ૩ છે.

દહેરી ૧ શ્રી અજિતનાથજી ભગવાનની પ્રતિમાજી ૫ છે.

દક્ષિણ તરફના બારણાની શ્રી આદિનાથજી ભગવાનની દહેરી ૧ પ્રતિમાજી ૨: પગલાં જોડ ૧ છે.

પાંચભાઇના દહેરાને લગતી ઉગમણી તરફ દહેરી ૧, અમદાવાદનાં બાઇ ઉજમબાઇ સ્થાપિત પ્રતિમાજી ૩ છે.

અમદાવાદવાળા બાજરીયાનું દહેરૂં ૧, પ્રતિમાજી ૧૫ છે.

### બાજરીયાના દહેરા ફરતાં દહેરા-દહેરીઓની વિગત

સંવત્ ૧૮૭૩ માં બંધાવેલી દહેરી ૧, પ્રતિમાજી ૭ છે.

સુરતવાળા શેઠ જગન્નાથદાસ લાલદાએ સંવત ૧૮૨૬ માં બંધાવેલું દહેરું ૧ મુલનાયકજી શ્રી શાંતિનાથજી ભગવાન્ પ્રતિમાજી ૯ છે.

તેની પાછળ સંવત ૧૮૨૬ માં બંધાવેલી દહેરી ૧, તેમાં પ્રતિમાજી ૮, પગલાં જોડ ૫, ભાણા લીંબડીવાળા પ્રતિષ્ઠિત પ્રતિમાજી ૮ છે.

પશ્ચિમ બારણે મેરુશિખરની રચનાવાળા દહેરામાં પ્રતિમાજી ૧૨ છે.

નવા આદીશ્વરજીના દહેરાની ઉત્તર તરફના બારણાની આસપાસ દહેરી ૨, ઉગમણી તરફની દહેરીમાં પ્રતિમાજી ૭, પશ્ચિમ તરફની દહેરી ૧, સંવત ૧૮૧૦ ભાણા વસ્તાએ બંધાવેલી, મુલનાયકજી શ્રી આદિનાથજી ભગવાન્, પ્રતિમાજી ૧૧ છે

ચોકમાં દાદાજીનાં પગલાં જોડ ૧ છે.

પાસે દહેરી ૧ શ્રી પાર્શ્વનાથજીની, પ્રતિમાજી ૩ છે.

પાસે પાદુકાની છત્રી ૧ માં પગલાં જોડ ૧ છે.

પાસે દહેરી ૧ માં પ્રતિમાજી ૩ પગલાં જોડ ૪ છે.

પાસે ચોતરા ઉપર પગલાં જોડ ૩૪ છે,

નવા આદીશ્વરજીના ઉગમણે બારણે દહેરી ૧ પ્રતિમાજી ૫ છે.

દક્ષિણ બારણા તરફ ચોમુખની છત્રી ૩, પ્રતિમાજી ૧૨ છે.

સહસ્રકૂટના દહેરાના ઓસારમાં ગોખલા ૨, ઉગમણા તથા દક્ષિણ તરફ પ્રતિમાજી ૨ છે.

સહસ્રકૂટની દક્ષિણ તરફ સંવત ૧૮૧૦ માં બંધાવેલી દહેરી ૧. મૂલનાયકજી, શ્રી આદિનાથ ભગવાન્ પ્રતિમાજી ૫ છે.

એ દહેરાની પાસે શ્રી રામચંદ્રજીની મૂર્તિ તથા તળે પગલાં જોડ ૨ તથા દેવીની મૂર્તિ ૧ છે.

તેની પાસે ચોમુખજીની છત્રી ૨, તેની પ્રતિમાજી ૮ છે

સહસ્રકૂટની આથમણી તરફ દહેરી ૧ પ્રતિમાજી ૩ છે.

એ દહેરાને લગતા ગોખલા ૭ મા પ્રતિમાજી ૬ પગલાં જોડ ૧૧ છે.

સહસ્રકૂટની પાસે કુસલબાઇના ચોમુખજીનુ દહેરું પ્રતિમાજી ૬ છે.

એ દહેરા ફરતા ગોખલા ૮ માં પ્રતિમાજી ૧૫ છે.

## શ્રી રાયણપગલાનું દેહરૂં

પશ્ચિમ તરફ રાયણપગલાનું દહેરૂં છે, આ પગલાં દાદાજી શ્રી આદીશ્વર ભગવાનનાં છે. શ્રી ઋષભદેવજી ભગવાન દીક્ષા લીધા પછી-પૂર્વ નવાણું વાર આવી આ તીર્થાધિરાજ ઉપર સમવસર્યા છે તે આ ઠેકાણે જ. આ ગિરિરાજની જેમ આ રાયણ પણ પ્રાયઃ શાશ્વત ગણાય છે. આ પગલાં ઉદ્ધારવાળા કરમાશા શેઠે સંવત ૧૫૮૭ માં વૈશાક વદ ૬ ના દિવસે પધરાવેલા છે. આરસની કમાનદાર નકસી-વાળી સુંદર દહેરી છે. અંદર ભીંતે સુંદર આરસપહાણમાં સુશોભિત દેખાય તે રીતે સમેતશિખરજી આળેખેલ છે જે અમદાવાદવાળા શેઠ દલપતભાઈ ભગુભાઇએ કરાવેલ છે. બહાર બાજુમાં જ નાના મોરની મુર્તિ ચુનાની છે.

રાયણ વૃક્ષની નીચે બે ચોતરા ઉપર, વચમાં ઘુમટીઓની અંદર, છૂટા પગલાં, ચૌમુખજી ૧૮, છૂટી પ્રતિમાજી ૨૫, કુલ પ્રતિમાજી ૭૨ તથા પગલાં જોડ ૧૮૨ છે. રાયણ પગલાના દહેરાની જમણી તરફ નમિવિનમિ તથા પાચ પાંડવોની દહેરી છે તથા બીજી દેરીઓ પણ છે.

## ગણધર મંદિર

શ્રી આદિનાથજીના દહેરાની ડાબી તરફ ગણધર પગલાનું દહેરૂં છે. આ દહેરૂ મુલનાયકજીના દહેરાની ડાબી બાજુ પર છે. તેમાં ચોવીશ પ્રભુજીના કુલ ગણધર ચૌદસેં બાવનની પાદુકા જોડી દહેરામાં એક પરસાળ બાંધી તે ઉપર સ્થાપેલ છે. ચોવીસ પ્રભુજીનાં પગલાં જોડી પણ સ્થાપેલ છે. તે સિવાય પ્રતિમાજી ૮, તથા પગલાં જોડ ૨૪ છે.

**ચૌદરતનનું દહેરૂં** જેમાં સુંદર એક જ સરખા આકારની ભવ્ય ૧૪ મૂર્તિઓ છે.

ગણધર પગલાંના દહેરાની તથા ચૌદરતનના દહેરાની વચ્ચે ચૌમુખજીની ઘુમટી ૧ માં પ્રતિમાજી ૪ છે.

**સંપઇજિનનું દહેરૂં.** આ દહેરામાં વર્તમાન ચોવીશી અને વીશીના પ્રભુના ( ભરતક્ષેત્રે ૨૪, મહાવિદેહે ૨૦ ) બિંબો પધરાવેલા છે. આ દહેરાને મૂળાજીના મંડપવાળું દહેરૂ કહે છે. આ દહેરામાં ખંડિત બિંબનુ ભોયરૂં છે. પ્રતિમાજી ૪૪ છે.

મુલાજીના મંડપના ઉત્તર બારણે ગોખલા ૩ માં પ્રતિમાજી ૩ છે. સામા પાણીના ટાંકા ઉપર પગલા જોડ ૧૨ છે.

સમેતશિખરજીનું દહેરૂં આ દહેરાને જાળીવાળી વતી ચારે બાજુ ભીંટીને બારણા મૂક્યાં છે. અહીં વીસ પ્રભુજીની પ્રતિમા તથા નીચે પગલા સ્થાપન કર્યા છે. પ્રતિમાજી ૨૬, પગલા જોડ ૨૦.

### ત્રણ ભમતીની વિગત×

દાદાને પ્રદક્ષિણાની મોટી ત્રણ ભમતીમાં કુલ દહેરી ૨૩૪ થાય છે. ઉપર લખ્યા પ્રમાણે રતનપોળના દહેરાં દહેરીઓ ઉપરાંત મહાન્ પૂર્વાચાર્યોની કેટલીક પ્રતિમાઓ તેમજ અર્વાચીન સમયના મહાન્ વિદ્વાન્ ધર્મધુરંધર ન્યાયાંભોનિધિ શ્રી વિજયાનંદ-સૂરીશ્વરજી ઉર્ફે આત્મારામજી મહારાજની ભવ્ય મનોહર પ્રતિમા છે. ચોરાશી ચોવીશી સુધી જેમનાં નામોનાં ગુણગ્રામ થશે એવા વિજય શેઠ અને વિજયા શેઠાણીની મૂર્તિઓ, શ્રી ગૌતમસ્વામીજીની, સર્પ મયૂરની, શ્રી રામચંદ્રજીની, પ્રતાપવંત દેવીઓની મૂર્તિઓ વગેરે રતનપોળમાં છે, તેમનાં દર્શન થાય છે તેમજ ભોંયરામાં ખંડિત થયેલી પ્રતિમાજી વગેરે ઘણું જોવાનું મળે છે. તેમજ ત્યાં કૂવાવાળા એલે કે તેની પાછળ નહાવાની સુંદર જગ્યા છે; ત્યાં યાત્રાળુઓનાં કપડાં વગેરેની દેખરેખ રાખનાર ચોકીનો બંદોબસ્ત છે. કેસરસુખડનો ભંડાર પણ ત્યાં જ આવેલો હોવાથી તે નિમિત્તના પૈસા નાખનારને સુગમ પડે છે.

× ત્રણ પ્રદક્ષિણા આ પ્રમાણે છે.

૧. શ્રી મૂલનાયકજી આદીશ્વર દાદના દર્શન કરી, મંદિર બહારની દહેરીઓ તથા શ્રી નવા આદિશ્વરજી; સહસ્રકૂટ મંદિર તથ મૂલ મંદિરની દેહરીઓ, રાયણ પગલે, મૂલ-મંદિરની દેહરીઓ, મૂલમંદિરની પાછળની તથા બાજુની દેરીઓ, અને સીમંધર સ્વામિ તથા મૂલમંદિરની બહારની દેરીઓ, વગેરેનાં દર્શન કરી રંગમંડપમાં આવી મૂલ-નાયકજીના દર્શન કરે.

૨. નવા આદીશ્વરજીનાં તથા નવા આદીશ્વરજીના મંદિરની બહાર પાસે જ પાદુકાઓ અને પાંચ ભાયાના મંદિરની પાસે જે નાનો રસ્તો જાય છે ત્યાંથી મેરૂ ગિરિરાજ, દેહરીઓ, સમ્મેતશિખરજી, ગુરૂપાદુકાઓ, અનુક્રમે રાયણ પગલે દર્શન કરી, ત્યાંથી સામે ગણધર પગલે; દેહરીઓ ત્યાંથી સહસ્રફણા પાર્શ્વનાથજીના દર્શન કરી રંગમંડપમાં આવે અને દાદાનાં દર્શન કરે.

૩. ત્યાંથી પાંચ ભાયાનું મંદિર; ભાખરીયાનું મંદિર, શ્રી નેમનાથજીનું મંદિર ત્યાંથી દક્ષિણ તરફની બધી દેહરીઓ; વીશ વિહરમાન; અષ્ટાપદજી, ત્યાંથી બધી દેહરીઓ; રાયણની ત્રણ પ્રદક્ષિણા તથા રાયણ પગલે ચૈત્યવંદન, નમી વિનમી. ચોકરતન ત્યાંથી ઉત્તર તરફની દરેક દેરીએ; ચૌમુખ શાન્તિનાથજી અને પુંડરીક સ્વામિજી ચૈત્યવંદન કરી રંગ મંડપમાં અને પછી મૂલ ગંભારામાં ચૈત્યવંદન કરે.

આ રીતે આ મોટી ટુકના મૂલનાયક, તીર્થાધિરાજનાં દર્શન થાય છે.

દરેક મહાનુભાવ સદ્ગૃહસ્થોએ હાથ જોડી દરેક મંદિરો અને દહેરીઓમાં "नमो जिणाणं" બોલવું.

શ્રી શત્રુંજયની જયતળેટી : એક દશ્ય

શત્રુંજય ઉપર રથયાત્રાનો વરઘોડો
ચડાવવામાં આવે છે તે સમયનુ એક દશ્ય

શ્રી શત્રુંજય

મુખ્ય જિનાલયનું ભવ્ય દશ્ય

મોતીશા શેઠની ટૂંકનો મુખ્ય જિનપ્રાસાદ

રાયણ પગલાંની દેરી

વાઘણ પોળની અંદરથી રતનપોળ સુધીના દહેરા–દહેરી પ્રતિમા–પાદુકાની એકંદર સંખ્યાનો કોઠો નીચે મુજબ

| વિમળવશી. | દહેરાં | દહેરી | પાદુકા જોડી |
|---|---|---|---|
| | ૩૪ | ૫૯ | ૨૦૯ |
| પ્રતિમા | ૧૧૩૪ | ૩૧૭ | |
| રતનપોળ દહેરાં | ૨૬ | ૨૩૪ | પાદુકા જોડ |
| પ્રતિમા | ૧૯૨૧ | ૧૩૯૪ | ૧૬૬૭ |

નરશી કેશવજી દહેરાં ૨ : દેહરી ૭૦ કુલ પ્રતિમા :૭૦૦: પાદુકા જોડી. ૨.

મોટી ટૂંક–દાદાની ટુંકમાં એકંદર ૬૦ દહેરાં, ૨૯૩ દહેરીઓ ૪૭૯૬ પ્રભુની પ્રતિમાજી છે. તેમાં નરસી કેશવજીના ઉમેરતાં પ્રતિમાજી ૫૪૬૬ થાય છે, દહેરાં ૬૨, દહેરી ૩૬૩ થાય છે, પગલાં જોડ ૧૮૭૩ થાય છે.

અહીં દરેક સ્થાને જે પ્રતિમાજી તથા પાદુકા વગેરે આપ્યાં છે તે અનુમા નથી છે; કરણકે દરેક દેરીઓમાં પ્રતિમાજી વધ્યાં જાય છે એટલે જે કાંઇ વધઘટ થઇ હોય; અને ભૂલથી કોઇ મંદિર, દેહરી રહી ગયેલ હોય એ પણ બનવા જોગ છે. આપણાં તો દરેક જિનબિંબોને ભાવથી ત્રિકાલ ક્રોડો વાર વંદન હો.

નરશી કેશવજીની ટુંકનો વહીવટ ધણી પોતે કરે છે.

દાદાની ટુંકનો વહીવટ શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી કરે છે. આખા તીર્થની તથા તીર્થભૂમિની દેખરેખ એ સુપ્રસિધ્ધ પેઢી બાહોશ મુનીમના સાથ તળે સંખ્યાબંધ મહેતા, નોકરો, સીપાઇઓ, ઇન્સ્પેકટર આદિ દ્વારા ઉત્તમ પ્રકારે કરે છે.

## મોતીશા શેઠની ટુંક

રામપોળથી બહાર નીકળતાં થોડે દૂર જતાં નવ ટુંકમાં જવાનો રસ્તો–બારી આવે છે. તેમા સૌથી પહેલાં શેઠ **મોતીશા**[1] ની ટુંક આવે છે.

આપણે જે મોટી ટુંકનું વર્ણન વાંચી ગયા તે ટુંકની સામે જ–એક બીજું ગિરિરાજનું શિખર છે. ત્યા અમદાવાદના નગરશેઠ હેમાભાઇએ અઢળક ધન ખર્ચી હેમાવસી બંધાવી હતી. એક વાર હેમાભાઇ શેઠ નવી બંધાતી પોતાની ટુંકનું નિરીક્ષણ કરવા આવેલા હતા. આ વખત મુંબઇના ધર્મવીર, દાનવીર અને કર્મવીર શેઠ મોતીશાપણ યાત્રાર્થે આવેલા હતા. તેઓ પણ શેઠ હેમાભાઇ સાથે ટુંક જોવા આવેલા. ત્યા તેમણે સામે જ મોટી ટુંક જોઇ અને પહાડના બન્ને શિખરને અલગ પાડનાર ખાઇ જોઇ. તમને થયું કે આ ખાઇ પુરાવી નાખી હોય તો બન્ને

---

૧. મોતીશા શેઠે મુંબઇમાં ભાયખાલાનું મંદિર બધાવ્યું, અગાશીમા મંદિર બંધાવ્યું અને બીજાં પણ ઘણા મંદિરો બધાવ્યા છે.

શિખરો જોડાઇ જાય અને એક સુંદર દેવનગર બની શકે. આ વાત તેમણે પોતાના મિત્ર શેઠ હેમાભાઇ, શેઠ હઠીસિંહ વગેરેને કરી. મિત્રોએ આ વાત તદ્દન અશક્ય બતાવી તેમજ પૂર્વે થયેલા મોટા મોટા રાજા-મહારાજાઓ અને શ્રીમંતો પણ આ કામ કરાવી શક્યા નથી પછી તમારાથી કેવી રીતે બની શકશે? પણ શેઠ મોતીચંદ મક્કમ વિચારના હતા હિન્દ અને હિન્દ બહાર ધમધોકાર તેમનો વ્યાપાર ચાલતા અને ધનની કમી ન હતી. તેમણે કહ્યુ મારે ત્યાં સિસાની પાટો અને સાકરના કોથળા છે તેનાથી આ ઊંડી ખાઇ ભરી દઇ ઉપર નલિનીગુલ્મ વિમાનના આકારનું સુંદર મંદિર બંધાવવું છે. શેઠે પોતાના વચન પ્રમાણે ચાર વર્ષના ભગીરથ પ્રયત્ન પછી અઢળક ધન ખર્ચી તે ખાડો પુરાવી દીધો. અને વિ. સં. ૧૮૯૨ માં મંદિરનું ખાત-મુહુર્ત કર્યું. તેમની ઇચ્છા હતી કે મારા હાથે જ પ્રતિષ્ઠા કરું પણ ભાવિના ગર્ભમાં શુ છે તે કોણ જાણી શકે તેમ હતું? શેઠના મંદિરજીની આસપાસ અમદાવાદવાળા શેઠ હઠીસિંહ કેસરીસિંહે, અમરચંદ દમણીએ, મોતીશા શેઠના દિવાન શેઠ પ્રતાપમલ્લજીએ (શેઠના મામા), શેઠ વીરચંદ ભાઇચંદ ઘોલેરાવાળા, પારેખ ડીકાભાઇ, ફૂલચંદ, નાનજી ચીનાઇ, ગગલભાઇ, પ્રેમચંદ રંગજી, તારાચંદ નથુ, જેઠા નવલશા શેઠ કરમચંદ પ્રેમચંદ, પારેખ સ્વરૂપચંદ હેમચંદ, જેચંદ પારેખ વગેરેના મળીને મોટાં સોળ દહેરાસર તે જ વખતે બંધાયાં હતા.

મંદિરજીની પ્રતિષ્ઠા પહેલા જ શેઠ મોતીશા સ્વર્ગવાસી થયા. ત્યારબાદ તેમના પુત્ર ખીમચંદશેઠ મોટો સંઘ લઇને સિધ્ધાચલજી આવ્યા. કહે છે કે આ વખતે બાજા બાવન સંઘવીઓ સાથે હતા. સં. ૧૮૯૩ ના મહા વદ બીજે આ ભવ્ય મંદિરમાં શ્રી ઋષભદેવ પ્રભુની પ્રતિષ્ઠા થઇ તે વખતનો અંજનશલાકા પ્રતિષ્ઠાનો વિધિવિધાન ઉત્સવ બહુ જ રમણીય અને દર્શનીય હતો. ત્યાર પછી આવો અપૂર્વ ઉત્સવ પાલીતાણે થયા નથી એમ જનતા કહે છે. મોતીશા શેઠના આ ઉત્સવને કવિરાજશ્રી વીરવિજયજીએ મોતીશાહશેઠનાં ઢાળીયાં બનાવી અમર કરેલ છે.

આ મંદિર ત્રણ માળનું સુંદર અને વિશાલ છે. ટુંકને ફરતો વિશાલ, ચાર કોઠાવાળો કોટ છે. બે બાજુ પોળ બનાવી વચ્ચે એક બારી મૂકેલી છે જેનો રસ્તો સીધો મોટી ટુક તરફ જાય છે.

૧. મુખ્ય મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૮૯૩ ના મહા વદ બીજે શેઠના સુપુત્ર ખીમચંદ ભાઇના હાથે મૂલનાયક શ્રી ઋષભદેવજી છે. આ સિવાયના તે વખતના બનેલાં ૧૫ મોટા મંદિરોનો પરિચય નીચે પ્રમાણે છે.

૨. શ્રી પુંડરીકસ્વામીનું દેહરું શેઠે જ બંધાવ્યું છે. તેની પ્રતિષ્ઠા પણ ૧૮૯૩ માં જ થઇ છે.

૩. ધર્મનાથ પ્રભુજીનું દેહરું-અમદાવાદના દાનવીર શેઠ હઠીસિંહ કેસરીસિંગે બંધાવ્યું છે.

૪. ધર્મનાથજીનું મંદિર—મોતીશા શેઠના દિવાન અમરચંદ દિવાને આ મંદિર બંધાવ્યું છે. આ મંદિરમાં મૂળનાયકજીની ભીંતે માણેક રતનના બે સાથીયા જડેલા છે.

૫. ચોમુખનું દેહરું—મોતીશા શેઠના મામા શેઠ પ્રતાપમલ્લ જોઇતારામે આ મંદિર બંધાવ્યું છે.

૬. ચોમુખનું દહેરું—ધોલેરાવાળા શેઠ વીરચંદભાઈએ[૨] આ મંદિર બંધાવ્યું છે.

૭. ઋષભદેવનું મંદિર—ઘોઘાવાળા પારેખ ફીકાભાઈ[૩] વજેચંદે આ મંદિર બંધાવ્યું છે.

૮. ચૌમુખજીનું દેહરું—માંગરોળવાળા નાનજી ચીનાઈએ બંધાવ્યું છે.

૯. શ્રી પ્રભુનું દેહરું—અમદાવાદવાળાં ગુલાલબેને આ મંદિર બંધાવ્યું છે.

૧૦. „ „ પાટણવાળા શેઠ પ્રેમચંદે બંધાવ્યું છે.

૧૧. પાર્શ્વનાથજીનું દહેરું—સુરતવાળા શેઠ તારાચંદ નથુભાઈએ બંધાવ્યું છે.

૧૨. ગણધર પગલાંનું દેહરું સુરતવાળા શેઠ ખુશાલચંદ તારાચંદે બંધાવ્યું છે.

૧૩ સહસ્રકૂટનું દેહરું—મુંબઈવાળા શેઠ જેઠાભાઈ નવલાશાહે આ મંદિર બંધાવ્યું છે.

૧૪. શ્રી પ્રભુનું દેહરું—આ મંદિર કરમચંદ પ્રેમચંદે બંધાવ્યું છે. તેઓ દિવાન અમરચંદજી દમણીના કાકા થતાં હતા.

૧૫. શ્રી પ્રભુજીનું દેહરું—ખંભાતવાળા પારેખ સ્વરૂપ હેમચંદે આ મંદિર બંધાવ્યું

૧૬ શ્રી પ્રભુંજીનું દેહરાસર–પાટણવાળા શેઠ જેચંદભાઈ પારેખે આ મંદિર બંધાવ્યું.

આ રીતે આ ટુંકમાં કુલ ૧૬ મોટા મંદિરો ગોળ રાઉન્ડમાં આવેલા છે તેની ફરતી ૧૨૩ દેરીઓ છે. આથી આખી ટુંક બહુ જ મનોહર અને દર્શનીય લાગે છે. આ ટુંકમાં વચલી બારીમાં નાકે એક ગોખલામાં તપાગચ્છાધિરાજ મહાપ્રતાપી

---

૧. જેમણે અમદાવાદમાં હઠીભાઈની વાડીનું પ્રસિદ્ધ મંદિર બંધાવ્યું છે તેમજ ત્યાં પણ મૂલનાયક શ્રી ધર્મનાથ પ્રભુજી છે. આ મંદિરમાં સુંદર કોરણી અને ઉત્તમ શિલ્પ છે. અમદાવાદમાં આ એક બહુ જ દર્શનીય અને પ્રસિદ્ધ મંદિર ગણાય છે. આ સિવાય તેમણે ઘણાંયે જીનમંદિરો અને ધર્મશાળાઓ બંધાવી છે.

૨. આ શેઠજીએ ગિરિરાજ નીચે જતાં તલાટીમાં ડાબી બાજુનો મંડપ બંધાવ્યો છે.

૩. તેમણે મુંબઈમાં પાયધુની પર સુપ્રસિદ્ધ ગોડીજીની ચાલી અને ગોડીજીનું મંદિર બંધાવવામાં ઘણો જ સારો સહયોગ આપ્યો હતો.

શ્રી મૂલચંદજી મહારાજની ભવ્ય મૂર્તિ બિરાજમાન છે.[1]

તેમજ મૂળ મંદિરની ડાબી તરફ એક સુંદર દેરીમાં તપાગચ્છાધિરાજ શ્રી મૂલચંદજી મહારાજના પટ્ટધર મહાપ્રતાપી બાલબ્રહ્મચારી આચાર્ય શ્રી વિજય-કમળસૂરીશ્વરજીની મૂર્તિ છે. તેમની પાસે જ તેમના પટ્ટધર આ. શ્રી વિજય-કેશરસૂરિજીની મૂર્તિ છે.

અંદર એક કુંડ છે. બારીએથી તે એક વાવ જેવો દેખાય છે. કુંડના છેડા તરફ કિલ્લાની ઓથે ગાળાની અધિષ્ઠાયિકા કુંતાસર દેવીની[2] મૂર્તિ છે.

આ સિવાય આ ટુંકમાં રાયણ પગલાં છે, ગણધર પગલાં પણ છે તેમજ ઘણાં મંદિરોમાં મંદિરો બંધાવનાર શેઠ-શેઠાણીઓની મૂર્તિઓ છે. મોતીશા શેઠ અને શેઠાણીની મૂર્તિ પણ સરસ છે.

## બાલાભાઈની ટુંક ઉર્ફે બાલાવસી

આ ટુંક ભાવનગર પાસેના પુરાતન ઘોઘાબંદરનિવાસી શેઠ દીપચંદભાઈ[3] કલ્યાણજીએ સં. ૧૮૯૩માં લાખો રૂપિયા ખર્ચીને બંધાવેલ છે. ટુંકને ફરતો વિશાલ કોટ છે. દીપચંદ શેઠનું બાલ્યાવસ્થાનું નામ બાલાભાઈ હતું. મોટા થવા છતાંયે તેઓ બાલ્યાવસ્થાના નામથી જ પ્રસિદ્ધ રહ્યા. આ ટુંકમાં નીચે પ્રમાણે મંદિરો છે—

૧. શ્રી ઋષભદેવજીનું મંદિર—શેઠ બાલાભાઈએ ૧૮૯૩માં બંધાવ્યું છે,

૨. પુંડરીકજીનું મંદિર— " " " "

---

૧ 'સિદ્ધાચળનું વર્ણન' નામના પુસ્તકમાં આ મહાપુરુષની મૂર્તિનો પરિચય નીચે પ્રમાણે આપેલ છે. "વચલી બારીમાં નાકે એક ગોખ કાચના બારણાનો છે. તેમાં ચંદ્રકુલશિરોભૂષણ મહાપ્રતાપવંત ગણિ મહારાજ શ્રી મુક્તિવિજયજી ઉર્ફે મૂલચંદજી મહારાજની આબેહૂબ મૂર્તિ પધરાવી છે. આ મુનિરાજ આખા ગુજરાત-કાઠિયાવાડના ભવ્ય જીવોના મહાન્ ઉપકારી શાસનવૃદ્ધિ પમાડનાર શુદ્ધ સંવિજ્ઞ, અઠંગ વિદ્વાન્ સં. ૧૯૪૫ માં થઈ ગયા છે. તેઓ મુનિરાજ વૃદ્ધિચંદજી, નીતિવિજયજી અને આત્મારામજી મહારાજના મોટા ગુરુભાઈ હતા.

( સિદ્ધાચળનું વર્ણન, પૃ. ૮૯ )

તેમના સમયમાં જૈન શાસનના તેઓ રાજા ગણાતા હતા. સુપ્રસિદ્ધ આચાર્ય શ્રી વિજયાનંદસૂરિજી મહારાજે પણ તેમને અંજલિ આપતાં "મુક્તિગણિ સંપ્રતિ રાજા" નું ગૌરવભર્યું માન આપ્યું છે. સં. ૧૯૪૫ માં એમનું સ્વર્ગગમન થયું.

૨ અહીંનો ખાડો કુંતાસરનો ખાડો એવા નામથી પ્રસિદ્ધ હતો એટલે તેના અધિષ્ઠાયકને અહીં બેસાર્યાં છે.

૩ આ બાલાભાઈ શેઠે મુંબઈમાં પાયધુની ઉપર ગોડીજીની વિશાલ ચાલી અને ગોડીજીનું મંદિર બંધાયું તેમાં સારો સહયોગ આપ્યો હતો.

૩. ચૌમુખજીનું મંદિર-સં. ૧૯૦૮માં મુંબઈવાળા શેઠ ફતેહચંદ ખુશાલદાસે બંધાવ્યું છે.

૪. વાસુપૂજ્યજીનું મંદિર-સં. ૧૯૧૬માં કપડવંજવાળા શેઠ મીઠાભાઇ ગુલાબચંદે બંધાવ્યું છે.

૫. શ્રી પ્રભુજીનું મંદિર-ઇલોરવાળા માનદચંદ વીરજીએ આ મંદિર બંધાવ્યું છે.

૬. શ્રી પ્રભુજીનું મંદિર-આ મંદિર પુનાવાળાએ બંધાવ્યું છે.

## અદ્ભુત-આદિનાથજીનું મંદિર

આખા ગિરિરાજ ઉપર આ એક અદ્ભુત વિશાલ મૂર્તિ છે. આ પ્રતિમાજી ૧૮ ફૂટ ઉંચી છે અને એક ઘુંટણથી બીજા ઘુંટણ સુધીમાં ૧૪ા ફૂટ પહોળી છે. ઉપરની ટુંકને મથાળે પોણોસો પગથિયાં ઊંચે આ મંદિર આવે છે. જેમાં ૧૬૮૬ માં ધરમદાસ શેઠે શ્રી ઋષભદેવ પ્રભુની પાંચસે ધનુષ્યની કાયાના નમુનાના પ્રમાણમાં ડુંગરમાંથી જ મૂર્તિ કોતરાવીને અંજનશલાકા પ્રતિષ્ઠા આદિ કરાવેલ છે. આ મંદિર ફરતો કોટ હમણાજ કરાવી લીધો છે. આ દેહરાથી ગિરિરાજનાં બધા ઉત્તુંગ શિખરો જિનમંદિરની ધ્વજાઓથી વિભૂષિત દેખાય છે. લગભગ આખા ગિરિરાજનું અપૂર્વ દૃશ્ય આપણને અહીંથી બહુ જ સરસ દેખાય છે. દેવનગરનું દર્શન અહીં પૂરેપૂરું થાય છે. આ વિશાલ જિનમૂર્તિને કેટલાક લોકો અદબદજી પણ કહેતા. આ મૂર્તિને મસ્તકે પૂજા કરવા નીસરણી રાખેલી છે. અને મૂલનાયકજીની પ્રતિષ્ઠાના દિવસે વૈશાખ વદિ ૬ને દિવસે નવાંગ પ્રક્ષાલ, પૂજા આદિ બહુ જ સુંદર રીતે થાય છે. આ ઋષભદેવ પ્રભુની મૂર્તિ બહુ જ અદ્ભુત અને દર્શનીય છે.

## પ્રેમચંદ મોદીની ટુંક ઊર્ફે પ્રેમાવસી

આ [1]ટુંક બંધાવનાર શેઠ અમદાવાદના નિવાસી હતા. સં. ૧૮૩૭માં સંઘ લઇ પાલીતાણે આવ્યા હતા. ગિરિરાજનાં ઉપર મંદિરો બંધાતાં જોયાં અને સાથે જ હાથી પોળમાં નવાં મંદિર બંધાવવાની બંધી પણ વાંચી. તેમની ઇચ્છા ગિરિરાજના ઊંચા શિખર પર ટુંક બંધાવવાની હોવાથી મરૂદેવા ટુંક ઉપર સુંદર ટુંક બંધાવી અને ૧૮૪૩માં સંઘ લઇ પુનઃ આવ્યા અને પ્રતિષ્ઠા કરી. આ ટુંકમાં મોટાં સાત મંદિરો અને બીજી અનેક (૫૧) નાની નાની દેરીઓ છે.

૧. ઋષભદેવનું દહેરું-મોદી પ્રેમચંદ લવજીએ ૧૮૪૩માં પ્રતિષ્ઠા કરી.

૨. શ્રી પુંડરીક સ્વામિનું દેહરું-   ,,   ,,   ,,

૩. સહસ્રફણા પાર્શ્વનાથજીનું મંદિર—સુરતવાળા શેઠ રતનચંદ ઝવેરચંદે આ

---

૧. આ ટુંકમાં ફીરંગી શહેનશાહતનું માન મેળવનાર દમણવાળા શેઠ હીરાચંદ રાયકરણે ૧૮૬૦માં શ્રી શાન્તિનાથ પ્રભુનું મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરી હતી. (શત્રુંજય પ્રકાશ પૃ. ૧૦૬)

મંદિર બંધાવ્યું છે. આ આખું મંદિર આરસનું બનાવેલું છે. આ મંદિરમાં આરસના બે ગોખલા સામસામે છે. તે આબુ પરના વસ્તુપાલ તેજપાલની વહુઓ દેરાણી જેઠાણીના ગોખલાના અનુકરણ રૂપે સુંદર કોરણીવાળા બનાવ્યા છે. સં. ૧૮૬૦ માં બનેલ છે. અહીં સહુસ્ત્રફણા પાર્શ્વનાથજીની સુંદર મૂર્તિઓ છે જે ખાસ દર્શનીય છે.

૪. સહુસ્ત્રફણાપાર્શ્વનાથજીનું મંદિર--સં. ૧૮૬૦માં સુરતવાળા ઝવેરી પ્રેમચંદ ઝવેરચંદે બંધાવ્યું છે.

૫. શ્રી પ્રભુજીનું મંદિર-- પાલણપુરવાળા મોદીએ બંધાવ્યું છે.

૬. શ્રી ચંદ્રપ્રભુનું મંદિર-- મહુવાના નીમા શ્રાવકોએ ૧૮૬૦ માં બંધાવ્યું છે.

૭. શ્રી પ્રભુનું મંદિર--રાધનપુરવાળા શેઠ લાલચંદભાઇનું બંધાવેલું છે.

આ સિવાય ગણધર પગલાં પણ સેંકડોની સંખ્યામાં છે. લગભગ ૧૪૫ર જોડી પગલાં છે.

ટુંકને ફરતો કોટ છે.

આ આખી ટુંકનો જીર્ણોદ્ધાર અમદાવાદ માંડવીની પોળમાં નાગજી ભુદરની પોળનિવાસી શેઠ પુંજાલાલભાઇ નગીનદાસે હજારો રૂપિયા ખર્ચીને હમણાં જ કરાવ્યો છે. તેમનાં ધર્મપત્ની શ્રીમતી ભુરીબ્હેને ઉદારતાથી આ શુભ કાર્ય કરાવ્યું છે જેનો શિલાલેખ પણ છે.

પ્રેમચંદ મોદીની ટુંકના કોટના બહારના ચોકમાં એક કુંડ આવેલો છે તે કુંડના નીચાણના ભાગ પાસે એક ઓરડીમાં ખોડીયાર માતાનું ચમત્કારી સ્થાનક છે. શેઠ કુટુમ્બના કેટલાએક જનો અહીં બાધા ઉતારવા આવે છે. ચોમાસાના દિવસોમાં પાણીથી કુંડ ભરાઇ જાય છે છતાં ય દેવીનું સ્થાનક વગેરે તેમનું તેમજ રહે છે.

## હેમાભાઇની ટુંક ઊર્ફે હેમાવસી

અમદાવાદના નગરશેઠ કુટુમ્બના નબીરા દાનવીર, ધર્મવીર અને કર્મવીર નગરશેઠ હેમાભાઇએ આ ટુંક બંધાવી છે.

મોગલકુલતિલક સમ્રાટ અકબરને પ્રતિબોધ આપનાર જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિજીના સમયમાં આ તીર્થાધિરાજ તેઓશ્રીને સોંપાયો અને તેના વહીવટની સત્તા અમદાવાદના નગરશેઠ શાન્તિદાસને સોંપાઇ ત્યારથી ગિરિરાજનો વહીવટ નગરશેઠ કુટુમ્બ જ સંભાળતું હતું. એજ નગરશેઠ શાંતિદાસના પૌત્રના પૌત્ર શેઠ હેમાભાઇએ સં. ૧૮૮૨ માં આ ટુંક બંધાવી અને સં. ૧૮૮૬ માં મુલનાયક શ્રી અજિતનાથ પ્રભુજીની પ્રતિષ્ઠા કરાવી.

નગરશેઠ હેમાભાઇનું જીવન પરમાર્થી અને પૂર્ણ ધર્મપ્રેમી હતું. તેઓ દાનવીર અને પરમસેવાભાવી હતા. તેમણે હેમાવસી બંધાવ્યા ઉપરાંત ગિરિરાજની નીચે

જય તળાટી બંધાવી અને હેમાભાઈનો વન્ડો પણ તેમનો જ બંધાવેલો છે. બીજી ધર્મશાળાઓ અને મંદિરોની પ્રતિષ્ઠાઓ પણ તેમણે કરાવી છે. અમદાવાદમા હામાભાઇ ઇન્સ્ટીટયુ (પુસ્તકાલય) સંગ્રહસ્થાન, સીવીલ હોસ્પીટલ, વર્નાકયુલર સોસાઇટી, ગુજરાત કોલેજ વગેરેમા દાન આપ્યું છે.

આ નગરશેઠે અમદાવાદની પાંજરાપોળને પોતાના રાચરડા ગામની ઉપજમાથી ભાગ આપવો શરૂ કર્યો. માતર, સરખેજ, નરોડાના મંદિરોના પ્રતિષ્ઠા તેમણે કરેલી; ઉમરાળામાં મંદિર બંધાવ્યું; ગિરનાર ઉપર થોડા પગથિયા બંધાવેલા. માતર, પેથાપુર, ઉમરાળા, ગુંદી, સરખેજ, નેસડા વગેરે સ્થાનોમા ધર્મશાળાઓ બંધાવી છે.

આ શેઠે આ ટુંક બંધાવી છે. તેમાં ૪ મોટા દહેરા અને ૪૩ દેરીઓ છે.

૧ અજિતનાથજીનું મંદિર ૧૮૮૬મા નગરશેઠ હેમાભાઈ વખતચંદ ખુશાલચંદે પ્રતિષ્ઠા કરી.

૨ પુંડરીકજીનું મંદિર " " " " " "

૩ ચૌમુખજીનું મંદિર " " " " " "

૪ ચૌમુખજીનું મંદિર સં. ૧૮૮૮ માં શેઠ સાકરચંદ પ્રેમચંદે બંધાવ્યું.

પોળની બહાર બે બાજુ બે નાના કુંડ આવેલા છે. બાજુમા પૂજારીની ઓરડી છે.

## ઉજમબાઈની ટુંક ઊર્ફે ઉજમવસી

અમદાવાદના નગરશેઠ વખતચંદ શેઠના પુત્રી અર્થાત્ હેમાભાઇ નગરશેઠના બહેન અને હેમાભાઇ શેઠના પુત્ર નગરશેઠ પ્રેમાભાઇના ફૂઇ થતા હોવાથી ઉજમફૂઇ તરીકે પણ તેઓ પ્રસિદ્ધ છે. તેમજ સુપ્રસિધ્ધ તપાગચ્છાધિરાજ શ્રી મૂલચંદ્રજી મહારાજના ઉપદેશથી અમદાવાદમાં વાઘણપોળમાની પ્રસિધ્ધ ઉજમફૂઇની ધર્મશાળા પણ તેમની જ બંધાવલી છે અને અષ્ટાપદજીના મંદિરમા પણ તેમણે જ નદીશ્વર-દ્વીપનું મંદિર બંધાવ્યુ છે. આ જ ઉજમફૂઇએ ગિરિરાજ ઉપર ઉજમવસી બંધાવી છે.

આ ટુંકમાં સુંદર નકશીદાર પથ્થરની જાળીવાળા મંદિરમાં સત્તાવન ચૌમુખજીની રચના છે. સત્તાવન શિખરો જુદા જુદા નામથી ઓળખાય છે. રચના બહુ જ ભવ્ય, આકર્ષક અને મનોહર છે. આ ટુંકમા ત્રણ મંદિર અને બે દેરીઓ છે.

૧. નંદીશ્વરદ્વીપનું મંદિર ઉજમ શેઠાણીએ સ ૧૮૯૩ મા બંધાવ્યું.

૨. કુંથુનાથ પ્રભુજીનુ મંદિર–૧૮૪૩ મા શેઠ ડાહ્યાભાઇએ બંધાવ્યુ છે.

૩. શ્રી શાન્તિનાથ પ્રભુનું મંદિર શેઠાણી પરસનબાઇએ બધાવ્યુ છે.

આ ટુંકમા મંદિરો થઇ શકે તેવા જગ્યા છે.

## સાકરચંદ પ્રેમચંદની ટુંક યાને સાકરવસી

અમદાવાદવાળા શેઠ વખતચંદ પ્રેમચંદ, સાકરચંદ પ્રેમચંદ વગેરે ૧૮૮૮ માં શત્રુંજયનો સંઘ લઇને આવ્યા ત્યારે જ ટુંક બંધાવાનુ શરૂ થયું, જેમા શેઠ મગ-

નભાઇ કરમચંદ તથા લલ્લુભાઇ જમનાદાસના દેહરાં પણ બંધાવા માંડ્યાં હતાં. આ ટુંકમાં ૧૮૯૩ માં સાકરચંદ શેઠે પ્રતિષ્ઠા કરી ત્યારથી આ ટુંક સાકરવસી તરીકે જ પ્રસિદ્ધ છે. તેમાં ત્રણ દેહરા અને એકત્રીશ દેરીઓ છે.

૧ ચિંતામણી પાર્શ્વનાથનું દેહરું શેઠ સાકરચંદ પ્રેમચંદે ૧૮૯૩માં પ્રતિષ્ઠા કરી પંચ ધાતુની સુંદર શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથજીની મૂર્તિ છે.

૨ પદ્મપ્રભુજીનું મંદિર ૧૮૯૩ માં શેઠ લલ્લુભાઇ જમનાદાસે પ્રતિષ્ઠા કરી

૩ પદ્મપ્રભુજીનું મંદિર ૧૮૯૩ માં શેઠ મેનભાઇ કરમચંદે પ્રતિષ્ઠા કરાવી.

## છીપાવસહી

આ ટુંક સં. ૧૭૯૧ માં ભાવસાર (છીપ) જૈનોએ બંધાવી છે. યદ્યપિ આ ટુંક નાની છે છતાં ય જૈન સંઘ કેવો ઉદાર અને મહાન્ છે, જે અનેક જાતિઓઅને ઉપજાતિઓથી ભરેલો છે છતાંય દરેકને એક સરખો જ આદર અને માન આપે છે.

આ ટુંકમાં ત્રણે દહેરાં અને ચાર દેરીઓ છે.

૧. ઋષભદેવજીનું મંદિર—૧૭૮૧ માં છીપા જૈનોએ આ મંદિર બંધાવ્યું છે.

૨. શ્રી પ્રભુનુ દેહરૂં—સં ૧૭૯૮ માં બંધાયું છે. આ મંદિર સાકરવસીના ગઢ જોડે જ આવેલું છે.

૩. શ્રી નેમનાથ પ્રભુજીનું મંદિર—સં ૧૭૯૪ માં શા હરખચંદ [ઝીવચંદે બંધાવ્યું છે.

છીપાવસીમાં નેમનાથ ભગવાનના દેરા પાસે રાયણ આગળની બે દેરીમાં છેલ્લી એક દેરીમાં અજિતનાથજી અને બીજી દેરીમાં શાંતિનાથ પ્રભુની પ્રતિમાઓ છે. કહે છે કે પ્રાચીન કાલમાં આ બન્ને દેરીઓ સામસામે હતી પરન્તુ શ્રી નેમનાથ ભગવાનના શિષ્ય શ્રી નદિષેણજીએ અજિતશાંતિસ્તવ બનાવ્યું તે વખત બન્ને દેરીઓ એક સાથે લાઇનમાં થઇ ગઇ પરન્તુ મિ. કોરડીયા પોતાની એક બુકમાં આ કથાનો નિષેધ કરતાં લખે છે કે " શ્રી અજિતનાથ ભગવાન સિદ્ધગિરિ ઉપર ચાતુમાસ પધાર્યા ત્યારે રાયણ પાસે થઇ " ભદ્રકગિરિ શૃંગની નીચે તલાવડી આસપાસના ગુફા અને ટેકરી તથા છૂટક જમીન પર સ્થિર થયા. ઇન્દ્રમહારાજે અહીં એક ભવ્ય પ્રાસાદ બંધાવ્યો. પ્રભુજી જ્યાં કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા હતા ત્યાં ચરણપાદુકા સ્થાપી દેરી બાંધી.

બાદમાં ઘણા સમય પછી સોળમા શાંતિનાથ ભગવાન ( ૧૫૨૫૫૭૭ ) ચાતુર્માસ ઉપરના સ્થાને જ પધાર્યા. ચાતુમાસ બાદ જ્યાં શાંતિનાથ પ્રભુજી કાઉસ્સગ્ગ-ધ્યાને રહ્યા હતા ત્યાં ચરણપાદુકા સ્થાપી દેરી બનાવી. આ બન્ને દેરીઓ સામસામે હતી. યાત્રિકોને દર્શન કરતાં અગવડ પડતી—આશાતના થતી. શ્રી નદિષેણ મુનિજીએ અજિતશાંતિ બનાવી બન્ને દેરીઓ એક લાઇનમાં થઇ ગઇ આ બન્ને દેરીઓ હાલની

૭ ગાઉની પ્રદક્ષિણામાં આવતી ચિલ્લણ તલાવડી પાસે જોડાજોડ છે." આ જ બન્ને દેરીઓ પ્રાચીન અજિતનાથ અને શાંતિનાથની છે એમ સમજવાનું છે.*

## પાંડવોનું દેહરું

ચૌમુખજીની ટુંકની પાછળની બારી પાસે આ દેહરું આવેલું છે. તેમાં બે દેહરાં છે. બન્નેનાં જુદાં પાકાં કંપાઉન્ડ છે. મૂળ મંદિરમાં પબાસણ ઉપર પાંચ પાંડવોની પાંચ ઊભી સુંદર મૂર્તિઓ છે. પડખે ગોખમાં કુન્તામાતાની મૂર્તિ છે. તેની સામેના ગોખમાં દ્રૌપદીની મૂર્તિ છે. આ સ્થાન ઘણું પ્રાચીન છે.

બીજું તેની પાછળ સહસ્રકૂટનું મંદિર છે.

આ મંદિર સં. ૧૮૬૦મા સુરતવાળા શેઠ ખુબચંદ મયાભાઇ લાલચંદે બંધાવ્યું છે. તેમાં પ્રતિમા ૧૦૨૪ સહસ્ર કૂટ પથ્થરમાં આવેલી છે. ભીંતને ઓથારે પુરુષાકારે ચૌદરાજલોકનું આરસનું બનાવેલું સુંદર ચિત્ર છે બીજી તરફ સમવસરણ તથા સિધ્ધચક્રજીની રચના આરસપહાણ પર છે જે ખાસ દર્શનીય છે.

## ચૌમુખજીની ટુંક

શત્રુંજયગિરિરાજના ઊંચા શિખર ઉપર આ ટુંક આવેલી હોવાથી દૂરથી દેખાય છે. ગિરિરાજ ઉપરનો ઊંચામાં ઊંચો આ ભાગ છે.

અહીં અમદાવાદવાળા શેઠ સદા સોમજીએ સં. ૧૬૭૫માં ભવ્ય અને ઉત્તંગ જિનમંદિર બનાવ્યું. ચૌમુખજીના મંદિરમાં વિશાલ કદનાં ચાર ભવ્ય જિનબિંબો છે જેનાં દર્શન થતાં આત્મા પુલકિત બને છે. આ ટુંકમાં અગિયાર દેહરાં અને ૭૪ દેહરીઓ છે.

ઋષભદેવજી ચૌમુખનું દેહરું અમદાવાળા શેઠ સદા સોમજીએ સં ૧૬૭૫માં બંધાવીને પ્રતિષ્ઠા કરાવી.

૨. પુંડરીક સ્વામીનું દહેરું . " " "

૩. સહસ્રકૂટનું દેહરું અમદાવાવાદવાળા શેઠ ડાહ્યાભાઇએ બંધાવ્યું.

૪. શાન્તિનાથજીનું દેહરું સં. ૧૬૭૫ શેઠ સુંદરદાસ રતનજીએ બંધાવ્યું.

૫. શાન્તિનાથજીનું દેહરું.

૬. પાર્શ્વનાથજીનું દહેરૂં—સં. ૧૮૫૬માં પ્રતિષ્ઠા થઇ.

૭. પાર્શ્વનાથજીનું દહેરૂં—સં. ૧૬૭૫માં ખીમજી સોમજીએ પ્રતિષ્ઠા કરાવી.

૮. શાન્તિનાથજીનું દહેરૂં—સં. ૧૬૭૫મા અમદાવાદવાળાએ બંધાવ્યું. આ મંદિરમાં ત્રણસો ચોવીશ મૂર્તિઓ એક પત્થરમાં છે.

---

*છીપાવસહી માટે એક બીજો ઉલ્લેખ મળે છે કે આ ટુંકમાં સં. ૧૬૬૯ માં મંદિરો હતાં. મને એમ લાગે છે કે આ વસ્તુ અન્ય ઐતિહાસિક પ્રમાણની અપેક્ષા રાખે છે.

૯. શ્રી સીમંધરસ્વામીનું મંદિર—૧૭૮૪ અમદાવાદવાળા કરમચંદ હીરાચંદે બંધાવ્યું.

૧૦. શ્રી પ્રભુનુ મંદિર—અજમેરવાળા ધનરૂપમલજીએ બંધાવ્યું.

૧૧. અજિતનાથનું મંદિર—ભણુસાલીકમલસીસેના અમદાવાદવાળાએ બંધાવ્યું છે.

આ ટુંકની બહારના વિભાગને ખરતરવસી કહે છે.

ખરતરવસહી } *ચોમુખજીની ટુંકનો આ બહારનો ભાગ છે. જો હનુમાનજી દ્વારથી નવ ટુંકમાં જઈએ તો પ્રથમ અહીં અવાય છે. તેમાં નીચે પ્રમાણે દેહરાં છે.

૧. સુમતિનાથજીનું દહેરૂં—સં. ૧૮૯૩માં મુર્શીદાબાદવાળા બાબુ હરખચંદજી ગુલેચ્છાએ બંધાવ્યું છે.

૨. સંભવનાથજીનું દેહરૂં—સં. ૧૮૯૩માં બાબુ પ્રતાપસિંહજી દુગડે બંધાવેલું છે.

૩. ઋષભદેવજીનું દહેરૂં—સં. બાબુ ઇન્દ્રચંદજી નીહાલચંદજીએ ૧૮૯૧માં બંધાવ્યું છે.

૪. ચંદ્રપ્રભુજીનું દહેરૂં—સં. ૧૮૯૩માં હાલાકંડીવાળાએ બંધાવ્યું.
અહીંથી આગળ જુદાં જુદાં મંદિરો આવે છે.

૧. મરૂદેવીનું મંદિર—પ્રાચીન મંદિર છે.

## નરશી કેશવજીની ટુંક.

૧—અભિનંદન પ્રભુનું દહેરૂં—શેઠ નરશી કેશવજીએ સં. ૧૯૨૧માં અંજનશલાકા પ્રતિષ્ઠાદિ કરાવ્યાં છે.

કહે છે કે અહીંની પ્રતિષ્ઠા સમયનું મુહુર્ત બરાબર ન હતું. આના પરિણામે હજારો માણસ મૃત્યુના મુખમા હોમાયાં. આ પ્રસંગને જનતા "કેસવજી નાયકનો કેર"ના નામથી ઓળખે છે. શેઠજી એ પ્રથમ તો એક મંદિર બધાવ્યું હતું અને વિશાલ છૂટી જગા રાખી હતી, પરન્તુ તેમના પૌત્ર જેઠુભાઇના કાર્યભાર સમયે મુનિમજી વલ્લભજી વસ્તાએ છુટી જગામાં ધીમે ધીમે મૂળ દેહરાંને ફરતી ભમતીની દેહરીઓ બધાવી, સામે જ શ્રી પુંડરીકસ્વામીનું મંદિર બંધાવ્યું.

૧ ચોમુખજિનુ દેહરૂં—સં. ૧૭૯૧માં કચ્છીનવાસી વેલુબાઇએ બંધાવ્યું.

---

* શત્રુંજયપ્રકાશ પૃ. ૧૧૭માં ખરતરવસહીનો પરિચય વિદ્વાન્ લેખકે નીચે પ્રમાણે આપ્યો છે.—આ પ્રમાણે શત્રુંજયનું આખું શિખર દેવમદિરોથી પથરાઇ જવા લાગ્યું તે જોઇને ખરતરગચ્છી ભાઇઓએ ચોમુખજીની ટુંકમાં જે ભાગ પડતર હતો ત્યાં ખરતરવસહી બાંધવાનો નિશ્ચય કરીને મુર્શીદાબાદવાળા બાબુ હરખચંદ ગુલેચ્છા તથા બાલુચરવાળા પ્રતાપસિંહજી દુગડ વગેરેએ જિનાલયો બધાવવામા માંડ્યા.

૧. ચંદ્રપ્રભુનું—સં. ૧૮૮૫ બાબુ હરખચંદજી ગુલેચ્છાએ બંધાવ્યું છે.

૧. અજિતનાથજીનું—લખનોરવાળા શેઠ કાલિદાસ ચુનીલાલે સં. ૧૮૮૮માં બંધાવ્યું છે.

૧. કુંથુનાથજીનું દહેરૂં—સં. ૧૮૮૭માં શેઠ હિમ્મતલાલ લુણીયાએ બંધાવ્યું.

૧. શ્રી શાન્તિનાથજીનું મંદિર—આ મંદિર બહુ જ પ્રાચીન કહેવાય છે. કહે છે કે આ મંદિર જૈન રાજા સમ્રાટ સંપ્રતિએ બધાવ્યું છે. ત્યારપછી અનેક જીર્ણોદ્ધારો થયા છે. હમણાં તો વિલાયતી રંગોથી ચિત્રકામ કરાવી તેની પ્રાચીનતા છુપાવી દીધી છે. અહીં ગિરિરાજનાં મંદિરનું વર્ણન ઉપર પૂરું થાય છે.

તીર્થરાજને ફરતો અંદરનો મોટો કિલ્લો અહીં આવે છે ને ચોમુખજીની ટુંકમાં જવાનો પ્રથમ દરવાજો પણ અહીં જ શરૂ થાય છે. મોટી ટુંકની જેમ અહીં પણ ચોકીપહેરો બેસે છે. યાત્રાળુ પાસેથી શસ્ત્ર–છત્રી, લાકડા–મોજાં વિગેરે લઇ લ્યે છે ને તેને મોટી ટુંકે મોકલી દે છે. આ દરવાજાના કોટની રાંગે થઇને એક સીધો રસ્તો અદ્દભૂતજીના દહેરા પાસે નીકળે છે.

આ રસ્તે જતાં પ્રથમ જ જળથી ભરેલો એક કુંડ આવે છે, જેને 'વલ્લભ કુંડ' કહે છે. આ કુંડ નરશી કેશવજી તરફથી મુનિમજી વલ્લભજી વસ્તાએ બંધાવેલ છે. ત્યાંથી પછી આગળ જતાં દરવાજામાં થઇ શસ્ત્રાદિ મૂકીને મંદિરજીમાં જવાય છે.

અહીં કિલ્લાના છેડા ઉપર અંગારશા પીરની કબર છે. જૈન મંદિરોમાં કયાંક કયાંક આવી આશ્ચર્યકારી વસ્તુઓ દેખાય છે. પણ કહે છે કે મુસલમાનોના હુમલાથી બચવા આ સ્થાન બનાવેલું છે. આ સંબંધીની દંતકથા ગુલાબચંદ કોરડીયાએ પ્રકાશિત મૂકયાની વાત મળી છે.

આવી રીતે નવે ટુંકોનું સંક્ષિપ્ત વર્ણન મને મળ્યું તે પ્રમાણે આપ્યું છે. અહીંના ઘણા મંદિરો અને ટુંકોની વ્યવસ્થા શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી ચલાવે છે. આ નવે ટુંકો પોતપોતાના કિલ્લા અને દરવાજાથી સુરક્ષિત છે. દરેકના કિલ્લામાં એક એક નાની બારી છે જેથી એક બીજી ટુંકમાં જઇ આવી શકાય છે અને નવો કિલ્લાને ફરતો એક બીજો મોટો કિલ્લો છે જેથી બધાની રક્ષા થાય છે.

## ગિરિરાજ ફરતી પ્રદક્ષિણાઓનું વર્ણન

૧. શ્રી શંત્રુજય ગિરિરાજની છગાઉ, બારગાઉ, દોઢગાઉ વગેરેની પ્રદિક્ષણાઓ છે તેમાં સૌથી પ્રથમ છ ગાઉની પ્રદક્ષિણામાં જતાં રામપોળની બારીથી નીકળતા જમણી તરફ જતો રસ્તો છ ગાઉની પ્રદક્ષિણા તરફ જાય છે. ત્યાં પ્રથમ એક દેહરી આવે છે જેમાં શ્રી દેવકીજીના છ પુત્રની કાઉસગ્ગીયા મૂર્તિઓ છે; તેઓ અહીં ગિરિરાજ ઉપર મોક્ષે પધાર્યા છે. ત્યાંથી આગળ જતાં નીચેના સ્થળો આવે છે.

૧ ઉલકા જલની દેરી.

આમાં આદિનાથ ભગવાનની પાદુકા છે. મૂલમંદિરમાંથી શ્રી આદિનાથ ભગવાનના ન્હવણનું પાણી જમીનવાટે વહેતું અહીં સુધી આવતું એમ કહેવાય છે. હાલમાં તેમ નથી. બારોટો એક ખાડામાં ન્હવણ જલ ભરે છે. યાત્રાળુઓ અહીં ચૈત્યવંદના કરે છે. —અહીંથી થોડે દૂર—

૨ ચિલ્લણ તલાવડી.

ચિલ્લણ તલાવડી ઉપર શ્રી અજિતનાથ અને શાંતિનાથજીની પાદુકાઓ છે. પાસે સિધ્ધશિલા છે, તેના ઉપર સુઇને યાત્રિકો સિધ્ધશિલાનું ધ્યાન ધરતા કાઉસ્સગ કરે છે.

ચિલ્લણ મુનિ કે જેઓ ભગવાન મહાવીરના શિષ્ય હતા તેઓ સંઘ સહિત અત્રે આવ્યા ત્યારે યાત્રિકોના તૃષા-ઉપદ્રવને શાંત કરવા લબ્ધિથી આ સ્થાન પ્રગટાવ્યું હતું. ચિલ્લણ મુનિરાજના સ્મરણરૂપે લોકો આ સ્થાનને ચિલ્લણ તલાવડીથી સંબોધે છે. યાત્રિકો આ સ્થાને પવિત્ર થાય છે. ધ્યાન કરે છે. દુષ્કાળના સમયે પણ અહી પાણી સુકાતું નથી. અહીં દર્શન કરી સામે દેખાતા ભાડવાના ડુંગર ઉપર જવાય છે. ભાડવાના ડુંગર ઉપર કૃષ્ણ વાસુદેવના પુત્રો સાંબ અને પ્રદ્યુમ્નકુમાર સાડીઆઠ કરોડ મુનિઓ સાથે મુક્તિ પધાર્યા હતા. દેરીની નજીકમાં એક કુંડ છે જે શેઠ ભગુભાઇ પ્રેમચંદે સુધરાવ્યો છે. ફા. શુ. ૧૩ ના દિવસે અહીંની યાત્રાનું મહત્ત્વ આ પહાડની યાત્રાને માટે જ છે.

ત્યાંથી યાત્રા કરી નીચે ઉતરી સિધ્ધવડની યાત્રા કરે છે. અહીં આદિનાથ ભગવાનની દેરી છે. પાણીની વાવ છે. નજીકમાં ભાતું અપાય છે. આ સ્થાને અનંત મુનિમહાત્માઓ મુક્તિ પધાર્યા છે. ફા. શુ ૧૩ મોટો મેળો ભરાય છે. અહીંથી પગ રસ્તે પાલીતાણા બે ગાઉ દૂર છે. યાત્રાળુઓ પગે અથવા વાહનમાં શહેરમાં જાય છે.

૨. બાર ગાઉની પ્રદક્ષિણા

પાલીતાણા શહેરથી તલાટી રોડને રસ્તે કલ્યાણવિમલજીની દેરીની પાસેથી શત્રુંજયી નદીએ જવાય છે. નદીના કાંઠે પાંડરિયું ગામ છે. ત્યાં થઇ નદી ઉતરી આગળ જવાય છે.

આ રસ્તામાં પથરા, કાંટા અને કાંકરાનું પૂરેપૂરું જોર હોય છે. પ્રથમ પાંડરીયું ગામ આવે છે. પછી ભંડારીયું ગામ આવે છે. પાલીતાણાથી ભંડારીયું ૪ થી ૫ ગાઉ દૂર છે. ભંડારીયામાં સુંદર જિનમંદિર, ધર્મશાળા, ઉપાશ્રય વિગેરે સગવડતા છે. શ્રાવકોનાં ઘર ૧૫ થી ૨૦ છે. ભાવિક છે. અહીંથી કદંબગિરિનાં મંદિરો વિગેરે દેખાય છે. ભંડારીયાથી બોદાનાનેસ અઢીથી ત્રણ ગાઉ છે. બોદાના નેસમાં પૂ પા. આચાર્ય મહારાજ શ્રી વિજયનેમસૂરીશ્વરજી મહારાજશ્રીના ઉપદેશથી સુંદર ત્રણ ધર્મશાળાઓ, ઉપાશ્રય અને બાવન જિનાલયનું ભવ્ય જિનમંદિર વિગેરે બંધાયેલ છે. મૂલનાયક શ્રી મહાવીર પ્રભુજીની ભવ્ય મૂર્તિ છે.

ત્યાંથી માઇલ દોઢ માઇલ દૂર તલાટી છે, ત્યાંથી ઉપર ચઢાય છે. ઉપર શત્રુંજયાવતાર, રૈવતગિરિ અવતાર તથા શ્રી નમિનાથજીનાં ભવ્ય મંદિરો છે. દૂરથી આ ધવલશિખરી ઉત્તુંગ મંદિર બહુ જ આકર્ષક, રમ્ય અને મનોહર લાગે છે. શ્રી નમિનાથજીના મંદિરથી ઉપર ચઢવાનું છે. ચઢાવ ઘણો કઠણ છે. ઉપર એક સુંદર ચોતરા ઉપર દેરી છે જેમાં બે જોડી પાદુકાઓ છે. કદંબગણધરની આ પાદુકાઓ છે. ગઇ ચોવીશીના બીજા નિરવાણી તીર્થંકરના શ્રી કદંબગણધર ગઇ* ચોવોશીમાં ક્રોડ મુનિવરો સાથે મુક્તિ પધાર્યા હતા. આ બન્ને પાદુકાઓ પર લેખ છે. એક પાદુકાયુગલ જૂની સં. ૧૬ + × ની છે. પ્રતિષ્ઠાપક तपागच्छे श्रीविजयसेनसूरिभिः ગૃહસ્થનું નામ પણ છે પરન્તુ વંચાતું નથી. બીજી પાદુકાયુગલ સં. ૧૮૬૩ × × × उत्तमचंद × × × પ્રતિષ્ઠાપક આચાર્યનું નામ નથી વંચાતું.

ઉતરતી વખતે વાવડી પ્લૉટ તરફ જવું. ત્યાં પણ સુંદર જિનમંદિર અને નૂતન બનતી સેંકડો જિનમૂર્ત્તિઓ તથા ગુરુમૂર્ત્તિઓ પણ છે. ભોયરાં વિગેરેમાં પણ દર્શનીય જિનમૂર્તિઓ છે. પ્રતિષ્ઠા અંજનશલાકા બાકી છે.

આ આખા તીર્થની વ્યવસ્થા શ્રી શેઠ જિનદાસ ધરમદાસની પેઢી કરે છે. તલાટીએ ભાતું અપાય છે. પેઢીની વ્યવસ્થા સારી છે. યાત્રિકોને માટે ભોજનશાળા વગેરેની સગવડ સારી છે.

કદંબગિરિથી અઢીથી માઇલ દૂર ચોક છે. ત્યાં વિશાલ ધર્મશાળા છે. ત્યાં નજીકમાં હસ્તગીરિ તીર્થની ટેકરી છે. પહાડ નાનો છતાં ચઢાવ કઠણ છે.

શ્રી કદંબગિરિરાજને શોભાવવાનું, સુંદર મંદિરોથી અલંકૃત કરવાનું અને તેની સારી પ્રસિધ્ધ, મહાત્મ્ય પ્રસરાવવાનું માન પૂ. પા. આચાર્ય શ્રી વિજયનેમિસૂરિજી મહારાજને ઘટે છે. તેમણે ભગીરથ શ્રમ લઇ તીર્થોધ્ધાર કરાવ્યો છે અને જંગલમાં મંગલ વર્તાવ્યું છે.

## હસ્તગિરિ

કદંબગિરિથી એક ગાઉ ચોક ગામ આવે છે. અહીં સરકારી થાણું છે. ગામના પાદરે ભગવતી શત્રુંજયી નદી વહે છે. નદી ઓળંગી સામે કાંઠે બે માઇલના ચઢવાનો હસ્તગિરિ પહાડ છે અહીં ચક્રવર્તી રાજર્ષી ભરત મહારાજા અનશન કરી મોક્ષે પધાર્યા છે. તેમજ તેમનો હાથી પણ અનશન કરી અહીં સ્વર્ગે સિધાવેલ છે તેથી

---

* ગઇ ચોવીશીના અંતિમ તીર્થંકર શ્રી સંપ્રતિ જિનદેવના ગણધર કદંબ મુનિ એક ક્રોડ મુનિવરો સાથે અનશન કરી અહીં મોક્ષે પધાર્યા છે એનો બીજે સ્થાને ઉલ્લેખ મળે છે. શ્રી શત્રુંજયગિરિરાજના ૧૦૮ નામોમા આ શિખરનું નામ છે કદંબગિરિ, શ્રી શત્રુંજયગિરીરાજનું એક શિખર જ છે. આ શિખર પણ સજીવ છે. અનેક રત્નો, વનસ્પતિઓ અને સિદ્ધિઓનું સ્થાન છે.

હસ્તગિરિ તીર્થ પ્રસિદ્ધ છે. ઉપર સુંદર દેરી છે. તેમાં પાદુકા છે, આ સ્થાન ઘણું જ પવિત્ર છે.

ચોક ગામમાં સુંદર જિનમંદિર, વિશાલ ધર્મશાળા વિગેરે છે. વ્યવસ્થા શેઠ આ. ક. ની પેઢી કરે છે.

અહીં થી જાળીયા થઇ ગિરિરાજની પ્રદક્ષિણા દેતા પાલીતાણા જવાય છે.

### ૩ ભાઠી વીરડાની દેરી—

શત્રુંજયી નદીની પાગ પાલીતાણાથી શ્રી શત્રુંજય રોડ ઉપર જતાં નહાર બિલ્ડીંગની પાસે બે રસ્તા નીકળે છે. એક રસ્તો તલાટી જાય છે અને બીજો રસ્તો સીધો શત્રુંજયી નદી તરફ જાય છે. અહીંથી બે ગાઉ દૂર શત્રુંજયી નદી છે. તેમાં ન્હાઇ, પવિત્ર થઇ ઉપર જતાં પ્રથમ એક દેરી આવે છે જેમાં શ્રી આદિનાથ ભગવાનની પાદુકા છે. ત્યાં થઇ આગળ ઉપર જતાં અર્ધે રસ્તે એક દેહરી અને વિસામો છે. ત્યાં એક કુંડ છે. આ કુંડ ને વિસામો રાધનપુરવાળાએ બંધાવેલ છે. અહીં દર્શન કરી ઉપર દાદાની ટુંકમાં જવાય છે. નદી પાસે એક પાણીની પરબ બેસે છે તેને ભાઠીનો-વીરડો કહેવામાં આવે છે.

### ૪ રોહીશાળાની પાગ—

છ ગાઉની પ્રદક્ષિણાવાળા રસ્તે એટલે કે રામપોળની બારીએથી રોહીશાળાની પાગે જવાય છે તેમજ શત્રુંજયી નદીવાળા રસ્તેથી આગળ જતાં રોહીશાળાની પાગ આવે છે. નજીકમાં ગામ છે. ત્યાં સડકને કિનારે વિશાલ ધર્મશાળા તથા જિનમંદિર છે. આ નૂતન ભવ્ય જીન મંદિર અને સુંદર ધર્મશાલા વગેરે પૂ. પા આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી જ તૈયાર થયેલ છે. અહીંની વ્યવસ્થાપણે શેઠ જીવંધ પેઢી કરે છે. ત્યાંથી અર્ધો પોણો માઇલ દૂર તલાટી છે. ત્યાં ભાતું અપાય છે. ઉપર દેરી છે. એક કુંડ છે. દર્શન કરી ઉપર જવાય છે.

### ૫ ઘેટીની પાગ—

મોટી ટુંકની બહાર નીકળી નવ ટુંકના રસ્તે જતાં સીધે સન્મુખ રસ્તે કિલ્લાની[1]

---

[1] અહીંથી નીચે ઉતર્યા પછી આદપર આવે છે ત્યાંથી દૂર ઘેટી ગામ છે. ત્યાં દેરાસર ઉપાશ્રય છે ત્યાં શ્રાવકોનાં ઘર છે ઘેટી ગામ ઘણું પ્રાચીન છે. પહેલા અહીંથી પણ ઉપર ચઢાતું હતું મહાપ્રભાવિક આચાર્ય શ્રી પાદલીપ્તસૂરિજી મહારાજ પહેલાં અહીંથી ઉપર ચડ્યા હતાં. તેમજ વર્તમાન યુગમાં અહીં પ્રથમ ઉદ્ધાર જાવડશાહે કરાવ્યો હતો. ત્યાર પછી જુદા જુદા સમયે ઉદ્ધાર થતા જ આવ્યા છે.

પાલીતાણાથી દસ ગાઉ દૂર છાપરીયાલી ગામ છે જે ભાવનગરના મહારાજાએ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને ભેટ આપેલું છે ત્યાં પેઢી તરફથી સુંદર પાંજરાપોળ ચાલે છે. ત્યાં પાસે ટેકરી ઉપર એક દેહરી છે તેમાં પ્રતિમાજી છે.

બારીમાંથી બહાર નીકળી આગળ નીચે ઉતરવાનું છે. વચમાં એક દેરી આવે છે જેમાં ચોવીશ પ્રભુના ચરણકમલ છે-પાદુકાઓ છે. પાસે જ વિસામો છે. અહીં ઋષભદેવ પ્રભુ પ્રથમ પધાર્યા હતા. ત્યાંથી નીચે ઉતરી આગળ જતાં ગિરિજના છેડા ઉપર સુંદર જાળીવાળી દેરી છે, જેમાં શ્રીચોવીશ પ્રભુની પાદુકાઓ છે. અહીં દર્શન કરી ઉપર જઇ દાદાનાં દર્શન પૂજન વગેરે કરે તેને છ યાત્રા થાય છે.

## ૬ દોઢ ગાઉની પ્રદક્ષિણા

રામપોળની બારીથી બહારના ભાગમાં કિલ્લાની કોરના બાજુના રસ્તેથી ફરતાં, કિલ્લાના દરેક મંદિરોની પ્રદક્ષિણા તથા નવે ટુંકને ફરી બહારની બારીથી હનુમાન ધાર આવી દાદાની ટુંકમાં જઇ દાદાના દર્શન કરે છે તેને દોઢ ગાઉની પ્રદક્ષિણા કહેવામાં આવે છે.

સિધ્ધગિરિની યાત્રાએ આવનાર દરેક યાત્રાળુ શત્રુંજયી નદી, દોઢ ગાઉની પ્રદક્ષિણા, ઘેટીની યાત્રા, રોહીશાળાના પાગની યાત્રા, છ ગાઉ અને બાર ગાઉ વિગેરેની યાત્રાનો લાભ અવશ્ય લ્યે છે. અને આટલી યાત્રા કરે ત્યારે જ યાત્રા પૂર્ણ થઇ એમ મનાય છે.

આ સિવાય શત્રુંજય ગિરિરાજની પંચતીર્થની પણ યાત્રા અવશ્ય કરવા યોગ્ય છે. તેનાં મુખ્ય ગામો નીચે મુજબ છે-નીચે આપેલા દરેક ગામોમાં શ્રાવકોના ઘર, સુંદર મન્દિર અને ધર્મશાલાઓ છે. તેમાં તળાજા, મહુવા અને ઘોઘા તીર્થસ્થાન છે. પાલીતાણેથી જેશર, છાપરીઆળી, મહુવા, દાઠા, તળાજા, ત્રાપજ, તણસા, ઘોઘા, ભાવનગર, વરતેજ અને શિહોર થઇ પાછા પાલીતાણા અવાય છે. બધે સ્થાને જવાને વાહનો પાલીતાણેથી જ મળે છે. ( મહુવા અને તળાજા, ઘોઘા વગેરેનું વર્ણન આગળ આવે છે )

## શ્રી શત્રુંજય તીર્થ સંબંધી કેટલીક પવિત્ર વસ્તુઓની ઓળખાણ અને તેનો અદ્ભુત મહિમા.

રાજાદની ( રાયણ વૃક્ષ ) અને તેની નીચે રહેલા પ્રભુનાં ચરણ.

આ રાયણનુ વૃક્ષ શ્રી ઋષભદેવજી ભગવાનની પાદુકાવડે પવિત્ર ગણાય છે. ભગવાન્ અહીં નવાણુ પૂર્વ વાર સમવસર્યા છે. ચોરાશીલાખ વર્ષનું એક પૂર્વાંગ : તેને ચોરાશી લાખે ગુણતાં આવે તે પૂર્વ. એવા પૂર્વ નવ્વાણુંવાર શ્રી ઋષભદેવજી ભગવાન્ અહીં પધાર્યા હતા. આથી આ રાયણ તીર્થની તુલ્ય વંદ્ય છે. તેના પત્ર, ફળ તથા શાખા ઉપર દેવતાઓનો વાસ હોવાથી પ્રમાદથી તે તોડવા કે છેદવા નહીં.

જ્યારે કોઇ સંઘપતિ પૂર્ણ ભક્તિભાવથી તેની પ્રદક્ષિણા દે છે ત્યારે જો તે રાયણ તેના ઉપર હર્ષથી દૂધ વર્ષાવે છે તો તે ઉભય લોકમાં સુખી થાય છે. જો તેની શુધ્ધ દ્રવ્યથી આદર સહિત પૂજા કરવામા આવે તો તે સ્વપ્નમાં આવી સર્વ શુભાશુભ કહી દે છે. વળી તેની આદર સહિત પૂજા કરવાથી ભૂત, વૈતાલ, શાકિની,

રાક્ષસ પ્રમુખનો ગમે તેવો વળગાડ જતો રહે છે તથા બીજા વિકાર પણ થઇ શકતા નથી.

એ ઉત્તમ વૃક્ષના પત્ર, પુષ્પ કે શાખાદિક સહેજે પડેલા હોય તો તેને આદર સહિત લઇ આવી જીવની જેમ સાચવવા. એના જળનું સિંચન કરવાથી સર્વ વિઘ્નની શાંતિ થાય છે. એ પવિત્ર વૃક્ષને સાક્ષી રાખી જે દોસ્તી બાંધે છે તે અને અત્યંત સુખ અનુભવી છેવટે પરમપદ પ્રાપ્ત કરે છે.

એ રાયણ વૃક્ષની પશ્ચિમ દિશા તરફ એક દુર્લભ રસકુપિકા છે. શ્રધ્ધા સહિત અઠ્ઠમ તપના આરાધનથી કોઇ ભાગ્યવાન્ પુરુષ તેનો રસ મેળવી શકે છે. જે રસની ગંધ માત્રથી લોઢું સુવર્ણ થઇ જાય છે. એક રાજાદની જ જો પ્રસન્ન હોય તો બીજી શાની જરૂર છે?

## શ્રી શત્રુંજયા નદી.

સૌરાષ્ટ્ર દેશમાં અનંત મહિમાથી પૂર્ણ અને અનંત સુકૃતનું સ્થાન એવું શત્રુંજય નામે મહાતીર્થ છે. એનાં દર્શન, સ્પર્શન, શ્રવણ અને સ્તવનથી પણ પાપનો લોપ થઇ જાય છે. તે ક્ષણવારમાં પ્રાણીઓને સ્વર્ગનાં તથા મોક્ષનાં સુખ આપે છે. તેના જેવું ત્રણ લોકને પાવન કરનારું કોઇપણ બીજું તીર્થ નથી. એ મહાતીર્થની દક્ષિણ બાજુએ પ્રભાવિક જલથી પૂર્ણ શત્રુંજયા નદી વહે છે. શ્રી શત્રુંજય તીર્થને સ્પર્શી રહેલી હોવાથી તે નદી મહાપવિત્ર છે અને ગંગા સિંધુના દ્રવ્ય જળના ફલથી પણ અધિક ફલદાતા છે.

તેમાં સ્નાન કરવાથી સકલ પાપ ધોવાઇ જાય છે. (અત્ર યાદ રાખવું કે જૈનેતરની જેમ જૈનોએ ડુબાડુબ કરી અનુપયોગે સ્નાન કરવાનું નથી પણ કિનારે બેસી પાણી ગળીને સ્નાન કરવાનું છે).

શ્રી શત્રુંજય મહાતીર્થની તે જાણે વેલી હોય તેવી શોભે છે. તે ગંગા નદીની જેમ પૂર્વ દિશા તરફ વહેનારી, અપૂર્વ સુકૃત્યના સ્થાનરૂપ, અનેક ઉત્તમ દ્રહોવડે પ્રભાવશાળી અને અનેક આશ્ચર્ય ઉત્પન્ન કરનારી છે.

શત્રુંજયા, જાહ્નવી, પુંડરિકિણી, પાપંકષા, તીર્થભૂમિ, હંસા એવા અનેક અભિધાનો( નામો )થી તે પ્રખ્યાત છે. તેમાં કદંબગિરિ અને પુંડરિકગિરિ નામના શિખરની મધ્યમાં કમલ નામનો એક મહાપ્રભાવક દ્રહ છે. તેના જલવડે માટીનો પિંડ કરી જો નેત્ર ઉપર બાંધવામાં આવે તો રતાંધળાપણું વિગેરે અનેક પ્રકારનાં નેત્રવિકારનો નાશ થઇ જાય છે. વળી તે જલના પ્રભાવથી બીજા પણ ભૂત વૈતાલાદિક અન્ય દોષો દૂર થાય છે અને તેમાં જીવની ઉત્પત્તિ થતી નથી.

## સૂર્યોદ્યાન તથા તેમાં આવેલા સૂર્યાવર્ત અથવા સૂર્યકુંડનું વર્ણન.

શ્રી શત્રુંજય ગિરિની પૂર્વ દિશામાં નંદનવન સમાન સૂર્યોદ્યાન નામનું ઉદ્યાન છે.

જેમાં સર્વ કાર્યમાં ઉપયોગી અનેક દિવ્ય ઔષધિઓ થાય છે. તેમાં નિર્મલ જલથી ભરેલો સૂર્યાવર્ત નામનો કુંડ છે તે સર્વ રોગ સંબંધી પીડાનો નાશ કરે છે. આ કુંડના જલના એક બિંદુ માત્રથી અઢાર પ્રકારના કોઢ દૂર થઇ જાય છે.

ચંદ્રચૂડ નામે વિદ્યાધર પોતાની પ્રિયતમા સાથે ચૈત્રી પૂર્ણિમાની શ્રી શત્રુંજય ગિરિરાજની યાત્રા કરીને પોતાને અહોભાગ્ય માનતો જતો હતો ત્યાં નજદીકમાં આ મનોહર ઉદ્યાન જોયું. પ્રિયાની પ્રેરણાથી વિમાન નીચે ઉદ્યાનમાં તથા સૂર્યાવર્ત કુંડમાં યથેચ્છ ક્રીડા કરી પાછાં ફરતાં તે કુંડનું પ્રભાવિક નિર્મલ જલ સાથે લઇ વિમાનમાં બેસી ચાલ્યો. આગળ ચાલતાં માર્ગમાં એક સ્થળે નીચે દૃષ્ટિ નાખી જોતાં મહીપાળ નામે રાજાની ચતુરંગી સેનાનો પડાવ જોયો. મહીપાળદેવ રોગાર્ત હતો. ઘણા માણસો તેને વીંટી વળી સેવા ચાકરી તથા ઉપચારાદિ કરતા હતા. વિદ્યાધરની સ્ત્રીએ આ કરુણ દ્રશ્ય જોઇ, દયા લાવી, પ્રિયતમની આજ્ઞા મેળવી મહીપાળ ઉપર તે ચમત્કારી જલના બિંદુ પ્રક્ષેપ્યા તે કે તરત જ તાપથી કરમાઇ ગયેલું વૃક્ષ વર્ષાયોગે જેમ નવપલ્લવીત થઇ જાય તેમ રાજાનું શરીર રોગરહિત (નિરોગી) બની નવપલ્લવીત બની ગયું. કુષ્ટાદિક રોગ પલાયન થઇ જવાથી તેની કાયા દિવ્ય કાંતિવાળી થઇ ગઇ.

અદ્યાપિ પણ આ ઉદ્યાન તથા કુંડનો, અને તેના જલનો મહિમા સુપ્રષિદ્ધ છે.

## શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપરના મુખ્ય મુખ્ય પર્વ ઉત્સવોની તિથિઓ અને તેનાં કારણો

### પરિશિષ્ટ ૧

| | | |
|---|---|---|
| ૧. | કાર્તિક શુદિ ૧૫ | શ્રી ઋષભદેવજીના પુત્ર દ્રાવિડ ને વારિખિલ્લ દશ ક્રોડ મુનિવર સાથે મોક્ષે ગયા. |
| ૨. | પોષ વદિ ૧૩ | શ્રી ઋષભદેવ ભગવાન અષ્ટાપદે સિદ્ધિ પામ્યા. |
| ૩. | ફાલ્ગુન શુદિ ૮ | શ્રી ઋષભદેવજી આ તિથિએ પૂર્વ* નવ્વાણુ વાર સિદ્ધાચળ પર સમવસર્યા. |
| ૪. | ,, ,, શુદિ ૧૦ | શ્રી ઋષભદેવજીના પાલક પુત્ર (પૌત્ર) નમિવિનમિ વિદ્યાધર બે ક્રોડ મુનિવરો સાથે સિદ્ધિપદ પામ્યા. |
| ૫. | ,, ,, ,, ૧૩ | શ્રી કૃષ્ણ વાસુદેવના પુત્ર શામ્બ અને પ્રદ્યુમ્ન સાડી આઠ ક્રોડ મુનિ સાથે આ તીર્થના ભાડવા ડુંગરવાળા ભાગમાં સિદ્ધિ પામ્યા. |

---

* ચોરાશી લાખને ચોરાશી લાખે ગુણવાથી એક પૂર્વ થાય. એવા નવાણુ પૂર્વ એટલે ૬૯૮૫૪૪૦૦૦૦૦૦૦૦૦૦ વખત પધાર્યા અહીં નવાણુ યાત્રા કરવાની પ્રવૃત્તિનું મૂળ કારણ પણ આ જ છે.

| | | |
|---|---|---|
| ૬. | ,, ,, ,, ૧૫ | શ્રી ઋષભદેવજીના મુખ્ય ગણધર શ્રી પુંડરીકસ્વામીએ પાંચ ક્રોડ મુનિ સાથે આ તિથિએ અણસણ કર્યું. |
| ૭. | ફાલ્ગુન વદિ ૮ | શ્રી ઋષભદેવ પ્રભુનું જન્મ તથા દીક્ષા કલ્યાણક છે. તેમજ વર્ષીતપની શરૂઆત પણ આ દિવસથી જ કરાય છે. |
| ૮. | ચૈત્ર શુદિ ૧૫ | શ્રી પુંડરીક ગણધર પાંચ ક્રોડ મુનિવરો સાથે સિદ્ધિપદ પામ્યા |
| ૯ | વૈશાખ શુદ ૩ | શ્રી ઋષભદેવ ભગવંતે એ તિથિએ વર્ષીતપનું પારણું શ્રેયાંસ-કુમારના હાથે હસ્તિનાપુરમાં કર્યું હતું. કેટલેએક મહાનુભાવો વર્ષીતપનું પારણું અહીં આવીને કરે છે. |
| ૧૦ | વૈશાખ વદિ ૬ | વિ. સં. ૧૫૮૭માં શત્રુંજય ગિરિરાજનો સોલમો ઉધાર કરાવનાર કર્માશાહે વર્તમાન મૂલનાયક શ્રી ઋષભ દેવજીની પ્રતિષ્ઠા આ તિથિએ કરી છે. ( વર્ષગાંઠ ) |
| ૧૧ | અષાઢ શુદિ ૧૪ | ચોમાસાના ચાર મહિના યાત્રા બંધ થતી હોવાથી આ દિવસે ઘણાં જીવો યાત્રા કરી લ્યે છે. |
| ૧૨ | આસો શુદિ ૧૫ | પાંચ પાંડવો વીશ ક્રોડ મુનિ સાથે સિદ્ધિપદ પામ્યા. |

## પરિશિષ્ટ ૨

### આ ગિરિરાજ ઉપર મુક્તિપદ પ્રાપ્ત કરેલા મુખ્ય મુખ્ય મહાપુરુષોનાં નામ.

| | | |
|---|---|---|
| શ્રી પુંડરિક ગણધર ( શ્રી ઋષભસેન ) | પાંચ ક્રોડ મુનિવરો | સાથે |
| પાંચ પાંડવો | વીસ ક્રોડ | ,, ,, |
| દ્રાવિડ વારિખિલ્ય | દશ ક્રોડ | ,, ,, |
| શાંબ પ્રદ્યુમ્ન | સાડીઆઠ ક્રોડ | ,, ,, |
| નમિ વિનમિ | બે ક્રોડ | ,, ,, |
| દંઢંબગણધર | એક ક્રોડ | ,, ,, |
| નારદઋષિ | એકાણું લાખ સાથે | ,, ,, |
| વસુદેવની સ્ત્રીઓ | પાંત્રીશ હજાર | ,, ,, |
| વૈદર્ભી (પ્રદ્યુમ્નની સ્ત્રી) | ચુમાળીશસે | ,, ,, |
| નમિ વિદ્યાધરની પુત્રી ચર્ચા વગેરે | ચોસઠ (મધુ વદિ ૧૪) | ,, ,, |
| સાગરમુનિ | એક ક્રોડ સાથે | ,, ,, |
| ભરતમુનિ | પાંચ ક્રોડ સાથે | ,, ,, |
| અજિતસેન | સત્તર ક્રોડ | ,, ,, |
| અજિતનાથ પ્રભુના સાધુઓ | દશ હજાર (ચૈત્રીપુનમે) | ,, ,, |
| આદિત્યયશા | એક લાખ સાથે (ઢંકગિરિ) | ,, ,, |
| સોમ યશા | તેર ક્રોડ | ,, ,, |

શાન્તિનાથ પ્રભુજીના ચોમાસા વખતે ૧૫૨૫૫૭૭૭ મુનિવરો–

| | |
|---|---|
| દમિતારિ મુનિ | ચૌદ હજાર ,, ,, |
| થાવચ્ચા પુત્ર | એક હજાર ,, ,, |
| સેલગાચાર્ય | પાંચશે ,, ,, |
| સુભદ્રમુનિ | સાતશે ,, ,, |
| બાહુબલિના પુત્ર | એક હજાર ને આઠ |
| સંપ્રતિજિનના થાવચ્ચા ગણધર | એક હજાર સાથે |
| ભરત ચક્રવર્તીને પાટે | અસંખ્યાતા રાજાઓ |
| પુંડરીક ગણધરને પાટે | ,, ,, પટોધર મુનિઓ |
| રામ ને ભરત (દશરથપુત્ર) | ત્રણ ક્રોડ સાથે ,, ,, |
| શ્રી સાર મુનિ | એક ક્રોડ સાથે ,, ,, |
| કાલિક મુનિ | એક હજાર સાથે ,, ,, |
| ૧૫૨૫૫૭૭૭ મુનિ સાથે | (સહસ્રકમલગિરિ) |

આ સિવાય જેની સાથે પરિવારની સંખ્યા કહેવામાં આવી નથી એવા ભરત પુત્ર બ્રહ્મર્ષિ, ચાર પુત્ર સહિત શાંતનુ રાજા, ચંદ્રશેખર, ઋષભસેન જિન, દેવકીજીના છ પુત્ર (કૃષ્ણના ભાઈ), જાળી મયાળી ને ઉવયાળી (જાદવકુમાર), સુવ્રત શેઠ, મંડક મુનિ, આણંદઋષિ, ૪૫ મુનિ, સાત નારદ, અંધકવિષ્ણુ, ધારણી ને તેના ૧૮ કુમાર વિગેરે ઘણા ઉત્તમ જીવો સિધ્ધિપદ પામ્યા છે. આ ગિરિરાજ ઉપર અનંતા જીવો મોક્ષે પધાર્યા છે. સિધ્ધિપદ પામ્યા છે. માટે જ કહેવાય છે કે "કાંકરે કાંકરે અનંતા સિધ્ધા"

## પરિશિષ્ટ ૩

## સિદ્ધગિરિનાં નવ્વાણું નામ

| | |
|---|---|
| ૧ શત્રુંજય | ૧૧ મુક્તિનિલય (૨) |
| ૨ બાહુબલી | ૧૨ સિધ્ધાચળ (૭) |
| ૩ મરુદેવી | ૧૩ શતકૂટ |
| ૪ પુંડરિકગિરિ (૫) | ૧૪ ઢંક (૧૭) |
| ૫ રૈવતગિરિ | ૧૫ કદંબ (૨૦) |
| ૬ વિમલાચલ (૧) (વિમળાદ્રિ) | ૧૬ કોડિનિવાસ (૧૯) |
| ૭ સિદ્ધરાજ (૮) | ૧૭ લોહિત (૧૯) |
| ૮ ભગિરથ (૧૧) | ૧૮ તાલધ્વજ (૨૧) |
| ૯ સિધ્ધક્ષેત્ર (૪) | ૧૯ પુણ્યરાશિ |
| ૧૦ સહસ્રકમળ (૧૬) | ૨૦ મહાબળગિરિ |

૨૧ દૃઢશક્તિ
૨૨ શતપત્ર
૨૩ વિજયાનંદ
૨૪ ભદ્રંકર
૨૫ મહાપીઠ
૨૬ સુરગિરિ ( સુરશૈલ )
૨૭ મહાગિર ( મહાચળ )
૨૮ મહાનંદ
૨૯ કર્મસૂદણ
૩૦ કૈલાસ
૩૧ પુષ્પદંત
૩૨ જયંત
૩૩ આનંદ
૩૪ શ્રીપદ
૩૫ હસ્તગિરિ
૩૬ શાશ્વતગિરિ
૩૭ ભવ્યગિરિ
૩૮ સિદ્ધશેખર (૬)
૩૯ મહાજસ
૪૦ માલ્યવંત
૪૧ પૃથ્વીપીઠ
૪૨ દુઃખહર
૪૩ મુક્તિરાજ
૪૪ મણિકંત
૪૫ મેરુમાહધર
૪૬ કંચનગિરિ
૪૭ આનંદઘર
૪૮ પુણ્યકંદ
૪૯ જયાનંદ
૫૦ પાતાળમુળ
૫૧ વિભાસ
૫૨ વિશાળ
૫૩ જગતારણ
૫૪ અકલંક
૫૫ અકર્મક
૫૬ મહાતીર્થ
૫૭ હેમગિરિ
૫૮ અનંતશક્તિ
૫૯ પુરુષોત્તમ
૬૦ પર્વતરાજ (૧૫)
૬૧ જ્યોતિરૂપ
૬૨ વિલાસભદ્ર
૬૩ સુભદ્ર
૬૪ અજરામર
૬૫ ક્ષેમંકર
૬૬ અમરકેતુ
૬૭ ગુણકંદ
૬૮ સહસ્રપત્ર (૧૨)
૬૯ શિવંકર
૭૦ કર્મક્ષય
૭૧ તમોકંદ
૭૨ રાજરાજેશ્વર
૭૩ ભવતારણ
૭૪ ગજચંદ્ર
૭૫ મહોદય
૭૬ સુરકાંત (સુરપ્રિય)
૭૭ અચળ
૭૮ અભિનંદ
૭૯ સુમતિ
૮૦ શ્રેષ્ઠ
૮૧ અભયકંદ
૮૨ ઉજ્જવળગિરિ
૮૩ મહાપદ્મ
૮૪ વિશ્વાનંદ
૮૫ વિજયભદ્ર
૮૬ ઇન્દ્રપ્રકાશ
૮૭ કપર્દિવાસ
૮૮ મુક્તિનિકેતન

૮૯ કેવળદાયક
૯૦ ચર્ચગિરિ
૯૧ અષ્ટોત્તરકૂટ
૯૨ સૌંદર્ય
૯૩ યશોધર
૯૪ પ્રીતિમંડણ
૯૫ કામુકકામ (કામદાયી)
૯૬ સહજાનંદ
૯૭ મહેંદ્રધ્વજ
૯૮ સર્વાર્થસિધ્ધ
૯૯ પ્રિયંકર.

આ સિવાય શત્રુંજયમાહાત્મ્યમાં નીચે પ્રમાણે બીજાં નામ પણ મલે છે.

બ્રહ્મગિરિ, નાન્દિગિરિ, શ્રેયઃપ્રદ, પ્રભોપદઃ સર્વકામદ, ક્ષિતિમંડળમંડન, સહસ્રાખ્યગિરિ, તાપસગિરિ, સ્વર્ગગિરિ, ઉમાશંભુગિરિ, સ્વર્ણગિરિ, ઉદયગિરિ, અર્બુદગિરિ.

## પારશિષ્ટ ૪

## શત્રુંજય સંબંધી કેટલીક વધુ વિગતો—

### છીપકવસતિ—

સીવાસોમજીની ટૂંક શત્રુંજય પર છે. તે બન્ને અમદાવાદના હતા ને ચીભડાનો વ્યાપાર કરતા હતા. પછી તેઓ સુભાગ્યે ધનવાન્ થયા ને શત્રુંજય પર "મીરાત અહમદી "ના લખવા પ્રમાણે પાંચ લાખ રૂપિયા ખર્ચી ચોમુખ મંદિર બંધાવ્યું તે ટૂંક છીપાવસહી પણ કહેવાય છે. (જૈનયુગ,માઘ ૧૯૮૨,તીર્થરાજચૈત્યપરિપાટં સ્તવનં પૃ. ૨૨૩.)

## સં. ૧૮૪૪ માં શ્રી શત્રુંજયનાં દહેરાં અને પ્રતિમાઓ

સંવત ૧૮૪૪ વર્ષે વૈસાખ શુદ ૪ શ્રી સિધ્ધાચલી ઉપરે દેહરા તથા પ્રતિમા સંખ્યા સઘલે થઇને ૩૯૬૫ સઘલે થઇ તે લીખી છે.

પ્રતિમા પર શ્રી આદીશ્વરજીના મૂલ ગભારા મધ્યે કાઉસગીયા સહિત
,, ૮૦ બાહિર રંગમંડપે મરુદેવી માતા ભરતચક્રીસહિત છે
,, ૧૯૩ મૂલનાયક દેહરા બાહિર ચોફેર દેહરી ૪૫ તે મધ્યે.
,, ૪૩ રંગમંડપની બીજી ભૂમિ મધ્યે
,, ૧૬ મૂલદેવગૃહ પાછે ચોમુખની પંકિત મધ્યે.
,, ૮૦ ચોમુખ છોટા ચોફેર સર્વ ૨૦ તેહની
,, ૧૯ સંઘવી મોતી પટણીના દહેરા મધ્યે ચોમુખ ૧ આલીયા મધ્યે
,, ૨૨ સમેતશિખરજીના થાપનના દેહરા મધ્યે,
,, ૨૧ કુસલબાઇના દેહરા મધ્યે ચોમુખ ૧ આલીયા મધ્યે
,, ૩૨ દક્ષિણદશે અંચલગચ્છના દેહરામધ્યે

,, ૭૦ સામૂલાના દેહરા મધ્યે ચોવીસવટો ૧ છે.
,, ૬૪ અષ્ટાપદના દેહરા મધ્યે એ દેહરા પાસે પાણી ટાંકી છે.
,, ૩ શેઠ સૂરચંદની દેહરી મધ્યે
,, ૩ સા કૂરાં ઘીયાની દેહરી મધ્યે પ્ર૦
,, ૮ સહસકૂટ પાસે સમેતશિખર પાસે ગોરવ છે તે મધ્યે
,, ૧૦૨૮ સહસકૂટની દેહરી મધ્યે આ .....મધ્યે
,, ૩૪ વસ્તુપાલ તેજપાલના દેહરા મધ્યે ઋષભદેવ...ના પગલા
,, ૧૨ સમોસરણના દેહરા મધ્યે પ્ર૦
,, ૧૦ સાભાંણા લીબડીયાની દેહરી મધ્યે.
,, ૧૦ વસ્તુપાળ તેજપાળની દેહરી પાસે.

( આગળ સંબંધ નથી મળતો )

૫૩૨ કોટની ભમતીની દેહરી ૧૦૮ પ્ર. છુટક ૩૮૮ ચોવીસ વટાતેહની પ્ર. ૧૪૪

## હાથી પોલની બહારનાં દેહરાં તથા પ્રતિમાસંખ્યા.

પ્રતિમા ૫ સા. મીઠાચંદ લાધાના દહેરા મધ્યે.
,, ૪ મુહણોત જયમલના દેહરા મધ્યે.
,, ૧૦ દોસી ઋષભવેલજીના દેહરા મધ્યે
,, ૭ સારાજસીના દેહરા મધ્યે.
,, ૧ કપર્દિયક્ષની દેહરી, ૧ શ્રી ચક્રેશ્વરી દેવીની દેહરી,
,, ૧ હનુમાનજીની દેહરી,
,, ૧ મોટા આદેશ્વર ભગવાનના દેહરા મધ્યે.
,, ૨ પાર્શ્વજિન કાઉસ્સગ્ગીયા.
,, ૯૪ પ્રેમચંદ મોદીના દેહરા મધ્યે.
,, ૧૫ હેમચંદ મોદીના ,, ,,
,, ૬ દેહરી છે.
,, ૭ પાંચ પાંડવની દેહરી મધ્યે ૫ પાંડવ અને કાઉસગીયા.
,, ૫ છીપાની દેહરી
,, ૨ અજિતશાંતિના દેહરા પ્ર.
,, ૧ નેમિનાથજીની દેહરી ૧
,, ૩ મોટા દેહરા
,, ૫ સીમધરના દેહરા મધ્યે.
,, ૪ અજિતનાથના દેહરા મધ્યે.
,, ૩ હાથિપોલને બેહુપાસે.

,, ૭૩ કુમારપાલના બાવનજિનાલયમંદિર મધ્યે.

,, ૭ ... .... ... ...
,, ૧૫ ... ... ... ...
,, ૬ .... ... ... ...

} પાનું ખવાઇ ગયું છે.

,, ૯ વોરા નિમાના દેહરા મધ્યે.

,, ૭ ગાંધી ડોસાના દેહરા મધ્યે.

,, ૪ લાડુઆશ્રીમાલી વીરજીના દેહરા મધ્યે.

,, ૧૧ સંઘવી કચરા કીકાના દેહરા મધ્યે

,, ૧૩ છુટા ચોમુખ

,, ૩ શાન્તિનાથના દેહરા મધ્યે.

,, ૨૫૦૦ ચાયપ્રમૂખ ૨૫૦૦ સાધુના પગલાની થાપના.

,, ૪ દક્ષિણ દસે કોટની થડમાં દેહરી.

,, ૪૪ સવાસોમજીના ચોમુખના દેહરા મધ્યે.

,, ૧૬૦ ભમતીમાં

,, ૧૦ સંપ્રાતરાજાના દેહરામાં

,, ૮ વિમલવસહી પાસે દેહરા ૨.

,, ૮૧ વિમલવસહી

,, ૧૭૧ નેમિશ્વરજીની ચવરી

,, ૪ સમોસરણ

,, ૫ રત્નસિંહ ભંડારી

,, ૨૦ સમોસરણ પછવાડે

,, ૨૧ એ દેહરાની પાસે દેહરા મ.

,, ૫ નથમલ આણંદજી દેહરા મ.

,, ૫. પ્રેમજી વાલજીના દેહરા મધ્યે

,, ૧૮ સાવધુ પાટણીના દેહરા ,,

,, લાધા સૂરતિના દેહરા મધ્યે.

અધુરૂં.

( આગળ પાનું નથી. ઓગણીસમી સદીની આ સંખ્યા ગણવા જેવી છે )

—[ જૈન યુગમાંથી ઉધૃત ]

## પરિશિષ્ટ ૫

### વીસમીસદીમાં તીર્થાધિરાજ શ્રી સિદ્ધાચલજીની ટૂંકોનાં ટૂંકવાર કુલ દહેરાં અને એકંદર પ્રતિમાઓ તથા પગલાંઓનો અનુમાનથી ગણેલો કોઠો

| ટૂંકનું નામ | વિભાગનું નામ | દહેરા | દહેરી | પ્રતિમાજી | પગલાં |
|---|---|---|---|---|---|
| ૧ આદીશ્વરની ટૂંક ૧ પહેલી | રતનપોળ | ૨ | ૨૩૪ | ૩૩૧૫ | ૧૬૬૩ |
| | વિમલવશી | ૩૪ | ૫૯ | ૧૪૧૫ | ૨૦૯ |
| | નરશી કેશવજી | ૨ | ૭૦ | ૭૦૦ | ૨ |
| ૨ મોતીશાની ટૂંક બીજી | | ૧૬ | ૧૩૨ | ૨૪૬૩ | ૧૪૫૭ |
| ૩ બાલાભાઈની ટૂંક ત્રીજી | શ્રી અદ્બદજીદાદા સાથે | ૬ | ૧૩ | ૩૦૨ | ૨ |
| ૪ પ્રેમચંદ મોદીની ટૂંક ચોથી | | ૭ | ૫૧ | ૪૮૦ | ૧૪૬૦ |
| ૫ હેમાભાઈની ટૂંક પાંચમી | | ૪ | ૪૩ | ૩૦૩ | ૩ |
| ૬ ઉજમબાઈની ટૂંક છઠ્ઠી | | ૩ | ૨ | ૨૦૪ | ૦ |
| ૭ સાકરચંદ પ્રેમચંદની ટૂંક સાતમી | | ૩ | ૩૧ | ૧૪૯ | ૯ |
| ૮ છીપાવશીની ટૂંક આઠમી | પાંડવોનાં અન્ને દહેરાં સાથે | ૫ | ૪ | ૧૦૩૬ | ૦ |
| ૯ ચોમુખજીની ટૂંક નવમી અથવા સવા સોનાની ટૂંક | ચોમુખજી | ૧૨ | ૭૪ | ૭૦૩ | ૦ |
| | ખરતરવશી | ૧૧ | ૦ | ૧૪૩ | ૪૧૫૬ |
| | નરશી કેશવજી | ૧ | ૧૮ | ૧૦૫ | ૦ |

શ્રી શત્રુંજય તીર્થાધિરાજની મોટી નવ ટૂંકમાં ઉપર મુજબ દહેરાં દહેરીઓ ઉપરાંત નાના ગોખ ઘણા છે. તેમજ કોઠામાં બતાવેલ પ્રતિમાનો કુલ આંકડો ખાસ નાની મોટી પાષાણ પ્રતિમાજીનો જાણવો.

ચાર સહસ્રકૂટની ચાર હજાર પણ અંદર વધારવી

ઉપર્યુક્ત દેરા દેરીઓ અને મૂર્તિઓની સંખ્યા ગણતરી પણ અત્યારે તો જૂની થઈ ગઈ છે નિરંતર નાની મોટી દેહરીઓ વધે છે, પ્રતિમાઓ પણ વધે છે. ઈસ્વી ૫૦ સદીમાં પણ ઘણો વધારો થયો છે એટલે વર્તમાન ગણનામાં અને ઉપરની ગણનામાં ફેર પડે છે એ સ્વાભાવિક છે કિન્તુ ઉપર્યુક્ત ગણના આપણને અનુમાન પુરું પાડે છે. હવે એકવીસમી સદીની શરૂઆતમાં ગિરિરાજના દેહરાં, દેરીઓ, પ્રતિમાઓની ગણના થાય તો આપણને ખબર પડે કે ઈસ્વી અર્ધી સદીમાં કેટલો વધારો થયો છે.

ત્યુપરાંત ધાતુની પ્રતિમા સિદ્ધચક્રજી. અષ્ટમંગલીક, ઓંકાર્હ્રીંકાર, પતરાં, દેવદેવીઓની મૂર્તિઓ, શેઠ-શેઠાણીની મુર્તિઓ આચાર્યવરો તથા મુનિ પુંગવોની મુર્તિઓ, બ્રહ્મચારી વિજય શેઠ વિજયા શેઠાણીની મૂર્તિઓ' મરૂદેવ માતા તથા નાબિરાજા વગેરેની મૂર્તિઓ, પાંડવો દ્રૌપદી વગેરેની મૂર્તિઓ ઘણી છે તે સર્વને ત્રિકરણ શુદ્ધયા ત્રિકાલ વંદન હો ! ! !

# ઉપસંહાર

**આ તીર્થ** પ્રાયઃ શાશ્વતું મનાય છે જૈન દર્શન કાલના બે વિભાગ પાડે છે. ઉત્સર્પિણી કાલ અને અવસર્પિણી કાલ. દરેકના છ છ આરા છે. ઉત્સર્પિણી કાલના પ્રથમ આરામાં આ તીર્થનું માન સાત હાથનું હોય છે, બીજા આરામાં બાર જોજનનું, ત્રીજા આરામાં ૫૦ જોજનનું, ચોથા આરામાં ૬૦ જોજનનુ, પાંચમા આરામાં ૭૦ યોજનનું અને છઠ્ઠા આરામાં ૮૦ જોજનનું માન હોય છે. જ્યારે અવસર્પિણી કાલના પહેલા આરામાં ૮૦ જોજનનું, બીજા આરામાં ૭૦ જોજનનું, ત્રીજા આરામાં ૬૦ જોજનનું, ચોથા આરામા ૫૦ જોજનનું, પાંચમા આરામાં ૧૨ જોજનનુ અને છઠ્ઠા આરામાં સાત હાથનુ માન રહે છે. આવી રીતે અનાદિ કાળથી વધઘટ થયા જ કરે છે પરન્તુ સ્થાન કાયમ જ રહે છે તેથી આ ગિરિરાજને પ્રાયઃ શાશ્વત કહેલ છે.

અહીં જૈન ધર્મમાન્ય–પૂજ્ય અનંતા તીર્થંકરો પધાર્યા છે, પધારશે અને પધાર્યા હતા. તેમજ અનંતા જીવોએ કર્મક્ષય કરી અક્ષયસુખ–મુક્તિસુખ પ્રાપ્ત કર્યું છે.

જૈન સૂત્રોમાં આ તીર્થનું વર્ણન મળે છે. ખાસ કરીને જ્ઞાતાધર્મકથાંગમાં આ તીર્થનું નામ આવે છે અને ત્યાં મોક્ષગામી જીવનુ વર્ણન આપ્યુ છે પુંડરીકાચલ, સિદ્ધાયતન, સિદ્ધશૈલ આદિ નામો આપ્યા છે. અજૈન ગ્રંથ ભાગવતમાં પણ જૈનધર્મપૂજ્ય આ ગિરિરાજનુ વર્ણન આપ્યુ છે પ્રાચીન અર્વાચીન અનેક જૈન સાહિત્યમાં આ ગિરિરાજનુ વર્ણન મલે છે. આ. શ્રી ધનેશ્વરસૂરિજીકૃત શત્રુંજય માહાત્મ્ય પછી તો ઘણા ગ્રંથોમા આ ગિરિરાજનુ ચમત્કારી, અલૌકિક વર્ણન મળે છે.

આ તીર્થની પ્રાચીન તલાટીઓનું જે વર્ણન મળે છે તે જોતાં આ ગિરિરાજની લંબાઇ પહોળાઇનો થોડો ખ્યાલ આવી શકે છે ખરો.

૧—પ્રથમ તળાટી આનંદપુર (વડનગર) હતી.

૨—વલ્લભીપુર તલાટી હતી, જ્યાનુ સ્થળ અત્યારે પણ બતાવાય છે

૩—સિદ્ધવડ તલાટી હતી જ્યાં આદિપુર ગામ હતું (જેને અત્યારે આદપર

કહે છે) અહીંથી પહેલાં રસ્તો હતો, છ ગ.ઉની યાત્રામાં આજે પણ આ જ સ્થાન લેવાય છે.

૪—પાલીતાણા શહેરમાં, દરબારી નિશાળ પાસે જ તળાટી હતી જેના સ્મારકરૂપે બે દહેરીઓ છે. અત્યારે પણ ચૈત્યપરિપાટી અને ગિરિપૂજામાં આ સ્થાનનું બહુમાન કરાય છે. કહે છે કે યોગીરાજ નાગાર્જુને અહીં તળાટી સ્થાપી પોતાના ગુરુ પાદલિપ્તસૂરિજીના નામથી પાદલિપ્તપુર—પાલીતાણા સ્થાપ્યું હતું.

છેલ્લી તળાટી અત્યારે જે સ્થાને છે તેને જય તળાટી કહે છે આ સ્થાન અમદાવાદના નગરશેઠ હેમાભાઈએ સ્થાપ્યું છે. બે બાજુ સુંદર મંડપવાળી દેરીઓ કરી પાદુકાઓ પધરાવી છે. અત્યારે આ સ્થાનના ચોકમાં દીક્ષા આદિ શુભ ક્રિયાઓ થાય છે.

અત્યારે આ ગિરિરાજનું બાર યોજનનું માપ છે તે જણાવે છે. અહીંથી ગિરનાર સુધીની આ ગિરિરાજની હાર એકસરખી જાય છે. આ રસ્તે સ્વર્ગસ્થ પૂજ્ય ગુરુદેવ શાસનદીપક ગુરુકુલસ્થાપક શ્રી ચારિત્રવિજયજી મહારાજ સાહેબ પધાર્યા હતા તેમજ પન્નાખી મુનિરાજ શ્રી કલ્યાણવિજયજી મહારાજ પણ આ રસ્તે ગયાનું સંભળાય છે.

આપણે ચોથી તળાટી જે જોઈ ગયા તે સ્થાન પણ બરાબર છે. મહામંત્રી વસ્તુપાલે લલિત સરોવર ગામબહાર બંધાવ્યું હતું. તેમના સંઘનો ઊતારો ત્યાં હતો અને ત્યાંથી આ રસ્તે થઈને જ ઉપર જવું અનુકૂળ હશે એટલે આ સ્થાન પણ ઠીક જ લાગે છે.

આ સિવાય ગિરિરાજ ઉપર સૂર્યકુંડ, રાયણવૃક્ષ, કપર્દીયક્ષની મૂર્તિ આદિ પ્રાચીન છે તેમજ સંપ્રતિરાજાનું મંદિર, વિમલશાનું મંદિર, મહારાજા કુમારપાલનું મંદિર અને વસ્તુપાલનું મંદિર વિગેરે પ્રાચીન ઐતિહાસિક મંદિરો ખાસ દર્શકોનું મન આકર્ષે છે.

ભાડવાનો ડુંગર—ભદ્રગિરિ કે જ્યાં કૃષ્ણમહારાજના પુત્ર શાંબ તથા પ્રદ્યુમ્નજી સાડીઆઠ કોટિ મુનિ સાથે ફા. શુ ૧૩ ના દિવસે સિદ્ધિપદને પામ્યા કે તેની પાદુકાની તેમજ શ્રી આદિનાથ ભગવાનની પાદુકાની અત્રે દહેરી છે. પાસે શેઠ ભગુભાઈ પ્રેમચંદે સમરાવેલ એક કુંડ છે, જ્યાં બીજા તીર્થંકર શ્રી અજિતનાથ પ્રભુજી તથા સોળમા તીર્થંકર શ્રી શાન્તિનાથજીનાં જુદા જુદા સમયે ચાતુર્માસ થયાં છે. વળી કરોડો મુનિઓ ધ્યાન કરી આત્મકલ્યાણ સાધી ગયા છે. અહીં બન્ને પ્રભુજીની દેહરીઓ સામસામે હતી. એક સ્થાને ચૈત્યવંદન કરતાં બીજા સ્થાનને પુંઠ પડતી હતી. આખરે શ્રી નંદિષેણ મુનિવરે અજિતશાંતિસ્તવ

બનાવીને બંને દેહરીઓ એક સાથે બનાવી દીધી. આ સ્થાન પણ ઘણું જ પ્રાચીન, ચિત્તાકર્ષક અને પવિત્ર છે. ગિરિરાજમાં અનેક પ્રકારની ઉત્તમ ઔષધીઓ અને રસકુપિકાઓ પણ છે પણ એ તો " પુણ્યવંત લહે ભવી પ્રાણી "

ત્યાંથી આગળ ચાલતા ભાડવાના ડુંગરનું નીચે પ્રમાણે સ્થાન આવે છે. અત્રેથી નીચે ઉતરતા તરત તળેટી આવે છે. જ્યાં સિધ્ધવડ છે તેની પાસે આદિનાથ ભગવાનની પાદુકાની દહેરી આવે છે જેની નજીકમાં એક વાવ છે. છ ગાઉનો લાંબો અને રળીયામણો પંથ કાપી આવતા યાત્રિકો અત્રે ભાતું વાપરે છે. છ ગાઉની યાત્રામાં આ બધા સ્થાનો આવે છે. ખાસ ફા. શુ ૧૩ નું અહીંની યાત્રાનું ખાસ મહત્ત્વ છે. તેનુ કારણ એ છે કે–ફા. શુ. ૧૩ કૃષ્ણવાસુદેવના પુત્ર શાંબ પ્રદ્યુમ્ન સાડી આઠ ક્રોડ મુનિવરો સાથે મુક્તિ પધાર્યા છે, તેમની દેહરીઓમાં પાદુકાઓ છે, સ્થાન ઘણુ જ પ્રાચીન અને પવિત્ર છે.

ઘેટીની પાગનું સ્થાન પણ પ્રાચીન છે. ભગવાન શ્રી ઋષભદેવજીએ તલાટી પછી ગિરિરાજ ઉપર પ્રથમ પગ ધર્યા તે આ સ્થાન છે આ યુગમાં જાવડશાહના સમયે આ સ્થાનનો જીર્ણોધ્ધાર થયો હતો અને ત્યારપછી સુધારાવધારા થતા જ આવ્યા છે પણ સ્થાન પ્રાચીન છે.

આવી જ રીતે ગિરિરાજ ઉપર જ્યાંથી દાદાના શિખરનાં દર્શન થાય છે, તે વિશાલ પટ ને દેહરી–સ્થાન છે તે પણ ઘણું જ પ્રભાવિક–પ્રાચીન અને પુનિત છે. આ સ્થાન પર ઋષભદેવ પ્રભુજીના પુત્ર દ્રાવિડ ને વારિખિલ્લ આદિ દશ ક્રોડ મુનિવરો સાથે કાર્તિકી પૂર્ણિમાએ મોક્ષે ગયા છે. તેમ જ શ્રી નેમિનાથ પ્રભુજીના તીર્થમાં થયેલા અઇમત્તા મુનિજી, નારદઋષિજી આદિ પણ આ સ્થાન પર મોક્ષે ગયા છે, થાવચ્ચ પુત્ર, સેલગ મુનિ અને ગજસુકુમાલ મુનિવરો પણ અહીં મોક્ષે ગયા છે, જેનો ઉલ્લેખ જ્ઞાતાસૂત્રમાં મળે છે. સુપ્રસિધ્ધ રામચંદ્રજી અને તેમના બન્ધુ ભરતરાય ત્રણ ક્રોડ મુનિવરો સાથે અહીં મોક્ષે ગયા છે, જેમની યાદીમાં આ સ્થાન પર પાદુકાઓ -મૂર્તિરૂપે વિદ્યમાન છે.

હાલનો વિશાલ સુંદર ચઢવાનો રસ્તો પણ મહારાજા કુમારપાલના સમયે થેડે, ત્યારપછી વસ્તુપાલ તેજપાલના સમયે, ત્યારપછી જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી મહાન્ અપૂર્વ સંઘ લઇને આવ્યા ત્યારે અને છેલ્લે શેઠ હેમાભાઇ પ્રેમાભાઇએ ચઢાવનો માર્ગ યાત્રીઓને સુલભ કરી આપ્યો છે.

આ તીર્થની બાર ગાઉની યાત્રામાં આવતાં કદંબગિરિ અને હસ્તગિરિ પણ પ્રાચીન સ્થાનો અને આ ગિરિરાજનાં શિખરો છે

કદંબગિરિમા ગઈ ચોવીશીના બીજા શ્રી નીર્વાણી તીર્થંકરના ગણધર કદંબ મુનિ એક ક્રોડ મુનિવરો સાથે મોક્ષે પધાર્યા છે ત્યાં ઉપરના ભાગમાં પ્રાચીન પાદુકાઓ છે. વચ્ચે અને નીચે આચાર્યમહારાજ શ્રી વિજયનેમિસૂરિશ્વરજીના ઉપદેશથી સુંદર મંદિરો અને ધર્મશાળા ઉપાશ્રયાદિ બનેલ છે.

હસ્તગિરિ પણ પ્રાચીન સ્થાન છે. ચક્રવર્તી ભરતરાજાના હાથીનું અહીં સમાધિ-મરણ થયું હતું. આ સ્થાને પણ મંદિર છે. આવી રીતે ચારે તરફથી આ ગિરિરાજની પ્રાચીનતા, પવિત્રતા સિદ્ધ થાય છે.

આ આખા તીર્થનો વહીવટ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી કરે છે. ગિરિરાજ ઉપર થોડાં વર્ષો પહેલાં થયેલા જીર્ણોદ્ધારમાં ઘણા શિલાલેખો દબાઈ ગયા, તૂટી ગયા, નષ્ટ થયા છે. મંદિરોની પ્રાચીનતા પણ ઢંકાઈ ગઈ છે. કેટલાએક પ્રાચીન શિલાલેખો અંગ્રેજ વિદ્વાનોએ પ્રગટ કર્યા છે તેવા લેખો પણ અસ્તવ્યસ્ત થયા છે, જેનો સંગ્રહ કરી પ્રકાશિત કરવાથી આ તીર્થની પ્રાચીનતા પ્રકાશમાં આવશે.

# પૂરવણી

શ્રી શત્રુંજય ઉપર મૂળનાયકના મંદિરમાં ઉપર જવાના દાદરાની ડાબી બાજુએ આવેલી દેરીમાં પ્રવેશ કરતાં પુંડરીકસ્વામીની મૂર્તિનો લેખ—

श्रीमद्युगादिदेवस्य पुण्डरीकस्य चक्रमौ ॥
ध्यात्वा शत्रुंजये शुद्धचेत ह्लिदयांध्यानसयमे ॥
श्रीसंगमसिद्धमुनिविद्याधरकुलनभस्तलमृगांकः ॥
दिवसैश्चतुर्भिरधिकं म समुपोष्याचलितसत्त्व ॥
वर्ष सहस्रे पष्ठ्या चतुर्भिवत्याधिके दिवमगच्छत् ।
सोमदिनमाग्रहायणमासे कृष्णद्वितीयायाम ॥
अस्यैयकः शुभं तस्य श्रेष्ठा राधेयंक त्मकम् ।
पुण्डरीकपदासंगि चैत्यमेतदचीकरत् ॥

ચોમુખજીની ટુંકમાં પગથિયાં ચઢીને ટુંકમાં પ્રવેશ કરતાં જમણી બાજુના મંદિરમાંની ધાતુની છૂટી પ્રતિમા ઉપરનો લેખ—

ओ सिद्धहेमकुमार सं ४ वैशाख व २ गुरौ भीमपल्लीसत्क व्य० हां श्रव्र- मार्या गुणदेविश्रेयोर्थं श्रीशांतिनाथबिंबं कारित ॥

શ્રી તારંગજગિરિ : ટેકરીનું એક દૃશ્ય.

શ્રી તારંગજગિરિ રમ્ય જિનાલયો નજરે પડે છે.

શ્રી ભદ્રેશ્વર તીર્થનું અલૌકિક દૃશ્ય

શ્રી વલ્લભીપુરના જિનાલયનું રમ્ય દૃશ્ય

## તલાજા

તાલધ્વજગિરિ ડુંગર, સિદ્ધાચલજીના એક શિખરરૂપ છે. તલાજા શહેરથી તાલધ્વજ-ગિરિ એક ફર્લાંગ દૂર છે. પહાડનો ચઢાવ અધો ગાઉનો છે. ઉપર ચઢવા માટે સુંદર પગથિયાં છે. ઉપર સુંદર ૩ જિનમંદિરો છે. મૂલનાયક શ્રી સુમતિનાથ મહારાજ છે. ભમતીમાં સુંદર પ્રાચીન મૂર્તિઓ છે. ઠેઠ ઉપર ચોમુખજીનું મંદિર છે ત્યાંથી સિધ્ધાચલજીનાં દર્શન થાય છે. થોડાં વર્ષ પહેલાં નીચે ખેતરમાંથી શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની પ્રતિમા નીકળેલ તેની પ્રતિષ્ઠા આ. શ્રી વિજયનેમિસૂરિજી મહારાજે કરાવી હતી. સુંદર ગુરુ-મંદિર પણ છે. નીચેના મંદિરનો જીર્ણોધ્ધાર લક્ષ્મીબહેને કરાવેલ છે. ઉપર બીજી બે દેરીઓ છે જેમા એકમાં ભરત મહારાજાનાં અને બીજીમા બાહુબલિજીનાં પગલાં છે.

મૂળમંદિરનો વિ.સ. ૧૮૭૨ માં બાબુ ધનપતસિંહજીએ જીર્ણોધ્ધાર કરાવ્યો હતો અને નીચે જૈન ધર્મશાલા બંધાવી હતી. શ્રી સંઘની પણ એક ધર્મશાલા છે. ડુંગરમાં ૩૦ ગુફાઓ છે. ૪–૫ ગુફાઓ તો ઘણી જ મોટી અને વિશાલ છે.

એક ખોડિયારનું તથા બીજું આભપુરા મંડપનું શોયરુ પ્રસિધ્ધ છે.

તલાજાના ડુંગર ઉપર વસ્તુપાલ તેજપાલે શ્રી આદીશ્વર ભગવાનનું મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ મળે છે ત્યારબાદ ૧૩૮૧ માં મંદિર બન્યાનો પણ ઉલ્લેખ મળે છે.

તલાજા શહેરમાં સુંદર જિનમંદિર, શ્વેતામ્બર જૈન ધર્મશાલા, ઉપાશ્રય, લાય-

ફેરી વગેરે છે. તલાજાથી દોઢ ગાઉ દૂર સખલાસર ગામના કોળી કરશનને સ્વપ્નામાં શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની મૂર્તિનાં દર્શન થયાં. બાદ તેના ખેતરમાંથી સંપ્રતિ મહારાજાના સમયની મૂર્તિ નીકળી હતી જે શહેરના મંદિરમાં પધરાવેલી છે. નીચે તલાટીની ધર્મશાલામાં ભાતું અપાય છે. તલાજા પાસે તલાજી નામની અને થોડે દૂર પવિત્ર શેત્રુંજી નામની નદી વહે છે.

પાલીતાણાથી મોટર રસ્તે ૧૦ ગાઉ અને ભાવનગરથી રેલ્વે રસ્તે ૧૬ ગાઉ દૂર તલાજા સ્ટેશન છે. ભાવનગરથી મહુવા જતી રેલ્વે લાઇનમાં તલાજા સ્ટેશન છે.

## મહુવા

આ શહેરને શાસ્ત્રમાં મધુમતી તરીકે ઓળખાવી છે. અહીં જીવિત-સ્વામીનું સુંદર ભવ્ય સાત શિખરી મંદિર છે. જીવિતસ્વામીની પ્રતિમા બહુ જ પ્રાચીન છે.શત્રુંજયનો ૧૪મો ઉધ્ધાર કરનાર જાવડશાહ આ નગરીના રહેવાસી હતા. વિ. સં. ૧૦૮ માં મહાન્ પૂર્વધર યુગપ્રધાન આચાર્યશ્રી વજ્રસ્વામીના ઉપદેશથી શત્રુંજય તીર્થનો ઉધ્ધાર કરાવ્યો હતો. અહીં યશોવૃધ્ધિ બોર્ડીંગ સારી ચાલે છે. એક વિશાલ દેવગુરુમંદિર આ. શ્રી વિજયનેમિસૂરિજી મહારાજે હમણાં કરાવરાવ્યું છે. ઉપાશ્રય, ધર્મશાળા આદિની સગવડ સારી છે. મહુવા બંદર છે. ભાવનગરથી ટ્રેન જાય છે. મહુવા લાઇનનું છેલ્લું રેલ્વે સ્ટેશન છે.

ગુર્જરેશ્વર કુમારપાળની સામે ઉછામણીમાં સવાક્રોડ સોનૈયાના ચઢાવાથી તીર્થ-માળ પહેરનાર અને સવાક્રોડની કિંમતના મણિરત્નથી વિભૂષિત હારવડે પરમાત્માના કંઠને અલંકૃત કરનાર શ્રેષ્ઠિવર્ય જગડુશાહ, શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય વિજયધર્મ-સૂરિ, આધુનિક સૂરિસમ્રાટ, કદંબગિરિતીર્થોધ્ધારક આ. શ્રી વિજયનેમિસૂરિ તેમજ ચીકાગોમાં ભરાયેલ વિશ્વધર્મ પરિષદમાં જૈનધર્મનો ડંકો વગાડનાર વીરચંદ રાઘ-વજી જેવા પુરુષરત્નોને જન્મ આપી આ ભૂમિએ પોતાનું 'રત્નસૂ' નામ ખરેખર સાર્થક કરેલ છે.

મહુવાની આસપાસ વનરાજી સારા પ્રમાણમાં વિકસી છે પરન્તુ તેમાં ખાસ કરીને નાળીયેરી, આંબા, કેળ અને સોપારીનાં વૃક્ષોની વિપુલતા છે. શહેરની ચારે બાજુ વનસ્પતિ આવેલ હોવાથી ભર ઉનાળામાં પણ અહીં લૂ વાતી નથી પણ ઉલટી ઠંડી હવાનો અનુભવ થાય છે અને તેથી જ મહુવાને 'કાઠિયાવાડનું કાશ્મીર' એવું ઉપનામ મળેલ છે.

અહીંનું હાથીદાંતનું તથા લાકડાનુ કોતરકામ અત્યંત વખણાય છે. લાકડાના રમકડા અને તેમાં ય ખાસ કરી કેરી, દાડમ, જમરૂખ, સોપારી વિગેરે એવા આબેહુબ બનાવવામાં આવે છે કે તે સાચા છે કે બનાવટી તેની પ્રથમ દૃષ્ટિએ ખબરપણ પડતી નથી. શહેરની વસ્તી આશરે ત્રીશ હજાર લગભગની છે. જૈનોના ઘર આશરે સાડાત્રણસો છે.

## ઘોઘા : શ્રી નવખંડા પાર્શ્વનાથ

ભાવનગરથી લગભગ ૭ા થી ૮ ગાઉ દૂર ઘોઘા બંદર છે. અહીં શ્રી નવખંડા પાર્શ્વનાથજીનું સુંદર પ્રાચીન તીર્થ છે. નવખંડા પાર્શ્વનાથજીની મૂર્તિની વિ. સં. ૧૧૬૮માં શ્રી અજિતદેવસૂરિજીના સમકાલીન આચાર્ય મહેન્દ્રસૂરિજીએ અંજનશલાકા કરાવી છે. મૂર્તિ કરાવનાર શ્રાવક ઘોઘાબંદરના શ્રીમાલી નાણાવટી હીરૂ શેઠ હતા. અધિષ્ઠાયક દેવની અસાવધાનીમાં આ ચમત્કારી મૂર્તિનો મ્લેચ્છો-મુસલમાનોએ ભંગ કર્યો હતો અને નવ ખંડ કર્યાં હતાં. પછી અધિષ્ઠાયક દેવે સ્વપ્નમાં જણાવ્યુ કે-રૂના પોલમાં ભરી રાખી ( કોઈ લાપસીમાં કહે છે ) તેને છ મહિના પછી કાઢજો એટલે સાંધા મળી જઇ પ્રતિમાજી અખંડિત થઇ જશે. શ્રાવકોએ તે પ્રમાણે કર્યું કિન્તુ સાંધા મળ્યા કે નહિં તેની અધીરાઇથી છ મહિના પહેલાં તે મૂર્તિને જોઇ. ખંડ તો જોડાઇ ગયા, પરન્તુ સાંધા બાકી રહી ગયા. આજે પણ નવ સાંધા જણાય છે, આ કારણથી આ મૂર્તિનું નામ નવ-ખંડા પાર્શ્વનાથ પડ્યું. મૂર્તિ ઘણી જ ચમત્કારી,પ્રાચીન અને દર્શનીય છે. ઘોઘામાં બીજું પણ એક મંદિર છે. ઘોઘાથી સીધા પાલીતાણે પણ જવાય છે; નહિં તો ત્યાંથી પાછા ભાવનગર અવાય છે.

**ભાવનગરમાં ચાર સુંદર જિનમંદિરો છે.** ગામ બહાર દાદાજીનું ( મહાવીરસ્વામીનું ) મંદિર બહુ જ સરસ છે. **ભાવનગરમાં** શ્રી જૈનધર્મ પ્રસારક સભાનું સુંદર વિશાલ ભુવન-પુસ્તકાલય, શ્રી આત્માનંદ જૈનભુવન-લાયબ્રેરી વગેરે ખાસ દર્શનીય છે. ' શ્રી જૈન ધર્મ પ્રકાશ ' (માસિક) 'આત્માનંદ પ્રકાશ ' (માસિક) 'જૈન' પત્ર (સાપ્તાહિક) વગેરે અહીંથી પ્રકાશિત થાય છે. જૈન બોર્ડીંગ, જૈન ભોજનશાળા; યશોવિજય ગ્રંથમાલા, જૈન કન્યાશાળા, દવાખાનું વગેરે ચાલે છે. કાઠિયાવાડમાં મુખ્ય શહેર છે. એક સમયે દરેક ધાર્મિક પ્રવૃત્તિનું કેન્દ્રસ્થાન ભાવનગર હતું.

વિ. સં. ૧૭૭૯ના અક્ષયતૃતીયાને રોજ પહેલા ભાવસિંહજી મહારાજે આ નગર વસાવેલ છે. તે પહેલાં તો વડવા ગામ જ હતું. તેની નજીકમાં સમુદ્રકિનારે આ શહેરની સ્થાપના કરવામાં આવી અને ક્રમેક્રમે વિકાસ સાધી આજે એ કાઠિયા-વાડનું પ્રથમ પંક્તિનુ શહેર બન્યું છે. ભાવનગર એ કાઠિયાવાડની જૈન પુરી છે. આજે લગભગ સાત હજાર જૈનો ભાવનગરમાં વસે છે. રૂપ, સંગઠન અને સાહિત્યને માટે ભાવનગર આદર્શરૂપ છે.

નવખંડા પાર્શ્વનાથજીની એક મૂર્તિ ખંભાતમાં પણ છે. જીરાવલામાં પણ નવખંડા પાર્શ્વનાથજીની મૂર્તિ છે.

## વલ્લભીપુર

આ સ્થાન કાઠિયાવાડમાં બી. એસ. રેલ્વેના ધોળા જંક્શનથી ૩ ગાઉ દૂર

છે. શત્રુંજય ગિરિરાજની પ્રાચીન તલાટીરૂપ મનાય છે. અહીંથી શત્રુંજય ૧૩ ગાઉ દૂર છે. વીરનિર્વાણ સંવત્ ૯૮૦ થી ૯૯૩ સુધી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે અહીં જૈન આગમો પુસ્તકારૂઢ કરાવ્યાં હતાં. અહીં જૈન સંઘ ઘણી જ ઉન્નત સ્થિતિમાં હતો અને વિપુલ સંખ્યામાં જિનમંદિરો હતાં. વલ્લભીપુરના રાજા શિલાદિત્યને ધનેશ્વરસૂરિજીએ ઉપદેશ આપી જૈન બનાવ્યો હતો ( વિ. સં. ૪૭૭ ), શત્રુંજય તીર્થની રક્ષા કરી હતી અને શત્રુંજયનો ઉધ્ધાર કરાવી શત્રુંજયમાહાત્મ્ય બનાવ્યું હતું.

સુપ્રસિદ્ધ વાદી શ્રી મલ્લવાદી વલ્લભીપુરના જ વતની હતા. તેમણે બૌદ્ધવાદીઓને હરાવી જૈન સંઘનું મુખ ઉજ્જ્વલ કર્યું હતું. સુપ્રસિદ્ધ 'નયચક્રસાર' ગ્રંથ તેમણે બનાવ્યો હતો.

કાકૂ નામના એક વૈશ્યે તેની છોકરીની રત્નમય કાંસકી રાજાએ લઈ લેવાથી ગુસ્સામાં આવી જઈ, મ્લેચ્છોને બોલાવી વલ્લભીનો ભંગ કરાવ્યો હતો. વલ્લભીના ભંગસમયે અહીંની ચંદ્રપ્રભુની મૂર્તિ વગેરે પ્રભાસપાટણ ગઈ હતી અને શ્રી વીરપ્રભુની પ્રતિમાજી આસો શુ ૧૫ મે ભિન્નમાલ(શ્રીમાલનગર)માં ગઇ હતી. આ ભંગ વિ. સં. ૮૪૫ માં થયો હતો. ત્યારથી વલ્લભીની પડતી દશા શરૂ થઇ હતી. આજ પણ વલ્લભીની ગામ બહાર ઘણાં ખંડિયેરો છે. જૂના સિક્કા વગેરે મળે છે. શત્રુંજયની પુરાણી તલાટીનું સ્થાન છે, જ્યાંથી શત્રુંજય ગિરિરાજનાં દર્શન થાય છે. ત્યાં જૈન ધર્મશાળા અને ચોતરો છે.

## દ્વારિકા

કાઠિયાવાડના વાયવ્ય ખૂણામાં ઓખા નામનો એક પ્રાંત છે. અહીં ગુપ્ત રાજાઓના સમયનું એક પ્રાચીન ભવ્ય જિનાલય છે. શંકરાચાર્યજીના વખત પછી આ સ્થાન અજૈનોના હાથમાં ગયું છે અને જૈન તીર્થ મટી વૈષ્ણવ તીર્થ બન્યું છે.

બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથજી અહીંથી જાન જોડાવી રાજીમતીને પરણવાને બહાને દીક્ષાનો સંકેત કરવા ગયા હતા. બાદ વાર્ષિક દાન દઇ અહીંથી જ દીક્ષા મહોત્સવના સમારોહપૂર્વક રૈવતાચલના ઉદ્યાનમાં જઇ દીક્ષા લીધી હતી.

દ્વારિકાનું હાલનું વૈષ્ણવમંદિર-રણછોડજીનું મંદિર જૈન મંદિર છે. શાસ્ત્રી રેવાશંકર મેઘજી દેલવાડકર લખે છે કે-"જગત દેવાલય કયા વર્ષમાં કોણે બનાવ્યું તેના કંઇ પણ આધાર કે ઇતિહાસ પુરાણોમાંથી મળી શકયો નથી. કેટલાક એમ કહે છે કે-આ મન્દિર વજ્રનાભે કરાવ્યું નથી પણ ત્રણ હજાર વર્ષ ઉપર જૈની લોકોએ કરાવ્યું છે અને તેમાં પાર્શ્વનાથની મૂર્તિ સ્થાપન કરી હતી. તે મૂર્તિ હાલા નગરમાં છે. વળી મૂર્તિના ચરણમાં લખ્યું છે કે-આ મૂર્તિ જગતદેવાલયમાં સ્થાપન હતી." મરહુમ ગુજરાતી સાક્ષર તનસુખરામ મ. ત્રિપાઠી પણ જણાવે છે કે "વિ. સં. ૧૨૦૦ પછી દ્વારિકા વૈષ્ણવ તીર્થ રૂપે સવિશેષ પ્રસિદ્ધિ પામ્યું હોય એમ જણાય છે."

અત્યારના મંદિરની દિવાલો પર જૈન તીર્થંકર શ્રી નેમિનાથજીની જાનનાં સુંદર ચિત્રો છે. આ મંદિરનો ગાયકવાડ સરકાર તરફથી જીર્ણોદ્ધાર થતો હતો ત્યારે આ ચિત્રોની રક્ષા માટે ગો. ના. ગાંધીએ સરકારને સૂચના કરી હતી તે સ્વીકારાઇ હતી.

મતલબ કે દ્વારિકાનું અત્યારનું મંદિર પ્રાચીન જૈન મંદિર છે. કારણવશાત્ તે અજૈનોના અધિકારમાં ગયું અને ત્યાંથી જૈન મૂર્તિ દૂર કરી દીધી. દ્વારિકામાં શ્રી નેમિનાથ ભગવાન ઘણી વાર પધાર્યા હતા. ત્યાંના યાદવો જૈનધર્મી બન્યા હતા. ત્યાં અનેક જિનમંદિરો હતાં. આજે તો દ્વારિકા વિચ્છેદ તીર્થ છે.

## ઢાંક

જેતલસરથી પોરબંદર જતી ગોંડળ સ્ટેટ( જી. એસ. રેલ્વે. )ના પનેલી સ્ટેશનથી ૯ માઇલ દૂર ઢાંક ગામ આવેલ છે. ગામથી થોડે દૂર શત્રુંજયના એક શિખરરૂપ ઢંકગિરિ છે. પહાડ નાનો છે. અહિં એક સુંદર જિનમંદિર હતું શત્રુંજયના ૧૦૮ નામોમાં ઢંકગિરિ નામ આવે છે પ્રાચીન સમયે તો સુંદર તીર્થ હતું. અત્યારે વિચ્છેદ તીર્થ છે. ત્યાંથી જૈનમૂર્તિઓ નીકળે છે. ખંડિયેર મંદિરના શિખરો દેખાય છે. ઢાંક ગોંડલ સ્ટેટના ઉપલેટા મહાલમાં એક ગામ છે. પોસ્ટ ઑફિસ ઢાંક છે. ઉપલેટામાં ઘરમન્દિર છે. અહીં નજીકના બરડાના ડુંગરમાં બાવીશમા ત્રેવીશમા ભગવાનનાં મંદિરો હતાં; અને કોસમગિરિમાં પણ જૈન મંદિરો હતાં. હાલ ખંડિયેરો વિદ્યમાન છે. સિદ્ધ નાગાર્જુને પણ રસસિદ્ધિ કરી, રસના બે કૂપા ભરીને ઢાંક પર્વતની ગુફામાં રાખ્યા હતા, એમ ' પ્રબંધકોશ ' તથા 'પિંડવિશુદ્ધિ 'માં ઉલ્લેખ મળે છે. તથા ઉપરના તીર્થ માટે " જગડુચરિત્ર "માં પણ ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. ત્યાંના અવશેષો ઐતિહાસિક દૃષ્ટિએ અતિ મહત્ત્વના છે. એ તીર્થ સંબંધી અત્યારે ડૉ. હસમુખલાલ ધીરજલાલ સાંકળીયા M.A., LL,B., Ph.d શોધ કરી રહ્યા છે. અને એ સંબંધી એક લેખ તેમણે ' શ્રી જૈનસત્ય પ્રકાશ ' ( માસિક )ના બીજા વિશેષાંક ' શ્રી પર્યુષણ પર્વ વિશેષાંક 'માં સચિત્ર લખ્યો છે.

## જામનગર

અહીં બાર મંદિરો છે. ચાર પાંચ તો બહુ જ ભવ્ય અને વિશાલ મંદિરો છે. વર્ધમાનશાહનું અને ચોરીનું મન્દિર તો બહુ જ દર્શનીય અને તીર્થરૂપ છે. જામનગર તીર્થસ્થલ ન હોવા છતાં 'અર્ધ શત્રુંજય' સમાન મનાય છે. અહીં જ્ઞાનમંદિર, પાઠશાલા, ઉપાશ્રય આદિ સગવડ સારી છે. દરજી જૈન ચાળામાં શ્રીવિનય-વિજયજી જ્ઞાનમંદિર છે અહીંથી સ્ટીમરમાં બેસી, તુણા બંદર થઇ કચ્છમાં જવાય છે શેઠ પોપટલાલ ધારશીભાઇ તથા શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ તરફથી દેવબાગ, લક્ષ્મી જૈન આશ્રમ, જૈનાનંદ જ્ઞાનમંદિર વગેરે જોવા લાયક સ્થળો છે કાઠિયા-

વાડમાં જામનગર જૈનપુરી જેવું ગણાય છે. જામનગરનું બેડીબંદર બહુ પ્રસિદ્ધ છે. જામનગર રેલ્વે સ્ટેશન છે.

## ગિરનાર તીર્થ (રૈવતાચલ)

જુનાગઢ શહેર, કાઠિયાવાડ દ્વીપકલ્પના દક્ષિણ ભાગમાં દરિયાકિનારેથી વીસ માઇલને અંતરે આવેલ છે. સૌરાષ્ટ્રની રાજધાની જુનાગઢ કહેવાય છે. જુનાગઢમાં નવાબી રાજ્ય છે અને તે સોરઠ સરકારને નામે પ્રસિદ્ધ છે. જુનાગઢ સ્ટેશન છે. જુનાગઢ સ્ટેશનથી જુનાગઢ શહેર ૧ માઇલ દૂર છે. મુસલમાની યુગમાં તેનું નામ મુસ્તફાબાદ હતું. તેનાં પ્રાચીન નામો મણિપુર, ચંદ્રકેતુ, રૈવત અને દુર્ગદુર્ગ હતાં. સ્ટેશનથી શહેરમાં જતાં રસ્તામાં સ્ટેટનાં મકાનો, મકબારાઓ વગેરે જોવા લાયક છે. સ્ટેશનથી શહેરમાં જવાની સીધી પાકી સડક છે; વાહનાદિ મળે છે. બજારમાં ન જતાં બારોબાર બહારથી જઇએ તો સુંદર જિનમંદિર, શેઠ પ્રેમાભાઇની ધર્મશાલા, સામે જ બાબુવાળી ધર્મશાળા, જૈન કન્યાશાલા વગેરે આવે છે. ત્યાંથી આગળ જતાં ઉપરકોટ તથા તેની આસપાસ અનેક ગુફાઓવાળી ખાઇ. કિલ્લામાં અસલી ભોંયરાં, અનાજના કોઠારો, રા'નવઘણે બંધાવેલી અડીકડીની વાવ, નવઘણનો કૂવો વગેરે જોવા લાયક છે. ઉપરકોટમાં ઇજીપ્ટમાં બનેલી (૧૫૩૩માં) લીલમ તોપ, ચુડાનાલા તોપ, રા'ખેંગારનો મહેલ (જે અત્યારે મસ્જીદ છે) વગેરે જોવા લાયક છે. તેમજ અશોક, રુદ્રદામા અને સ્કંદગુપ્તના લેખો, ૨૯૫ ફૂટ ઊંડો દામોદર કુંડ વગેરે પ્રાચીન અવશેષો નિરીક્ષણીય છે.

આગળ જતા તલાટી નીચે સુરતવાળા શેઠ પ્રેમચંદ રાયચંદની જૈન ધર્મશાલા, સુંદર જિનમંદિર, નજીકમાં સંઘવી પુલચંદભાઇની ધર્મશાલા વગેરે છે. શ્વેતાંબર મંદિર અને ધર્મશાલા સામે દિગંબર મંદિર અને ધર્મશાલા છે. શ્વેતાંબર ધર્મશાલામાં જૈન ભોજનશાલા ચાલે છે.

આગળ જતાં સિધ્ધરાજ જયસિંહે બંધાવેલી એક 'ચડા'ની વાવ આવે છે. પાસે જ ગિરનાર ઉપર જવાનો દરવાજો છે. દરવાજાની જમણી બાજુએ શ્રી નેમિનાથ ભગવાનની દેરી આવે છે. તેમાં પાદુકાઓ છે. આ દેરી શ્વેતાંબરીય શ્રાવક લક્ષ્મીચંદ પ્રાગજીએ બંધાવેલી છે. જુનાગઢના સુપ્રસિધ્ધ ધર્મપ્રેમી ડૉ. ત્રિભુવનદાસ મોતીચંદના સુપ્રયત્નથી ગિરનાર ઉપર સુંદર પગથિયા બંધાઇ ગયાં છે. આગળ જતાં વચમાં પરબ આવે છે, જ્યાં બે-ત્રણ ઠેકાણે ગરમ અને ઠંડા પાણીની વ્યવસ્થા જૈન પેઢી તરફથી રાખવામાં આવે છે. આગળ જતાં માલી પરબનું નવું ટાંકું આવે છે. ત્યાં ડાબા હાથ તરફ ચઢતાં પથ્થરમાં એક લેખ કોરેલો છે, તેમાં લખ્યું છે કે-" સં. ૧૨૨૨ શ્રીશ્રીમાલજ્ઞાતીયમહં શ્રીઆંબાકેન પદ્યા કારિતા "

અહીંથી આગળ ઉપર ચઢાવ કઠિન છે, પરન્તુ પગથિયા બની જવાથી અનુકૂળતા સારી થઇ છે. ત્યાંથી થોડું ચઢીએ એટલે કાઉસ્સગ્ગીયા આવે છે. ત્યારપછી હાથી-

પહોળો અને એક લેખ આવે છે. તેમાં લખ્યું છે કે-સ્વસ્તિશ્રી સંવત્ ૧૬૮૩ વર્ષે કાર્તિક વદી ૬ સોમે શ્રીગિરનારની પૂર્વની પાજનો ઉદ્ધાર શ્રીદીવના સંઘે પુણ્યાનિમિત્ત શ્રીશ્રીમાલ જ્ઞાતિયમાં સિઘજી મેઘજીને(એ) ઉદ્ધાર કરાવ્યો" આગળ ઉપર કાઉસ્સગ્ગીયા તથા પ્રભુમૂર્તિ છે. ત્યાથી આગળ ઉપર એક વિસામો આવે છે. ત્યાંથી આગળ જતાં પંચેશ્વર જવાનો જમણી તરફનો રસ્તો આવે છે. ત્યાંથી થોડે દૂર જતાં શ્રીનેમીનાથજીનો કોટનો દરવાજો દેખાય છે. તે દરવાજા ઉપર શેઠ નરશી કેશવજીએ બંધાવેલ માઢ-બંગલો છે.

## માનસંગ ભોજરાજની ટૂક

અંદર જતાં જમણી બાજુ શ્રી માનસંગ ભોજરાજની ટૂક આવે છે. તેમાં અત્યારે એક જ મંદિર છે. તેમાં શ્રી સંભવનાથ ભગવાન મૂલનાયક બિરાજમાન છે. પહેલા ચોકમાં સૂરજકુંડ આવે છે. આ કુંડ કચ્છ-માંડવીના વીશા ઓસવાલ શેઠ માનસંગ ભોજરાજે બંધાવેલો છે. તે વખતે તેમણે મંદિરનો પણ જીર્ણોધ્ધાર કરાવ્યો તેથી આખી ટૂક તેમના નામથી પ્રસિધ્ધ છે. વિ. સં. ૧૯૩૨ માં શેઠ નરશી કેશવજીએ આ કુંડનો ઉધ્ધાર કરાવ્યો હતો. કુંડની પાસે યાત્રાળુઓને ન્હાવાની ગોઠવણ કરેલી છે. જુનાગઢના આદીશ્વરજીના નાના દેરાસરની પ્રતિષ્ઠા માનસંગ ભોજરાજે વિ. સંવત ૧૯૦૧માં કરાવી હતી.

## નેમિનાથજીની ટૂક

ડાબી બાજુએ શ્રીનેમિનાથજીની ટૂકમાં જવાનો દરવાજો છે તે દરવાજા બહાર એક શાસ્ત્રી લેખ છે. આ લેખ વિ. સ. ૧૧૧૫ ચૈત્ર શુદિ ૭ નો છે. આ લેખના નવમા શ્લોકમાં લખ્યું છે કે-યદુવંશમાં મંડલિક રાજા થયો. આ સવતમાં સોનાનાં પતરાંથી નેમિનાથનું દેવાલય બંધાવ્યું. આગળ તેની વંશાવલી ચાલે છે.

નેમિનાથજીની ટૂકમાં મંડપની અંદર દિવાલમાં ત્રણ મૂર્તિઓ એક સાથે બિરાજમાન છે. નાની છે તે ૧૨૭૫ માં બનાવેલી શ્રી કૃંજરાપદ્રીય (?) ગચ્છના શાંતિસૂરિની છે, બીજી બે મોટી મૂર્તિઓ છે તે શ્રી હેમચંદ્રસૂરિની અને શ્રી કુમારપાલરાજાની છે. રંગમંડપમાં એક થાંભલા પર સ. ૧૧૧૩ ના જેઠ ૧૪ દિને નેમીશ્વર જિનાલય કરાવ્યાનો, બીજા થાભલા પર સ. ૧૧૩૫ માં પ્રતિષ્ઠા કરાવ્યાનો, ત્રીજામાં ૧૧૩૪ માં દેવાલય સમરાવ્યાનો લેખ છે. (જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ)

દરવાજામાં પેસતા ચોકીદારોની રહેવાની જગા છે. તેની ડાબી બાજુ ચોદ ઓરડાની ધર્મશાળા છે. ધર્મશાલાનો ચોક મૂકયા પછી પૂજારીઓને રહેવાની કોટડીઓનો મોટો ચોક આવે છે. તેમાથી શ્રી નેમિનાથજીના ચોકમાં જવાય છે આ ચોક ૧૩૦ ફીટ પહોળો, તથા ૧૯૦ ફીટ લાબો છે આમા મુખ્ય મંદિર શ્રીનેમિનાથ ભગવાનનુ છે. વિશાલ દેવળનો રંગમંડપ ૪૧૩ ફીટ પંહોળો અને ૪૪૨ ફીટ લાંબો છે. ગભારામાં

શ્રી નેમિનાથ ભગવાનની સુંદર શ્યામ મૂર્તિ બિરાજમાન છે. ગભારાની આસપાસ ભમતી છે. તેમાં શ્રી તીર્થંકર ભગવાન, યક્ષ, યક્ષિણી, સમ્મેતશિખર, નંદીશ્વરદ્વીપ વગેરેની સર્વ મળી ૧૭૫ મૂર્તિઓ છે રંગમંડપમાં ૩૮ પ્રતિમાઓ છે. ગભારામાં ૫ મૂર્તિઓ છે. કુલ ૨૧૮ પ્રતિમાઓ શ્રી નેમિનાથજીના દેવાલયમાં છે. રંગમંડપના પૂર્વ તરફના થાંભલામાં નીચે પ્રમાણે લેખ છે. संवत् ११13 वर्षे जेठ मासे १४ दिने श्रीमत्नेमीश्वरजिनालयः कारितः। વળી બીજા સ્થંભમાં આ પ્રમાણે કોરેલું છે કે- संवत् ११३५ वर्षे प्रतिष्ठा कारिता। ત્રીજા સ્થંભમાં લખે છે કે સં. ૧૮૩૫ માં મંદિરજીનો જીર્ણોધ્ધાર કરાવ્યો.

બહારનો રગમંડપ ૨૧ પહોળો અને ૩૮ ફીટ લાંબો છે. તેમાં ગોળ ઓટલા ઉપર સવત્ ૧૯૯૪ ના ચૈત્ર વદિ બીજે ૪૨૦ ગણધર પગલાં સ્થાપિત કરેલાં છે. આ ઓટલાની પાસે જ એક બીજો ઓટલો છે તેના ઉપર પણ ૪૨૦ પગલાં સ્થાપિત છે.

## પૂર્વઇતિહાસ

શ્રી નેમનાથજીના દેવાલયનો જીર્ણોદ્ધાર વિ. સંવત ૬૦૯ માં રત્નાશા* શ્રાવકે કરાવ્યો હતો. આ સિવાય ટૉડ સાહેબને એક લેખ મળ્યો હતો. તેમાં લખ્યું હતુ કે "ધર્મઘોષસૂરિના શિષ્ય યશોભદ્રસૂરિના શિષ્ય પં. દેવસેનગણિએ સઘની આજ્ઞાથી સં. ૧૨૧૫ માં મંદિરોનો જીર્ણોધ્ધાર કરાવ્યો. આ સિવાય અંબિકા દેવીની દેરીમાં પણ સં. ૧૨૧૫ નો એક લેખ છે.

વિ. સં. ૧૨૧૫ પહેલાં ગિરનારજીનો ઉધ્ધાર સજ્જન દડનાયકે કરાવ્યો હતો. વનરાજના શ્રીમાળી મત્રી જાંબના વશજ સજ્જનને સિદ્ધરાજે સોરઠનો દંડાધિપ (ઉપરી–સૂબો) નીમ્યો હતો કે જેણે સોરઠ દેશની ઉપજ ખર્ચીને ગિરનાર ઉપરના જીર્ણશીર્ણ કાષ્ઠમય જૈન દેહરાનો ઉધ્ધાર કરી નવુ પાકું મદિર બધાવ્યુ હતુ. પરંતુ 'રૈવતગિરિરાસુમાં આ પ્રમાણે ઉલ્લેખ મળે છે. વિ. સં. ૧૧૮૫ માં આ ઉધ્ધાર થયો હતો. (इक्कारसयसहीउ पंचासीय वच्छरि रेवतगिरिरासु) તેમજ ગુર્જરેશ્વર સિધ્ધરાજે શત્રુંજય તથા ગિરનાર બંને તીર્થોને કપડાં ને ધજાઓ આપી હતી —પ્રબન્ધચિન્તામણિ.

---

* રત્નાશા કાશ્મીર દેશના રહેવાસી હતા. ગુરુઉપદેશથી રૈવતાચલનું માહાત્મ્ય સાંભળી રૈવતાચલનો સઘ લઇને તેઓ આવ્યા. રૈવતાચલ પાસે મહાન્ ઉપસર્ગ પણ સહ્યો. બાદ સંઘ સહિત રૈવતાચલ પર જઇ પ્રભુને અભિષેક કરતા પ્રતિમાજી બહુ જ પ્રાચીન હોવાથી ગળી જવા પછી રત્નાશાએ બે મહિના સુધી ઉપવાસ કરી દેવીની આરાધના કરી. દેવી પાસેથી બિબ લાવી, નૂતન મદિર બધાવી તેમા પ્રતિમાજી બિરાજમાન કર્યાં. આજ આ રત્નાશાનું બિબ કહેવાય છે.

—ચતુર્વિંશતિ પ્રબધ અને ગિરનાર માહાત્મ્ય.

જામનગર : ચોરીના પ્રખ્યાત જિનાલયનો અગ્રભાગ તથા તપગચ્છ ઉપાશ્રયનું એક દૃશ્ય

ચોરીના જિનાલયનુ બીજું દૃશ્ય

વિ. સં. ૧૨૨૨ માં ગુજરાતના મહારાજા કુમારપાલના મંત્રી ×આમ્રદેવે ગિરનાર ઉપર પાજ બંધાવી. આ સબંધી ઘટના આ પ્રમાણે મળે છે—પરમાર્હત મહારાજા કુમારપાલ સંઘ સહિત સિધ્ધાચલજીની યાત્રા કરી ગિરનારની યાત્રાએ પધાર્યા, પરન્તુ ઉપર ચઢવાના રસ્તાની કઠિનતાને લીધે મહારાજા ઉપર જઇ ન શક્યા. આ માટે રાજાને દુઃખ પણ થયું. આ વખતે રાજાને વિચાર થયો કે ઉપર ચઢવા માટે જો પગથિયાં હોય તો અનુકૂલતા રહે. આ કાર્યની જવાબદારી આંબડને સોંપી તેમને સૌરાષ્ટ્રનો ઉપરી બનાવ્યો. આંબડે ઘણી જ મહેનતથી ગિરનાર ઉપર પાજ બધાવી રસ્તો સરલ બનાવ્યો. વિ. સં. ૧૨૨૨ માં પાજ—પગથિયાં બંધાવ્યાં. (જુઓ કુમારપાલ-પ્રતિબોધ તથા જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૨૭૧) આ પાજ સંબંધી ગિરનાર ઉપર બે શિલાલેખો મળે છે—" संवत् १२२२ श्रीश्रीमालज्ञातीयमहं० श्रीराणीगसुत-महं श्री आवाकेन पद्या कारिता "　—પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા. ૨, પૃ. ૭૦

બીજો લેખ પણ એને મળતો જ છે. એમાં પણ ગિરનાર ઉપર પાજ બંધાવ્યાનો સ. ૧૨૨૩ છે. તેમજ ગિરનારની પાજના જીર્ણોધ્ધારનો પણ એક લેખ મળ્યો છે. આ લેખ ગિરનાર પર ચઢતાં રાજા ભર્તૃહરિની ગુફાથી થોડે દૂર પહાડમાં જમણી બાજુએ કોતરેલો છે. स्वस्ति श्री संवत् १६८३ वर्षे कार्तिक वदि ६ सोमे श्री गिरनारतीर्थनी पूर्वनी पाजनो उद्धार श्री दीवना संघे पुण्य( धर्म )निमित्ते श्रीमालज्ञातीय मासिंघजी मेघजीए उद्धार कराव्यो. અર્થાત્ ૧૬૮૩ માં કાર્તિક વદિ ૬ ને સોમવારે દીવના સંઘે આ પાજનો ઉધ્ધાર કરાવ્યો. આમાં મુખ્ય ભાગ માસિંઘ મેઘજીએ આપ્યો હતો.

શ્રી નેમિનાથજીના મંદિરની પછવાડે પોરવાડ જગમાલ ગોરધનનું પૂર્વ દ્વારનું મંદિર છે. તેમાં પાચ પ્રતિમાજી છે. મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાન છે. તેની પ્રતિષ્ઠા વિ. સં. ૧૮૪૮ વૈશાખ વદિ ૬ ને શુક્રવારે વિજયજિનેન્દ્રસૂરિએ કરી છે. આ મંદિરજીની જમણી બાજુએ શ્રી રાજીમતીની દેરી છે. આ ટૂકમાં થઇને મેરકવશીની, સગરામ સોનીની તથા કુમારપાલની ટૂકમાં જવાય છે. શ્રી નેમિનાથજીની ટૂકમાં ભોયરામા અમીઝરા પાર્શ્વનાથની સુદર પ્રાચીન ભવ્ય મૂર્તિ છે જે પરમદર્શનીય છે. મૂર્તિ સપ્રતિ મહારાજાના સમયની છે. આ મૂર્તિની ડાબી બાજુએ ગુફામાં શ્રીનેમિનાથ ભગવાનની પ્રાચીન મૂર્તિ છે. તેના ઉપર સં. ૧૩૧૮નો લેખ છે. શ્રી નેમિનાથજીની ટૂકના ચોકમાં તથા મોટી ભમતીમા બધી મળી ૧૩૩ પ્રતિમા તથા ૧૮ જોડ પગલાં છે. મોટામાં મોટાં પગલાં શ્રી નેમિનાથ ભગવાનનાં છે. દર

× સૌરાષ્ટ્રના દંડનાયક સજ્જન મહેતાના બન્ધુ મંત્રી આમ્રક. ઉદાયનસુત આંબડ મંત્રી નહિ. આ સંબધી વિશેષ ચર્ચા 'જૈન સત્ય પ્રકાશ' વર્ષ આઠમાના ૪-૫-૬-૭ અંકોમા મેં કરી છે.. જિજ્ઞાસુએ તે અંકો જોઇ લેવા.

વાજાની બહાર જમણી બાજુએ શ્રી નેમિનાથ ભગવાનની અધિષ્ઠાયિકા અંબિકાદેવીની મૂર્તિ છે. શ્રી નેમિનાથજીની ટૂકમાં ઉત્તર તરફ નીચે ઉતરવાના દરવાજે આવે છે. તેમાં ઓસરીમાં એક પ્રાચીન શિલાલેખ છે. ત્યાંથી પગથિયાં ઉતરી નીચે જઇએ એટલે શ્રી ઋષભદેવજી—અદબદજીની સુંદર મૂર્તિ આવે છે. ઋષભનુ લાંછન સ્પષ્ટ દેખાય છે. ખભા ઉપર બન્ને બાજુ કાઉસગ્ગીયા છે. જેમ્સ બર્જેસ સાહેબ લખે છે કે–આ મૂર્તિની બેઠકમાં ચોવીશ તીર્થંકરની મૂર્તિવાળો એક પીળો પથ્થર છે તેમાં વિ. સં. ૧૪૬૯નો લેખ છે. અદબદજીની સામે પાચ મેરુનું સુંદર મંદિર છે. ચાર બાજુ ચાર અને વચમાં એક મેરુ છે. દરેકમાં ચોમુખ પ્રતિમાજી બિરાજમાન છે. તેમાં દરેકમાં ૧૮૫૯માં પ્રતિષ્ઠા થયાનો ઉલ્લેખ છે.

## મેરકવશીની ટૂક

શ્રી અદબદજીના મંદિરમાંથી ડાબી બાજુના દરવાજામાં થઇ મેરકવશીમાં જવાય છે. મૂલનાયક શ્રી સહસ્રફણા પાર્શ્વનાથજીની સુંદર મૂર્તિ બિરાજમાન છે. તેમાં ૧૮૫૯નો લેખ છે. પ્રતિષ્ઠાપક વિજયજિનેન્દ્રસૂરિજી છે. મૂળનાયકજીની આસપાસ ૭ પ્રતિમાઓ છે, ભમતીમાં ૫૮ પ્રતિમાઓ છે. દક્ષિણ તરફની ભમતીમાં અષ્ટાપદ પર્વત છે જેમાં ૨૪ પ્રતિમાઓ છે. ઉત્તર તરફની ભમતીમા ચોમુખજીનું મંદિર ખૂબ દર્શનીય છે. આ ટૂકમાં પાચ મેરુના મંદિર સહિત કુલ ૧૧૩ પ્રતિમાઓ છે. આ ટૂક શ્રી સિધ્ધરાજના મંત્રી સજ્જને બંધાવેલ છે. ગૂર્જરાધીશ સિધ્ધરાજે સજ્જનને સૌરાષ્ટ્રનો દંડનાયક નીમ્યો હતો. તેમણે સૌરાષ્ટ્રની ત્રણ વર્ષની ઉપજમાંથી ગિરનાર ઉપર સુંદર જીર્ણોધ્ધાર કરાવ્યો ત્રણ વર્ષની ઉપજ સિદ્ધરાજને ન મળવાથી તે ગુસ્સે થઇ જુનાગઢ આવ્યો. સજ્જને જુનાગઢ અને વંથલીના શ્રાવકો પાસેથી ધન મેળવી સિધ્ધરાજને ચરણે ધર્યું અને કહ્યું કે–જોઇએ તો જીર્ણોધ્ધારનું પુણ્ય હાંસલ કરો અને જોઇએ તો આ ધન લ્યો. રાજા સત્ય હકીકત જાણી અત્યંત ખુશી થયો. બાદ આવેલા ધનથી શ્રાવકોના કહેવાથી સજ્જને આ મેરકવશી ટૂક બનાવી. જીર્ણોધ્ધારમાં ૨૭ લાખ દ્રમ્મનો ખર્ચ થયો હતો. આ દ્રવ્ય આ ટુકમા ખર્ચાયું છે. કોરણી વગેરે શિલ્પ બહુ જ સુંદર છે. આ વખતે સજ્જનને ભીમો કુંડળીયો નામના શ્રાવકે બહુ જ મદદ આપી હતી. તેણે અઢાર રત્નનો હાર પ્રભુજીને પહેરાવ્યો અને ભીમકુંડ બંધાવ્યો હતો. આ ટૂકના ચોમુખજીના મંદિરમાં વિ. સં. ૧૮૫૯ના લેખો છે.

આ ટૂક મેકલશાએ બંધાવ્યાનું કેટલાક કહે છે જ્યારે કેટલાક આ ટૂકને ચંદરાજાની ટૂક પણ કહે છે.

## સગરામ સોનીની ટૂક

મેરકવશીમાંથી સગરામ સોનીની ટૂકમાં જવાય છે. સગરામ સોની પંદરમી શતાબ્દિના ઉત્તરાર્દ્ધમાં થયા છે. વીરવંશાવલીમાં લખ્યું છે કે–સગરામ સોની

ગુજરાત દેશના વઢીયાર વિભાગમાં લોલાડ ગ્રામના પોરવાડ હતા. તેમણે તપાગચ્છાધિરાજ શ્રી સોમસુન્દરસૂરિજી મહારાજ પાસે ભગવતી સૂત્રનું શ્રવણ કરી, જ્યાં જ્યાં **ગોયમા** પદ આવતું ત્યાં ત્યાં સોનામહોર મૂકી હતી પોતાની, પોતાની માતાની અને સ્ત્રીની મળીને કુલ ૬૩ હજાર સોનામહોર જ્ઞાનખાતામાં વાપરીને પુસ્તકો લખાવ્યાં હતાં. આ જ શ્રાવક સગરામ સોનીએ ગિરનાર ઉપર ટૂક બંધાવી છે. તેમણે શ્રી સોમસુંદરસૂરિજીના ઉપદેશથી ૧૭ નૂતન જિનમંદિરો બંધાવ્યા અને ૫૧ મંદિરોનો જીર્ણોધ્ધાર કરાવ્યો. બધે પ્રતિષ્ઠા શ્રી સોમસુંદરસૂરિજી મહારાજે કરાવી હતી. તેમણે માંડવગઢમા સુપાર્શ્વનાથ જિનનો પ્રાસાદ અને મક્ષીજીમાં મક્ષીજી પાર્શ્વનાથનો પ્રાસાદ પણ કરાવ્યો હતો.

આ ટૂકનો રંગમંડપ વગેરે દર્શનીય છે. ગભારો પણ વિશાલ છે. મૂળનાયક શ્રી સહસ્રફણા પાર્શ્વનાથજી છે. આસપાસ કુલ પચીસ પ્રતિમાઓ છે. ભમતીમાં ત્રણ દેરાસરો છે. તેમાં બે દેરાસરમાં ત્રણ ત્રણ અને ઉત્તર દિશાના મંદિરમાં પાંચ પ્રતિમાઓ મળી કુલ ૧૧ પ્રતિમાઓ છે. એક પાષાણની સુંદર ચોવીશી પણ છે. અત્યારે જે મૂલનાયક પ્રતિમાજી છે તે પાછળથી બેસાડેલ છે તેમાં વિ. સં. ૧૮૫૯ જેઠ સુદિ ૭ ગુરુ પ્રતિષ્ઠાપક શ્રી વિજયજિનેન્દ્રસૂરિજી છે. આ ટૂક* ગિરનાર ઉપર સૌથી ઊંચી દેખાય છે. દક્ષિણ તરફની દેરીનો જીર્ણોધ્ધાર શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી વિ.સં.૧૮૭૫ માં થયેલ છે. ભમતીમાં જાળી વગેરેનું કામ દેવચંદ લખમીચંદની પેઢીએ કરાવેલ છે. મંદિરમાં કોરણી વગેરે જોવાલાયક છે.

## કુમારપાળની ટૂક

ગુજરાતના મહારાજા પરમાર્હતોપાસક કુમારપાલે જૈન ધર્મ સ્વીકારી કલિકાળસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજી મહારાજના ઉપદેશથી ૧૪૪૪ જિનમંદિરો બંધાવ્યાં હતાં. આ જ મહારાજાએ ગિરનાર ઉપર પણ ભવ્ય જિનમંદિર બંધાવ્યું હતું. આ દેવાલયનો માંગરોલના શ્રાવક શેઠ ધરમશી હેમચંદે જીર્ણોધ્ધાર કરાવ્યો છે. નવો કુંડ બનાવતી વખતે જે સુરંગો મૂકેલી તેથી આ મંદિરનો કેટલોક ભાગ નાશ પામ્યો છે. મંદિરની પાસે દેડકી વાવ છે. નજીકમાં સુંદર બગીચો છે. આ ટૂકનો રંગમંડપ ઘણો જ મોટો છે. પશ્ચિમ તરફથી બીજું દ્વાર છે જ્યાંથી ભીમકુંડ તરફ જવાય છે. ભીમકુંડની પૂર્વ તરફના કિલ્લા તરફ પ્રાચીન ખંડિત પ્રતિમાઓ છે. આ સ્થાન ભીમકુંડેશ્વર મહાદેવનું છે એમ ઠરાવવા જુનાગઢના નાગર ઝવેરીલાલ કેશવલાલના પિતા ભગવાનલાલ મદનજી કે જેઓ કાઠિયાવાડના નેટીવ એજન્ટ નીમાયા હતા તેમણે પ્રયત્ન કરેલો પરન્તુ તે પ્રસંગે અમદાવાદવાળા દાઢરશી પુંજાશા કે જેઓ પણ એજન્ટ હતા તેમણે ત્યાં આવી, દ્વાર ઉપરના ઉમરા ઉપર

---

* 'ગિરનાર માહાત્મ્ય'ની પ્રસ્તાવનામાં લખ્યું છે કે—આ ભાગ ગોળાની [illegible] જમાનામાં થયો હતો. બાદશાહ તેમને [illegible]

તથા બીજે ઠેકાણે મંગળમૂર્તિ આદિ જૈન ધર્મની નિશાનીઓ બતાવી સિધ્ધ કર્યું હતું કે આ જૈન મંદિર જ છે. જિનાલયમાં જ મંગળમૂર્ત્તિ હોય છે. અજૈન મંદિરોમાં તેવું ન હોય. મૂલનાયક નીચે લેખ આ પ્રમાણે છે-સં. ૧૮૭૫ વૈશાખ સુદિ ૭ શનિ પ્રતિષ્ઠાપક વિજયજિનેન્દ્રસૂરિ છે. એક બીજો લેખ વિ. સં. ૧૮૮૧ નો છે

## વસ્તુપાળ તેજપાળની ટૂક

ગુજરાતના મહામાત્ય વસ્તુપાલ તેજપાલે આ ટૂક બંધાવી છે. સંપ્રતિરાજાની ટૂકે જતાં જમણી બાજુ આ ટૂક આવે છે. વિ. સં. ૧૯૩૨ માં શેઠ નરશી કેશવજી-એ સંપ્રતિરાજાની, કુમારપાલની અને વસ્તુપાલ તેજપાલની ટૂકોની આસપાસ કિલ્લા બંધાવ્યા તથા જીર્ણોધ્ધાર કર્યો હતો. આ ટૂકમાં ત્રણે દેરાં સાથે છે. વચલા મંદિરજીમાં મૂલનાયક શ્રી શામળાપાર્શ્વનાથજીની ભવ્ય મૂર્ત્તિ છે તેમાં संवत १३०६ वर्षे वैशाख सुद ३ शनौ श्रीपार्श्वनाथबिंबं श्रीवाहडेन कारापितं । તથા પ્રતિષ્ઠાપક શ્રી પ્રદ્યુમ્નસૂરિજીનું નામ છે. મંદિરોમાં પીળા આરસ તથા સળીના પથ્થરો વપરાયા છે. સળીના પથ્થરો ઠેઠ સઝાથી મંગાવ્યા હતા એમ કહેવાય છે. વચલા મંદિરજીનો રંગમંડપ ૨૯ ફીટ પહોળો, અને ૫૩ ફીટ લાંબો છે આ મંદિરમાં એક શ્રી મલ્લિનાથ ભગવાનની મૂર્ત્તિ છે તેના શિલાલેખમાં વસ્તુપાલની સ્ત્રી લલિતાદેવી તથા સોખુનાં નામો છે.

આ ટૂકમાં વસ્તુપાલના મહત્ત્વના છ લેખો મળે છે. આ લેખોમાં વસ્તુપાલની યશોગાથા છે. તેમના પૂર્વજો અને કુટુમ્બપરિવારનાં નામો છે. તેમણે કરેલાં મુખ્ય મુખ્ય ધાર્મિક કાર્યોની નોંધ છે અને ગિરનાર પર તેમણે શું શું કરાવ્યું તે પણ લખ્યું છે. વિ. સં. ૧૨૮૮ ફા. શુ ૧૦ ને બુધવારે પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખ છે. ગિરનાર ઉપર તેમણે કરાવેલ શત્રુંજયમહાતીર્થાવતાર આદિ તીર્થંકર શ્રી ઋષભદેવ, સ્તંભનકપુરાવતાર શ્રી પાર્શ્વનાથદેવ, સત્યપુરાવતાર શ્રી મહાવીરદેવ અને પ્રશસ્તિ સહિત કાશ્મીરાવતાર શ્રી સરસ્વતી મૂર્તિ-, એમ દેવકુલિકા ચાર, બે જિન, અંબા, અવલોકન, શાંબ અને પ્રદ્યુમ્ન નામના ચાર શિખરોમાં શ્રી નેમિનાથ દેવ વિભૂષિત દેવકુલિકા ચાર, પોતાના પિતામહ ઠ. શ્રીસોમ અને પિતા ઠ. શ્રી આશરાજની અશ્વારૂઢ મૂર્તિઓ ૨; ત્રણ સુંદર તોરણ, શ્રી નેમિનાથ દેવ તથા પોતાના પૂર્વજ, અગ્રજ (મોટા ભાઇઓ), અનુજ (નાના ભાઇઓ) અને પુત્ર આદિની મૂર્તિઓ સહિત સુખોદ્ઘાટનક સ્તંભ, અષ્ટાપદ મહાતીર્થ ઇત્યાદિ અનેક કીર્તનોથી સુશોભિત અને શ્રી નેમિનાથદેવથી અલંકૃત એવા આ ઉજ્જયંત (ગિરનાર) મહાતીર્થ ઉપર પોતાના માટે, તથા પોતાની સહધર્મચારિણી પ્રાગ્વાટજ્ઞાતીય ઠ. શ્રી કાન્હડ અને તેની સ્ત્રી ઠક્કુરાજ્ઞી રાણુની પુત્રીમહં લલિતાદેવીના પુણ્ય માટે, અજિતનાથ આદિ વીસ તીર્થંકરોથી અલંકૃત શ્રી સમ્મેતમહાતીર્થાવતાર નામના મંડપ સહિત આ અભિનવ પ્રાસાદ બનાવ્યો અને નાગેન્દ્ર ગચ્છના ભટ્ટારક મહેન્દ્રસૂરિના શિષ્ય, શ્રી શાન્તિસૂરિના શિષ્ય, શ્રી આણંદસૂરિના શિષ્ય શ્રી અમરસૂરિના શિષ્ય ભટ્ટારક શ્રી હરિભદ્રસૂરિના

પટ્ટધર આચાર્ય શ્રી વિજયસેનસૂરિએ એની પ્રતિષ્ઠા કરી. આ લેખમાં વસ્તુપાલને કર્ણ અને બલિ જેવો દાનેશ્વરી અને તેજપાલને ચિંતામણિ જેવો વર્ણવ્યો છે. બીજો લેખ ૧૨૮૯નો છે તેમાં પણ ઉપર્યુક્ત હકીકતને મળતી વીગત છે.

મધ્ય મંદિરના મંડપમાં સામસામે બે મોટા ગોખલા છે. તેમાં વસ્તુપાલ અને તેમની બન્ને પત્ની લલિતાદેવી તથા સોખુની મૂર્તિઓ છે એમ જણાવ્યું છે. હાલમાં આ મૂર્તિઓ નથી. વસ્તુપાલે ગિરનાર ઉપર કરેલાં ધાર્મિક કાર્યોની નોંધ 'વિવિધ-તીર્થકલ્પ'માં "રૈવતગિરિકલ્પમાં"× સંક્ષેપમાં તથા પં. જિનહર્ષગણિકૃત વસ્તુપાલ-ચરિત્રમાં છઠ્ઠા પ્રસ્તાવમાં શ્લોક ૬૯૧ થી ૭૨૯ માં વિસ્તારથી આપેલ છે.

---

× 'વિવિધ તીર્થકલ્પ'મા આ કલ્પ ગિરનાર તીર્થનું માહાત્મ્ય અને ઇતિહાસ સૂચવે છે. હું ચોથા કલ્પમાંથી જરૂરી ભાગ અહીં ઉધ્ધૃત કરું છું.

"સૌરાષ્ટ્રની પશ્ચિમ દિશાએ ગિરનાર પહાડ ઉપર ઊંચા શિખરવાળું શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર છે. ત્યા પહેલા લેપમયી શ્રીનેમિનાથ ભગવાનની પ્રતિમા હતી. એક વખત ઉત્તરદિશાના ભૂષણરૂપ કાશ્મીર દેશથી અજિત અને રતન નામના બન્ને ભાઇઓ સંઘપતિ બની ( સંઘ લઇને ) ગિરનાર આવ્યા. તેમણે રભસવૃત્તિથી (ઉતાવળથી) ઘણા ( પંચામૃત ) ન્હવણથી અભિષેક કર્યો જેથી લેપમયી પ્રતિમા ગળી ગઈ રતનને અતિશય શોક થયો અને તે જ વખતથી તેણે આહારનો ત્યાગ કર્યો–ઉપવાસ આદર્યો. એકવીશ ઉપવાસ પછી ભગવતી અંબિકા સ્વયં ઉપસ્થિત થઇ. દેવીએ સંઘપતિને ઉઠાડ્યો. તેણે દેવીને જોઇને જય જય શબ્દ કર્યો. પછી દેવીએ તેને સુંદર રત્નમય જિનબિંબ આપ્યુ અને સાથેસાથ કહ્યું કે–પાછું વાળીને ન જોઇશ. અનુક્રમે તે બિંબ પ્રથમના મંદિરના દરવાજે આવ્યુ અને સંઘપતિએ પાછુ વળીને જોયું જેથી પ્રતિમાજી ત્યાં જ સ્થિર થઈ ગયા. પછી રતનાશાએ નવીન જિનમંદિર બનાવ્યુ અને પ્રભુજીને વૈશાખ શુદિ પૂર્ણિમાએ પશ્ચિમાભિમુખ બિરાજમાન કર્યા. બાદ ખૂબ ન્હવણ આદિ કરી બન્ને ભાઇઓ પોતાના દેશમાં આવ્યા. બાદ કલિકાલમાં મનુષ્યોનાં મન કલુષિત વૃત્તિવાળાં જાણી દેવીએ પ્રતિમાજીના તેજને ઢાંકી દીધુ.

પહેલાં ગુજરાતમા જયસિંહદેવે (સિદ્ધરાજ જયસિંહે) ખેંગારને હણીને સજ્જનને દંડાધિપ ( સૌરાષ્ટ્રનો દંડનાયક ) નીમ્યો. તેણે વિ. સં. ૧૧૮૫માં શ્રીનેમિનાથ ભગવાનનું નવું સુંદર મંદિર બંધાવ્યું. બાદ માલવદેશના મંડનરૂપ સાધુ ભાવડે–ભાવડશાહે આનાનો આમલસારો કરાવ્યો. ચૌલુક્ય ચક્રવર્તી રાજા કુમારપાલે સોરઠના દંડાધિપતિપદે શ્રીમાલ કુલમા ઉત્પન્ન થયેલ ( આંબડ )ને સ્થાપ્યો. તેણે ગિરનાર ઉપર વિ. સં. ૧૨૨૦મા પાજ–પગથિયા બંધાવ્યાં. ત્યાં એક સુંદર પરબ બનાવી તેમજ ત્યાં પાજ ચડતા જમણી બાજુ લખા આરામ ( લાખો બગીચો દેખાય છે તે ) બનાવ્યો.

અણહિલપુરપાટણમા પોરવાલ કુલના મંડનરૂપ આશારાજ અને કુમારદેવીના પુત્ર, રાજા વીરધવલના મંત્રી વસ્તુપાલ તેજપાલ નામના બે ભાઇઓ હતા. તેમણે ગિરનારની

આ ટૂકમાં રંગમંડપના ખંભા ઉપર બે લેખ છે. તેમાં શ્રી પાર્શ્વનાથજી અને વસ્તુપાલનું નામ છે.

ડાબી બાજુના મંદિરજીમાં સમવસરણના ચોમુખની શ્રી પાર્શ્વનાથ ભગવાનની ત્રણ પ્રતિમાઓ છે તેમાં સંવત્ ૧૫૫૬ નો લેખ છે. ચોથી પ્રતિમા શ્રી ચંદ્રપ્રભુની છે તેમાં ૧૪૮૫ નો લેખ છે. જમણી બાજુના મંદિરજીમાં ચોમુખજી છે તેમાં ૧૫૪૬ ના લેખો છે આ મંદિરની પાછળ તેજપાલની માતાનું દેરું છે. આ સિવાય આ ટૂકમાં એક લેખ ૧૩૦૫ નો વૈશાખ શુદિ ૩ શનો છે અને પ્રતિષ્ઠાપક બૃહદ્ગચ્છીય શ્રી પ્રદ્યુમ્નસૂરિ પરિવારના શ્રી જયાનંદસૂરિ છે.

આ ટૂક ખાસ દર્શનીય છે.

## સંપ્રતિરાજાની ટૂક

મહારાજા સંપ્રતિએ આર્યસુહસ્તિસૂરિના ઉપદેશથી જૈન ધર્મ સ્વીકારી ભારતમાં જૈન ધર્મનો પ્રચાર કર્યો હતો. સવા લાખ નૂતન જિનાલય બંધાવ્યાં હતાં. તે મહારાજાએ ગિરનાર ઉપર પણ સુંદર જિનમંદિર બંધાવ્યુ હતું. મંદિર પ્રાચીન અને ભવ્ય છે. કોરણી પણ સારી છે. મૂલનાયક શ્રી નેમિનાથ ભગવાનની પ્રતિમા છે. મંડપમાં શ્રી ચક્રેશ્વરી દેવીની પ્રતિમા છે. એક કાઉસ્સગ્ગીયા ૫૪

---

નીચે ઉત્તમ ગઢ, મઠ, પરબ, મંદિર, બગીચા આદિથી મનોહર તેજલપુર વસાવ્યું. ત્યાં પોતાના પિતાના નામથી આશારાજવિહાર નામનું પાર્શ્વનાથ ભગવાનનું સુંદર મંદિર બંધાવ્યું. માતા કુમારદેવીના નામથી કુમર સરોવર બંધાવ્યું. તેજલપુરની પૂર્વ દિશામાં ઉગ્રસેનપુર છે જેમાં શ્રી આદિનાથ ભગવાનનું મંદિર છે. આના ત્રણ નામ છે ઉગ્રસેનગઢ, ખેંગારગઢ અને જીર્ણદુર્ગ.

વસ્તુપાલ મંત્રીએ ગિરનાર પર્વત પર શત્રુંજયાવતાર મંદિર, અષ્ટાપદાવતાર, સમ્મેતાવતાર, કપર્દિ યક્ષ અને મારુદેવાનાં મંદિરો બનાવ્યાં. તેજપાલ મંત્રીએ ત્રણ કલ્યાણકનાં ચૈત્ય કરાવ્યાં ( નેમિનાથ ભગવાનનાં ત્રણ કલ્યાણક અહીં થયાં છે તેનાં ). દેપાલ મંત્રીએ ઇંદ્રમંડપનો ઉદ્ધાર કરાવ્યો. ગજપદકુંડ—હાથીકુંડ કરાવ્યો જ્યાં ન્હાઇને યાત્રીઓ યાત્રા કરવા જાય છે. છત્રશિલા નીચે સહસ્રામ્રવન ( સહસાવન ) છે, જ્યાં શ્રી નેમિનાથ ભગવાનના દીક્ષા, કેવલ અને નિર્વાણ કલ્યાણક થયાં છે. ગિરિશિખરે ચઢતાં અંબાદેવીના મંદિરનાં દર્શન થાય છે ત્યારપછી અવલોકન શિખર આવે છે,જ્યાં રહીને દશે દિશામાં શ્રીનેમિનાથ ભગવાન દેખાય છે. ત્યાં પ્રથમ શિખરમાં શાંબકુમાર અને બીજા શિખરમાં શ્રી પ્રદ્યુમ્નકુમારના ચૈત્યો છે. આ પર્વતમાં સ્થાન સ્થાન પર જિનમંદિરમાં રત્ન અને સુવર્ણમય બિંબ નિરંતર પૂજાય છે. અહીંની પૃથ્વી સુવર્ણમયી અને અનેક ધાતુઓના ભેદવાળી દેખાય છે. વિવિધ પ્રકારની ઔષધિઓ રાત્રે પણ ચળકે છે વિવિધ પ્રકારનાં વૃક્ષો અને કક્ષો સ્થાન સ્થાન પર દેખાય છે. ઝંકારશબ્દ કરતાં વિવિધ પ્રકારનાં ઝરણાં વહે છે.

—વિવિધ તીર્થકલ્પ, પૃષ્ઠ ૯–૧૦

ઈંચ ઊંચા છે. બીજા બે તેર તેર ઈંચના કાઉસ્સગ્ગીયા છે. આ સિવાય રંગમંડપ તથા ગભારામાં ૩૫ જિનપ્રતિમાઓ છે. રંગમંડપમા શ્રી વિમલનાથ ભગવાનની ૪૮ ઇંચ મૂર્ત્તિ છે, તેમાં નીચે ૧૫૦૯ મહા શુદ ૨ શુક્ર અને પ્રતિષ્ઠાપક બૃહત્તપાગચ્છના શ્રી રત્નસિંહસૂરિ છે. સં. ૧૯૩૨ ના જીર્ણોધ્ધારસમયે આ ટૂકના ચોકમાંથી ઘણી પ્રતિમાઓ નીકળી હતી. તેમાથી નીકળેલું એક પ્રાચીન પરિકર કે જે કલાના આદર્શરૂપ છે તેમાં લેખ છે કે-વિ. સં. ૧૫૨૩ વર્ષે વૈશાખ શુદિ ૧૨ ગુરુ, બૃહત્તપાપક્ષે ભટ્ટારક ઉદયવલ્લભસૂરિજીના ઉપદેશથી શ્રી સંઘે વિમલનાથદેવ પરિકર સહિત બનાવ્યા અને પ્રતિષ્ઠા શ્રી જ્ઞાનસાગરસૂરિજીએ કરેલ છે. આ સિવાય આ મંદિરમાં વિ. સ. ૧૨૧૫ ના તથા ૧૪૬૧ ના લેખો છે.

## કોટનાં બીજાં દેવાલયો

સંપ્રતિરાજાની ટૂકની ઉત્તરે જ્ઞાનવાવ તથા સંભવનાથજીનું ચોમુખ મંદિર આવે છે. તેની સામે સગરામ સોનીની ટૂકનું પૂર્વ દ્વાર છે કેટલીક નિશાનીઓ જોતાં પ્રાચીન સમયમાં તે એક મોટું મંદિર હશે એમ લાગે છે.

તેની ડાબી તરફના રસ્તે ભીમકુંડ જવાય છે. આવી જ રીતે સગરામ સોનીની અને કુમારપાળની ટૂક વચ્ચે ગરનાળામા થઇ ચંદ્રપ્રભુજીના મંદિરમાં જવાય છે. વચમાં એવી નિશાનીઓ છે કે પૂર્વે અહીં પણ મંદિર હશે. ચંદ્રપ્રભુજીની પ્રતિમા ઉપર વિ. સં. ૧૭૦૧ નો લેખ છે. તેની સામે શાસનદેવીની એક મૂર્ત્તિ છે તેમાં સં. ૧૩૧૮ નો લેખ છે. ત્યાંથી આગળ હાથી પગલા આગળના કુંડ આવે છે. ત્યા રસ્તામા એક મોટો લેખ છે. આ લેખ છે તો ખંડિત પરન્તુ તેમાં મહત્ત્વનો ઇતિહાસ છે. સિધ્ધરાજના મંત્રી શ્રીમાલજ્ઞાતીય ઉદાયનની વંશાવલી તેમાં વંચાય છે ( વિશેષ માટે જુઓ પ્રાચીન લેખસંગ્રહ ભા. ૨, પૃ. ૯૪ ૯૫, ગિરનાર પર્વત પરના લેખોનું અવલોકન ) હાથી પગલાંનો કુંડ વગેરે દેવચંદ લખમીચંદના સમરાવેલ છે.

નવા કુંડની દક્ષિણે ચોવીશ તીર્થંકરોની ચોવીશ દેરીઓ હંસરાજ જુઠા બખાઇએ શરૂ કરાવેલી પણ કાર્ય અધૂરું જ રહ્યું છે.

## કોટની બહારનાં મંદિરો.

સંપ્રતિ મહારાજાની ટૂક તથા વસ્તુપાલ તેજપાલની ટૂક વચ્ચેના રસ્તે આગળ જતાં કોટનો બીજો દરવાજો આવે છે. તે દરવાજા બહાર સામે જ પથ્થર ઉપર ૩૧૦૦ ફુટ લેવલ લખેલુ છે ત્યાંથી થોડે ઊંચે ચઢીએ એટલે ૪૦૦૦ પગથિયાં થાય છે. તે દરવાજો પસાર કરીએ એટલે શ્રીનેમિનાથ ભગવાનના મંદિરના કિલ્લાની પિયાલ દિવાલ દેખાય છે. ત્યાંથી ડાબી તરફ શ્રી શાન્તિનાથજીનુ મંદિર આવે છે. તેમા નવ પ્રતિમાઓ છે. આ મંદિર માંગરોળવાળા ધરમશી હેમચંદે મુંબઇ ગોડીજી મહારાજના ભંડારની મદદથી વિ. સં. ૧૯૩૨મા સમરાવ્યુ હતું. પગથિયાના ડાબી બાજુએ મેરાવશીમલનું મંદિર આવે છે. તેમા મૂલનાયક શ્રી શાન્તિનાથ ભગવાન છે. આનંદધામ

એ બીજી મૂર્તિઓ જિનપ્રતિમાઓ છે. આ મંદિરજીની પાસે નીચાણમાં રાજીમતીની ગુફા છે. ગુફામાં શ્રી રાજીમતીની ઊભી મોટી મૂર્તિ છે તથા પડખે શ્રી નેમિનાથપ્રભુની નાની મૂર્તિ છે. જોરાવરમલજીના દેરાસરજી પાસે જમણી તરફ દિગંબરોનું નાનું મંદિર છે. આ મંદિરની જમીન શ્વેતાંબરોએ વિ. સં. ૧૯૧૩ દિગંબરોને આપી. સં. ૧૯૧૩ના વૈશાખ શુ. ૪ના અમદાવાદના શેઠ લલ્લુભાઈ પાનાચંદે દિગંબરોને દેરું બાંધવાની પરવાનગી આપવા બાબત દેવચંદ લખમીચંદને લખ્યું હતું. ( જુઓ ગિરનાર માહાત્મ્ય. ) તેમજ ગિરનાર ઉપર જ્યારે જ્યારે રાજાઓ તરફથી વિઘ્ન ઉપસ્થિત થયું છે ત્યારે પણ શ્વેતાંબર આચાર્યોએ જ પ્રયત્ન કરી તીર્થ સુરક્ષિત રાખ્યું છે. મલધારી શ્રી હેમચંદ્રસૂરિજીએ સોરાષ્ટ્રના રાજા ખેંગારને પ્રતિબોધી ગિરનાર તીર્થના વિઘ્નભૂત થયેલ માર્ગને વહેતો–ખૂલ્લો કર્યો હતો. (જુઓ રાજશેખરસૂરિકૃત પ્રાકૃત દ્વયાશ્રય વૃત્તિની પ્રશસ્તિ રચના વિ. સં.૧૩૮૭) વિ. સં. ૧૯૨૪માં દિગંબર મંદિર પહેલવહેલું× ગિરનાર ઉપર બન્યું.

જોરાવરમલજીનું મંદિર મૂકી આગળ જતાં ચોમુખનું ( ચોરીવાળું ) જિનમંદિર આવે છે. તેની પ્રતિષ્ઠા વિ. સં. ૧૫૧૧ શ્રી જિનહર્ષસૂરિએ કરેલી છે. આ મંદિર શામળા પાર્શ્વનાથનું પણ કહેવાય છે. ચોમુખજીની ચોરીના થાંભલામાં જિનપ્રતિમાઓ કોરેલી છે. ત્યાંથી થોડે દૂર જતાં ગોમુખી ગંગા આવે છે. તેની પાસે ચોવીશ તીર્થંકરનાં પગલા છે. ત્યાંથી જમણી બાજુએ ચઢતાં રહનેમિનું મંદિર આવે છે.

## અંબાજીની ટૂંક

રહનેમિજીનાં મંદિરથી અંબાજીની ટૂંક ઉપર જવાનો રસ્તો નીકળે છે.સાચા કાકાની

× ગિરનારજી ઉપર દિગંબરોનું સ્વતંત્ર મંદિર ન હતું. શ્વેતાંબર મંદિરમાં જ તેઓ દર્શનાદિ કરી જતા. સુપ્રસિદ્ધ શ્વેતાંબરી જૈનાચાર્ય બપ્પભટ્ટીસૂરિજી કે જેમણે ગ્વાલીયરનરેશ આમ રાજાને પ્રતિબોધી જૈનધર્મનો ઉપાસક બનાવેલ હતો, તે સૂરિજીના ઉપદેશથી રાજા મોટો સંઘ લઈ, શત્રુંજય ગિરિરાજની યાત્રા કરી ગિરનારજી આવ્યા. આ વખતે દિગંબર આચાર્યો પણ દિગંબર જૈનો સાથે ત્યાં આવેલા. બન્ને પક્ષો વચ્ચે વિવાદ થયો કે તીર્થ કોનુ ? આખરે શ્રી બપ્પભટ્ટસૂરિજીએ કહ્યું કે–કુમારી કન્યા એક ચીઠ્ઠી ઉપાડે અને જે ગાથા બોલે તેમનું આ તીર્થ. કન્યાના મુખથી " उज्जिंतसेलसिहरे दिक्खानाणं निसिहिया जस्सातं धम्मचक्कवट्टिं अरिट्ठनेमिं नमंसामि ' સિદ્ધાણં બુદ્ધાણં નો ઉપરનો પાદ નીકળ્યો. તીર્થ શ્વેતાંબરી સિદ્ધ થયું. આ પ્રસંગ વિ. સં. ૮૯૦ લગભગ બન્યો છે. બાદ તીર્થનો ઉદ્ધાર પણ સજ્જનમંત્રી, મહારાજા કુમારપાલ ઇત્યાદિ શ્વેતાંબરોએ જ કરાવેલ છે. તથા ટૂંકો પણ શ્વેતાંબરોએ જ બંધાવેલ છે. ગિરનારની પાજ–પગથિયાં વગેરે આંબડ મંત્રીએ જ બંધાવેલ. અર્થાત્ વીસમી સદી સુધી શ્વેતાંબરોનું જ આ તીર્થ હતુ. બાદ સં. ૧૯૧૩ પછી શ્વેતાંબરોએ ભ્રાતૃભાવથી પ્રેરાઈ દિગંબરોને મંદિર બાંધવા જમીન આપી. મોટાભાઈ અને શ્વેતાંબર જૈનોના ઔદાર્યથી દિગંબર મંદિર બની શક્યું. આવું જ શ્રીસિદ્ધાચલજી ઉપર પણ બન્યું હતું.

જગ્યા ઉપરનો ચઢાવ કઠણ છે પણ પગથિયાં બાંધેલ હોવાથી ઠીક રહે છે. સંવત ૧૮૮૩ ના અશાડ શુદિ ૨ના રોજ અંબાજીનાં કમાડ જૈન દેરાસરનાં કારખાના તરફથી કરાવવામાં આવ્યા છે. આ મંદિરની બાંધણી સંપ્રતિરાજા તથા દામોદરજીના મંદિર જેવી છે. એમ કહેવાય છે કે, સંપ્રતિનું મંદિર, અંબાજીનું મંદિર, દામોદરજીનું મંદિર, માહી ગઢેચીનું મંદિર તથા જુનાગઢ શહેરમાં હાલના કસાઇવાડામાં સંગી-વાવ પાસેની મસ્જીદ જ્યાં છે ત્યાં એમ પાંચ જિનમંદિરો સમ્રાટ્ સંપ્રતિએ બંધાવેલાં હતાં

માહી ગઢેચી બાર સૈયદની જગ્યા તથા માજીણુના મકબરી પાસે છે. ત્યાંથી ૧૮૯૭ માં શ્રી મહાવીરસ્વામીની સુંદર પ્રતિમા નીકળી હતી. આ મૂર્ત્તિને સં. ૧૯૦૫ માં જુનાગઢ મોટા દેરાસરજીમાં મૂલનાયક તરીકે બિરાજમાન કરવામાં આવેલ છે. આ સિવાય અષ્ટમાંગલિક તેમજ દ્વાર ઉપર તીર્થંકરની મૂર્ત્તિઓ વગેરે માહી ગઢેચીના પડી ગયેલા મકાનમાં જોવામાં આવેલ છે. એક શિલાલેખમાં સંપ્રતિ-રાજાનો આદ્ય અક્ષર સં પણ વંચાય છે.

અંબિકાદેવી શ્રી નેમિનાથજી ભગવાનની શાસનાધિષ્ઠાયિકા દેવી છે. તેનાં મંદિરમાં શ્રી નેમિનાથ ભગવાનની મૂર્ત્તિ પણ હતી. બર્જેસ સાહેબ પણ એમ માને છે કે એક વખત આ જૈન મંદિર હતું. આ મંદિરમાં પં. દેવચંદ્રજીએ એક અતીતને રાખેલો જે ભવિષ્યમાં મંદિરનો જ માલેક થઇ ગયો એવી દંતકથા છે. ( જુઓ ગિરનાર માહાત્મ્ય પૃ. ૩૪ )

## ત્રીજી, ચોથી તથા પાંચમી ટૂકો

અંબાજીની ટૂક મૂકી આગળ જતાં 'ઓઘડ' શિખર આવે છે, તેને ત્રીજી ટૂક કહે છે. અહીં ભગવાન્ નેમિનાથજીની પાદુકા છે. આ પાદુકા ઉપર વિ. સં. ૧૯૨૭ વૈશાખ શુ. ૩ શનિનો લેખ છે. બાબુ ધનપતસિંહજી પ્રતાપસિંહજીએ પાદુકા સ્થાપી છે.

અહીંથી ૪૦૦ ફુટ નીચે ઊતરી રહ્યા પછી ચોથી ટૂક આવે છે. રસ્તો કઠણ છે. અહીં મોટી કાળી શિલા ઉપર શ્રી નેમિનાથજીની પાદુકા છે. તેના ઉપર વિ. સં. ૧૨૪૪ ની પ્રતિષ્ઠાનો લેખ છે કહે છે. કે-ભગવાન્ શ્રી નેમિનાથજી અહીં મુક્તિ સીધાવ્યા હતા. ત્યાંથી પાંચમી ટૂકે જવાનો સીધો રસ્તો છે પણ તે રસ્તો કઠણ છે.

પાંચમી ટૂક ઉપર દેરીમાં મોટો ઘંટ છે. તેની નીચાબુમાં નેમિનાથ ભગ-વાનનાં પગલાં તથા પ્રતિમાજી છે. નીચે આ પ્રમાણે લેખ છે—

सं. १८९७ प्रथम आसो वद ७ मे बुधवारे शा. देवचंद लखमीचंदेन श्रिमाल्यं प्रतिष्ठितम् ।

પાંચમી ટૂકથી પાંચ સાત પગથિયાં નીચે ઉતરતાં એક મોટો શિલાલેખ છે,

જેમાં સંવત્ ૧૧૦૮ ની સાલ છે. પાંચમી ટૂકના અગ્નિકોણમાં રતનબાગ છે. તેની પેલી તરફ શેરબાગ છે. નૈઋત્ય કોણમાં ગબ્બરનો ડુંગર છે. વાયવ્ય કોણમાં ભૈરવઝંપ છે. ઇશાન કોણમાં રામચાલી છે. ત્યાં શિલોદક પાણીનો ઝરો છે. શ્રી નેમિનાથજીના પ્રથમ ગણધર વરદત્ત અહીં મોક્ષે પધાર્યા હતા. વરદત્તનું ટૂંકું નામ દત્ત થઇ દત્તાત્રયી થયું કે જેના નામથી અજૈનો પણ આ સ્થાનને અતીવ પૂજનીય માને છે. કેટલાક એમ કહે છે કે શ્રી-નેમિનાથજી ભગવાન અહીં મોક્ષે પધાર્યા હતા.

પાંચમી ટૂક પછી છઠ્ઠી ટૂક રેણુકા શિખરની છે અને સાતમી ટૂક કાલિકા ટૂક કહેવાય છે. આગળ રસ્તો કઠણ છે અહીં વનસ્પતિઓ ઘણી થાય છે. વાઘેશ્વરી દરવાજાથી ગિરનારનાં મુખ્ય મુખ્ય સ્થાનોનું અંતર આ પ્રમાણે છે-વાઘેશ્વરી માતા ૧૨૦૮ ફુટ, અશોકનો લેખ ર૭૩૩, દામોદર કુંડ ૫૦૩૩, ભવેશ્વર ૧૧૧૩૩, ચઢાની વાવ ૧૨૦૮૩ ( ૨$\frac{૫}{૧૬}$ માઇલ ), માળી પરબ ૧૯૦૨૮, નેમિનાથનો કોટ ૨૨૦૪૩, અંબાજી ૨૪૨૪૩, ઓઘડ શિખર ૨૫૫૯૩, પાંચમી ટૂક ૨૭૫૦૩ ( ૫ માઇલ ), રામાનંદીનાં પગલાં ૨૪૧૪૩, પથરચટ્ટી ૨૪૨૯૮, સેસાવન ૨૯૧૪૩ (૫ માઇલ), હનુમાનધાર ૨૭૭૪૩ ફૂટ છે. ઉપર વિ. સં. ૧૯૩૮ માં શ્વેતાંબર જૈન કારખાના તરફથી સમારકામ થયું હતું.

## સહેસાવન

ગૌમુખી મૂકીને ડાબે રસ્તે સપાટ રસ્તો નીકળે છે તે સહેસાવન જવાનો છે. જાંબુ ગુફા મૂકીને પ્રથમ રામાનંદીની જગ્યા આવે છે. ત્યાં પગલાં તથા ઘંટ છે. ત્યાં નજીકમાં ભૈરવ ઝપ છે. તેની ડાબી તરફ સેવાદાસની ગુફા ને કુંડ છે. તેની ડાબી બાજુ પથ્થરચટી તથા તેનો કુંડ છે. ત્યાં યાત્રીઓને ખીચડી અપાય છે. ત્યાં જમણી બાજુએ નીચાણમાં રસ્તો બાંધેલો છે તે સહેસાવન ( સહસ્રામ્રવન ) જાય છે. ત્યાં શ્રી નેમિનાથ ભગવાનનાં પાદુકા અને દેરી છે. અહીં શ્રી નેમિનાથ ભગવાનની દીક્ષા થયેલી. સહેસાવનથી એક માઇલ દૂર જઇએ ત્યારે ભરત વન તથા હનુમાનધારા આવે છે. સહેસાવનથી નીચે ઉતરીને તલાટી તરફ જવાની પગદંડી (કેડી) છે. કેટલાક જાણવાજોગ સંવતો આ પ્રમાણે છે.

વિ. સં. ૧૮૮૯ થી ૯૪ સુધીમાં ભરતપુરવાળા શેઠ સતોકરામ જેચંદે સહેસાવનમાં જૂનાં પગથિયાં ઠીક કરાવ્યાં.

વિ. સં. ૧૮૯૪માં રાજુલની ગુફા જૈન કારખાનાએ સમરાવી.
વિ. સં. ૧૮૯૬માં હાથી પગલાંનો કુંડ જૈન કારખાનાએ સમરાવ્યો.
વિ. સ. ૧૯૬૩માં સહેસાવનમાં ધર્મશાળા બંધાઇ.
વિ. સં. ૧૯૩૦માં કારખાના તરફથી હનુમાનનો ઓટલો બંધાયો.
વિ. સં. ૧૯૨૧માં કારખાના તરફથી પ્રેમચંદજીની ગુફા સમારાઇ.
વિ. સં. ૧૯૦૮માં કારખાના તરફથી છોડીયા દેરી સમારાઇ.

વિ. સં. ૧૮૯૪માં કારખાના તરફથી રાજુલની ગુફા સમારાઇ.

વિ. સં. ૧૯૦૫માં સંપ્રતિરાજનું દેરાસર રીપેર થયું.

વિ. સં. ૧૮૯૯માં કેશવજી નાયકે રીપેર કામ કરાવ્યું.

ગિરનાર ઉપર સ્વ૦ આચાર્ય મહારાજ શ્રી વિજયનીતિસૂરીશ્વરજી મહારાજે ભગીરથ પ્રયત્ન કરી શ્વેતાંબર જૈન સંઘની મદદથી જીર્ણોધ્ધાર કરાવ્યો હતો. આ તીર્થ ઘણું જ પ્રાચીન છે. શ્રી શત્રુંજયના પાંચમા શિખરરૂપ આ સ્થાન છે. પર્વતની ધાર ઠેઠ શત્રુંજય ગિરિની ધાર સુધી મળતી જ હતી. શત્રુંજયના ઉધ્ધારની સાથે પ્રાયઃ ગિરનાર ઉપર પણ ઉધ્ધાર થતા હતા. પ્રસિધ્ધ દાનવીર અને શ્રી ધર્મઘોષસૂરિજીના પરમ ભક્ત શ્રાવક પેથડશાહે અહીં મંદિર બંધાવ્યું હતું. જુઓ

" शिवाङ्गजजिनः　श्रीउज्जयन्ताचिते "

ગિરનાર ઉપર અનંતા તીર્થંકર આવ્યા છે અને આવશે. કેટલાયે સાધુ-મહાત્માઓ અહીં મુક્તિ પધાર્યા છે. આ ચાલુ ચોવીશીમાં ફક્ત એક શ્રી નેમિનાથ જ અત્રે મોક્ષે સીધાવ્યા છે, પણ અનાગત ચોવીશીના ત્રેવીશ તીર્થંકરો અત્રે મુક્તિપદ પામશે. સિવાય બીજું પણ ઘણું જાણવા અને જોવા જેવું છે. જિજ્ઞાસુએ ગિરનાર માહાત્મ્ય નામના પુસ્તકમાંથી વાંચી લેવું.

આ સિવાય પ્રેમચંદજી યતિની ગુફા, કપૂરચંદ્રજીની ગુફા વગેરે કે જેનો શેઠ દેવચંદ લક્ષ્મીચંદે જીર્ણોધ્ધાર કરાવ્યો છે તે સ્થાનો જોવા યોગ્ય છે. પ્રેમ-ચંદજીની ગુફાથી બારોબાર પાટવડને નાકે થઇ બીલખા જવાય છે. અત્યારે આ તીર્થની વ્યવસ્થા શેઠ આણંદજી કલ્યાણજીની પેટી ચલાવે છે. તેમના તરફથી શેઠ દેવચંદ લખમીચદની પેટી કામ કરે છે.

શેઠ દેવચંદભાઇ વડનગરના પોરવાડ જૈન હતા. તેઓ તેમની બહેન લક્ષ્મી-બાઇ સાથે સો વર્ષ પહેલાં ગિરનાર આવીને રહ્યા અને પોતાનું ધન આ તીર્થમાં ખર્ચ્યું. સંઘની રજાથી પોતાના નામની પેઢી સ્થાપી તે દેવચંદ લખમીચંદની પેઢી (કારખાના) તરીકે અદ્યાવધિ પ્રસિધ્ધ છે. આ શેઠે ગિરનાર ઉપર ઘણુ કામ કર્યું છે. તેમની પહેલાં શેઠ જગમાલ ગોરધન તથા શેઠ રતનભાઇ દંડરજી (બન્ને પોરવાડ જૈન હતા) ગિરનારજીની દેખરેખ-વ્યવસ્થા ગણતા. હાલમાં તો બધી વ્યવસ્થા સારી છે. શ્રી ગિરનારજી ઉપર ચડવાના રસ્તાનું સમારકામ તથા પગથિયાં વિગેરે બહુ જ પરિશ્રમપૂર્વક જુનાગઢનિવાસી શ્વે જૈન ડૉ. ત્રિભોવનદાસે કરાવેલ જે આજે બહુ જ ઉપયોગમાં આવે છે. જુનાગઢથી અજારાની પંચતીર્થીએ જવાય છે.

## અજારાની પંચતીર્થી

આ પંચતીર્થીમાં ઉના, અજારા, દેલવાડા, ગીર અને કોડીનાર એ પાંચ સ્થાનો ગણાય છે. આમાં અજારા એક ઘણું જ પ્રાચીન તીર્થ છે અને કોડીનાર

તથા ઉના પણ તીર્થરૂપ જ છે.

જુનાગઢથી વેરાવલ, પ્રભાસપાટણ થઇ ૭૫ માઇલ દૂર ઉના છે. સીધી સડક છે. મોટરો, ગાડાં, ગાડી વગેરે વાહનો મળે છે. વેરાવળથી ઉના જવા માટે રેલ્વે લાઇન પણ છે. મહુવા અને કુંડલા રસ્તેથી પણ આ પંચતીર્થી જવા માટે વાહનોની સગવડ મળી શકે છે.

જુનાગઢ, વંથલી, વેરાવલ, પ્રભાસપાટણ, કોડીનાર, પ્રાચી, ઉના થઇ અજારા પાર્શ્વનાથજી જવાય છે.

**વંથલીમાં** શ્રી શીતલનાથજી ભગવાનનું સુંદર મંદિર છે. **વેરાવલમાં** બે જિનમંદિરો છે. પાઠશાલા, જ્ઞાનમંદિર, ઉપાશ્રય વગેરેની સગવડ સારી છે. **પ્રભાસપાટણમાં** શ્રી આદિનાથ, અજિતનાથ, ચંદ્રપ્રભુ, સુવિધિનાથ, શાંતિનાથ, મલ્લિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામીના મળી કુલ નવ ભવ્ય જિનમંદિરો છે. મંદિરોમાં મૂર્તિઓ ઘણી જ પ્રાચીન, ભવ્ય, રમ્ય અને વિશાલ છે. સર્વ જિનાલયમાં સુંદર ભોંયરાં છે. તેમાં સુંદર ખંડિત તેમજ અખંડિત મૂર્તિઓ છે. મુખ્ય મંદિર સોમનાથ* ચંદ્રપ્રભુનું છે. મંદિરોની એક પોળ જ છે. ઉપાશ્રય, પાઠશાલા, લાયબ્રેરી વિગેરે છે. અહીં યાત્રિકોને ભાતું અપાય છે. મુસલમાની જમાનામાં એક વિશાલ મંદિરને તોડીને મસ્જીદ બનાવવામાં આવેલ, તે પણ જોવા લાયક છે. જૈનમંદિરનાં ચિહ્નો તેમાં વિદ્યમાન છે. ખાસ દર્શનીય સ્થાન છે. ચંદ્રપ્રભુજી અત્રે પધાર્યાં હતા અને મધુરી ધર્મદેશના આપી હતી. સમુદ્રને કાંઠે જ આ શહેર વસેલું છે. મહમદ ગીજનીએ પ્રથમ વિ. સં. ૧૦૨૪માં પ્રભાસપાટણ તોડયું હતું.

---

* પ્રભાસપાટણમાં શ્રી ઋષભદેવ પ્રભુના પૌત્ર સોમયશા-ચંદ્રયશાએ શશીપ્રભા-ચંદ્રપ્રભા નામની નગરી વસાવી ભાવી તીર્થંકર શ્રી ચંદ્રપ્રભુની મૂર્તિ ભરાવી સુંદર મંદિર બંધાવ્યું હતું. ત્યારપછી શ્રી ચંદ્રપ્રભુજીના સમયમાં બીજા ચંદ્રયશાએ પરમ ભક્તિથી ચંદ્રોદ્યાનની સમીપમાં શ્રી ચંદ્રપ્રભુજીનું મંદિર બંધાવી ચંદ્રપ્રભુની મૂર્તિ બિરાજમાન કરાવી હતી. ભરત ચક્રવર્તી અને સતીશિરોમણિ સીતાદેવીએ પણ અહીં ચંદ્રપ્રભુનાં મંદિરો બંધાવ્યાં હતાં. શાંતિનાથ પ્રભુના પુત્ર ચક્રાયુધ રાજાએ અહીંના મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. અહીંયાં ડોકરીયા પાર્શ્વનાથજીની સુંદર મૂર્તિ છે. પ્રતિમાજી શ્યામવર્ણી છે. હાથમાં દોરી ચોટેલી છે. લોકોક્તિ એવી છે કે પ્રથમ રોજ હાથમાંથી એક એક દોરી નીકળતી હતી પરન્તુ આશાતના થવાથી બંધ થઇ ગયેલ છે.

'વિવિધતીર્થકલ્પ'માં ઉલ્લેખ છે કે વલ્લભીપુરીના ભંગસમયે (વિ. સં. ૮૪૫) ચંદ્રપ્રભુસ્વામીની પ્રતિમાજી અને ક્ષેત્રપાલ સહિત શ્રી અંબિકાદેવી, અધિષ્ઠાયક દેવના પ્રભાવથી આકાશમાર્ગે દેવપટ્ટણ (પ્રભાસપાટણ) આવ્યા હતા.

## કોડીનાર

વેરાવલથી પ્રભાસપાટણ થઇ અજારાની પંચતીર્થીએ જતાં કોડીનાર પ્રથમ તીર્થ આવે છે. અહીં અઢારમી શતાબ્દી સુધી સુંદર મંદિર હતું. નેમિનાથ ભગવાનની અધિષ્ઠાયિકા દેવી અંબિકા પૂર્વભવમાં અહીં મૃત્યુ પામી દેવી બની હતી. અહીં મંદિર પણ શ્રી નેમિનાથ ભગવાનનું હતું. '**કોડીનારે નમશું નેમ,**' તથા '**સુહાગણુ અંબિકાદેવ**' આવા ઉલ્લેખો મળે છે. અહીંની જૈન મૂર્ત્તિઓના ઘણા લેખો ભાવનગર સ્ટેટ તરફથી પ્રકાશિત લેખસંગ્રહમાં પ્રગટ થયેલ છે. હાલમાં અહીં એક પણ જૈન મંદિર નથી. વિચ્છેદ પ્રાયઃ તીર્થ છે. ગામમાં એક ધર્મશાલા છે. પ્રભાસ-પાટણથી કોડીનાર ૧૦ ગાઉ દૂર છે.

## ઉના શહેર

કોડીનારથી ઉના ૮ કોસ દૂર છે. ઉના સોલમી શતાબ્દીથી લઇને અઢારમી શતાબ્દીના પૂર્વાર્ધ્ધ કાલ સુધી ઉન્નત હતું. મહાન્ મોગલ સમ્રાટ્ અકબર-પ્રતિબોધક જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિજી મહારાજ વિ. સં. ૧૬૫૨નું ચાતુર્માસ આ ઉના શહેરમાં રહ્યા હતા. તે વખતે અહીં જૈનોની વસ્તી ઘણી જ હતી. ૧૬૫૨ના ભા. શુ. ૧૧ ના દિવસે સૂરિજી મહારાજનું અહીં સ્વર્ગગમન થયું હતું. જે સ્થાને સૂરિજી મહારાજને અગ્નિસંસ્કાર કરવામાં આવેલ ત્યાં અકાળે આમ્ર ફળ્યા હતા અને તે આખો ૮૦ વીઘાનો ટુકડો બાદશાહ અકબરે જૈનસંઘને બક્ષીસ તરીકે અર્પણ કર્યો હતો. અત્યારે ૬૦ વીઘા જમીન છે. તેને શાહીબાગ કહે છે. તેમજ દાદાવાડી પણ કહે છે. સૂરિજી મહારાજની ચરણપાદુકાની સુંદર છત્રી છે. તેમજ તેમના પ્રતાપી પટ્ટધર અકબ્બરપ્રતિબોધક, જહાંગીરપ્રતિબોધક વિજયસેનસૂરિ, વિજયદેવસૂરિ તથા બીજા કેટલાય સૂરિવરો અને મુનિરાજોની છત્રીઓ છે. શહેરમાં હીરવિજયસૂરિજીના સમયનો પ્રાચીન ઉપાશ્રય છે. મંદિરજીમાં સૂરિજી મહારાજની મૂર્તિ પણ છે અહીં પાંચ જિનમંદિરો એક સાથે છે.

૧. શ્રી આદીશ્વર ભગવાન મૂલનાયકજી છે. ૨૫ નાની દેરીઓ અને ૧ મોટું સુંદર ભોંયરું છે.

૨–૩. બન્ને મંદિરોમાં મૂળનાયક શ્રી સંભવનાથજી પરિકર સહિત છે. બન્નેમાં શ્રી વિજયસેનસૂરિજી મહારાજે પ્રતિષ્ઠિત કરેલ મૂર્ત્તિઓ છે. જિનબિંબો ઘણાં જ સુંદર અને વિશાલ છે.

૪. મૂલનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાનની શ્યામ મૂર્ત્તિ છે. ગૌતમસ્વામીની બે મૂર્ત્તિઓ છે.

૫. મૂલનાયક શ્રી નેમિનાથ ભગવાન છે.

પાંચે મંદિરોમાં અનુક્રમે (૧) માં ૫૧, (૨) માં ૧૪, (૩) માં ૨૩ દેરીઓ ચૌમુખજી વગેરે મળી પ્રતિમાઓ છે (૪) માં ૧૯ અને (૫) માં ૨૪ જિનેંદ્ર પ્રતિમાઓ

છે. શ્રી ×હીરસૂરિજી મહારાજ, શ્રી વિજયસેનસૂરિજી અને શ્રી વિજયદેવસૂરિજીની પ્રાચીન દેરીમાં જીર્ણોધ્ધાર કરાવી તેમની મૂર્તિઓ શ્રી હંસવિજયજી મહારાજશ્રીના ઉપદેશથી વિ. સં. ૧૯૭૧માં બિરાજમાન કરવામાં આવી છે.

ગામથી ૦॥-૦॥। માઇલ દૂર દાદાવાડી છે, જ્યાં શ્રી હીરવિજયસૂરિજી મહારાજને અગ્નિસંસ્કાર કરવામાં આવેલ છે ત્યાં સૂરિજી મહારાજની તથા તેમના પછી થયેલા બીજા આચાર્યોની દેરીઓ છે. કુલ બાર દેરીઓ છે.

શ્રી હીરવિજયસૂરિજી મહારાજની દેરીમાં નીચે મુજબ લેખ છે.

"श्रीसंवत् १६५२ वर्षे कार्तिकशुदि ५ बुधे तेषां जगद्गुरूणां संवेगवैराग्य-सौभाग्यादिगुणश्रवणात् चमत्कृतमहाराजाधिराज-पातशाहि-श्रीअकब्बराभिधाभि-र्गुर्जरदेशात् दिल्लीमण्डले सबहुमानमाकार्य धर्मोपदेशाकर्णनपूर्वक-पुस्तककोपसम-र्पण--डाबराभिधानमहासरोवर—मत्स्यवधनिवारण-प्रतिवर्षपाणमासिकाऽमारिप्रवर्त-नपूर्वक-श्रीशत्रुंजयतीर्थमुण्डकाभिधानकरनिवर्तन--जीजिआभिधानकरनिजसकलदे-शदाणमृतस्वमोचन-सदैव बंदीकरणनिवारणं चेत्यादि धर्मकृत्यानि सकललोकप्रती-तानि कृतानि। प्रवर्तनेनैषां श्रीशत्रुंजये सकलसंघयुतकृतयात्राणां भाद्रशुक्लैकादशी-दिने जातनिर्वाणे चाग्निसंस्कारस्थानासन्नकलितसहकाराणां श्रीहीरविजयसूरीश्वराणां प्रतिदिनदिव्यनादश्रवण-दीपदर्शनादिकानेकप्रभावाः स्तूपसहिताः पादुकाः कारिताः पं. मेघेन । भार्यालाडकप्रमुखकुटुंबयुतेन। प्रतिष्ठिताश्च तपागच्छाधिराजैः भट्टारक-श्रीविजयसेनसूरिभिः। उपा० श्रीविमलहर्षगणि उपा. श्रीकल्याणविजयगणि-उपा. श्री सोमविजयगणिभिः प्रणता( भिः?) भव्यजनैः पूज्यमानाश्चिरं नंदतु । लिखिता प्रशस्तिः पद्मानंदगणिना श्रीउन्नतनगरे। शुभं भवतु ।

× શ્રી હીરવિજયસૂરિજી મહારાજની પ્રાચીન મૂર્તિઓ મહુવા, જેશલમેર, પાટણ, ખંભાત, આગરા વગેરે સ્થાનોમાં છે. મહુવાની મૂર્તિની નીચે નીમ્ન લેખ છે.

"संवत १६५३ पातसाहि श्रीअकब्बरप्रवर्तित सं १ वर्षे फा. सुदि ८ दिने श्री स्तम्भतीर्थवास्तव्य श्रावक पदमाभार्या पाचीनाम्न्या श्रीहीरविजयसूरीश्वराणां मूर्तिः कारिता प्रतिष्ठिता तपागच्छे श्रीविजयसेनसूरिभिः ।

જેશલમેરમાં સં. ૧૬૫૯ માં શ્રી આણંદવિમલસૂરિ ( વાનરગણિ ) શિષ્ય આનંદ-વિજયે જેસલમેરમાં તપગચ્છનો જ્ઞાનકોષ સ્થાપ્યો. તેમાં શ્રી હીરવિજયસૂરિજીની મૂર્તિ બેસાડી હતી તે હજુ ત્યાં છે.

જૈન ધર્મ પ્રકાશ, પુ. ૫૫, અં. ૭, પૃ. ૨૩૦

પાટણમાં પંચાસરાપાર્શ્વનાથજીના મંદિરમાં છે. આગરામાં ચિન્તામણિ પાર્શ્વનાથજી મંદિરમાં પણ સુંદર મૂર્તિ છે.

ઉપર્યુક્ત શિલાલેખ ત્રણ ફુટ લાંબા અને સવા ફુટ પહોળા પથ્થરમાં છે.

આવી જ રીતે બીજી દેરીઓમાં પણ મહત્ત્વપૂર્ણ શિલાલેખો છે પણ સ્થાનાભાવથી બધા શિલાલેખો નથી આપી શકયા. દાદાવાડીમાં બીજી દેરીઓ સિવાય અનેક જાતનાં સુંદર વૃક્ષો, જેવાં કે આંબા, આંબલી, નાળીએરી, ખેરસલી આદિ છે. આ વિશાલ ઉદ્યાન જોવા લાયક છે.

આવી રીતે ઉના એક પ્રાચીન ગુરુતીર્થ તરીકે બહુ જ પ્રસિદ્ધ છે. આજથી ત્રણસો વર્ષ પૂર્વની એની જે જાહોજલાલી હતી, જૈન સંઘની જે વિશાલ વસ્તી હતી તે વગેરે અત્યારે નથી થોડાં શ્રાવકોનાં ઘર છે પણ તે ભાવિક અને શ્રદ્ધાળુ છે. અહીંના ગુરુમંદિરો, આ દેરીઓ આદિ જોતાં અને તે વખતના ઉન્નતપુરનું હીરસૌભાગ્ય કાવ્ય આદિમાં વર્ણન વાંચતા રોમાંચ ખડા થાય છે. ખરેખર કાલની ગતિ વિચિત્ર છે. ઉનાથી અજારા એક કોશ દૂર છે.

## અજારા પાર્શ્વનાથજી

અયોધ્યા નગરીમાં રામચંદ્રજીના પૂર્વજ સૂર્યવંશી રાજા રઘુ બહુ જ પ્રસિદ્ધ થઇ ગયા છે. તે રઘુ રાજાના પુત્ર અનરણ્ય-અજયપાલ થયા. તેમણે પોતાની રાજધાની સાકેતપુર નગરમાં સ્થાપી. તેઓએ પોતાના અજિત બલથી અનેક શત્રુ રાજાઓને જીત્યા હતા. બાદ ઘણા સમય પછી તેમને ભયંકર રોગોએ ઘેરી લીધા. કોઢ જેવો રોગ પણ શરીરમાં વ્યાપ્યો.અજયપાલે રાજ છોડી સિદ્ધગિરિની યાત્રાર્થે પ્રયાણ કર્યું ત્યાંથી યાત્રા કરી પાછા વળતાં દ્વીપપત્તન( દીવબંદર )મા આવી નિવાસ કર્યો

આ અરસામાં રત્નસાર નામનો વ્યવહારી અનેક વહાણો લઇ સમુદ્રમાર્ગે વ્યાપાર ખેડી રહ્યો હતો. દ્વીપબંદરની નજીકમાં જ તેના વહાણને ભયંકર ઉપદ્રવ થયો અને વહાણ ડુબવાની અણી પર આવ્યું. રત્નસારે વિચાર્યું કે-મારા દેખતાં વહાણોની આ સ્થિતિ થાય તે ઠીક નહિ માટે હું વહાણમાંથી સમુદ્રમાં જ કૂદી પડી જીવનનો અંત લાવું. જેવો તે સમુદ્રમાં પડવા તૈયાર થયો કે તરત જ ત્યાંના અધિષ્ઠાયિક દેવીએ કહ્યું કે-હે વીર! ધીરજ રાખ.આ ઉપદ્રવ મેં જ કર્યો છે અહીં નીચે કલ્પવૃક્ષના પાટિયાના સંપુટમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુની અપૂર્વ પ્રતિમા છે. તેને બહાર કાઢી દીપ બંદરમાં રહેલા રાજા અજયપાલને તે પ્રતિમા આપ જેથી તેના સર્વ રોગો દૂર થઇ જાય. રત્નસારે આ વાત સ્વીકારી અને નાવિકોને જલમાં ઉતાર્યા તેઓ સંપુટ લાવ્યા. શેઠે રાજાને ખબર આપ્યા. રાજા કિનારે આવ્યો.શેઠે તેને પ્રતિમાજી આપ્યા. રાજા દર્શન કરી અતીવ પ્રસન્ન થયો. પ્રભુના અભિષેકજલથી રાજાના રોગો નાશ પામી ગયા. છ મહિનામાં તો તેના શરીરમાંથી ૧૦૭ રોગો નષ્ટ થઇ ગયા શરીર નિરોગી થયા પછી તેણે ત્યાં સુંદર જિનમંદિર બંધાવ્યું તેમજ પોતાના નામથી અજયનગર વસાવ્યું. આ મંદિરના રક્ષણ અને વ્યવસ્થા માટે તેણે દશ ગામ ભેટ આપ્યા.

તેનો મોટો પુત્ર અનંતરથ થયો અને તેમના જ પુત્ર દશરથ રાજા થયા કે જેઓ રામચંદ્રજીના પિતા તરીકે મશહુર છે.

ઉપર્યુક્ત અજયનગર અત્યારે અજારા તરીકે પ્રસિધ્ધ છે.શ્રી પાર્શ્વનાથ ભગવાનની એ મૂર્તિ વિદ્યમાન છે. આ મૂર્તિનો ઇતિહાસ ઘણો જ પ્રાચીન છે. આ પ્રભાવિક પ્રતિમાજીને પૂર્વે છ લાખ વર્ષ સુધી ધરણેંદ્રે પૂજી હતી. બાદ છ સો વર્ષ કુબેરે પૂજી હતી. ત્યાંથી વરુણદેવ પાસે ગઇ. તેમણે સાત લાખ વર્ષ સુધી પૂજી. બાદ અજયપાલ રાજાના સમયમાં આ પ્રતિમાજી પ્રગટ થયા. પ્રતિમાજી મહાચમત્કારી અને પ્રભાવિક છે. દર્શન કરતાં રોગ, શોક અને ભય વિનાશ પામે છે.

જેમાં મૂલનાયક શ્રી અજારા પાર્શ્વનાથજી બિરાજમાન છે તે આખો ગભારો અને રંગમંડપનું વાતાવરણ એટલું બધું શાંત અને પવિત્ર છે કે ત્યાં જનાર મુમુક્ષુને પરમ શાંતિ અને આહ્લાદ આવે છે. જાણે સાક્ષાત્ ધર્મરાજ બેઠા હોય અને મોહરાજાની સેનાને ચાલ્યા જવાનો મૌન આદેશ કરતા હોય એવી ભવ્ય મૂર્તિ છે. ત્યાંના અણુએ અણુમાં પવિત્રતા અને શાંતિ ભર્યાં છે. આત્માને પરમ તાઝગી આપી આત્મતત્ત્વનું વીતરાગદશાનું અપૂર્વ ભાન કરાવે છે. વીતરાગતા શું વસ્તુ છે? એ વીતરાગતા કેમ પ્રાપ્ત થઇ શકે છે? એ આખી વસ્તુ ભાવના સમજવા ઇચ્છનાર મુમુક્ષુએ શાંતિથી બે ઘડી બેસી કંઇક લાભ લેવા જેવો છે.

અજારા અત્યારે તદ્દન નાનું ગામડું છે. ઉનાથી એક કોશ દૂર છે. દ્વીપબંદરથી ચાર ગાઉ દૂર છે. અજારા ગામની આસપાસ ઘણી વાર જિનમૂર્તિઓ અને શાસનદેવદેવીની મૂર્તિઓ નીકળે છે. કેટલીયે ખંડિત મૂર્તિઓ આજ પણ નજરે પડે છે. ગામના પાદરમાં જ ચક્રેશ્વરી દેવીની મૂર્તિ,પદ્માવતી દેવીની મૂર્તિ દેખાય છે.ગામવાળા તેને પાદરદેવી તરીકે પૂજે છે.આ ઉપરાંત અજયપાલનો ચોતરો,એક તળાવ વગેરે પણ દેખાય છે.

વિ. સં. ૧૯૪૦ માં ચોતરાની આસપાસથી બાવીશ જિનમૂર્તિઓ અને યક્ષયક્ષિણીની મૂર્તિઓ નીકળી હતી. તેમાં સંવત્ ૧૩૨૩માં પ્રતિષ્ઠાપેલ બે કાઉસ્સગ્ગીયાની મૂર્તિઓ પણ હતી.

અજયપાળનો ચોતરો ખોદતાં એક શિલાલેખ નીકળ્યો હતો જેમાં વિ. સં. ૧૩૪૩ માં પાર્શ્વનાથ પ્રભુની પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખ મળ્યો હતો, જે ભા. પ્રા. શો. ૧ નં. ૧૧૫ માં પ્રકાશિત થયો છે. હજી ખોદકામ થતાં વિશેષ મૂર્તિઓ મળી આવવા સંભવ છે.

અજારા પાર્શ્વનાથજીના મંદિરમાં નીચે મુજબ શિલાલેખો છે.

૧. સંવત્ ૧૬૬૭ ના વૈશાખ શુદિ ત્રીજ રોહિણી અને મંગળવારે ઉનાનિવાસી શ્રીમાલી જીવરાજ દોશીના પુત્ર કુંઅરજી દોશીએ દીવના સંઘની સહાયતાથી શ્રી વિજયદેવસૂરિજીની વિદ્યમાનતામાં આ મંદિરનો જીર્ણોધ્ધાર કરાવ્યો છે. આ ચૌદમો જીર્ણોધ્ધાર છે.

૨. વિ. સં. ૧૬૭૮ ફા. શુ. ૯ શનિવારે ઋષભજિનપાદુકાની સ્થાપના કરી છે. પ્રતિષ્ઠાપક વિજયદેવસૂરિરાજ્યે કલ્યાણકુશલ ગણિ. આ લેખ મંદિરની જમણી

બાજુએ છત્રાકારે મંદિર છે, તેમજ પાસે રાયણનુ વૃક્ષ છે. તે બન્નેની મધ્યમાં સ્તૂપ છે તેની ઉપર કોતરેલ છે. સ્તૂપના મધ્યમાં ઋષભદેવ ભગવાનની પાદુકા છે. પૂર્વાદિ ચાર દિશામાં આનંદવિમલસૂરિ, વિજયદાનસૂરિ, વિજયહીરસૂરિ અને વિજયસેન-સૂરિની પાદુકા છે. વિદિશામાં મોહનમુનિ, તત્ત્વકુશલ, ઋષિ વીરજી અને ઉપાધ્યાય વિદ્યાસાગરની પાદુકાઓ છે.

૩. ચિંતામણિ પાર્શ્વનાથના બિંબ ઉપર સંવત ૧૩૪૩ ના મહા વદિ ૨ ને શનિવારના રોજ પ્રતિષ્ઠા કર્યાનો લેખ છે.

૪. બે કાઉસ્સગ્ગીયાના બિંબો ઉપર સં. ૧૩૨૩ ના જેઠ શુદિ ૮ ગુરુવારે ઉદય-પ્રભસૂરિના પટ્ટાલંકાર મહેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠા કરાવ્યાનો ઉલ્લેખ છે.

૫. ૩૫ રતલના ભારવાળો ઘંટ છે. તેમાં " શ્રી અજારા પાર્શ્વનાથજી સં ૧૦૧૪ શા રાયચંદ જેચંદ " એવા અક્ષરો કોતરેલા છે.

આ સિવાય ૧૩૪૯ અને ૧૬૭૭ ના લેખો પણ મળે છે, જેમાં ખાસ કરીને જુદા જુદા સમયના જીર્ણોધ્ધારોનો ઉલ્લેખ છે. વધુ માટે જુઓ ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ ભા. ૧, પરિશિષ્ટ લેખ નં. ૧૧૧–૧૧૪ અને ૧૧૨. એક બીજા ઘંટ ઉપર ૧૬૬૨ નો લેખ છે જે અજયનગરની પ્રાચીનતાનાં સૂચક છે; તેમજ અજયરાજનો ચોતરો. દોઢસો જેટલી પુરાણી વાવો, ચિત્રવિચિત્ર ઔષધિસંપન્ન અજય વૃક્ષો, સુંદર ભવ્ય પ્રાચીન મૂર્તિઓ ભાવિકોને ખૂબ જ આકર્ષે છે. સ્થાન પરમ દર્શનીય છે.

અત્યાર સુધીમાં આ તીર્થના ચૌદ જીર્ણોદ્ધાર થઇ ગયા છે જેના લેખ ઉપલબ્ધ નથી, કિન્તુ ૧૬૭૭માં થયેલા જીર્ણોદ્ધારનો લેખ છે જે ખાસ મહત્ત્વનો છે, જેમાં ચોદમા ઉધ્ધારનો પણ ઉલ્લેખ છે.

અજારા ગામની નજીકમાં ખેતરમાંથી કાઉસ્સગીયા, પરિકર, યક્ષયક્ષિણી અને નવગ્રહ સહિત શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથની મૂર્તિ નીકળેલ છે તે મંદિરજીમાં પધરાવેલ છે, જેમાં આ મૂર્તિ ૧૩૪૩માં પ્રતિષ્ઠિત થયેલ છે તેવો ઉલ્લેખ છે.

અજારામાં પહેલાં ઘણાં મંદિરો હશે, એમ નીકળેલી મૂર્તિઓ ઉપરથી સિદ્ધ થાય છે. શ્રાવકોની વસ્તી પણ ઘણી હશે એમ જણાય છે અત્યારે શ્રાવકનું એક પણ ઘર અહીં નથી.

અજારા ગામ બહાર એક જાતની વનસ્પતિના ઝાડો છે જે અનેક રોગોની શાન્તિ માટે કામ લાગે છે. અન્તમાં આ તીર્થસ્થાન પરમશાંતિનું ધામ છે. ખાસ યાત્રા કરવા લાયક છે.

## દેલવાડા

અજારાથી માઇલ દોઢ માઇલ દૂર આ ગામ છે. અહીં કપોળોની વસ્તી [illegible] છે. આ કપોલ બ્રાહ્મણો બનેલા અહીંના વર્ણ પહેલાં જૈન હતા. અત્યારે [illegible]

પાળે છે. તેમનું બંધાવેલું એક સુંદર જિનમંદિર દેલવાડામાં છે. મૂલનાયક શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથજી છે. વિ. સં. ૧૭૮ માં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયાનો લેખ છે.

## દીવબંદર

આ પ્રાચીન નગર છે. જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરિજી મહારાજ દીવબંદરના સંઘના આગ્રહથી સિદ્ધાચલજીની યાત્રા કરી ચાતુર્માસ માટે અહીં ૧૬૫૦ માં પધાર્યાં હતા. તે વખતે આ શહેર ઘણી જ ઉન્નત સ્થિતિમાં* હતું. અહીં અત્યારે શ્રાવકોનાં ઘર થોડા જ છે. પોર્ટુગીઝ રાજ્ય છે. નવલખા પાર્શ્વનાથજીનું સુંદર વિશાલ જિનમંદિર છે અને પાસે જ નેમિનાથજી અને શાંતિનાથનાં બે મંદિરો છે. ત્રણે મંદિરોમાં કુલ ૩૨ જિનબિંબ છે. નવલખા પાર્શ્વનાથજીની પ્રતિમાજી બહુ જ મનોહર અને આકર્ષક છે. સાથે જ નવલખો હાર અને નવલખા મુગટની પણ પ્રસિદ્ધિ હતી. અત્યારે તે સમય નથી. એક ધર્મશાલા અને ઉપાશ્રય છે, જેમાં યતિજી રહે છે. તેમના પાસે પુસ્તકભંડાર પણ સારો છે.

દીવમાં કિલ્લો, મહેલ વગેરે જોવાલાયક છે.

દીવ બંદર અજારાથી ૭ માઈલ દૂર છે. દેલવાડાથી પાંચ માઈલ દૂર છે. ત્યાં ઘોવલા થઈને નાવમાં બેસી દીવબંદર જવાય છે. ઘોવલામાં માછીમારોની વસ્તી છે. ત્યાંથી દસ મિનિટમાં સામે પાર જવાય છે. હોડીમાં બેઠા સિવાય જવાય તેમ નથી. દીવથી દેલવાડા આવી, અજારા થઈ ઉના જવાય છે. ત્યાંથી મહુવા ૨૫ કોશ દૂર છે ત્યાં પણ જવાય છે અને વેરાવલ આવવું હોય તો વેરાવલ પાછું અવાય છે.

## બલેજા–બરેચા પાર્શ્વનાથજી

માંગરોળથી પોરબંદરની મોટર સડકે જતાં વચમાં બાર ગાઉ ઉપર બલેજા–બરેચા ગામ છે ત્યાં બલેજા પાર્શ્વનાથજીનું સુંદર મંદિર છે. પ્રતિમાજી વેળુનાં બનેલા છે. ઉપર લેપ છે. એક વાર કેટલાક વ્યાપારીઓ વહાણ લઈ અરબી સમુદ્રમાં પ્રયાણ કરી રહ્યાં હતા એવામાં એકદમ તેમનાં વહાણ રોકાઈ ગયાં–થંભી ગયાં. થોડા સમયમાં સમુદ્રમાંથી પાર્શ્વનાથ પ્રભુજીની પ્રતિમાજી નીકળ્યાં. સાર્થવાહોએ આ પ્રતિમાજી બરેચમાં મંદિર બંધાવી પધરાવ્યાં. પ્રતિમાજી ઘણા જ પ્રાચીન, ચમત્કારી અને મનોહર છે. અજૈનો પણ ભક્તિથી પૂજે છે. આ રસ્તે શ્રાવકોના ઘર ન હોવાથી માંગરોલ અથવા પોરબંદરથી પ્રાયઃ સંઘ અવારનવાર આવે છે. બલેજા ગામ તો તદ્દન નાનું છે.

**માંગરોલમાં** બે મંદિરો છે. તેમાં એકમાં તો શ્રી નવપલ્લવ પાર્શ્વનાથની મનોહર પ્રાચીન મૂર્ત્તિ છે. બીજામાં મૂળનાયક શ્રી પાર્શ્વનાથજી છે. માંગરોળનું પ્રાચીન નામ 'મંગળપુર' છે. આ નગર ઘણું જ પ્રાચીન છે. અહીંથી સમુદ્ર-કિનારો ફક્ત ત્રણ માઈલ દૂર છે. મહારાજ કુમારપાલના સમયે અહીં મંદિર બન્યું

* જુઓ હીરસૌભાગ્ય કાવ્ય

હતું. યદ્યપિ તે પ્રાચીન મંદિર અત્યારે તો નથી પરન્તુ મુસલમાન જમાનામાં તે મસજીદરૂપે થઇ ગયું હોય તેમ લાગે છે. ગામમાં એક મસજીદ અથવા પીર જેવી જગ્યા છે. લોકો કહે છે કે-આ મૂળ હેમચંદ્રાચાર્ય મહારાજનો ઉપાશ્રય હતો. અહીંની એક વાવમાંથી મહારાજા કુમારપાલના સમયનો લેખ મળ્યો છે. માંગરોળમાં જૈન કન્યાશાળા, પાઠશાળા, લાયબ્રેરી, દવાખાનું વગેરે ચાલે છે.

પોરબંદરમાં ત્રણ મંદિરો છે. ઉપાશ્રય, પાઠશાળા છે. અહીંની પાંજરાપોળ ઘણી સારી છે. બલેજાથી ૧૫ ગાઉ દૂર પોરબંદર છે.

## વર્દ્ધમાનપુરી (વઢવાણ શહેર)

આ નગરી બહુ પ્રાચીન છે. અહીં નગર બહાર ભોગાવા નદીમાં શ્રી વીર પ્રભુને શૂલપાણિ યક્ષે કરેલ ઉપદ્રવનું સ્થાપનાતીર્થ છે. નદીની વચ્ચે આ નાની દેરી બહુ જ રમણીય અને શાંતિનું સ્થાન છે. ખાસ દર્શનીય છે. શહેરમાં ચોક વચ્ચે **પાળાવસહી** નામનું એક સુંદર ભવ્ય જિનમંદિર હતું. મુસલમાની જમાનામાં એને મસજીદ બનાવવામાં આવેલ છે જે અત્યારે પણ શહેર વચ્ચે ચોકમા વિદ્યમાન છે. આ વસ્તુનો સૂચક એક પ્રાચીન શિલાલેખ પણ મળ્યો છે. શહેરમાં બે સુંદર જિનમંદિરો છે. મોટું મંદિર બહુ જ વિશાલ અને ભવ્ય છે. ચોતરફ અનેક નાની મોટી દેરીઓ છે. આ દેરીઓમાં કેટલાક પ્રાચીન શિલાલેખો તેમજ પ્રાચીન જિનમૂર્તિઓ છે. શહેરમાં જૈનોની વસ્તી સારા પ્રમાણમાં છે. જૈન પાઠશાળા, જૈન લાયબ્રેરી વગેરે સારી રીતે ચાલે છે. નજીક જોરાવરનગર છે જ્યાં એક સુંદર જિનમંદિર છે. આ નગર હમણાં જ નવુ વસ્યું છે. જોરાવર-નગરની પાસે વઢવાણ કેમ્પ છે. અહીં પણ જૈનોની વસ્તી ઘણી સારી છે. સુંદર જિનમંદિર છે. ઉપાશ્રય ઘણો જ ભવ્ય અને વિશાલ છે.

## ઉપરીઆળા તીર્થ

અહીં લુહારની કોડમાંથી ત્રણ સુંદર શ્યામવર્ણી જિનપ્રતિમાઓ નીકળી હતી. મૂર્તિઓ પ્રભાવિક અને ચમત્કારી છે. મૂળનાયક શ્રી ઋષભદેવ ભગવાન છે. દર ફાગણ શુદિ આઠમે મેળો ભરાય છે. વીરમગામ શ્રી સંઘ વ્યવસ્થા સંભાળે છે. ધર્મશાળા સારી છે.

વીરમગામથી ખારાઘોડા જતી ટ્રેનમાં ઝુંડ સ્ટેશનથી બે માઇલ દૂર ઉપરી-આળા તીર્થ છે. શ્રાવકના ઘર બે-ત્રણ છે. આ તીર્થની સ્થાપના માટે આચાર્ય મહારાજશ્રી વિજયધર્મસૂરિમહારાજે ઘણો સારો પ્રયાસ કર્યો હતો.

## ભદ્રેશ્વર તીર્થ

કચ્છ દેશમાં અંજારથી દશેક ગાઉ દૂર વસઇ ગામ છે. ત્યાં ભદ્રેશ્વર નામે પુરાણુ સ્થાન છે. આજથી લગભગ ચોવીસ સો વર્ષ પહેલાં અહીં ભદ્રાવતી નામની નગરી હતી. આદર્શ બ્રહ્મચારી વિજય શેઠ અને વિજયા શેઠાણી આ નગરીનાં જ નિવાસી હતાં. શ્રી **વીર નિર્વાણ** પછી ૨૩મા વર્ષે દેવચંદ્ર નામના એક ધનાઢ્ય શ્રાવકે ભવ્ય જિનમંદિર આ નગરીના મધ્ય ભાગમાં બંધાવ્યું અને પ્રતિમાની અંજનશલાકા શ્રી સુધર્માસ્વામી ગણધર મહારાજના હાથથી કરાવી. આ સંબંધી એક તામ્રપત્ર વિ. સં. ૧૯૩૯માં અહીના મંદિરના જીર્ણોદ્ધાર સમયે મળેલું. આ લેખની મૂળ કોપી તો ભુજમાં છે, કિન્તુ તેની નકલ પૂ. પા. આચાર્ય શ્રી વિજયાનંદસૂરિજી મહારાજને તથા રોયલ એશિયાટીક સોસાઇટી કલકત્તાના ઓનરરી સેક્રેટરી એ. ડબલ્યુ રૂડોલ્ફ હોર્નલ તરફ મોકલેલી. તેમણે આ તામ્રપત્રની નકલ ઘણી મુશ્કેલીથી વાચી નિર્ણય કર્યો હતો કે "ભગવાન મહાવીર પછી ત્રેવીસ વર્ષે દેવચંદ્ર નામના વણિકે પાર્શ્વનાથ પ્રભુનુ આ મંદિર બંધાવેલ છે."

આ શિલાલેખનો સારાંશ ભાગ આ પ્રમાણે છે–"શ્રી કચ્છ દેશમાં ભદ્રાવતી નામની નગરી હતી. તે પુરીમાં મહર્દ્ધિક શિરોમણિ હિંમતબાજ દેવચંદ્ર નામનો એક શ્રેષ્ઠિપુંગવ નિવાસ કરતો હતો. તે સુશ્રાવકે લાખો દ્રવ્ય ખરચી વીર સંવત ૨૩ માં જૈન લોકોની જાહોજલાલી સૂચવનારું આ દેરાસર બધાવ્યું છે, અને તેમા શ્રી પાર્શ્વનાથની પ્રતિમા મૂળનાયકપદે સ્થાપન કરી." (જુઓ પ્રશ્નોત્તરપુષ્પમાળા).

ભદ્રાવતીનો ઇતિહાસ ઘણો જ જૂનો દર્શાવવામાં આવે છે. મહાભારતમાં વર્ણવાયેલી યૌવનાશ્વ નગરી તે આ જ ભદ્રાવતી હતી અને પાંડવોએ અશ્વમેધ યજ્ઞનો ઘોડો અત્રે જ બાંધ્યો હતો. આ તો પૌરાણિક વાત થઇ.

આ મંદિરનો મધ્યકાલીન ઇતિહાસ નથી મળતો, પરન્તુ પરમાર્હતોપાસક મહારાજા કુમારપાલે અહીંના મંદિરનો જીર્ણોધ્ધાર કરાવ્યાનો ઉલ્લેખ મળે છે. બાદ વિ. સં. ૧૩૧૫માં દાનવીર જગડુશાહે આ મંદિરનો જીર્ણોધ્ધાર કરાવ્યો હતો એવો એક લેખ ત્યાંના સ્થંભ ઉપર કોતરેલો વિદ્યમાન છે. જગડુશાહની અનેક પેઢીઓ દેશાવરમાં ચાલતી. તેના વહાણો વિશ્વભરના બંદરોની સફર કરી આવતાં. તેની દાનવૃત્તિએ તેને અમર નામના અપાવી છે. આઠ સૈકાઓ વીતી જવા છતાં જનતા આજે પુણ્યનામધેય જગડુશાહનું સ્મરણ કરી પોતાનું મસ્તક અવનત કરે છે. જગડુશાહના સખાવતી ક્ષેત્રની કંઇક આપણે ઝાંખી કરીએ. વિ. સં. ૧૩૧૫ માં કચ્છમાં અતિશય અનાવૃષ્ટિ થઇ. લોકો અને જાનવરો દુષ્કાળના પંજામાં સપડાયા. તે વખતે ભદ્રાવતી વાઘેલાના કબજામાં હતી, તેની પાસેથી કબજે લઇ જગડુશાહે પોતાના અન્નભંડાર અને વસ્ત્રભંડાર ખુલ્લા મૂકી દીધા. દાનની ગંગાનો સ્રોત એવો અવિરત વહાવ્યો કે દેશભરને દુષ્કાળનું દુઃખ દેખાયું નહિ.

કવિઓએ તેના આવા અભૂતપૂર્વ કાર્યથી આકર્ષાઇ તેમને બિરદાવ્યા છે કે-

જગડુ જીવતો મેલ,
પનરો તેર પડં નહીં.

નીચેની હકીકત પરથી જગડુશાહનો માનવપ્રેમ, વાત્સલ્યભાવ અને આર્દ્રતા દેખાઇ આવશે. રેવાકાંઠા, સોરઠ અને ગુજરાતમાં ૩૩; મારવાડ, થાટ અને કચ્છમાં ૩૦; મેવાડ, માળવા અને ઢાલમાં ૪૦; ઉત્તર વિભાગમાં ૧૨ એ પ્રમાણે જગડુશાહ તરફથી દાનશાળાઓ ચાલતી હતી. આ ઉપરાંત તેમણે વીસલદેવને ૮૦૦૦ મુડા, સિંધના હમીરને ૧૨૦૦૦ મુડા, દિલ્હીના સુલતાનને ૨૧૦૦૦ મુડા, ૧૮૦૦૦ મુડા માળવાના રાજાને અને ૩૨૦૦૦ મુડા મેવાડાધિપતિને અનાજના આપ્યા હતા. આવા દાનેશ્વરી જગડુશાહે આ પ્રાચીન નગરીના પુરાતન જિનાલયનો જીર્ણોધ્ધાર કરાવેલ છે. ત્યારપછી ટૂંક સમયમાં ભદ્રાવતીનું પતન થયું. ત્યાંના જૈનો અન્યત્ર ચાલ્યા ગયા. મંદિરજી એક બાવાના હાથમાં ગયું. બાવાએ પ્રતિમાજી ઉપાડી લઇ ભોંયરામાં સંતાડી દીધા. આ સમાચાર જૈનોને મળતાં ત્યાં આવી તેને સમજાવ્યો પણ તેણે પ્રતિમાજી ન આપ્યાં એટલે સંઘે મૂળનાયક તરીકે શ્રી મહાવીરસ્વામીની મૂર્તિની પ્રતિષ્ઠા વિ. સં. ૧૬૨૨માં કરી. આ પ્રતિમાજી પણ પ્રાચીન છે. તેની અંજનશલાકા વિ. સં. ૬૨૨માં થયેલી છે. થોડા સમય પછી બાવાએ પાર્શ્વનાથજીની મૂર્તિ પણ પાછી આપી દીધી જે પાછળથી શ્રી સંઘે મૂળ મંદિરની પાછળ દેવકુલિકામાં બિરાજમાન કરી છે, જે હાલ વિદ્યમાન છે.

ત્યારપછી પુનઃ જૈનોની વસ્તી ઘટી અને મંદિરજીનો કબજો ત્યાંના ઠાકોરના હાથમાં ગયો. પુનઃ વહીવટ જૈનોએ પોતાના હાથમાં લીધો અને વિ. સંવત્ ૧૯૨૦માં રાવ દેશળજીના પુત્ર રાવ પ્રાગમલજીના રાજ્યમાં આ દેરાસરનો પુનઃ જીર્ણોધ્ધાર થયો. ત્યાર પછી વિ. સં. ૧૯૩૯ મહા શુદિ ૧૦ ને દિને માંડવીવાસી મોણસી તેજસીની ધર્મપત્ની બાઇ મીઠીબહેને છેલ્લો જીર્ણોધ્ધાર કરાવ્યો, જે આજ પણ ચાલુ છે.

બાવન જિનાલયના આ મંદિરની રચના પણ અદ્ભુત છે. ૪૫૦ ફુટ લાંબા પહોળા ચોગાનની વચમાં મંદિર આવેલું છે. ચારે બાજુ વિશાલ ધર્મશાલાઓ છે. ડાબી બાજુ એક ઉપાશ્રય છે. મંદિરની ઊંચાઇ ૩૮ ફુટ છે. લંબાઇ ૧૫૦ ફુટ અને પહોળાઇ ૮૦ ફુટ છે. મૂળમંદિરને ફરતી બાવન દેરીઓ છે. ચાર ઘુમ્મટ મોટા અને બે ઘુમ્મટ નાના છે મંદિરનો રંગમંડપ વિશાલ છે. તેમાં ૨૧૮ સ્થંભો છે. સ્થંભો મોટા અને પહોળા છે. બન્ને બાજુ અગાશી છે. અગાશીમાં બાવન શિખરો નાનાં અને એક મૂળ મંદિરનું વિશાલ શિખર એવી રીતે દેખાય છે કે જાણે આરસનો પહાડ કોરી કાઢયો હોય. પ્રવેશદ્વાર સુંદર કારીગરીવાળું છે. સ્થંભો પણ બધા સુંદર કારીગરીવાળા હતા પરન્તુ જીર્ણોધ્ધાર સમયે બધામાં સીમેન્ટ, ચુનો અને રંગ લાગી ગયો છે. મંદિરમાં આખા ય મંડપમાં સોનેરી અને બીજા રંગોથી કાચ પર તેમજ દિવાલ પર નેમિનાથ પ્રભુની જાન, પ્રભુનો વરઘોડો, શ્રી મહાવીરપ્રભુના, ઋષભદેવસ્વામીના કલ્યાણકો ને ઉપસર્ગો તેમજ શ્રી પાર્શ્વનાથજી અને શાંતિનાથજીના જીવનકલ્યાણકોના પ્રસંગો કલામય દૃષ્ટિથી સુંદર ચિતરેલા છે.

આ વિશાલ જિનમદિરમાં કુલ ૧૬૨ જિનપ્રતિમાઓ છે. ઘણીખરી પ્રતિમાઓ સપ્રતિરાજાના અને કુમારપાલના સમયની છે. આ જિનમંદિરમાં એક પ્રાચીન ભોંયરું હતું કે જે અહીંથી જામનગર જતું. હાલ તે ભોંયરું પૂરી દેવામાં આવ્યું છે.

આ સિવાય અહીં ભદ્રાવતીમાં જગડુશાહનો મહેલ, જગડુશાહની બેઠક અને જગડુશાહનો ભંડાર વગેરે જોવા લાયક છે અહીં એક આશાપુરી માતાના મંદિરના થંભા ઉપર લેખ છે "સંવત ૧૩૫૮ દેવેન્દ્રસૂરિ .. ......પોર... ....."આગળ શબ્દો વંચાતા નથી. બીજા લેખો ૧૨૦૨–૧૩૧૯–૮૧૦ તથા એક પાળીયા ઉપર ૧૧૫૯ નો લેખ છે. આ તીર્થનો વહીવટ વર્ધમાન કલ્યાણજી નામની પેઢીથી ચાલે છે

અહીં દર વર્ષે મહાવદિ ૧૦ ના રોજ મોટો મેળો ભરાય છે. તે વખતે કચ્છ અને કચ્છ બહારથી ઘણા જૈન યાત્રાળુઓ આવે છે. નોકારશીનું જમણ થાય છે. ત્રણ દિવસ ઉત્સવ રહે છે. આ સિવાય પણ દરરોજ યાત્રાળુઓનાં એક બે ગાડા જરૂર આવે છે. ધર્મશાળામાં યાત્રિકોને સગવડ સારી મળે છે. હમણા ત્યાં એક જૈન ભોજનશાળા પણ શરૂ કરવામાં આવી છે. સં. ૧૯૮૩માં પાટણનિવાસી શેઠ નગીનદાસ કરમચંદે પૂ. પા. આચાર્યવર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી કચ્છનો સુંદર

વિશાલ સંઘ કાઢ્યો હતો. ત્યાર પછી તો આ તીર્થની ગુજરાતમાં બહુ જ સારી ખ્યાતિ થઈ અને દર વર્ષે સ્પેશીયલો કે બીજાં સાધનો દ્વારા યાત્રિકો અહીં યાત્રાર્થે આવે છે.

## અંજાર

ભદ્રેશ્વર તીર્થે આવનાર શ્રાવકોએ જામનગર રસ્તે તુણા બંદર ઉતરવું. તુણાથી અંજાર સુધી રેલ્વે લાઇન છે. અંજાર સ્ટેશન છે. અંજારમાં શ્રી વાસુપૂજ્ય ભગવાન, શાતિનાથ પ્રભુ અને શ્રી સુપાર્શ્વનાથજીનાં સુંદર ત્રણ મંદિરો છે. મંદિરોમાં કાચનું રંગબેરંગી કામ સુંદર છે. શ્રાવકોનાં ઘર અને ઉપાશ્રય વિગેરે છે. અંજારથી વાહન મળે છે. ત્યાંથી ભૂવડ થઇ ભદ્રેશ્વર જવાય છે. ભૂવડમા ગામ બહાર જગડુશાહનું બંધાવેલું પ્રાચીન જિનમંદિર હતું-છે. આજે ત્યાં જિનમૂર્તિ નથી. ગામનું દેરાસર સાધારણ છે અને તેમાં અજિતનાથ પ્રભુની પ્રતિમા છે.

## મુદ્રા

કચ્છમાં કેટલાક શહેરો સારાં છે. મુદ્રાને કચ્છનું પારીસ કહેવામાં આવે છે. મકાનોની બાંધણી ને શહેર ફરતો કિલ્લો દર્શનીય છે. ૨૦૦ વ્હેરાવાસી અને ૩૦૦ સ્થાનકવાસી મળી કુલ જૈનોનાં ૫૦૦ ઘર છે. ચાર મનોહર જિનાલયો છે. અમીઝરા પાર્શ્વનાથનું જિનાલય ગામ બહાર છે, જે એક યતિએ ત્રણ લાખ કોરી ખર્ચીને બંધાવેલ છે. ગામમાં આવેલ શ્રી શીતળનાથજીનું મંદિર વિમાન આકારનું ને સુંદર કોરણીવાળું છે. ત્રીજું શ્રી પાર્શ્વનાથનું અને ચોથું શ્રી મહાવીરસ્વામીનું મંદિર છે.

## માંડવી

માંડવી પણ કિલ્લેબંધીવાળું શહેર છે. માંડવીમાં આપણા છ ભવ્ય જિનાલયો છે. દેરાવાસી આઠસો અને સ્થાનકવાસી બસો ઘરો છે. માંડવી કચ્છનું મુખ્ય બંદર હોવાથી વ્યાપાર સારો છે. પાઠશાળા, ઉપાશ્રય વિગેરે છે.

## ભુજ

ભુજ× એ કચ્છનું પાટનગર છે. કચ્છનાં કિલ્લેબંધીવાળા મુખ્ય ચાર શહેરો

× ભૂજમા રાયવિહાર મંદિર પ્રસિદ્ધ છે. વિ. સં. ૧૬૫૬ માં તપાગચ્છીય આચાર્ય શ્રી વિજયસેનસૂરિજીની આજ્ઞાથી પં. શ્રી વિવેકહર્ષ ગણિ કચ્છમાં પધાર્યા હતા. તેમણે ભૂજ અને રાયપુરમા ચાતુર્માસ કર્યાં હતા. ભૂજનાં ચાતુર્માસ દરમ્યાન તે વખતના રાજા ભારમલજીને પ્રતિબોધ આપી અમારી પડહ વજડાવ્યો હતો. ભારમલજીએ ભૂજનગરમા રાયવિહાર નામે સુંદર જિનમંદિર બંધાવ્યું, તેમજ વિવેકહર્ષ ઉપાધ્યાયના ઉપદેશથી કચ્છ-ખાખરના ઓસવાલો શુદ્ધ જૈનધર્મી થયા હતા. સા નવીન ઉપાશ્રય થયો હતો અને કેટલીક જિનપ્રતિમાઓની વિ. સં. ૧૬૫૭ ના માઘ શુદિ ૧૦ સોમવારે શ્રી વિવેક-

પૈકી આ મુખ્ય શહેર છે. ભવ્ય દુર્ગ, શાહીબાગ, આગમહેલ, આયનામહેલ, ટંકશાળ વિગેરે જોવા લાયક સ્થળો છે. અહીંની ચાંદીના વાસણોની નકશી વખણાય છે. વસ્તી બાવીશ હજારની છે. આપણા બસો ને સ્થાનકવાસીના બસો ઘર છે. શ્રી પાર્શ્વનાથ, શાંતિનાથ અને આદિનાથના એમ ત્રણ જિનાલયો છે.

આ ઉપરાંત અબડાસા, કંઠી, ભાગપટ, વાગડ આદિ પ્રદેશમાં પણ સુંદર જિનમંદિરો અને શ્રાવકોની વસ્તી સારી છે. અબડાસાની પંચતીર્થી પ્રસિદ્ધ છે.

૧. **સુથરી**-સુંદર ભવ્ય જિનાલય છે શાંતિનાથ પ્રભુનું મંદિર છે, જેમાં પાષાણની કુલ ૧૧૨ પ્રતિમા છે. આ સિવાય શ્રી *ઘૃતકલ્લોલ પાર્શ્વનાથજીની ચમ-

હર્ષ ઉપાધ્યાયજીએ પ્રતિષ્ઠા કરાવી હતી. વિવેકહર્ષજી ૧૦૮ અવધાન કરતા હતા. તેમણે અનેક રાજાઓ અને સૂબાઓને પ્રતિબોધ આપ્યો હતો. મલકાપુરમાં, બોરીદપુરમાં અને જાલણામાં વાદીઓને હરાવ્યા હતા. જહાંગીરને પણ પ્રતિબોધ આપી અમારી પડહનાં ફરમાન તાજાં કરાવ્યાં હતાં. જુઓ 'સૂરીશ્વર ને સમ્રાટ'

કચ્છના રાજા ભારમલ્લજીને પ્રતિબોધ આપ્યો હતો જેથી તેમણે લેખ કરી આપી હંમેશ માટે ગૌવધ બંધ કર્યો હતો. ઋષિપંચમી સહિત પર્યુષણાના આઠ મળી નવે દિવસો અહિંસા પળાતી હતી તથા શ્રાદ્ધપક્ષમાં, સર્વ એકાદશીઓ, રવિવારો, અમાવાસ્યાઓ તથા મહારાજાના જન્મદિવસે અને રાજ્યાભિષેકના દિવસે આખા રાજ્યમાં અહિંસા પળાતી હતી.

આ સંબંધી આખો લેખ ખાખરના શત્રુંજયાવતાર ચૈત્યમાં વિદ્યમાન છે. જુઓ પૂરવણી B

* આ નામ પડવાનું કારણ શું? તે સંબંધી નીચેની કથા પ્રસિદ્ધિમાં છે. ઉદેશી નામના ગરીબ શ્રાવકને દેવે સ્વપ્નમાં કહ્યું કે "સવારે રોટલાની પોટલી બાંધી ગામ બહાર જજે. ત્યાં રસ્તામાં તને એક માણસ મળશે, તેને માથે પોટલું હશે. તારા રોટલાના પોટલાના બદલામાં તે તું ખરીદી લેજે. પોટલામાંની વસ્તુથી તું સુખી થઇશ. ઉદેશીએ સવારમાં જઇ તે પ્રમાણે કર્યું. ઘરે આવી પોટલું છોડયું તો તેમાંથી શ્રી પાર્શ્વનાથની મૂર્તિ નીકળી, જેને રોટલાના ભંડારિયામાં મૂકતાં ભંડારિયું અખૂટ થઇ ગયું.

સુથરીમાં આ વખતે એક યતિ હતા તેમણે ઉદેશીને સમજાવીને તે મૂર્તિ ઉપાશ્રયમાં મુકાવી પણ રાત્રિ પડતાં જ તે મૂર્તિ અદૃશ્ય થઇ ગઇ અને ઉદેશીના ભંડારિયામાં પહોંચી ગઇ. પછી યતિએ એક નાની દેરી બંધાવી. તેની પ્રતિષ્ઠાસમયે સ્વામીવાત્સલ્ય કરતાં એક ઘીના કુડલામાંથી ઘી નીકળતું જ ગયું. લોકોને અતીવ આશ્ચર્ય થયું. કુડલામાં હાથ નાખીને તપાસ કરતા ઉદેશી શાહવાળી મૂર્તિના દર્શન થયાં. લોકોએ તેમને બહાર કાઢી અને 'ઘૃતકલ્લોલ પાર્શ્વનાથ' એવું નામ રાખ્યું. આ મૂર્તિ એક ભવ્ય પ્રતિમા છે. તેની પ્રતિષ્ઠા થયાને લગભગ સો વર્ષ વ્યતીત થઈ જવા છતાં દિવસે દિવસે તેની જાહોજલાલી વધતી જ જાય છે. આ સુંદર જિનમંદિર ઠેઠ મંદિર પરના કળશથી પ્રારંભી જમીન પર્યંત એક જ સરખા રંગથી સુશોભિત બનાવવામાં આવેલ છે.

હ્કારી મૂર્તિનું એક મંદિર છે. આખા કચ્છ પ્રદેશમાં આ મૂર્તિનું માહાત્મ્ય ઘણું છે.

૨. **કોઠારા**–સુથરીથી કોઠારા ચાર ગાઉ થાય. અહીં પણ શ્રી શાંતિનાથ પ્રભુનું વિશાળ મંદિર છે. મોટો પર્વત હોય તેવું મંદિર છે. બાર વિશાળ શિખર છે. આખા કચ્છમાં આવું મોટું મંદિર બીજું એકે નથી. સંવત ૧૯૧૮માં સોળ લાખ કોરીના ખર્ચે શેઠ કેશવજી નાયક અને તેમના બન્ધુ શેઠ વેલજી મલ્લુએ આ મંદિર બંધાવ્યું છે. મંદિરની લંબાઇ ૭૮ ફીટ, પહોળાઇ ૬૪ ફીટ અને ઊંચાઇ ૭૪ ફીટ છે.

૩. **જખૌ**–કોઠારાથી સાત ગાઉ થાય છે. જખૌ બંદર છે. અહીં એક વિશાળ કંપાઉંડમાં ઊંચા શિખરોવાળાં જુદા–જુદા ગૃહસ્થો તરફથી બનેલાં આઠ મંદિરો, વિશાળ ભવ્ય અને સુંદર છે. મૂલનાયક શ્રી મહાવીરસ્વામી છે. કુલ ૨૦ શિખર છે, ૧૩૬ પાષાણુની પ્રતિમાઓ અને ૧૨૫ ધાતુની પ્રતિમાઓ છે. જૈનોનાં ૨૦૦ ઘર છે. મુખ્ય મંદિર વિ. સં. ૧૯૦૫માં શેઠ જીવરાજ રતનશીએ બંધાવેલ જે ' રત્નટૂક ' તરીકે પ્રસિધ્ધ છે.

૪. **નળીયા**–જખૌથી નળીયા છ ગાઉ થાય છે. અહીં સુંદર ચાર જિન-મંદિરો છે. દેરાસરજીને ૧૬ શિખર અને ચૌદ રંગમંડપો છે. આ વિશાળ મંદિર વિ. સં. ૧૮૧૭માં શેઠ નરશી નાથાએ બંધાવ્યું છે. ૨૦૦ ઘર શ્રાવકોનાં છે.

૫. **તેરા**–નળીયાથી સાડાત્રણુ ગાઉ થાય. અહીંનો ગઢ ઘણો મજબૂત છે. અહીં શ્રી જીરાવલા પાર્શ્વનાથજી અને શ્રી શામળા પાર્શ્વનાથજીનાં બે મંદિરો છે. મોટા મંદિરને નવ શિખરો છે. વ્યવસ્થા સારી છે.

## કટારીયા

વાગડમાં કટારીયા તીર્થ પ્રસિધ્ધ છે. ગામ નાનું છે છતાં ગામની આસપાસ સૌંદર્ય સારું છે. જૈનોના ફક્ત છ જ ઘર છે. શ્રી મહાવીરસ્વામીનું જિનાલય મનોહર છે. પ્રતિમાજી એવા રમ્ય છે કે–જોતાં નેત્રો તૃપ્ત થાય જ નહીં. અહીં એક સુંદર જૈન બોર્ડીંગ ચાલે છે.

કાઠિયાવાડથી કચ્છમાં વેણુાસરના રણને રસ્તે આવનારને વેણુાસરનું રણુ ઉતર્યા પછી માણાબો અને ત્યારપછી કટારીયા આવે છે. આ પણ કચ્છમાં પ્રાચીન નગરી છે. ઇતિહાસપ્રસિદ્ધ ધર્મવીર અને દાનવીર જગડુશાહના મહેલો અહીં પણ હતા. પહેલા આ નગરી બહુ જ વિશાળ હતી. મુસલમાનોના અનેક હુમલાથી આ નગરી ખેદાન-મેદાન થઇ ગઇ. માત્ર પ્રાચીન અવશેષો જ કાયમ રહ્યા છે. અહીંનું જૈન મંદિર ઘણુ જ ભવ્ય અને મનોહર છે અને મૂર્તિ ખૂબ પ્રાચીન તેમજ દર્શનીય છે.

## અંગીયા

ભૂજથી ચોદ પંદર ગાઉ દૂર આ ગામ છે. અહીં જૈનોની વસ્તી સારી અને ભાવિક છે. એક સુદર નાનું નાજુક જિનમંદિર છે. અહીં હિંદભરમાં પ્રખ્યાતિ પામેલ **શ્રી યશોવિજયજી જૈન ગુરુકુલ** (પાલીતાણા)ના સંસ્થાપક અને પ્રેરણાદાતા બાલબ્રહ્મચારી પરમપૂજ્ય -શાસનપ્રભાવક શાસનદીપક પૂજ્ય ગુરુદેવ શ્રી **ચારિત્રવિજયજી*** (કચ્છી) મહારાજનો સં. ૧૯૭૪ ના આસો વદિ દશમના રોજ સ્વર્ગવાસ થયો છે. ગામ બહાર જ્યાં તેમના દેહને અગ્નિસંસ્કાર કર્યો છે ત્યાં સ્તૂપની સ્થાપના છે. ગામમાં જિનમંદિરમાં ગુરુદેવની પાદુકા સ્થાપન કરવામાં આવી છે. તેઓશ્રીએ કચ્છમાં વિચરી ઘણા ઉપકારો કર્યાં છે તેઓશ્રીની શત્રુંજય તીર્થરક્ષા સમયની સેવા, ગુરુકુળની સ્થાપના, જળપ્રલય સમયની અપૂર્વ સેવા, શાસનસેવા અને સમાજસેવા બહુ જ પ્રસિદ્ધ છે. કચ્છવાગડ અને માગપટ તથા કંઠી પ્રદેશના સુધારા માટે પણ તેમણે ઘણી જ જહેમત ઉઠાવી હતી. માગપટની કોન્ફરન્સ પણ તેમણે સ્થાપી હતી. તેમજ પાલીતાણા ગુરુકુળ વર્તમાન કમિટીને સોંપ્યા પછી કચ્છને માટે એક સુંદર વિશાળ ગુરુકુળ સ્થાપવાની પણ તેઓશ્રીએ તૈયારી કરી હતી. સુપ્રસિધ્ધ ધર્મપ્રચારક વિદ્વાન્ મુનિરાજશ્રી **દર્શનવિજયજી**, મુનિમહારાજશ્રી **જ્ઞાનવિજયજી**, મુનિરાજશ્રી **ન્યાયવિજયજી** આદિ ત્રિપુટી શિષ્યોને દીક્ષા પણ તેઓશ્રીનાં શુભ હસ્તે કચ્છમાં જ આપવામાં આવી હતી.

આ ઉપરાંત કચ્છમા ભચાઉ, ભુજપુર, કાંડાગરા, નાનીખાખર, બીદડા, નાના તથા મોટા આસંબીયા, કોડાય, લાયજા, ડુમરા વિગેરે સ્થળોમાં જૈનોની વસતિ સારી છે તેમજ પ્રાચીન અને ભવ્ય જિનમંદિરોથી અલંકૃત છે. ખાસ દર્શનીય છે.

---

*આપનું જન્મસ્થાન પણ કચ્છ ભૂમિ છે. પત્રી આપની જન્મભૂમિનું ગામ છે. સં. ૧૯૪૦ મા જન્મ, ૧૯૫૬ મા સ્થાનકમાર્ગી દીક્ષા પણ કચ્છ-પત્રીમાં જ થઇ હતી. આપના પિતાનું નામ ઘેલાશાહ અને માતાનું નામ સુભગાબાઇ છે. ૧૯૬૦ મા સ્થા. દીક્ષા ત્યાગી અને એ જ સાલમાં સંવેગી દીક્ષા પૂ. પા. આ. શ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજના શુભ હસ્તે જામનગરમાં થઇ હતી. આપના ગુરુદેવનુ નામ શ્રી વિનયવિજયજી મહારાજ હતું.

# પૂરવણી B

## ભદ્રેશ્વર સંબંધી થોડી વધુ માહિતી

જૂની ભદ્રાવતીનાં જે અવશેષો અહીં જોવામાં આવે છે તે નીચે પ્રમાણે છે. જગડુશાહે બંધાવેલી જુડીઆ વાવ, માણેશ્વર ચોખંડા મહાદેવનું મંદિર, પૂલસર તળાવ, આશાપુરા માતાનું મંદિર, લાલશાબાજ પીરનો કુઓ, સોળ થાંભલાની મસ્જીદો, પંજરપીરની સમાધિ અને ખીમલી મસ્જીદ–આવા અનેક હિન્દુ મુસ્લીમ સ્મારકો–અવશેષો જોવામાં આવે છે. તેમાં કેટલાક ઉપર લેખો પણ છે. દા. ત. આશાપુરા માતાના મંદિરના એક થાંભલા ઉપર સં. ૧૧૫૮ નો લેખ અને કેટલાક પાળીઆઓ ઉપર સં. ૧૩૧૯ ના લેખો છે. ચોખંડા મહાદેવના મંદિરની ડેલીના એક ઓટલાના ચણેલા પત્થરમાં સ. ૧૧૯૫ નો સિધ્ધરાજ જયસિંહના સમયનો લેખ છે.

આ નગરી વિ. સં. ૮ થી ૧૦ સુધી તો પઢીયાર રાજપુતોના હાથમાં હતી. તે પછી વાઘેલાઓના હાથમાં આવી. તે પછી સામ જાડેજાઓના હાથમાં આ નગરી આવી. પઢીયાર રાજપુતોના જવા બાદ આ નગરીનુ ગૌરવ અને વૈભવ પણ નષ્ટ થવા માંડયાં હતા.

કિન્તુ વાસ્તવિક રીતે જોતાં જણાય છે કે–વિક્રમની ચૌદમી સદીના પૂર્વાર્ધ સમય પર્યંત તો આ નગરીની પૂરી જાહોજલાલી હતી અને ચૌદમી શતાબ્દીના ઉત્તરકાલમાં તેની પડતીની શરૂઆત થઇ હતી.

અત્યારનું વર્તમાન ભદ્રેશ્વર–ભદ્રાવતી મુદ્રા તાલુકાનું ગામ ગણાય છે. ગામમાં ત્રણથી સાડાત્રણ હજાર માણસોની વસ્તી છે. આ ગામની સ્થાપનાને ૪૦૦ વર્ષ વ્યતીત થઇ ગયાં છે.

ભદ્રેશ્વરમાં ફા. શુ. ૩-૪-૫ નો મેળો ભરાય છે. પાંચમે ઉત્સવપૂર્વક ધ્વજા ચઢાવવામાં આવે છે. આ વખતે હજારો માણસોની હાજરી હોય છે.

અહીંના મંદિરનો વહીવટ "વર્ધમાન કલ્યાણજી" નામની જૈન શ્વેતાંબર પેઢીદ્વારા થાય છે. ભૂજ, અંજાર, માંડવી અને કચ્છનાં બીજાં ગામોના જૈન પ્રતિનિધિઓ આ પેઢીના મેમ્બરો છે. કમિટીના પ્રમુખ ભૂજના નગરશેઠ સાકરચંદ પાનાચંદ છે.

## કંથકોટ

અહીં અનેક પ્રાચીન જૈન મંદિરો હતા. તેના ભગ્નાવશેષો અદ્યાવધિ વિદ્યમાન છે. ઈતિહાસપ્રેમીઓ આ મંદિરોના શિલ્પની અતીવ પ્રશંસા કરે છે. 'કચ્છી સ્થાપત્યકળા અને શિલાલેખો' નામના પુસ્તકમાં લખવામાં આવ્યું છે કે- "એકંદર યોજના જોતાં એક કાળે તે બહુ જ ભવ્ય અને સુશોભિત હશે, તે માટે જરાય શક નહિં. ભદ્રેશ્વરવાળા જગડુશાહના પૂર્વજોનું બંધાવેલું છે." ભીમ બાણાવળીએ આ જ કંથકોટના કિલ્લાનો આશ્રય લીધો હતો.

વર્તમાન કચ્છનરેશના પૂર્વજોમાં પ્રથમ ખેંગારજીને જૈન યતિ માણેકમેરજીએ રાજ્યસ્થાપનામાં ઘણી જ ઉત્તમ સહાય આપી હતી. ભુજનાં ત્રણ મંદિરો પૈકી તપાગચ્છનું મંદિર અતિ જૂનું છે. ભુજની સ્થાપનાનું તોરણ બંધાયું તે જ વખતે આ મંદિરનો પાયો નખાયો હતો એમ કહેવાય છે અને રાજ્ય તરફથી જ આ મંદિર બંધાઈ જૈન સંઘને અર્પણ થયું હતું."

( "મ્હારી કચ્છ યાત્રા"ના આધારે )

# પૂરવણી C

પૃષ્ઠ ૧૪૪ પર જણાવેલ ખાખરના શત્રુંજયાવતાર ચૈત્યનો શિલાલેખ નીચે પ્રમાણે છે—

व्याकरण–काव्य–साहित्य–नाटक–संगीत–ज्योतिष–छंदोऽलंकार–कर्कशतर्क–शैव–जैन–चिंतामणिप्रचंडखंडन–मीमांसा––स्मृति–पुराण–वेद–श्रुतिपद्धति–षट्त्रिंशत्सहस्राधिक ६ लक्षमितश्रीजैनागमप्रमुखस्वपरसिद्धांतगणितजाग्रद्यावनीयादिषड्दर्शनीग्रंथविशदेतिज्ञानचातुरीदलितदुर्वादिजनोन्मादैः ब्राह्मीयावनीयादिलिपीपिच्छालिपि विचित्रचित्रकलाघटोज्ज्वालनावधिविधीयमानविशिष्टशिष्टचेतश्चमत्कारकारि शृंगारादिरससरसचित्राद्यलंकारालंकृतसुरेंद्रभाषापरिणति भव्यनव्यकाव्य–षट्त्रिंशद्रागिणी–गणोपनीत–परमभावरागमाधुर्य–श्रोतृजनामृतपीतगीतरासप्रबंध-नानाछंदःप्राच्यमहापुरुषचरित्रप्रमाणसूत्रवृत्त्यादिकरण–यथोक्तसमस्यापूरणविविधग्रंथग्रथनेननैकश्लोकशतसंख्यकरणादिलब्धगीः प्रसादैः श्रोतृश्रवणामृतपारणानुकारि सर्वरागपरिणतिमनोहारि मुखनादैः स्पष्टाष्टावधानकोष्टकपूरणादिपांडित्यानुरंजितमहाराष्ट्रकौंकणेशश्रीबुर्हानशाहि महाराज श्रीरामराज श्रीखानखाना श्रीनवरंगखानप्रभृत्यनेकभूपदत्तजीवामारि–प्रभूतबंदिमोक्षादि–सुकृतसमर्जितयशःप्रवादैः पं० श्री विवेकहर्षगणिप्रसादैरस्मद्‌गुरुपादैः ससंघाटकैस्तेषामेव श्रीपरमगुरूणामादेशप्रसादं महाराजश्रीभारमल्लजिदाग्रहानुगामिनमासाद्य श्रीभक्तामरादिस्तुतिभक्तिप्रसन्नीभूतश्रीऋषभदेवोपासक–सुरविशेषाज्ञया प्रथमविहारं श्रीकच्छदेशेऽत्र चक्रे तत्र च सं. १६५६ वर्षे

श्रीभुजनगरे आद्यं चतुर्मासकं द्वितीयं च रायपुरबंदिरे, तदा च श्रीकच्छमच्छुकांठा-पश्चिम पांचाल-वागड-जेसला-मंडलाद्यनेकदेशाधीशैर्महाराजश्रीखेंगारजीपट्टालङ्करणैर्व्याकरणकाव्यादिपरिज्ञानतथाविधैश्वर्यस्थैर्यधैर्यादिगुणापहस्तित सरस्वती महानवस्थानविरोधत्याजकैर्यादववंशभास्कर-महाराज श्रीभारमल्लजीराजाधिराजैः ( विज्ञप्ताः ) श्रीगुरवस्तनस्तदिच्छापूर्वकं संजग्मिवांसः। काव्य-व्याकरणादिगोष्ठया स्पष्टावधानादिप्रचंडपांडित्यगुणदर्शनेन च रंजितैः राजेंद्रैः श्रीगुरूणां स्वदेशेषु जीवामारीप्रसादश्चक्रे, तद्व्यक्तिर्यथा-सर्वदापि गवामारिः पर्यूषणा ऋषिपंचमीयुत नवदिनेषु तथा श्राद्धपक्षे सर्वैकादशी रविवार दर्शेषु च तथा महाराजजन्मदिने सर्वजीवामारिरिति सार्वदिकी सार्वत्रिकी चोद्घोषणा जज्ञे, तदनु चैकदा महाराजैः पाश्चविधीयमाननभोवार्षिकविप्रविप्रतिपत्तौ तच्छिक्षाकरणपूर्वकं श्रीगुरुभिः कारिता श्रीगुरूक्तां नभस्यवार्षिकव्यवस्थापिकां सिद्धांतार्थयुक्तिमाकर्ण्य तुष्टो राजा जयवादपत्राणि ७ स्वमुद्रांकितानि श्रीगुरुभ्यः प्रसादादुपढौकयति स प्रतिपक्षस्य च पराजितस्य तादृश राजनीतिमाश्रित्य श्रीराम इव सम्यग् न्यायधर्मं सत्यापतिवान्, किंच कियदेतदस्मद्गुरूणाम् ॥ यतः ॥

येर्जिग्ये मलकापुरे विवदिषुर्मूलाभिधानो मुनिः,
श्रीमज्जैनमतं यवन्नुतिपदं नीतिप्रतिष्ठानके ॥
भट्टानां शतशोऽपि यत्सुमिलितास्सद्दीप्ययुक्तीर्जिता,
यैर्मानं श्रयितः स चोरिदपुरे वादीश्वरो देवजी ॥ १ ॥
जैनन्यायगिराविवादपदवीमारोप्य निर्घाटितो,
पाचीदेशगजालणापुरवरे दिगंबराचार्यराट् ॥
श्रीमद्रामनरेंद्रसंसदि किलात्मारामवादीश्वरः,
कस्तेषां च विवेकहर्षसुधियामग्रे धराचंद्रकः ॥ २ ॥
किंचास्मद्गुरुवक्त्रानिर्गतमहाशास्त्रामृताब्धौ रतः,
सर्वत्रामितमान्यतामवदधे श्रीमद्युगादिप्रभोः ॥
तद्भक्त्यै भुजपत्तने व्यरचयत् श्रीभारमल्लप्रभुः,
श्रीमद्रायविहारनाम जिनपर्गासादमत्यद्भुतम् ॥ ३ ॥

अथ च सं. १६५६ वर्षे श्रीकच्छदेशांतर्जेसलामंडले विहरद्भिः श्रीगुरुभिः प्रबलघन-

धान्याभिरामं श्री खाखरग्रामं प्रतिबोध्य सम्यग् धर्मक्षेत्रं चक्रे यत्राधीशो महाराज श्रीभारमल्लजी भ्राता कुंअरश्री पंचायणजी प्रमदप्रबलपराक्रमाक्रांतदिक्चक्रश्चक्रबंधु प्रतापतेजा यस्य पट्टराज्ञी पुष्पाबाईप्रभृति तनूजाः कुं०दुजाजी, हाजाजी, भीमजी, देसरजी, देवोजी, कमोजी नामानो रिपुगजगटाकेशरिणस्तत्र च शतशः श्रीओसवाल-गृहाणि सम्यग् जिनधर्मं प्रतिबोध्य सर्वश्राद्धसामाचारीशिक्षणेन च परमश्राद्धी-कृतानि तत्र च ग्रामग्रामणीभद्रकत्वदानशूरत्वादि गुणोपार्जितयशःप्रखरकर्पूरपूर-सुरभीकृतब्रह्मांडभांडः शा. वयरसिकः सकुटुंबः श्रीगुरुणा तथा प्रतिबोधितो यथा तेन घंघरशा शिवापेथाप्रभृति समवहितेन नव्योपाश्रयः श्रीतपागणधर्मराज-धानीव चक्रे, तथा श्रीगुरूपदेशेनैव गुर्जरधरिघ्याः शिलातक्षकानाकार्य श्रीसंभव-नाथप्रतिमा कारिता । शा. वयरसिकेन तत्सुतेन शा. सायरनाम्ना मूलनायक श्री आदिनाथप्रतिमा २ शा वीज्जाख्येन ३ श्रीविमलनाथप्रतिमा च कारिता, तत्प्रतिष्ठा तु शा. वयरसिकेनैव सं. १६५७ वर्षे माघसित १० सोमे श्रीतपागच्छनायक–भट्टा-रक–श्रीविजयसेनसूरिपरमगुरूणामादेशादस्मद्गुरुश्रीविवेकहर्षगणिकरेणैव कारिता । तदनन्तरमेव प्रासादोऽप्यस्मद्गुरूपदेशेनैव फाल्गुनासित १० सुमुहूर्त्ते उवएसगच्छे भट्टारक–श्रीकक्कसूरिबोधित–श्रीआणंदकुशलश्राद्धेन ओसवालज्ञातीय पारिषिगोत्रे शा. वीरापुत्र डाहापुत्र जेठापुत्र शा. खाखणपुत्ररत्नेन शा. वयरसिकेन पुत्र शा. रणवीर शा. सायर शा. महिकरणस्नुपा उमा रामा पुरीपौत्र शा. मालदेव, शा. राजा, खेतल, खेमराज, वणवीर, दीदा, वीरा प्रमुखकुटुंबयुतेन प्रारेभे । तत्र साम्निध्यकारिणौ घंघरगोत्रीयौ पौर्णमीयक कुलगुरु भट्टारक श्रीनिश्राश्राद्धौ शा. कंथडसुत शा. नागीआ शा. मेरगनामानौ सहोदरौ सुत शा. पाचासा महिपाल मलप्रसादात् कुटुंबयुतौ प्रासादोऽयं श्रीशत्रुंजयावताराख्यः सं. १६५७ वर्षे फा. कृ० १० दिने प्रारब्धः । सं. १६५९ वर्षे फा० शु० १० दिनेऽत्र सिद्धिपदवी-मारुरोह । आनंदाच्च कच्छमंडन–श्रीखाखरिनगरसंघे श्रेयश्च । सं. १६५९ वर्षे फा० सुद १० दिने पं.*श्रीविवेकहर्षगणिभिर्जिनेश्वरतीर्थविहारोऽयं प्रतिष्ठितः ॥प्रशस्तिरियं विद्याहर्षगणिभिर्विरचिता । संवतो वैक्रमः ॥

---

*વિવેકહર્ષ ગણિ મહાન્ ક્રિયોદ્ધારક તપાગચ્છાધિપતિ આચાર્ય શ્રી આણંદવિમળસૂરિ-જીના શિષ્ય ઋષિ શ્રીપતિના શિષ્ય પં. હર્ષાનંદના શિષ્ય થાય છે. તેઓ એક મહાન

પ્રતાપી પુરુષ હતા. ઘણા રાજા-મહારાજાઓને પ્રતિબોધ આપી જીવદયા સંબંધી કાર્યો કરાવ્યાં હતાં. તેમણે સમ્રાટ્ જહાંગીરના દરબારમાં રહી, તેને પ્રતિબોધી સમ્રાટ્ અકબરે જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીને પર્યુષણના બાર દિવસોનું અહિંસા-પાલનનું ફરમાન આપ્યું હતું એ ફરમાનને જહાંગીરદ્વારા પુનઃ સજીવ કરાવી અમલી બનાવ્યું હતું. કચ્છનરેશને પણ પ્રતિબોધ્યા હતા. કચ્છ, બુરહાનપુર, આગ્રા, મથુરા આદિમાં પ્રતિષ્ઠાઓ કરાવી હતી. મથુરાના ચોરાશી મંદિરને નામે પ્રસિદ્ધ મંદિરમાં શ્રી જંબૂસ્વામીજીની પાદુકાઓની તેમણે જ પ્રતિષ્ઠા કરાવી હતી જેનો લેખ અમે વાંચી, તેની નકલ જૈન આત્માનંદ પ્રકાશમાં 'અમારી પૂર્વદેશની યાત્રા' નામક લેખમાં પ્રકાશિત કરી હતી. પં. શ્રી વિવેકહર્ષજી, તેમના ગુરુભાઇ પરમાનંદ અને પં. શ્રી વિવેકહર્ષજીના શિષ્ય મહાનંદ વગેરેએ ખરતરગચ્છીય માનસિંહ( જિનસિંહસૂરિજી )ના પ્રસંગને લીધે સમ્રાટ્ જહાંગીર ઉપર તે પ્રસંગે અસર પાડી હતી. ખરતરગચ્છીય યુગપ્રધાન જિનચંદ્રસૂરિજીને સમ્રાટ્ જહાંગીરના દરબારમાં પ્રવેશ કરાવવામાં બહુ સારી સહાયતા કરી હતી. (જુઓ મહાજન વંશ મુક્તાવલી) પં. શ્રી વિવેકહર્ષજીકૃત પરબ્રહ્મપ્રકાશ તથા હીરવિજયસૂરિ સજ્ઝાય વગેરે મળે છે.

તેમના કાર્યોની નોંધ તેમના શિષ્ય પં. શ્રી મહાનંદે બનાવેલ 'અંજનાસુંદરી રાસ'ની પ્રશસ્તિમાં આપેલ છે.

સમ્રાટ્ જહાંગીરને પ્રતિબોધી પ્રાપ્ત કરેલું અહિંસાનું ફરમાનપત્ર સૂરીશ્વર અને સમ્રાટ્ નામક પુસ્તકમાં પરિશિષ્ટ ગ ફરમાન ત્રીજામા ફોટો બ્લોક અને અનુવાદ સહિત પ્રકાશિત થયેલ છે.

## શ્રી શંખેશ્વરપાર્શ્વનાથજી

शंखेश्वराधीश्वरपार्श्वनाथः, कल्याणकल्पद्रुम एप देवः ।
भव्यात्मनां सन्ततमेव लक्ष्मी, (देहेऽपि) गेहेऽपि च संविदध्यात् ॥

—શ્રીજિનપ્રભસૂરિ

આ તીર્થસ્થાન રાધનપુર સ્ટેટના મુંજપુર મહાલમાં આવેલું છે. બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના વીરમગામ સ્ટેશનથી શંખેશ્વર થઇને રાધનપુર સુધીની મોટર સર્વીસ ચાલુ છે. વીરમગામ સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં ૩૧ માઇલ અને રાધનપુરથી અગ્નિખૂણામાં ૩૦ માઇલ દૂર શંખેશ્વર મહાતીર્થ આવેલું છે. વીરમગામ સ્ટેશનથી મોટર સર્વીસનો ખટારો રોજ સવારમાં નવ વાગે ઉપડી, માંડલ તથા પંચાસર થઈ ૧૧ાા-૧૨ વાગે શંખેશ્વરજી પહોંચી, ૦ા થી ૦ાા કલાક ત્યાં રોકાઇ મુંજપુર તથા સમી થઇને રાધનપુર આશરે ૨ાા-૩ વાગે પહોંચે છે.

આવી જ રીતે રાધનપુરથી પણ મોટરખટારો ૧૨ વાગે ઉપડી સમી, મુંજપુર થઇ ૨-૨ાા વાગે શંખેશ્વરજી પહોંચી ૨ાા-૩ વાગે ઉપડે છે અને લગભગ ૪ાા વાગે વીરમગામ પહોંચે છે, અને કાઠિયાવાડ તથા ગુજરાતના પેસેંજરોને રેલ્વેના ટાઇમે પહોંચાડે છે.

શિયાળાના દિવસોમાં તો વીરમગામથી આવતા પેસેંજરોને શંખેશ્વરજીમા ત્રણ કલાક રોકાઇ દર્શન-પૂજનાદિનો સમય મળે છે અને તે જ દિવસે પાછા જવાની પણ અનુકૂળતા રહે છે, પરન્તુ ગરમીના દિવસોમાં અનુકૂળતા નથી રહેતી; કારણ કે ગરમીમાં રાધનપુરનો ખટારો પણ નવ વાગે ઉપડે છે. એ ૧૧ાા-૧૨ વાગે શંખેશ્વરજી પહોંચી જાય છે અને વીરમગામનો ખટારો પણ એ જ ટાઇમે

અહીં આવી જાય છે, એટલે એક જ દિવસે પાછા વળવાની અનુકૂળતા પેસેંજરોને નથી મળતી.

વીરમગામથી શંખેશ્વરજી સુધીનું મોટર ભાડું ૧ાા રૂ. છે, પરંતુ વીરમગામથી રાધનપુરની સળંગ ટીકીટ લેવામાં આવે તો અઢી રૂ. ટીકીટ છે; પરન્તુ આમાં યાત્રિકને પૂજાદિનો લાભ બરાબર નથી મળી શકતો. માત્ર દર્શનના લાભ પૂરતો જ સમય મળે છે. બીજો રસ્તો હારીજથી છે.

હારીજ સ્ટેશનથી નૈઋત્ય ખૂણામાં ૧૫ માઇલ દૂર શંખેશ્વરજી છે. હારીજથી મુંજપુર થઇને શંખેશ્વરજી જવાય છે. આ સિવાય બહુચરાજીથી પણ શંખેશ્વરજી જવાય છે.

બહુચરાજી સ્ટેશનથી પશ્ચિમ દિશામાં શંખેશ્વરજી ૧૮ માઇલ દૂર છે. બહુચરાજીથી* શંખલપુર, ટુવડ, રૂપાલ થઇને શંખેશ્વરજી જવાય છે.

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીની તીર્થસ્થાપના સંબંધી 'વિવિધ તીર્થકલ્પ'માં નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે.

" પૂર્વે નવમા પ્રતિવાસુદેવ જરાસંધે રાજગૃહી નગરીથી સૈન્ય સહિત નવમા વાસુદેવ શ્રી કૃષ્ણ ઉપર ચઢાઇ કરી. ત્યાંથી ચાલી પશ્ચિમ દિશા તરફ આગળ વધવા લાગ્યા. શ્રીકૃષ્ણ પણ દ્વારિકાનગરીથી સૈન્ય સહિત નીકળી પોતાના દેશની સીમા સુધી સામે આવ્યા. સરસ્વતી નદીની નજીક સેનપલ્લી ગામ પાસે પડાવ નાખ્યો. ત્યાં ભગવાન અરિષ્ટનેમિકુમારે પંચજન્ય શંખનાદ કર્યો. એ સ્થાને જ શંખપુર નગરીની સ્થાપના થઇ. અરિષ્ટનેમિકુમારના શંખનાદથી જરાસંધનું સૈન્ય ક્ષોભિત થઇ ગયું. આ વખતે જરાસંધે "જરા" નામની પોતાની કુળદેવીની આરાધના કરી શ્રીકૃષ્ણના સૈન્યમાં જરા વિકુર્વી જેથી શ્રીકૃષ્ણનું સૈન્ય ખાંસી અને શ્વાસ રોગથી પીડિત થયું.

---

* શંખલપુર ગાયકવાડ સ્ટેટના ચાણસ્મા તાલુકાનું પ્રાચીન ગામ છે. શંખલપુર પહેલાં બહુ જ સુંદર અને ભવ્ય નગર હતું. એને શંખલપુરી પણ કહેતા, એવી દંતકથા છે. અહીં હાલમાં શ્રાવકોનાં ૩૫-૪૦ ઘર છે. બે માળવાળું ભવ્ય સુંદર જિનમંદિર છે. આ મંદિરની પહેલાં અહીં એક પણ મંદિર ન હતું. સં. ૧૮૪૯માં એક મકાનના ખંડિયેરમાંથી મોટા કદનાં એક ભોયરું નીકળ્યું. એમાંથી ૧૫૦-૨૦૦ જિનમૂર્તિઓ અને ૨૦૦-૩૦૦ પરિકરો, કાઉસ્સગ્ગીયા વગેરે તથા દીવીઓ, અષ્ટમંગળ, ઓરસીઆ, સુખડ વગેરે નીકળ્યું. ત્યારપછી નવું મંદિર બંધાવી, વિ. સં. ૧૯૦૫ જેઠ વદિ આઠમે સુંદર પ્રતિષ્ઠા મહોત્સવ કરાવી ૫૪ મૂર્તિઓ બિરાજમાન કરી. બાકીની મૂર્તિઓ બહાર ગામ જૈન મંદિરોમાં બિરાજમાન કરવા આપી અને પરિકર તથા કાઉસ્સગ્ગીયા વગેરે કદંબગિરિરાજમાં આપ્યાં. આ બધા ઉપરથી એમ તો ચોક્કસ જણાય છે કે-આ શહેર પ્રાચીન કાળમાં ભવ્ય નગર હશે. બહુચરાજીથી આ ગામ બે જ માઇલ દૂર છે. મંદિર ત્રણ માળનું મનોહર અને ભવ્ય છે. ગામમાં બે ઉપાશ્રય છે. શ્રાવકો ભાવિક અને ભક્તિવાળા છે.

સૈન્યની આ દશા જોઇ શ્રીકૃષ્ણ આકુળવ્યાકુળ થઇ ગયા અને ભગવાન શ્રી અરિષ્ટ-નેમિકુમારને પૂછ્યુ-"ભગવન્! આ મારું સૈન્ય કેવી રીતે નિરોગી (નિરુપદ્રવી) થશે અને જયલક્ષ્મી અમારા હાથમાં કેવી રીતે આવશે?" ત્યારે ભગવાન શ્રી અરિષ્ટનેમિ-કુમારે અવધિજ્ઞાનથી જોઇને કહ્યુ કે-"પાતાલલોકમાં નાગદેવથી પૂજિત ભાવિ તીર્થંકર શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમાજી છે તેમને પોતાના પૂજાસ્થાનમાં રાખી તુ પૂજા કરીશ તો તારું સૈન્ય નિરુપદ્રવી થશે અને તને જય મળશે." આ સાંભળીને શ્રી કૃષ્ણે સાત મહિના અને ત્રણ દિવસ (અન્ય મતાનુસાર ત્રણ દિવસ) સુધી આહાર રહિત રહી વિધિપૂર્વક પન્નગરાજની આરાધના કરી. અનુક્રમે વાસુકી નાગરાજ પ્રત્યક્ષ થયા. કૃષ્ણજીએ ભક્તિ-બહુમાનપૂર્વક શ્રીપાર્શ્વનાથ પ્રભુજીની પ્રતિમાજીની માગણી કરી. નાગરાજે પ્રતિમાજી આપ્યાં. કૃષ્ણે મહોત્સવપૂર્વક પ્રતિમાજીને પોતાના દેવમંદિરમાં સ્થાપ્યા. વિધિપૂર્વક ત્રિકાળ પૂજા શરૂ કરી. પ્રતિમાજીનું ન્હવણ જળ લઇ સમસ્ત સૈન્ય ઉપર છાંટયું જેથી સેના રોગ રહિત થઇ. સમસ્ત જરા, રોગ, શોક વગેરે દૂર થઇ ગયાં. અનુક્રમે જરાસંધનો પરાજય થયો. લોહાસુર, ગયસુર અને બાણાસુરાદિ જીતાયા. ત્યારથી ધરણેંદ્રપદ્માવતીના સાન્નિધ્ય યુક્ત સકલવિઘ્નહારી અને સમસ્ત ઋદ્ધિના જનક શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાની ઘણી પ્રસિદ્ધિ થઇ. પ્રતિમાજીને ત્યાં શંખપુરમાં જ સ્થાપન કર્યાં. બાદ પ્રતિમાજી અદૃશ્ય રહ્યાં. ત્યારબાદ શંખ-પુરના કૂવામાં પ્રતિમાજી પ્રગટ થયાં. હમણાં તો તે પ્રભુજી ચૈત્યઘરમાં સકલ સંઘથી પૂજાય છે. પ્રતિમાજી અનેક પ્રકારના પરચા પૂરે છે. મુસલમાન પાદશાહો પણ તેનો મહિમા કરે છે." શંખેશ્વરજીમાં રહેલ ઇચ્છિત ફલને આપનાર જિનેશ્વર શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની પ્રતિમાજીનો કલ્પ પૂર્વસ્તોત્રાનુસાર જિનપ્રભસૂરિજીએ બનાવ્યો.
( વિવિધતીર્થકલ્પ પૃષ્ઠ ૫૨ )

આ પ્રતિમાજીની ઉત્પત્તિ સંબંધી કહેવાય છે કે-ગઇ ચોવીશીના નવમા તીર્થંકર શ્રી **દામોદર** જિનેશ્વર મહારાજના સમયમાં **આષાઢી** શ્રાવકે આ બિંબ ભરાવ્યું હતું. આષાઢી શ્રાવકે પ્રભુજીને પૂછ્યું હતું કે-"મારું કલ્યાણ કેવી રીતે થશે?" ત્યારે પ્રભુજીએ કહ્યું કે-"આવતી ચોવીશીના ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથજીના શાસનમાં તું ગણધર થઇશ." પછી તે શ્રાવકે પ્રભુમુખથી શ્રી પાર્શ્વનાથ પ્રભુજીના વર્ણ અને શરીરના માપ પ્રમાણે પ્રતિમાજી બનાવી, પોતાના ગૃહસ્થાશ્રમમા ઘણો વખત પૂજન કર્યાં બાદ સંયમ સ્વીકાર્યું અને કાળધર્મ પામી સૌધર્મ દેવલોકમાં ઇંદ્ર થતાં, અવધિજ્ઞાનદ્વારા પોતાના પરમ ઉપકારી શ્રી પાર્શ્વજિનબિંબને દેવલોકમાં લાવી, પોતાના વિમાનમાં રાખી યાવજ્જીવ પૂજા કરી. બાદ તેમણે તે બિબ સૂર્યને આપ્યું. સૂર્યે ૫૪ લાખ વર્ષ પર્યંત તેની પૂજા કરી. બાદ આ ચમત્કારિક બિંબ પહેલા, બીજા, દશમા અને બારમા દેવલોકમાં, લવણોદધિમાં, ભવનપતિઓના આવાસોમાં, વ્યંતરોના નગરોમાં, ગંગા તથા યમૂના નદીમાં અનેક સ્થળે પૂજાયુ. કાળક્રમે નાગરાજ ધરણેંદ્રે આ પ્રતિમા શ્રીઋષભદેવ ભગવાનના પાલિત-પુત્રો નમિ-વિનમિને આપી. તેમણે વૈતાઢ્ય પર્વત

પર યાવજ્જીવ પૂજી. બાદ ચંદ્રપ્રભુસ્વામીના સમયના સૌધર્મેન્દ્રે પૂજીને ગિરનાર પર્વતની સાતમી ટૂંક પર સ્થાપન કરી. બાદ નાગરાજે તથા શ્રીરામચંદ્ર તથા સીતાએ પૂજી અને પાછી સૌધર્મેન્દ્રને સોંપી. બાદ સૌધર્મેન્દ્રે તેની પૂજા કરી ગિરનારના સાતમ શિખર પર પુનઃ સ્થાપી. બાદ ત્યાંથી ધરણેંદ્ર તે પ્રતિમાને પોતાના આવાસમાં લઇ ગયા અને પોતે પદ્માવતી દેવી સાથે પ્રતિદિન પૂજવા લાગ્યા. બાદ કાળક્રમે જરાસંધ સાથેના યુધ્ધમાં શ્રી અરિષ્ટનેમિકુમારના વચનથી ધરણેંદ્રે તે પ્રતિમા શ્રી કૃષ્ણને આપી. આ રીતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથની મૂર્તિ ક્રોડોગમે વર્ષોથી પૂજાતી આવી છે. આ સંબંધમાં પં. શ્રી શીલવિજયજી તીર્થમાલામાં આ પ્રમાણે લખે છે કે—

> "વીરમગામથી આગલિ પાસ, સંખેસરો પૂરી મનિ આસ ॥ ૧૫૬ ॥
> યાદવ જરા નિવારી જેણિં, યદુપતિ તીરથ થાપ્યું તિણિં ।
> ચંદ્રપ્રભુજી નવારિ કહી, તવ મૂરતિ ભરાવી સહી." ॥ ૧૫૭ ॥
>
> (પ્રાચીન તીર્થમાળા પૃષ્ઠ ૧૨૫)

આવી રીતે આ તીર્થ છે તો ઘણું જ પ્રાચીન. આ તીર્થસ્થાનના પ્રદેશને વઢીયાર દેશ કહેવામાં આવે છે. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીનાં અનેક સ્તોત્રો, છંદો, સ્તવનો બનેલાં છે. આજ પણ આ તીર્થ મહાચમત્કારી છે. *કા. શુદિ પૂર્ણિમા, પોષ દશમી, ચૈ. શુ. ૧૫ ના રોજ મોટા મેળા ભરાય છે. યાત્રિકોને ઘણા ચમત્કારોના દર્શન થાય છે. આજ પણ ઘણા પરચા પૂરાય છે. સુંદર છ ધર્મશાળાઓ, ઉપાશ્રય, પુસ્તકાલય અને ભોજનશાળા છે. અહીં શ્વેતાંબર સંઘ તરફથી **જીવણદાસ ગોડીદાસ** એ નામથી કારખાનું ચાલે છે. વ્યવસ્થા શેઠ જમનાદાસ ભગુભાઇ સંભાળતા પરન્તુ ત્યારબાદ અમદાવાદના આઠ સભ્યોની એક કમીટી નીમી છે જે શંખેશ્વર તેમજ ભોંયણીજીના કારખાનાની દેખરેખ રાખે છે.

ગામમાં પુરાણું શંખેશ્વર પાર્શ્વનાથજીનું મંદિર છે. હાલનું મંદિર નવું છે. પ્રતિમાજી ઘણાં જ પ્રાચીન અને ભવ્ય છે. ઘણું જ શાંતિનું સ્થાન છે. રાત્રે દિવ્ય વાજિંત્ર પણ સંભળાય છે. પ્રતિમાજી જીર્ણ થઇ જવાથી વેણીચંદ સુરચંદના પ્રયાસથી પ્રતિમા ઉપર સુંદર મોતીનો લાલ લેપ કરવામાં આવેલ છે. ખાસ દર્શનીય સ્થાન છે. મંદિરજીનું ચિત્રકામ, બાંધણી અને શિલ્પ પણ સરસ છે. બાવન જિનાલયનું ભવ્ય મંદિર દર્શનીય છે.

મૂલનાયક શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીની મૂર્તિ ઉપર તો કોઇ શિલાલેખ નથી દેખાતો પરન્તુ ત્યાંની દેવકુલિકાઓમાં બિરાજમાન મૂર્તિઓ ઉપર તેરમી અને ચૌદમી શતાબ્દિના લેખો મળે છે. તેરમી શતાબ્દિનો લેખ શ્રી સોમપ્રભસૂરિજીનો છે અને

* કા. શુ. ૧૫ તથા ચૈત્ર શુ. ૧૫ને દિવસે શત્રુંજયગિરિરાજના પટ શ્વેતાંબર કારખાના તરફથી બંધાય છે. પોષ દશમીએ શેઠ મોતીલાલ મૂળજીવાળા તરફથી નોકારશી થાય છે.

ચૌદમી શતાબ્દિનો લેખ બ્રહ્માણગચ્છના શ્રી બુધ્ધિસાગરસૂરિજીનો છે. બીજો લેખ પણ તેમનો જ મળે છે.

આ સિવાય મૂલનાયકજીની આજુબાજુના બંને કાઉસ્સગીયા ઉપર પરિકર ઉપર સં. ૧૬૬૬ નો લેખ છે, જે આ પ્રમાણે છે—

**सं. १६६६ वर्षे पो. व. ८ रवौ शंखेश्वरपार्श्वनाथपरिकरः अहम्मदावाद-वास्तव्य शा. जयतमाल भा. जीवादेसुत पुण्यपाल तेन स्वश्रेयसे कारितः प्रतिष्ठितश्च श्रीतपागच्छे भट्टारक–श्रीहीरविजयसूरीश्वरपट्टोदयाचलमासनभानुसमान–भट्टारक श्रीविजयसेनसूरीश्वरनिर्देशात् तत्शिष्य श्रीविजयदेवसूरिभिः श्रीमती राजनगरे इति शुं०**

સં. ૧૬૬૬ પોષ વદિ ૮ રવિવારે અમદાવાદનિવાસી શા. જયતમાલની ભાર્યા જીવાદેના પુત્ર પુણ્યપાલે પોતાના કલ્યાણ માટે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુનું પરિકર કરાવીને તેની, શ્રીતપાગચ્છનાયક ભટ્ટારક શ્રીહીરવિજયસૂરીશ્વરજી મહારાજની પાટરૂપી ઉદયાચલ પર્વતને પ્રકાશમાન કરવા માટે સૂર્યસમાન ભટ્ટારક શ્રી વિજયસેન-સૂરીશ્વરજી મહારાજની આજ્ઞાથી તેમના પટ્ટધર શિષ્ય વિજયદેવસૂરીશ્વરજી મહારાજ પાસે અમદાવાદમાં પ્રતિષ્ઠા કરાવી.

ઉપર્યુક્ત લેખમાં એ પણ સૂચિત કર્યું છે કે શ્રી વિજયસેનસૂરિજીની આજ્ઞાથી શ્રી વિજયદેવસૂરીશ્વરજીએ પ્રતિષ્ઠા કરાવી છે. આ સંબંધી વિજયપ્રશસ્તિમાં નીચે મુજબ ઉલ્લેખ મળે છે

" पुरे राणपुरे प्रोढेऽप्यारासणपुरे पुनः ।
पत्तनादिषु नगरेष्वपि शंखेश्वरे पुरे　　॥ ६० ॥
श्रीसूरीन्द्रोपदेशेन संनिवेशेन संपदाम् ।
जाता जगज्जनोद्धारा जीर्णोद्धारा अनेकशः　॥ ६१ ॥

ટીકાકાર શ્રી શંખેશ્વરે પુરેનો ખુલાસો લખતાં જણાવે છે કે—

"पुनः शंखेश्वरग्रामे च श्रीपार्श्वनाथस्य मूलतोऽपि नवीनशिखरबद्धप्रासादनिर्मापणम्"

શ્રી વિજયસેનસૂરિજી મહારાજના ઉપદેશથી શંખેશ્વર ગામમાં પાર્શ્વનાથ ભગવાનનું મંદિર મૂળથી નવું કરાવ્યું.

મંદિર પૂર્ણ થઇ ગયા પછી પ્રતિષ્ઠા માટે શ્રી વિજયદેવસૂરિજી મહારાજને પોતે મોકલ્યા હોય એ બનવાજોગ છે. નવીન મંદિરજીની સમાપ્તિ ૧૬૬૬ માં થઇ ગઇ હશે, કારણ કે સં. ૧૬૬૩ માં સાણંદના સંઘ તરફથી એક દેરી બન્યાનો લેખ મળે છે. શ્રી કૃષ્ણ મહારાજે શંખપુરમાં મંદિર સ્થાપી શંખેશ્વર પાર્શ્વનાથજીની મૂર્તિ બિરાજમાન કરી પરન્તુ ત્યારપછી આ તીર્થનો ઐતિહાસિક ઉલ્લેખ ઠેઠ વિક્રમની બારમી સદીથી મળે છે, જે નીચેના જીર્ણોધ્ધારોથી સમજાશે.

૧. ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહના સમયના સૌરાષ્ટ્રના દંડનાયક, ગિરનાર-તીર્થનો જીર્ણોદ્ધાર કરાવનાર દાનવીર ધર્મવીર સજ્જન મહેતાએ અહીં સુંદર દેવ-વિમાન જેવું ભવ્ય જિનમંદિર બંધાવી વિ. સં. ૧૧૫૫ માં શ્રી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિની સ્થાપના કરી હતી. આ પ્રતિષ્ઠા સમયે કલિકાલસર્વજ્ઞ આચાર્યશ્રી હેમચંદ્રાચાર્યજીના ગુરુવર્ય શ્રી દેવચંદ્રસૂરિજી વિદ્યમાન હતા. કદાચ તેમના ઉપ-દેશથી જ સજ્જન મહેતાએ આ જીર્ણોદ્ધાર કરાવ્યો હશે.

૨. ગુજરાતના મહામાત્ય દાનવીર, ધર્મવીર, મંત્રીશ્વર વસ્તુપાલ તેજપાલે શ્રી વર્દ્ધ-માન સૂરીશ્વરજી ( વડગચ્છીય, સંવિજ્ઞપાક્ષિક )ના ઉપદેશથી શ્રી શંખેશ્વર પાર્શ્વ-નાથજીના તીર્થનો મહિમા સાંભળી, ત્યાંનો મોટો સંઘ કાઢી, દર્શન કર્યાં અને મંદિરની જીર્ણ સ્થિતિ નિહાળી સુંદર જિનમંદિર બંધાવ્યું. ચોતરફ ફરતી જિનાલયની દેરીઓ બનાવી વિ. સં. ૧૨૮૬ લગભગમાં શ્રી વર્દ્ધમાનસૂરીશ્વરજી વગેરે સુવિહિત સૂરિપુંગવો પાસે પ્રતિષ્ઠા કરાવી. આ વખતે દરેક દેરીઓને સોનાના કળશ ચઢાવ્યા હતા.

આ જીર્ણોદ્ધારમાં મંત્રીશ્વર બંધુયુગલ વસ્તુપાલ તેજપાલે બે લાખ રૂપિયા ખર્ચી તીર્થભક્તિનો અનુપમ લાભ લીધો હતો.

૩. ત્રીજા ઉદ્ધાર માટે જગડુચરિત્ર મહાકાવ્ય સર્ગ ૬ માં લખ્યું છે કે-પૂર્ણિમા-પક્ષના શ્રી પરમદેવસૂરિજીએ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીની આરાધના કરીને વિ. સં. ૧૩૦૨ ની આસપાસમાં મહારાણા દુર્જનશલ્ય ( ઝંઝુપુર-ઝીંઝુવાડાના રાણા )નો કોઢનો રોગ મટાડયો તેથી ઉક્ત સૂરિજી મહારાજના ઉપદેશથી રાણા દુર્જન-શલ્યે શ્રી શંખેશ્વરપાર્શ્વનાથજીનો જીર્ણોદ્ધાર કરાવ્યો.

૪. રાણા દુર્જનશલ્યના ઉદ્ધાર પછી થોડાં વર્ષો સુધી આ મંદિર સારી અવસ્થામાં રહ્યું હતું પરન્તુ ત્યારપછી અલ્લાઉદ્દીન ખીલજીનો ગોઝારો કાળ આવી પહોંચ્યો. એના સૈન્યે આ પ્રાચીન ભવ્ય મંદિરનો ધ્વંસ કર્યો. શ્રાવકોએ મૂલનાયકજી ભગવાન્ અને બીજી મૂર્તિઓ સમય સૂચકતા વાપરી જમીનમાં પધરાવી દીધી હોવાથી તેનું રક્ષણ થયું.

આ મંદિર પહેલાં નગર બહાર હશે એમ લાગે છે. હાલ વિદ્યમાન શંખેશ્વર ગામની બહાર થોડે છેટે દટાઇ ગયેલા મકાનના અંશો દેખાય છે. ગામ લોકો કહે છે કે પુરાણું મંદિર આ છે. ત્યારપછી જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી મહારાજના પટ્ટાલંકાર શ્રી વિજયસેનસૂરીશ્વરજીના ઉપદેશથી ગામના મધ્ય ભાગમાં બાવન જિનાલયનું મંદિર બનાવવામાં આવ્યું* હતું.

---

* " ગુજરાતના ઐતિહાસિક સાધનો " ભાગ ૧-૨ લખ્યું છે કે " માનજી ગંધારીઓ નામના વાણિયાએ નવ લાખ રૂપિયા ખરચીને શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીનું દેવાલય બંધાવ્યું હતું. આ દેવાલયનાં શિખર ૮ તથા ઘુમ્મટ પથ્થરનાં અને આથમણે મોઢે હતાં. તેને ફરતી પ્રદક્ષિણાની શિખરબંધ દેરીઓ જુદા જુદા ધણીએ કરાવી હોય એમ

આ મંદિરનું મુખ પશ્ચિમાભિમુખ હતું. ભમતીની દેરીઓમાં ઉત્તર તરફ બે, દક્ષિણ તરફ બે અને પૂર્વ તરફની લાઇનમાં વચ્ચે એક એમ કુલ પાંચ મોટા ગભારા ( ભદ્રપ્રાસાદ ) તથા ૪૪ દેરીઓ બનેલ હતી. આ સુંદર ભવ્ય મંદિર પૂરી એક સદી પણ ટકી ન શક્યું. મંદિર બન્યા પછી માત્ર ૮૦ વર્ષ સુધી પોતાનું અસ્તિત્વ ટકાવ્યું ત્યાં તો દિલ્હીની ગાદીએ ઔરંગઝેબ આવ્યો. તેના હુકમથી આ મંદિરનો ધ્વંસ કરવામાં આવ્યો. શ્રીમૂલનાયકજી વગેરેની કેટલીક મૂર્તિઓ પહેલેથી ખસેડી તેને જમીનમાં ભંડારી દીધી હતી. અને બચેલી મૂર્તિઓ ખંડિત પણ કરવામાં આવી. આ પ્રાચીન મંદિરનાં ખંડિયેરો અત્યારે વિદ્યમાન છે જે જોતાં એ મંદિરની ભવ્યતા અને સુંદરતા બતાવી આપે છે. અત્યારે એક કંપાઉન્ડમાં આ મંદિર છે, જેની દેખરેખ શ્વેતાંબર જૈન કારખાનું રાખે છે.

ઉપર્યુક્ત દેરાસર તૂટ્યા પછી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીની મૂર્તિ કેટલાક સમય સુધી ભોંયરામાં રાખવામાં આવી હતી. મુસલમાની ફોજનો ભય દૂર થયા પછી ભોંયરામાંથી બહાર લાવીને મુંજપુર કે શંખેશ્વરના ઠાકોરોએ કેટલાક વખત સુધી પોતાના કબજામાં રાખી હશે, અને તેઓ અમુક રકમ લીધા પછી જ યાત્રાળુઓને દર્શન કરાવતા હશે. ત્યારપછી શ્રીમાન્ વિજયસેનસૂરિજી મહારાજના પટ્ટધર શ્રી વિજયદેવસૂરિજી મહારાજના પટ્ટધર ( શ્રી વિજયસિંહસૂરિજી મહારાજના શિષ્ય ) શ્રી વિજયપ્રભસૂરિજી મહારાજના ઉપદેશથી, શ્રી સંઘના આગેવાનોના પ્રયાસથી યા તો કવિવર ઉપાધ્યાય શ્રી ઉદયરત્નજીએ કરેલી સ્તુતિથી થયેલા ચમત્કાર અને ઉપદેશથી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીની મૂર્તિ શ્રી સંઘને સોંપાણી હોય તેમ જણાય છે. ત્યારપછી થોડાં વર્ષો પ્રભુજી એક મકાનમાં પરોણા દાખલ રહ્યા છે. આ સિવાય બીજા પણ બે–ત્રણ ઉધ્ધારો થયાના છૂટક ઉલ્લેખો મળે છે.

૫. અત્યારે વિદ્યમાન ઉધ્ધાર તપાગચ્છાધિપતિ દાદા જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીની પરંપરાના આચાર્ય શ્રી વિજયપ્રભસૂરીવરજીના ઉપદેશથી થયો છે. આ મંદિરમાં પ્રતિષ્ઠા તેમના જ પટ્ટધર આચાર્ય શ્રી વિજયરત્નસૂરીશ્વરજીએ પ્રાયઃ ૧૭૬૦માં કરાવી છે. મૂળ મંદિર બન્યા પછી થોડાં વર્ષોમાં સભા–મંડપો, બાવન-

---

જણાય છે, કારણ કે તેની બારશાખ ઉપર કોઈમા સં. ૧૬૬૮ તથા કોઇમાં સં. ૧૬૭૨ લખ્યુ છે.

× × × ×

સં. ૧૭૫૧ ની સાલમાં જૈન શ્વેતાંબરી હુંબડ જ્ઞાતિનો એક વાણિયો હતો. તેના બાપદાદાનુ કરાવેલું એક દેહરું ખાલી હતું તે સુધરાવી ને તેમાં ઉક્ત મૂર્તિ પધરાવી પછી પાટણના સંઘે તે ઘણું સુધાર્યું તથા મંડપ, પ્રદક્ષિણા વગેરે રોજ રોજ થતું ગયું. હાલ શંખેશ્વરની ઉપજ તથા ખર્ચની સંભાળ રાધનપુરના શાહુકાર મશાલીયા રાખે છે.”
ઉપર્યુકત જિનપ્રાસાદ માનજી ગંધારીયાએ જગદ્ગુરૂ શ્રીહીરવિજયસૂરીશ્વરજીના પટ્ટાલંકાર શ્રીવિજયસેનસૂરિજીના ઉપદેશથી જ કરાવ્યો હશે એમ જણાય છે.

જિનાલયની ભમતીની દેરીઓ, ગભારા, શૃંગારચોકીઓ, બહારની ઓરડીઓ, ધર્મશાળાઓ, આખા કંપાઉન્ડ ફરતો વિશાળ કોટ વગેરે બધું ધીમે ધીમે શ્વેતાંબર જૈન સંઘની સ્હાયથી જ બન્યું છે.

આ નવું દહેરાસર કંપાઉન્ડ વચ્ચેના ભાગમાં આવેલું સુંદર બેઠી બાંધણીનું પણ વિશાલ અને મનોહર છે અને તે મૂળ ગભારો, ગૂઢમંડપ, બે સભામંડપો, મૂળ ગભારાની બન્ને બાજુએ એક એક શિખરબંધી ગભારા, ભમતીમાં બાવન જિનાલયની દેરીઓ, શૃંગારચોકીઓ અને વિશાલ ચોક સહિત સુંદર બનેલુ છે.

તેમાં સૌથી પ્રથમ મૂળ ગર્ભાગાર, પછી ગૂઢમંડપ, પછી ત્રણ ચોકીઓ, પછી જૂનો સભામંડપ, પછી નવો સભામંડપ, પછી છ ચોકીઓ, ત્યારપછી મુખ્ય અને દરવાજા બહાર શંગાર ચોકીમા ચાર ચોકીઓ બનેલ છે. ભમતીમાં ત્રણે બાજુની લાઇનોમાં વચ્ચે એક એક ગભારો બનેલ છે. ભમતીમાં ત્રણે બાજુની લાઇનોમાં વચ્ચે એક એક મોટા ગભારા સાથે ૫૫ મોટી દેરીઓ તથા દેરી એકાવન બાવનની વચ્ચેના ખૂણામાં પાદુકાના દેરી ૧ અને દરવાજા પાસે ખુણામાં પદ્માવતી દેવીની નાનકડી દેરી ૧ મળીને કુલ ૫૭ દેરીઓ છે.

આ મંદિરમા રાધનપુરનિવાસી શ્રીયુત્ કમળશીભાઇ ગુલાબચંદની દેખરેખ નીચે ગૂઢમંડપની દીવાલોમા સં. ૧૯૭૩-૭૪માં ઘણું જ મનોહર ચિત્રામણ કામ થયું છે. તેમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુજીના દશે ભવના અને પાંચે કલ્યાણકોના સુંદર ભાવો આળેખ્યા છે. ચિત્રકામ નવી ઢબનુ અને સુંદર છે. ઉપર કાચ મઢી દઇ ચિત્રોની રક્ષા માટે પણ પૂરતું ધ્યાન આપેલું છે.

આ મંદિરમાં પચીશેક શિલાલેખો મળ્યા છે જેમાંનાં કેટલાક મૂર્તિઓ ઉપર કાઉસ્સગ્ગીયા, પરિકરની ગાદીઓ, પટ્ટો, ધાતુ મૂર્તિઓ, પંચતીર્થી વગેરે પાદુકાઓ અને દિવાલોમા છે.

આમાં તેરમી અને ચૌદમી સદીના લેખો નીચે પ્રમાણે છે—

૧—ॐ संवत १२१४ माघ सुदि १३ धवलकसुदेवाभ्यां वहुदेविमातृश्रेयोर्थं ऋषभदेवबिंबं कारितमिति ( धातुमूर्तिः )

२—पट्टः श्रीः............१२२८ वर्षे माघसुदि ३ शनौ श्रीसोमप्रभसूरिभिः जिनमातृपट्टिका प्रतिष्ठिता......भ्यां राजदेव । रत्नाभ्यां स्वमातुः......कल्याणमस्तु श्रीसंघस्य ॥

તેમજ ૧૩૨૬માં બ્રહ્માણગચ્છના શ્રી બુધ્ધિસાગરસૂરિજીએ પ્રતિષ્ઠાપિત નેમિનાથજીનું બિંબ છે, જે ચોવીશ જિનપટ્ટ સહિત છે. આ જ સાલમાં અને આ જ આચાર્યદ્વારા પ્રતિષ્ઠાપિત શ્રી આદિનાથ જિનબિંબ પણ છે.

૧૩૨૬ની એક શ્રી મહાવીર પ્રભુની મૂર્તિ છે.

એક પંદરમી સદી( સં. ૧૪૨૮ )નો પણ લેખ છે.

ધાતુમૂર્તિઓમાં પંદર, સોળ અને સત્તરમી સદીના લેખો ઉપલબ્ધ થાય છે.

શ્રી શંખેશ્વરજી ભવ્ય પ્રવેશદ્વારનું દૃશ્ય.

## શ્રી સંખેશ્વરજી તીર્થ

ઉપર : શ્રી સંખેશ્વરજીનુ નવુ દેરાસર
નીચે (૧) શ્રી સંખેશ્વરજીનું નવું દેરાસર
(૨) શ્રી સંખેશ્વરજીના જૂના દેરાસરની કોરણી

આ સિવાય જે જૂનું મંદિર છે કે જે તદ્દન ખંડિયેર હાલતમાં છે. એમાં મૂલ મંદિરનો ગભારો, ગૂઢ મંડપ કે ચોકીઓ અને સભામંડપનું નામનિશાન નથી રહ્યુ, એટલે એમાંથી શિલાલેખો તો નથી મળ્યા પરંતુ ભમતીની લગભગ બધી દેરીઓ અને ગભારાની બારશાખો પર લેખો છે. એમા ૧૬૫૨ થી લઇને ૧૬૯૮ની સાલના લેખો છે કુલ ૩૪ લેખો આ જૂના મંદિરમાં છે. એમાં ૧૬૫૩, ૧૬૬૫, ૧૬૬૬ ના લેખો થોડી થોડી ઐતિહાસિક સામગ્રી પૂરી પાડે છે જેમાંથી એક બે શિલાલેખની નકલો નમૂનારૂપે આપુ છુ.—

"संवत् १६६६ वर्षे पोषवदि ८ रवौ नटीपद्र वास्तव्य श्रीश्रीमाली ज्ञातीय वृद्धशाखीय प. जावड भा. जसमादेसुत प. नाथाजिकेन भा. सपूरदे प्रमुख कुटुम्बयुतेन स्वश्रेयसे श्रीशंखेश्वरग्रामे श्रीपार्श्वनाथमूलप्रासादं तदुत्तरस्यां भद्राभिधानो प्रासादः शतशोरुप्यकव्ययेन कारितः भव्यवृंदैर्वंद्यमानश्चिरं जीयात्॥"

સંવત્ ૧૬૬૬ના પોષ વદિ ૮ ને રવિવારે નટીપદ્ર (નડીયાદ)ના રહેવાસી શ્રીશ્રીમાલજ્ઞાતીય વૃધ્ધશાખીય પરીખ જાવડની ભાર્યા જસમાદેના પુત્ર પરીખ નાથાજીએ અને તેમની સ્ત્રી સપૂરદે પ્રમુખ કુટુંબ પરિવારયુક્ત પોતાના કલ્યાણ માટે શ્રી શંખેશ્વર ગામમાં શ્રી પાર્શ્વનાથનું મૂલમંદિર છે તેની ઉત્તર દિશામાં ભદ્ર નામનો પ્રાસાદ (પ્રદક્ષિણાનો મોટો ગભારો) સેંકડો રૂપીયાના ખર્ચથી કરાવ્યો છે. તે ભવ્ય પ્રાણીઓથી વંદાતો ઘણા કાળ સુધી વિદ્યમાન રહો.

"संवत् १६६६ वर्षे पोष वदि ८ रवौ राजनगरवास्तव्य वृद्धशाखीय ओशवालज्ञातीय मीठडीया गोत्रीय सा. समरसिंह भा. हंसाई सुत सा. श्रीपालकेन भा. हर्षादे द्वि. भा. सुखमादे धर्मपुत्र सा. वाघजीप्रमुखकुटुम्बयुतेन उत्तराभिमुखो भद्राभिधः प्रासादः कारितरिति भद्रम् ॥ श्रीछ ॥"

સંવત્ ૧૬૬૬ વર્ષે પોષવદિ ૮ ને રવિવારે અમદાવાદનિવાસી વીશા ઓસવાલ જ્ઞાતીય મીઠડીયા ગોત્રવાળા શ્રી શાહ સમરસિંહની ભાર્યા હંસાઇના પુત્ર; પોતાની પ્રથમ ભાર્યા હર્ષાદે, બીજી ભાર્યા સુખમાદે અને ધર્મપુત્ર વાઘજી પ્રમુખ કુટુમ્બથી યુક્ત શાહ શ્રીપાલે ભમતીમાં ઉત્તરદિશાસન્મુખ (મૂલમંદિરથી દક્ષિણ દિશામાં) ભદ્ર નામનો પ્રાસાદ—મોટો ગભારો કરાવ્યો."

આ બન્ને ગભારા બહુ જ વિશાલ અને સુંદર છે પણ ધ્વસ્ત હાલતમાં વિદ્યમાન છે.

પાંચ લેખો સોની તેજપાલના કુટુમ્બીના છે. આ સોની તેજપાલ ખંભાતના વતની અને શ્રી જગદ્દગુરુ શ્રી વિજયહીરસૂરિજીના ઉપદેશથી શત્રુંજય તીર્થના જીર્ણોદ્ધાર કરાવનાર સંભવે છે.

ખાસ કરીને પાટણ, અમદાવાદ, ખંભાત વગેરેના શ્રાવકોએ આ મંદિર બંધાવવામાં સારો ખર્ચ કર્યો હશે એમ લાગે છે.

ઓગણીસમી સદીમાં જયપુરના એક સદ્‌ગૃહસ્થે પાંચ હજાર રૂપિયા ખર્ચી જે નાનો જીર્ણોધ્ધાર કરાવ્યો હતો તેનો લેખ આ પ્રમાણે છે

" ॥ ॐ श्रीगणेशाय नमः ॥ श्री सरस्वती नमः ॥ संवत १८६८ ना वर्षे भाद्रवा सुद १० दिने वारबुधे ॥ सवाई जेपुरका साहा. उत्तमचंद बालजिका रु. ५००० अंके रुपैया पांच हजार नाणा मफाई रोकडा मोकला ते मध्ये कारषाना काम करावो। एक काम चोकमां तलीआको, दुसरो देवराकी लालि, तीसरो काम चोवीस तीर्थंकरको परवा समारो, चोथो काम बावन जिनालयको टुटोफुटो समरावो, पांचमो काम नगारषाना पंड दो को करावो, छठा काम महाराजश्री संषेरजीने गलेप करावो रु ५००० अंके रुपैया पांच हजार साहा. जीवणदास गोडीदास राधनपुरवालाकी मारफत. गुमास्ता २ ब्रह्मणहरनारायण, तथा ईश्वरदास तथा मेणा हीकाराम पासे रहीने खर्चावा छे ॥ श्री पारसनाथ सत छे ॥ "

લેખ સહેલાઈથી સમજાય તેવો જ છે. આ પછી વીસમી સદીમાં આખા મંદિરનો ભવ્ય જીર્ણોદ્ધાર થયો છે. બધે ઠેકાણે સુંદર આરસ પથરાયેલો છે. મંદિર સાક્ષાત દેવભુવન જેવું લાગે છે. દેરીઓ પણ બધી સુધરાવી છે. સં. ૧૯૫૮ થી તો અમદાવાદનિવાસી શેઠ જમનાભાઈ ભગુભાઈને ત્યાં વહીવટ છે. એમણે થોડા સમયથી કમિટી નિમી છે. શેઠજીએ આ તીર્થનો વહીવટ પોતાના હાથમાં લીધા પછી આ તીર્થની ઘણી જ સારી ઉન્નતિ થઈ છે અને થતી જાય છે. આ કમિટી ભોંયણીજી તીર્થ અને શંખેશ્વરજી તીર્થનો વહીવટ ચલાવે છે. આ પહેલાં રાધનપુરના ભાઈઓ વહીવટ ચલાવતા હતા.

અત્યારે તો વહીવટ વ્યવસ્થિત અને સારી દેખરેખવાળો છે. :મૂલમંદિરના રંગમંડપમાં રાધનપુરવાસી શેઠ કમળશી ભાઈ હસ્તક શ્રી પાર્શ્વનાથ ભગવાનના જીવનચરિત્રના પૂર્વભવો સમેતના પ્રસંગો સારી રીતે ચિતરાયા છે.

ઉપર પ્રમાણે મંદિરોના લેખોની નોંધ આપી છે એવી જ રીતે જૂની ધર્મશાળાના પણ લેખો છે જેમાં ૧૮૩૬, ૧૮૫૪, ૧૮૭૯ના લેખો છે. એમાં ૧૮૩૬ અને ૧૮૫૪માં રાધનપુરના ગૃહસ્થોએ ધર્મશાળાઓ કરાવી છે. મૂળ જમીન તો સર્વે અવાટ-વેચાતી લીધી છે અને રાધનપુરના ગૃહસ્થો મારફત ધર્મશાળા કરાવી છે. ૧૮૭૯નો લેખ તો ગઢના કોઠાનો છે. આ સિવાય ૧૯૧૬નો એક પાદુકા લેખ છે. તેમ સરાઈના અને શ્રી શંખેશ્વરજી તીર્થને અર્પણ થયેલ ગોચરના પણ લેખો મહત્વના છે.

શ્રી શંખેશ્વર ગામની પ્રાચીનતાનો એક ઉલ્લેખ શ્રી સિંધી ગ્રંથમાલા તરફથી પ્રકાશિત પુરાતન પ્રબન્ધ સંગ્રહમાં **વનરાજ**ના વૃત્તાંતમાં સૂચિત કરાયેલ છે. જુઓ તે ઉલ્લેખ. "શ્રીમાન શીલગુણસૂરિજીએ વનરાજને તે હિંસા કરતો હોવાથી પોતાના ઉપાશ્રયમાંથી કાઢી મૂક્યો. ત્યારપછી પોતાના દોસ્તોની સાથે વનરાજે **શંખેશ્વર** અને **પંચાસર**ની વચ્ચેની ભૂમિમાં રહીને ચૌર્યવૃત્તિથી કેટલોક સમય વીતાવ્યો હતો." અર્થાત્ વિક્રમની નવમી સદીની શરૂઆતમાં આ સ્થાન વિદ્યમાન હતું. તેમજ દક્ષિણમાં બુરાનપુર અને મારવાડમાં ઠેઠ જેસલમેરના સંઘો અઢારમી અને ઓગણીસમી સદીમાં અહીં આવ્યા છે, તે આ અપૂર્વ તીર્થની પ્રભાવિકતા જણાવવા સાથે આ તીર્થની કીર્તિ કેટલે દૂર દૂર ફેલાઈ છે એ પણ સમજાવે છે. પ્રાચીન કાલમા તો મહારાજા કુમારપાલ, પેથડકુમાર, વસ્તુપાલ તેજપાલ, ખંભાત, પાટણ અને અમદાવાદ વગેરેના સંઘો, અનેક યાત્રાળુઓ, સાધુમહાત્માઓ અહીં પધાર્યા છે. જેમણે ચૈત્યપરિપાટી, સ્તુતિ-સ્તોત્રો-સ્તવનો વગેરેમાં આ તીર્થનો ભક્તિ-માન અને ગૌરવપૂર્વક શ્રી શંખેશ્વરજી મહાતીર્થનો પરિચય આપી આપણને ઉપકૃત કર્યા છે. આ બધી વસ્તુ વિસ્તારથી વાચવા ઈચ્છતા ભાવુકજને પૂ. પા. મુનિરાજ શ્રી જયન્તવિજયજી મહારાજરચિત "શ્રી શંખેશ્વર મહાતીર્થ" ભાગ ૧-૨ તથા પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ પુસ્તક જોવું.

બીકાનેરમાં પણ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીનું મંદિર છે.

આ સિવાય અહીંની ત્રણ પ્રદક્ષિણાઓ પણ દેવાય છે. ૦। કોશી, દોઢકોશી અને પચ્ચીશ કોશી.

૦। કોશી પ્રદક્ષિણા મંદિર, કમ્પાઉન્ડ અને શેઠ મોતીલાલ મૂલજીની ધર્મશાળા ફરતી છે

૧।। કોશી પ્રદક્ષિણા શ્રી મૂલનાયકજી જ્યાંથી નીકળ્યા હતા તે ખરસોલ તળાવના કિનારાના પાસેના ઝંડકૂવાથી, જૂના મંદિરના ઢગલા પાસેથી, ગામના જૂના મંદિરના ખંડિયેર-ધર્મશાળા અને નવા મંદિરના ફરતા કમ્પાઉન્ડની.

પચ્ચોશ કોશી પ્રદક્ષિણામાં આદરીયાણા. પડીવાડા, પીરોજપુર, લોલાડા, ખીજડીયાળી, ચંદુર (મોટી), મુજપુર, કુવારદ, [1]પાડલા, પંચાસર વગેરે ગામોના પ્રાચીન જિનમંદિરોનાં દર્શન-પૂજન કરીને પાછા શંખેશ્વરજી આવે તે પચ્ચીશકોશી પ્રદક્ષિણા છે.

## શ્રી શંખેશ્વરજીની પંચતીર્થી

રાધનપુર, સમી, મુંજપુર, વડગામતીર્થ અને શ્રી ઉપરીયાળા તીર્થ. વચમાં પંચાસર, માંડલ-પાટડી, વીરમગામ-દસાડા, ચંદુર, આદરીયાણા વગેરે ગામો આવે છે જે દર્શનીય છે.

આમાં વડગામ અને ઉપરીયાળા તીર્થ છે. બન્નેનો ટૂંકમાં પરિચય નીચે પ્રમાણે છે.

---

૧. આ સ્થાને શ્રી નેમિનાથ પ્રભુએ શંખ પૂર્યો હતો. અહીં શ્રીનેમિનાથજીનું મંદિર હતું અને શેઠ સમરાશાહ સંઘ લઈને અહીં આવ્યા હતા.

## વડગામ

પંચાસરથી ૪॥ માઈલ દૂર, અને દસાડાથી ૪ માઈલ દૂર:આ ગામ એક ઊંચા ટેકરા ઉપર વસેલું છે દૂરથી મંદિરનું શિખર દેખાય છે. મૂલનાયકજી શ્રી. આદીશ્વરભગવાન છે. અહીં મંદિરજીમાં એક હજાર વર્ષથી અખંડ દીપક બળે છે એવી દન્તકથા છે. આ ઉપરથી એમ તો લાગે છે કે ગામ પ્રાચીન હશે. છેલ્લો જીર્ણોદ્ધાર વિ. સં. ૧૯૦૫માં થયો છે. અને તે વખતે પ્રતિષ્ઠા કરવામાં આવી છે. અહીં અત્યારે શ્રાવકોનાં ૪ ઘર છે. ઉપાશ્રય છે તેમજ ધર્મશાળા છે. તીર્થ અવશ્ય યાત્રા કરવા લાયક છે.

## ઉપરીયાળા

પાટડીથી પૂર્વ દિશામાં સાત માઈલ દૂર ઉપરીયાળા તીર્થ આવ્યું છે. વીરમગામથી પગરસ્તે ૮ થી ૯ ગાઉ દૂર થાય છે તેમજ વીરમગામથી ભાવનગર તરફ જતી B. S. રેલ્વેના ઝુંડપુર સ્ટેશનથી ૦॥। માઈલ દૂર ઉપરીયાળા આવ્યું છે. બજાણા સ્ટેટનું આ ગામ છે.

અહીં શ્રી ઋષભદેવ ભગવાનનું શિખરબંધ સુંદર જિનમંદિર છે. વિ. સં. ૧૯૧૯ માં શ્રી ઋષભદેવજી વગેરે ત્રણ મૂર્તિઓ પીળા આરસની અને એક મૂર્તિ શ્યામ આરસની એ ચારે મૂર્તિઓ જમીનમાંથી નીકળી હતી. અઢારમી શતાબ્દીમાં બનેલી તીર્થમાળાઓમાં ઉલ્લેખ છે કે-અહીં દેરાસર હતું, એટલે આ મૂર્તિ આ મંદિરની જ હોવાની સંભાવના છે.

મંદિર પરમ સુંદર અને શાંતિનું ધામ છે. મૂર્તિઓ પણ પરમ વૈરાગ્યપ્રદ અને આહ્લાદક છે અહીં કારખાનું ને નાની ધર્મશાળા છે. હમણાં સુંદર આલેશાન જૈન ધર્મશાળા બની રહી છે.

સ્વર્ગસ્થ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરે આ તીર્થની ઉન્નતિ માટે ભગીરથ પ્રયત્ન કર્યો હતો. અને દર વર્ષે ફા શુ. ૮ નો મોટો મેળો ભરાય તે માટે વ્યવસ્થા કરી હતી. અત્યારે પણ ફા. શુ. ૮ મે મેળો ભરાય છે. સંઘો આવે છે અને યાત્રિકો લાભ લ્યે છે. અત્યારે આ શ્રી વિજયભક્તિસૂરિજી મહારાજ પણ આ તીર્થની ઉન્નતિ માટે બહુ જ સારો પ્રયત્ન કરે છે.

અત્યારે તીર્થનો વહીવટ શ્રી વીરમગામના સંઘમાંથી નીમાયેલી કમિટી કરે છે. તીર્થયાત્રાનો લાભ લેવા જેવો છે.

આ સાથે જ અહીં આસપાસ આવેલાં મોટાં ગામોનો ટૂંક પરિચય પણ જોઈ લઈએ.

## વીરમગામ

૪૦૦ ઘર જૈનોનાં; ૭ ભવ્ય જિનમંદિરો, ૭ થી ૮ લગભગ ઉપાશ્રયો, શ્રી

વિજયધર્મસૂરિ જૈન પુસ્તકાલય, જૈન પાઠશાળા, ઝવેરી જૈન સંસ્કૃત પ્રાકૃત પાઠશાળા, વિશાલ જૈન ધર્મશાળા, પાંજરાપોળ વગેરે છે. વીરમગામ ગુજરાત કાઠિયાવાડના નાકે આવેલું છે. મોટું જંકશન છે. અહીંથી મ્હેસાણા, અમદાવાદ, કાઠિયાવાડ, પાટડી, ખારાઘોડા રેલ્વે જાય છે. અહીંનું મીનલ તળાવ પણ મોટું, અને પ્રસિધ્ધ છે.

## માંડલ

અહીં ૩૦૦ ઘર છે પાંચ ભવ્ય જિનમંદિરો, ૭ ઉપાશ્રયો, જૈન પાઠશાળા, સંસ્કૃત પ્રાકૃત પાઠશાળા, પાંજરાપોળ, મોટી જૈન ધર્મશાળા છે વીરમગામ તાબાનું ગામ છે. વીરમગામથી અહીં સડક છે. વીરમગામથી ૯ થી દસ ગાઉ દૂર છે.

## દસાડા

નવાબી ગામ છે. માંડલથી ૩ાા ૪ ગાઉ દૂર છે, ૪૦ ઘર જૈનોનાં છે, ૧ જિનમંદિર, ૨ ઉપાશ્રય, ૧ પાઠશાળા અને ૧ ધર્મશાળા છે.

## પાટડી

વીરમગામથી ૯ ગાઉ દૂર છે, શ્રાવકોનાં લગભગ પોણોસો ઘર છે, બે જિનમંદિરો, ૩ ઉપાશ્રય, જૈન પાઠશાળા, કન્યાશાલા, પાંજરાપોળ છે. આ. શ્રી વિજયદાનસૂરિજી ૧૯૯૦ માં આ સ્થળે સ્વર્ગવાસી થયા હતા.

## પંચાસર

રાધનપુર સ્ટેટનું ગામ છે. વીરમગામથી લગભગ પંદર ગાઉ દૂર છે, શંખેશ્વરજી અહીંથી પાંચ ગાઉ દૂર છે. અહીં શ્રાવકોનાં ઘર લગભગ વીશ છે, સુંદર જિનમંદિર છે, બે ઉપાશ્રય છે. ગામ બહાર એક પ્રાચીન જૈન મંદિર ખંડિયેર હાલતમાં દેખાય છે પંચાસર ગુજરાતના રાજા જયશિખરીની રાજધાની હતું. તે લડતા લડતા ભૂવડના હાથે મરાયો અને એની રાણી રૂપસુંદરીએ આ પ્રદેશના જંગલમાં વનરાજનો (ચંદુરમાં) જન્મ આપ્યો પછી શ્રી શીલગુણસૂરિના ઉપકારથી એ વનરાજ રાજા થયો. સૂરિજીના ઉપદેશથી પંચાસરજીના પાર્શ્વનાથજીની મૂર્તિ પાટણમાં પધરાવી પંચાસરજીનું ભવ્ય મંદિર બંધાવ્યું એ * મંદિરમાં વનરાજની પ્રભુને હાથ જોડીને ઉભેલી મૂર્તિ છે. અર્થાત્ પંચાસરજી ગુજરાતનું જૂનું પ્રાચીન શહેર છે.

* પંચાસરથી પૂર્વ દિશામાં ચાર માઇલ દૂર એરવાડા ગામ છે. ત્યાંથી જમીનમાંથી શ્રી ઋષભદેવ પ્રભુની મૂર્તિ નીકળી છે જેમાં ૧૧૦૭ નો લેખ સ્પષ્ટ છે. જમીનમાંથી ખોદતા ગરદન ખંડિત થઇ છે. આ મૂર્તિ ત્યાના દેરાસરમંદિરમાં પૂજાય છે. એરવાડા વણોદ સ્ટેટનું ગામ છે. એરવાડામાં શ્રાવકનું ઘર નથી.

## રાધનપુર

રાધનપુર સ્ટેટની રાજધાનીનું મુખ્ય શહેર. અહીં જૈનોનાં ૭૦૦ ઘર છે. દેરાસર ૨૬ છે. એમાં દસ બાર જિનમંદિરો તો બહુ જ સુંદર અને રમણીય છે. ઘણા ઉપાશ્રયો, પાઠશાળાઓ, લાયબ્રેરી, પુસ્તકભંડાર, શેઠ કાં ઇ. મોરખીયા જૈન વિદ્યાર્થીભુવન, જૈન સેનેટેરીયમ, શ્રાવિકાશાળા, જૈન ધર્મશાળા, જૈન દવાખાનુ, આયંબિલ વર્ધ્ધમાન તપ, જૈન ભોજનશાળા, વિજયગચ્છ અને સાગરગચ્છની પેઢી છે. સ્થાન ખાસ યાત્રા કરવા લાયક છે. ગામ બહાર શ્રી ગોડીજી મહારાજની પાદુકા છે. ત્યાંથી શ્રી ગોડીજી પાર્શ્વનાથજીની મૂર્તિ નીકળી હતી. આ મૂર્તિ ઓગણીસમી સદીમાં નીકળેલ છે અને સ્થપાયેલ છે. પાદુકા ત્યાં સ્થપાયેલ છે. આ વખતે જેસલમેરના બાફણા કુટુમ્બનો મોટો સંઘ આવ્યો હતો. એકલા ચડાવાના જ સાડા ત્રણ લાખ રૂપિયા આવ્યા હતા. વિ. સં ૧૭૨૧ માં રાધનપુરમાં ૪૦૦ જિનમૂર્તિઓ હતી.

## સમી

રાધનપુર સ્ટેટનુ ગામ છે. શ્રી મહાવીર ભગવાનનું ભવ્ય મંદિર છે. બે માળ છે મૂલનાયકજીની મૂર્તિ વિશાલ, ભવ્ય અને પ્રભાવિક છે. શ્રાવકોનાં ઘર ૮૫ છે. ચાર ઉપાશ્રય છે. ૧ પાઠશાળા, કન્યાશાળા, ધર્મભક્તિ જ્ઞાનમંદિર છે.

## મુંજપુર

રાધનપુર સ્ટેટનું ગામ છે આ ગામ જૂનુ છે ૧૩૧૦ માં મુંજરાજે આ નગર વસાવ્યું હતું નગરને ફરતો જૂનો મજબૂત કિલ્લો હતો હમ્મીરસિંહજીના સમયમાં અમદાવાદના સૂબાઓ સાથે ઘોર યુદ્ધ થયું. આખરે અમદાવાદથી પાદશાહ પોતે આવ્યો અને કિલ્લો તોડી નગરનો નાશ કર્યો. આ લડાઇમાં હમ્મીરસિંહજી વીર મૃત્યુ પામ્યો અહી ૧૬૬૬ માં શ્રીજોટીગો પાર્શ્વનાથનું ભવ્ય મંદિર હતું. અત્યારે શ્રાવકોનાં ઘર ૨૦, બે મંદિરો, ઉપાશ્રય–ધર્મશાળા છે હારીજથી શંખેશ્વરજી જતાં વચ્ચે જ આ ગામ આવે છે એક મંદિર તો વિશાલ બે માળનું છે. અત્યારે બન્ને મંદિરોનો જીર્ણોધ્ધાર અમદાવાદની જીર્ણોધ્ધાર કમિટી કરાવે છે.

## ચંદુર (મોટી)

શંખેશ્વરજીથી ઉત્તરમાં ૭ માઈલ, સમીથી દક્ષિણમાં ૯ માઈલ આ ગામ છે ઐતિહાસિક દૃષ્ટિએ બહુ પ્રાચીન છે. ફાર્બસ રાસમાલામાં લખ્યુ છે કે–વનરાજની જન્મભૂમિ આ ચંદુર છે. મંત્રીશ્વર વસ્તુપાલનુ સ્વર્ગગમન અહીં થયું હતુ. તેમણે અહીં મંદિર બંધાવ્યું છે આનું નામ "ચંદ્રોન્માનપુર" મળે છે. જૂનો કૂવો, તળાવ વગેરે પ્રાચીન છે. તળાવની આજુબાજુ જૈન મંદિરના બહારના ભાગમાં રહેતાં બાવલા અહીં ઘણાં દેખાય છે. એક જૂના જૈન મંદિરનું સ્થાન પણ દેખાય છે. અત્યારે અહી વિશાલ ભવ્ય જિનમંદિર છે. ચંદ્રપ્રભુની ભવ્ય મૂર્તિ પ્રાચીન છે. પરિકર વધુ પ્રાચીન છે, વર્તમાન મંદિર બન્યે બસો વર્ષ

થયાં છે. વિ. સં. ૧૮૦૨ માં મંદિરનો પાયો નંખાયો છે. 'અહીંના જૈનોનું મંદિર જોઇ અહીંની અજૈન પ્રજાને પણ આ મંદિર લેવાનું મન થયું. જૈન સંઘે પોતાની મહાનુભાવતા અને ઉદારતા દર્શાવી અજૈનોને બીજું મંદિર બનાવી આપ્યું. અહીંનો મોટો કૂવો અને તળાવ પણ જૈનોએ જ બનાવેલાં છે. અહીં પહેલા ૬૦ ઘર હતાં, અત્યારે બે ઘર છે. ઉપાશ્રય, ધર્મશાળા છે. આ મંદિર બહુ ઊંચું હોવાથી દૂર દૂરથી દેખાય છે.

## હારીજ

હારીજથી શંખેશ્વરજી ૧૫ માઇલ દૂર છે. હારીજ જૂનું અને નવું બે છે. જૂના હારીજમાં વિશાલ જૈન મંદિર હતું. અત્યારે તેના પાયા અને થોડા શિખર અને થાંભલાના પત્થરો દેખાય છે. ગામ બહાર એક કેવલાસ્થલીના ટીંબામાં ત્રણ પ્રાચીન લેખો છે. હારીજ હારીજગચ્છની ઉત્પત્તિનુ સ્થાન છે. તેરમી સદીનો હારીજ ગચ્છનો લેખ ચાણસ્માના મંદિરમાં નીચે છે. ત્રણ સો વર્ષ આ ગચ્છના આચાર્યોએ શાસન દીપાવ્યું છે. અહી અત્યારે બે ત્રણ જૈનોનાં ઘર છે

નવું હારીજ સ્ટેશન સામે જ છે. એક જૈન મંદિર, બે ધર્મશાળા, ૧ ઉપાશ્રય છે. જૈનોનાં ઘર ૪૦ છે. ગાયકવાડ સ્ટેટનું ગામ છે. અહીથી શંખેશ્વરજી બે ટાઇમ મોટર જાય છે. તેમજ ગાડી, ઉંટ વગેરે વાહન પણ મળે છે. અહીથી રાધનપુરની મોટર પણ ઉપડે છે.

શખેશ્વરજી જવા માટે અત્યારે રાધનપુર, સમી, મુંજપુર અને શંખેશ્વરજી તથા રાધનપુરથી પણ ગોચનાથ, લોલાડા, ચદુર થઇ શંખેશ્વરજી, વીરમગામ, માંડલ, દસાડા, પચાસર થઇને શંખેશ્વરજી, તેમજ આદરીયાણાના રસ્તે શખેશ્વરજી જવાય છે.

## વર્તમાન શંખેશ્વરજી.

આ ગામનું મૂળ નામ શંખપુર મલે છે. શ્રી મેરુતુંગાચાર્યજીએ પોતાની પ્રબન્ધચિંતામણિમાં ધનદ શેઠના પૂજા વિષયક પ્રબન્ધમાં પણ શંખપુર નામ આપ્યું છે. શ્રી જિનપ્રભસૂરિએ પણ શંખપુર કલ્પ લખ્યો છે. યદ્યપિ કલ્પની વિગતમાં તેમણે લખ્યુ છે કે "જે ઠેકાણે ભગવાન અરિષ્ટનેમિએ પંચજન્ય શંખ પૂર્યો ત્યાં 'સંખેસર નગર સ્થાપ્યું." શખપુરનું નામ; શખેશ્વર પાર્શ્વનાથના મહિમાના પરિણામે જ્યાં એમનું ભવ્ય યાત્રાસ્થાનક છે એ નગરનુ નામ પણ શંખેશ્વર પ્રસિધ્ધ થયું હોય એમ લાગે છે.

વીર પ્રભુની પાટે ૩૬ મા નબરના પટ્ટધર શ્રી સર્વદેવસૂરીશ્વરજીએ ૧૦૨૦ માં શખેશ્વરજીમાં ચાતુર્માસ કર્યું છે. આ ગામના નામ ઉપરથી શંખેશ્વર ગચ્છ પણ શરૂ થયો છે, જેના પાછળથી નાણુકગચ્છ અને વલ્લભીગચ્છ વિભાગો થયા છે. યશોધન ભણુશાળીના વંશજોની શંખેશ્વરીયા અડક થઈ ગઈ છે. અર્થાત્ શંખેશ્વર

ગામ અગીયારમી સદીથી પ્રસિદ્ધ છે.

અત્યારના શંખેશ્વર ગામની ૩૮૦ ઘર અને ૧૨૫૦ માણસોની વસ્તી છે. આમાં માત્ર દસ ઘર જૈનોનાં છે.

શંખેશ્વરજીમાં છ ધર્મશાળાઓ આ પ્રમાણે છે—

૧ ગઢવાળી ધર્મશાળા. (નવા દેરાસર પાસેની મોટી ધર્મશાળા.)

૨ પંચાસરવાળાની ધર્મશાળા ( નવા દેરાસરથી દક્ષિણે ધર્મશાળાની ઓરડીઓની લાઈન છે. )

૩ ટાંકાવાળી ધર્મશાળા ( જેમાં ટાંકું છે તે ).

૪ નવા દેહરાસર સામેની.

૫ ભોજનશાળા ચાલે છે તે.

૬ ગામના ઝાંપામાં—શેઠ મોતીલાલ મૂલજીની વિશાલ ધર્મશાળા

એક સુંદર વિશાલ ઉપાશ્રય છે. એક જૂની પોષધ-પોષધશાળા છે શ્રી હીરવિજયસૂરીશ્વરજી જૈન પુસ્તકાલય, શ્વેતાંબર જૈન કારખાનું—પેઢીની ઓફીસ, નગારખાનું છે. તીર્થસ્થાન એક સુંદર નાના ગામડા જેવું લાગે છે.

તીર્થના કમ્પાઉન્ડમાં પેસતાં જ સામે ડાબા હાથ તરફ ભવ્ય જૈન મંદિરના દર્શન થાય છે. વર્તમાન શ્રી શંખેશ્વરજીનું મંદિર ૧૭૫૦ માં બનવાનું શરૂ થયુ હશે. ૧૭૬૦ લગભગ પ્રતિષ્ઠા થઈ છે. આ વર્તમાન નવું મંદિર શ્રી વિજયહીરસૂરીશ્વરજીના પ્રશિષ્ય વિજયદેવસૂરીશ્વરના શિષ્ય શ્રી વિજયપ્રભસૂરીશ્વરજીના ઉપદેશથી બન્યું અને તેમના સ્વર્ગવાસ થવાથી તેમના પટ્ટધર શ્રી વિજયરત્નસૂરિજીના હાથથી ૧૭૬૦ લગભગ પ્રતિષ્ઠા થઈ છે. આની પહેલાનું જૂનું મંદિર શ્રી વિજયસેનસૂરિજીના ઉપદેશથી બન્યું હતું. એમાં પ્રતિષ્ઠા પણ એમણે જ કરાવેલી કિન્તુ ૧૭૨૦ અને ૪૦ ની વચ્ચે—ઔરંગઝેબના અમલમાં જે સમયે મુંજપુર ભાંગ્યુ તે સમયે જ અહીં હુમલો થયો હતો. જૈનોએ શ્રી મૂલનાયકજી શંખેશ્વર પાર્શ્વનાથજીને ભોંયરામાં ભંડારી દીધા હતા. પુનઃ ૧૭૫૦ લગભગ સંઘને મૂર્તિ સોંપઈ છે જે ઇતિહાસ વાંચકોએ પાછળનાં પૃષ્ઠોમાં વાંચ્યો જ છે. અત્યારે આ મંદિરજીમાં આટલી મૂર્તિઓ છે.

૧ પરિકર સહિત ભવ્ય મૂર્તિ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીની, જે મૂલનાયક છે.

૩ મૂર્તિઓ પરિકર સહિતની

૯૨ પરિકર વિનાની મૂર્તિઓ

૨ મૂર્તિઓ ખારા પત્થરની

૯ કાઉસ્સગ્ગીયા

૧ મૂર્તસ્ફટિકની

૨૧ ધાતુની મૂર્તિઓ

૧૨ ત્રણ ચૌમુખજીની ( ચાર મૂર્તિઓ ) જિનેશ્વરદેવની

કુલ ૧૪૨ મૂર્તિઓ છે

આવી જ રીતે ૧૭૨૨ની પં. મહિમાવિજયજી ચૈત્યપરિપાટીમાં પણ ૧૪૨ જિનબિંબ હોવાનું જણાવ્યું છે

આ સિવાય—
૧૧ આરસનાં પગલાં જોડી
૨ માતંગ યક્ષની મૂર્તિઓ.

સમવસરણ આકારનો જિનચોવિશીનો પટ્ટ ૧
જિન ચોવીશીના પટ્ટ ૩
જિનમાતૃ ચોવીશીના પટ્ટ ૨

૧ યક્ષની મૂર્તિ, ૧ ખંડિત મૂર્તિ, ૩ પદ્માવતી દેવીની મૂર્તિ, ૧ ખંડિત મૂર્તિ ૨ અંબિકાદેવીની મૂર્તિઓ. ૨ શ્રીવત્સા-માનવી દેવીની મૂર્તિઓ.

તેમજ ત્રણ બગીચાઓ, ત્રણ તળાવ, ઝુંડ કૂવો કે જ્યાંથી શ્રી શંખેશ્વરજી પાર્શ્વનાથજીની પ્રતિમાજી નીકળ્યા હતા તે, ત્યાંની નજીકનું મેદાન જેમાં પ્રાચીન મકાનોના પાયા છે, વગેરે જોવાલાયક છે. અહીંની ભોજનશાળાની વ્યવસ્થા સારી છે. કારખાનામાં નાનુ દવાખાનું પણ છે.

## મેળા

૧ કાર્તિકી પૂર્ણિમાનો મેળો, ૨ પોષ દશમીનો મેળો, જે દિવસે પાર્શ્વનાથ પ્રભુનો જન્મદિવસ છે, ૩ ચૈત્રી પૂર્ણિમાનો મેળો, આમાં ચૈત્રી પૂર્ણિમાનો મેળો બહુ જ મોટો ભરાય છે. મેળાના દિવસોમાં પાટણ, રાધનપુર, માંડલ, દસાડા, વીરમગામ, વગેરે અનેક ગામોના સંઘો આવે છે. અજૈનો પણ આવે છે. પોષ દશમીએ નોકારશી શેઠ મોતીલાલ મૂળજી તરફથી થાય છે.

આ સિવાય દર પૂર્ણિમાએ પણ યાત્રિકોનો મેળો ભરાય છે. મેળાના દિવસોમાં સ્ટેટ તરફથી પણ વ્યવસ્થા રહે છે. ચૈત્રી પૂર્ણિમાના મોટા મેળ માં આવતા વ્યાપારીઓનું દાણ માફ છે.

રાધનપુર સ્ટેટ તરફથી શ્રી શંખેશ્વરજી તીર્થની હદમાં શિકાર ખેલવાની સખ્ત મનાઇ છે તીર્થ મહાચમત્કારી, પ્રભાવિક અને મહાન જ્યોતિર્વંતુ છે. યાત્રિકોએ અવશ્ય યાત્રાનો લાભ લેવા જેવુ છે. પરમ શાન્તિનુ ધામ અને આહ્લાદક છે.

## નોંધ—

હમણાં અહીં આવતી મોટરનો રસ્તો બદલાઇ ગયો છે. અત્યારસુધી વીરમગામથી મોટર આવતી તેને બદલે ૧૯૪૬ ના એપ્રીલથી હારીજ, મુંજપુર રસ્તે મોટર ચાલે છે. રાધનપુર સ્ટેટ મોટર સર્વીસ છે, સ્પેશીયલ મોટરો પણ મલે છે.

રસ્તો તદ્દન નિર્ભય અને સલામત છે છતાંયે યાત્રિકોએ જોખમ ન રાખવુ સલાહભર્યું છે

અહીં અઠવાડીયામાં બે વાર ટપાલ આવે છે કોઈકવાર એક વાર પણ ટપાલ આવે છે ચોમાસામાં રસ્તો મુશ્કેલ બને છે—અહીંનું ઠેકાણુ આ પ્રમાણે છે

**શેઠ જીવણલાલ ગોડીદાસની પેઢી**
( શંખેશ્વરતીર્થ કારખાનું )
**મુ. શંખેશ્વર, પોષ્ટ આદરીઆણા**
સ્ટેશન ખારાઘોડા ( કાઠિયાવાડ )

અમદાવાદની વ્યવસ્થાપક કમેટીનું ઠેકાણું નીચે પ્રમાણે છે.

શંખેશ્વર તીર્થ વહીવટ કમેટી,
ઠે૦ પરી. વીરચંદ સૌભાગ્યચંદની પેઢી
શેઠ મનસુખભાઈની પોળ
મુ. અમદાવાદ.

યાત્રિકો મોટી રકમનું દાન તથા ફરિયાદ સૂચના વગેરે અહીં કરે.

અન્તમાં નીચેનો ભક્તિસંપન્ન શ્લોક રજૂ કરી શંખેશ્વરજીને લગતું વર્ણન સમાપ્ત કરૂં છું,

इत्थं स्वल्पधियाऽपि भक्तिजनितसाहान्मया संस्तुतः
श्रीशंखेश्वरपार्श्वनाथ! नतमद्भक्तैकचिन्तामणे ! ।
सर्वोत्कृष्टपदप्रदानरसिकं सर्वार्थसंसाधकं
तन्मे देहि निजाङ्घ्रिपद्मविमलश्रीहंसरत्नार्चितम् ॥

## પૂરવણી–અ

આપણે પૃ ૧૫૫માં જોયું કે આ મૂર્તિ ગત ચોવીશીના નવમા તીર્થંકર શ્રી દામોદર જિનેશ્વરે અષાઢી શ્રાવકે પોતાનું કલ્યાણ-મોક્ષ ક્યારે થશે એના જવાબમાં પ્રભુએ જણાવ્યું કે–આગામી ચોવીશીના ૨૩મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથજી પ્રભુ તમારા ઉપકારી થશે તેમના તમે આર્યઘોષ નામના ગણધર થઈને મોક્ષે જશો. આ સાંભળી તે ભવ્યાત્માએ શ્રી પાર્શ્વનાથ પ્રભુની મનોહર મૂર્તિ બનાવી હતી.

પરન્તુ આ વિષયમાં જે મતાન્તર મલે છે તે હું અહીં આપુ છું.

૧ વર્તમાન ચોવીશીના આઠમા તીર્થંકર શ્રી ચંદ્રપ્રભસ્વામીના સમયમાં તે સમયના સૌધર્મેન્દ્રે આ મૂર્તિ બનાવી છે.

૨ ગઈ ચોવીશીના સોળમા તીર્થંકર શ્રી નમિનાથ ( નિમીશ્વર ) ભગવાનના નિર્વાણ પછી ૨૨૨૨ વર્ષ વીત્યા પછી અષાઢી નામના શ્રાવકે શ્રી પાર્શ્વનાથ પ્રભુના ત્રણ બિંબ-મૂર્તિઓ બનાવરાવી જેમાંથી એક બિંબ ચારૂપ તીર્થમાં, બીજું બિંબ શ્રી શંખેશ્વર તીર્થમાં અને ત્રીજું બિંબ સ્તંભન તીર્થમાં પધરાવ્યાં આ ત્રણે તીર્થ અત્યારે વિદ્યમાન છે.

( ખંભાતના થંભણાજીના મંદિરમાં મૂલનાયકજીની બાજુ પરની મૂર્તિના લેખને આધારે )

અત્યારે પ્રચલિત પ્રઘોષ અને ઐતિહાસિક સ્તુતિ, સ્તોત્ર, છંદાદિના આધારે તો આષાઢી શ્રાવકે ગત ચોવીશીના નવમા તીર્થંકર શ્રી દામોદર જિનેશ્વરના સમયે આ મૂર્તિ બનાવ્યાનું પ્રસિદ્ધ છે.

## તીર્થપ્રભાવ

આ તીર્થનો પ્રભાવ એક વાર બહુ જ પ્રસિદ્ધ હતો. જુઓ, વિવિધતીર્થકલ્પકાર શ્રી જિનપ્રભસૂરિજીના શબ્દોમાં—

" पावा–चंपाऽ–ट्ठावय–रेवय–संमेअ–विमलसेलेसु ।
कासी–नासिग–मिहिला–रायगिहि प्पमुहतित्थेसु ॥ ५९ ॥
जत्ताइ पूअणेणं जं फलं हवइ जीवो ।
तं पासपडिम दंसणमित्तेणं पावए इत्थ ॥ ६० ॥ "

"પાવાપુરી, અષ્ટાપદ, રૈવતગિરિ, સમ્મેતશિખર, વિમલાચલ, કાશી, નાસિક, રાજગૃહી, મિથિલા પ્રમુખ તીર્થોની યાત્રા,-પૂજાથી જેટલું ફળ પામી શકે, તેટલું ફળ પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિનાં દર્શન કરવાથી પામી શકે."

તેમજ આ મૂર્તિનાં દર્શન, પૂજન, પુષ્પપૂજા, અષ્ટપ્રકારી પૂજા કરવાથી અગણિત પુણ્યફળ–લાભ પ્રાપ્ત થાય છે. અડસઠ તીર્થની યાત્રા કરવાથી જે ફળ મળે તેનાથી અનંતગણું ફળ આ તીર્થની યાત્રાથી થાય છે.

શ્રી નેમિનાથ પ્રભુ અનેક મુનિઓ સાથે અહીં સમવસર્યા છે. આ તીર્થની સેવા કરવાથી અનેક મુનિઓ મોક્ષે ગયા છે. આ મૂર્તિ શાશ્વત પ્રાય છે. ભદ્રેશ્વર, ભરૂચ, સુરત, ઉદયપુર, સિરોહી વગેરે નગરોમાં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીના ચમત્કાર–પ્રભાવ જાણી ઉપર્યુક્ત નગરોમાં શ્રી શંખેશ્વરની નવીન મૂર્તિઓ સ્થાપવામાં આવી છે શંખેશ્વરજી ન આવી શકનાર માટે પાટણમાં કોકા પાર્શ્વનાથનાં દર્શનથી પણ યાત્રા પૂર્ણ થઇ મનાતી.

રાણા દુર્જનશલ્ય કે જેણે આ તીર્થનો જીર્ણોધ્ધાર કરાવ્યો હતો તેનો કોઢનો રોગ મટ્યો હતો. નાગપુરના સુભટ શાહને આ તીર્થની સેવાથી અમિત ફલ મળ્યું હતુ. એક વાર એ કુટુમ્બ સહિત યાત્રાએ આવતાં લુંટાયો હતો પણ બધું પાછું મળ્યું હતું. એના ગાડામાં જ દેખાણું હતું. કવિવર ઉદયરત્ન અહીં સંઘ સહિત આવતાં જે ઠાકોરને ત્યાં આ મૂર્તિ હતાં તેના દરવાજા બંધ હતાઃ દર્શન નકોતા કરાવતા "પાર્શ્વ શંખેશ્વરા સાર કર સેવકાં દેવકા એવડી વાર લાગે." ભકિતપૂર્વક ગાતા હના ત્યાં ધરણેંદ્રે આ પેટીના કમાડ ઉઘાડયાં. શ્રી સંઘને દર્શન થયાં. તે વખતે કવિવરે ઉલ્લાસથી ગાયું—

**"આજ મ્હારે મોતીડે મેહ વુઠયા, પ્રભુ પાર્શ્વ શંખેશ્વરો આપ તુઠયા"**

પાછળથી પુનઃ ગાયું—

**સેવો પાર્શ્વ શંખેશ્વરો મન્ન શુદ્ધે, નમો નાથ એકનિશ્ચે કરી એકબુદ્ધે**

મહાકવિરાજ શ્રી વીરવિજયજી મહારાજને એક ઉપદ્રવ થયો હતો ત્યારે

તેઓશ્રીએ બાર મહિના અહીં રહી ધ્યાન કર્યું હતું અને તેમનો ઉપદ્રવ મટયો હતો.

એલગપુરના રાજા એલગદેવનો રોગ પણ પ્રભુના સ્નાત્રજલથી મટ્યો હતો.

અત્યારે પણ પાટણ, હારીજ, પંચાસર, ચાણસ્મા, દસાડા, માંડલ, વીરમગામ આદિના જૈનો પ્રત્યક્ષ ચમત્કારો જોયાની વાતો સંભળાવે છે. ચાણસ્માના એક પટેલની આંખે મોતીયો હતો. ડૉ. કહે એને દેખાશે નહિં છતાંયે અહીંની યાત્રા કરી પ્રભુનું ન્હવણ જળ આંખે લગાડવાથી એનો મોતીયો ઉતરી ગયો અને દેખતો થયો હતો. અર્થાત્ આ તીર્થ મહાચમત્કારી અને પરમ પ્રભાવશાલી છે એ નિસ્સંદેહ છે

મહાતપસ્વી શ્રી વર્દ્ધમાનસૂરિજી તેરમી સદીમાં અહીં અનશન કરી સ્વર્ગે પધારી અહીંના અધિષ્ઠાયક દેવ થયા છે. આ સિવાય દરેક ધરણેંદ્ર અને પદ્માવતી પણ શાસનની-તીર્થની સારી સેવા કરે છે. પાર્શ્વયક્ષ પણ તીર્થસેવા કરે છે.

આ સિવાય ઠેઠ તેરમી સદીથી તે અદ્યાવધિ સુધી દરવર્ષે જુદા જુદા ગામોના આવેલા અને આવતા સંઘોનો રસિક ઇતિહાસ મલે છે. આ બધું તીર્થની પ્રભાવિકતાનું જ સૂચન કરે છે.

## ચારૂપ

ચારૂપ એ પાટણથી ત્રણ ગાઉ દૂર આવેલું નાનું સરખું ગામ છે. હાલમાં ત્યાં નાનું છતાં ભવ્ય અને સુંદર એક જિનમંદિર છે. મૂલનાયક શામળા પાર્શ્વનાથજીની પ્રતિમાજી છે. પ્રભાવક ચરિત્રમાં ચારૂપ તીર્થની ઉત્પત્તિ માટે નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

“શ્રીકાંતા નગરીના ધનેશ શ્રાવક વહાણ લઇને સમુદ્રમાર્ગે જતાં તેના વહાણને અધિષ્ઠાયક દેવે સ્તંભાવ્યું હતું. શ્રેષ્ઠીએ વ્યંતરને ઉદ્દેશીને પૂજા કરતાં તેણે વ્યવહારીને આપેલ ઉપદેશથી તે ભૂગર્ભમાંથી ભગવંતની ત્રણ પ્રતિમા તેણે બહાર કાઢી તેમાંની એક પ્રતિમા તેણે ચારૂપ ગામમાં સ્થાપન કરી જેથી ત્યાં [1]તીર્થ થયું” બીજી પાટણમાં અને ત્રીજી સ્તંભન ગામમાં સેઢી નદીના તટ પર જંગલમાં સ્થાપિત કરી હતી.

આ સિવાય બીજું પ્રમાણ એ પણ મળે છે કે-શ્રી મુનિસુવ્રતસ્વામીજીના શાસનકાલમાં પ્રભુજીના નિર્વાણ પછી બે હજાર બસે ને બાવીશ વર્ષ ગયા પછી ગૌડ દેશના આષાઢી શ્રાવકે ત્રણ પ્રતિમાઓ ભરાવી હતી જેમાંનો એક ચારૂપમાં છે. કેટલાક એમ પણ કહે છે કે ઉપર્યુક્ત કાંતા નગરીના ધનેશ શ્રાવક શ્રી મુનિ-

---

૧. શ્રી પ્રભાવક ચરિત્રના મૂળ શ્લોક જુઓ.

“ શ્રીકાન્તાનગરીसत्कधनेशश्रावकेण यत्, वारिधेरन्तरा यानपात्रेण व्रजता सता ॥ १ ॥
तदधिष्टायकसुरस्तम्भिते वाहने ततः, अर्चितव्यन्तरोपदेशेन व्यवहारिणा ॥ २ ॥
तस्मा भुवः समाकृष्टा प्रतिमानां त्रयीशीतुः तेषामेका च चारुपग्रामे तीर्थं प्रतिष्टितम् ॥३॥

સુવ્રતસ્વામીજીના શાસનમાં થયા છે આ બધા કથનોમાંથી એક જ ફલિતાર્થ નીકલે છે કે ચારૂપ તીર્થ પ્રાચીન છે.

પ્રભાવક ચરિત્રમાં શ્રી [1]વીરાચાર્ય પ્રબંધમાં ઉલ્લેખ છે કે–સૂરિજી મહારાજ પાટણ પધારતાં પહેલાં ચારૂપ પધાર્યા હતા, જુઓ તે વર્ણન.

"પછી ત્યાંથી સંયમયાત્રા નિમિત્તે હળવે હળવે તેમણે વિહાર કર્યો અને અણહિલ્લપુરની પાસે ચારૂપ નામના ગામમાં તેઓ પધાર્યા. એવામાં શ્રી જયસિંહ રાજા[2] તેમની સામે આવ્યો અને દેવોને પણ અપૂર્વ લાગે તેવો તેણે પ્રવેશ–મહોત્સવ કર્યો" ( પ્રભાવક ચરિત્ર, વીરાચાર્ય ચરિત્ર, પૃ ૧૯૮–સંસ્કૃત )

મહામંત્રીશ્વર વસ્તુપાલે ચારૂપમાં મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ તેમના આબુના શિલાલેખમાં મળે છે જુઓ --

" श्रीमणहिल्लपुरपत्यासन्ने चारोपे, [3] श्रीआदि-न थबिंबं प्रासादं गूढमंडपं ७ चउकियासहितं " ભાવાર્થ–અણહિલ્લપુર( પાટણ )ની સમીપમાં આવેલા ચારોપ ( હાલનું ચારૂપ ) નામના સ્થાનમાં આદિનાથનું બિંબ, એક મંદિર અને ૭ ચઉકિયા ( વેદીઓ )–સહિત ગૂઢમંડપ બનાવ્યા.

( પ્રા. જૈ. લે. સં. પૃ. ૯૨ અને ૧૨૩ )

બાદમાં માંડવગઢના પ્રસિદ્ધ ધર્માત્મા અને દાનવીર પેથડશાહે ચારૂપમાં એક શ્રી શાંતિનાથ ભગવાનનું સુંદર મંદિર બંધાવ્યું હતું જેનો ઉલ્લેખ સુકૃતસાગરમાં મળે છે. અને મુનિસુંદરસૂરિજી પોતાના ગુર્વાવલી નામના ગ્રંથમાં પણ તેનો ઉલ્લેખ કરે છે. જુઓ, આ રહ્યો તે ઉલ્લેખ " चारूप्ये मृगलाञ्छनो जिनपति " ( ગુર્વાવલી પૃ. ૨૦ ) આવી જ રીતે ઉપદેશતરંગીણીમાં કેટલાંક પ્રસિદ્ધ તીર્થોની ગણતરીમાં ચારૂપનું નામ આવે છે, જુઓ.--

श्रीजीरापल्लीफलवर्द्धि, कलिकुण्डकुर्कुटेश्वरपात्रकाऽऽरासणसंखेश्वरचारुप-रावणपार्श्वत्रीणादीश्वरचित्रकूटाऽऽघाटश्रीपुरस्तम्भनपार्श्वराणपुरचतुर्मुखविहाराद्यनेकतीर्थानि यानि जगती तले वर्तमानानि " ( उपदेशतरंगीणी पृ. ६ )

---

૧. શ્રી વીરાચાર્ય એક મહાપ્રભાવિક આચાર્ય થયા છે. ગુજરાતના સુપ્રસિદ્ધ રાજા જયસિંહદેવ( સિદ્ધરાજ જયસિંહ )ના તેઓ પરમ મિત્ર હતા. રાજા તેમના પ્રતિ ઘણું જ માન અને ભક્તિ રાખતો હતો. શ્રી વીરાચાર્ય મહાવાદી અને પ્રખર વિદ્વાન હતા. તેઓ વિક્રમની બારમી શતાબ્દિમાં થયા છે. વિશેષ પરિચય માટે જુઓ પ્રભાવક ચરિત્ર.

૨. જયસિંહ એ પ્રસિદ્ધ સિદ્ધરાજ જયસિંહ છે. તેઓ બારમી શતાબ્દિમાં થયા છે.

૩. આ આદિનાથ ભગવાનની મૂર્તિ મૂલનાયક શ્રીશામળા પાર્શ્વનાથજીની બાજુમાં હજી પણ ચારૂપમા વિદ્યમાન જ છે.

આ સિવાય આ તીર્થના મહિમાસૂચક અનેક સ્તુતિસ્તોત્રો-તથા તીર્થમાળાઓમાં ઉલ્લેખો મળે છે આ બધા ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે પ્રાચીન કાલમાં ચારૂપ એક મહત્વનું તીર્થ હતું.

હાલમાં પણ ચારૂપમાં ખોદકામ કરતા અનેક જિનમૂર્તિઓનાં ખંડિત ભાગો, પરિકર, શાસનદેવી, મંદિરના સ્થંભો મળી આવે છે. શ્રીમાન્ શ્રીજિનવિજયજી પોતાના પ્રાચીન લેખસંગ્રહમાં ચારૂપમાંથી ઉપલબ્ધ થયેલ પરિકર પરનો લેખ આપે છે, જે નીચે પ્રમાણે છે.

" १........दि १२ श्रीनागेन्द्रगच्छे श्रीसीलगुणसूरिसंताने श्रे० राघणसुत श्रे० मोना तथा श्रे० जमगासुत.

२...... ..देवाभ्यां चारुपग्रामे श्रीमहातीर्थे श्रीपार्श्वनाथपरिकरकारित.

३ प्रतिष्ठितं श्रीदेवचंद्रसूरिभिः । "

આ લેખમા જણાવેલ શ્રી દેવચદ્રસૂરિ સાથે સંબંધ ધરાવનારો સંવત ૧૩૦૧ નો એક લેખ પાટણમાં છે તથા ખાસ એ આચાર્યની મૂર્તિ પણ પાટણના પચાસરાપાર્શ્વનાથના મંદિરમાં બિરાજમાન છે. આ સમયે ચારૂપ મહાતીર્થરૂપ ગણાતું એમ આ શિલાલેખના આધારે નિશ્ચિત થાય છે.

પાટણથી ચારૂપ રેલ્વેરસ્તે પણ જવાય છે. પાટણથી પહેલું જ સ્ટેશન છે. સ્ટેશનથી એક માઇલ દૂર ગામ છે, ત્યાં આપણું મદિર છે. ત્યાં વિશાલ ધર્મશાલા છે. દર પૂર્ણિમાએ મેળા જેવું રહે છે. બીજી પણ ધર્મશાલાઓ બનેલી છે

## પાટણ.

ગુજરાતની પ્રાચીન રાજધાની, ગુજરાતના વૈભવ, કીર્તિ, અસ્મિતાના શિખરે બેઠેલી આ નગરીએ ઘણા ઘણા ચડતીપડતીના પ્રસગો નિહાળ્યા છે. ગુજરાતના રાજવીઓ એક વાર હિન્દભરમાં પ્રસિધ્ધ હતા તેમજ એમના મંત્રીઓની મુત્સદ્દીગીરીની એક વાર તો હિન્દભરમાં બોલબાલા બોલાતી હતી. તેમજ પાટણના કુબેર ભંડારી જેવા શ્રીમંત જૈનોની દાન-દયાળુ વૃત્તિ અને શૂરવીરતાની ભારતમાં કીર્તિ ગાજતી. પાટણમાં એક વાર ભારતની લક્ષ્મી રમતી હતી. પાટણ વ્યાપાર, કલા અને શિક્ષણનું જબરજસ્ત કેન્દ્ર હતું. સાથે જ ગુજરાતની આ રાજનગરી જૈનધર્મનું પણ કેંદ્ર હતી. પાટણ જૈનપુરીનાગૌરવને પામેલ હતું. અહીં અનેક સૂરિપુંગવો અને મુનિવરો પધારતા અને ધર્મામૃત વહાવતા. આચાર્ય શ્રી શીલગુણસૂરિજીએ પાટણ સ્થાપક. ગુર્જરરાજ્યસ્થાપક વનરાજની રક્ષા કરી-એને જીવતદાન, જ્ઞાનદાન અને સંસ્કારદાન આપી સાચો માનવ-નરપતિ બનાવ્યો. પાટણની સ્થાપના વિ. સં. ૮૦૨માં થઇ અને તે જ વખતે શીલગુણસૂરિજીના ઉપદેશથી પાટણમાં પંચાસરા પાર્શ્વનાથજીના મંદિરની સ્થાપના થઇ. જે પંચાસરા પાર્શ્વનાથજીના મદિરમાં અત્યારે પણ મૂલનાયક છે. પાટણમાં જૈન ધર્મના અનેક પ્રભાવિક આચાર્યો પધાર્યા

છે. તેમના ધર્મોપદેશથી અનેક ધર્મકાર્યો થયાં છે. જિનેશ્વરસૂરિજી અને બુદ્ધિસાગરસૂરિજીએ ચૈત્યવાસીઓ સાથે શાસ્ત્રાર્થ કરી સ્થવિરકલ્પની સ્થાપના કરી હતી. દ્રોણાચાર્ય, સૂરાચાર્ય, મલધારી હેમચંદ્રસૂરિ, મલધારી અભયદેવસૂરિ, નવાંગ વૃત્તિકાર શ્રી અભયદેવસૂરિજી, જિનચંદ્રસૂરિજી, જિનવલ્લભગણિ, જિનદત્તસૂરિ આદિ અનેક પ્રભાવિક આચાર્યોએ, સોલંકી રાજવીઓ દુર્લભરાજ ભીમદેવ, કર્ણરાજ આદિને પ્રતિબોધી ધાર્મિક કાર્યો, જિનમંદિરો વગેરે કરાવ્યા છે. સુંદર પુસ્તકો, ટીકાઓ રચી છે. તેમજ વાદી શ્રી દેવસૂરિજીએ-સિદ્ધરાજની સભામાં દિગંબર વાદી કુમુદચંદ્રને વાદમાં જીતી શ્વેતાંબર જૈનધર્મની વિજયપતાકા ફરકાવી હતી. કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચંદ્રાચાર્યજીએ રાજા સિધ્ધરાજને પ્રતિબોધ પમાડ્યો, દેવબોધી શંકરાચાર્યને જીત્યા તેમજ મહારાજા કુમારપાલને પ્રતિબોધી પરમાર્હતોપાસક બનાવ્યો. હેમચંદ્રાચાર્યજી અને અભયદેવસૂરિજી જેવા સમર્થ સૂરિપુંગવોની આ સ્વર્ગભૂમિ છે સિદ્ધરાજના સમયમાં જ પાટણમાં સેકડો લહીયા બેસી સર્વ દર્શનનાં પુસ્તકો લખતા અને શ્રી હેમચંદ્રાચાર્યજીના વ્યાકરણ ગ્રંથ અને બીજા ગ્રંથો માટે પણ સેકડો લહીયા લખવા બેઠા હતા સિદ્ધરાજે પાટણમાં સિદ્ધવિહાર-રાજવિહાર નામનું સુંદર જિનમંદિર બનાવ્યું હતુ અને મલધારી અભયદેવસૂરિજીના ઉપદેશથી પોતાના રાજ્યમાં પર્યુષણના આઠ દિવસ અને એકાદશી પ્રમુખ દિવસે અમારી પળાવી હતી. આ સિદ્ધરાજે અને કુમારપાલે શત્રુંજયની યાત્રા કરી તેની પૂજા માટે બાર ગામ ભેટ આપ્યાં હતાં. અને પછી ગિરનારની પણ યાત્રા એણે કરી હતી. કુમારવિહાર, ત્રિભુવનપાલપ્રાસાદ વગેરે જૈન મંદિરો બનાવ્યાં હતાં. સોલંકીવંશ અને વાઘેલાવંશને પ્રતિબોધ આપનાર અનેક આચાર્યોએ પાટણને પવિત્ર કર્યું છે તેમજ મોગલ જમાનામાં પણ વિજયદાનસૂરિ, જગદ્ગુરુ વિજયહીરસૂરિજી, વિજયસેનસૂરિજી, વિજયદેવસૂરિ, વિજયપ્રભસૂરિજી આદિ અનેક પ્રભાવિક જૈનાચાર્યોએ પધારી જૈનધર્મનાં અનેક શુભ કાર્યો કરાવ્યાં છે. પાટણ મહાગુજરાતનું મહાન **જ્ઞાનતીર્થ** છે. એક રીતે હિન્દના પ્રસિદ્ધ જ્ઞાનતીર્થોમાં પણ એ પોતાનુ ગૌરવ જાળવે તેવુ મહાન જ્ઞાનતીર્થ છે એ નિસ્સન્દેહ છે. પાછળથી શ્રીપૂજ્યો-તપાગચ્છીય શ્રીપૂજ્યોની-ગાદીનુ મથક પણ પાટણમાં હતું.

ચાંપો મંત્રી અને શ્રીદેવીની સ્હાયતાથી વનરાજે પાટણ વસાવ્યું. ચાંપા મંત્રીના નામથી પાવાગઢની તળેટીમાં ચાંપાનેર પણ વસ્યુ. બાણાવળી ભીમના વખતમા વિમલમંત્રીએ અનેક લડાઇઓમાંથી જીત મેળવી શત્રુઓને વશ કરી ભીમદેવના રાજ્યની હદ ગુજરાતને વધારી આપી હતી. આ વિમલમંત્રીએ આબુના જગપ્રસિધ્ધ મંદિરો બંધાવ્યાં. ચંદ્રાવતીના અને કુંભારીયાજીનાં કળામય જૈન મંદિરો બનાવ્યાં ચંદ્રાવતીના પરમારોને વશમાં આણ્યા અને સાળવા પણ જીત્યું. ત્યારપછી મુંજાલ મંત્રી, સજ્જન મેતા, ઉદયન મંત્રી. બાહડ અને અંબડ વગેરે રાજા કરણદેવ, સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળના મંત્રીઓ થયા. તેઓ જૈન હોવા

છતાં લડાઈઓમાં વિજય મેળવી તેમણે દુનિયાને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધી હતી. અહિંસાધર્મના પરમઉપાસક આ મંત્રીશ્વરોએ ગુજરાત અને ગુજરાત બહાર વિજયડંકો વગાડ્યો. દયાધર્મ પાળનારા જૈનોની દ્વેષથી નિંદા કરનારનાં મુખો તેમણે શ્યામ કર્યાં હતા. પાટણના સામ્રાજ્યકાળમાં આવા સમર્થ યુદ્ધકુશળ જૈનયોદ્ધાઓએ ગુજરાતની આબાદીમાં પોતાનો ફાળો આપ્યા છતાં કેટલાક જૈનેતર ઇતિહાસકારો અને લેખકો તે હકીકત નહિ જણાવતાં સત્ય બાબત છુપાવી, ઉલટું આવા સમર્થ પુરુષોને ખરા સ્વરૂપમાં નહી ચીતરી તેમજ કલંકિત બનાવીને હૃદયની દ્વેષમય લાગણી બતાવી તેમણે પોતાની વિદ્વત્તાને શોભાવી નથી. કુમારપાળ પછી અજય-પાલ અને ભોળા ભીમના વખતમાં પાટણની કાંઈક પડતી શરૂ થઈ, તે તેનાં પોતાનાં જ અવિચારી કૃત્યોનું પરિણામ હતું. તેણે રાજ્ય ગુમાવ્યું હતું. પાછળથી તેણે ગાદી મેળવી હતી. તેના પછી ચૌલુક્ય વંશની ગાદી વાઘેલાવંશમાં આવી ત્યારે ફરીથી પાછું ગુજરાત આબાદીભર્યું થયું ને પાટણની પુનઃ જાહોજલાલી પણ ઠીક ઠીક થઈ હતી. તેનો મૂળપુરુષ ભોળા ભીમનો મહાસામંત લવણપ્રસાદ ને તેનો પુત્ર વીરધ-વલ હતો અને તેના મુખ્ય મંત્રીઓ વસ્તુપાળ ને તેજપાળ હતા. પાટણનું ગૌરવ મુસલમાન સરદાર કુતુબુદ્દીને તેરમી સદીના લગભગ મધ્યકાળમાં ભોળા ભીમ પાસેથી લૂટી લીધું હતું ને ગુજરાતને ઝાંખપ લગાડી હતી. તે પછી વાઘેલાવંશના પ્રધાન દયાધર્મના પાળનાર વસ્તુપાળ તેજપાળ જૈન હતા છતાં યુધ્ધમાં પરાક્રમ બતાવીને તે જમાનામાં ગુજરાતને શોભાવ્યું હતું-શણગાર્યું હતું, વીરધવલનું રાજ્ય તેમણે જ વધાર્યું હતું, સમજો કે ગુજરાતની પડતી પહેલાંની તેમણે આ છેલ્લી જાહોજલાલી ઝળકાવી હતી ન્યાય અને નીતિનાં રાજ્યતંત્રો તેમણે સ્થાપ્યા હતાં. આ ગુજરાતના મંત્રીશ્વરોએ સૌરાષ્ટ્ર અને કચ્છના રાજવીઓને હરાવી ગુજ-રાતની પ્રતિષ્ઠા પુન. સ્થાપી. ગોધરાના ઘુઘુલ રાજને હરાવી, દર્ભાવતીને જીતી કિલ્લે-બંધ બનાવ્યું. આબુ, શત્રુંજય, ગિરનારનાં સુંદર કળામય જૈન મંદિરો બનાવ્યાં. સાથે જ શિવાલયો અને મસ્જીદોને રક્ષણ આપી તેના જીર્ણોદ્ધાર પણ કરાવ્યા. તેમણે કરોડો રૂપીયા ધર્મકાર્યમાં ખર્ચી ગુજરાતના ગૌરવને દીપાવ્યું. વાઘેલાવંશમાં પાટણની ગાદીએ વીરધવલ પછી વીશલદેવ, અર્જુનદેવ ને સારંગદેવ ગુજરાતના રાજા થયા. ને પછી છેલ્લો કરણ વાઘેલો થયો. આ રાજા છેલ્લો જ હિન્દુ ગુર્જરપતિ હતો. તેના માધવ નામના નાગરબ્રાહ્મણ પ્રધાને વિદેશી રાજકર્તા મુસલમાનોને બોલાવી ગુજરાત ઉપર ચઢાઇ કરાવી ગુજરાતને ત્યારથી હમેશને માટે પરાધીન બનાવરાવ્યું. લાખો રજપુતો અને નિર્દોષોનું તે નિમિત્તે લોહી રેડાયું. ગુજરાતને પરાધીનતાની બેડીઓ પહેરાવી ગુર્જરીદેવીનું નૂર હણ્યું અને હમેશને માટે આ બ્રાહ્મણે ગુજરાતનું કલંક વહોર્યું. "મન" શ્રાપોમાં તે પોતે હોમાયો. માધવ પ્રધાનની શિખામણથી દિલ્હીપતિ અલાઉદ્દીન બાદશાહે ઈ. સ. ૧૨૯૭ અને સં. ૧૩૫૩ માં ગુજરાત ઉપર ચડાઈ કરવાને મોટું લશ્કર મોકલ્યું. સરદાર આલમખાન મોટું લશ્કર લઈ પાટણ

પર ચડી આવ્યો. કરણ બહાદુરીથી લડ્યા પણ બાદશાહી સેના આગળ તેનું લશ્કર નાશ પામ્યું અને પોતાને નાશી જવું પડ્યું. તે રાજા જંગલમાં રખડી રખડીને મૃત્યુ પામ્યો ને પાટણને નાશ થયો. ગુજરાતને પરાધીનતામાં નંખાવનાર અને તેની જાહોજલાલીને-સ્વતંત્રતાને નાશ કરનાર-પાટણના નાશમાં કોઇ પણ નિમિત્ત કારણ હોય તો તે આ માધવબ્રહ્મણ જ હતો. ત્યારપછી ગુજરાતમાં મુસલમાની સૂબાઓ રહેતા તે પછી નવું પાટણ વસ્યું ને કાલાંતરે આજે પાટણ શ્રીમંત ગાયકવાડ સરકારનું નામીચું શહેર ગણાય છે.

જૈનોની વસ્તી આજે પણ સારી છે, દેરાસરો સંખ્યાબંધ છે. મુખ્ય દેરાસર પંચાસરા પાર્શ્વનાથનું વનરાજનું બનાવેલું છે. જૈનોની વસ્તી આજે પણ સારી છે. જૈનોનાં અષ્ટાપદજી તેમજ થભણ પાર્શ્વનાથ, કોકાને પાડે કોકાપાર્શ્વનાથ, શામળીયા પાર્શ્વનાથ, મનમોહન પાર્શ્વનાથ વગેરે અનેક દેવાલયો પાટણ શહેરમાં આવેલાં છે શહેર પણ આબાદીવાળુ છે. અનેક પ્રકારે ચડતીપડતી પાટણ ઉપર આવી ગઈ છતાં આજે તે પોતાની શોભામાં ભવ્ય વધારો કરી રહ્યું છે. જૈનો માટે પાટણ ખાસ યાત્રા કરવા લાયક, ઐતિહાસિક ને પુરાણું શહેર છે. અહીં લગભગ ૧૧૯ દેરાસરો છે. પચાસરા પાર્શ્વનાથની પ્રતિમા સંપ્રતિ મહારાજાની ભરાવેલી છે. અનેક પ્રાચીન પુસ્તક ભંડારો છે તેમાં તાડપત્ર અને કાગળની જૂની સચિત્ર હસ્તલિખિત પ્રતો છે, જેનું સંશોધન ચાલુ છે. નવું પાટણ સં ૧૪૨૫ માં ફરીને વસ્યુ. પાટણમાં સગરામ સોની મહાધનાઢ્ય થઇ ગયા છે, જેમણે ગિરનારજી તીર્થ ઉપર સગરામ સોનીની ટુક બંધાવેલી છે. તેમણે શ્રી ભગવતી સૂત્ર સાંભળી છત્રીશ હજાર પ્રશ્ને-જ્યાં ગોયમ શબ્દ આવતો ત્યાં એકેક મહોર ચડાવી હતી તેમજ સોનેરી શાહીથી કલ્પસૂત્રની પ્રતો લખાવી હતી જેમાંની હાલમાં ઘણી પ્રતો જોવામાં આવે છે. પાટણમાં પણ તેમણે દેરાસર બંધાવ્યુ છે. શત્રુંજયોદ્ધારક સમરાશાહ પણ અહીં આવ્યા હતા કલિકાલસર્વજ્ઞ મહાસમર્થ શ્રી હેમચંદ્રાચાર્ય, દેવચંદ્રસૂરિજી, વાદિશ્રી દેવસૂરિજી વગેરે સિદ્ધરાજ અને કુમારપાળ મહારાજાના વખતમાં આ જ શહેરમાં અનેક વખત પધાર્યા હતા. અને કુમારપાલને પ્રતિબોધી પરમાર્હતોપાસક, રાજર્ષિ બનાવ્યા હતા તેમનો અપાસરો જૂના પાટણમાં છે. ત્યાં રોજ ૫૦૦ લહીયા બેસીને ગ્રંથો લખતા હતા. પુસ્તક લખવાની શાહીના કુંડ હાલ પણ નજરે પડે છે. અહીંયાં પુસ્તક ભંડાર ઘણા સંભવે છે. ધર્મશાળાઓ પણ કોટાવાળાની, અષ્ટાપદજીની વગેરે છે. અષ્ટાપદ કરતાં જાત્રાળુને કોટાવાળાની ધર્મશાળામાં ઠીક સગવડ રહે છે.

જયશિખરને હરાવનાર ભુવડ રાજાએ પોતાની દીકરી મહણલ્લને દાયજામાં ગુજરાત આપ્યું હતું. પાછળથી તે મરીને વ્યંતર દેવી થઇ છે. તે ગુજરાતની અધિષ્ઠાત્રી તરીકે તે જ નામે હાલ પણ વિદ્યમાન છે. તે દેવીએ કુમારપાળને સ્વપ્નામાં આવી ગુજરાતનો તાજ પહેરાવ્યો હતો. વીરધવલને પણ સ્વપ્નામાં ગુજરાત બક્ષ્યું હતું ને તે પ્રમાણે થયું હતું, હાલ તે માહણદેવીના નામે ઓળખાય છે.

## ગાંભુ—ગંભૂતા

જૈન સાહિત્યમાં આવતુ ગંભૂતા ગામ તે જ અત્યારનું પાટણ તાબાનું ગાંભુ-ગંભીરા ગામ છે. અહીં સુંદર, ચમત્કારી શ્રી ગભીરા પાર્શ્વનાથની પ્રતિમા છે. સુંદર એ બાળનું પ્રાચીન મંદિર છે. એમાં મૂર્તિઓ ઉપર શિલાલેખ નથી. ગંભીરા પાર્શ્વનાથજી મહાપ્રભાવિક છે અહીં શ્રાવકોના ઘર પંદર છે. ઉપાશ્રય છે. અહીંના પૂજારીને પ્રભુના હાથમાંથી રોજ એક રૂપાનાણું મળતું હતું પરંતુ ત્યાંના યતિવર્યે ઉપાય કરી તે બંધ કરાવ્યું.

ગંભુતા-ગંભીરા બહુ પ્રાચીન છે. જૈનસૂત્રો ઉપર અાધટીકાકાર શ્રી શીલાંકાચાર્યે આચારાંગ સૂત્રની ટીકા આ ગંભૂતામાં સમાપ્ત કરી હતી. " शीलाचार्येण कृता गम्भूतायां स्थितेन टीकैषा " આ ટીકા ગુપ્ત સંવત્ ૭૭૨ ના ભાદરવા શુદિ પાંચમે ગંભૂતામાં પૂરી કરવામાં આવી છે. મહામંત્રીશ્વર વિમલના પૂર્વજ નીનાશેઠ (નીમય શેઠ) શ્રીમાલનગરથી ગાંભુ આવ્યા હતા. એમને ગુર્જરેશ્વર વનરાજે ગાંભુથી પાટણમાં એ લાવી તેમના પુત્ર લાહીરને પોતાનો દંડનાયક (સેનાધિપતિ) નીમ્યો હતો. આ નીના શેઠે પટણમાં શ્રી ઋષભદેવ પ્રભુનું સુંદર મંદિર બંધાવ્યું હતું.

શક સંવત્ ૮૨૬ માં સિદ્ધાંતક યશદેવના શિષ્ય પાર્શ્વનાગ ગણિએ રચેલી શ્રી શ્રાદ્ધ પ્રતિક્રમણ વૃત્તિ તાડપત્ર પર લખાઈ હતી અવી જ રીતે ૬૫૭૧ માં અહીં અંગડ ચરિત્ર લખાયું હતું અર્થાત્ આ ગભુ ગ્રામ પાટણ વસ્યા પહેલાનું ગુજરાતનું પુરાણું ગામ છે. કહેવાય છે કે ગાંભુ શહેર ભાંગીને પાટણ વસ્યું છે. આ ગાંભુ ગામ મોઢેરાથી ત્રણ સાડાત્રણ ગાઉ, ચાણસ્માથી છથી સાત ગાઉ અને પાટણથી લગભગ આઠ નવ ગાઉ દૂર છે. આ પ્રાચીન ગામની ચારે બાજુ જૂનાં ખંડિયેરો, ટીંબા વગેરે દેખાય છે. આ પાટણ તાબાનું ગાયકવાડી ગામ છે.

## મોંઢેરા

ગુજરાતનાં પ્રાચીન તીર્થસ્થાનોમાં મોંઢેરા પણ ઉલ્લેખનીય છે. ગુજરાતભરમાં જૈનોનાં પ્રાચીન તીર્થસ્થાનોમાં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજી અને ભરૂચનું શકુનિકાવિહાર—અશ્વાવબોધ તીર્થ પ્રાચીન છે. તેમ આ મોંઢેરા પણ પ્રાચીન તીર્થ છે. વિવિધતીર્થકલ્પમાં ઉલ્લેખ છે કે—

" सित्तुंजे रिसहं गिरिनारे नेमिं, भरुअच्छे मुणिसुव्वयं, मोढेरए वीरं महुराए सुपासं घडिआदुगब्भंतरे नमित्ता सोरट्ठे ढुंढणं विहरित्ता गोवालगिरिंमि जो भुंजेइ तेण आमरायसेविअकमकमलेण सिरिबप्पहट्टिसूरिणा अट्ठ सयछव्वीसे (८२६) विक्कमसंवच्छरे सिरिवीरबिंबं महुराए ठाविअं "

"શત્રુંજયમાં ઋષભદેવજીને, ગિરનારમાં નેમિનાથજીને, ભરુચમાં મુનિસુવ્રત-

સ્વામીને, મોઢેરામાં શ્રી વીરજિનને, મથુરામા સુપાર્શ્વનાથજી અને પાર્શ્વનાથજીને, એ ઘડીમાં નમસ્કાર કરીને, સોરઠમાં વિચરીને, ગોપાલગિરિમાં જઈને જ આહાર કરે છે, અને આમરાજાએ જેમના ચરણ-કમલની સેવા કરી છે, તે બપ્પભટ્ટીસૂરિવરે વિક્રમ સંવત ૮૨૬ માં ( મથુરામાં ) શ્રી વીરભગવાનની બિંબ-પ્રતિમાની સ્થાપના-પ્રતિષ્ઠા કરી છે-હતી."

આમાં આપેલ મોઢેરા એ જ ગુજરાતનું આજનું પ્રસિધ્ધ મોઢેરા છે. મોઢેરાના ગામ બહાર ફર્લાંગ દૂર એક સુંદર જિનમંદિરનું ખંડિયેર ઊભું છે અને એની સામે જ વિશાલ કુંડ છે. આ મંદિરની રચના—શ્રીજીવાભિગમસૂત્રમાં આવતા વિજય દેવતા જિનચૈત્યમાં જાય છે એવા જિનચૈત્ય પ્રમાણેની જ છે. આ વિશાલ મંદિર અત્યારે તો ભાંગ્યુતૂટ્યું છે પરંતુ એ જૈન મંદિર છે એવાં ચિહ્નો વિદ્યમાન છે. તેમજ કુંડમા નાનીનાની દેરીઓમાં ખંડિત પદ્માસનસ્થ જૈનમૂર્તિઓ છે. હમણાં કુંડનું સમાર કામ થતાં નીચેના ભાગમાંથી પંદરથી સોળ જૈન તીર્થંકર ભગવંતોની મૂર્તિઓ નીકળી હતી પરંતુ એ વિભાગના ઉપરીએ જૈનો આ મૂર્તિઓ માંગશે એવા ડરથી એને જલ્દી જ નીચે ઢંકાવી દીધી—માટીથી એ ભાગ પુરાવી દીધો.

આ તરફ ચારે બાજુ મોટા ટીંબા છે. આ જૂનું-પ્રાચીન મોઢેરા છે. અત્યારનું મોઢેરા નવું વસ્યું હોય એમ જણાય છે અહીંનુ ગામ બહારનું પ્રાચીન મંદિર એ વીરપ્રભુનું મંદિર હશે. આજે પણ બ્રહ્મશાન્તિ-યક્ષની ખંડિત મૂર્તિ છે, જે અહીં હનુમાનજી તરીકે પૂજાય છે. બપ્પભટ્ટીસૂરિજી ગુરુજી, મોઢગચ્છના આચાર્ય અહીં વધુ વિચરતા અને ખૂદ બપ્પભટ્ટીસૂરિજીની દીક્ષા અને આચાર્યપદવી પણ અહીં જ થઇ છે. તેમજ જિનપ્રભસૂરિજી પોતાના વિવિધતીર્થકલ્પમાં ૮૪ મહાતીર્થોમાં મોઢેરે 'વીરઃ' લખી મોઢેરાને મહાતીર્થ તરીકે સંબોધે છે.

બપ્પભટ્ટીસૂરિજીના ગુરુભ્રાતા શ્રીનન્નસૂરિજી અહીં વધુ રહેતા અને તેમણે અહીં રહી નાટ્યશાસ્ત્ર બનાવ્યું છે. મોઢેરા મોઢવાણીયાઓની ઉત્પત્તિનું સ્થાન છે. અહીં એમની કુલદેવીનું મંદિર છે. ઘણા મોઢવણિકો જૈન હતા. મોઢગચ્છ પણ ચાલ્યો છે જેમાં[1] સિદ્ધસેનસૂરિજી, શ્રી બપ્પભટ્ટીસૂરિજી, નન્નસૂરિજી જેવા પ્રભાવિક આચાર્યો થયા છે. મોઢ વણિકોએ બંધાવેલાં જૈન મંદિર અને મૂર્તિઓના શિલાલેખો ધંધૂકામાં, વઢવાણ, દિવ, દેલવાડા આદિમાં મલે છે. કલિકાલસર્વજ્ઞ આચાર્યશ્રી હેમચંદ્રાચાર્યજી મોઢ જ્ઞાતિનું જ અણમોલ રત્ન હતું વસંતવિલાસ મહાકાવ્યના કર્ત્તા મહાકવિ અને વાગ્દેવીપ્રતિપન્નસૂનુ શ્રી બાલચંદ્રસૂરિજી પણ મોઢ બ્રાહ્મણ હતા. મહામંત્રીશ્વર વસ્તુપાલની દ્વિતીય પત્ની પણ મોઢ હતી અને પાટણના પંચાસરા પાર્શ્વનાથજીના મંદિરમાં આશાક મંત્રીની સં. ૯૦૧ સાલની મૂર્તિ છે, તે આશાક પણ મોઢજ્ઞાતિય હતો. આવી રીતે મોઢ જ્ઞાતિ અને મોઢ ગચ્છમાથી અનેક રત્નો પાકયા છે.

---

૧ પ્રભાવક ચરિત્રમાં લખ્યુ છે કે પંચાલદેશના રાજા સુરપાલનો પુત્ર ભદ્રકીર્તિ સિદ્ધસેનસૂરિજીને અહીં મલ્યો છે. અહીં તેની દીક્ષા થઇ છે અને આચાર્યપદવી પણ અહીં જ થઇ છે.

આ મોઢેરામાં અત્યારે શ્રી ભીડભંજન પાર્શ્વનાથજીનું મંદિર છે. મૂર્તિ પ્રભાવિક છે. શ્રાવકોના ઘર છે, ઉપાશ્રય છે. ભોયણી તીર્થથી છ ગાઉ રાંતેજ,[1] ત્યાંથી છ ગાઉ મોઢેરા અને ત્યાંથી છ ગાઉ [2]ચાણસ્મા છે ભોયણીથી પાટણ જતાં વચમાં મોઢેરા જરૂર જવું. મોઢેરાથી પાટણ પણ છ સાત ગાઉ છે. મોઢેરા વડોદરા સ્ટેટનું ગામ છે.

## કંબોઈ—મનમોહન પાર્શ્વનાથજી

કડીથી જે રેલ્વે લાઈન હારીજ જાય છે ત્યાં ચાણસ્મા અને હારીજની વચ્ચે કંબોઈ સ્ટેશન આવે છે. આ સ્ટેશનથી ૦॥ થી ૦॥ માઈલ દૂર કંબોઈ તીર્થ આવેલું છે. પગરસ્તે ચાણસ્માથી લગભગ પાંચ ગાઉ દૂર છે અને હારીજથી પણ કંબોઈ પાંચ ગાઉ થાય છે. હારીજથી પગરસ્તે કંબોઈ જતાં કંબોઈના પાદરમાં કેટલાક ખંડિયેરો, જમીનમાં દટાયેલા પાયા મોટી મોટી ઈંટો વગેરે જોવા મળે છે. કંબોઈ પ્રાચીન ગામ છે અહીં અત્યારે દેવવિમાન જેવું સુંદર જિનમંદિર છે. નાની ધર્મશાળા છે. ૮–૧૦ શ્રાવકોનાં ઘર છે. બાકી વસ્તીમાં રાજપુતો, ખેડૂતો અને કોળી વગેરે છે. મંદિર પરમ શાંતિનું ધામ છે મૂલનાયક શ્રી મનમોહન પાર્શ્વનાથજી છે. મૂર્તિ મહાપ્રભાવિક અને ચમત્કારી છે શાંતિના ઇચ્છુક યાત્રીઓએ અહીં આવી જરૂર યાત્રાનો લાભ લેવા જેવો છે મંદિરના જીર્ણોદ્ધારની જરૂર જણાતા પૂ. પા. શ્રી મુનિ મહારાજ શ્રી દર્શનવિજયજી (ત્રિપુટી)ના સદુપદેશથી અમદાવાદના કેટલાક બંધુઓ અને ચાણસ્મા, હારીજ, શંખલપુર વગેરેના સંઘની કમીટી નીમાઈ છે કમિટીના પ્રમુખ તરીકે શેઠ લાલભાઈ ઉમેદરામ લહુ છે અને તેઓ પોતાના સાથીદારો સાથે ખૂબ જ ઉત્સાહથી જીર્ણોદ્ધારનું કામ કરી રહ્યા છે. બે ત્રણ ધર્મશાળાઓ છે. યાત્રિકો માટે ભોજનશાળા પણ ખુલી છે.

ગામમાં મહાદેવજીના મંદિરમાંના ભોંયરામાં એક પ્રાચીન ઊભા કાઉસ્સગ્ગીયા છે ગામ બહાર ઝાડ નીચે પણ એક ખંડિત જૈન મૂર્તિ છે. એક ટેકરા ઉપર પણ જૈન મૂર્તિઓ હતી. એક દેવીના મંદિરના શિખરમાં પણ જૈન મંદિરના શિખર ઉપર જેવા આમલસાં હોય છે તેવા આમલસાં જણાય છે. એક રાજપુતના ઘર પાસે ટીંબા નીચે પણ જૈન મૂર્તિઓ હોવાનો સંભવ છે. આજુબાજુમાં ખોદાણ-કામ થતાં જૈન સ્થાપત્યો પ્રગટ થાય છે.

---

૧ રાંતેજમાં સુંદર બાવન જિનાલયનું મંદિર છે. શ્રીનેમિનાથજી ભગવાનની બહુ જ ભવ્ય અને મનોહર મૂર્તિ પરમ દર્શનીય છે. ત્યાં સુંદર ધર્મશાળા, ઉપાશ્રય, શ્રાવકોનાં ઘર છે અને તેરમી અને ચૌદમી સદીના પ્રાચીન લેખો પણ છે. તીર્થ જેવું છે.

૨. ચાણસ્માથી એક ગાઉ દૂર રૂપપર ગામ છે. ત્યાં ગેલીયા દેરીઓવાળું સુંદર પ્રાચીન મંદિર છે. ખાસ દર્શનીય અને શાંતિનું સ્થાન છે. શ્રાવકોનાં ૨ ૩ ઘર છે. મૂર્તિ સુંદર અને સ[illegible] છે.

અહીં દર વર્ષે ફા. શુ બીજનો મોટો મેળો ભરાય છે. દર પૂર્ણિમાએ શંખલપુર, હારીજ, ચાણસ્મા વગેરે આજુબાજુના ગામોના જૈનો યાત્રાએ આવે છે. જૈનેતરો પણ આવે છે. યાત્રિકોને બધી સગવડ સારી મલે છે.

અહીની શ્રી મનમોહન પાર્શ્વનાથ પ્રભુજીની મૂર્તિ જેમ ચમત્કારી છે; તેમ નીચેનાં સ્થાનોમાં બિરાજમાન શ્રી મનમોહન પાર્શ્વનાથજીની પ્રતિમાઓ પણ ચમત્કારી છે પાટણમાં મનમોહન શેરીમાં મનમોહન પાર્શ્વનાથજીનું સુંદર મંદિર છે. બુરાનપુરમાં પણ મનમોહન પાર્શ્વનાથજી મહાચમત્કારી છે તેમજ મીંયાગામ, સુરત, ખંભાત, મોંઢેરા અને લાડોલ (તા. વિજાપુર) વગેરે ગામોમાં મનમોહન પાર્શ્વનાથજીનાં સુદર મંદિરો છે. કંબોઈમાં જિનમંદિરમાં રાત્રિના વાજિંત્રનાં નાદ, તાલબદ્ધ સંગીત, ધૂપની ખુશબો વગેરે વગેરે ચમત્કારો જોવાય છે. કંબોઈના મનમોહન પાર્શ્વનાથજીને કંબોઈ પાર્શ્વનાથ પણ કહે છે અત્યારે આ તીર્થ સારું પ્રસિદ્ધ પામવા માંડયું છે.

## ચાણસ્મા ભટેવા પાર્શ્વનાથજી

ચાણસ્માનાં મુખ્ય મંદિરમાં બિરાજમાન શ્રી ભટેવા પાર્શ્વનાથજીની પ્રતિમા કયાંથી પ્રગટ થયા અને ભટેવા નામ કેમ પડયું તે માટે અઢારમી સદીના એક કવિ ભાવરત્ન કે જે પાછળથી ભાવપ્રભસૂરિજી થયા હતા તેમણે સં. ૧૭૭૦ કા. શુ. ૯ ને બુધવારે પાટણમાં એક સ્તવન રચ્યું છે તેમાં જે લખાયું છે તેનો સાર આ પ્રમાણે છે.

"પાટણ પાસેના ચદ્રાંવતી(ચાણસ્મા) ગામમાં રવિચંદ નામે એક ગરીબ શ્રાવક રહે છે અને પોતે હીંગ, મીઠું, મરચું વગેરે વેચીને ઉદરનિર્વાહ કરે છે. એક વાર તેને સ્વપ્નું આવ્યું કે ભટુઆર ગામની પાસેના એક ખેતરમાં શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમા છે તે લઇ આવો. સ્હવારે ઊઠી, વહેલ જોડી ખેતરમાં શેઠ એ મૂર્તિ બતાવેલા સ્થાનેથી લઈ આવ્યા એક વાર ફરી યક્ષે સ્વપ્નમાં આવી કહ્યું કે-તું મંદિર બધાવ, અને શેઠને કેટલુંક છૂપું ધન પણ બતાવ્યું. આ ધનથી રવિચંદ શેઠે સુદર મદિર બધાવ્યું અને સ. ૧૫૩૫ માં પ્રતિષ્ઠા કરાવી."

આથી પણ એક વધુ પ્રાચીન પુરાવો નીચે પ્રમાણે મલે છે—

"पूर्त्रि वद्धिमान भाइ जयता उचालि चाहणमर्मि वास्तव्यसासरामांहि तत्र श्रीभट्टेवापार्श्वनाथचैत्यकारापितं सं. १२२५ वर्षे श्रीअंचलगच्छे श्री अजितसिंहसूरिणामुपदेशेन प्रतिष्ठितम्."

(આત્માનંદ શતાબ્દી સ્મારક અંક, પૂ. શ્રી જયન્તવિજય મહારાજનો વીશાશ્રીમાળીજ્ઞાતિની વંશાવળીનો લેખ).

આ ઉપરથી એમ લાગે છે કે વર્ધ્ધમાનના ભાઇ જયતાએ (નરેલી ગામમાંથી) ઉચાળો ભરીને પોતાના સાસરાના ગામ ચાણસ્મામાં વાસ કર્યો અને ત્યાં શ્રી

ભટેવા પાર્શ્વનાથજીનું મંદિર બંધાવી ૧૩૩૫ મા અંચલગચ્છીય શ્રી અજિતપ્રભસૂરિજીના હાથે પ્રતિષ્ઠા કરાવી."

હવે ૧૩૩૫ પહેલાં પણ શ્રી ભટેવા પાર્શ્વનાથજીની ખ્યાતિ હશે જ. આ તો જીર્ણોધ્ધાર કરાવ્યો હશે. બસ ત્યારપછી ઉપરના કવિના કાવ્ય મુજબ ૧૫૩૫ માં પ્રતિષ્ઠા–જીર્ણોદ્ધાર થયો અને છેલ્લો ઉધ્ધાર–પ્રતિષ્ઠા–૧૮૭૨ માં કરવામાં આવ્યો હતો. ચાણસ્મામાં મંદિરની નીચે પરિકરની ગાદીમાં ૧૨૪૭નો હારીજ ગચ્છનો એક લેખ છે તેમજ બીજા પણ બે લેખો પ્રાચીન પડિમાત્રા લીપીમાં છે કિન્તુ સંવત નથી વંચાતો એટલે એ લેખ અહીં નથી આપ્યા એકમાં શ્રી કમલાકરસૂરિનું નામ વંચાય છે.

બન્ને મૂર્તિઓ શ્રી વાસુપૂજ્યજી અને શાંતિનાથજીની છે એ નામ સારૂં વંચાય છે.

ચાણસ્માના ભટેવા પાર્શ્વનાથજી તીર્થરૂપ ગણાતા જુઓ. તીર્થમાલાના ઉલ્લેખો–

ચાણસ્મો ધન એ ભટેવઉ ભગવંત × × ×
ચાણસમ માં ત્રિહુ પંડ જ્યો × × ×

(શ્રી મેઘવિજયજીવિરચિત પાર્શ્વનાથનામમાલા)

અર્થાત્ ચાણસ્મામાં બહુ પ્રસિધ્ધ પાર્શ્વનાથ ભગવંતની પ્રતિમા છે. પં. શ્રી સત્યવિજયજી ગણિના શિષ્ય શ્રી કર્પૂરવિજયજી અને તેમના શિષ્ય વૃધ્ધિવિજયજીની ૧૭૩૫ના દીક્ષા થઈ છે. અહીં શ્રી ભટેવા પાર્શ્વનાથજીની સુંદર ચમત્કારી પ્રાચીન મૂર્તિ છે. આ મૂર્તિ વેળુની બનેલી છે. સુંદર જિનમંદિર, જ્ઞાનમંદિર, ઉપાશ્રય, ધર્મશાળ, ભોજનશાળા અને જૈનોના ઘર લગભગ ૩૦૦ છે તેમજ તેરમી સદીના શિલાલેખોવાળુ પ્રાચીન પરિકર પણ ખાસ જોવા યોગ્ય છે.

## હારીજ

હારીજ ગચ્છની ઉત્પત્તિનું સ્થાન છે. ઠેઠ તેરમી સદીના પ્રાચીન લેખો હારીજ ગચ્છના મલે છે તેમાં અનેક પ્રભાવિક આચાર્યો થયા છે. જૂના હારીજમાં ગામ બહાર દેવલાસ્થળી છે ત્યા ખભા ઉપર પ્રાચીન લેખો છે. જૈનાચાર્યની મૂર્તિ ઉપર ૧૧૩૧ના પ્રાચીન લેખ છે બીજા પણ ત્રણ લેખો છે જેમાં સંવત નથી વંચાતો. ગામમાં પ્રાચીન વિશાલ જિનમંદિરનુ ખંડિયેર છે. જૂના હારીજમાં અત્યારે જૈનોના ઘર થોડા છે. નવું હારીજ સ્ટેશન સામે વસ્યું છે ત્યાં સુંદર જિનમંદિર છે. શ્રાવકોનાં ઘરો છે. ઉપાશ્રય ધર્મશાળા વગેરે છે. અહીંથી શંખેશ્વરજીની સીધી મોટર જાય છે.

## મેત્રાણા

પાટણથી પગરસ્તે લગભગ આઠથી નવ ગાઉ દૂર અને ચારૂપથી પાંચ ગાઉ દૂર મેત્રાણા છે સિધ્ધપુરથી પણ પાંચ ગાઉ દૂર છે તેમજ રેલ્વે રસ્તે મેત્રાણા જવાના પણ બે રસ્તાઓ છે: (૧) બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના સિદ્ધપુર

સ્ટેશનથી પાંચ ગાઉ દૂર મેત્રાણા છે. સ્ટેશન ઉપર વાહનની સગવડ મળે છે (૨) બી. બી. એન્ડ સી. આઇના મ્હેસાણા સ્ટેશનથી પાટણ જવાય છે અને પાટણથી એક નાની લાઈન કાકોસી મેત્રાણા રોડ સુધી જાય છે સ્ટેશનથી ગામ એક ગાઉ દૂર છે. સ્ટેશન ઉપર યાત્રુઓને લેવા માટે મેત્રાણા તીર્થ પેઢીનો પટાવાળો તીર-કામઠાં લઈ સામે આવે છે અને યાત્રુઓને વાહન વગેરેની સગવડ કરી આપે છે તેમજ કાકોસી ગામને પાદરે મેત્રાણે જવા માટેનું રસ્તા ઉપર બોર્ડ પણ લગાવેલું છે.

મૂલનાયકજી શ્રી ઋષભદેવજી ભગવાન છે પ્રતિમાજી સુંદર, મનોહર અને પ્રભાવિક છે. સો વર્ષ પહેલાં એક લુહારની કોઢમાંથી એટલે કે સં. ૧૮૯૯ શ્રા વ. ૧૧ શ્રી ઋષભદેવજી, શ્રી શાંતિનાથજી, શ્રી પદ્મપ્રભુજી અને શ્રી કુંથુનાથજી એમ ચાર જિનેશ્વર પ્રભુની પ્રતિમાઓ નીકળી હતી. મૂલનાયકજી શ્રી ઋષભદેવજીની પ્રતિમા નાગર ગચ્છના શ્રાવકોએ કરાવી છે. શ્રી કુંથુનાથજીની પ્રતિમા તપાગચ્છના આચાર્યની ૧૬૬૪ માં પ્રતિષ્ઠિત છે. મૂલ મંદિરમાં બાર પાષાણની, ધાતુની પંદર તથા ચાંદીની ૪ મળી કુલ ૩૧ પ્રતિમાઓ છે.

ગભારાના પ્રવેશદ્વારમાં પેસતાં જમણી બાજુ બારસાખ પાછળ એક ભોંયરું છે, જેમાં અઢાર પગથિયા ઉતરીને જવાય છે. ભોંયરામાં પ્રાચીન છ ખંડિત જિન-મૂર્તિઓ છે આ સિવાય સં. ૧૩૪૨ નો આરસનો ચોવીશવટો છે જેમાં ચોવીશ જિનેશ્વરની પ્રતિમાઓ છે

દેહરાસરજીના પાછળના ભાગમાં ત્રણ દેરીઓ આવેલી છે જેમાં શ્રી કુંથુ-નાથજી, શ્રી શાંતિનાથજી તથા પાર્શ્વનાથજી ત્રણે દેરી ક્રમશઃ મૂલનાયકજીની છે. આમાં શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમાજી સુંદર અને પ્રાચીન છે.

અહીં સુંદર બે ધર્મશાળાઓ, ઉપાશ્રય વગેરે છે. ધર્મશાળામાં પેસતાં જમણી તરફ મેત્રાણા તીર્થની પેઢી આવેલી છે. યાત્રાળુઓને વાસણ, ગોદડા વગેરેની બધી સગવડ સારી છે. એક નાની પાંજરાપોળ ચાલે છે. એક નાની લાયબ્રેરી પણ છે જેમાં હસ્તલિખિત પુસ્તકો પણ છે એમાં એક ૧૮૯૯ ની લખાયેલી પ્રતમાં આ તીર્થની ઉત્પત્તિનો ઇતિહાસ આપેલો છે. બીજાં તીર્થોનો પણ પરિચય એમાં છે. શાંતિનું ધામ છે. એક વાર આ તીર્થ ખૂબ પ્રસિદ્ધ હતું. અત્યારે તીર્થનો વહીવટ પાલણપુર મેતા પાટણ તથા સિદ્ધપુરના સંઘની કમિટી કરે છે.

## અમદાવાદ

યદ્યપિ અમદાવાદ કોઈ તીર્થસ્થાન નથી છતાં યે અનેક જિનમંદિરો, જ્ઞાન-ભંડારો, ઉપાશ્રયો, જૈન પાઠશાળાઓ, જૈનસ્કુલ, દવાખાના અને જૈનોની વધારે વસ્તીને લીધે આજે જૈન પુરી કહેવાય છે. વિ. સં. ૧૪૧૩ માં સાબરમતીને કિનારે બાદશાહ અહમદશાહે અમદાવાદ વસાવ્યું. સુપ્રસિધ્ધ નગરશેઠ શાંતિદાસ અહીં જ ઉન્નતિ પામેલા અને આ જ પણ તેમના કુટુંબીઓ તીર્થસેવા, ધર્મસેવા

અને સમાજસેવા માટે પ્રસિદ્ધ છે. આપણા સમાજની સુપ્રસિદ્ધ આણંદજી કલ્યાણજી-ની પેઢી પણ અહીં જ છે. અમદાવાદ મિલોના કાપડ ઉદ્યોગ માટે પ્રસિદ્ધ છે. આ શહેરમાં મોટાં મોટાં લગભગ ૧૦૦ ઉપર જિનમંદિરો છે. તથા લઘુ ગૃહચૈત્યો પણ બસો ઉપર છે અમદાવાદ ગુજરાતનું પાટનગર છે, અને ચડતીપડતીના અનેક તડકાં-છાંયડા તેણે અનુભવ્યા છે જ્યારે જ્યારે ક્રાન્તિના પડછંદા વચ્ચેથી અમદાવાદને પોતાનો માર્ગ કાઢવો પડ્યો છે, ત્યારે ત્યારે જૈનોએ ઐતિહાસિક ભોગ આપી પોતાનું નેતૃત્વ દીપાવ્યું છે,

દિલ્હી દરવાજા બહાર "બહારની વાડી" ના નામથી ઓળખાતું શેઠ હઠીસિંગ કેસરીસિંગનું દેરાસર સૌથી મોટું, વિશાલ, ભવ્ય અને રમણીય છે, મન્દિરમાં મૂલનાયક શ્રી ધર્મનાથસ્વામી છે બાવન જિનાલયનું આ મંદિર છે, સુંદર કલાયુક્ત અને સુંદર બારીક કોતરણીથી શોભાયમાન છે અજૈનો પણ આ મંદિરની કારીગરી, વિશાળતા, ભવ્યતા અને સ્વચ્છતા જોઇ આકર્ષાઇ અહીં આવે છે વિ. સં ૧૮૪૮ માં શેઠ હઠીભાઇએ આ મંદિર બંધાવેલું છે આ સિવાય ગાંધીરોડ, ઝવેરીવાડો, પાંજરપોળ, દોશીવાડામાં શિખરજીની પોળમાં ભવ્ય જિનમંદિરો છે લાભાપાર્શ્વનાથજી, જગવલ્લભ પાર્શ્વનાથ, ચિંતામણી પાર્શ્વનાથ તથા સમેતશિખરજી ને અષ્ટાપદજીના મંદિરો દર્શનીય છે

શહેરની પાસે રાજપરામાં ચિંતામણી પાર્શ્વનાથજીનું ભવ્ય મંદિર છે. પ્રતિમાજી સુંદર શ્યામ અને વિશાલ છે. સંપ્રતિ રાજાના સમયની પ્રાચીન મૂર્તિ છે. દર રવિવારે અહીં ઘણા જૈનો દર્શને આવે છે શહેરમાં ૧૩ જ્ઞાનભંડારો છે. અહીં અનેક જૈન પાઠશાળાઓ ચાલે છે, અનેક ઉપાશ્રયો છે અને સંસ્કૃત પ્રાકૃત ભણવાની અનુકૂલતા છે. જૈન કન્યાશાલા, જૈન બોર્ડીંગ, પુસ્તક પ્રકાશન કરનારી સંસ્થાઓ છે, વીર શાસન, જૈન પ્રવચન વિ. જૈન પત્રો પણ અહીંથી નીકળે છે.

અષ્ટાપદજીના મંદિરમાં મોગલસમ્રાટ અકબરપ્રતિબોધક જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીની મૂર્તિ છે. સોલમી સદી, સત્તરમી સદીમાં અનેક મહાન જૈનાચાર્યોએ અહીંના મન્દિરોમાં પ્રતિષ્ઠાઓ કરાવેલી છે.

મરચી પોળમાં જૈન ધર્મશાળા છે સ્ટેશન ઉપર ધર્મશાળા વિગેરે છે. વર્તમાન કાળમાં હિન્દુસ્તાનમાં અમદાવાદ એ જૈન પુરી તરીકે ઓળખાય છે.

કોમર્સ કોલેજ, મેડિકલ કોલેજ, લૉ કોલેજ, પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ, આરસી ટેકનીકલ સ્કુલ, કર્વે કોલેજ, જ્યોતિ સંઘ, શેઠ વાડીલાલ સારાભાઇ હોસ્પીટલ, સીવીલ હોસ્પીટલ, ઓસવાલ કલબનું જૈન દવાખાનું, શ્રીમાલીજૈન દવાખાનું, શેઠ માણેકલાલ જેઠાલાલ પુસ્તકાલય, દાદાભાઇ નવરોજી લાઇબ્રેરી વિ૦ સંસ્થાઓ છે તેમજ અત્યારે ગુજરાત યુનિવર્સિટીની તૈયારી ચાલી રહી છે અર્થાત્ આજે અમદાવાદ વિદ્યા, કલા, ધન, ઉદ્યોગ, કાપડનાં મીલો, વ્યાપાર અને ધર્મસ્થા-

અમદાવાદ

શેઠ હઠીભાઈની વાડીના પ્રખ્યાત જિનાલયના
બે સુરમ્ય દશ્યો.

નોનું હિન્દભરમાં પ્રસિધ્ધ કેન્દ્રસ્થાન છે. ૧૯૪૨ ની રાષ્ટ્રીય લડતમાં હિન્દભરમાં અમદાવાદ મોખરે હતું.

શહેરમાં ભદ્રનો કિલ્લો અને મોટું ટાવર જોવાલાયક છે. માણેકચોકમાં બાદશાહનો હજીરો અને રાણીનો હજીરો જોવાલાયક છે. આસ્ટોડીયા દરવાજા બહાર શાહઆલમનો રોજો, ગુજરાતની વર્નાક્યુલર સોસાયટીનું પુસ્તકાલય, પ્રેમાભાઈ હોલ, ગુજરાત પુરાતત્વમંદિર, ગુજરાત વિદ્યાપીઠ, સાબરમતી મહાત્મા ગાંધીજીનો આશ્રમ વિગેરે અનેક સ્થળો જોવાલાયક છે.

વર્તમાન કાળમાં ઉદ્યોગોનું પ્રાધાન્ય થતાં અમદાવાદ કાપડ માટેનું ઔદ્યોગિક કેન્દ્ર બની ગયું છે. હુન્નર ઉદ્યોગો વધતાં વસતિ પણ વધવા લાગી. વધતી જતી વસતીને માટે જુદા જુદા સ્થળોએ સોસાયટીઓ સ્થપાવા લાગી.

એલીસબ્રીજને સામે કાંઠે અનેક સોસાયટીઓ નવી વસી છે એમાં જૈન સોસાયટીમાં ખાસ જૈનોના જ બંગલા છે. ત્યાં વિ. સં. ૨૦૦૧ ના માગશર શુદિ સાતમે પૂ. પા. ગુરુદેવ શ્રી દર્શનવિજયજી આદિ (ત્રિપુટી) મહારાજના ઉપદેશથી **જૈન પ્રાચ્યવિદ્યાભવનની સ્થાપના થઈ છે** તેમજ ૨૦૦૧ નો અષાઢ શુદિ બીજથી જૈન પ્રાચ્યવિદ્યાભવન પોતાના સ્વતંત્ર મકાનમાં ચાલે છે. સાથે **શ્રી ચારિત્રવિજયજી જૈન જ્ઞાનમંદિર–પુસ્તકાલય** છે. જેમાં પ્રાચીન લિખિત તાડપત્રીય પ્રતો, હસ્તલિખિત કાગળની પ્રાચીન પ્રતો, સચિત્ર સોનેરી રૂપેરી બારસા સૂત્ર–કલ્પસૂત્રની પ્રતો વિગેરે અનેક પુસ્તકોનો સારો સંગ્રહ છે, છાપેલાં પુસ્તકોનો પણ ઉત્તમ સંગ્રહ છે.

શહેરમાં આ સંસ્થાની શાખા પણ ચાલે છે. આ સોસાયટીની આજુબાજુની સોસાયટીઓ અને બંગલાઓમાં લગભગ નાનાં મોટાં ૧૩ મંદિર છે. તેમાં દશા પોરવાડ, મરચન્ટ જૈન સોસાયટી, શાંતિસદન, શેઠ લલ્લુભાઈ રાયજીની બોર્ડીંગ, ચીમનલાલ નગીનદાસ બોર્ડીંગ, કલ્યાણ સોસાયટી વિગેરે સ્થાનોમાં મંદિરો છે.

અમદાવાદમાં પ્રાચીન જૈન પુસ્તકભંડારો પણ સારા છે એમાં સૂરિસમ્રાટ આ. શ્રીવિજયનેમિસૂરીશ્વરજીનો પાંજરાપોળનો વિશાલ જ્ઞાનભંડાર, ડેલાના ઉપાશ્રયનો જ્ઞાનભંડાર, દેવશાના પાડાનો જ્ઞાનભંડાર, વિજયકમલકેસર જ્ઞાનમંદિર, વિજયદાનસૂરિજ્ઞાનમંદિર, શ્રી ચારિત્રવિજયજી જ્ઞાનમંદિર, આ. ક. પેઢીનો સંગ્રહ વગેરે ખાસ દર્શનીય છે. અહીં જૈન પુસ્તક પ્રકાશન સંસ્થાઓમાં જૈન ગ્રંથ પ્રકાશક સભા, વીર સમાજ સભા, સરસ્વતી પુસ્તક ભંડાર, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, નાગરદાસ પ્રાગજી, ચારિત્ર સ્મારક ગ્રંથમાલા, જ્ઞાનવિમલજી ગ્રંથમાલા વગેરે સંસ્થાઓ ગ્રંથો સારા પ્રમાણમાં પ્રકાશિત કરે છે ને વેચે છે. શ્રી યંગમેન્સ જૈન સોસાઈટીની મુખ્ય ઓફિસ પણ અહીં છે જે સંઘસેવા, તીર્થસેવા, સમાજસેવામાં સારું કાર્ય કરે છે.

શાંતિચંદ્ર જૈન સેવાસમાજ, સાગરચંદ્ર જૈન સેવાસમાજ, નાગજી ભુધરપોળનું

જૈન સેવા સમાજ અને પુસ્તકાલય, ગુજરાતભરમાં પ્રસિદ્ધ મોટી પાંજરાપોળ વગેરે ઘણું ઘણું અહીં જૈનોનું છે; માટે જ અમદાવાદ જૈનપુરી કહેવાય છે. જૈન સંઘનું એવું એક પણ મહાન કાર્ય નહિં હોય જેમાં અમદાવાદની પ્રેરણા, સહકાર ને ઉત્તેજન ન હોય.

## નરોડા

અમદાવાદથી ત્રણ ગાઉ દૂર આ સ્થાન છે. શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની પ્રાચીન, અતિરમ્ય અને ચમત્કારી પ્રતિમાજી છે. ભવ્ય અને વિશાલ જૈન મંદિર છે. અહીં શ્રી પદ્માવતી દેવીનુ મહાન્ ચમત્કારી સ્થાન છે ગામ બહાર એક પ્રાચીન જૈન મંદિરના અવશેષો, મંદિરના શિખરના વિભાગો, થાંભલાઓ, પાયો વગેરે દેખાય છે. આ ઉપરથી લાગે છે કે અહીં પ્રાચીન ભવ્ય જૈન મંદિર હશે. અહીં અમદાવાદથી રવિવારે, પૂર્ણિમાએ, પોષ દશમીએ અને વદિ દશમીએ તેમજ અવારનવાર જૈન સંઘ આવે છે. અહી સુંદર બે ધર્મશાળા અને ઉપાશ્રય છે, શ્રાવકોનાં ઘર પણ સારાં છે. પોષ દશમીનો મેળો સારો ભરાય છે.

## સેરીસા

અમદાવાદથી કલોલ અને ત્યાંથી અઢીગાઉ દૂર સેરીસા છે. સેરીસા ગુજરાતનું પ્રાચીન શહેર છે. તીર્થની ઉત્પત્તિ માટે નીચે મુજબ ઉલ્લેખો મળે છે. વિવિધ તીર્થકલ્પમાં શ્રી જિનપ્રભસૂરિજી અયોધ્યા કલ્પનું વર્ણન આપતાં લખે છે કે—

"સેરીસા નગરમાં નવાંગવૃત્તિકાર શ્રી અભયદેવસુરિજીની શાખામાં થયેલા શ્રી દેવેંદ્રસુરિજીએ દિવ્ય શક્તિથી ચાર મહાન્ બિંબો આકાશમાર્ગે આણ્યા હતા—લાવ્યા હતા." જેમણે ધરણેન્દ્ર પદ્માવતી આરાધેલ છે તેવા છત્રપાલીય શ્રી દેવેન્દ્રસૂરિ વિહાર કરતા સેરીસા નગરમાં પધાર્યા. ત્યાં ઉત્કટિકાસને કાઉસ્સગ્ગ કરતા હતા. આ રીતે વધારે વાર કાઉસ્સગ્ગ કરવાથી શ્રાવકોએ પૂછ્યું: "શ્રીપૂજ્ય આવી રીતે કાઉસ્સગ્ગ કરવામાં શું વિશેષતા છે?" સૂરિજીએ કહ્યું: "અહીંયાં એક સુંદર પાષાણની ફલહી-પડ છે, તેનાથી શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાજી કરાવવાથી તે પ્રતિમાજી અતિશય પ્રભાવિત થશે.' ત્યાર પછી શ્રાવકોના વચનથી પદ્માવતી દેવીને આરાધવા અઠ્ઠમ કર્યો. દેવી હાજર થઇ. દેવીએ કહ્યું કે-"સોપારક નગરમાં એક આંધળો સૂત્રધાર (શિલ્પી) રહે છે. તે આવીને અઠ્ઠમ કરીને સૂર્યાસ્ત પછી પ્રતિમાજી ઘડવાનું કાર્ય શરૂ કરે અને સૂર્યોદય પહેલા તે પ્રતિમાજી બનાવે તો તે પ્રતિમા મહાપ્રભાવિક થશે." શ્રાવકોએ સુત્રધારને બોલાવવા માટે સોપારક નગરે માણસ મોકલ્યો. સૂત્રધાર આવ્યો. જેમ દેવીએ કહ્યું હતું તેવી રીતે પ્રતિમાજી ઘડવા માંડ્યાં. ધરણેંદ્ર સહિત પ્રતિમાજી તૈયાર થયાં. પ્રતિમાજી ઘડતાં છાતીમાં એક મસો દેખાવા લાગ્યો. તેની ઉપેક્ષા કરીને સૂત્રધારે બાકીનું કામ ચાલુ રાખ્યું. ફરીથી બધું ઠીક કરતાં મસો દીઠો. તેના ઉપર તેણે ટાંકણો માર્યો.

પ્રતિમામાંથી લોહી નીકળ્યું. સૂરિજીએ તેને પૂછ્યુંઃ "તેં આમ કેમ કર્યું? આ પ્રતિમાજીમાં મસો રહેવાથી આ પ્રતિમાજી મહાપ્રભાવિક થશે." પછી આંગળીથી દાબી લોહી બંધ કર્યું. આવી રીતે આ પ્રતિમાજી તૈયાર થયા. પછી બીજા પથ્થર મંગાવી બીજા ચોવીશ જિનબિંબો તૈયાર કરાવ્યાં. પછી દિવ્યશક્તિથી રાત્રિમાં આકાશમાર્ગે ત્રણ જિનબિંબો મંગાવ્યાં. ચોથું જિનબિંબ આવતાં પ્રભાત થયું જેથી એ જિનબિંબ ધારાસણ ગામના ખેતરમાં સ્થાપિત કર્યું. ચૌલુક્યચક્રવર્તી રાજા કુમારપાલે ચોથું જિનબિંબ કરાવીને ત્યાં સ્થાપિત કર્યું. આવી રીતે સેરીસામાં મહાપ્રભાવિક શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા અદ્યાવધિ શ્રી સંઘદ્વારા પૂજાય છે. મ્લેચ્છો પણ અહીં ઉપદ્રવ કરવા સમર્થ નથી. તે પ્રતિમાજી જલ્દીથી બનાવેલ હોવાથી—એક રાત્રિમાં જ તૈયાર કરેલ હોવાથી પ્રતિમાજીના અવયવો બરાબર નથી દેખાતા. આ પ્રમાણે સ્થિતિ શ્રીજિનપ્રભસૂરિજીના સમયે હતી એમ શ્રી જિનપ્રભસૂરિજી પોતાના વિવિધતીર્થકલ્પમાં જણાવે છે.

(વિવિધતીર્થકલ્પ. પૃ. ૨૪-૨૫)

જ્યારે કવિવર શ્રી લાવણ્યસમયજી આ તીર્થની ઉત્પત્તિ નીચે પ્રમાણે આપે છે. "ગુજરાત દેશમાં પૂર્વે સેરીસરા નામે શહેર હતું. તે બાર ગાઉ મોટું અને વખાણવા લાયક હતું, કિન્તુ ત્યાં એક પણ જિનમંદિર ન હતું. ત્યાં વિદ્યાસાગર નામે એક મહાન્ જૈનાચાર્ય પાંચસો શિષ્યો સાથે પધાર્યા. તેમાંનાં બે શિષ્યોએ ગુરુઆજ્ઞા વિના મંત્રસાધના કરી બાવન વીર આરાધ્યા અને તેમને હુકમ કર્યો કે—અહીં એક પણ જિનમંદિર નથી માટે એક ભવ્ય જિનમંદિર મૂર્તિઓ સહિત અહીં લાવો. વીરોએ તે પ્રમાણે કર્યું. જ્યારે ગુરુએ આ જોયું ત્યારે આશ્ચર્યચકિત થઈ ચક્રેશ્વરીદેવીને બોલાવીને જણાવ્યું કે—ભવિષ્યમાં અહીં ઉપદ્રવ થવાનો છે, માટે આ કાર્ય ઠીક નથી થયું. ચક્રેશ્વરી દેવીએ મૂલ બિંબ અદૃશ્ય જ રાખ્યાં. બાદ ઘણા સમય પછી દેવચંદ્ર[1] નામના આચાર્ય ત્યાં પધાર્યા. તેમણે મંત્રબળથી ધરણેંદ્રદ્વારા શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમા મંગાવ્યાં, તે પ્રતિમાજીનું નામ લોઢણપાર્શ્વનાથ કેમ પડયું તેનો ખુલાસો કવિવર લાવણ્યસમયજી આ પ્રમાણે આપે છે—

---

૧. દેવચંદ્રાચાર્યજી શ્રી ધનેશ્વરસૂરિજીના શિષ્ય હતા. ૧૨૬૪ માં તેમણે ચંદ્રપ્રભચરિત્ર બનાવ્યુ છે. તેઓ ૧૩૨૭ માં સ્વર્ગવાસી થયા. સેરીસા તીર્થ માટે ઉપદેશતરંગિણીકાર આ પ્રમાણે લખે છે.

"तथा श्रीसेरीकतीर्थं देवचन्द्रक्षुल्लकेनाराधितचक्रेश्वरीदत्तसर्वकार्यसिद्धिवरणत्रिभूमिमयगुरुचतुर्विंशतिकायोत्सर्ग श्रीपार्श्वादिप्रतिमासुन्दरः प्रासाद एकरात्रिमध्ये कृतः तत्तीर्थं कलिकालेऽपि निस्तुलप्रभावं दृश्यते।" (उपदेशतरंगिणी. पृ. ९)

"થાપી પ્રતિમા પાસની લોકે એ
પાસ પાયાલે જતા ટોલે એ;
ટોલે એ પ્રતિમા નાગપૂજ નવિ રહું હું તે વિના,
લખ લોક દેખે સહુ પેખે નામ લોઢણ થાપના."

અને સેરીસાનું તે વખતનું નામ સેરીસાંકડી કેમ પડ્યું તેનું વર્ણન પણ કવિરાજના શબ્દોમાં જ આપું છું.

"એ નગર પાણી વિવર જાણી ભાલ ગયો તવ વીસરી;
અંતર એવો સેરીસાંકડી, નયરી કહતી[1] સેરીસાંકડી."

મૂલનાયકજી સિવાય ચોવીશ તીર્થંકરોની મૂર્તિઓ પણ દેવચંદ્રસૂરિજીએ મંગાવી હતી. બાદ પાટણવાસી ચંદ્રપ્રસાદ તથા ગુજરાતના મહામંત્રી વસ્તુપાલ તેજપાલે ત્યાં શ્રી નેમનાથ પ્રભુની ભવ્ય મૂર્તિ બિરાજમાન કરી અને નાગેંદ્રગચ્છના શ્રી વિમલસૂરિજીએ તેની પ્રતિષ્ઠા કરી હતી.

બીજા એક લેખમાં ઉલ્લેખ છે કે મલદેવ ને આમરસિંહના રાજ્યમાં ફા. વ. ૩, શેઠ ધનપાલે પ્રતિષ્ઠા કરાવી.

વચમાં વચમાં આ તીર્થના ઉદ્ધાર થતા રહ્યા છે. આ તીર્થનો ઉલ્લેખ અઢારમી સદી સુધી મળે છે.

" સંખેસરો ને થંભણ પાસ સેરીસો વરકાણો. "
(કવિવર શ્રી ધીરવિજયજીવિરચિત શાશ્વત તીર્થમાલા, ૧૭૭૫માં રચિત છે. જુઓ જૈન સત્ય પ્રકાશ પૃ. ૫૮૩ વર્ષ ૪, અં. ૧૦-૧૧)

સેરીસિં લોડણ જિન પાસ સંકટ ચૂરિ પૂરિ આસ.
જૈન કાંચીયા આણીદેવ મંત્રબલિ ચેલાની સેવ
(શ્રી શીલવિજયજીવિરચિત પ્રાચીન તીર્થમાલા પૃ. ૧૨૫)

' ટોકરિઓ દિલ કરઈ ઉમાહિત સસરીકજી,
સાંકરિઓ હાથ ધરઈજી સેવન ઝુખઝરીક',
સેરીસઈ' પ્રિયકારકજી સા. ચોરવાડ નમું ધાકજી"
(શ્રી મેઘવિજય ઉપાધ્યાયવિરચિત પાર્શ્વનાથનામમાલા, પૃ. ૧૫૦)

૧૭૨૧ માં રચના દીવ બંદરમાં શ્રી વિજયપ્રભસૂરિજી સાથે કરેલ ચોમાસામાં

લોડણપાસ — રત્નકુશલ
લોડણનયરી જાણીઇ ઉપસર્ગ હો મહિમાભંડાર
૧૬૬૭ — શાંતિકુશલ

આ મહાન નગરીને મુસલમાની સમયમાં નાશ થયો અને જૈન મંદિરો પણ તેમાંથી ન બચી શક્યાં પરંતુ તે વખતની મૂર્તિઓ જમીનમાં પધરાવેલી

૧. કવિવર શ્રી લાવણ્યસમયજીવિરચિત શ્રી સેરીસા તીર્થનું સ્તવન. ૧૫૬૨ માં રચના થઈ. જુઓ જૈન સત્યપ્રકાશ વર્ષ ૪, અં. ૮. પૃ. ૨૨૮.

તે થોડાં વર્ષો [1]પૂર્વે નીકળી છે. મંદિરનો ભાગ પણ નીકળેલ છે ગામ બહાર આ સ્થાન છે તેમાં આ તીર્થનો જીર્ણોધ્ધાર આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી શેઠ સારાભાઈ ડાહ્યાભાઇએ કરાવેલ છે. સેરીસામાં ધર્મશાળા વગેરેનો પ્રબંધ સારો છે.

વિ. સં. ૨૦૦૨માં વૈશાખ શુદિ દશમે ઉત્સવપૂર્વક સૂરિસમ્રાટ્ શ્રી વિજયનેમિ-સૂરીશ્વરજીના શુભ હાથથી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી દ્વારા પ્રતિષ્ઠા થઇ ગઇ છે.

## વામજ

કલોલથી ૪ ગાઉ દૂર આ ગામ છે. ત્રિભોવન કણબીના ઘર પાસેથી ખોદતાં સં. ૧૯૭૯ ના માગશર વદિ ૫ ને શનિવારે પ્રતિમાજી નીકળ્યાં છે સંપ્રતિ રાજાના સમયની શ્રી શાંતિનાથ પ્રભુજીની પ્રતિમાજી છે. સાથે ચાર કાઉસગ્ગીયા, બે ઇન્દ્રાણી દેવીની મૂર્તિ, બે ખંડિત ઈન્દ્રની મૂર્તિઓ નીકળી છે. કહે છે કે અહીં પહેલાં ભવ્ય જિનમંદિર હતું અને અંદર ભોંયરું હતું, તેનો સંબધ સેરીસાના મંદિર સુધી હતો. મુસલમાની જમાનામાં આ બધું અસ્તવ્યસ્ત થઇ ગયું છે. એક પરિકર તથા મૂર્તિના કેટલાક ભાગો એક શિવાલયમાં ચોડેલા છે. કહે છે કે જે બ્રાહ્મણે આ કાર્ય કર્યું તેનું ફલ તેને તરત જ મળ્યું. તે આંધળો થયો અને નિર્વંશ ગયો.

નવીન બંધાયેલા જિનમંદિરમાં વિ. સં. ૨૦૦૨ના વૈશાખ શુદિ ૧૩ને દિવસે સૂરિસમ્રાટ્ આચાર્યવર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજીના શિષ્યરત્ન શ્રી વિજયોદય-સૂરિજીના હાથથી પ્રતિષ્ઠા થઇ છે.

અહીંથી સેરીસા ત્રણ ગાઉ દૂર છે અને [2]કડી પણ લગભગ છ ગાઉ દૂર છે.

## ભોયણીજી

આ તીર્થ હમણાં નવું જ સ્થપાયું છે. ભોયણી ગામના રહેવાશી કેવલ પટેલ પોતાના ખેતરમાં કૂવો ખોદાવતા હતા ત્યાં અચાનક વાજા વાગવાનો અવાજ સંભળાયો. બધા ચોતરફ જોવા લાગ્યા ત્યાં એક મોટા અવાજ સાથે કૂવાના ખાડામાં મોટો ચીરો પડ્યો. પછી ધીમેથી માટી ખોદતાં અંદરથી કાઉસગ્ગીયા સહિત પ્રતિમાજી દેખાયાં. ધીમેથી પ્રતિમાજીને બહાર કાઢયાં. યતિ બાલચંદ્ર-

૧. ત્રણ પ્રતિમાજી ફણાવાળી શ્રી પાર્શ્વનાથજીની છે. જે ૪। ફૂટ પહોળી ૩।। ફૂટ ઉંચી છે ફણાસહિત પાંચ ફૂટ છે. બે કાઉસગ્ગીયાજી છે જે ૨ ફૂટ પહોળા, ૬।-૭ ફૂટ ઊંચા છે. એક શ્રી ઋષભદેવ ભગવાનની ભવ્ય પ્રતિમાજી છે જે સમ્રાટ સંપ્રતિના સમયની છે અંબિકાદેવીની એક ભવ્ય મૂર્તિ છે. હજી વિશેષ કામ થવાથી જિનવરેંદ્રની વધારે પ્રતિમાઓ નીકળવા સભાવના છે. પ્રતિમાજી ઉપર મોતીનો શ્યામ લેપ કરવામાં આવ્યો છે જેથી તેની કાંતિ અને તેજ અદ્ભૂત દેખાય છે.

૨. કડીમાં શ્રાવકોનાં ઘર ઘણાં છે. ચાર મંદિરો, ત્રણ ઉપાશ્રય, ધર્મશાળા, બોર્ડીંગ વગેરે છે. અહી ધાતુની સં. ૯૦૩ની પ્રાચીન મૂર્તિ છે. કડીથી ભોયણીજી તીર્થ પાંચ ગાઉ દૂર છે.

જીએ લંછન ઉપરથી જણાવ્યું કે આ તો જૈનોના ૧૯મા તીર્થંકર શ્રી મલ્લિનાથજી છે. શ્રાવકોને ખબર પડી બધા આવ્યા. કડી અને રુકાવાવના શ્રાવકોની ઇચ્છા હતી કે પ્રતિમાજીને અમે લઈ જઇએ. ભોયણીવાળાની ઇચ્છા હતી કે પ્રતિમા ભોયણીમાં જ રહે. વિવાદને અન્તે એમ ઠર્યું કે પ્રતિમાજીને ગાડામાં બિરાજમાન કરો. ગાડું જેદિશામાં જાય ત્યાં પ્રભુજી રહે કહે છે કે ગાડુ ભોયણી તરફ ગયું. ભોયણીના પટેલ અમથા રવજીના મકાનમાં પ્રભુજીને બિરાજમાન કર્યાં. સં. ૧૯૩૦ મહા શુદિ ૧૫ ને શુક્રવારે ( કેટલાક વૈશાખ કહે છે ) પ્રતિમાજી નીકળ્યાં. થોડા સમય પછી પ્રભુજીને એક સ્વતંત્ર ઓરડામાં બિરાજમાન કર્યાં.

પ્રતિમાજી મહાન્ ચમત્કારી અને અદ્‌ભુત છે. શ્રી સંઘે ભોયણીમાં વિશાલ ભવ્ય જિનમંદિર બનાવ્યું અને ૧૯૪૩ ના મહા શુદિ દશમે પ્રતિષ્ઠા થઇ. બાદ ત્યાં ભવ્ય ધર્મશાળાઓ પણ બધાઇ છે. દર સાલ મહા શુદિ દશમે મોટો મેળો ભરાય છે. શેઠ જમનાભાઇ તરફથી નવકારશી થાય છે. દર પૂર્ણિમાએ યાત્રીઓ આવે છે

અહીં આવનાર યાત્રીઓની મનોભિલાષા પરિપૂર્ણ થાય છે. અહીંની પેઢીનો વહીવટ શેઠ જમનાભાઇ ભગુભાઈ કરે છે. અહીં ભોજનશાળા બહુ સારી ચાલે છે. યાત્રિકોને બધી સગવડ મલે છે.

વીરમગામથી મ્હેસાણા જતી લાઇનમાં ચેલડા સ્ટેશનથી ૩ માઇલ દૂર ભોયણીજી તીર્થ છે તથા અમદાવાદથી કલોલ થઇ મ્હેચરાજી જતી લાઈનમાં ભોયણીજી સ્ટેશન છે. અહીં પોષ્ટ અને તાર ઓફિસ બને છે.

## પાનસર

કલોલથી[1] મ્હેસાણે જતાં પાનસર વચમાં જ આવે છે. સંવત ૧૯૬૬ માં રાવળ જલા તેજના ઘરની દીવાલમાંથી આ. શુ ૯ ને રવિવારે પ્રતિમાજી નીકળ્યા. ભગવાન મહાવીરસ્વામીની પરમ તેજસ્વી પ્રતિમાજી છે. શરૂઆતમાં તો પાનસરના દેરાસરજીમાં જ પ્રભુજી બિરાજમાન કર્યાં હતા બાદ ગામ બહાર શિખરબંધ ભવ્ય જિનમંદિર બનાવ્યું અને ૧૯૭૪ ના વૈશાખ શુ ૬ના રોજ ત્યાં પ્રતિષ્ઠા થઇ

પાનસર ગામ તો નાનું છે પરન્તુ જ્યાં મંદિર બન્યું છે ત્યાં ભવ્ય ગગનચુંબી મંદિર, ભવ્ય ધર્મશાલાઓ, ઉપાશ્રય વગેરે બન્યાં છે. અહીંના હવાપાણી ઘણાં સારાં છે. અમદાવાદના ઘણાં શ્રાવકો અહીંઆ હવાફેર માટે આવે છે.

## મ્હેસાણા

અહીં સુંદર પાંચ મોટાં મંદિરો અને પાંચ નાનાં મળી કુલ દસ જિનમંદિરો છે. શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા, શ્રેયસ્કર મંડલ–સંસ્કૃત પાઠશાળા વગેરે સારી રીતે ચાલે છે. આ સંસ્થાઓનું લક્ષ ખાસ કરીને ધાર્મિક અને

૧. કલોલમા એક જૈન મંદિર, ઉપાશ્રય, ધર્મશાળા અને જૈનોનાં ઘર છે.

તાત્ત્વિક જ્ઞાન તરફ સવિશેષ હોય છે. અહીં ભણુતા છાત્રોમાંથી ઘણે સ્થળે ધાર્મિક શિક્ષકો પૂરા પાડવામાં આવે છે.

## આનંદપુર ( વડનગર )

આણુંદપુરનું હાલનું નામ વડનગર છે. મ્હેસાણાથી તારંગા લાઇનમાં વડનગર સ્ટેશન છે.

અહીંના રાજા ધ્રુવસેનના પુત્રમૃત્યુ-શોકના નિવારણ અર્થે રાજસભામાં કલ્પસૂત્રનું જાહેર વાંચન થયું જે અદ્યાવધિ એ જ પ્રમાણે ચાલે છે. કલ્પસૂત્રનું જાહેર વાંચન વીર સ ૯૯૩ માં થયુ.

" वीरात् त्रिनदांक (९९३) शरद्यचीकरत त्वच्चैत्यपूते ध्रुवसेनभूपतिः ।
यस्मिन्महै संसदि कल्पवाचना-माद्यां तदानंदपुरं नकः स्तूते ? ॥ १ ॥

આ વાંચના કયા આચાર્યે વાંચી તેને માટે ત્રણ ચાર નામો મળે છે.

" ગુજરાતમાં આનંદપુર-વૃધ્ધનગર ( વડનગર ) એક મોટુ શહેર હતું. ત્યાં ધ્રુવસેન રાજા રાજ્ય કરતો હતો. ત્યાં ધનેશ્વર નામના જૈનાચાર્યે તે રાજાના પુત્રના મરણથી થયેલ શોક સમાવવા જૈનાગમ નામે કલ્પસૂત્રની વાંચના કરી હતી.

( જૈન સા. સં. ઇ. પૃ. ૧૪૬ )

કેટલાક એમ કહે છે કે કાલિકાચાર્યે કલ્પસૂત્રનું વાંચન અહીં કર્યું હતું. જ્યારે કેટલાક કહે છે કે **શ્રી દેવર્ધ્ધિગણી** ક્ષમાશ્રમણે ૯૯૩ માં આનંદપુરમાં કલ્પસૂત્ર વાંચ્યુ હતું.

ભરત ચક્રવર્તીના સમયે આનંદપુર શત્રુંજયની પ્રાચીન તલાટી હતું.

" વડનગરમંડન શ્રી યુગાદિજિન સ્તવન " નામક એક પ્રાચીન સ્તુતિ, કે જે વિ સં. ૧૫૨૫ માં લબ્ધિકીર્તિ ગણિકૃત છે તેમાં વડનગર માટે નીચે પ્રમાણે ઉલ્લેખ મળેલ છે.

"વડનગર શત્રુંજય તીર્થની તલાટી અતિ પ્રાચીન કાળથી આવેલું છે. ભરતમહારાજા અયોધ્યાથી સંઘ લઈને અહી પધાર્યા અને તીર્થ જોઇ અતિશય આનંદિત થયા જેથી વડનગરનુ બીજુ નામ આનંદપુર સ્થાપ્યુ. અહીં શ્રી ઋષભદેવ ભગવાનના જીવતાં જ તેમનું જીવતસ્વામી-શ્રી યુગાદિદેવનું મંદિર બંધાવ્યુ. અહિંથી સંઘ શત્રુંજય ગિરિરાજના શિખરે પહોચ્યો. યાત્રા કરી અને નીચે આવી બધા પોતાને સ્થાને પહોંચ્યા."

પહેલા યુગમાં આનંદપુર, બીજામાં ચમકાર, ત્રીજામાં મદનપુર અને ચોથામાં વડનગરની સ્થાપના એક કોડાકોડી નગરને સ્થાને કીધી અને તે સ્થાનકે અનંત ક્રોડો સિધ્ધ થયા.

સોની ગોવિંદે (આ શ્રી સોમસુંદરસૂરિજીના સમયમાં તારંગા પર અજિતનાથની ભવ્ય પ્રતિમાની પ્રતિષ્ઠા કરનાર ગોવીંદ હશે) ભગવાન શ્રી મહાવીરસ્વામી અને પાર્શ્વનાથ ભગવાનને પૂજીને ચાર દેહરી સ્થાપી. આગળ ઉપર જણાવે છે કે—

શાન્તિનાથને પૂજો. આગળ સરસ્વતી મૂકી (?, આદિજિનની પાદુકા. શીતલ રાયણની છાયા. બે નાગ એમ પ્રદક્ષિણા દઈ મૂલનાયકને ગભારે પહોંચ્યા, બે બાજુ પુંડરીકની બે નવી પ્રતિમા કે જે સાહુપર્વત અને અર્જુને સ્થાપેલી તેને પૂજતાં પાતક જાય

નંદિવર્દ્ધનના ભાઈએ કરાવેલ શ્રી મહાવીર ભગવાનનો સુંદર પ્રાસાદ છે. તેમાં લેપમય મૂર્તિ છે. શત્રુંજય, ગિરનાર, આબુ, આરાસણનાં તીર્થ કરી ગુડર, વડનગર, સોપારનાં તીર્થ કરી તલેટીના ત્રણ બિંબને પ્રણામ કરી શત્રુંજયની તલેટીમાં આ વડનગરના તીર્થનું મહાત્મ્ય જણાવ્યુ છે. આ સિવાય એક નીચેનો ઉલ્લેખ મળે છે.

" વડનગરે આદી પ્રભુ વીર, જીવીતસ્વામી લેપમય

કનકવરણ પાદુકારાયણ

(સાધુચન્દ્રકૃત તીર્થરાજ ચૈત્યપરિપાટી)

મહારાજા કુમારપાલે ૧૨૦૮માં પ્રથમ જ અહી કિલ્લો બનાવ્યો હતો

આ વડનગર નાગર જ્ઞાતિની ઉત્પત્તિનું સ્થાન મનાય છે. ઘણા નાગરો પહેલાં જૈન હતાં તેમનાં બંધાવેલાં મંદિરો–બનાવેલી મૂર્તિઓ આજ પણ ત્યાં છે.

ઊંચા ટેકરા પર આવેલું વડનગર આજ પણ તેના ભૂતકાલીન ગૌરવને યાદ કરાવે છે. અહીં અત્યારે ૮ જિનમંદિરો છે.

આ મંદિરોમાં આદિનાથ ભગવાનનું મંદિર પ્રાચીન છે, જે ખાસ દર્શનીય છે. મંદિરમાં ભોંયરું હતુ જે સીધુ તારગાજી જતું. અહીથી તારંગા જવાય છે. સુંદર ઉપાશ્રય અને શ્રાવકોનાં ઘર છે. ગામ બહાર વિશાલ તલાવ છે.

## તારંગા*

આ તીર્થ મહેસાણા જંક્શનથી ૩૫ માઈલ દૂર આવેલા ટીંબા ગામની ટેકરી પર છે જ્યારે શત્રુંજય ગિરિરાજની તલાટી વડનગર (આનંદપુર) પાસે

* આ તીર્થનુ નામ તારંગા કેમ પડ્યું તે સંબંધી જુદા જુદા મતભેદો પ્રવર્તે છે. જૈન સાહિત્યમાં ઉલ્લેખ મલે છે કે પ્રાચીન સમયમા કે જ્યારે હાલના વડનગર (આનંદપુર) પાસે શત્રુંજયગિરિરાજની તલાટી હતી ત્યારે આ ટેકરીને એ તળાટીના પર્વત સાથે સબંધ હતો. સિદ્ધાચલજીનાં ૧૦૮ નામ કહેવાય છે તેમાં એક નામ "તારગિરિ" છે અને એ જ આજનું તારંગા કહેવાય છે. પ્રભાવક ચરિત્રમા એનું નામ "તારગનાગાહ્વયે 'તારંગા પહાડ' છે અને એ શત્રુઞ્જયા વરા मूर्गिरिरेवोऽपि मूद्यताम्" એટલે આ દ્રષ્ટિએ તો તારંગા એ જૈનેના મહાન્ પ્રાચીન તીર્થ સિદ્ધગિરિ–સિદ્ધાચલની ટુંક ગણાય. હવે બૌદ્ધ સાહિત્યમા પણ આ સ્થાનનો ઉલ્લેખ મલે છે અને કહે છે કે બૌદ્ધોની શાસનદેવી

આસમાન સાથે વાતો કરતું ગુજરાતનું ચોવીસ ગજ પ્રમાણુ માળનું
શ્રી તારંગાજીનુ જિનાલય.

ભરૂચ : ઉપર : એક જુમામસ્જિદ કે જે
પૂર્વે શ્રી મુનિસુવ્રતસ્વામીનું મંદિર હોવાનું અનુમાન છે
નીચે : મુનિસુવ્રતસ્વામીનું નવું જિનાલય

હિમ્મતનગર : ગામનું એક જિનાલય.

હતી ત્યારે આ ટેકરી તારગિરિ( શત્રુંજયના ૧૦૮ નામ પૈકીનું એ નામ )ના નામથી શત્રુંજયની સાથે જોડયેલ હતી અને તેથી જ સિદ્ધશિલા, કોટીશિલા, મોક્ષની બારી વગેરે સ્થાને આ ટેકરી પાસેની ટેકરીઓમાં જ છે.

## પૂર્વઇતિહાસ

પ્રભાવક ચરિત્રમાં તીર્થની ઉત્પત્તિ માટે નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે "પછી એકદા રિપુચ્છેદના સંકલ્પથી પૂર્ણ એવા શ્રી હેમચંદ્ર મહારાજે શ્રીમાન અજિત નાથસ્વામીની સ્તુતિ કરતા અને તેને પ્રાસાદ બનાવવાને ઇચ્છતા રાજાને પ્રગટ રીતે આદેશ કર્યો કે–" હે ભૂપાલ ! અનેક સિદ્ધથી ઉન્નત સ્થિતિ યુક્ત એવા શ્રી તારંગાજી પર્વત પર અક્ષયસ્થાન અને વૈભવથી સુશોભિત એવે પ્રાસાદ કરાવવાની જરૂર છે એ પર્વત પણ **શ્રી શત્રુંજયની જાણે અપર** મૂર્તિ હોય એમ સમજી લ્યો."

એ પ્રમાણે ગુરુની આજ્ઞા થતાં રાજાએ ચોવીશ હસ્તપ્રમાણ મંદિર કરાવ્યું. તેમાં એક સો એક આંગુલપ્રમાણનું બિંબ સ્થાપન કરાવ્યુ હતુ. તે પ્રાસાદ અદ્યાપિ દેવે અને રાજાઓની સ્તુતિથી શોભિત અને પર્વતના મુગુટ સમાન શ્રી સજ્જનોને દર્શનીય છે

( પ્રભાવક ચ. ભા. પૃ ૩૨૮ )

---

'તારાઇ માતા" તારા દેવીનું મંદિર છે, જે વર્તમાન તલાટીથી દોઢ માઇલ ઉત્તર તરફ છે. તેના ઉપર લેખ પણ છે.

**" યો ધર્મા હેતુ પ્રભવા હેતું તેષાં તથાઽતોઽવદત તેષાં ચયો વિરાધે એવ વદિ મહા શ્રમણ:"**

જે વિદ્વાને એમ કહે છે કે બૌદ્ધોની તારાદેવીનું અહિં સ્થાનક હોવાથી પર્વતનુ નામ **તારગા** પડયુ પણ બૌદ્ધોની આ તારાદેવીના મંદિરો બીજે પણ હોય છે છતાં કયાંય તારંગા એવું સ્થાનનું નામ પડયું નથી. એટલે તારાદેવીના નામ ઉપરથી પહાડનું નામ તારંગા પડયું હોય એ કલ્પના વાસ્તવિક નથી. વસ્તુપાલના ૧૨૮૫ ના લેખમાં આ પહાડનું નામ " **તારગક** " લખાયુ છે.

આવી જ રીતે આબૂના એક ૧૨૯૬ ના લેખમાં નાગપુરીય શા લાહડ શ્રાવકે જણાવ્યું છે કે–તારગાજીના શ્રી અજિતનાથ પ્રભુજીના મંદિરના ગૂઢ મંડપમાં આદિનાથના બિંબ સહિત ખત્તક( ગોખલો ) કરાવ્યુ છે એ વસ્તુને સૂચવતો લેખ આ પ્રમાણે છે.

" **श्रीतारणगढे श्रीअजितनाथगुढमंडपे, श्रीआदिनाथबिंबं खत्त रूकम** "

આ લેખમાં તારંગાને તારણગઢ શબ્દથી સંબોધેલ છે તે સમજી શકાય તેવી હકીકત છે.

પંદરમી શતાબ્દીના શ્રી જિનમંડન ગણિ આનું નામ **તારણદુર્ગ** આપે છે એટલે ગુજરાતી નામ તારણગઢ, પછી તારગઢ અને પછી તારંગા બન્યું હોય એ સંભવિત છે. જ્યારે વૈદિક સાહિત્ય કહે છે કે તારગ નાગના નામ ઉપરથી તારગા થયુ હોય આમ આ પહાડના નામ માટે ભિન્ન ભિન્ન મતભેદો જોવાય છે.

કુમારપાલપ્રબંધમાં શ્રી જિનમંડન ગણિવર આ તીર્થની સ્થાપના સંબંધી નીચે પ્રમાણે લખે છે—

" મહારાજા કુમારપાલે જૈન ધર્મ સ્વીકાર્યા પહેલાં અજમેરના રાણા અર્ણોરાજ ઉપર ચઢાઈ કરી હતી અગિયાર[1] વાર ચઢાઈ કરવા છતાંયે અજમેર ન જીતાયું ત્યારે તેમણે પોતાના મંત્રી વાગ્ભટને પૂછ્યું કે-એવા કોઈ ચમત્કારી દેવ છે કે જેને પૂજવાથી શત્રુ જીતી શકાય ? ત્યારે વાગ્ભટે કહ્યું કે–મારા પિતાના પુણ્ય સ્મરણાર્થે મેં એક જિનમંદિર બનાવ્યું છે. તેની દેરીના એક ગોખલામાં શ્રી હેમચંદ્રાચાર્યપ્રતિષ્ઠિત અને શેઠ છાડાએ બેસારેલ શ્રી અજિતનાથ ભગવાનની પ્રતિમાજી છે, જેનો મહિમા પ્રત્યક્ષ છે. તેની વિધિપૂર્વક પૂજા કરવાથી અવશ્ય જ ફલ પ્રાપ્ત થાય છે. પછી રાજાએ વિધિપૂર્વક પૂજા કરી. બાદ રાજા શત્રુને જીતીને પાછો આવ્યો. પાછા વળતાં રસ્તામાં તેણે તારણદુર્ગ નામનો અતિ સુંદર પહાડ ( ટેકરો ) જોયો. ત્યાંથી પછી રાજાએ ઉત્સવપૂર્વક પાટણમાં પ્રવેશ કર્યો.

જૈન ધર્મ સ્વીકાર્યા પછી એક વાર રાજા ગુરુ હેમચંદ્રાચાર્યજીને વંદના કરવા આવ્યા હતા તે વખતે ગુરુજી અજિતનાથ ભગવાનની સ્તુતિ કરતા હતા તે જોયું. તે વખતે રાજાને યાદ આવ્યું કે-અજિતનાથ ભગવાનની સ્તુતિ-પૂજા કરીને જવાથી પોતે યુદ્ધમાં જય પામ્યો હતો. બાદ રાજાએ ગુરુમહારાજ પાસે તારંગાજીનું સ્વરૂપ પૂછ્યું. ગુરુમહારાજે કહ્યું—હે ચૌલુક્યભૂપ ! આ તારણદુર્ગ ઉપર અનેક મુનિ મહાત્માઓ મોક્ષે ગયા હોવાથી સિદ્ધાચલજી ( શત્રુંજય ) તીર્થની પ્રતિકૃતિરૂપ છે. આ સાંભળી કુમારપાલે કોટીશિલા, સિદ્ધશિલા આદિથી મનોરમ તારણદુર્ગ ઉપર ૨૪ હાથ ઊંચું જિનમંદિર બંધાવ્યું અને ૧૦૧ આંગુલ ઊંચા શ્રી અજિતનાથ પ્રભુના બિંબને સ્થાપિત કર્યા. એટલા માટે કહ્યું છે કે—

" विहार उचितः श्रीमन्नश्ययस्थानमावतः ।
शत्रुञ्जयापरमूर्तिर्गिरेष न विमृश्यताम् ॥ १ ॥
चतुर्विंशतिहस्तोच्चप्रमाणं मन्दिरं नृपः ।
बिम्बं चक्रोत्तरशताङ्गुलं तस्य न्यधापयत ॥ २ ॥ "

આ સિવાય બીજો એક પ્રઘોષ છે કે-મહારાજા કુમારપાલે માંસાહારનો ત્યાગ કર્યા પછી એક વાર ઘેબર ખાતાં પૂર્વે ખાધેલ માંસાહારની સ્મૃતિ થઈ આવી,

1 પ્રભાવક ચરિત્રમાં પણ ઉલ્લેખ છે કે–રાજા કુમારપાલને અજયમેરુ દુર્ગ જીતતાં અગીઆર વરસ થઈ ગયાં હતાં છતાં જીતાયો ન હતો. છેવટે આ ગ્રંથમાં લખ્યા મુજબ શ્રી અજિતનાથ પ્રભુની મૂર્તિની પૂજા કરીને જવાથી વિજયી થઈને આવ્યો હતો. ( પૃ. ૩૧૨ અને ૩૧૪ )

જેથી ગુરુમહારાજ શ્રી હેમચંદ્રાચાર્યજી પાસે આવી તેનુ પ્રાયશ્ચિત્ત માંગ્યુ ત્યારે ગુરુમહારાજે જણાવ્યું કે-બત્રીશ દાંત છે તો તેના પ્રાયશ્ચિત્તરૂપે તારંગદુર્ગ (તારંગાજી) ઉપર બત્રીશ માળનું મંદિર બધાવો. (આ પ્રાયશ્ચિત્ત માટે બત્રીશ મંદિર બંધાવવાનું સૂરિજીમહારાજ કુમારપાલને જણાવ્યું છે અને રાજાએ બત્રીશ મંદિર જુદે જુદે સ્થાને બંધાવ્યાનો ઉલ્લેખ પણ મલે છે. આવો અન્ય મત પણ પ્રવર્તે છે.) રાજાએ આ પ્રાયશ્ચિત્ત સહર્ષ સ્વીકાર્યું અને બાવન દેવ-કુલિકાવાળો બત્રીશ માળનો ભવ્ય જિનપ્રાસાદ કરાવ્યો. મંદિરજીમાં રીષ્ટ રત્નમય ૧૨૫ આંગુલની શ્રી અજિતનાથ પ્રભુજીની મૂર્તિની પ્રતિષ્ઠા કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચદ્રાચાર્યજીના હાથથી વિ. સ. ૧૨૨૧ માં કરાવી

પરન્તુ પ્રબન્ધચિન્તામણિમાં મેં ઉપર કૌંસમાં જણાવેલ બીજા પ્રઘોષનુ સમર્થન છે. જુઓ "રાજાને ઘેબર ખાતા માંસાહારની સ્મૃતિ થઇ આવી છે જેના પ્રાયશ્ચિત્તરૂપે બત્રીશ મંદિર બધાવવાનું ગુરુમહારાજે જણાવ્યુ છે; અને રાજાએ તે સ્વીકાર્યું છે." કુમારપાલપ્રતિબોધમાં બત્રીશ મદિર બંધાવ્યાનું લખ્યું છે તેમાં પ્રથમ તો પાટણમાં કુમારવિહાર બંધાવ્યુ, બાદમાં ત્રિભોવનવિહાર બંધાવ્યું. આ ઉપરાંત પાટણમાં બીજા ચોવીશ મંદિરો બંધાવ્યાં (બત્રીશની સંખ્યા મળી રહે છે) મોહરાજપરાજયમાં પણ ઉલ્લેખ છે કે-આ પ્રાયશ્ચિત્તમાં રાજાએ બત્રીશ મંદિર બંધાવ્યાં હતાં.

પ્રભાવક ચરિત્રમાં ઉલ્લેખ છે કે-રાજાએ પૂર્વે જે માંસાહાર કર્યો હતો તેના પ્રાયશ્ચિત્તમાં બત્રીશ દાંત તોડી પડાવવાની રાજાની ઇચ્છા હતી, પરન્તુ ગુરુમહારાજે તેમ કરાવવાની ના કહી અને કહ્યું કે-એક વાર દેહને કષ્ટ આપવાથી કૃતકર્મનો નાશ થાય; પરતુ તે અજ્ઞાનતા છે. તું આર્હત્ ધર્મની ઇચ્છાથી પવિત્ર મનવાળો થઇને ધર્મારાધન કર કે જેથી સમસ્ત પાપરૂપ પંક ધોવાઈ જાય. બત્રીશ દાંત છે માટે પાપથી મુક્ત થવા માટે ઉપવનમાં મનોહર બત્રીશ ચૈત્યો કરાવ. તથા તારા પિતા ત્રિભુવનપાલના સુકૃત નિમિત્તે મેરુશિખર સમાન એક ઉન્નત જિનચૈત્ય કરાવ*.

ઉપરનાં પ્રમાણો આપણને બે વસ્તુ સ્પષ્ટ દર્શાવે છે કે-તારંગાજી ઉપર મહારાજા કુમારપાલે સુદર ઉન્નત ભવ્ય જિનમદિર બંધાવી એમાં શ્રી અજિતનાથ પ્રભુની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી હતી. આ મંદિર બંધાવવા માટે માંસાહાર ભોજનની સ્મૃતિના પ્રાયશ્ચિત્તનું નિમિત્ત નથી. એ નિમિત્તે તો બીજાં બત્રીશ જિનમંદિર બધાવ્યાં છે.

---

* ઉપદેશતરંગિણીમા ઉલ્લેખ છે કે "તારગામાં મહારાજા કુમારપાલે ભવ્ય જિનમદિર બંધાવી શ્રી અજિતનાથ પ્રભુની મૂર્તિ બિરાજમાન કરી" (રત્નમદિરગણિ)

તેમજ વીરવશાવલીમા લખ્યુ છે કે "વિ. સ. ૧૨૨૧ વર્ષે તારણગિરીઇ શ્રી અજિતનાથ બિંબ થાપ્યુ."

તારંગાજીનું મંદિર ઘણું જ ઊંચું છે. તેની ઊંચાઇ ચોરાશી ગજ લગભગ છે. તારંગાજીના મંદિર જેટલું ને જેવું ઊંચું એક પણ મંદિર ભારતવર્ષમાં નથી. મૂળનાયક શ્રી અજિતનાથ ભગવાનની પ્રતિમાજી પણ બહુ જ ઊંચા છે. ઊભો ઊભો એક મનુષ્ય હાથ ઊંચા કરી પ્રભુજીના મસ્તકે તીલક કરી શકતો નથી. એટલા જ માટે પ્રભુજીની બંને બાજુ શ્રીડી રાખેલી છે, જેના ઉપર ચઢી યાત્રી પૂજા કરી શકે છે. તારંગાજીના મંદિરજીની પ્રતિષ્ઠા ૧૨૨૧ યા ૧૨૨૩ માં થયાના ઉલ્લેખ મળે છે. મંદિર બત્રીસ માળ ઊંચું છે પરંતુ ત્રણથી ચાર માળ સુધી ઉપર જઇ શકાય છે. કેગરના લાકડાથી આ માળ બનાવેલાં છે. આ લાકડામાં એક ખૂબી છે કે તેને અગ્નિ લગાડવાથી તે બળતું નથી પણ અંદરથી પાણી જમે છે*

તારંગાજીના મંદિરમાંથી પ્રાચીનતાસૂચક ૧૨૮૫ નો વસ્તુપાળનો લેખ મળ્યો છે, જે નીચે પ્રમાણે છે

"ॐ ॥ स्वस्ति श्रीविक्रमसंवत १२८५ वर्षे फाल्गुणशुदि २ रवौ । श्रीमदणहिल्लपुरवास्तव्य प्रागवाटान्वयप्रसूत ठ. श्री चंडपात्मज ठ. श्री चंडप्रासादांगज ठ. श्री सोमतनुज ठ. श्री आशाराजनंदनेन ठ. कुमारदेवीकुक्षीसंभूत ठ. लूणीगमहं श्रीमालदेवयोरनुजेन महं. श्री तेजपालाग्रजन्मना महामात्यश्रीवस्तुपालेन आत्मनः पुण्याभिवृद्धये इह तारंगकपर्वते श्रीअजितस्वामिदेवचैत्ये श्रीआदिनाथदेवजिनबिंबालंकृतखत्तकमिदं कारितं प्रतिष्ठितं श्रीनागेन्द्रगच्छे भट्टारकश्रीविजयसेनसूरिभिः ॥

આ લેખ તારંગા તીર્થના મૂળ મંદિરનાં પ્રવેશ દ્વારની આજુબાજુએ જે બે દેવકુલિકાઓ છે તેમની વેદિકા ઉપર કોતરેલો છે.

લેખનો ભાવાર્થઃ—સંવત ૧૨૮૫ના ફાગણ શુદિ ૨ રવિવારના દિવસે અણહીલનિવાસી પ્રાગ્વાટ (પોરવાલ) જ્ઞાતિના ઠ૦ ચંડપના પુત્ર ઠ૦ ચંડપ્રસાદના પુત્ર ઠ૦ સોમના પુત્ર ઠ૦ આશારાજ અને તેમની શ્રી કુમારદેવીના પુત્ર મહામાત્ય વસ્તુપાલ જે ઠ૦ લુણીગ અને મહં માલદેવના નાના ભાઈ તથા મહં તેજપાલના મોટા બંધુ થતા હતા તેમણે પોતાનાં પુણ્ય વૃધ્ધિ અર્થે આ શ્રી

* અહીં આવનાર યાત્રિકોએ અજાણતાથી આ લાકડા ઉપર ભાગુબની અને બીજા એવા પ્રયોગો કરી ઘણે સ્થળે કાળા ડાઘ પાડ્યા છે, તેમજ કેટલે ઠેકાણે કોલસા, ચાક અને રંગીન પેનસીલોથી પોતાના આવવાના સમયની સાલ વગેરે લખી તે સ્થાન બગાડ્યા છે, તેમજ ધર્મશાળાઓની કેટલીક દિવાલો ઉપર પણ આવું પરાક્રમ (?) કર્યું છે, પણ એ ઉચિત નથી. એમાં એક જાતની આશાતના થાય છે. કોઇ પણ જૈન યાત્રી તીર્થમાં જઈ આવું અનુચિત કાર્ય ન કરે

તારંગા તીર્થ ઉપરના શ્રી અજિતનાથ દેવના મંદિરમાં આદિનાથ દેવની પ્રતિમા સારૂ ખત્તક (ગોખલો) કરાવ્યું અને તેની પ્રતિષ્ઠા નાગેન્દ્ર ગચ્છના ભટ્ટારક શ્રી વિજયસેનસૂરિજીએ કરી. (પ્રા. લે. સં. ભાગ બીજો પૃ. ૩૪૦)

આ તીર્થ ઉપર પંદરમી શતાબ્દિમાં મોટો જીર્ણોધ્ધાર થયો છે, જેનો સબંધ આ પ્રમાણે મળે છે. મહાન યુગપ્રધાન મુનિસુંદરસૂરિ પોતાના જૈન સ્તોત્ર-સંગ્રહના એક શ્લોકથી આપણને જણાવે છે કે-કુમારપાલે સ્થાપન કરેલ જિનબિંબ મ્લેચ્છોએ દૂર કરવાથી સૂકાઈ ગયેલા તેમના પુણ્યરૂપી વૃક્ષને ગોવીંદ સંઘપતિએ પોતાના ધનરૂપી જલથી સિંચીને પાછું નવપલ્લવિત કર્યું કિંતુ આ સિવાય તારંગા તીર્થને મ્લેચ્છોને હાથે નુકશાન પહોંચ્યાના સમાચાર કોઈપણ પુસ્તકમાં મલતા નથી, પરંતુ એમ કહી શકાય ખરૂ કે કદાચ અલ્લાઉદ્દીન ખીલજીના સૈનિકોએ જ્યારે ગુજરાત ઉપર હલ્લો કર્યો તે અરસામાં આ તીર્થને પણ નુકશાન કર્યું હશે કારણ કે નહીંતર ગોવીંદ સંઘવીને જીર્ણોદ્ધાર કરીને નવીન બિંબ સ્થાપન કરવાની વૃત્તિ ક્યાંથી ઉત્પન્ન થાય ? મૂળબિંબના અભાવ થવાના બે કારણો હોઈ શકે. એક તો દુશ્મનના હાથે ખંડિત થવાથી અને બીજી કોઈ આકસ્મિક આપત્તિથી. મૂળ બિંબના રક્ષણાર્થે ભક્તોને હાથે તે અન્ય તરફ સ્થપાયું હોય, અહીં બીજા પ્રકારની સંભાવના ઓછી છે, કારણ કે તારંગાના કુમારવિહારમાં અજિતનાથનું અખંડ બિંબ પૂજાતું હતું અને ગોવીંદ સંઘવી પોતે પણ શત્રુંજય, ગિરનાર વગેરે તીર્થોની યાત્રા કરીને સંઘ સાથે તારંગા અજિતનાથને વંદન કરવા ગયા હતા, આ વાત સોમસૌભાગ્ય મહાકાવ્યમાં સ્પષ્ટ દર્શાવેલી છે આ વસ્તુ વાંચતાં એમ ફલિત થાય છે કે વિક્રમની ચૌદમી સદીના ઉત્તરાર્ધમા મૂળ બિંબને ખંડિત કરીને ઉઠાડી મૂકયું હશે અને સાથે જ મંદિરને પણ કાંઇક નુકશાન પહોંચાડયું હશે એટલે જ ગોવીંદ સંઘવીના હૃદયમાં નવીન જિનબિંબ પધરાવવાની ભાવના ઉદ્ભવી હશે.

### ગોવીંદ સંઘવીનો ટૂંક પરિચય

આ ગોવીંદ સંઘવી ઇડરના રાય શ્રી પૂંજાજીના બહુ માનીતા અને ઇડરના સંઘના અગ્રેસર વત્સરાજ સંઘવીના પુત્ર હતા તે શ્રીમંત અને રાજ્યમાન્ય હોવા

---

૧. ગિરનાર પર્વતના વસ્તુપાલના એક લેખમાં પણ લખ્યુ છે કે-શ્રી તારણગઢ (તારંગા) ઉપર શ્રી અજિતનાથ દેવ ચૈત્યના ગૂઢમંડપમાં શ્રી આદિનાથ બિંબ અને ખત્તક કરાવ્યાં (પ્રા. લે. પૃ. ૧૧૯.) **श्रीतारणगढे श्री अजितनाथगुढमंडपे श्रीआदिनाथबिंबखत्तकं च** (પ્રા. લે પૃ ૯૧ ) પરંતુ અત્યારે ગોખલામાં આદિનાથ ભગવાનની મૂર્તિ નથી, તેને બદલે યક્ષ યક્ષિણીની મૂર્તિ છે બન્ને ગોખલા સુંદર ઉજ્જ્વલ આરસપહાણના બનેલા છે પરંતુ તેના ઉપર ચુનો અને રંગ લગાવી દીધો છે એટલે મૂળ લેખ ઉપર પણ ચુનો લગાવી દીધો હોવાથી લેખ મુશ્કેલીથી વંચાય છે.

ઉપરાંત ચુસ્ત ધર્મશ્રદ્ધાળુ હતા અને તત્કાલીન તપગચ્છાધિપતિ શ્રીમાન આચાર્ય શ્રી સોમસુંદરસૂરિના અનન્ય ભક્ત હતાં સૂરિજીના ઉપદેશથી શ્રી શત્રુંજય, ગિરનાર અને સુપારક વગેરે તીર્થોના મોટા ખર્ચે સંઘ કાઢીને તીર્થયાત્રાઓ કરી હતી, અને અનેક સાધર્મિક ભાઈઓને તીર્થયાત્રાનો અપૂર્વ લાભ આપ્યો હતો. તીર્થયાત્રા કરીને ઘેર આવ્યા પછી સંઘવીને તારંગા તીર્થમાં શ્રી અજિતનાથભગવાનની નવીન પ્રતિમા બેસાડવાનો મનોરથ ઉદ્દ્ભવ્યો હતો. આ પછી ગોવીંદ સંઘવીએ આરાસણની અંબિકાદેવીનુ આરાધન કરીને ભવ્ય બિંબને માટે એક મોટી શિલા પ્રાપ્ત કરી. ત્યાંથી ગાડામા ભરાવીને એ શિલા તારંગાજી ઉપર મંગાવી જેના સંબંધમાં કવિ પ્રતિષ્ઠાસોમે લખ્યું છે કે—

"ત્યાર બાદ માર્ગમા ધીમે ધીમે ચાલતો રથ ઘણે મહિને તારંગાગિરિ ઉપર પહોંચ્યો અને પ્રેક્ષકોને આશ્ચર્ય કરાવનાર તે મહાન શિલાને ઉત્સાહ કારીગરોએ ઘડવા માંડી સૂર્યમંડળને ઝાંખું પાડનારી કાંતિવડે ત્રણ જગતને પ્રકાશિત કરનાર પ્રભાવશાલી અને કદમાં ઘણુ જ મોટુ શ્રી અજિતનાથ ભગવાનનુ નવીન બિંબ થોડા જ દિવસમા તૈયાર થયું અને લાખો માણસોએ મળીને આ બિંબને શુભ દિવસે મંદિરમાં સ્થાપન કર્યું.

આ પ્રતિષ્ઠા મહોત્સવ માટે સંઘવીએ મોટો સમારોહ આરંભ્યો. અનેક દેશોમાં કુંકુમ પત્રિકાઓ મોકલી. લાખો માણસોની માનવ મેદની ભરાઈ, જાણે માનવોનો મહાસાગર ઉભરાયો હોય એવી રીતે માણસો આવ્યાં એટલું જ નહીં ગુજરાતના બાદશાહની ફોજના ઉપરી અધિકારી ગુણરાજ અને એકરાજ જેવા રાજ્યમાન્ય પુરુષો હાજર હતા તેમજ રાવ પૂંજાજીના સૈનિકો દરેક જાતની સેવા અને ચોકી પહેરા માટે હાજર હતા આ લાખો માનવીઓની હાજરીથી સંઘપતિ ગોવીંદ પ્રફુલ્લિત અને આનંદિત થયો હતો આ મહાન માનવ મેદનીની વચ્ચે આચાર્ય શ્રી સોમસુંદરસૂરિજીએ પ્રતિષ્ઠા કરી અને શ્રી અજિતનાથ ભગવાનનુ બિંબ સ્થાપન કર્યું અને તે જ દિવસે પંડિત જિનમંડનને વાચક પદ આપવામાં આવ્યુ."

સંઘપતિ ગોવીંદના આ જીર્ણોદ્ધાર પછી જગદ્ગુરુ આચાર્ય શ્રી હીરવિજય સૂરીશ્વરજીના શિષ્યરત્ન શ્રી વિજયસેનસૂરિજી[1] મહારાજના ઉપદેશથી તારંગાજી તીર્થનો જીર્ણોદ્ધાર કરાવવામાં આવ્યો, જેનુ પ્રમાણુ નીચે પ્રમાણે મલે છે.

ગોવીંદ સંઘપતિની પ્રતિષ્ઠાનો લેખ મૂળનાયકજીની પ્રતિમા ઉપર આ પ્રમાણે છે.

सं १४७९, श्री ज .....पं. गोइंदेनभार्या जायलदे.......प्रमुख कुटुम्बयुतेन श्रीयांश.. ...सूरिभिः ( જૈન સા. સ. ઈ. પૃ ૪૫૪ ) એ બીજો લેખ એવું સૂચન કરે છે કે ૧૪૭૯ પહેલાં મૂળનાયકજીની મૂર્તિનું પરિવર્તન થયુ હોય.

---

૧. જુઓ પટ્ટાવલિ સમુચ્ચય. "विमलाचलतारङ्ग × × × जीर्णोद्धारान् पुण्योपदेशद्वारा कारापयन्तो" ( पृ ८१-८२ )

.....पोमदेव भार्या जीमण.......श्रेयोर्थ...... सूरिभिः.......जीयात्

પોમ દેવની ભાર્યા જીમણ.......કલ્યાણ માટે ...

મૂળનાયકજીની બન્ને બાજુ જે જિનમૂર્તિઓ છે તેમાં નીચે પ્રમાણે લેખ ઉપલબ્ધ થાય છે.

ॐ संवत १३०४ द्वितीय ज्येष्ट सु० ९ सोमे सा० धणचंद्र सुत सा० वर्द्धमानतत्सुत सा० लोहदेव सा० थेहडसुत सा० भुवनचन्द्र पद्मचन्द्रप्रभृति कुटुम्बसमुदायश्रेयोर्थं श्रीअजितनाथबिंबं कारितं । प्रतिष्ठितं वादी श्रीधर्म्मघोषसूरिपट्टक्रमागतैः श्रीजिनचंद्रसूरिशिष्यैः भुवनचंद्रसूरिभिः ॥

ॐ ॥ सं. १३०५ अपाढ वदि ७शुक्रे सा० वर्द्धमान सुत सा० लोहदेव सा० आसधर सा० तथा थेहड सुत सा० भुवनचन्द्रपद्मचन्द्रैः समस्तकुटुम्ब-श्रेयोर्थं श्रीअजितनाथबिंबं (बिंबं) कारितं । प्रतिष्ठितं वादींद्र श्रीधर्मघोषसूरि पट्टप्रतिष्ठित श्रीदेवेन्द्रसूरिपट्टक्रमायात श्रीजिनचन्द्रसूरिशिष्यैः श्रीभुवन-चन्द्रसूरिभिः ।

આપણે ઉપર જોયું તેમ મૂલનાયકજીનો લેખ ઘસાઇ ગયો છે છતાંએ એટલુ તો સિદ્ધ થાય જ છે કે અત્યારે વિદ્યમાન શ્રી મૂલનાયકજી મહારાજ કુમારપાલના સમયના પ્રતિષ્ઠિત નથી તેમજ આપણે આજુબાજુની મૂર્તિના જે લેખો આપ્યા છે તે એના પરિકરમાં છે. બન્ને લેખો એક જ ધણીના છે. પહેલો લેખ વિ સં. ૧૩૦૪ નો જેઠ શુદિ ૯ ને સોમવાર નો છે બીજો લેખ સં. ૧૩૦૫ આપાઢ વદિ ૭ ને શુક્રવારનો છે. બીજા લેખમાં વાદીશ્રી ધર્મઘોષસૂરિના પટ્ટધર શ્રી દેવેન્દ્રસૂરિનું નામ વધારે છે. બાકી બન્ને લેખોની હકીકત લગભગ સરખી છે. બન્ને લેખોનો ભાવાર્થ આ પ્રમાણે છે. શાહ ધનચંદ્રના પુત્ર શાહ વર્દ્ધમાનના પુત્રો શાહ લોહદેવ શાહ આસધર અને શાહ થેહડ, તેમાં શાહ થેહડના પુત્રો શાહ ભુવનચંદ્ર અને પદ્મચન્દ્ર એ બન્નેએ પોતાના કુટુંબના સમુદાયના કલ્યાણ માટે શ્રી અજિતનાથ ભગવાનની મૂર્તિ ભરાવી અને તેની વાદીન્દ્ર શ્રી ધર્મઘોપ-સૂરિના પટ્ટધર શ્રી દેવેન્દ્રસૂરિ, તેમની પટ્ટપરંપરામાં થયેલા શ્રી જિનચન્દ્રસૂરિજીના શિષ્ય શ્રી ભુવનચન્દ્રસૂરિજીએ પ્રતિષ્ઠા કરી

સત્તરમી સદીના શ્રી વિજયસેનસૂરિજીના જીર્ણોધ્ધાર માટે વિજયપ્રશસ્તિમાં નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે.

क्रीडाऽऽश्रये जयश्रीणां श्रीमच्छत्रुञ्जये गिरौ ।
उत्तुङ्गशृङ्गे तारङ्गे श्रीविद्यानगरे पुनः ॥ ५९ ॥

श्रीसूरीन्द्रोपदेशेन संनिवेशेन संपदाम् ।
जातास्तत्रजनोद्धारा जीर्णोद्धारा अनेकशः ॥ ६१ ॥

( વિજય પ્રશસ્તિ મહાકાવ્ય સર્ગ ૨૧, પૃ. ૬૯૦ )

મૂળનાયક શ્રી અજિતનાથજી ભગવાનની જમણી તથા ડાબી બાજુની મૂર્તિના પરિકરની ગાદીઓમાં ખોદાયેલા બંને લેખો ઉપર જોઈ ગયા.

આવી જ રીતે મૂળનાયકજીની બે બાજુએ નીચેના ભાગમાં બે કાઉસ્સગ્ગીયા વિરાજિત છે. તેમની નીચેની ગાદીમાં ૧૩૫૪ના બે લેખો છે. એમાં એકમાં મહાવીર ભગવાન મૂળનાયક છે, બીજામાં શ્રી આદિનાથ ભગવાન મૂળનાયક છે. બન્નેમાં બાર જિનના પટ્ટ છે અને પ્રતિષ્ઠા કોરંટ ગચ્છના આચાર્યે કરાવેલી છે. આ બન્ને કાઉસ્સગ્ગીયા ખેરાળુ અને પાલનપુરની વચ્ચે ખેરાળુથી ૧૦ માઈલ અને પાલનપુરથી ૧૮ માઈલ દૂર ચલમટોડ ગામની જમીનમાંથી નીકળેલા છે અને અહીં લાવીને પધરાવ્યા છે. બન્ને મૂર્તિની બન્ને બાજુ અને ઉપર થઈને કુલ અગિયાર મૂર્તિઓ છે અને બારમી મૂર્તિ મૂળનાયકની છે. એમ બે મળી ચોવીશી સંપૂર્ણ થાય છે

નીચેનો લેખ મૂળનાયકજીના ગભારાની બહાર સભામંડપના બહારની ભાગના છ ચોકીઓમાંના મંદિરના પ્રવેશદ્વારની બન્ને બાજુના બે મોટા ગોખલામાં પબાસનોની નીચે ખોદાયેલા છે. બન્ને લેખો સરખા જ છે. માત્ર એકમાં શ્રી નેમનાથજીનું નામ છે અને બીજામાં શ્રી અજિતનાથજીનું નામ છે; માટે એક જ લેખ આપ્યો છે બન્ને લેખો એક જ વર્ષના છે અને પ્રતિષ્ઠા પણ એક જ આચાર્યશ્રીના હાથે થયેલી છે.

ॐ ॥ स्वस्ति श्रीविक्रमसंवत् १२८४ वर्षे फाल्गुणशुदि २ रवौ श्रीमदणहिलपुरवास्तव्य प्राग्वाटान्वय प्रसू(सु)त ठ० श्रीचंडपात्मज ठ० श्री चंडप्रसादांगज ठ० श्री सोमतनुज ठ० श्रीआशाराजनंदनेन ठ० श्रीकुमारदेवीकुक्षिसंभूतेन महं श्रीलूणिगमहं श्रीमालदेवयोरनुजेन महं श्रीतेजपालाग्रजन्मना संघपतिमहामात्य श्रीवस्तुपालेन आत्मनः पुण्याभिवृद्धये इह तारंगकपर्वते श्रीअजितस्वामीदेवचैत्ये श्रीआदिनाथजिनबिंबालंकृत खत्तकमिदं कारितं ॥ प्रतिष्ठितं श्रीनागेन्द्रगच्छे भट्टारक श्रीविजयसेनसूरिभिः ॥

વિક્રમ સંવત્ ૧૨૮૪ ના ફાગણ સુદિ બીજ ને રવિવારે અણહિલપુર પાટણનિવાસી ઠક્કુર ચંડપના પુત્ર ઠ૦ ચંડપ્રસાદના પુત્ર ઠ૦ સોમના પુત્ર ઠ૦ આશા-

રાજની પત્ની ઠક્કુરાણી કુમારદેવીની કુક્ષીથી ઉત્પન્ન થયેલા મંત્રી લુણીગ તથા મંત્રી માલદેવના નાનાભાઈ અને મહામાત્ય તેજપાલના વડીલ બન્ધુ સંઘપતિ મહામાત્ય વસ્તુપાલે પોતાના પુણ્યની અભિવૃધ્ધિ માટે શ્રી તારંગા પર્વત ઉપર શ્રી અજિતનાથ દેવના મંદિરમાં શ્રી આદિનાથ જિનબિંબથી અલંકૃત ( બીજો શ્રી નેમિનાથજિનબિંબથી અલંકૃત ) આ ગોખલો કરાવ્યો અને તે બન્નેની પ્રતિષ્ઠા નાગેંદ્રગચ્છીય ભટ્ટારક શ્રી વિજયસેનસૂરિજીએ કરાવી હતી

આ ગોખલામાં અત્યારે તો યક્ષ યક્ષિણીની મૂર્તિઓ છે.

**संवत १८२२ना ज्येष्ट शुद ११ वार बुध श्रीरीषभस्वामीपादुका स्थापिता श्रीतपागच्छभट्टारक श्रीविजयधर्मसूरीश्वरसाम्राय श्रीमालगच्छे संघवी ताराचंद फतेचंद प्र०**

આ લેખ તારંગાજી પર્વત ઉપર આવેલ કોટીશિલાના મોટા મંદિરમાં મોટી દેવકુલિકા છે તેમાં વચ્ચે ચોમુખજીની ચાર જિનમૂર્તિયો છે અને તેની નીચેના ભાગમાં ચારે તરફ થઈને પગલાં જોડી ૨૦ છે. દરેક પાદુકાઓ ઉપર જે લેખ ઉપર આપ્યો છે તેને લગભગ મળતા લેખો છે જેથી બધા લેખો નથી આપ્યા.

આ લેખ એક વસ્તુ બહુ જ સુંદર રીતે પ્રતિપાદન કરે છે કે-કોટીશિલા અને એ દેવકુલિકાઓ શ્વેતાબર જૈન સંઘની જ છે. શ્વેતાંબર આચાર્યોએ ત્યાં પ્રતિષ્ઠા કરાવી છે અને શ્રીમાલી જ્ઞાતિના શ્રાવકોએ ( શ્વેતાંબર જૈનો ) મૂર્તિઓ, મંદિર અને પાદુકાઓ કરાવી છે માટે કોટિશિલા એ શ્વેતાંબર જૈનોનું જ સ્થાન છે.

સુંદર દૃશ્ય

આટલો પ્રાચીન ઈતિહાસ જોયા પછી આપણે મુખ્ય મંદિર તરફ વળીએ.

તલાટીથી એક માઇલ ચઢાવ ચડ્યા પછી ગઢનો પશ્ચિમ દરવાજો આવે છે. દરવાજામાં પેસતાં જમણી તરફની તેની ભીંતમાં ગણેશના આકારની કોઈ યક્ષની મૂર્તિ છે, અને ડાબી તરફ કોઇ દેવીની મૂર્તિ છે. આવી જ બે મૂર્તિઓ મૂળ મંદિરમાં જવાના પહેલે દરવાજે અંદરના ભાગમાં છે. આ ઉપરથી અનુમાન કરી શકાય છે કે મંદિરમાં પેસવાના દરવાજાની માફક ગઢનો દરવાજો જૈનો તરફથી થયો હશે ગઢ સુધી આવ્યા પછી શરૂઆતમાં પૂર્વ તરફ અને પછી અગ્નિ કોણમાં લગભગ અર્ધો માઇલ ચાલીએ ત્યારે ઉપરના મંદિરોનાં દર્શન થાય છે. પ્રથમ દિગંબર ધર્મશાળા આવે છે અને તેની જોડે જ શ્વેતાંબરીય ધર્મશાળા અને મંદિરમાં જવાનો ઉત્તર દરવાજો દૃષ્ટિગોચર થાય છે. મુખ્ય મંદિરનું મુખ અને મુખ્ય દરવાજો જો કે પૂર્વ સન્મુખ છે તથાપિ લોકોની આવજા ઉત્તરના દ્વારથી થાય છે.

આ સુંદર અને ભવ્ય પ્રાસાદ દૃષ્ટિએ પડતાં જ હરકોઈને અત્યંત આનંદ થાય છે અને પૂર્વના મહાન દાનવીર ધર્મનિષ્ઠ પુન્યશાળી જીવાત્માઓએ કરાવેલા પુણ્ય કાર્ય માટે સ્વતઃ ધન્યવાદના ઉચ્ચારો નીકળી જાય છે. આ મંદિરની ઊંચાઈ જેટલી ઊંચાઈ બીજા કોઈ મંદિરની નથી. એ વાતની ખરી સત્યતા નજરે જોનારને જણાય આવે છે. આવી ઊંચાઈ અને વિશાળ ઘેરાવાવાળું દેરાસર જૈનોમાં તો બીજે ક્યાંયે નથી જ પણ સમસ્ત હિન્દુસ્થાનભરમાં આવું આલીશાન મંદિર હશે કે કેમ તેની શંકા થાય છે. બહારના દૃશ્યથી જ આટલું બધું આશ્ચર્ય થાય છે પણ તે પ્રાસાદની બારીક કોતરણી તથા નમૂનેદાર બાંધણી તપાસવાથી હિન્દુસ્તાનના કળાકુશળ શિલ્પશાસ્ત્રીઓની ખરી ખૂબીની ઝાંખી થાય છે.

મંદિરનાં દર્શન—આ મંદિર બનાવવા માટે રાજા કુમારપાળે કેટલા રૂપીઆ ખર્ચ કર્યો હશે તેની નોંધ મળતી નથી, પણ કારીગરી ઉપરથી અગણિત દ્રવ્ય ખરચ્યુ હશે એમ અનુમાન થાય છે. મંદિર ઉપર જે ધ્વજાદંડની પાટલી છે તે એક ખાટલા જેટલી લાંબી પહોળી છે. નીચેથી જોનારને તે નાની લાગે તે સ્વાભાવિક છે.

શ્રી અજિતનાથ પ્રભુની અલૌકિક પ્રતિભાવાળી, મનોહર, ભવ્ય અને સુંદર મૂર્તિના દર્શનથી મન અને આત્મા ખૂબ આનંદ પામે છે અને ઘડીભર દુનિયાના દુઃખો ભૂલી જવાય છે. પ્રભુની મૂર્તિ એક સો એક આંગળ કરતાં મોટી છે અને નીસરણી ઉપર ચઢીને લલાટ ઉપર તિલક થાય છે. મંદિરની ઊંચાઈ ચોરાશી હાથથી વધારે છે. તેના પ્રમાણમાં જાડાઈ પણ માલૂમ પડે છે.

રંગમંડપ પણ રમણીય બનેલો છે. થાંભલાઓની જાડાઈ ઘણી છે. મંદિરની બહારની બાજુ દીવાલોમાં ચારે બાજુ ગજ પર અને હાથી પર લાગેલા હાથી ઘોડા પત્થરમાં કોતરેલા છે. આ મંદિરની કારીગરી અને સુંદરતા દેખવાથી ઘડીભર આત્માને આનંદ મળે છે, જાણે દેવોએ બનાવેલું મંદિર ન હોય તેમ લાગણી થઈ આવે છે, અને મંદિર બનાવનાર શિલ્પશાસ્ત્રીઓ તથા અઢળક દ્રવ્ય ખર્ચનાર મહારાજ કુમારપાળ, તેના પ્રતિબોધક શ્રીમાન્ હેમચન્દ્રાચાર્ય અને ગોવિંદ સંઘવી માટે ધન્ય ધન્યના શબ્દો મુખમાંથી સરી પડે છે.

ભૂલભૂલામણી

મુખ્ય મંદિરમાં એક બાજુ ઉપર જવાનો રસ્તો છે. આ મંદિરના ત્રણ માળ છે પણ ભૂલભૂલામણી એવી છે કે સાધારણ માણસ જઈ શકતો નથી. દીવો લીધા સિવાય કોઈ જઈ શકતું નથી. વળી એક સાથે ત્રણચાર માણસો કરતાં વધારેથી જઈ શકાતું નથી. કાચોપોચો માણસ તો એકલો જતાં જતાં ગભરાઈ પાછો ચાલ્યો આવે છે. બનતાં સુધી બાળકોને એ લમતીથી આગળ લઈ જવા તે સલાહકારક નથી. ભૂલભૂલામણીની બનાવટમાં ખૂબી છે. કારીગરની હિંમત અહીં જ થાય છે.

**કેગરનું લાકડું**

આ ભમતીમાં એક ઉત્તમ પ્રકારનું લાકડું વાપરવામાં આવ્યું છે તે કેગરનું લાકડું કહેવાય છે મોટા મોટા જબરા લાકડાના ચોકઠાં ગોઠવી દીધાં છે. જ્યાં જુઓ ત્યાં કેગર જ જોવામાં આવે છે. ખૂબી એ છે કે આ લાકડું અગ્નિમાં બળતું નથી, ઊલટું તેમાંથી પાણી છૂટે છે. આટલાં બધાં વર્ષો થઈ ગયાં છતાં તેમજ વિશાલકાય મંદિરનો આટલો બધો ભાર હોવા છતાં તે લાકડા જેવાં ને તેવાં જ દેખાય છે.

**નંદીશ્વર અને અષ્ટાપદનાં દર્શનીય જિનમંદિરો**

મૂળ મંદિરને ફરતો વિશાલ ચોક છે. આગળના ભાગમાં ૩–૪ મંદિરો છે. તે પૈકી એકમાં જંબૂદ્વીપ વગેરે સાત દ્વીપો અને સમુદ્રો વલયાકારે બતાવી આઠમા નંદીશ્વર દ્વીપમાં (૫૨) ચૌમુખવાળી (૫૨) નાની સુંદર દેરીઓ છે.

બીજા મંદિરમાં મધ્ય ભાગમાં આરસનું સુંદર સમવસરણ બનાવ્યું છે, તેની ફરતી અષ્ટાપદ અને સમેતશિખરની રચના બહુ જ સરસ કરી છે. તેમજ ૧૪૫૨ ગણધર પગલાં ને સહસ્રકૂટનાં નાનાં ચૈત્યો બહુ જ દર્શનીય છે. અષ્ટાપદની રચનામાં રાક્ષસરાજ લંકાધિપતિ રાવણ અને મંદોદરી, ચોવીશ તીર્થંકર ભગવાનો સમક્ષ જે અદ્દભુત ભક્તિ કરે છે તે પ્રસંગ છે. તેમજ સમવસરણની રચના, પૂર્વ તરફ નવપદજીનું મંડલ, પશ્ચિમ તરફ લોભિયાનું, મધુબિન્દુનું અને કલ્પવૃક્ષ તથા દક્ષિણ તરફ ચૌદ રાજલોક વગેરે દશ્યો ઉપદેશક અને બોધક છે. આ બધી રચનાઓ શાંતિથી જોઈ વિચારવાલાયક છે. તેની બાજુમાં જ ચોમુખજીની દેરી છે.

પાછળના ભાગમાં બે નાની દેરીઓ છે. એકમાં શ્રી અજિતનાથ ભગવાનની પાદુકા છે, બીજી દેરીમાં ત્રણ પાદુકાયુગ્મ છે. એકંદર તીર્થ પરમ સુંદર અને શાંતિનુ ધામ છે. શાંતિઇચ્છુક મહાનુભાવોએ જરૂર અહીં આવી તીર્થયાત્રાનો લાભ લેવા જેવું છે

અત્યારે કલિયુગમાં આપણાં પાંચ મુખ્ય તીર્થોમાનુ આ એક તીર્થ ગણાય છે. શત્રુંજય, ગિરનાર, આબૂ, સમ્મેતશિખર અને તારંગાજી પાંચ મુખ્ય તીર્થો ગણાય છે.

વિવિધતીર્થકલ્પકાર મહાત્મા જિનપ્રભસૂરિજી પણ ૮૪ મહાતીર્થે ગણતરીનીં આપતાં લખે છે કે "तारणे विश्वकोटीशिलायां श्रीअजितः આ ઉલ્લેખ પણ તારંગાજીની પ્રાચીનતા અને મહાતીર્થતાને સૂચવે છે. અને "તારંગે શ્રી અજિત જુહાર" (સકલતીર્થ વંદના) પણ એ જ સૂચવે છે.

**સિદ્ધશિલા**

હવે તારંગાજી ઉપર જે સિદ્ધશિલા અને કોટીશિલાનો ઉલ્લેખ શરૂઆતમાં વાંચ્યો છે તેનો પરિચય કરી લઈએ.

મૂળ મંદિરની ઉત્તર દિશા તરફ એક ટેકરી છે જે સિદ્ધશિલા તરીકે પ્રસિદ્ધ છે ત્યાં જતાં રસ્તામાં એક જૂનો કૂવો અને કુંડ આવે છે. કૂવામાં કચરો ભરેલો

છે અને કુંડમાં તો પાણી ભરેલું છે. કુંડની સામે એક હનુમાનનો દેરી આવેલી છે. કુંડની બહાર પત્થર ઉપર એક શિલાલેખ છે, જે વાંચી શકાતો નથી.

સિધ્ધશિલા મૂળ મંદિરથી અર્ધા માઈલથી વધુ દૂર છે. રસ્તામાં અનેક ખંડિત નાની નાની જૈનમૂર્તિઓ પડી છે. તેમજ ગુફાઓ અને મોટા મોટા પત્થરો પડેલા પણ આપણી નજરે ચઢે છે, સિધ્ધશિલા ઉપર શ્વેતાંબર ચોમુખજીની અને પગલાંની દેરી છે. અહીં અનંત મુનિપુંગવો–સાધુમહાત્માઓ સિદ્ધિપદને પામ્યા છે તેથી જ સિધ્ધશિલા કહેવાય છે. આ બાજુ એક દિગંબર જૈન દેરી પણ નવી બની છે.

કોટીશિલા

મૂળ મંદિરથી દક્ષિણ દિશામાં જતાં એક તળાવ અને પાસે જ એક કુવો આવે છે ત્યાંથી કોટિશિલા તરફ જવાનો માર્ગ આવે છે ટેકરી ઊંચી છે. રસ્તામાં ગુફાઓ આવે છે. બે પત્થરના બનેલા મોટા ખડકમાંથી રસ્તો નીકળે છે. આ દેખાવ બીહામણો અને આશ્ચર્ય પમાડે તેવો છે.

કોટીશિલાના મુખ્ય સ્થાનમાં શ્વેતાંબર જૈન સંઘની બનાવેલી સુંદર મોટી દેવકુલિકા છે. એમાં વચ્ચે ચોમુખજી, ચાર દિશામાં બિરાજમાન ચાર મૂર્તિઓ છે. તેની નીચેના ભાગમાં ચારે તરફ થઈને પગલાં જોડી ૩૦ (ત્રીશ) છે. દરેક પાદુકાઓ ઉપર સં. ૧૮૨૨ ના જેઠ શુદ ૧૧ ને બુધવારના ટૂંકા ટૂંકા લેખો છે. બધા લેખો એક સરખા હોવાથી અને બધાનો ભાવ સરખો હોવાથી એક લેખ નીચે ઉધ્ધૃત કર્યો છે.

"संवत १८२२ ना ज्येष्ट शुद ११ वा० बुध श्री री(ऋ)षभस्वामिपादुका स्थापितं (ता) 'श्रीतपागच्छे' भट्टारक श्रीविजयधर्मसूरीश्वरसाम्राय श्रीमालगच्छे संघवी नागचंद फतेचंद प्र..............

(શ્રી જૈન સત્યપ્રકાશ, પુ. ૨, અં. ૨, પૃ. ૬૬, ૬૭, ૬૮. પ્રાચીન લેખ સંગ્રહ ભા. પૃ. ૫૧ મુનિરાજશ્રી જયન્તવિજયજી મહારાજ.)

આ સિવાય એક બીજી દેરી છે. વાસ્તવમાં એ દેરી શ્વેતાંબર જૈન સંઘની જ છે અને તેમાં મૂલનાયકજીની મૂર્તિ શ્વેતાંબરી છે કિન્તુ દિગંબરોએ મમત્વને વશીભૂત બની એ મૂર્તિનો કંદોરો ઘસી નાંખ્યો છે એ સ્પષ્ટ દેખાય છે.

અહીંથી આખા પહાડનું દૃશ્ય બહુ જ રમણીય, મનોહર અને પરમપ્રમોદપ્રદ લાગે છે યાત્રિકો સંધ્યાસમયે અહીંનાં રમણીય દૃશ્યો જોવામાં તલ્લીન થઈ જાય છે.

આ કોટીશિલા ઉપર કરોડો મુનિવરોએ કેવળજ્ઞાન પામી સિધ્ધિપદ પ્રાપ્ત કર્યું છે, તેથી જ આ સ્થાન કોટીશિલા કહેવાય છે. હીરસૌભાગ્ય મહાકાવ્યમાં આ કોટીશિલા માટે નીમ્ન ઉલ્લેખ મલે છે.

" यत्तुङ्गतारङ्गागिरौ गिरीशशैलोपमे कोटिशिला समस्ति ।
स्वयंवरो वीव शिवाम्बुभाक्षी पाणिग्रहे कोटिमुनीश्वराणां ॥ "

એટલે કોટીશિલા એવું નામ સાર્થક છે.

**પાપપુણ્યની બારી**

મૂલ મંદિરની પૂર્વ દિશામાં અર્ધો માઇલ ઉપર એક ટેકરી છે જે પાપપુન્યની બારીના નામથી ઓળખાય છે. આ ટેકરી ઉપર જતાં રસ્તામાં પાણીનાં ઝરણાં, વૃક્ષોની ઘાટી છાયા, બગીચા, ચંદન વગેરેનાં વિવિધ ઝાડો નજરે પડે છે. પ્રાચીન કાળની ઇમારતોના પાયા તથા ભીંતો વગેરે દેખાય છે આ બધા ઉપરથી એમ લાગે છે કે પ્રાચીન સમયમાં અહીં એક વાર મનુષ્યોની સઘન વસ્તી હશે. ટેકરીની ટોચ ઉપર એક દેરી છે, એમાં એક પ્રતિમાજીનું પરિકર છે જેના ઉપર ૧૨૪૫ વૈશાખ શુદ ૩ નો લેખ છે. લેખ ઘણો જ ઘસાઇ ગયો છે આ પત્થરવાળી દેરીની નીચે એક ગુફા છે. એમાં નવીન પાદુકાઓ સ્થપાયેલી છે. આ ગુફા પાસે તથા ટેકરીના રસ્તામાં જે પુરાણી મોટી મોટી ઇંટો પડેલી છે તે વલ્લભીપુરના ખોદકામમાંથી નીકળેલી ઇંટો જેવી અને એવા માપની જ છે, જે આ સ્થાનની પ્રાચીનતા સિધ્ધ કરે છે. આ સિવાય રૂઠી રાણીનો મહેલ, બગીચા, ગુફાઓ, ઝરણો વગેરે અનેક વસ્તુઓ જોવા લાયક છે.

શ્વેતાંબર મંદિરના કમ્પાઉન્ડ બહાર સુંદર વિશાલ જૈન ધર્મશાળા છે. શ્વેતાંબર મંદિરના અને ધર્મશાળાના કિલ્લાની બહાર દિગંબર મંદિર અને દિગંબર ધર્મશાળા છે. શ્વેતાંબર જૈન સંઘે ઉદારતાથી આપેલી ભૂમિમાં તેનું નિર્માણ થયેલું છે

આ તારંગાજી તીર્થ જવા માટે મહેસાણા જંકશનથી વીસનગર, વડનગર થઈ તારંગાહીલ સ્ટેશન સુધી રેલ્વે જાય છે. સ્ટેશન પર સુંદર શ્વેતાંબર જૈન ધર્મશાળા છે. હમણાં બીજી સારી ધર્મશાળા, મંદિર, ઉપાશ્રય બને છે. સ્ટેશનથી દોઢ ગાઉ દૂર તલાટી છે. ત્યાં શ્વે. જૈન ધર્મશાળા છે.

તલાટી જવા માટે વાહનની સગવડ મળે છે. ઉપર જવાનો રસ્તો અર્ધાથી પોણા કલાકનો છે. ઉપર ભાતું અપાય છે. ઉપર જવાનો રસ્તો પણ સારો છે. દૂરથી જ મહારાજા કુમારપાલે બંધાવેલ ભવ્ય જિનમંદિરના શિખરનાં દર્શન થાય છે. ઉપર શ્વેતાંબર જૈન ધર્મશાળા, ઉપાશ્રય, વાંચનાલય અને ભોજનશાળા વગેરે બધી સગવડ છે.

તીર્થનો સંપૂર્ણ કબજો અને વહીવટ અત્યારે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી (અમદાવાદ) સંભાળે છે. અહીંની વ્યવસ્થા પ્રશંસનીય છે.

## ઈડરગઢ

પ્રાચીન જૈન તીર્થ છે. હાલમાં ઇડર મહીકાંઠા એજન્સીના છ તાલુકામાંથી નાની મારવાડનું મુખ્ય શહેર છે મહીકાંઠા રાજધાનીનુ પણ મુખ્ય શહેર છે. આ મારવાડ તાલુકામાં ૪૪ ગામ શ્રાવકોની વસ્તીવાળાં છે. આખા તાલુકામાં ૫૦ જિનમંદિરો, ૨૧ ઉપાશ્રયો અને ૨૧ ધર્મશાલાઓ આવેલી છે. આ ૪૮ ગામો પૈકી એકલારા અને ટીંટોઇમાં સાધારણ પુસ્તકભંડાર છે, ઈડરમાં તેથી સારો પુસ્તકભંડાર છે. પ્રસિદ્ધ તીર્થ પોસીના પણ આ પ્રાંતમાં જ આવેલુ છે. તારંગા અને કુંભારીયા પણ આ પ્રાંતમાં જ ગણાય છે. ઇડરમાં પાંચ ધર્મશાળાઓ, પાંજરાપોળ, પાઠશાળા, તથા નીચે પાંચ સુંદર જિનમંદિરો છે. ગઢ ઉપર જીર્ણોદ્ધારનું કામ ચાલે છે. પૂ. પા. આચાર્યમહારાજ શ્રી વિજયકમલસૂરિજીના ઉપદેશથી આ જીર્ણોદ્ધારનું મહાન કાર્ય ઘણા સમયથી ચાલુ છે હવે પૂરું થઈ ગયું છે. છતાંયે રોજ થોડું કામતો ચાલુ જ છે.

" ઈડરતીર્થની પ્રાચીનતા "

ઈડરમાં મહારાજા સંપ્રતિએ બંધાવેલા જિનમંદિરનો ઉલ્લેખ મળે છે.

"સંપ્રતિરાજાએ× × પુન ઈડરગઢે શ્રીશાન્તિનાથનો પ્રાસાદભિ ળ નિપજાવ્યો."

(જૈન કોન્ફરન્સહેરલ્ડનો ૧૯૧૫ નો ખાસ ઐતિહાસિક અંક પૃ. ૩૩૫-૩૩૬)

ત્યારપછી મહારાજા કુમારપાલે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને તેની પાસે જ પોતે બીજું મંદિર બનાવ્યુ. પ્રાચીન તીર્થમાલામાં આ મંદિરનો ઉલ્લેખ મળે છે. તેના કર્તા ખરતરગચ્છીય શ્રી જિનપતિસૂરિજી છે.

" इडरगिरौ निविष्टं चौलुक्याधिपकारितं जिनं प्रथमं "

મહારાજા કુમારપાલે ઇડરગઢ ઉપર આદિનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું હતું.

સુપ્રસિદ્ધ ગુર્વાવલીકાર આચાર્ય શ્રી મુનિસુંદરસૂરિજીએ મહારાજા કુમારપાલે બંધાવેલ ઇડરના શ્રી ઋષભદેવજીનું સ્તોત્ર બનાવ્યું છે. તેમાં તેમણે કુમારપાલે બંધાવેલા મંદિરનો અને પાછળથી તેનો જીર્ણોદ્ધાર કરાવનાર શ્રાવક ગોવિંદનો પણ ઉલ્લેખ કર્યો છે

તપાગચ્છીય આચાર્ય શ્રી સોમસુંદરજીના ઉપદેશથી ઈડરના ધર્મપ્રેમી ધનાઢ્ય શ્રાવક વીસલે ઉદેપુર પાસેના દેલવાડામાં નંદીશ્વર પટ્ટ બનાવ્યો હતો; મન્દિરમાં પ્રતિષ્ઠા કરાવી હતી. વિશલરાજને વાચકપદ આપવાનો ઉત્સવ કર્યો હતો અને ચિત્તોડમાં શ્રી શ્રેયાંસનાથજીનું મંદિર બંધાવ્યું હતું તે વિસલ શેઠ ઇડરના જ હતા.

" श्रियःपदं संपदुपेतनानामहेभ्यशोभाकलितद्युलक्ष्मी ।
प्रोत्तुंगदुर्गप्रविराजमानमियदिडरनाम पुरं समस्ति ॥ "

૧ દેલવાડા એ જ પ્રસિદ્ધ દેવકુલપાટક છે. અત્યારે પણ ત્યાંના મંદિરોમાં આ. શ્રી સોમસુંદરસૂરિજીએ પ્રતિષ્ઠિત કરેલી સુંદર મૂર્તિઓ, શિલાલેખોવાળી છે, તેમજ ધાતુમૂર્તિઓ પણ આ જ સૂરિજીની પ્રતિષ્ઠિત કરેલી ઘણી મળે છે.

ગોવિન્દ સંઘપતિએ* ઇડરગઢમાં મહારાજા કુમારપાલે બંધાવેલા જિનમન્દિરનો જીર્ણોધ્ધાર કરાવ્યો હતો તેનો ઉલ્લેખ સોમસૌભાગ્ય કાવ્યમાં મળે છે.

"यः पर्वतोपरि गरिष्टमतिः कुमारपालोर्वरेश्वरविहारमुदारचित्तः जीर्णं सकर्णमववानद्यवासनावान् द्रव्यव्ययेन बहुलेन समुद्दधार ॥" (સર્ગ ૭, શ્લો. ૧૦)

જે મોટી બુદ્ધિવાળા, ઉદાર ચિત્તવાળા, વિદ્વાનોમાં ઇન્દ્રરૂપ અને નિર્દોષ વાસનાથી યુકત એવા ગોવિંદ સાધુએ ઘણુ દ્રવ્ય ખર્ચી પર્વત ઉપર રહેલા કુમારપાલના જીર્ણવિહાર-પ્રાસાદનો સારી રીતે ઉદ્ધાર કર્યો.

સોમસૌભાગ્ય કાવ્યમાં ઈડરના શ્રી ઋષભદેવજીના મંદિરનું સુંદર વર્ણન છે.

મહાન્ વિદ્વાન, અનેક ગ્રંથોના રચયિતા શ્રી ગુણરત્નસૂરિજીએ ઈડરમાં વિ. સં. ૧૪૬૬ માં ક્રિયારત્નસમુચ્ચય ગ્રંથ બનાવ્યો હતો. પંદરમી શતાબ્દિમાં શ્રી સુમતિસાધુ સૂરિજીની આચાર્યપદવી ઈડરમાં થઇ હતી. મહાન્ ક્રિયોધ્ધારક આચાર્ય શ્રી આણંદવિમલસૂરિજીનો જન્મ વિ. સં. ૧૫૪૭ મા ઇડરમાં જ થયો હતો.

ઇડરી નયરિ હુઓ અવતાર, માતા માણેકદેકુક્ષિ મલ્હાર.
સા મેઘા કુલિકમલદિણંદ, શ્રી આણંદવિમલસૂરિંદ"

( શ્રી વિનયભાવકૃત સજ્ઝાય )

શ્રી સોમવિમલસૂરિજીની આચાર્ય પદવી પણ અહીં જ થઇ હતી

ઇડરમાં સુપ્રસિધ્ધ વિદ્વાન્ ઉપાધ્યાય શ્રી શાન્તિચંદ્રજીએ દિગંબર ભટ્ટારકવાદીભૂષણ સામે ઈડરનરેશ નારાયણરાવની સભામાં વાદવિવાદ કરી જયપતાકા મેળવી હતી. જુઓ તે હકીકતને લગતું કાવ્ય.

"તાસ સીસ વાચકવરૂ શાંતિચદ્ર ગુરૂસીહરે
સુરગુરૂની પરિ જીણી વિદ્યાઈ રાખી જગમાં લીહરે
રાય નારાયણરાજસભાઈં ઇડિરનયરી મઝારે રે
વાદીભૂષણ દિગ્પટ જીતો પામ્યો જય જયકાર રે."

આ શાંતિચંદ્રજી જગદ્ગુરુ શ્રી હીરવિજયજીની સાથે અકબરને પ્રતિબોધ આપવા ગયા હતા. સૂરિજીની પછી પણ અકબર પાસે રહ્યા હતા અને જીવદયાનાં અનેક શુભ કાર્યો કરાવ્યાં હતા. વિશેષ માટે જુઓ તેમણે બનાવેલ કૃપારસકોશ કાવ્ય.

---

* ઈડરમાં ઓસવાલ વંશમાં ભૂષણરૂપ વત્સરાજ શ્રાવક હતા. તેમને રાણી નામની સુંદર સ્ત્રી હતી તેનાથી ગોવિન્દ, વીસલ, અકૂરસિંહ અને હીરો નામના ચાર પુત્રો થયા હતા. તેમા ગોવિન્દ રાજ્યમાન હતો. તેમણે શત્રુંજય, સોપારક આદિ તીર્થની યાત્રા કરી હતી અને તારંગાજીના મન્દિરનો જીર્ણોદ્ધાર કરાવી શ્રીસોમસુન્દરસૂરિ પાસે અજિતનાથ પ્રભુનીમૂર્તિની પ્રતિષ્ઠા કરાવી હતી વીસલ ચિત્તોડના રાજા લાખાનો માનીતો હતો અને તેણે ચિત્તોડમાં મંદિર બંધાવ્યું હતું (સોમસૌભાગ્ય કાવ્ય સર્ગ ૯)

તેમજ મહાપ્રભાવિક આચાર્ય શ્રી વિજયદેવસૂરિજીનો જન્મ પણ ૧૬૫૬ વૈશાખ શુ. ૪ ને સોમવારે ઇડરમાં જ થયો હતો. ઇડરમાં શ્રી વિજયદેવસૂરિજીએ ત્રણ પ્રતિષ્ઠાઓ કરી હતી–

> " इयद्वराख्यनगरे स्त्रावतारेण सुन्दरे ।
> प्रतिष्ठात्रितयंचक्रे येन सूरिषु चक्रिणा ॥
> जीर्णे श्रीमद्युगादीशे यवनैर्व्यंगिते सति ।
> तत्पदे स्थापितो येन नूतनः प्रथमप्रभुः ॥ "

( વિજયપ્રશસ્તિની છેલ્લી પ્રશસ્તિ, શ્લોક ૧૪, ૧૫ )

વિ સં ૧૬૮૧ માં વૈશાખ શુ. ૬ ને સોમવારે ઈડરમાં ઉ. શ્રી કનકવિજયજી-ને વિજયદેવસૂરિજીએ આચાર્યપદ આપી, વિજયસિંહસૂરિ નામ સ્થાપી પોતાના પટ્ટ ઉપર સ્થાપ્યા.

વિજયપ્રશસ્તિની ટીકાનો પ્રારંભ ઇડરમાં જ કરવામાં આવેલો. વાચક શ્રી ગુણવિજયજીએ ગુર્વાવલીના પરિશિષ્ટરૂપે એક પ્રબંધ લખ્યો છે અને તેમાં શ્રી વિજયદેવસૂરિજીનું વૃત્તાંત આપ્યું છે. તેમાં જણાવ્યું છે કે–" આચાર્ય શ્રી વિજયદેવસૂરિજીના ઉપદેશથી ઇડરના રાજા કલ્યાણમલ્લે રણમલ્લ ચોકી નામના શિખર ઉપર એક ભવ્ય જિનમંદિર* બંધાવ્યું હતું તે અદ્યાપિ વિદ્યમાન છે."

આચાર્ય શ્રી વિજયદેવસૂરિજી જ્યારે પોતાની જન્મભૂમિ ઇડરમાં ચાતુર્માસ હતા ત્યારે અનેક પ્રકારના ધર્મ મહોત્સવો થયા હતા ત્યાંનો રાજા કલ્યાણમલ્લ તેમનો ઉપદેશ સાંભળી જૈન ધર્મનો અનુરાગી બન્યો હતો અને તેની સમક્ષ મહાતાર્કિક શ્રીપદ્મસાગર ગણિએ બ્રાહ્મણ પંડિતોને વાદમાં હરાવી જયપતાકા મેળવી હતી. વિજયદેવસૂરિજીએ અહીં ૬૪ સાધુઓને પંડિતપદ આપ્યું હતું.

---

* ઈડરગઢ ઉપર શત્રુંજય અને ગિરનારની રચના હતી એવો ઉલ્લેખ મળે છે. જુઓ–

" અમિ નગરનિ વિજાપુરી સાબ લક્ષ નિવસિ ધ્રકરિં
તિહાં થાપ્યા શેત્રુંજગિરિનારિ તે વંદુ હું અતિસુખકારિ "

હવે જે રણમલ્લ ચોકીનું સ્થાન કહેવાય છે તે ગિરનારનું રૂપક છે. અહીં વિજય-દેવસૂરિજીના ઉપદેશથી ઇડરના રાણા કલ્યાણમલે જૈન મંદિર બંધાવ્યું હતું. આ મંદિર શ્વેતાંબર જૈન મંદિર હતું અત્યારે તો થોડા વર્ષોથી તેમાંની મૂર્તિઓ ઉપાડી લેવામાં આવી છે. દિવસે દિવસે ખંડિત થતું જાય છે. આ મંદિર આકારમાં ન્હાનું છે તો પણ દેખાવમાં ભવ્ય છે. આ મંદિર ઉપરની અગાશી ઉપર ચઢીને જોતાં આખો પહાડ બહુ જ સુંદર રીતે દેખાય છે. નીચેનું ઈડર શહેર પણ આખું દેખાય છે. શ્વેતાંબર જૈન સંઘ અને સાથે જ ઈડરના જૈન સંઘની ફરજ છે કે આવા એક પ્રાચીન સ્થાનનો જરૂર ઉદ્ધાર કરી પ્રાચીન તીર્થસ્થાનની રક્ષા કરે

ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીએ ઇન્દુદૂતરૂપી કાવ્ય પત્ર શ્રી વિજયપ્રભસૂરિજી ઉપર લખેલ તેમાં ઈડરનો ઉલ્લેખ ઇલાદુર્ગ કર્યો છે.

આવી રીતે ઇડર-ઇલાદુર્ગ અનેક આચાર્યોની જન્મભૂમિરૂપ અને પ્રાચીન શ્વેતાંબરી જૈન તીર્થ છે.

( વિશેષ માટે જૂઓ જૈન યુગ, ૧૯૮૨ માગશરનો અંક, ઈડરનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૧૪૨ થી ૧૫૧ )

## વર્તમાન ઇડર

ઈડર અત્યારે સારી આબાદીવાળું શહેર છે. જો કે અત્યારે રાજધાનીનું શહેર હિમ્મતનગર થવાથી ગામની રોનક અને આબાદીમાં થોડો ફરક પડયો છે છતાંયે પ્રાચીન રાજધાની જરૂર નજરે જોવાલાયક છે. જૈનોની વસ્તી [1]સારી છે. વિશાલ ત્રણ માળનો ભવ્ય ઉપાશ્રય છે. બીજા પણ નાના નાના ઉપાશ્રયો છે. ગામમાં સુંદર પાંચ જિનમંદિરો છે. શીતલનાથજી, રીષભદેવજી, ચિંતામણિજી અને બે ગોડીજીપાર્શ્વનાથજીનાં છે. ઇડર આવવા માટે અમદાવાદથી પ્રાંતીજ-ખેડબ્રહ્મા રેલ્વે લાઇન જાય છે. એમાં ઇડર રેલ્વે સ્ટેશન છે. ગામથી સ્ટેશન થોડું દૂર છે. શહેરમાં જવા માટે વાહન મળે છે. શહેરમાં યાત્રિકો માટે શ્વેતાંબર જૈન ધર્મશાળા છે. ત્યાં બધી સગવડ મળે છે. શહેરથી ઇડરગઢ-ડુંગર ૦।। માઇલ દૂર છે. રસ્તામાં જતાં રાજમહેલ વગેરે આવે છે. તલાટી પાસે પહોંચતાં ડુંગર બહુ જ ભવ્ય અને રળીયામણો દેખાય છે. ડુંગરનો ચઢાવ લગભગ એક માઈલનો છે. વચ્ચે[2] એક સુંદર રાજમહેલ આવે છે. આગળ જતાં વિસામાનું સ્થાન

૧. ઇડર પ્રાંતીજ અને તેની આજુબાજુમા શ્વેતાંબરીય હુંબડ જૈનોની વસ્તી પણ સારી છે. તેઓ વડગચ્છની ગાદીના શ્રીપૂજ્યને માને છે. ઇડરમા શ્વેતાંબર હુંબડોની વસ્તી સારી છે અને તેમના મંદિરમાં જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી અને તેમના શિષ્યવર્ગની પ્રતિષ્ઠિત સુંદર દર્શનીય જિનમૂર્તિઓ પણ સારી સંખ્યામાં છે.

૨. ઈડરગઢની તળેટીમાં પણ પહેલાં શ્રી પાર્શ્વનાથજીનું મંદિર હતું. પછી આગળ જતાં 'ખમણવસહી'નું સુંદર જૈન મંદિર આવતું હતું. ત્યાર પછી આગળ ઉપર જતા ગુર્જરેશ્વર પરમાર્હતોપાસક મહારાજા કુમારપાલે બંધાવેલ શ્રી ઋષભદેવજીનું ભવ્ય મંદિર આવતું હતું. આ મંદિરનું નામ 'રાજવિહાર' (રાજાએ બંધાવેલુ હોવાથી) કહેવાતું. અને ત્યાંથી (રાજમંદિરની પાસે જ) આગળ સોની ઇશ્વરે સુંદર જિનમંદિર બધાવી વિ. સં. ૧૫૩૩ માં શ્રી અજિતનાથ પ્રભુની મૂર્તિની પ્રતિષ્ઠા આ. શ્રી લક્ષ્મીસાગરસૂરીશ્વરજી પાસે કરાવી હતી. આ વખતે ઇડરમાં ત્રણને આચાર્ય પદવી, છને વાચકપદવી અને આઠને પ્રવર્તિની પદ અપાયાં હતાં. આજે આ મંદિરો મુસલમાનોના હુમલાથી નષ્ટ થઈ ગયાં છે. માત્ર ઇતિહાસના સુવર્ણ પાનાઓમાં તેની નોંધ રહી છે.

આવે છે અને ત્યાંથી જ અહીંના વિશાલ જૈન મંદિરની ઘુમટીઓની ઘંટડીઓના મીઠા નાદ સંભળાય છે મંદિર બહુ જ સુંદર અને ભવ્ય છે. બાવન જિનાલયનું આ ભવ્ય જૈન મંદિર પહાડ ઉપર પરમશાંતિનું ધામ છે. આત્મકલ્યાણઅર્થી મહાનુભાવો આત્મશાંતિ એકાંતનો આહ્લાદ અને આનંદ લેવા અહીં આવે અને લાભ લ્યે. મંદિરજીના જીર્ણોધ્ધારનું કામ પૂર્ણ થયું છે. અત્યાર સુધીમાં બે લાખ અને ત્રીશ હજારનો ખર્ચ જીર્ણોદ્ધારમાં થયો છે. સુંદર આરસનો ભવ્ય ચોક અને બહારના ઓટલા ઉપરથી ઉઠવાનું મન નહિં થાય. મૂલનાયકજી શ્રી શાંતિનાથ ભગવાનની પ્રાચીન પ્રતિમા છે મૂલ મંદિર શ્રી સંપ્રતિરાજાએ કરાવેલું. ત્યાર પછી વચ્છરાજે, મહારાજા કુમારપાલે, ગોવિંદસંઘવીએ, અને ચંપક શાહે ઉદ્ધાર કરાવ્યા હતા અને છેલ્લો ઉધ્ધાર હમણાં શ્રી શ્વેતાંબર જૈન સંઘે કરાવ્યો છે. સામે જ સુંદર શ્વેતાંબર ધર્મશાળા, બગીચો વગેરે છે પછવાડે ગુફા છે. આથી પણ ઉપર જતાં રણમલ્લચોકીનુ પ્રાચીન શ્વેતાંબર મંદિર તથા એક બીજું ખંડિયેર મંદિર વગેરે દર્શનીય છે અહીંથી શ્રી કેશરીયાજીની યાત્રાએ જવા માટેની સીધી મોટર જાય છે

આ સિવાય વટાવલી અને અહમદનગરનાં (હિમ્મતનગર) સુંદર જૈન મંદિરો પણ દર્શનીય છે હિમ્મતનગરનો કિલ્લો બાદશાહ અહમદશાહે ૧૪૨૭-૨૮ માં બંધાવેલો છે. ઇડર સ્ટેટની રાજધાનીનું શહેર છે તેમજ ઇડરથી દશ માઈલ દૂર પોસીનાજી છે તે પણ દર્શનીય તીર્થ છે.

ઇડરનો પ્રાચીન રાજવંશ

ઇડરમાં સાતમા સૈકામાં હર્ષવર્દ્ધન રાજા હતો. તેનું રાજ્ય તો નાનું હતું, પરન્તુ અત્યારના ઇડરનરેશ પોતાને સિસોદીયા કહેવડાવે છે. મૂલમાં આ રાજ્યની સ્થાપના ઇ સ.ના છઠ્ઠા સૈકાની મધ્યમાં વલ્લભીપુરના શિલાદિત્ય રાજાના વંશજ ગુહાદિત્યે કરી હતી તેના વંશજો ગેહલોટ કહેવાયા અને તેમણે પાછળથી મેવાડમાં ગાદી સ્થાપી સિસોદીયા નામ ધારણ કર્યું જે આજ સુધી સીસોદિયા તરીકે પ્રસિધ્ધ છે. વર્તમાન ગાદીની સ્થાપના બાપા રાવલના હાથથી ચિત્તોડમાં થઇ હતી ઈડરગઢ ગુજરાતના પ્રસિધ્ધ ગઢોમાંનો એક કહેવાય છે અને એક સમયે આ ગઢ અભેદ્ય જેવો ગણાતો હશે માટે જ ગુજરાતમાં ગવાય છે કે " ઈડરીયો ગઢ જીત્યા હો માણારાજ " તેમજ ". અમે ઈડરીયો ગઢ જીત્યા રે આનંદ ભલા " હોંશથી ગાય છે.

ઇડરગઢની વ્યવસ્થા માટે શ્વેતાંબર સંઘ તરફથી શ્રી શેઠ આણંદજી મંગળજીની પેઢી( ઇડર )ની સ્થાપના કરવામાં આવી છે. આ પેઢી તીર્થની પૂરેપૂરી દેખરેખ રાખે છે. ઇડરગઢ ઉપરની શ્વેતાંબર જૈન ધર્મશાળાની જમીન ઇડરસ્ટેટના મહારાજા હિમ્મતસિંહજીએ ૧૯૭૩ ના જેઠ શુ. ૧૧ ઈ. સ. ૧-૬-૧૯૧૭ ના શુક્રવારે ભેટ આપેલી છે જેનું જાહેરનામું ઇડરગઢના બાવન જિનાલયના જીર્ણોધ્ધારના રિપોર્ટના પૃ. ૫૪-૫૫ માં પ્રગટ થએલ છે. તીર્થ ખાસ યાત્રા કરવા લાયક છે.

## ' પોશીના પાર્શ્વનાથજી '

ઇડરથી લગભગ છ ગાઉ દૂર શ્રી કેસરીયાજીના રસ્તે આ તીર્થ આવ્યું છે. અહીં સુંદર વિશાલ ધર્મશાળા છે અહીંનું પ્રાચીન મંદિર બારમી સદીમાં—મહારાજા કુમારપાલના સમયમાં બન્યાનું કહેવાય છે. મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથજીની સાડા ત્રણ-ફૂટ ઊંચી સુંદર જિનપ્રતિમા છે પ્રતિમાજી સમ્પ્રતિ મહારાજાના સમયનાં છે. આ પ્રતિમાજી આજથી લગભગ બારસો વર્ષ પૂર્વે કંથેરના ઝાડ નીચેથી નીકળી હતી. ત્યાં ભવ્ય ગગનચુમ્બી મંદિર બન્યું. ત્યારપછી કુમારપાલના સમયમાં ફરીથી સુંદર મંદિર બન્યું પછી પણ અવારનવાર જીર્ણોધ્ધાર થયા છે. અત્યારે પણ જીર્ણોધ્ધારનુ કામ ચાલે છે.

મૂલ મન્દિરના બે પડખામાં બે સુંદર શિખરબધ્ધ મંદિરો છે, જેમાં શ્રી પાર્શ્વનાથજી વગેરે ૧૪ મૂર્તિઓ છે, અને ધાતુમય ચાર સુંદર પ્રતિમાઓ પણ છે. આવી જ રીતે સામેના ભાગમાં પણ બે શિખરબદ્ધ મંદિરો છે, જેમાં શ્રી સંભવનાથજીની અને શ્રી નેમિનાથજીની શ્યામવર્ણી મનોહર મૂર્તિઓ ક્રમશ: મૂલનાયકજી છે. આ સિવાય બીજાં પણ સુંદર જિનબિંબો છે, તેમજ ધાતુમૂર્તિઓ, પંચતીર્થી, ચોવીશ વટા વગેરેની મૂર્તિઓ છે જેના ઉપર સં. ૧૨૦૧ થી સત્તરમી સદીના ઉત્તરાર્ધ્ધ સુધીના લેખો મળે છે. પ્રતિષ્ઠાકારકોમાં શ્વેતાંબર તપાગચ્છીય શ્રી આણંદવિમલસૂરિ શ્રી વિજયસિંહસૂરિ, શ્રી લક્ષ્મીસાગરસૂરિ, શ્રી વિજયહીરસૂરિજી અને શ્રી વિજયદેવસૂરિજીનાં નામો વંચાય છે.

તીર્થની વ્યવસ્થા શ્વેતાંબર સંઘ તરફથી શ્રી પોશીના પાર્શ્વનાથજીની પેઢી કરે છે. શ્વેતાંબર જૈન સંઘ તરફથી જીર્ણોદ્ધાર થાય છે. અત્યાર સુધીમાં ત્રીશ હજાર રૂપિયા ખર્ચાયા છે ને કાર્ય ચાલુ છે.

સં. ૧૯૭૬ માં સૂરિસમ્રાટ્ આ. **શ્રી વિજયનેમિસૂરિજીના** નેતૃત્વમાં અમદાવાદ-નિવાસી શેઠ સારાભાઇ ડાહ્યાભાઇનો કેશરીયાજીનો સંઘ નીકળ્યો હતો, તે સંઘ અહીં આવેલ અને સૂરિજીમહારાજનું આ તીર્થના ઉદ્ધાર માટે લક્ષ ખેંચાયું. ત્યારપછી જીર્ણોદ્ધારનું કામ ચાલે છે. અહીંના હવાપણી સારાં ને નિરોગી છે અને અહીં બ્રાહ્મી ઘણી થાય છે. અત્યારે અહીંના તીર્થની વ્યવસ્થા ઇડરના જૈન સંઘની શેઠ આણંદજી મંગળજીની પેઢી સંભાળે છે. અહીં એક પણ શ્રાવકનું ઘર અત્યારે નથી.

## મોટા પોશીનાજી

ખરેડી સ્ટેશનથી ૧૫ માઇલ દૂર એક બીજું કે જે મોટા પોશીનાજી કહેવાય છે તેનું તીર્થ આવેલ છે. અહીં પણ સમ્પ્રતિ મહારાજાના સમયનું પ્રાચીન મંદિર છે, જે દર્શનીય છે. ધર્મશાળા છે. અહીં સુંદર ભવ્ય પાંચ મંદિરો છે, જેનો જીર્ણોધ્ધાર અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તથા યંગમેન્સ જૈન

સોસાયટી કરાવે છે. અહીંના મંદિરોની મૂર્તિઓ પણ પ્રાચીન, ભવ્ય અને મનોહર છે. આ મોટા પોશીનાજીથી કુંભારીયાજી બાર ગાઉ દૂર છે. ઇડરથી કેસરીયાજી જતાં પગરસ્તે આવતાં ગામોમાં પણ સુંદર જિનમંદિરો છે. એમાં બીલોટામાં બાવન જિનાલયનું ભવ્ય મંદિર છે.

## પલ્લવીયા પાર્શ્વનાથજી (પાલનપુર)

પલ્લવીયા પાર્શ્વનાથજીની સુવર્ણમય મૂર્તિ હતી (પીત્તળની પણ કહેવાય છે). એક વાર આબૂના પરમાર રાજા પ્રહ્લાદને, દ્વેષને વશીભૂત બની આ જૈન મૂર્તિ ગળાવી નાખીને સોનાવડે પોતાના પલંગના પાયા બનાવ્યા. કેટલાક કહે છે કે મહાદેવજીનો પોઠીયો બનાવ્યો, પરંતુ આ પાપકર્મનું ફલ પરમાર રાજાને તરત જ મળ્યું. તેને શરીરે કોઢનો રોગ ફૂટી નીકળ્યો. એના સામંતોએ એકત્ર થઇ એને પદભ્રષ્ટ કરી રાજ્યમાંથી બહાર કાઢ્યો. રાજા દુઃખ અને શરમનો માર્યો જંગલમાં ફરવા લાગ્યો. એક વાર જૈન ધર્મના પરમપ્રભાવિક શ્રી શીલધવલ આચાર્ય તેને મળ્યા. રાજાએ પોતાના દુઃખની કરુણ કહાણી સૂરિજીને કહી સંભળાવી અને પાપનું પ્રાયશ્ચિત્ત માગ્યું. સૂરિજીએ તેની કરુણાભરી વાણીથી દયાળુ બની એને આશ્વાસન આપ્યું અને શ્રી પાર્શ્વનાથજીનુ મંદિર અને મૂર્તિ બનાવવાનું સૂચવ્યું. રાજાએ પ્રાયશ્ચિત સ્વીકાર્યું. સુંદર સોનાના કાંગરાવાળું ભવ્ય જિનમંદિર બંધાવ્યું શ્રી પાર્શ્વનાથજીની મૂર્તિ પણ બનાવી ત્યાં પોતાના નામથી નગર પણ વસાવ્યું અને સૂરિજીના હાથથી પ્રતિષ્ઠા કરાવી. પ્રભુજીના ન્હવણજલથી રાજાનો સર્વ રોગ-શોક નષ્ટ થયો અને રાજા નિરોગી થયો. આ ચમત્કારથી રાજાની શ્રદ્ધા અને ભક્તિ વધ્યાં. નગર પ્રહ્લાદનપુર પણ ઉન્નત થયું. ત્યાં અનેક શ્રીમંત, ધર્મવીર, દાનવીર જૈનો વસવા લાગ્યા. આ પરમાર પાલ્હણદેવ, ધારાવર્ષના પિતાજી થાય છે. પરમાર ધારાવર્ષને પણ કોઢનો રોગ થયો હતો. તેનો રોગ પણ આ પાર્શ્વનાથજીની પૂજા-દર્શન-ન્હવણજલથી મટ્યો હતો.

મહાપ્રભાવિક શ્રી સોમસુંદરસૂરિ અને જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીના જન્મસ્થાન તરીકે આ સ્થાન પ્રસિદ્ધ છે. પરમાર રાજા પાલ્હણે પાર્શ્વનાથજીની પ્રતિમા સ્થાપી હોવાથી પલ્લવીયા પાર્શ્વનાથજીના નામે આ સ્થાન પ્રસિદ્ધ થયું છે.

આચાર્ય શ્રી વિદ્યાનંદસૂરિજીની આચાર્યપદવી થઇ ત્યારે અહીંના શ્રી પલ્લવીયા પાર્શ્વનાથજીના મંદિરમાંથી સુગંધી જલ અને કંકુની વૃષ્ટિ થઇ હતી. આ બન્ને ઉલ્લેખો આ પ્રમાણે મળે છે–

" विद्यानन्दमुनीन्द्रुगादिमहद्ग्रामन्ह्लादने पत्तने यस्याचार्यपदेऽमुचन् दिविषदो गन्धोदकमंडपान ॥ "

(ગુરુપર્વક્રમ)

આ જ વસ્તુને સૂચિત કરનાર બીજો ઉલ્લેખ આ પ્રમાણે મલે છે

" प्रल्हादनस्पृक्पुरपत्तने श्रीप्रल्हादनोर्वीपतिसद्विहारे ।
श्रीगच्छधुर्यैः किल यस्य वर्यश्रीसूरिमंत्रे सति दीयमाने ॥२३॥
सत्पात्रमात्रातिगसद्गुणातिप्रहृष्टहृल्लेखभृदग्र्यलेखाः ।
कर्पूरकाश्मीरजकुंकुमादिगंधोदकं श्राक् ववृषुस्तदानीम् ॥२४॥

" सूरिपददानावसरे सौवर्णकपिशीर्षके प्रल्हादनविहारे मंडपात् कुंकुमवृष्टिः"

(તપગચ્છપટ્ટાવલી)

આ સમયે પાલનપુર એવું સમુન્નત હતું કે તે વખતે પ્રલ્હાદનવિહારમાં "प्रत्यहं मूटकप्रमाणा अक्षताः" × × × षोडशमणप्रमाणानि पूगीफलानि" એટલું પ્રમાણુ એકત્ર થતું હતું. એક સાથે ચોરાશી લખપતિઓ ત્યાં દર્શન કરવા રોજ આવતા. એવું સુખી, સમૃદ્ધ અને ઉન્નત પાલનપુર હતું. વર્તમાન પાલનપુરની આજુબાજુના ટીલામાંથી ખોદતાં જૈ. પ્રતિમાઓ ઘણી વાર નીકળે છે.

## વર્તમાન પાલનપુર

અત્યારે પાલનપુર નવાબી રાજ્ય છે. પાલનપુર સ્ટેટની મુખ્ય રાજધાનીનું શહેર પાલનપુર છે. ચારે બાજુ પાકો કિલ્લો છે. અહીં સુંદર ચાર જૈન મંદિરો છે. ૫-૬ ઉપાશ્રય છે. કન્યાપાઠશાળા, ધાર્મિક પાઠશાળા, બોર્ડીંગ, લાયબ્રેરી, પુસ્તકભંડાર વગેરે છે. ચાર મંદિરોનો ટૂંક પરિચય આ પ્રમાણે છે–

૧. પલ્લવીયાપાર્શ્વનાથજીનું સુંદર મંદિર જે ત્રણ માળનું છે. મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથજીની લગભગ દોઢ ફૂટ ઊંચી સુંદર સફેદ મૂર્તિ છે. ભમતીમાં શ્રી ગોડીપાર્શ્વનાથજીની મૂર્તિ છે મેડી ઉપર શ્રી શાન્તિનાથજીની તથા શીતલનાથજીની વિશાલ મૂર્તિઓ છે.

પલ્લવીયાપાર્શ્વનાથજીની મૂર્તિ રાજા પ્રલ્હાદને, કહે છે કે, સોનાની બનાવરાવી હતી; કિન્તુ કારણવશાત્ પાછળથી આ મૂર્તિ ભોંયરામાં ભંડારી દેવામાં આવી છે જયારે બીજી માન્યતા પ્રમાણે રાજાએ મૂર્તિ પાષાણની જ ભરાવી હતી પરંતુ મુસલમાની હુમલાથી બચવા એ ચમત્કારિક મૂર્તિ કે જેના ન્હવણ જલથી પિતા અને પુત્રનો કોઢ મટ્યો હતો એ મૂર્તિ ભોંયરામાં પધરાવી દેવાઈ છે ત્યારપછી પાર્શ્વનાથજીની નવી મૂર્તિ બનાવી હતી જેની પ્રતિષ્ઠા કોરંટકગચ્છના આચાર્ય શ્રી કક્કસૂરિજીના હાથથી ૧૨૭૪ ના ફાગણ શુદિ ૫ ને ગુરુવારે કરાઇ હતી એવો લેખ છે આ મંદિર ભવ્ય, વિશાલ અને સુંદર છે. અંદર તીર્થના પટ્ટો પણ સુંદર છે.

૨ બીજું મંદિર શ્રી શાન્તિનાથજીનું છે. આ મંદિર પણ ત્રણ માળનું ભવ્ય છે. મૂલનાયકજી શ્રી શાંતિનાથજી છે. મેડી ઉપર શ્રી સંભવનાથજી છે અને ભોંયરામાં શ્રી ઋષભદેવજીની મૂર્તિ છે. આ સિવાય શ્રી મહાવીર ભગવાન અને સીમંધરસ્વામિની મૂર્તિઓ છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર ૧૭૪૭ માં થયો છે અને પ્રતિષ્ઠા શ્રી નયવિજયગણિશિષ્યાણુ શ્રી મોહનવિજયજી ગણિએ કરી છે

સીમંધરસ્વામિની મૂર્તિ પણ ચોદમી સદીના કોરંટક ગચ્છના આચાર્યે પ્રતિષ્ઠિત કરેલી છે. આ સિવાય આ મંદિરમાં એક સપ્તતિશત જિનપટ્ટક છે. આ પટ્ટક પાલનપુરના સમસ્ત શ્રાવક શ્રાવિકાઓએ કરાવેલ છે અને પ્રતિષ્ઠા કોરંટક ગચ્છના આચાર્યશ્રી સર્વદેવસૂરિજીએ કરેલ છે.

૩. ત્રીજું મંદિર શ્રી આદિનાથજીનું છે. મૂલનાયક શ્રી કેસરીયાનાથજીની બદામી રંગની લગભગ બે ફૂટની સુંદર મૂર્તિ છે. મેડી ઉપર શ્રી પાર્શ્વનાથજી છે.

૪. ચોથું મંદિર જેમાં લગભગ ચાર ફૂટ મોટી ભવ્ય શ્રી નેમિનાથજીની મૂર્તિ છે.

ચારે મંદિરો દર્શનીય છે. અત્યારે વર્દ્ધમાન તપ ખાતું, ભોજનશાળા વગેરે પણ છે. ધર્મશાળા પણ છે. ગામ બહાર દાદાવાડી છે જ્યાં ચૈત્રી અને કાર્તિકી પૂર્ણિમાએ સિદ્ધગિરિજીના પટ બંધાય છે. અહીં શ્વે. મૂર્તિપૂજક જૈનોનાં ૫૦૦ ઘર છે. સ્થાનકમાર્ગીઓનાં ૨૦૦ ઘર છે. બન્ને સમાજમાં સંપ સારો છે.

## મગરવાડા

તપાગચ્છના અધિષ્ઠાયક શ્રી મણિભદ્રજીનું તીર્થસ્થાન છે. વસ્તુ એવી બની કે માણેકચંદ શેઠ ઉજ્જયિનીનિવાસી હતા શ્રી આણંદવિમલસૂરિજીના ઉપદેશથી પ્રતિબોધ પામી શત્રુંજયની યાત્રાએ નીકળ્યા હતા અને અહીં મગરવાડા આવતાં ઉપસર્ગ થવાથી અણસણ કરી મૃત્યુ પામી સ્વર્ગે ગયા છે. પછી તીર્થની અને સંઘની રક્ષા સદા કરે છે. એ આ જ મગરવાડા ગામ છે. અહીં ગામમાં સુંદર મંદિર છે. મણિભદ્રજીનું ચમત્કારી દેવસ્થાન છે. જૈન જૈનેતરો બધય આ સ્થાનને માને છે-પૂજે છે. તપાગચ્છના શ્રીપૂજ્ય તો અવશ્ય અહીં આવે છે. મગરવાડા પાલનપુરથી દક્ષિણમાં ૫ થી ૬ ગાઉ છે સોળમી સદીથી આ સ્થાન તીર્થ તરીકે પ્રસિદ્ધિ પામ્યું છે.

## ભીલડીયાજી ( ભીમપલ્લી તીર્થ )

આ તીર્થનું પ્રાચીન નામ ભીમપલ્લી છે. અત્યારે આ પ્રદેશમાં આનું નામ **ભીલડી** તરીકે પ્રસિદ્ધ છે. જૈનો ભીલડીયાજી કહે છે.

વર્તમાન પરિસ્થિતિ

અત્યારે તો ગામ બહાર દૂરથી જૈન ધર્મશાળાનાં મકાનો અને મંદિરનાં શિખરો દેખાય છે. નજીકમાં આવતાં જિનાલયની દેરીઓની ધ્વજાઓ અને ઘંટડીના મીઠા રણકા સંભળાય છે.

મોટા દરવાજામાં થઈ જૈન ધર્મશાળાના કમ્પાઉન્ડમાં જવાય છે. પાનસર જેવી વિશાળ ધર્મશાળા છે દક્ષિણ વિભાગમાં બે માળ છે. મંદિરજી પાસે પૂર્વ વિભાગમાં પણ માળ છે. બાકી ચારે તરફ ધર્મશાળા છે ધર્મશાળાનો ચોક છોડી આગળ જતાં મંદિરનો મોટો દરવાજો આવે છે અંદર જતાં પ્રથમ જ ભોંયરામાં ઉતરવાનુ આવે છે. પગથિયાં ઉતરી અંદર જતાં સુંદર વિશાલ મૂલનાયકજી યદુ-કુલતિલક બાલબ્રહ્મચારી શ્રી નેમિનાથજી પ્રભુનાં દર્શન થાય છે. તીર્થ માહાત્મ્ય છે શ્રી પાર્શ્વનાથજીનુ જ્યારે મૂલનાયકજી છે શ્રી નેમિનાથજી શ્રી પાર્શ્વનાથ ભગવાન તો મૂલનાયકજીની ડાબી બાજુ ભારવટીયા નીચે બિરાજમાન છે

શ્રી ભીલડીયા પાર્શ્વનાથજીની પ્રતિમાજી નાના છે સુંદર પરિકર અને સપ્ત ફણાથી વિભૂષિત છે આખુ પરિકર અને મૂલનાયકજી શ્યામ પત્થરના છે અને સાથે જ કોતરેલ છે જેમના નામથી તીર્થની વિખ્યાતિ છે તે મૂલનાયકજી કેમ નથી ? આ પ્રશ્ન બધાને વિચારમાં મૂકી દે છે.

ભીમપલ્લીમાં મંદિર સ્થાપિત થયાનો સંવત્ વિ. સં. ૧૩૧૭ મળે છે. આ માટે પંડિત લાલચંદ ભગવાનદાસ ભાઈએ એક પ્રમાણ આપ્યુ છે કે-"વિ. સ. ૧૩૧૩ માં શ્રી જિનેશ્વરસૂરિએ પાલણપુરમાં શ્રાવકધર્મપ્રકરણ રચ્યું હતું અને તેના ઉપર ૧૩૧૭ માં શ્રી લક્ષ્મીતીલક ઉપાધ્યાયે પંદર હજાર શ્લોકપ્રમાણ ટીકા રચી હતી. તેની સમાપ્તિ કરતાં ટીકાકાર જણાવે છે કે-આ વર્ષે ભીમપલ્લીનું વીર મંદિર સિદ્ધ થયુ. તે મૂળ ઉલ્લેખ આ પ્રમાણે છે.

" श्रीवीजापुरवासुपूज्यभवने हैमः सदण्डो घटे ।
यत्रारोप्यथ वीरचैत्यमसिधत् श्रीभीमपल्ल्यां पुरि
तस्मिन् वैक्रमवत्सरे मुनिशशि-त्रेतेन्दुमाने चतु-
र्दश्यां माघसुदीह चाचिगनृपे जावालिपुर्यां विभौ ।
वीरार्हद्-विधिचैत्यमंडनजिनाधीशां चतुर्विंशति
सौधेषु ध्वजदण्ड-कुम्भपटलीं हैमीं महिष्ठैर्महैः
श्रीमत्सूरिजिनेश्वरा युगवराः प्रत्यष्ठुरस्मिन् क्षणे
टीकाऽलङ्कृतिरेपिकाऽपि समगात् पूर्तिप्रतिष्ठोत्सवम् ॥ "

(પ્રવર્તકજી શ્રી કાંતિવિજયજી મહારાજના સંગ્રહની પ્રતિ, પ્રશસ્તિશ્લોક ૧૬-૧૭)

ભાવાર્થ—જે વર્ષમાં બીજાપુરના વાસુપૂજ્ય જિનમંદિર પર સુવર્ણદંડ સાથે સુવર્ણકલશ ચડાવવામાં આવ્યો, અને જે વર્ષમાં ભીમપલ્લીપુરમાં વીરપ્રભુનું ચૈત્ય સિદ્ધ થયું, તે વિક્રમ સંવત ૧૩૧૭ માં મહા શુદિ ૧૪ ને દિવસે ચાચિગરાજાના રાજ્યસમયમાં જાવાલિપુર(જાલોર)માં વીરજિનના વિધિચૈત્યના મંડનરૂપ ચોવીશ જિનેશ્વરોના મંદિરો પર મોટા મહોત્સવપૂર્વક યુગપ્રધાન શ્રીજિનેશ્વરસૂરિએ ધ્વજદંડ સાથે સોનાના કલશોની પ્રતિષ્ઠા કરી. એ ક્ષણે આ ટીકારૂપી અલંકાર પણ પરિપૂર્ણ પ્રતિષ્ઠિત થયો.

અર્થાત્ ૧૩૧૭ માં ભીમપલ્લીમાં વીર મંદિર સ્થાપિત થયું છે, પરંતુ ત્યારપછી એ જ સૈકામાં ભીમપલ્લીનો નાશ થયો છે.

અત્યારે મૂલનાયકજી શ્રી નેમિનાથ પ્રભુજીની જમણી બાજુ શ્રી આદિનાથ પ્રભુજી અને ડાબી બાજુ પાષાણની ચોવીશી છે. મૂલનાયકજી અને ડાબી બાજુના પાષાણની ચોવીશીની વચમાં બારવટ નીચે શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમાજી છે. મૂલનાયકજી પણ પ્રાચીન છે. શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમા પણ સંપ્રતિ મહારાજાના સમયના કહેવાય છે. મૂલ ગભારાની બહાર અને રંગમંડપમાં ડાબી તરફ ખૂણામાં શ્રી ગૌતમ ગણધરેંદ્રનાં પ્રતિમાજી છે, જેના નીચે શિલાલેખ છે, જે આ પ્રમાણે છે—

*(१) " संवत् १३३४ (२४) वैशाख वदि ५ बुधे श्रीगौत-

(२) मस्वामीमूर्तिः श्रीजिनेश्वरसूरिशिष्य श्री जि-

(३) नप्रबोधसूरिभिः प्रतिष्ठिता कारिता च सा.

(४) बोहिथ पुत्र सा. वइजलेन मूलदेवादि

(५) कुटुम्बसहितेन स्वश्रेयोऽर्थः स्वकुटुम्बश्रेयोऽर्थं च "

ભાવાર્થ:—સંવત ૧૩૩૪-(૨૪) માં વૈશાખ વદિ ૫ ને બુધવારે શ્રી ગૌતમસ્વામીની મૂર્તિની પ્રતિષ્ઠા શ્રી જિનેશ્વરસૂરિશિષ્ય શ્રી જિનપ્રબોધસુરિજીએ કરાવી છે. જેમણે મૂર્તિ બનાવરાવી છે તે શ્રાવકનુ નામ સા. બોહિથના પુત્ર વઈજલ અને મૂલદેવે પોતાના અને કુટુમ્બના શ્રેયને માટે આ ભવ્ય મૂર્તિ કરાવી છે.

* શ્રી ભીલડીયાજી તીર્થવર્ણન નામની બુક છપાઈ છે તેમાં સંપાદક મહાશયે ૧૩૨૪ નો સંવત મૂક્યો છે, સા. પછી થોડા મીંડાં મૂક્યા છે, " વઈજલેન " ને બદલે ' સીરી વઈજનેન " છે, " કુટુમ્બસહિતેન "ને બદલે " ભ્રાતૃસહિતેન " છે. ઉપરનો લેખ તો અમે વાંચીને લીધો છે. આ પાઠાંતર તો કોઈ ઇતિહાસવિદ્ એને મેળવી સત્યશોધક બને તે હેતુ માટે જ આપ્યા છે.

:(આ મૂર્તિ ઉભડક હાથ જોડી બેઠેલી છે બે હાથમાં ચાર આંગળીઓ અને અંગૂઠાની વચમાં મુહપત્તિ છે. પાટ ઉપર બિરાજમાન છે. શરીર ઉપર કપડો છે. જમણો ખભો ખુલ્લો છે, નીચે બે બાજુ હાથ જોડી શ્રાવક બેઠેલા છે.)

અહીંના વીરમંદિર બન્યાનો બીજો એક પ્રાચીન ઉલ્લેખ ઉપલબ્ધ થયો છે. વિ. સં. ૧૩૦૭ માં શ્રી અભયતિલક ગણીએ **શ્રી મહાવીર રાસ** બનાવ્યો છે. એમાં આ પ્રમાણે લખ્યું છે—

ભીમપલ્લીપુરિ વિહિભવણી અનુસઠિઉં વીરૂ જીણિંદુ;
દરિસણિ મિત્ત વિભવિય જણુ અનુતોડઈ ભવદુહકંદો. ॥ ૩ ॥

× × ×

તસુ ઉવરિ ભવણુ ઉત્તંગ વરતોરણું મંડલિયરાયઆ એસિઆ ઇસોહણું;
સાહુણા ભુવણ*પાલેણુ કારાવિયં જગધરાહ સાહુકુલિ કલસ ચડાવિયં. ॥૧॥

---

* આ મંદિર બંધાવનાર ભુવનપાલ શાહ ઓસવાલ—ઉકેસવંશમાં થયા છે. તેમના મૂલપુરુષ ક્ષેમંધર શાહ, તેમના પુત્ર જગધર શાહ. તેમને ત્રણ પુત્રો હતા. યશોધવલ, ભુવનપાલ અને સહદેવ. ભુવનપાલને ખીમસિંહ અને અભયકુમાર નામે બે પુત્રો હતા. તેણે ધન્યશાલિભદ્ર અને કૃતપુણ્યનાં ચરિત્રો લખાવ્યાં છે. ભુવનપાલ અને તેમના પૂર્વજોએ અજમેર, જેસલમેર, ભીમપલ્લીમાં અનેક સુકૃત કાર્યો કરી પોતાની લક્ષ્મીનો સદુપયોગ કર્યો છે.

ભીમપલ્લીમાં ભુવનપાલે મંડલિકવિહાર બનાવ્યો છે તે મંડલિક મહારાણાની પ્રીતિભરી સહાયતાથી આ મંદિર બન્યું છે માટે મંડલિકવિહાર નામ આપ્યું છે. એમણે આ પ્રાચીન મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી એ મંદિરને વિશાલ બનાવ્યું અને ધ્વજાદંડ વગેરે ચઢાવ્યાં છે.

ભીમપલ્લીમાં સોલંકી—વાઘેલા રાજાઓ રાજ્યકર્તા હતા અને તેઓ ગુર્જરેશ્વરોની આજ્ઞામાં હતા. મહારાજા કુમારપાલે વાઘેલા અર્ણોરાજને ભીમપલ્લીનો સ્વામી બનાવ્યો હતો. આ અર્ણોરાજે ભીમદેવને (બીજાને) ગુર્જરેશ્વર બનાવવામાં સહાયતા કરી હતી.

ભીમપલ્લી ઉપરથી ભીમપલ્લીય ગચ્છ પણ નીકળ્યો છે એમ લેખો ઉપરથી જણાય છે. આ ગચ્છના સં. ૧૫૦૬ થી ૧૫૯૮ ના લેખો મળ્યા છે. આ ઉપરથી એમ લાગે છે કે સોળમી સદીમાં પણ ભીલડીયા ઉન્નત, પ્રસિદ્ધ અને સમૃદ્ધિશાળી હશે ખરૂં. સં. ૧૫૦૬નો લેખ આ પ્રમાણે છે—

**सं १५०६ वर्षे वैशाख शु. १२ गुरौ गुर्जर ज्ञा. दो. गोपाल भा. लाई पितृमातृश्रेयसे सुतधर्मदासयराभ्यां श्रीशीतलनाथबिंबं का. श्रीपूर्णिमापक्षे भीमपल्लीय भ. श्रीजयचंद्रसूरिणामुपदेशेन प्र०**

બીજા ૧૫૦૭ ના લેખમાં શ્રી જયચંદ્રસૂરિજીના ગુરુનું નામ પાસચંદસૂરિપદે લખ્યું છે.

હેમધય દંડકલસો તહિ કારિઉ પન્નણુ ઉધ્ધેસર સુગુરૂ પાસિ પય ઠાવિઉ;
વિક્કમેવરિ સતેરહ ઇગ્ગત્તરુત્તરે સેય વઇસાહુ દસમી ઇંદુહુવાસ રે.

વિ. સં. ૧૩૧૭ ભીમપલ્લીમાં વિધિભવન-અપરનામ મંડલીકવિહારમાં શ્રી વીર પ્રભુની પ્રતિમા શાહુ ભુવનપાલે સ્થાપિત કરી, પ્રતિષ્ઠા જિનેશ્વરસૂરિજીએ કરાવી. આ પ્રતિમાજી દર્શન માત્રથી ભવદુઃખનો નાશ કરે છે. (શ્રી જિનેશ્વરસૂરિજી તેરમી સદીના પ્રસિદ્ધ જૈનાચાર્ય છે. વિ. સં. ૧૨૪૫ માં મરુકોટમાં જન્મ, જન્મ નામ અંબડ, સં. ૧૨૫૫ માં જિનપતિસૂરિજી પાસે ખેડામાં દીક્ષા, ૧૨૭૮ માં આચાર્ય પદ જાલોરમાં, સૂરિજીએ ૧૩૧૩ માં પાલણપુરમાં શ્રાવકધર્મપ્રકરણ રચ્યું હતું, તેમજ ચંદ્રપ્રભચરિત્ર અને બીજાં પણ અનેક સ્તુતિસ્તોત્રો બનાવ્યાં છે. વિ. સં. ૧૩૩૧ માં જાલોરમાં સ્વર્ગવાસ.) ઉપરના સંવત ૧૩૧૭ ના સ્થાને સત્તુત્તરે એવો પાઠ પણ મળે છે એટલે ૧૩૦૭ માં પ્રતિષ્ઠા કરાવી એમ પણ સંભવે છે.

આ મહાવીર મંદિર પહેલાંનું અર્થાત્ ૧૩૧૭ પહેલાં પણ ભીમપલ્લીમાં શ્રી વીરપ્રભુનું મંદિર હતું જુઓ-"ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ" શાહુરયણકૃત શ્રી જિનપતિસૂરિકૃત ધવલ ગીતમ્.

"બાર અઠાર એ વીર જીણાલયે ફાગુણ વદિ દસમિય પવરે;
વરીય સંજમસિરીય ભીમપલ્લીપુરે નન્દિવર ઠવિય જિણચંદસુરે. ॥ ૭ ॥"

સં. ૧૨૧૮ માં ભીમ પલ્લીમાં (ભીલડીયાજીમાં) વીરમંદિરમાં ફાગણ વદિ ૧૦ જીણચંદસૂરિજી પાસે દીક્ષા (જિનપતિસૂરિજીએ) લીધી. આ વસ્તુનો જિનપતિસૂરિજીના ગીતમાં પણ ઉલ્લેખ છે. અર્થાત્ ૧૨૧૮ પહેલાં ભીલડીયાજીમાં શ્રી વીરમંદિર હતું.

ઉપર્યુક્ત શ્રી જિનપતિસૂરિજી ૧૨૭૭ અષાઢ શુદિ દશમે પાલણપુરમાં સ્વર્ગવાસ પામ્યા હતા અને તેમનો સ્તૂપ પણ પાલણપુરમાં બન્યો હતો, જેનો ઉલ્લેખ ઉપર્યુક્ત બન્ને પદ્ય ગીતોમાં છે.

ઉપરના બન્ને પ્રમાણો એમ સિદ્ધ કરે છે કે ૧૨૧૮ પહેલાં પણ અહીં શ્રી વીરભુવન મંદિર હતું. પછી સં. ૧૩૧૭(૧૩૦૭)માં ભૂવનપાલ શાહે ઉધ્ધાર કરાવી ધ્વજાદંડાદિ ચઢાવ્યાં અને તેનો જે ઉત્સવ ઉજવાયો તેનું રસિક કાવ્યમય વર્ણન મહાવીર રાસમાં જોવાય છે. પાછળ પૃ. ૨૧૬ માં આવેલા લેખમાં પણ ધ્વજાદંડા-

---

૧૫૩૬ ના લેખમાં શ્રીપૂર્ણિમાગચ્છે ભીમપલ્લીય મ० શ્રીમાવચંદ્રસૂરિપટ્ટે શ્રીચારિત્રચંદ્રસૂરિણામુપદેશેન પ્રતિષ્ઠિતમ્...

આવી જ રીતે ૧૫૩૮ અને ૧૫૯૮ ના લેખોમાં પણ શ્રી પૂર્ણિમા ગચ્છે શ્રી ભીમપલ્લીય નામ છે.

આ દૃષ્ટિએ ભીલડીયાની પ્રાચીનતા અને મહત્વતા સમજવા જેવી છે.

દિક અને કલશોના અભિષેકનું સૂચન છે એ પણ આપણને આ જ વસ્તુનો નિર્દેશ કરે છે.

ઉપરના ભાગમાં મૂલનાયકજી શ્રી મહાવીર પ્રભુજી છે, પરંતુ એમ કહેવાય છે કે મૂલનાયકજીના ડાબા પડખે બિરાજમાન શ્રી શાંતિનાથ પ્રભુજી મૂલનાયક હતા. આ પ્રતિમાજી બહારના ભાગમાંથી ખોદકામ કરતાં નીકળેલ છે. તેના ઉપર લેખ છે પણ ઘસાઈ ગયો છે. માત્ર સં. ૧૪૩૫ કે ૨૯ વંચાય છે; બાકી વંચાતું નથી પરંતુ એક ધાતુમૂર્તિનો લેખ નીચે પ્રમાણે મળે છે.

**सं. १२१५ वर्षे वैशाख सुदि ९ दिने श्रे. तिहणसर भार्या हांसीश्रेयोऽर्थं रतमानाकेन श्रीशांतिनाथबिंबं कारितं, प्रतिष्ठितं न....ति....गच्छीय श्री-वर्धमानसूरिशिष्यैः श्रीरत्नाकरसूरिभिः ।**

**ભાવાર્થઃ**—સં. ૧૨૧૫ માં વૈશાખ શુદિ ૯ શ્રેષ્ઠી તિહણસરની પત્ની હાંસીના શ્રેયને માટે રતમાનાએ શ્રી શાંતિનાથ પ્રભુની પ્રતિષ્ઠા કરાવી. પ્રતિષ્ઠાપક શ્રી વર્ધ્ધ-માનસૂરિ શિષ્ય શ્રી રત્નાકરસૂરિજી મહારાજ છે. આ બન્ને શિલાલેખોમાં આવેલા આચાર્ય મહારાજોનો પરિચય હવે પછી આપવાનો ઇરાદો છે.

આ પ્રતિમાજી પણ પ્રાચીન અને ભવ્ય છે. જ્યારે અત્યારે મૂલનાયકજી તરીકે બિરાજમાન શ્રી વીરપ્રભુની પ્રતિમાજી વગેરે ત્રણ પ્રતિમાઓ પાલણપુરથી લાવવામાં આવેલ છે અને જીર્ણોદ્ધાર સમયે એમની પ્રતિષ્ઠા કરાવી છે. આ નૂતન જીર્ણોધ્ધાર અને પ્રતિષ્ઠા ૧૯૮૨ માં થયેલ છે જેનો શિલાલેખ મંદિરની બહારના ભાગમાં પત્થરમાં ગુજરાતી ભાષામાં લખેલો છે.

પ્રદક્ષિણામાં ફરતી ૩૧ દેરીઓ છે. જેમાં એકમાં ચક્રેશ્વરી દેવી છે અને બાકીમાં જિનેશ્વર પ્રભુની નાની નાની મૂર્તિઓ બિરાજમાન છે.*

આ સિવાય ૧૩૫૮ ના બે પ્રાચીન લેખો શ્રીભીલડીયાજીમાંથી મળેલા છે જે ક્રીસ્ટે નામના ફ્રેંચ વિદ્વાને લીધેલા છે. તે વડોદરા સ્ટેટની લાયબ્રેરીમાં એપીગ્રાફિકા ઇન્ડિકામાં પ્રગટ થયેલા છે.

જીર્ણોદ્ધાર પહેલાં ઉપરના ભાગમાં મૂલનાયકજી શાંતિનાથજી હતા એમ આગળ જણાવાયું છે ત્યારે બન્ને બાજુ બીજી ખંડિત મૂર્તિઓ હતી, નવા જીર્ણોદ્ધાર વખતે તે મૂર્તિઓ પધરાવી દઈ પાલણપુરથી લાવેલ ત્રિગડું—ત્રણ

* ભીલડીમા પાર્શ્વનાથજીના મંદિરમાં ઉપરના ભાગમાં બે પાદુકાની જોડ છે જેમા નીચે પ્રમાણે લેખ છે.

" સંવત્ ૧૮૩૭ ના વર્ષે પોસમાસે કૃષ્ણપક્ષે ત્રયોદશીતિથૌ ચંદ્રવાસરે ॥ ભટ્ટારક શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રી હીરવિજયસૂરીશ્વરગુરુભ્યો નમો નમઃ ॥ શ્રી શ્રી ૫ । શ્રી હેતવિજય ગ. પાદુકા છે ॥ પં. ॥ શ્રી મહીમાવિજયગણિ પાદુકા છે. ॥

મૂર્તિઓ ઉપરના ત્રણે ગભારાવાં પધરાવેલ છે. જેમાં મૂલનાયક શ્રી મહાવીરપ્રભુ, જમણી બાજુ શાંતિનાથજી, ડાબી બાજુ શ્રી મુનિસુવ્રતસ્વામી છે. કોઈના ઉપર લેખ નથી. ઉપર પણ ચાર પ્રતિમાઓ છે.

પ્રદક્ષિણાની શિખરની દેરીઓ અને મંદિર ઉપરની દીવાલ ઉપર જીર્ણોદ્ધાર વખતે બાવાઓનાં વિવિધ પુતળાં મૂકેલાં છે. એકના હાથમાં ઢોલ, બીજાના હાથમાં સારંગી, ત્રીજાના હાથમાં ભુંગળું, એકના હાથમાં ચલમ ફૂંકતા આ પુતળાં એવાં બેઢંગા અને અનાકર્ષક છે કે એ ત્યાં શોભતાં જ નથી. જીર્ણોદ્ધાર કરાવનાર મહાનુભાવની બેદરકારીથી જ આવાં પુતળાં રાખ્યાં લાગે છે પણ હવે સુધારો થવાની જરૂર છે.

દંતકથાઓ.

ભીલડીયાજી તીર્થવર્ણનમાં કેટલીક દંતકથાઓ પ્રચલિત છે, તે પણ જોઈ લઈએ.

૧. ભીલડીયાજી માટે એક પ્રાચીન દંતકથા એવી છે કે મગધસમ્રાટ પ્રસેનજિત-ના પુત્ર શ્રેણિકકુમાર પિતાજીથી રીસાઈને ચાલતા ચાલતા અહીં આવ્યા હતા અને એક રૂપવતી ભીલકન્યા સાથે પ્રેમગ્રંથીથી બંધાઈ તેની સાથે પરણ્યા પછી અહીંથી જતી વખતે શ્રેણિકે પોતાની સ્ત્રીના પ્રેમસ્મારકરૂપ ભીલડી નામનું નગર વસાવ્યું. આ દંતકથામાં કેટલું સત્યાંશ છે એ તો સુજ્ઞ વાંચકો સ્વયં વિચારી લ્યે.

૨. આ નગરીનું પ્રાચીન નામ ત્રંબાવતી હતું. તે બાર કોશના ઘેરાવામાં હતી આ નગરીમાં સવાસો શિખરબંધ જિનમંદિરો હતાં સવાસો પાકા પત્થરના બાંધેલા કૂવા હતા. ઘણી વાવો હતી. અન્ય દર્શનીઓનાં પણ ઘણાં મંદિરો હતાં. સુંદર રાજગઢી અને મોટાં બજાર હતાં. અત્યારે પણ ખોદકામ થતાં રાજગઢી તો નીકળે છે-દેખાય છે.

૩. ભીલડીયાજીથી રામસેન જવાનું ભોંયરું હતું. આ નગરીના નાશ માટે બે દંતકથાઓ છે, જે નીચે પ્રમાણે છે.

૪. એક વાર આ નગરમાં વિદ્વાન બહુશ્રુત નિમિત્તજ્ઞ મુનિવર ચાતુર્માસ હતા. આ વખતે કાર્તિક માસ બે હતા. મુનિવરને નિમિત્તજ્ઞાનથી ખબર પડી કે બીજા કાર્તિકમાં આ નગરીનો નાશ થશે એટલે બીજા કાર્તિકમાં ચાતુર્માસ સંપૂર્ણ થવાનું છતાં ય એક માસ પહેલાં અર્થાત્ પ્રથમ કાર્તિકમાં ચોમાસી પ્રતિક્રમણ કરી અન્યત્ર વિહાર કરી ગયા. આ વખતે સાથે ઘણાં શ્રાવક કુટુંબો પણ ચાલ્યા ગયા. તેમણે જઈને જે સ્થળે ઠેકાણું કર્યું તે *રાધનપુર કહેવાયું. મુનિરાજના ગયા પછી

* અત્યારે પણ રાધનપુરના ભીલડીયા કુટુંબની કે વસ્તી અહીં છે. આપણી ધર્મશાળા સામે જ પૂર્વદિશામાં આરસનો બંધાવેલો કૂવો છે. એ કૂવામાં એ ગોત્રદેવી છે. કહે છે કે દેવીની મૂર્તિ આરસની હતી. મુસલમાની હુમલાના સમયે તે મૂર્તિ કૂવામાં

ટૂંક સમયમાં જ નગરીનો ભયંકર રીતે વિધ્વંસ થયો. આગ વરસી અને નગર બળીને 'ખાખ× થયું.'

---

પધરાવી દીધી. થોડા વર્ષો પહેલાં રાધનપુરના મસાલીયા કુટુમ્બના એક મહાનુભાવને સ્વપ્ન આવ્યું કે દેવીની મૂર્તિ અંદર છે એને બહાર કાઢો. પછી ત્રણ કોશ જોડાવી પાણી બહાર કઢાવ્યું; અંદર ખોદાવ્યું. મૂર્તિ તો ન નીકળી પરંતુ પાણી પણ હવે નથી રહેતું. ખાલી કૂવો પડ્યો છે અને મસાલીયાના ગોત્રદેવી અહીં મનાય છે.

રાધનપુરમાં સુંદર ૨૫ જિનમંદિરો છે. શ્રાવકોનાં ઘર પણ સેંકડો છે. ભાવિક છે અને ધર્મશ્રદ્ધાળુ પણ છે, પરંતુ એની કીર્તિ અને નામના પ્રમાણે અત્યારે ક્રિયાભિરૂચી રહી નથી. તેમજ એનું સંગઠન આજે નથી. હાલની ઊગતી પ્રજામાં ધાર્મિક જ્ઞાન પ્રાપ્ત કરવાની ધગશ પણ નથી રહી. જિનમંદિરો પરમદર્શનીય અને આહ્લાદક છે. તેમજ અહીં હસ્તલિખિત પુસ્તકોના જુદા જુદા ભંડારો પણ સારા છે.

૧ પૂ. આ. શ્રી વિજયવીરસૂરિજી મહારાજનું જ્ઞાનમંદિર.

૨ પૂ. આ. શ્રી વિજયભદ્રસૂરિજી મહારાજનું જ્ઞાનમંદિર.

૩. શ્રી આદિનાથજીના મંદિરનો જ્ઞાનભંડાર કે જે અત્યારે સાગરના ઉપાશ્રયમાં છે.

૪ ખખી દોશીની પોળમાં યતિવર્ય શ્રી લાવણ્યવિજયજીનો જ્ઞાનભંડાર.

૫ તંબોલી શેરીનો જ્ઞાનભંડાર.

આ ભંડારોમાં એવાં કેટલાંક સારાં પુસ્તકો છે જે અદ્યાવધિ પ્રકાશિત નથી થયાં. કેટલાકનાં નામ જૈન ગ્રંથાવલીમાં પણ નથી. કોઈ જ્ઞાનપ્રેમી મહાનુભાવ અહીં લાંબા સમય રહી જાતે જ નિરીક્ષણ કરી 'રાધનપુર જૈન જ્ઞાનભંડારના પુસ્તકોનું લીસ્ટ' બહાર પાડે તો સારૂં છે.

× આ. શ્રી મુનિસુંદરસૂરિજી પોતાની ગુર્વાવલીમાં આ નગરના ભંગ માટે નીચે પ્રમાણે નોંધ આપે છે—

"श्रुतातिशायी पुरि भीमपल्ल्यां, चतुर्मासु चाद्येऽपि हि कार्तिकेऽसौ ।
अगात् प्रतिक्रम्य विबुध्य भावि, भंगं परेकादशसूर्यबुद्धम् ॥"

"શ્રુતજ્ઞાનના અતિશયવંતા ( આ. સોમપ્રભસૂરિજી ) ભીમપલ્લી નગરીમાં ચાતુર્માસમાં બારમા ભૂવનમાં રહેલા સૂર્યથી, નગરીના નાશને જાણી પહેલા કાર્તિકમાં જ ચૌમાસી પ્રતિક્રમી ચાલ્યા ગયા.

આ પ્રસંગ ૧૩૫૩ થી ૫૫ ની મધ્યનો છે.

સોમપ્રભસૂરિજીનો દીક્ષાસમય ૧૩૨૧ છે. ૧૩૩૨ માં તેઓ આચાર્ય થયા છે. અને ૧૩૭૩ માં તેમનું સ્વર્ગગમન છે ત્યારે ઉપરનો પ્રસંગ આ પહેલાં જ બન્યાનું નિશ્ચિત થાય છે. એટલે ૧૩૫૩ થી ૧૩૫૫નો સંવત ઘટી શકે છે.

કુતુબુદ્દીન એબકે સં. ૧૩૫૫ અને ૧૩૫૭ વચ્ચે ગુજરાત ઉપર હુમલો કર્યો છે. ત્યાંથી વળતાં ભીલડીયા, રામસેન ને ભીનમાલને તોડતો જાલોર ગયો છે.

આ નગરના ભસ્મીભૂત થયાની વાત અમુક અંશે સાચી લાગે છે. અત્યારે પણ અહીં ત્રણચાર હાથ જમીન ખોદ્યા પછી રાખ, કોલસા અને ઈંટોના બળેલાં ઘર દેખાય છે.

૫. આ નગરીમાં ગર્ધભસિંહ રાજા હતો. આ રાજા ઇંદ્ર નામના રાજાની રૂપવંતી કુમારિકા સાથે પરણ્યો હતો. રાજા દિવસે માનવી રહેતો અને રાજકાજ કરતો હતો અને રાત્રે ગધેડાનું રૂપ કરતો હતો. આથી રાણી મુંઝાઇ ગઇ. રાણીએ આ વાત પોતાની માતાને કહી. માતાએ કહ્યું કે જ્યારે રાજા ગધેડાનું શરીર છોડી માનવી બની જાય ત્યારે તું એ ગધેડાના શરીરને બાળી મૂકજે એટલે ગધેડો થતો અટકશે. રાણીએ ગધેડાના શરીરને જ્યારે બાળવા માંડયું ત્યારે રાજાના અંગે પણ આગ થવા લાગી તેથી ક્રોધના આવેશમાં તેણે આખી નગરી બાળી નાખી.

૬. સૂરો સાલો અને ઢોલીના બે પાળીયા હતા. સૂરો સાલો રાજા હતો—રાજકુમાર હતો અને પરણવા જતાં રસ્તામાં લુંટાયો છે અને મરાયો છે તેમાં એનો ઢોલી પણ મરાયો છે, જેના પાળીયા બન્યા.

૭. અહીં ઘણા જૂના પાળીયા ઉપર ૧૩૫૪–૧૩૫૫–૧૩૫૬ ના લેખો મળે છે.

૮. મંદિરમાં ઉપરના ભાગમાં બિરાજમાન મૂલનાયકજીની પાસેના શ્રી શાંતિનાથજીની પ્રતિમાજી કૂવા નજીક સ્નોઠાની ધર્મશાળા કરાવતાં પાયામાંથી નીકળેલ છે, જેના ઉપર પંદરમી સદીનો લેખ છે.

૯. દેરાસરની પાછળ પશ્ચિમમાં રાજગઢી હતી. આ જગ્યાએ ખોદતાં પુષ્કળ ઈંટો અને પત્થર નીકળે છે. તેમજ બંદુકોના થોક નીકળતા જેને અડતાં ભુક્કો થઈ જતો. આજે પણ આ સ્થાનને લોકો ગઢેહુ તરીકે ઓળખે છે.

૧૦. નવી ભીલડી–ભીલડીયાજી વસ્યા પહેલાં આપણા મંદિરજીની ચારે તરફ ગાઢ જંગલ હતું, જેમાં શિકારી પશુ પક્ષીઓ પણ રહેતાં. પૂજારી ભીલડીયાજી નજીકના ઘરના ગામમાં રહેતો હતો. એક વાર સાવધાનીથી આવી જઈ પૂજા–દીપક વગેરે કરી જતો.

૧૧. પાળીયા સૂરા સાલાના પાળીયાની નજીકનાં એક દેરાસર હતું જેને લોકો રાંક દેરાસર નામે ઓળખતા. અત્યારે ત્યાં કશું નથી, માત્ર ટીંબો છે. આ મંદિર કોઈએ જોયું નથી પરંતુ અહીં મંદિર હતું એવી વાતો સાંભળી છે.

૧૨. દેરાસરની જગાના ટીંબાથી થોડે દૂર સાઠ વીઘા જમીનનું મોટું તળાવ હતું એને ભીમ તળાવ કહેતા. કહે છે કે પાંડવો અહીં આવ્યા હતા ત્યારે ભીમે અહીં પાણી પીધું હતું અને તળાવ બંધાવ્યું ત્યારથી ભીમતળાવ કહેવાયું.

૧૩ મંદિરજીની નજીક આજુબાજુ ખોદાવતાં ઈંટો, પત્થરો અને ચુનો નીકળે છે. ઈંટો ફૂટથી દોઢ ફૂટ લાંબી પહોળી અને વજનમાં આશરે પંદર શેરની હોય છે. પત્થરો તો ઘણા નીકળ્યા છે. લોકો લઈ જાય છે. કૂવાના થાળામાં, હવાડામાં અને કૂવા ઉપર તેમજ મકાનમાં પણ લગાવ્યા છે. ડીસા, વડાવળ સુધી પત્થરો

ગયા છે: અહીંની ધર્મશાળામાં પણ વાપર્યા છે. કેટલાક પત્થરો તો સારી કોરણીવાળા હતા, ઘણીવાર ટકા જેવા સીક્કા પણ નીકળે છે.

૧૪. અલ્લાઉદ્દીન ખુનીએ પાટણ તોડયું તે જ અરસામાં અર્થાત્ ૧૩૫૩ માં આ નગર તોડયું છે.

૧૫. રામસેનથી ભીમપલ્લી બાર કોશ દૂર છે.

૧૬. નવું ભીમપલ્લી ૧૮૭૨ માં વસ્યું. ડીસાના વતની મેતા ધરમચંદ કામદારે ડીસાના ભીલડીયા 'અણુદા" બ્રાહ્મણને પ્રેરણા કરી, રાજ્યની મદદથી નવું ભીલડીયા વસ્યું છે. શ્રાવકોનાં ઘર અત્યારે પાંચ છે. ૧૮૯૦ માં નવું નાનું જિનમંદિર બન્યું છે. ૧૮૯૨ માં પ્રતિષ્ઠા થઇ છે. અહીં રહેલી અંબિકાદેવીની મૂર્તિ નીચે નીમ્ન લેખ છે. સં. ૧૩૪૪ વર્ષે જયેષ્ઠ શુદિ ૧૦ બુધે શ્રે. *લખમસિંહેન **અંબિકા કારિતા** ગામના મંદિરમાં પણ મૂલનાયકજી શ્રી નેમિનાથજી છે અને આજુબાજુ ચંદ્રપ્રભુ અને આદિનાથજી બિરાજમાન છે.

આણુંદસૂરગચ્છના શ્રી વિજયરાજસૂરિજી કે જેમનો સમય વિ. સં. ૧૭૦૪ થી ૧૭૪૨ છે તેમણે ૧૭૨૫ પછી હમીરાચલ, તારણગિરી, આરાસાણ, નંદીય (નાંદીયા), રાણકપુર, સંખેશ્વરજી, ભીલડીક (ભીલડીયાજી) એમ સાત તીર્થોના જીર્ણોધ્ધાર કરાવ્યા છે.

આ હિસાબે આ તીર્થનો ૧૭૧૫ પછી જીર્ણોદ્ધાર થયો છે, પરન્તુ વળી મુસલમાની હુમલામાં મંદિરને અને નગરને નુકશાન પહોંચ્યું છે. શ્રાવકોએ મૂલનાયકજીને મૂલ જગ્યાએથી હટાવી રક્ષણ માટે બીજે સ્થાને હટાવી દીધા. ત્યારપછી આ મૂર્ત મૂલનાયકને બદલે બાજુના સ્થાને પધરાવી હોય એમ લાગે છે એટલે જ ૧૮૭૨ માં નીચેનો પ્રસંગ બન્યો હશે.

૧૭૨૫ ના જીર્ણોધ્ધાર પછી ૧૭૪૬ માં આવેલા કવિ શીલવિજયજી લખે છે કે **'ધાણધારે ભીલડીઉ પાસ'** ધાણધારના ભીલડીયા નગરમાં ભીલડીયા પાર્શ્વનાથજી છે. અને ત્યારપછી હુમલામાં મૂલનાયક સ્થાનેથી રક્ષણ માટે પ્રતિમાજીને હટાવી અન્યત્ર પધરાવ્યાં હોય એમ લાગે છે

૧૭. નવા ભીલડીયા વસ્યા પછી અહીંના શ્રાવકો તીર્થની સંભાળ લેતા હતા. સં. ૧૯૩૬ પછી પં. શ્રી ઉમેદવિજયના ઉપદેશથી ડીસાના શ્રી સંઘે વહીવટ સંભાળ્યો. અને પાટણના રહીશ પરીખ વીરચંદભાઇને વહીવટ સોંપ્યો, તેમણે આજુબાજુની જમીન વાળી કોટ કર્યો. અંદર કૂવો અને ધર્મશાળા બંધાવ્યાં. આ વખતથી પોષ દશમીનો મેળો શરૂ થયો. નોકારશી પણ ચાલુ થઈ.

---

*સં. ૧૩૪૪ વર્ષે જ્યેષ્ઠ શુદિ ૧૦ શ્રે. લખમસિંહેન કારિતા: આ લેખ એક દેવની નીચેની મૂર્તિમાં છે તેમજ શ્રી પાર્શ્વનાથજીની એક ધાતુમૂર્તિ ઉપર ૧૩૫૧ નો લેખ છે. તેમજ ૧૩૫૮ નો લેખ એક શિવમંદિરની દિવાલમા જડેલો છે. ધાતુમૂર્તિ ગામ બહારના તીર્થના મંદિરમાં છે.

ભોંયરું નાનું અને અંધારું હતું તે મોટું કર્યું. પૂર્વ દિશાનું દ્વાર પણ મુકાયું અને જાળીઓ પણ મૂકી. આ પહેલાં ચીઠી નાંખી અહીંથી ભગવાન શ્રી પાર્શ્વનાથજીને ઉપર લઇ જવા પ્રયત્ન કરેલો પરંતુ ના આવી. પછી અહીં જ પ્રભુજીને રાખી સુધારોવધારો કરાવ્યો. અંદર આરસ પથરાવ્યો.

૧૮૭૨ પહેલાં સરીયદના શ્રાવકોએ શ્રી પાર્શ્વનાથજીને પોતાના ગામ લઇ જવા પ્રયત્ન કરેલો પ્રભુજીને ગાદી ઉપરથી ઉઠાવ્યા પણ ખરા પરંતુ બહાર નીકળતાં દરવાજા જેવડું મોટું રૂપ થયું; ભમરાનાં ટોળાં વળ્યાં એટલે પ્રતિમાજીને મૂકી તેઓ જતા રહ્યાં.

ઉપરના વર્તમાન મૂલનાયકજીને સં. ૧૯૮૩ ના વૈ. શુદ ૫. ડીસાના મંગળાજી સ્વચ્છંદ ભુખણદાસનાં વિધવા પત્ની પુરબાઇએ ૧૩૦૧ આપી બેસાર્યા છે.

૧૯૮૨ થી દર પૂર્ણિમાએ ભાતું અપાય છે—પોષ દશમનો મોટો મેળો અને ત્રણ નોકારશી થાય છે, રથયાત્રા નીકળે છે. અહીં આ મેળાના દિવસોમાં એક દિવસ આજુબાજુના ઠાકરડાઓને પણ જમાડાય છે જેના પરિણામે તેઓ કદી પણ કોઇ યાત્રીને હેરાન નથી કરતા, તેમ લૂંટફાટ કે ચોરી પણ નથી કરતા.

સ. ૧૯૬૨ માં વીરચંદભાઇના સ્વર્ગવાસ બાદ વહીવટ ડીસાનિવાસી શેઠ લલ્લુભાઈ રામચંદને સોંપ્યો હતો અને હાલ તેમના સુપુત્રો પુનમચંદભાઇ વહીવટ કરે છે. એમણે પણ ઉપરના ભાગમાં શત્રુંજય ગિરનાર વિગેરેના પટ કરાવ્યા. અત્યારે તો દિનપ્રતિદિન તીર્થની ઉન્નતિ થઇ રહી છે. માત્ર અહીં આવતાં રસ્તાની અગવડ છે. રેલ્વે રસ્તે પાલનપુરથી ડીસા અવાય છે. અને ડીસાથી ગાડા, ઉંટ કે ગાડીયો રસ્તે ભીલડીયાજી લગભગ દસ ગાઉ દૂર છે ત્યાં જવાય છે.

વિશેષ માટે ભીલડીયાજી તીર્થપુસ્તક તથા 'જૈન યુગ'નો ભીમપલ્લી નામનો લેખ વગેરે જોવાં.

પ્રાચીન તીર્થમાલામાં ભીલડીયાજીને આ પ્રમાણે સંભાર્યું છે.

"સાચોરી શ્રી વીરજિણંદ, થિરાદ રાધનપુરે આણંદ
ભગવંત ભેટું મનઉલ્હાસિ, ધાણુધારી, ભિલડીઉ પાસ"

કચ્છપ્રદેશમાં અંજાર શહેરમાં શ્રી ભીલડીયા પાર્શ્વનાથજીનું મંદિર છે.

ભીલડીયાજીની યાત્રાએ આવતાં અમોને નીચેના સ્થળોનો લાભ પ્રાપ્ત થયો હતો.

## ઊણ

અહીં પ્રાચીન સુંદર જિનમંદિર છે. રાધનપુરથી ૭ ગાઉ દૂર છે. સુંદર ઉપાશ્રય છે. શ્રાવકોનાં ઘર છે, પરંતુ ખેદપૂર્વક લખવું પડે છે કે ઘર થોડાં ને કુસુંપ મોટો છે. ભાવિક હોવા છતાંયે કોણ ઉપાશ્રયે જાય એ પ્રશ્ન એમને બહુ વિકટ લાગે છે. એટલે મહાનુભાવો ઉપાશ્રયે વિચારીને જ આવતા લાગે છે.

મારી તો એ મહાનુભાવોને એ જ ભલામણ છે લગાર દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી જાગૃત થાઓ. વીતરાગદેવના અનુયાયીઓને, શ્રી વીતરાગધર્મના ઉપાસકોને અને વીતરાગદેવના પૂજકોને આવા નકામા કલેશો, ઝગડા, વૈર, વિરોધ, ઈર્ષ્યા શોભા નથી દેતા. આમાં કાંઇ જ લાભ નથી સ્વામીભાઇઓમાં આપસમાં પ્રેમ-સ્નેહ અને ભક્તિ જ ઘટે.*

## થરા

ઉણથી ચાર ગાઉ દૂર છે. વિશાલ સુંદર જિનમંદિર છે. શ્રાવકોનાં ઘર પણ સારી સંખ્યામાં છે ભાવિક, ધર્મશ્રધ્ધાયુક્ત અને જૈનત્વના સંસ્કારથી શોભતા છે. અહીં પણ વર્ષોજૂનો કલેશ-કુસુંપ તો હતો જ પરંતુ આ વર્ષે જ પૂ. આ શ્રી વિજયભક્તિસૂરિજીના સદુપદેશથી એ કલેશ મટયો-સંપ થયો; અને શ્રી શંખેશ્વરજીનો સંઘ પણ નીકળ્યો. અહીં હસ્તલિખિત પુસ્તકોનો ભંડાર સારો હતો પરંતુ શ્રાવકોની ઉપેક્ષાવૃત્તિથી વેરણછેરણ થઇ ગયો છે તોયે થોડી હસ્તલિખિત પ્રતો રહી છે ખરી. નાની સરખી લાયબ્રેરી છે. પાઠશાળા સારી ચાલે છે. બાકીનાં ગામો નાનાં છે. એટલે તે સંબધી નથી લખતો. આકોલીમાં જિનમંદિર કે ઉપાશ્રય નથી. બાકી બધે છે.

## રામસૈન્ય.

ભીલડીયાજી તીર્થથી ઉત્તર દિશામાં બાર ગાઉ અને ડીસા કેમ્પથી વાયવ્યમાં દશ ગાઉ દૂર **રામસૈન્ય** તીર્થ આવેલું છે. રામસૈન્યની પ્રાચીનતા માટે ગુર્વાવલીમાં એક ઉલ્લેખ નીચે પ્રમાણે મલે છે—

नृपाद्दशाग्रे शरदां सहस्रे यो रामसेनाह्वपुरे चकार नाभेयचैत्येऽष्टम-तीर्थराजबिम्बप्रतिष्ठां विधिवत्सदर्च्यः ।।

વિક્રમ સંવત ૧૦૧૦ માં રામસેન નગરમાં શ્રી ઋષભદેવ પ્રભુના ચૈત્યમાં શ્રી સર્વદેવસૂરિજીએ+ આઠમા તીર્થંકર શ્રી ચંદ્રપ્રભુજીની મૂર્તિની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરાવી હતી.

---

* આ પ્રદેશનાં થરાદ, કાંકેર, ભાભેર વગેરે સારા ગામો છે. ત્યાં સુંદર જિનમંદિરો, દર્શનીય પ્રાચીન જિનમૂર્તિઓ અને પ્રાચીન સ્થાનો છે.

+ આ. શ્રી સર્વદેવસૂરિજી ભગવાન શ્રી મહાવીરસ્વામીની પટ્ટપરંપરામાં ૩૮ મા આચાર્ય છે. તેઓ વડગચ્છસ્થાપક આ. શ્રી ઉદ્યોતનસૂરિજીના શિષ્ય છે. શ્રી ઉદ્યોતનસૂરિજીએ ટેલીગ્રામની સીમમાં વડના ઝાડ નીચે શુભ મુહૂર્તે ૮ શિષ્યોને વિ. સ. ૯૯૪ માં, વીર સંવત ૧૪૬૪ માં આચાર્ય પદવી આપી હતી, તેમાં સર્વદેવસૂરિજી હતા. શ્રી સર્વદેવસૂરિજીએ ચંદ્રાવતીના રાજાના જમણા હાથસમા મહામંત્રી કુંકુણ, જેમણે ચંદ્રાવતીમાં ભવ્ય મંદિર બનાવ્યું હતું, તેમને ઉપદેશ આપી મહાન સમૃદ્ધિનો ત્યાગ કરાવી દીક્ષા આપી હતી.

શ્રી ધર્મસાગરજી ઉપાધ્યાય પણ આ જ વસ્તુ લખે છે—

वि. दशाधिकदशशत १०१० वर्षे रामसैन्यपुरे श्रीचंद्रप्रभप्रतिष्ठाकृत ।"

यो रामसेनाह्वपुरे व्रतीन्दुर्लब्धिश्रियगौतमवद्धानः नाभेयचैत्ये महसेन-सूनोर्जिनस्य मूर्तेर्विदधे प्रतिष्ठाम् ।

( પટ્ટાવલી સમુચ્ચય, પૃ. ૧૨૯, મહાવીરપટ્ટપરંપરા )

આ શ્લોક પણ ઉપર્યુક્ત કથનનું જ સમર્થન કરે છે.

આ સિવાય અ થી પણ પ્રાચીન સમયમાં પણ અહીં મંદિર હોવાનો ઉલ્લેખ છે. સુપ્રસિદ્ધ આમરાજા પ્રતિબોધક શ્રીબપ્પભટ્ટીસૂરિજીના ગુરુ શ્રીસિદ્ધસેનસૂરિજીએ આમ રાજાને રામસેનમા જોયા હતા વિ. સં. ૮૦૭ મા અને આ વખતે પણ અહીં જિનમંદિર હતું (વિસ્તાર માટે જુઓ પ્રભાવક ચરિત્ર)

રામસેનથી એક માઇલ દૂર ખેતરમાં એક ટીંબાની નીચેથી ખોદતાં એક સર્વ-ધાતુની પ્રતિમાજીનું સુંદર પરિકર નીકળ્યું છે, જે અત્યારે નવીન મંદિરમા વિદ્યમાન છે જેમાં નીચેનો શ્લોક-અદ્ધ-પદ્યલેખ છે—

" अनुवर्तमानतीर्थप्रणायकाद्वर्द्धमानजिनवृषभात् ।
शिष्यक्रमानुयातो जातो वज्रस्तदुपमानः ॥ १ ॥
तच्छाखायां जातस्थानीयकुलोद्भूतो महामहिमा ।
चन्द्रकुलोद्भवस्ततो वटेश्वराख्यः क्रमवलः ॥ २ ॥

श्रीथीरापद्रीयगच्छे रघुसेनीयराज्ये सं. १०८.....નથી વંચાતું. આ લેખ એક ખેતરમાંથી નીકળેલા ધાતુના મોટા કાઉસ્સગીયાના પગ પાસે છે આમાં ૧૦૮થી આગળ નથી વચાતુ પરંતુ ૧૦૮૪ અથવા તો ૮૦ થી ૮૯ સુધીનો આંક સંભવે છે.

थीरापद्रोद्भूतस्तस्माद् गच्छोऽत्र सर्वदिक्ख्यातः ।
शुद्धाच्छयशोनिकरैर्धवलितदिक्चक्रवालोऽस्ति ॥ ३ ॥
तस्मिन्भूरिषु सूरिषु देवत्वमुपागतेषु विद्वत्सु ।
जातो ज्येष्ठार्यस्तस्माच्छ्रीशान्तिभद्राख्यः ॥ ४ ॥

સૂરિજીના ઉપદેશથી ૨૭ જિનમંદિરો ( પટ્ટાવલી સમુચ્ચય તપગચ્છ પટ્ટાવલીના આધારે ) બન્યાં હતાં. આ સિવાય બીજા એક સર્વદેવસૂરિજી પણ થયા છે. તેઓ તેરમી સદીમાં વિદ્યમાન હતા. તેમજ કોરંટક ગચ્છના સર્વદેવસૂરિજી પ્રતિષ્ઠિત એક વિશાલ ભવ્ય મૂર્તિપટ્ટક ૧૭૦ જિનમૂર્તિઓનો ભવ્ય પટ પાલનપુરના શ્રી શાન્તિનાથજીના મંદિરમાં છે. તેમજ શ્રી સર્વદેવસૂરિજીની મૂર્તિ પણ બિરાજમાન છે. એનો પ્રતિષ્ઠા સ. ૧૨૦૦ છે.

तस्माच्च सर्वदेवः सिद्धान्तमहोदधिः सदागाहः ।
तस्माच्च शालिभद्रो भद्रनिधिर्गच्छगतबुद्धिः ॥ ५ ॥
श्रीशान्तिभद्रसूरी व्रतपतिजा...पूर्णभद्राख्यः ।
रघुसेना...स्ति..............बुद्धिम् ॥ ६ ॥
षयदिदि विम्बं नाभिसूनोर्महात्मनः ।
लक्ष्याश्चञ्चलतां ज्ञात्वा जीवितव्यं विशेषतः ॥ ७ ॥
मंगलं महाश्रीः ॥ संवत् १०८५ चैत्रपौर्णमास्याम् ।

ટૂંક ભાવ—આ પરિકર એમ સૂચવે છે કે શ્રી ભગવાન મહાવીરદેવની પટ્ટપરંપરામાં વજશાખામાં ચંદ્રકુલ થયું તેમાં થીરાપદ્ર ગચ્છમાં અનેક સુપ્રસિધ્ધ આચાર્યો થયા તેમાં શ્રી શાન્તિભદ્રસૂરિજી થયા છે, તેમાં સિદ્ધાંતમહોદધિ શ્રી શાલિભદ્રસૂરિજી થયા, તેમના શ્રી શાન્તિભદ્રસૂરિજી, તેમના પૂર્ણભદ્રસૂરિ થયા. તેમણે ૧૦૮૪ માં ચૈત્રી પૂર્ણિમાએ શ્રી ઋષભદેવ પ્રભુના બિંબની સ્થાપના કરાવી આ બિંબ લક્ષ્મીની અસ્થિરતા જાણી રાજા રઘુસેને ગુરૂપદેશથી બનાવ્યું છે.

અગિયારમી સદીમાં રામસૈન્યમાં રઘુસેન રાજા હશે અનેક પ્રભાવિક આચાર્ય દેવો અહીં પધારતા અને તેમનાં ઉપદેશથી અનેક શુભ ધર્મકાર્યો થતાં હશે એમ લેખ સૂચવે છે.

ગુર્વાવલિકાર આ. મુનિસુંદરસૂરિજી મહારાજે ૧૦૧૦ માં શ્રી સર્વદેવસૂરિજીએ શ્રી ઋષભદેવ પ્રભુના ચૈત્યમાં શ્રી ચંદ્રપ્રભુજીની મૂર્તિ સ્થાપિત કર્યાનું જણાવ્યું છે તે ચૈત્ય તો ઉપરના લેખથી પણ વધુ પ્રાચીન જ છે એમાં તો સંદેહ જ નથી.

એક શ્રી પાર્શ્વનાથ ભગવાનની પંચતીર્થી મૂર્તિના પાછળના ભાગમાં નીચે મુજબ લેખ છે.

" संवत् १२८९ वर्षे वैशाख वदि १ गुरौ वा. राजसिंघस्तयोः सुतके लूहण भ्रातुर्वाग्भटप्रभृतैः कारिताः, प्रतिष्ठिता पं. पूर्णकलशेन. "

રામસેનમાં નદીના કિનારા પર એક પ્રાચીન મંદિર છે જેનો હમણાં સુંદર જીર્ણોદ્ધાર થયો છે. નીચે સુંદર મજબૂત ભોયરું છે જેમાં સફેદ અને ત્રણ ત્રણ ફુટ મોટી શ્રી ઋષભદેવજી ભગવાન આદિ ૪ જિનપ્રતિમાઓ છે. ત્રણ કાઉસ્સગીયા છે અને શ્રી ચક્રેશ્વરી દેવીની મૂર્તિ બિરાજમાન છે.

અત્યારે પણ ગામબહારના ટીંબાઓમાંથી ખોદકામ કરતાં પ્રાચીન મૂર્તિઓ, ઇમારતો, ખંડિયેરો, મન્દિરોના પત્થરો, કુઆ, વાવો અને સિક્કાઓ વગેરે નીકળે છે તે જોવા યોગ્ય છે. એ જોતાં આ નગરની પ્રાચીનતા, ભવ્યતા, વિશાલતા અને મનોહરતાનાં દર્શન થાય છે.

રામસેનનું પ્રાચીન નામ રામસૈન્ય છે. આ ગામ વાઘેલા રાજપુતોના તાબામાં છે.

અહીંના જૈન મંદિર ઉપર જૈનેતરોને પણ ખૂબ માન, આદર, શ્રધ્ધા અને ભક્તિ છે. મંદિરના ચમત્કારોથી એમની શ્રદ્ધા અને ભક્તિ વધ્યાં છે. એ લોકોને વિશ્વાસ છે કે જૈન મન્દિરોનો પત્થર કે સળી પણ પોતાના અંગત કામ માટે વાપરી શકાય નહિં.

એક વાર જૈન મન્દિરનો એક પત્થર એક ખેડુતે પોતાના વાપરવા માટે કાંધે ઉપાડી પોતાના ખેતરમાં કૂવા પાસે મૂકયો. થયું એવું કે એ કૂવો એ રાત્રિના જ પડી ગયો. સ્હવારમાં ખેડુતે આ જોયું એટલે એ પત્થર ઉપાડીને મન્દિર પાસે મૂકી આવ્યો.

આવી જ રીતે એક વાર એક ઠાકોર સાહેબે મંદિરની શિલા પોતાની બેઠકમાં મુકાવી. રાત્રિના જ ઠાકોર સાહેબને એવી પીડા-વ્યાધિ થઇ કે ઠાકોર સાહેબ મરવા પડ્યા. પછી સ્હવારમાં જ એ શિલા ઉપડાવીને મંદિરમાં મુકાવી. પછી ઠાકોર-શ્રીને ઠીક થયું. આવા તો અહીં ઘણાં જ પ્રસંગો-ચમત્કારો દેખાય છે.

પ્રસિદ્ધ તીર્થમાલાના રચયિતા શ્રી શીલવિજયજી પણ આ તીર્થનો પરિચય આ પ્રમાણે આપે છે.

× × ×

નયરમહાડ અનિ રામસેણુ પાપ પણાસિ દેવ દીઠિજેણુ ॥ ૫૨ ॥
આદિલ બબ પીતલમય સાર હેમતણી પરિસોહી ઉદાર
રામચંદ્રનું તીરથ એહ આજ અપૂરવ અવિચલ જેહ

કવિશ્રીની માન્યતાનુસાર રામચંદ્રજીના સમયનુ આ પ્રાચીન તીર્થ છે અને પીતલમય શ્રી ઋષભદેવની મૂર્તિ કે જે સુવર્ણસમ દેખાય છે. કદાચ પહેલાં જણાવ્યા પ્રમાણે લેખવાળા પરિકરની મૂર્તિ હોઇ શકે ખરી.

આવી રીતે ધાન્ધારનું આ પ્રાચીન તીર્થ છે. ખાસ યાત્રા કરવા લાયક છે.*

અહીં યાત્રા કરવા માટે પાલનપુરથી ડીસા સુધી રેલ્વેમાં જઇ અને ત્યાંથી પગરસ્તે ઉંટ, ગાડાં કે ગાડી રસ્તે રામસેન જવાય છે. ડીસા રોડથી વાયવ્યમાં પણ દશ ગાઉ દૂર છે.

## મુહરીપાસ (ટીંટોઇ)

### મુહરીપાસ દુહદુરિઅખંડણ (જગચિંતામણી ચૈત્યવંદન)

સુપ્રસિદ્ધ જગચિંતામણીના ચૈત્યવંદનમાં વર્ણવાયેલું આ મુહરીપાસ તીર્થ ડુંગરપુર સ્ટેટમાં આવેલું છે. ઇડરથી કેસરીયાજી જતા આ સ્થાન આવે છે. આ સ્થાન પહેલાં મુહરી નગર તરીકે પ્રસિદ્ધ હતું, જે ગામ બાર ગાઉ લાંબુ પહોળું હતું.

* રામસેન ઉપરથી રામસેનીયા ગચ્છ પણ નીકળ્યો છે. જુઓ પટ્ટાવલી સમુચ્ચય પૃ. ૨૦૩, પરિશિષ્ટ ૮૪ ગચ્છોનાં નામ.

મુસલમાની જમાનામાં આ તીર્થને જબરજસ્ત ધક્કો પહોંચ્યો છે. અલ્લાઉદ્દીન ખૂની મંદિરો તોડતો આ બાજુ આવતો હતો ત્યાં, મુહરી નગરના શ્રાવકને રાત્રે સ્વપ્નું આવ્યું કે નગરનો ધ્વંસ થશે માટે મૂર્તિ ઉઠાવી લ્યો. સવારમાં આ સ્વપ્નાનુસાર મૂર્તિ ઉઠાવી ટીંટોઈ ગામમાં લઈ ગયા. થોડા સમય પછી અલ્લાઉદ્દીનની સેનાએ નગરનો અને મંદિરનો ધ્વંસ કર્યો.

વળી એવો બીજો સમય આવતાં ટીંટોઇથી પણ મૂર્તિ ઉઠાવીને શામળાજીના પહાડમાં છુપાવવામાં આવ્યાં. છેલ્લે વીસમી સદીમાં સંવત ૧૯૨૮ માં એ મૂર્તિ ટીંટોઇ લાવ્યા. અહીંના ઠાકોરો દર્શન પણ ન્હોતા કરવા દેતા દર્શન સમયે એક સોનામહોર આપવી પડતી હતી, પરંતુ સમય બદલાયો અને ટીંટોઇના મંદિરમાં આ મૂર્તિ પધરાવી છે. હવે સારી રીતે દર્શન–પૂજન થાય છે. સફેદ વર્ણની સુંદર લગભગ ગજ ઉપરની ( ૨૭ ઇંચ છે ) આ મૂર્તિ સાથે ચોવીશવટો પણ લાવવામાં આવ્યો હતો. શામળાજીના ડુંગરોમાં હજી પણ મંદિરોનાં ધ્વસાવશેષો દેખાય છે. મુહરી નગરની આજુબાજુ પણ મંદિરનાં ધ્વંસાવશેષો દેખાય છે.

આ મૂર્તિ સુંદર દર્શનીય અને ભવ્ય છે.

ટીંટોઇ ડુંગર પાસે છે. ખાસ યાત્રા કરવા લાયક સ્થાન છે.

## ભોરોલ ( ભેરોલ )

સાચોરથી ૧૦ ગાઉ દૂર અને થરાદથી ૧૦ માઇલ દૂર ભેરોલ ગામ આવ્યું છે. અહીં એક પ્રાચીન અને મહાચમત્કારી શ્રી નેમિનાથ પ્રભુજીની પ્રતિમાજી છે. આ પ્રતિમાજી વિ. સં. ૧૯૫૬ માં ભેરોલથી દોઢ માઇલ દૂર ગણેશપુર ગામ છે, તેની વચ્ચેના વાણીયાકેરૂ ખેતર અને દેવત ભેડા તળાવ આવેલ છે તેમાંથી વાણીયાકેરૂ ખેતર ખેડતાં એક ખેડૂતે ચમત્કારિક રીતે આ મૂર્તિ ઓદી. સાથે બીજી પણ ત્રણ ચાર ખંડિત મૂર્તિઓ નીકળી હતી. આ સમાચાર શ્રાવકોને મળવાથી ત્યાં જઇ મૂર્તિના દર્શન કર્યાં, પરન્તુ મૂર્તિ ખંડિત હોવાથી ધનાગોચર નામક તળાવમાં મૂર્તિઓ પધરાવી દીધી. પુન. ૧૯૬૨ માં ખૂબ વરસાદ થયો અને માટી ધોવાઇ ગઇ એટલે ફરીથી મૂર્તિઓ દેખાઇ.

ભોરોલ ઠાકોરસાહેબને આ સમાચાર મળ્યા તેમણે પોતાના કામદાર કે જેઓ જૈન હતા, તેમને કહી મૂર્તિઓ જૈનો પૂજવાની વ્યવસ્થા કરે નહિ તો સ્ટેટ સંભાળી લે તેમ જણાવ્યું. જૈનોએ તે મૂર્તિઓ કઢાવી મંદિરમાં પધરાવી. સો વર્ષથી વધુ પ્રાચીન મૂર્તિઓ ઉપાંગથી ખંડિત હોય તો પણ પૂજાય છે. આમ કહેવાથી જૈનોએ તે મૂર્તિને આદીશ્વર પ્રભુના મંદિરમાં પડખે બિરાજમાન કરી, પરન્તુ અનેક જાતના ચમત્કારો દેખાવાથી આ મૂર્તિને મૂલનાયક તરીકે ૧૯૯૯ માં ફા. શુ. ૩—૪ના રોજ સ્થાપવામાં આવ્યા.

મૂર્તિ બહુ જ ચમત્કારી અને પ્રભાવિક છે આ પ્રદેશમાં અનેક ચમત્કારો આ તીર્થના સંભળાય છે અહીં જૈનોનાં ૨૫ ઘર છે, ધર્મશાળા છે અને પાઠશાળા છે.

અહીં આજુબાજુમાં અનેક પ્રાચીન ટીંબા, ખંડિયેરો, પત્થરાના બાંધેલા પ્રાચીન કૂવાઓ છે ગામથી એક માઇલ દૂર પૂર્વમાં દેવત ભેડા સ્થાન છે, જ્યાં અનેક જૈન મંદિરો હતાં. એક બાવન જિનાલયનું પ્રાચીન ભવ્ય મંદિર પણ હતું. અહીંથી મૂર્તિઓ નીકળે છે.

આ સ્થાને ૮૦૦ વર્ષ પહેલાં એક પીપલપુર નગર હતું. પીપલક–પીપ્પલક ગચ્છની ઉત્પત્તિનું સ્થાન આ નગર હોઈ શકે તેમ સંભવે છે. અહીંથી નીકળેલ કાલિકા માતાની મૂર્તિ ઉપર લેખ છે. સં. ૧૩૫૫ માં પ્રતિષ્ઠિત છે. તેમજ શ્રીઅંબિકા સૂરિભિ: પ્રતિષ્ઠિત: આ જોતાં આ અંબિકા દેવીની મૂર્તિ શ્રી નેમિનાથ ભગવાનની અધિષ્ઠાયિકા જણાય છે.

આ સિવાય ગામ બહાર પશ્ચિમોત્તરના મોટા મેદાનમાં ૧૪૪૪ થાંભલાવાળું ૭૨ દેરીવાળું પ્રાચીન મંદિર હતું જે મુસલમાની જમાનામાં નષ્ટભ્રષ્ટ થયું, અત્યારે પણ આ તરફની જમીન ખોદતાં સુંદર કોરણીવાળા પત્થરો, થાંભલા વગેરે નીકળે છે ગામની અજ્ઞાન જનતા આ થાંભલા લઇ જઇ કૂવા વગેરેના થાળામાં વાપરે છે.

આ સિવાય અંચલગચ્છ પટ્ટાવલીમાં પણ ઉલ્લેખ મલે છે કે અંચલ ગચ્છની વલ્લભી શાખાના આચાર્ય શ્રી પુણ્યતિલકસૂરિજીના ઉપદેશથી સં. ૧૩-૦૨ શેઠ મુંજાશાહે મોટું મંદિર કરાવ્યું હતું અને એની પ્રતિષ્ઠા કરાવી હતી. મુંજાશાહે મંદિર બનાવવામાં પ્રતિષ્ઠા મહોત્સવ વગેરેમાં સવા કરોડ રૂપિયાનો ખર્ચ કર્યો હતો.

ઉપરનું મંદિર કદાચ મુંજાશાહનું પણ હોઇ શકે એમ લાગે છે, કારણ કે અત્યારે આ બાજુ મુંજાશાહની વાવ જીર્ણ અવસ્થામાં વિદ્યમાન છે.

અહીંથી બીજા બે લેખો પણ મલ્યા છે.

" संवत् १२६१ वर्षे ज्येष्ठसुदि २ रवौ श्रीब्रह्माणगच्छे श्रेष्ठि महूदेवसुत देवराणागभार्यागुणदेव्या श्रीनेमिनाथबिम्बं कारितं, प्रतिष्ठितं श्रीजयप्रभसूरिभिः

( ખંડિત પરિકરનો લેખ )

" संवत् १५६८ वैशाखवदि ८ शुक्रे उपकेश सा० लूगड सा० वीरी आत्मजेन श्रीपार्श्वनाथबिंबं कारितं प्र० विजयप्रभसूरिभिः

પરન્તુ મૂલનાયકજી શ્રી નેમિનાથજીની મૂર્તિ તો આ લેખોથી પણ પ્રાચીન છે. સંપ્રતિ મહારાજાના સમયની મૂર્તિ લાગે છે. અહીં એક વાર હજારોની સંખ્યામાં જૈનો વસતા હતા. ત્યાં અત્યારે માત્ર જૈનોનાં વીસ ઘર છે.

ગામથી ૨॥ માઈલ દૂર પ્રાચીન રાજમહેલ વગેરે પણ દેખાય છે. અત્યારે અહીં ચૌહાણ રાજપુતો રાજ્ય કરે છે. દરબારશ્રીને અને આ જૈન પ્રજાને પણ શ્રી નેમિનાથ પ્રભુ ઉપર પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ છે.

અહીં આવવા માટે ડીસાથી મોટર રસ્તે જવાય છે. ડીસાથી ૫૦ માઈલ ભોરોલ છે. થરાદ સુધી મોટર સર્વીસ છે. ત્યાંથી ૮ થી ૧૦ માઈલ દૂર ભોરોલ છે. થરાદમાં પણ ૧૨ મંદિરો છે જેમાં અનેક ભવ્ય પ્રાચીન પ્રતિમાઓ છે.

અહીંથી દશ ગાઉ દૂર સાચોર છે, જ્યાં પ્રાચીન ૪ જૈનમંદિરો છે.

આ તીર્થના ચમત્કારો સંબંધી વિશેષ જાણવા ઇચ્છનાર જિજ્ઞાસુએ ભોરોલ નેમિકથાકીર્તન પુસ્તક વાંચવું.

ભોરોલમાં નાની ધર્મશાળા છે. યાત્રિકોને બધી સગવડ મલે છે.

## નાગફણી પાર્શ્વનાથ

આ તીર્થની સ્થાપના ચૌદમી સદીમાં થયેલી છે. આ તીર્થની ચારે તરફ મેવાડના ડુંગરો ફેલાયેલા છે અને વચમાં આ તીર્થ આવ્યું છે. ચૂંડાવાડાથી પશ્ચિમમાં 'આમલાઘાટ' થી એક માઈલ નીચે ઉતર્યા પછી એ જ પહાડની નાળમાં બે ફર્લાંગ દૂર પહાડના ઢળાવમાં આ સુંદર પ્રાચીન તીર્થ આવ્યું છે. અહીં એક પુરાણી ધર્મશાળા છે જેમાં પાંચ તો ઝરણા વહે છે. એની નજીકમાં જ શિખરબધ્ધ નાનું સુંદર જિનાલય છે મંદિરજીમા બે હાથની વિશાલ યક્ષરાજ શ્રી ધરણેન્દ્રની ફણાવાળી શ્યામ મૂર્તિ છે અને તેના ઉપર છ ઈંચની સુંદર મનોહર પાર્શ્વનાથજીની પ્રાચીન મૂર્તિ છે

મંદિરજીની નીચેથી ત્રણ ઝરણાં જાય છે અને ત્રણેના પાણીનો સંગમ થઈ કુંડમાં ગૌમુખીથી પડે છે. આ ઝરણાં દિવસ ને રાત વહે છે. એક ઇંચની ધારા પડે છે, પરતુ ખૂબી એ છે કે કુંડ ઉપર ઊભા રહી શ્રી પાર્શ્વનાથજીનું નામ લેવાથી બે ઈંચની જાડી ધારા વહે છે ગમે તેવા દુકાળમાં પણ પાણીની ધાર તો અખંડ વહે છે. બીજું કુંડમાં ગમે તેટલું પાણી પડે પણ કુંડ કદી પણ છલકાતો નથી. ચોમાસામાં પણ આમ જ બને છે.

મંદિરજીની ચારે બાજુ ઝાડી છે. સિંહ, વાઘ આદિનો ભય પણ રહે છે, છતાંયે તીર્થના ચમત્કારથી કોઇને હરકત આવતી નથી. અહીં કોઇ અન્ય દર્શની યોગી, તપસ્વી, અવધૂત ધૂણી ધખાવીને રહી નથી શકતા. શાસનદેવ તેમને ભય પમાડી બેચાર દિવસમાં જ રવાના કરી દે છે.

અહીં આવવાનો રસ્તો વિકટ છે. નાળ ઉપર ચઢતાં ઉતરતાં સાવધનીથી એક જ મનુષ્ય ચઢી કે ઉતરી શકે છે અહીં ગુણદેવાચાર્યે ઓસવાલ વીરમશાહને ધરણેન્દ્ર મંત્રની સાધના કરાવી હતી. ત્રીજે દિવસે અધિષ્ઠાયક દેવે કહ્યું કે- "આમલાઘાટ પર મંદિર બનાવ, અને તારી ઇચ્છા પૂર્ણ થશે." વીરમશાહે

ધરણેંદ્રની મૂર્તિ ઉપર શ્રી પાર્શ્વનાથજીની મૂર્તિ બનાવી સુંદર જિનમંદિરમાં પ્રતિષ્ઠા કરાવી. તેની મનોકામના પૂર્ણ થઇ.

આવી જ રીતે વડગચ્છીય યાદવસિંહ અને શ્રીશાન્તિસૂરિજીએ ચિન્તામણિ અને પદ્માવતી મન્ત્રની સાધના કરી હતી આ સ્થાન શાંત, ધ્યાન કરવાલાયક અને મંત્ર સાધન કરવા યોગ્ય છે. અહીં જીર્ણોદ્ધારની જરૂર છે. આ પ્રાંતમાં આ તીર્થને **નાગકડા, નાગતન** તથા **નાગોતન** નામથી પણ બધા ઓળખે છે.

આ તીર્થ માટે એક સુંદર ઐતિહાસિક દંતકથા મળે છે, જે આ પ્રમાણે છે.

જે વખતે સૂર્યવંશી મહારાણા પ્રતાપના હાથમાંથી ચિત્તોડ અને મેવાડનું રાજ્ય સમ્રાટ્ અકબરે જીતી લીધું તે વખતે મહારાણા પ્રતાપ રાજ્ય છોડી મેવાડના પહાડો અને જંગલોમાં છુપાઇને ફરતો હતો ત્યારે એ જંગલમાંથી વિહાર કરીને જતાં મહાન્ જૈનાચાર્યશ્રી લક્ષ્મીસાગરસૂરિજીના તેમને દર્શન થયાં. રાણાજીએ તેમનો ઉપદેશ સાંભળી પ્રસન્ન થઇ સૂરિજીને ત્યાં રોકી વિજ્ઞપ્તિ કરી કે–ગુરુદેવ! મને મારું રાજ્ય પાછું મળે તેવો ઉપાય દર્શાવો. આચાર્યશ્રીએ લાભનું કારણ જાણી કહ્યું કે–ધરણેન્દ્ર પદ્માવતી સહિત શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમાજીનું આરાધન કરવાથી તમારા મનોરથ ફળશે.

બાદ મહારાણા પ્રતાપે તેના સ્થાન સંબંધી પુચ્છા કરતાં સૂરિજીએ તેમને મેવાડના પહાડોમાં બિરાજમાન અને ધમાસીના નેળમાં થઇને જવાય છે તે રસ્તે શ્રીનાગફણી પાર્શ્વનાજીનું સ્થાન બતાવ્યું. રાણાજીએ અહીં આવી ખૂબ દઢતા અને શ્રદ્ધાથી આરાધના કરી, જેથી તેમની મનકામના ટૂંક સમયમાં જ પૂર્ણ થઇ.

આ સાધના પછી ટૂંક સમયમાં રાણા પ્રતાપને જૈન ધર્મના દાનવીર શેઠ ભામાશાહે રાણાજીને ખૂબ જ મદદ કરી. રાણાજીએ ત્યારપછી બાવન કિલ્લા જીત્યા, ઉદેપુર જીત્યું અને પોતાનો રાજ્યાભિષેક પુનઃ દબદબાથી કરાવ્યો, જેના પ્રભાવથી પોતાનો અભ્યુદય થયો. તેને મહારાણા પ્રતાપ કેમ વિસરે? તેણે પોતાના આરાધનાના સ્થાને ભવ્ય જિનાલય બંધાવી જીર્ણોદ્ધાર કર્યો. વળી પોતાના ઉપકારીની હરહંમેશ યાદ રહે તે માટે પોતાની રાજધાનીમાં પણ ધરણેન્દ્ર-પદ્માવતી સહિત શ્રી પાર્શ્વનાથજીનું ભવ્ય મંદિર બંધાવ્યું ને પાર્શ્વનાથજીની મૂર્તિને "નાગફણી" એવું નામ આપ્યું.

અત્યારે પણ આ તીર્થનો મોટો મહિમા અને પ્રભાવ છે. ઇડરથી કેસરીયાજી પગ રસ્તે જનાર ગુજરાતના સંઘો અહીં જરૂર યાત્રા કરવા આવે છે. ઈડરથી મેવાડની હદમાં પેસતાં જ બે ડુંગરની વચ્ચે આ તીર્થસ્થાન આવેલું છે. અત્યારે પણ અહીં ઘણા ઘણા ચમત્કારો દેખાય છે. એક વાર ......નો સંઘ યાત્રા કરવા આવ્યો હતો એમાં એક દૂર બેઠેલી બાઈ પણ દર્શન માટે ગઇ. અજાણતા પણ આવી આશાતના ન થાય તે માટે શાસનદેવે ભમરાઓનો સમૂહ મન્દિરમાં વિકુર્વ્યો.

અને યાત્રાળુઓ દર્શનનો લાભ ન લઇ શકયા. આ સિવાય નાગફણીપાર્શ્વનાથજીની મૂર્તિઓ નીચેના સ્થાનોમાં છે—

૧. વિજાપુર તાલુકાના વિહાર નામના ગામમાં પણ છે. ૧૯૨૨ માં અહીં મંદિર બન્યું છે.

૨. દગવાડીયામાં ૧૯૨૮ માં નાગફણી પાર્શ્વનાથજીનું મંદિર બન્યું છે.

૩. કેસરીયાજી પાસેના સામેરા ગામમાં પણ નાગફણીપાર્શ્વનાથનું મંદિર હતું.

એકંદરે આ તીર્થસ્થાન મહાચમત્કારી, પ્રભાવિક અને યાત્રા કરવા લાયક છે.

## દર્ભાવતી (ડભોઇ)

વડોદરાથી પૂર્વમાં રેલ્વે રસ્તે ૧૮ માઇલ તથા મોટર રસ્તે પણ ૧૮–૧૯ માઇલ દૂર ડભોઈ ગામ આવ્યું છે. જો કે આ તીર્થ પ્રસિધ્ધ તીર્થરૂપે નથી પરન્તુ અહીં બિરાજમાન શ્રી લોઢણપાર્શ્વનાથજીની અદ્દભૂત ચમત્કારી પ્રાચીન પ્રતિમા છે તેને અંગે અને મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ વિગેરેની સ્વર્ગવાસભૂમિ હોવાથી તીર્થરૂપ મનાય છે, માટે સંક્ષેપમાં જ ટૂંક પરિચય આપ્યો છે.

ડભોઈની સ્થાપના ગુર્જરેશ્વર મહારાજા સિદ્ધરાજના સમયમાં ૧૧૫૦ પછી અર્થાત્ બારમી સદીમાં થઇ છે. સિદ્ધરાજે આ નગરીને કોટ પણ બંધાવ્યો હતો.

બાદ વાદી શ્રીદેવસૂરિજીના ગુરુ આ. શ્રી મુનિચંદ્રસૂરિજીનો જન્મ બારમી સદીમાં ડભોઇમાં થયો હતો. તેઓ મહાત્યાગી, તપસ્વી અને ધુરંધર વિદ્વાન્ હતા. તેમને 'સૌવીરપાયી'( માત્ર કાંજી વાપરીને રહેતા માટે સૌવીરપાયી )નું બિરુદ પ્રાપ્ત થયું હતું. તેમજ તાર્કિકશિરોમણી તરીકે પણ તેમની ખ્યાતિ હતી એમણે વીશ ગ્રંથ નવા બનાવ્યા છે. સાત મહાગ્રંથો ઉપર સુંદર ટીકાઓ રચી છે. તેમની નૈષધકાવ્ય ઉપર ૧૨૦૦૦ હજાર શ્લોકની ટીકા પણ અદ્દભુત વિદ્વત્તાપૂર્ણ છે. ૧૧૭૮ માં પાટણમાં તેમનો સ્વર્ગવાસ થયો હતો.

ગુજરાતના પ્રસિધ્ધ મહામંત્રીશ્વર વસ્તુપાલના લઘુબંધુ તેજપાલ ગોધરાના નરેશ ધૂધુલને જીતી અહીં આવ્યા હતા. તેમણે દર્ભાવતીને રક્ષવા માટે સુંદર, મજબૂત કિલ્લો બનાવ્યો હતો અને ૧૭૦ દેરીઓવાળું સુંદર વિશાળ ગગનચુમ્બી ભવ્ય જિનમન્દિર બનાવ્યું હતું, જે મંદિર સોનાના કળશો અને ધ્વજાઓથી સુશોભિત કર્યું હતું.

માંડવગઢના મહામંત્રી પેથડકુમારે દર્ભાવતીમાં મંદિર બનાવ્યુ હતું. ' दर्भावतीपुरे ' એમાં ૮૩ નગરોમા બધાવેલાં મંદિરોમાં ઉલ્લેખ છે.

લોઢણપાર્શ્વનાથજી.

દર્ભાવતીમાં શ્રી લોઢણપાર્શ્વનાથજીનું મંદિર તીર્થરૂપ છે. આ સંબંધમાં

દંતકથા સંભળાય છે કે સાગરદત્ત નામે સાર્થવાહ ફરતો ફરતો દર્ભાવતી આવ્યો. એને રોજ પૂજા કરવાનો નિયમ હતો. ભૂલથી પ્રતિમાજી સાથે લાવવાનું ભૂલી ગયો. પ્રતિમા-પૂજન સિવાય ભોજન કઈ રીતે થઈ શકે ? પછી વેળુની સુંદર પ્રતિમા બનાવી પૂજન કરી ભોજન કર્યું, અને તે પ્રતિમાને કૂવામાં પધરાવી. કૂવામાં પધરાવેલ પ્રતિમાજી કૂવામાં અખંડ રહી-અંશમાત્ર પીગળી નહિં. થોડા સમય પછી સાર્થવાહ ફરતો ફરતો પાછો દર્ભાવતી આવ્યો. અધિષ્ઠાયકદેવે એને સ્વપ્નમાં જણાવ્યું કે-તમોએ બનાવેલ વેળુની પ્રતિમાજી બહાર કાઢો. બીજે દિવસે સુતરના તાંતણે પ્રતિમાજીને બહાર કાઢ્યાં. પ્રતિમાજીની દિવ્ય કાંતિના દર્શન કરવાથી સર્વ લોકોને ખૂબ આનંદ થયો. પછી સાર્થવાહે મોટું મંદિર બંધાવી પ્રભુજીને સ્થાપન કર્યાં. પ્રતિમાજી અર્ધ પદ્માસન અને મહાચમત્કારી છે. લોઢાની માફક દૃઢ અને વજ્રસમાન મજબૂત હોવાથી પ્રતિમાજીનું નામ પણ 'લોઢણ પાર્શ્વનાથ' પ્રસિદ્ધ થયું. જે કૂવામાંથી આ મૂર્તિ નીકળી તે કૂવો પણ અત્યારે મહાલક્ષ્મીજીના મંદિર પાસે વિદ્યમાન છે.

"પ્રાચીન તીર્થમાળામાં પણ આ પ્રમાણે ઉલ્લેખ મળે છે.
લોઢણ ત્તિપરી જાણીયે, ઉથામણે હો મહિમા ભંડાર

(વિ. ૧૬૬૮) ની રચના

જગત વલ્લભ, કલિકુંડ ચિંતામણ લોઢણા. (૧૮૮૨)

આ ચમત્કારી મૂર્તિ અત્યારે દર્ભાવતીમાં-ડભોઈમાં વિદ્યમાન છે. એને લોઢણ પાર્શ્વનાથજીનું દહેરાસર કહે છે. આ મંદિર સુંદર બે માળનું છે. નીચેના ભાગમાં મૂલનાયક તરીકે સુંદર શ્યામમનોહર શ્રી લોઢણ પાર્શ્વનાથજી છે. જમણી બાજુ શાંતિનાથજી અને ડાબી બાજુ શ્રી આદિનાથજી છે. ઉપરના ભાગમાં મૂલનાયકજી શ્રી શીતલનાથજી છે. આ સિવાય બીજાં સુંદર સાત મંદિરો છે. આ મંદિરમાં કુલ ૬૭ મૂર્તિઓ છે. બહારના ભાગમાં ચમત્કારી મણિભદ્રજી છે. સિદ્ધચક્રજીનો પટ પણ સુંદર છે. સાતે મંદિરોનો ટૂંક પરિચય નીચે આપું છું.

(૧) શ્રી મુનિસુવ્રતસ્વામીનું મંદિર-આ મંદિરમાં કુલ ૩૪ મૂર્તિઓ છે. આ મંદિરમાં શ્રી ગૌતમસ્વામીની સુંદર મૂર્તિ છે. સ્ફટિક રત્નની એક પ્રતિમા પણ છે.

(૨) શ્રી ધર્મનાથસ્વામીનું મંદિર-આ મંદિરમાં કુલ ૪૮ મૂર્તિઓ છે. એક ચોવીશવટો અને પંચતીર્થી સુંદર છે.

(૩) શ્રી આદિનાથજીનું મંદિર-અહીં કુલ ૨૬ મૂર્તિઓ છે.

(૪) શ્રી શામળાજીનું મંદિર-આ મંદિર પ્રાચીન છે. ગંધારવાળાએ આ મંદિર બંધાવ્યાનું કહેવાય છે. અત્યારે પણ ધ્વજાદંડ વગેરે ગંધારીયા કુટુમ્બવાળા ચઢાવે છે. શ્રી શામળા પાર્શ્વનાથજી ઉપરના ભાગમાં મૂલનાયકજી છે. અહીં કુલ મૂર્તિ ૧૧૨ છે. ગભારા બહાર મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજની મૂર્તિ છે.

ચોકમાં જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરિજીની પાદુકા છે. સિદ્ધાચલજી અને સમેત-શિખરનો પટ્ટ પણ સુંદર છે.

(૫) જૂના શાંતિનાથજીનું મંદિર–મૂળગભારામાં ૨૦ મૂર્તિઓ છે ડાબી બાજુના ગભારામાં મૂલનાયક સુમતિનાથજી છે. આમાં ૧૬ મૂર્તિઓ છે. જમણા ગભારામાં કુલ સત્તર મૂર્તિઓ છે. પશ્ચિમ તરફના ભાગમાં અગિયાર મૂર્તિ છે. ભીંતમાં કોતરેલા પટો પણ સુંદર છે.

(૬) નવા શાંતિનાથજી–આ મંદિરમાં કુલ-૧૮ મૂર્તિઓ છે અહીં પંચતીર્થી પટો દર્શનીય છે.

(૭) ચંદ્રપ્રભુ જિનમંદિર–આ મંદિરમાં કુલ ૧૫ મૂર્તિઓ છે.

## ઉપાધ્યાયજી મહારાજનું સમાધિસ્થાન

ગામથી દક્ષિણે ચાર ફર્લાંગ દૂર આ સમાધિસ્થાન આવ્યું છે. દક્ષિણ બાજુએ ઉપાધ્યાયજીના સમાધિસ્તૂપ સાથે બીજા સાત સ્તૂપો ( કુલ ૮ ) છે. અહીં એક ધર્મશાળા પણ સારી છે. બીજા વિભાગમાં પણ ૮ દેરીઓ છે. અહીં એક સુંદર કૂવો છે, જે બહુ ચમત્કારી છે અહીં એક ભોજકને રોજ સવા રૂપિયો મલતો હતો. અહીંનું પાણી પણ સારું ને સ્વાદિષ્ટ છે.

આ દેરીઓમાં મુખ્ય શ્રી વિજયપ્રભસૂરિજીની ૧૭૭૫ ની સાલની પાદુકા છે. પછી ત્રણ દેરીઓ તો વિજયપ્રભસૂરિજીના શિષ્યોની છે. મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજ અને તેમના શિષ્યોની પાદુકાઓ છે. ઉપાધ્યાયજીની પાદકા સ્તૂપ સં. ૧૭૪૫ માં બનેલ છે. ત્યાંથી તે ઠેઠ ૧૯૯૫ સુધીમાં આ ૧૬ દેરીઓ બની છે. ઉપાધ્યાયની પાદુકાસ્તૂપનો લેખ નીચે આપું છું

" संवत् १७४५ वर्षे शाके १६११ प्रवर्तमाने मार्गशीर्षमासे एकादशीतिथौ त० श्री श्रीहीरविजयसूरीश्वरशिष्य–पं० श्रीकल्याणविजयगणिशिष्य–पं. श्रीलाभविजयजिगणिशिष्य-पं. श्रीजितविजयगणिशिष्य–सोदरसतीर्ध्य पं. श्रीनयविजयगणिशिष्य–ग. श्रीयशोविजयगणीनां पादुका कारापिता प्रतिष्ठितेयं तच्चरणकमलसेवक..........विजयगणिना राजनगरे "

કહેવાય છે કે એમના સ્વર્ગવાસના દિવસે એમના સ્તૂપમાંથી ન્યાયનો ધ્વનિ પ્રગટે છે.

આ સોળ દેરીઓમાં એકમાં શ્રી ઋષભદેવ પ્રભુની પાદુકાઓ છે. આ સ્થાનમાં કાર્તિકી અને ચૈત્રી પૂર્ણિમાએ શત્રુંજયનો પટ બંધાય છે. તેમજ મૌન એકાદશી–ઉપાધ્યાયજીના સ્વર્ગદિને, તેમજ જેઠ શુદ ૯ વગેરે દિવસોએ પૂજા, ઉત્સવ, ભાવનાદિ થાય છે.

૧. અહીં ૧૨૧૧ માં વાંચનાચાર્ય ગુણાકરસૂરિએ ચતુર્વિંશતિજિન સ્તુતિ વૃત્તિ લખાવી.

૨. ૧૨૫૧ માં ભીમદેવના રાજ્યમાં યોગશાસ્ત્રવૃત્તિ લખાવી.

૩. ૧૪૯૦ માં પૂર્ણિમા ગચ્છના શ્રી રામચંદ્રસૂરિજીએ વિક્રમચરિત્ર પ્રબન્ધ બનાવ્યું

૪. ૧૭૬૩ માં ઉપદેશમાળા કથા લખાઈ છે.

અહીં અત્યારે ચાર-પાંચ સુંદર જ્ઞાનમંદિરો-જ્ઞાનભંડારો છે, જેમાં પ્રાચીન અર્વાચીન પુસ્તક સંગ્રહ ઉત્તમ છે. આત્મારામજી જૈન પાઠશાળા ચાલે છે. કન્યાશાળા છે. સુંદર પાંચ ઉપાશ્રયો છે. બે વાડીઓ જમણ વગેરે માટે છે. લગભગ ત્રણસો ઉપર જૈનોના ઘર છે યશોવિજય વાટિકા નવી બની છે. જિજ્ઞાસુએ જરૂર લાભ લેવા જેવું છે.

આ સિવાય જાહેર સ્થાનોમાં પણ હીરા ભાગોળ, માતા દોકડી, લાલાટોપ- મીજા વાવ, તેજ તલાવ, જૂનો કિલ્લો વગેરે જોવા લાયક સ્થાનો છે.

## વડોદરા (વટપદ્ર)

ગુજરાતમાં ગાયકવાડ સરકારની રાજધાની તરીકે વડોદરા ( Baroda ) પ્રસિદ્ધ છે. અહીં નરસિંહજીની પોળમાં દાદા પાર્શ્વનાથજીનું મહારાજા કુમારપાલના સમયનું ભવ્ય અને પ્રાચીન મંદિર છે. ૧૯૭૩ માં આનો જીર્ણોદ્ધાર કરી બહુ સુંદર બનાવ્યું છે. પાવાગઢના જૈન મંદિરમાં બિરાજમાન શ્રી ભીડભંજન પાર્શ્વનાથજીની મૂર્તિ; પાવાગઢમાં જૈન વસ્તીના અભાવે એ મૂર્તિ અહીં પધરાવ્યાં છે. દાદા પાર્શ્વનાથજીની મૂર્તિ વેળુની લેપમય બહુ જ ચમત્કારી અને ભવ્ય છે. આ સિવાય બીજા પણ સુંદર ૧૮ જિનમંદિરો છે. અહીં શ્રી પ્રવર્તકજી કાન્તિવિજયજી મહારાજનો જ્ઞાનભંડાર પણ સારો દર્શનીય છે. પુસ્તકસંગ્રહ સારો છે ગાયકવાડ સ્ટેટની રાજધાની હોવાથી રાજમહેલ, બીજા રાજકીય મકાનો, કોલેજ, કલાભુવન વિગેરે જોવા લાયક છે. ગાયકવાડ સ્ટેટની લાયબ્રેરી, વડોદરા ઓરીએન્ટલ સીરીઝ, પુરાતત્ત્વ સંગ્રહ વગેરે જોવા યોગ્ય છે.

અહીં નજીકમાં છાણી ગામ છે. ત્યાંના મંદિરો દર્શનીય છે. ત્યાં પણ પુસ્તકભંડાર સારો છે.

## જગડીયાજી

ભરૂચ જીલ્લામાં આવેલ અંકલેશ્વરથી રાજપીપળા સ્ટેટ રેલ્વે જાય છે ત્યાં વચ્ચમાં જ જગડીયા તીર્થ આવે છે. જગડીયા સ્ટેશનથી એક માઈલ દૂર તીર્થસ્થાન છે. ૧૯૨૧ માં શ્રી આદીશ્વર પ્રભુની પ્રતિમાજી પ્રગટ થયાં અને નૂતન જિનમંદિરમાં શ્રી આદિનાથ પ્રભુજી મૂલનાયક બિરાજમાન થયા ત્યારથી શ્રી આદિનાથ પ્રભુનું તીર્થ કહેવાય છે. પ્રતિમાજી ભવ્ય અને ચમત્કારી છે. અધિષ્ઠાયક દેવ જાગૃત છે. દર પૂનમે મેળો ભરાય છે. વૈ. શુ. ૩ મોટો મેળો ભરાય છે.

અહીંની આબોહવા ઘણી જ સારી છે. હવા ખાવાનું સ્થાન છે. શ્વેતાંબર જૈન ધર્મશાળાઓ છે. સગવડ સારી છે.

## ભરુચ (અશ્વાવબોધ તીર્થ)

અમદાવાદથી મુંબઇ જતી B. B. & C. I. રેલ્વેમાં ભરૂચ સ્ટેશન આવે છે. ભરૂચ લાટદેશની પ્રાચીન રાજધાની છે–હતી. ભરૂચથી છ માઇલ દૂર અશ્વાવબોધ તીર્થ છે. વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીના સમયથી આ તીર્થની સ્થાપના થઇ હતી.

શ્રી મુનિસુવ્રતસ્વામી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી ભૂતલમાં વિચરી રહ્યા હતા. વિહાર કરતા કરતા પ્રતિષ્ઠાનપુરમાં પધાર્યા. આ વખતે ભરૂચમાં જિતશત્રુ-રાજા પોતાના સર્વ લક્ષણુસંપન્ન અશ્વનું બલિદાન દેવા તૈયાર થયા હતા. પોતાના જવાથી અશ્વનું કલ્યાણ થશે એમ જાણી ભગવાન્ પ્રતિષ્ઠાનપુરથી વિહાર કરી એક જ દિવસમાં ૬૦ કોશ ભરૂચના કોરંટ વનમાં પધાર્યા. ઉપદેશ આપી રાજાને પ્રતિબોધી અશ્વના જીવને તેનો પૂર્વ ભવ કહી બચાવ્યો. અશ્વ અનશન કરી મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં મહર્ધિક દેવ થયો. બાદ ત્યાંથી આવી પ્રભુજીના સમવસરણના સ્થાને રત્નમય સુંદર જિનમંદિર બધાવ્યું. શ્રી મુનિસુવ્રતસ્વામીની સુંદર પ્રતિમાજી સ્થાપિત કર્યા પોતાની પણ અશ્વરૂપ મૂર્તિ બનાવી બાદ દેવલોકમાં ગયો. ત્યારથી અશ્વાવબોધ તીર્થ પ્રસિધ્ધિમાં આવ્યું.

આવી જ રીતે અહીં કોરટ વનમાં એક સમળી મૃત્યુસમયે મુનિવરોના મુખથી નમસ્કાર મહામંત્ર સાંભળી સિંહલદેશના રાજા ચંદ્રગુપ્તની પત્ની ચંદ્રલેખાને સાત પુત્રો પછી દેવીની આરાધનાથી સુદર્શના નામની પુત્રી જન્મી. તે જન્મમાં નવકાર મંત્ર સાંભળતાં જાતિસ્મરણ જ્ઞાન થયું કે પોતે પૂર્વ ભવમાં ભરૂચમાં નર્મદા તીરે કોરંટ વનમાં સમળી હતી. એક વાર વડ ઉપર બેઠેલી તેવામાં પારધીના બાણથી વીંધાયેલી હું કરુણ આક્રંદ કરતી હતી. તેવામાં કોઇ મુનિ મહારાજે નવકાર મંત્ર સંભળાવ્યો. મેં તેની અનુમોદના કરી ત્યાંથી મૃત્યુ પામી હું રાજપુત્રી થઇ છું. આ પ્રમાણે જાતિસ્મરણ જ્ઞાન થયા બાદ કોરંટ વનમાં ચૈત્યનો જીર્ણોદ્ધાર કર્યો. ચોવીસ દેરીઓ બનાવી પૌષધશાળા, દાનશાળા વગેરે કરાવ્યાં ત્યારથી શકુનિકા વિહારની પ્રસિધ્ધિ થઈ. અન્તે તે સુદર્શના મૃત્યુ પામી ઇશાનદેવલોકમાં ઉત્પન્ન થઇ. શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનમાં આ પ્રસંગ બન્યો છે. ભરૂચમાં શ્રી મુનિસુવ્રતસ્વામીની પ્રતિમા જીવંતસ્વામી તરીકે પૂજાય છે.

બાદ પરમાર્હતોપાસક મહારાજા કુમારપાલપ્રતિબોધક કલિકાલસર્વજ્ઞ આચાર્ય મહારાજશ્રી હેમચંદ્રસૂરિજી મહારાજના ઉપદેશથી મહામાત્ય ઉદાયનના પુત્ર મંત્રીશ્વર અંબડે પિતાના પુણ્યાર્થે શકુનિકાવિહારનો જીર્ણોધ્ધાર કરાવ્યો. આ વખતે મિથ્યાદષ્ટિ સિંધવા દેવીએ તેનો ઉપસર્ગ કર્યો હતો જેનું નિવારણ આચાર્યશ્રી

હેમચંદ્રસૂરીશ્વરજીએ કર્યું હતું. જુઓ આચાર્યશ્રી જિનપ્રભસૂરિજી તે પ્રસંગનો આ પ્રમાણે ગૌરવપૂર્વક ઉલ્લેખ કરે છે.

अंबडस्स पासायसिहरे नच्चंतस्स उवसग्गो कओ ।
सोअ निवारीओ विज्जावलेण सिरिहेमचंदसूरीर्हि ॥

અશ્વાવબોધનું અને શકુનિકાવિહારનું સ્થાન અત્યારે તો વિચ્છેદ છે.

ભરૂચમાં મુસલમાની જમાનામાં આપણા જિનાલયોને મસ્જીદના રૂપમાં ફેરવી નાખવામાં આવ્યા હતા. બારીક તપાસ કરતાં અસલમાં આ મસ્જીદો નહિ કિન્તુ જૈન મંદિરો હતાં. તેનાં સ્પષ્ટ ચિન્હો અદ્યાવધિ વિદ્યમાન છે. કહેવાય છે કે આંબડે જે ભવ્ય મંદિર બંધાવ્યું હતું તે મુસલમાનોએ તોડી મસ્જીદ બનાવેલ છે.*

* અજૈન સાહિત્યમાં પણ ભૃગુકચ્છની ઉત્પત્તિનો ઇતિહાસ મળે છે. સ્કંદપુરાણમાં અને બૌદ્ધના દિવ્યાવદાનમાં ભૃગુકચ્છની ઉત્પત્તિ આપી છે. તેમજ પુરાતત્ત્વશોધકોએ પણ શોધ કરી નક્કી કર્યું છે કે ઇ. સ. પૂર્વે ૮૦૦ માં ભરૂચ વસ્યું છે. બૌદ્ધગ્રંથોના આધારે તો ઇ. સ. પૂર્વે ૧૦૦૦ માં ભરૂચ ભારતમાં વ્યાપારનું એક બંદર હતું. ભગવાન શ્રી પાર્શ્વનાથજી અને ભગવાન શ્રી મહાવીરના સમયમાં લાટદેશ વિહારનું સ્થાન ગણાતું હતું. લાટની પ્રાચીન રાજધાની ભૃગુકચ્છ કહેવાય છે.

ભૃગુકચ્છમાં મહાજન પદ યુગમાં ઠેઠ મગધ, ભારત મધ્યપ્રદેશથી વ્યાપારી કાફલા આવતા. નર્મદા નદીમાં મોટા મોટા વહાણો દૂર દૂરથી આવતાં. ઉત્તરાપથના ગાંધારથી જમીન-માર્ગે, ઉજ્જૈન સુધી અને પશ્ચિમ ભારતના બંદર ગાહ, સૌરાષ્ટ્ર અને ભરૂચ સુધીના રાજ-માર્ગે બધો વ્યવહાર ચાલતો. ભરૂચના બંદરેથી દૂરદૂર વહાણો જતાં. આ વહાણો તામ્રદ્વીપ, સિંહલદ્વીપ થઈને સુવર્ણભૂમિ (બરમા), રાતાસમુદ્ર, ઇજીપ્ત અને ઇરાનના અખાત, અને બેબીલોન સુધીનો વ્યાપારી વ્યવહાર આયાત નિકાશ કરતા અને રાજપ્રતિનિધિઓ જતા.

બૌદ્ધસાહિત્યમાં ઉલ્લેખ મળે છે કે—બૌદ્ધદેવના નિર્વાણ પૂર્વે પણ ભૃગુકચ્છ અને સૌરાષ્ટ્રમાં બૌદ્ધધર્મ ફેલાયો હતો. અહીં બૌદ્ધભિક્ષુને આર્ય ખપુટાચાર્યે વાદમાં હરાવ્યો હતો. ગુર્જરનરેશોના હાથમાં ભૃગુકચ્છ બહુ જ મુશ્કેલીથી આવ્યું છે. સોલંકી કર્ણદેવના મંત્રી-શ્વર શાંતુ મહેતા. અહીંના દંડનાયક નિમાયા હતા. પછી સિદ્ધરાજ જયસિંહના સમયમાં ત્રિભુવનપાલ, મુંજાલ, કાક, અંબડ વગેરે દંડનાયક થયાના ઉલ્લેખો મળે છે. અને કુમાર-પાલના સમયે તો ઉદાયન પુત્ર બાહડ—વાગ્ભટ અહીંના દંડનાયક હોવાનો તેમજ અહીંના શકુનિકાવિહારનો જીર્ણોદ્ધાર, ઉદાયન મંત્રીની પ્રતિજ્ઞા પ્રમાણે તેમના પુત્રો આંબડ અને બાહડ વગેરે કરાવે છે. અહીં સુંદર પત્થરનું મંદિર આંબડે બનાવ્યું છે. વિ. સં. ૧૨૨૧ (૧૨૨૨) શ્રી હેમચંદ્રાચાર્યના હાથથી પ્રતિષ્ઠા થઇ, અને મહારાજા કુમારપાલે આરતી ઉતારી હતી. આ ભવ્ય મંદિરને મુસલમાની જમાનામાં મસીદ બનાવવામાં આવેલ છે જે અત્યારે પણ બજારમાં વિદ્યમાન છે. વિ. સં. ૧૧૫૮ માં કહારયણકોસ શ્રી દેવભદ્રસૂરિજીએ અહીં લખ્યો છે. વિ. સં. ૧૧૬૫ માં સુવર્ણ દંડથી મંડિત થયેલા, મુનિસુવ્રત અને વીરપ્રભુના મંદિરોથી રમણીય, એવા ભરૂચમાં આમ્રદત્તના મંદિરમાં પાસનાહચરિયં બન્યાનો ઉલ્લેખ છે.

અત્યારે પણ શ્રી મુનિસુવ્રતસ્વામીનુ મંદિર ભરૂચમાં મુખ્ય મંદિર છે. મૂર્તિ ભવ્ય અને દર્શનીય છે. ભરૂચમાં બીજાં ૯ જિનમંદિરો છે. સ્થાન દર્શનીય છે. "भरुअच्छहिं मुणीसुव्वय" આ સ્તુતિ અત્યારે પણ સાર્થક છે એમ જરૂર લાગે છે. ઉપાશ્રય, ધર્મશાળા વગેરેની સગવડ છે.

---

મહામંત્રી વસ્તુપાલ તેજપાલ અહીં આવ્યા હતા-તેમણે અહીં ત્રણ સરસ્વતી ભંડારો-જ્ઞાનમંદિર કરાવ્યા હતા. હમ્મીરમદમર્દન જયસિંહસૂરિજીએ બનાવ્યું છે તેમાં ભરૂચનું વર્ણન છે. શકુનિકાવિહાર શ્રી મુનિસુવ્રતસ્વામીનું મંદિર ગુજરાતના છેલ્લા હિન્દુ રાજા કર્ણદેવના સમય સુધી વિદ્યમાન હતું.

અલ્લાઉદ્દીન ખીલજીએ ગુજરાત જીત્યું અને સુપ્રસિદ્ધ જૈન તીર્થમંદિરને મસ્જીદરૂપે બનાવી દીધું. શ્રીયુત બરજેસ મહાશય ગુજરાતના અવશેષોની સરવે કરવા આવેલા ત્યારે તેમણે "આર્કીયોલોજીકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડિયા" પુસ્તકના ૬ વોલ્યુમમાં આ જુમ્મામસિદ વિષે નોંધ લખી છે.

"ઈ. સ. ૧૨૯૭ માં અલાઉદ્દીન ખીલજીએ ગુજરાત સર કર્યું એ સમયે ભરૂચ પણ મુસલમાનોના હાથમાં ગયું. તેઓએ ગુજરાતમાં ઘણે સ્થળે હિન્દુ અને જૈન દેવાલયો-ને મસ્જીદમાં ફેરવી નાખ્યાં. એ કાળમાં ભરૂચની જુમ્મામસ્જીદ પણ જૈન મંદિરમાંથી પરિવર્તિત બનેલી લાગે છે. અત્યારે પણ ત્યાંના અવશેષો ખંડિત થયેલા પુરાતન જૈન વિહાર કે મંદિરનો ભાગ છે, એમ જણાય છે."

"આ સ્થળની પ્રાચીન કારીગરી, આકૃતિઓની કોતરણી અને રસિકતા, સ્થાપત્ય, શિલ્પની કળાનું રૂપ, અને લાવણ્ય ભારતવર્ષમાં અજોડ છે" ( A. S. of India Vol. VI. P. 22 FF. )

"મુસલમાનોના રાજ્ય તંત્ર નીચે, પણ કાયમ રહેલી હિન્દુ કળાનું એમાંથી સૂચન થાય છે. જુમ્મામસ્જીદની લંબાઈ ૧૨૬ ૧/૨ છે અને પહોળાઇ ૫૨ ફૂટની છે. અડતાલીસ થાંભલાની સરખી હાર છે. તે ઉપર અગાશી છે. અને ત્રણ ભવ્ય ઘુમ્મટ છે, છત ઉપર આબૂના વિમળ વસતીમાં જે સુંદર કોતરણી છે તેવી કોતરણી છે. થાભલામાં શિલ્પીની કારીગરી અને કળા અદ્ભુત છે. થાંભલા ઉપરના પાટમાં જૈન અને હિન્દુ ધાર્મિક જીવનનાં કેટલાક દશ્યો કોતરેલાં છે."

ભરૂચના કિલ્લામાં સિદ્ધરાજે અથવા કુમારપાલે જે પત્થરો વાપર્યા છે એના જેવા જ પત્થરો અત્યારે આ મંદિરમાંથી બનેલ મસ્જીદમાં પણ દેખાય છે.

આ ઉપરથી એમ લાગે છે કે આંબડ મંત્રીએ બહુ જ મજબૂત ઉત્તમ પત્થરોનું અને કારીગરીવાળું સુંદર મંદિર બધાવ્યું છે.

આ મસિદનો ઉત્તર તરફનો દરવાજો જૈન દેવળનો છે. દ્વારપાળ યક્ષ દંડ લઇને ઉભેલા છે. આખું દ્વાર આરસનું છે. કેટલીક કળા ઘસાઈ ગઇ છે. ઉંબરો આરસનો છે અને પ્રતિમાના આસનની ઝાંખી કરાવે છે.

આ તીર્થની ઉત્પત્તિ સંબંધી વિસ્તૃત માહિતિ સુદંસણા ચરિયં અને વિવિધ-તીર્થંકલ્પમાંથી અને પ્રભાવક ચરિત્રમાંથી મલે છે, લંબાણના ભયથી સંક્ષેપમાં જ ઉત્પત્તિનો પરિચય આપ્યો છે.

ભરૂચમાં જૈન મુનિઓના વિહાર સંબંધી બૃહત્કલ્પ ભાષ્યચૂર્ણિ વિગેરે પ્રાચીન ગ્રન્થોમાં ઉલ્લેખ મળી આવે છે. અશ્વાવબોધ અને સમલિકાવિહાર તીર્થનો પ્રાચીન તીર્થપટો આબુનાં વિમલવસહી જૈનમંદિરમાં અને કુંભારીયાજીના જૈન મંદિરમાં અત્યારે પણ હુબહુ વિદ્યમાન છે. માત્ર મુસલમાની જમાનામાં જ આ તીર્થ નષ્ટ-પ્રાયઃ થયું છે.

ભરૂચને જૈન સાહિત્યમાં ભૃગુકચ્છ તરીકે ઉલ્લેખેલ છે અને વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીના સમય જેટલું આ નગર પ્રાચીન છે એમાં તો સંદેહ જ નથી. આ સિવાય પ્રભાવક ચરિત્રમાં નીચેના પણ ઉલ્લેખો મલે છે.

૧ કાલિકાચાર્યના ભાણેજ બલમિત્ર અને ભાનુમિત્ર ભૃગુકચ્છના રાજા હતા.

" इतश्चास्तिपुरं लाटललाटतिलकप्रभम्–
भृगुकच्छनृपस्तत्र बलमित्रोऽभिधानतः "

આ. શ્રી કાલિકાચાર્ય જ્યારે ભૃગુકચ્છ પધાર્યા ત્યારે ઉત્સવ બહુ જ સારો થયો હતો, રાજા પોતે સામે આવ્યો હતો. સૂરિજીએ રાજાને પ્રતિબોધ આપવા સાથે જ શકુનિકાવિહાર તીર્થનું માહાત્મ્ય સંભળાવ્યું હતું.

ભરૂચમાં કાલિકાચાર્યજી ચાતુર્માસ હતા ત્યારે મિથ્યાત્વીને વાદમાં જીત્યા હતા તેથી તેઓએ તેમને ઉપદ્રવ કર્યા હતાં. રાજા કાનનો કાચો અને સરલ હતો. બીજા ઉપસર્ગોથી તો સૂરિજી ન ડગ્યા પરંતુ જ્યારે મંત્રીએ કહ્યું કે–સૂરિજી તો દેવ સમાન પૂજ્ય છે માટે જ્યાં એમનાં પગલાં પડ્યાં હોય ત્યાં આપણાથી પગ કેમ મુકાય? એમના ચરણ તો પૂજવા યોગ્ય છે. બીજું તેમને ઉત્તમ આહારથી સત્કારવા જોઈએ માટે નગરમાં ઢીંઢોનાદ વગડાવો કે ગામલોકો તેમને ઉત્તમ આહાર આપે.

" नगरे डिण्डमो वाद्यः सर्वत्रस्वामिपूजताः ।
प्रतिलाभ्या वराहारैर्गुरवो राजशासनात् ॥ "

---

ભીંતમાં ત્રણ આરસના મહેરાબ છે. ત્યાં અત્યારે તે ( અરેબીક ભાષામાં ) અલ્લુદ્દીન તઘલખનો લેખ છે. આનું જ પાલનપુર, ખંભાત, અને જોનપુરની મોટી મસ્જીદો પણ જૈન મંદિરોનું પરાવર્તન છે એમ સ્પષ્ટ દેખાય છે. ખરેખર શ્રી મુનિસુવ્રતસ્વામીનું અશ્વાવબોધ તીર્થ અને શકુનિકાવિહાર ગુજરાતના મહામાત્ય ઉદા મહેતાના પુત્ર આંબડ મંત્રીશ્વરે પત્થરનો બંધાવેલો, સોલંકી રાજાધિરાજ પરમાર્હતોપાસક કુમારપાલ અને કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજીએ પ્રતિષ્ઠા અને ધ્વજ કરાવેલો શકુનિકા વિહાર મસ્જીદમાં પરિવર્તન પામ્યો છે. કલિકાલની આ વિષમતા છે!!

આ પ્રમાણે અનેષણીય અશુદ્ધ આહાર મળવાથી આ. શ્રીકાલિકાચાર્ય સપરિવાર ત્યાંથી ચાતુર્માસમાં જ વિહાર કરી પ્રતિષ્ઠાનપુરના સંઘના આગ્રહથી પ્રતિષ્ઠાનપુર પધાર્યા. પર્યુષણા પ્રતિષ્ઠાનપુરમાં ઉજવ્યાં અને સંવત્સરી મહાપર્વ ભા. શુ. પાંચમે કરવામાં આવતું હતું તે ભાદરવા શુદિ ચોથના રોજ કરવામાં આવ્યું. આવી જ રીતે લગભગ એ જ સમયમાં થયેલ આર્ય ખપુટાચાર્યે પણ ભૃગુકચ્છમાં બૌદ્ધોને હરાવી શકુનિકાવિહાર તીર્થ બચાવ્યું હતું. જુઓ—

" मार्जारेभ्य इव क्षीरं सौगतेभ्यो व्यमोचत ।
अश्वावबोधतीर्थं श्रीभृगुकच्छपुरे हि यैः ॥ "

તેમજ તેમનાજ શિષ્ય શ્રી મહેંદ્રસૂરિજીએ પટણામાં પાંચસો બ્રાહ્મણોને જૈની દીક્ષા આપી હતી અને એ કારણે ભૃગુકચ્છના બ્રાહ્મણો એમના ઉપર દ્વેષ રાખતા હતા અને ઉપદ્રવ કરતા હતા. મહેંદ્રસૂરિજીએ અહીં આવી, ચમત્કાર બતાવી એ સર્વ ઉપદ્રવ દૂર કર્યા હતા.

(શ્રી પ્રભાવક ચરિત્ર, પાદલિપ્તસૂરિ પ્રબન્ધ)

ભરૂચમાં નવ સુંદર મંદિરો છે જે આ પ્રમાણે છે. (૧) શ્રી યશોધરા પાર્શ્વનાથજીનું ભવ્ય મંદિર છે અહીં ધરણેંદ્ર પદ્માવતીની ચમત્કારી પ્રતિમા છે. (૨) તેમજ શ્રી મુનિસુવ્રતસ્વામીના મંદિરમાં ભોંયરામાં શ્રી સહસ્રફણા પાર્શ્વનાથજીની ભવ્ય મનોહર પ્રતિમાજી છે. (૩–૪) આ સિવાય અનંતનાથજી, ઋષભદેવજી, જેમાં એક રત્નની પ્રતિમાજી પણ સુંદર છે, (૫–૬) શાન્તિનાથજીના બે મંદિર છે. (૭) બીજા મંદિરમાં પણ મુનિસુવ્રતસ્વામી છે. (૮–૯) મહાવીરસ્વામી અને અજિતનાથજીના મંદિરો છે. આવી રીતે નવ મંદિરો છે.

મુખ્ય મંદિર શ્રી મુનિસુવ્રતસ્વામીનું જે શકુનિકાવિહાર કહેવાય છે તે બહુ જ પ્રસિધ્ધ છે સુંદરશ્યામ મુનિસુવ્રતજિનની પ્રતિમા પરમદર્શનીય છે. ઉપાશ્રયો, પાઠશાળા, શ્રાવકોની વસ્તી સારી છે. સ્ટેશનથી ગામ એક માઇલ દૂર છે. ભરૂચ ટેકરા ઉપર વસેલું છે. નીચે વિશાળ નર્મદા નદી વહી રહી છે.

## સુરત.

અહીં લગભગ પચાસેક જિનમંદિરો છે. ઘરમન્દિરો પણ છે.

૧. ગોપીપુરામાં શ્રી શાન્તિનાથજી, ૨ અનંતનાથજી, ૩ અનંતનાથજી.

૪ નવાપુરામાં શાંતિનાથજી, ૫ ભીડભંજન પાર્શ્વનાથજી. આ ઉપરાંત જુદા જુદા તીર્થંકરોના નામાભિધાનવાળાં બીજાં ઘણાં મંદિરો છે. શ્રી શાંતિનાથના મંદિરમાં રત્નની એક સુંદર પ્રતિમા છે.

અહીંયાં શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોધ્ધાર ફંડ, આગમોદય સમિતિ, શ્રી

સાગરાનંદસૂરિજીનું આનંદ ×પુસ્તકભંડાર, શેઠ નગીનદાસ જૈન હાઈસ્કુલ, બે જૈન કન્યાશાળાઓ પાઠશાળાઓ પણ સારી ચાલે છે. શેઠ દેવચંદ લાલભાઈની ધર્મશાળા ને બીજી પણ ધર્મશાળાઓ છે.

સુરતમાં જૈનોની વસ્તી સારા પ્રમાણમાં છે. ધાર્મિક રુચિ અને શ્રદ્ધા પણ સારી છે. ઝવેરાતનો મુખ્ય ધંધો જૈનોના હસ્તક છે. સુરત જરીના કામ માટે ભારતવર્ષમાં પ્રસિદ્ધ છે. સુરતના લોકો શોખીન છે અને તેથી ત્યાંના લોકોને "સુરતી લાલા" એવા ઉપનામથી ઓળખવામાં આવે છે. મુંબઈ ઇલાકામાં આગળ પડતું શહેર છે અને તાપીના કાંઠે હોવાથી બંદર તરીકે પણ તેની સારી ખ્યાતિ છે. અંગ્રેજ લોકોએ સુરતમાં પોતાની કોઠી નાખેલ

આ સિવાય કતાર ગામમાં શ્રી આદીશ્વર ભગવાનનાં બે સુંદર મંદિરો છે. રાંદેરમાં પણ મુનિસુવ્રતસ્વામીનું, આદિનાથજીનું, બે માળનું ભવ્ય મંદિર પાર્શ્વનાથજીનું, મનમોહન પાર્શ્વનાથજીનું અને ચિન્તામણી પાર્શ્વનાથજીનું મંદિર તેમજ લાયબ્રેરી પાઠશાળા વગેરે છે

## શ્રી સ્થંભન પાર્શ્વનાથજી (ખંભાત.)

આ તીર્થસ્થાનમાં બિરાજમાન શ્રી સ્થંભન પાર્શ્વનાથજીની પ્રતિમા ઘણાં જ પ્રાચીન અને ચમત્કારી છે. આ પ્રતિમાજીનો ઇતિહાસ નીચે પ્રમાણે મળે છે.

વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનમાં થયેલા **રામચંદ્રજી** અને લક્ષ્મણજી વનવાસમાં રહેતા હતા તે સમયે લંકેશ્વર રાવણે રામચંદ્રજીની પત્ની સતીશિરોમણી સીતા દેવીનું અપહરણ કર્યું. ત્યારપછી રામચંદ્રજી અને લક્ષ્મણજી સીતાજીને શોધતા શોધતા સૈન્ય સહ લંકાની આ બાજુ આવી પહોંચ્યા. વચ્ચે મહાન્ સમુદ્ર અને સામે પાર લંકા નગરી હતી. સમુદ્રને કેવી રીતે પાર કરવો તેની ચિંતામાં આસપાસ જોઇ ત્યાં નજીકમા પડાવ નાખ્યો. થોડી વારમાં જ સમુદ્ર કિનારે રહેલ એક ભવ્ય જિનમંદિર જોયું. જિનમંદિરમાં જઈ દર્શન કર્યાં. ત્યાં ભાવી તીર્થંકર શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની ભવ્ય પ્રતિમાજી હતાં. બન્ને ભાઈઓએ આવા નિર્જન સ્થાનમાં શ્રી પાર્શ્વનાથજીની ભવ્ય પ્રતિમાજીના દર્શન કરી આશ્ચર્યચકિત થઇ પ્રભુની ખૂબ સેવાભક્તિ કરી. તપ, જપ અને ધ્યાનપૂર્વક પ્રભુની આરાધના કરી. તેમની ભક્તિથી સમુદ્રાધિષ્ઠાયક દેવ પ્રસન્ન થયા અને તેમની ઇચ્છાનુસાર સમુદ્રનું જલ થંભાવી દીધું. બાદ સમુદ્ર ઉપર પાજ બાંધી રામચંદ્રજી અને લક્ષ્મણજી સૈન્ય સહિત સામે પાર પહોંચી ગયા. પ્રભુજીની ભક્તિથી સમુદ્રનું જલ થંભાઇ ગયું તેથી પ્રભુજીની **સ્થંભન પાર્શ્વનાથજી** તરીકે ખ્યાતિ થઇ.

× આચાર્યશ્રી સાગરાનંદસૂરીશ્વરજીના ઉપદેશથી પાલીતાણામાં તળાટી નીચે શ્રી વર્દ્ધમાન જૈન આગમમંદિર બન્યું છે તેવું જ સુરતમાં વર્દ્ધમાન જૈન આગમમંદિર-તામ્રપત્ર ઉપરનું આગમમંદિર બનવાનું છે.

રામચંદ્રજી વગેરે લંકેશ્વરને જીતી સીતાજીને લઇને પાછા આવ્યા. પ્રભુજીને ખૂબ ભક્તિથી વંદન કર્યું અને ત્યાં રહી અઠ્ઠાઇ મહોત્સવ કર્યો. બાદ અયોધ્યાજી ગયા. અહીં પ્રતિમાજી દેવોથી પૂજાતી હતી.

આ પ્રમાણે ઘણો સમય વ્યતીત થઈ ગયો વચમાં લાખો વર્ષોનું અંતર ચાલ્યું ગયું. બાદ બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથજીના સમયમાં શ્રીકૃષ્ણ વાસુદેવ થયા. તેઓ યાત્રા કરતા કરતા સમુદ્રકિનારે આવ્યા કે જ્યાં શ્રી પાર્શ્વ-નાથ પ્રભુજીનું ઉપર્યુક્ત મંદિર હતું. જિનમંદિરમાં જઇ ખૂબ પ્રભુભક્તિ કરી. પ્રભુજીની તાજી પૂજા જોઇ તેમને આશ્ચર્ય થયું કે અહીં જંગલમાં કોણે પૂજા કરી હશે ? આ પ્રમાણે શંકા ઉત્પન્ન થવાથી તેઓ છુપાઇને જોવા લાગ્યા. તેવામાં પાતાલવાસી નાગકુમાર દેવે આવી ખૂબ ભક્તિભાવથી જિનવરેન્દ્રની પૂજા કરી. આ જોઇ શ્રી કૃષ્ણજી પણ પ્રસન્ન થયા અને ત્યાં પ્રગટ રૂપે આવ્યા. વાસુકીદેવ શ્રી કૃષ્ણજીને પોતાના સ્વધર્મી બન્ધુ તરીકે મળ્યા. વાસુકી દેવે પ્રતિમા-જીના પ્રભાવની પ્રશંસા કરી કહ્યું કે " પૂર્વે આ પ્રતિમાજીને ઇન્દ્રમહારાજે પૂજી હતી. બાદ ધરણેંદ્ર દેવે અહીં ભવ્ય જિનમંદિર બંધાવ્યું. ત્યાર પછી રામચંદ્રની મનોવાંછા પૂરી થઇ હતી." આ બધું સાંભળી શ્રી કૃષ્ણજીને પણ એ પ્રતિમાજી પોતાની નગરી દ્વારિકામાં લઇ જવાનું મન થયું. પછી દેવની રજા લઇ શ્રી સ્થંભન પાર્શ્વનાથજીની પ્રતિમાજીને દ્વારિકા લાવ્યા. ત્યાં સુવર્ણ પ્રાસાદ બનાવી પ્રભુજીની સ્થાપના કરી નિરંતર ભક્તિપૂર્વક પ્રભુપૂજા કરવા લાગ્યા.

જ્યારે દ્વારિકાનો દહનસમય નજીક આવ્યો ત્યારે અધિષ્ઠાયક દેવની સૂચ-નાથી શ્રી કૃષ્ણજીએ પ્રભુજીની પ્રતિમાને સમુદ્રમાં પધરાવી દીધી.

ત્યાર પછી ઘણો સમય વ્યતીત થઇ ગયો. એક વાર કાન્તિ નગરીના ધનદત્ત શેઠ વહાણ ભરી સમુદ્રમાં વ્યાપાર ખેડવા નીકળ્યા. સમુદ્રમાં અચાનક તેમના વહાણ સ્થિર થઇ ગયાં. ધનદત્ત શેઠ અને વહાણોમાં રહેલાં મનુષ્યો ઉદાસ થઇ ગયાં. તેમની પ્રાર્થનાથી પ્રસન્ન થઈ અધિષ્ઠાયક દેવે કહ્યું કે–તમારાં વહાણ જ્યાં છે ત્યાં નીચે શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની પ્રતિમા છે તેને બહાર કાઢી, કાન્તિનગરીમાં લઇ જઇ, મંદિર બનાવી બિરાજમાન કરો. ધનદત્ત શેઠે પ્રતિમાજી બહાર કાઢ્યાં અને કાન્તિનગરીમાં લઇ જઇ મંદિર બનાવી પ્રભુજીને બિરાજમાન કર્યાં.

બાદ શાલિવાહન(શક સંવત પ્રવર્તક)ના સમયમાં નાગાર્જુન નામનો મહાયોગી થયો. તે ઘણી વિદ્યાઓ જાણતો હતો. તેણે તે સમયના સુપ્રસિદ્ધ મહાત્મા જૈનાચાર્ય શ્રી પાદલિપ્તસૂરિજીની પાસેથી અનેક વિદ્યાઓ શીખી તેમનું શિષ્યપણું સ્વીકાર્યું હતુ. નાગાર્જુને ગુરુજીના નામથી શ્રી સિદ્ધગિરિની તલા-ટીમાં પાદલિપ્તપુર( પાલીતાણા )ની સ્થાપના કરી

આ નાગાર્જુને પોતાની વિદ્યા સિદ્ધ કરવા કાન્તિપુરીથી, શ્રી સ્થંભન પાર્શ્વ-

નાથ પ્રભુની પ્રતિમાજી લાવી ગુફામાં રાખી; પ્રતિમાજી સન્મુખ બેસી વિદ્યાઓ સિદ્ધ કરી. બાદ તેણે આ પ્રતિમાજીને શેઢી નદીના કિનારે ખાખરાના ઝાડ નીચે ભંડારી દીધી.

વિક્રમની બારમી શતાબ્દિમાં ચંદ્રકુલાવતંસ સૂરિપુંગવ શ્રી અભયદેવસૂરિજી મહારાજ થયા. તેમના હાથથી આ તીર્થની સ્થાપના થઇ. વિવિધ તીર્થકલ્પમાં શ્રી જિનપ્રભસૂરિજી મહારાજ લખે છે કે—

"ચંદ્રકુલમાં શ્રી વર્દ્ધમાન સૂરિશિષ્ય શ્રી જિનેશ્વરસૂરિશિષ્ય શ્રી અભયદેવસૂરિ થયા. તેઓ ગુજરાતમાં સંભાય સ્થાનમાં બિરાજમાન હતા. સૂરિજીના શરીરમાં અતિસારાદિ રોગ થયા હતા. પક્ખી પ્રતિક્રમણના દિવસે ક્ષમાપના માટે નજીકનાં ગામોમાંથી શ્રાવકોને બોલાવ્યા. તેરશના દિવસે અર્ધરાત્રે શાસનદેવીએ પૂછ્યું–પ્રભો જાગો છો કે નિદ્રાવસ્થામાં છે. ? સૂરિજીએ મંદસ્વરથી કહ્યું–મને નિદ્રા ક્યાંથી આવે ? પછી દેવીએ કહ્યું કે–આ નવ સુતરની કોકડીઓને ઉકેલો. સૂરિજીએ જણાવ્યું–તે માટે સમર્થ નથી. દેવીએ કહ્યુ–કેમ સમર્થ નથી ? હજી તો આપ ઘણો કાલ શ્રી વીરતીર્થને શોભાવશો, નવ અંગ ઉપર વૃત્તિ–ટીકા રચશો. આચાર્યશ્રીએ જણાવ્યું કે–રોગી શરીરવાળો હું કેવી રીતે કરીશ ? દેવીએ જણાવ્યું–સ્થંભનપુર પાસે શેઢી નદીના કાંઠે ખાખરાના ઝાડમાં શ્રી સ્થંભન પાર્શ્વનાથજીની પ્રતિમા છે, ત્યાં જઇ દેવવંદના કરો જેથી શરીરસુખાકારી થઇ જશે.

પ્રાતઃકાલમાં શ્રાવકસંઘે સૂરિજીને વંદના કરી ત્યારે સૂરિજીએ જણાવ્યું કે–અમે શ્રી સ્થંભન પાર્શ્વનાથજીની વંદના કરીશુ. શ્રાવકોએ કહ્યું–અમે પણ વંદણા કરીશું. અનુક્રમે સૂરિજીમહારાજ સંઘ સહિત ધોલકા થઈ સ્થંભણપુર આવ્યા. સૂરિજીએ શ્રાવકોને કહ્યું–ખાખરાના ઝાડોમાં તપાસ કરો. શ્રાવકોએ તપાસ કરી તો ત્યાં શ્રી પાર્શ્વનાથ પ્રભુજીનું મુખ જોયું. ત્યાં નિરંતર એક ગાય આવીને દૂધ ઝરી જતી. શ્રાવકોએ આ જોઇ સૂરિજીમહારાજને જણાવ્યુ. સૂરિજીએ ત્યાં જઈ પ્રભુજીનાં દર્શન માટે "जयतिहुअण वरकप्परुक्ख" સ્તોત્ર શરૂ કર્યું. સોલ ગાથા થઇ ત્યારે પ્રભુજીનાં દર્શન થયાં અનુક્રમે સૂરિજીએ બત્રીશ ગાથા બનાવી. ત્યાં દેવે આવીને કહ્યું. પાછળની બે ગાથા ભંડારી દ્યો કલિયુગમાં અમને આવતાં ઘણુ દુઃખ થશે. સૂરિજીએ તેમ કર્યુ. બાદ સંઘ સહિત સૂરિજીએ ચૈત્યવંદન કર્યુ. શ્રી સંઘે ત્યાં ઉત્તમ જિનમંદિર બનાવ્યું. સૂરિજીનો રોગ શાંત થયો સૂરિજીએ ત્યાં પ્રતિષ્ઠા કરાવી. તે સ્થાન મહાન્ તીર્થરૂપે પ્રસિધ્ધ થયુ બાદ સૂરિજીએ નવે અંગોની ટીકા બનાવી આ અંગો ઉપર પૂર્વે શ્રી શીલાંકાચાર્યે પણ ટીકા બનાવી હતી. ત્યારપછી શ્રી અભયદેવસૂરિજીએ ટીકાઓ બનાવો."

અર્થાત્ આ તીર્થની સ્થાપના શ્રી અભયદેવસૂરિજી મહારાજના સમયથી થઇ છે.

પ્રભાવક ચરિત્ર અને *ઉપદેશસપ્તતિકામાં આ જ કથા થોડા ફેરફાર સાથે ઉપલબ્ધ થાય છે પરન્તુ મૂલ આશયમાં ફેર નથી.

આ પ્રભાવિક તીર્થની પ્રાચીનતા અને ચમત્કારિતા માટે નીચેના બંને ઉલ્લેખો મનનીય છે.

## શ્રી સ્થંભનક-કલ્પ.

અત્યંત વ્યાધિથી દુઃખી થયું છે શરીર જેમનું અને અણુસણુ ગ્રહણુ કરવા માટે બોલાવેલો છે સઘ જેમણે ( આવા આચાર્ય મહારાજને ) રાત્રિના સમયે દેવીએ સુતરની નવ કોકડી ઉકેલવા કહ્યું (૧). દેખાડી છે હાથની અશક્તિ જેમણે, નવ અંગની ટીકાની વાર્તાથી આશ્ચર્ય પામેલા અને સ્તંભન પાર્શ્વના વંદનથી કહેવાઇ છે આરોગ્ય વિધિ જેમને એવા (૨) વળી સંભાણુકપુરથી રવાના થએલા અને ધોળકાથી આગળ પગે ચાલતાં સ્થંભનપુરમાં શેઢી નદીના કાંઠે ખાખરાના વનમાં આવેલાં (૩) ત્યાં ભૂમિ ઉપર ગાયના દૂધનું ઝરણું દેખીને જયતિહુઅણુ અર્ધ સ્તોત્રથી પાર્શ્વનાથને પ્રગટ કરનારા અને ( બત્રીસ ગાથાનું ) સ્તોત્ર સંપૂર્ણ કરનાર (૪) ગયો છે રોગ જેમનો અને સંઘે કરાવેલા ચૈત્યમાં પાર્શ્વપ્રભુની પ્રતિમાને સ્થાપન કરનારા એવા નવાંગી ટીકાકાર શ્રી અભયદેવસૂરિજી જયવંતા વર્તો (૫). જન્મથી પહેલાં પણુ જે પ્રભુ ઈંદ્રથી દેવાલયમાં, વાસુદેવથી પોતાના આવાસમાં પુજાયા છે અને વરૂણુ દેવથી પોતાના સ્થાનમાં ચાર હજાર વર્ષ સુધી પુજાયા છે વળી કાંતિનગરીમાં ધનેશ શેઠ અને નાગાર્જુનથી પૂજાએલા એવા સ્થભનપુરમાં રહેલા શ્રી પાર્શ્વનાથ જિનેશ્વર તમારુ રક્ષણુ કરો ! (૬) શ્રી સ્થંભનક કલ્પ સમાપ્ત.

## શ્રી સ્થંભનકકલ્પ-શિલાંચ્છ

સ્થંભન કલ્પની અંદર જે વિસ્તારનાં ભયથી સંગ્રહ કરેલ નથી તેને શ્રી જિનપ્રભસૂરિ શિલોંચ્છનો જેમ કંઇ કહે છે (૧) ઢંક પર્વતની ઉપર રણુસિંહ

* ઉપદેશ સપ્તતિકામા શ્રી સ્તંભન તીર્થપ્રબંધના અંતમાં નીચે પ્રમાણે લખ્યું છે– " આ પ્રમાણે જેમનો આદિ કાલ અજ્ઞાત છે એવા અને ઈન્દ્ર, શ્રીરામ, કૃષ્ણુ, ધરણેંદ્ર અને સમુદ્રાધિષ્ઠાયક દેવ વગેરેથી વિવિધ સ્થાનમાં ચિરકાલ સુધી પૂજિત થયેલા એવા તે શ્રી સ્થંભન પાર્શ્વનાથ સંસારથી ભવ્યજનોનું રક્ષણુ કરો." અથવા તો કેટલાક એમ કહે છે કે " શ્રી કુંથુનાથજીની પાસે મમ્મણુ વ્યવહારીઆએ પૂછ્યું કે–" હે ભગવાન ! મને મોક્ષ ક્યારે પ્રાપ્ત થશે. ? " એટલે ભગવાને કહ્યું કે " શ્રી પાર્શ્વનાથજીના તીર્થમાં તને સિદ્ધિ પ્રાપ્ત થશે, તેથી તેણે આ પ્રતિમા કરાવી." અર્થાત્ સ્થંભન પાર્શ્વનાથજીની પ્રતિમા શ્રી કુંથુનાથજીના તીર્થમાં બની હતી.

રાજપુત્રની ભોપલ નામની સૌંદર્યવતી પુત્રીને જોઈને ઉત્પન્ન થયો છે રાગ જેને અને તેણીને સેવતા એવા વાસુકી નાગરાજને નાગાર્જુન નામનો પુત્ર થયો. પુત્રનાં સ્નેહથી મોહિત મનવાળા વાસુકી પિતાએ તેને મોટી ઔષધીઓના ફળો, મૂળો અને પાંદડાં ખવરાવ્યાં. તેના પ્રભાવથી તે મોટી સિદ્ધિઓથી યુક્ત થયો અને સિદ્ધપુરુષ એ પ્રમાણે ખ્યાતિ પામેલો તે પૃથ્વીને વિષે ફરતો શાલિવાહન રાજાનો કલાગુરુ થયો. તે ગગનગામિની વિદ્યા શીખવાને માટે (આચાર્યને) પગલેપના પ્રભાવથી આકાશમાં ઊડતા જોયા. અષ્ટાપદ આદિ તીર્થોને નમસ્કાર કરીને પોતાના સ્થાનમાં આવેલા તેમના પગને ધોઈને એક સો ને સાત ઔષધિઓનાં નામ આપવાથી વર્ણથી અને ગંધથી જાણીને ગુરુ ઉપદેશ વિના પાદલેપ કરીને (નાગાર્જુન) કુકડીનાં બચ્ચાની જેમ ઊડતો કૂવાના કાંઠે પડ્યો ઘાથી જર્જરિત અંગવાળા તેને ગુરુએ પૂછ્યું–આ શું થયું ? તેણે જે બન્યું હતું તે કહ્યું. તેની હોશિયારીથી આશ્ચર્ય પામેલ ચિત્તવાળા આચાર્યશ્રી તેનાં મસ્તક ઉપર હાથરૂપ કમળ મૂકીને બોલ્યા કે–સાઠી ચોખાના પાણીથી તે ઔષધીઓ વાટીને પગે લેપ કરીને આકાશમાં ઊડવું તેથી તે, તે સિદ્ધિને પામીને ખુશી થયો. ફરીથી કોઈ વખત ગુરુમુખથી સાંભળ્યું કે–શ્રી પાર્શ્વનાથ પ્રભુની આગળ સધાતો અને સ્ત્રીનાં લક્ષણોથી યુક્ત પ્રકાશતી સ્ત્રીથી મર્દન કરાતો રસ કોટીવેધી થાય તે સાંભળીને તે શ્રી પાર્શ્વનાથ પ્રતિમાને શોધવા લાગ્યો. અહીં દ્વારિકામાં સમુદ્રવિજય દશાર્હે શ્રી નેમિનાથ ભગવાનના મુખથી મહાપ્રભાવશાળી અને રત્નમયી શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમા જાણીને પ્રાસાદમાં સ્થાપન કરીને પૂજી. દ્વારિકાના દાહ પછી સમુદ્રવડે ગ્રહણ કરાયેલી તે પ્રતિમા તે જ પ્રમાણે સમુદ્રની મધ્યમાં રહી. કાળાંતરે કાંતિનગરીવાસી ધનપતિ નામના વહાણવટીઆનું વહાણ ત્યાં થંભી ગયું. અહીં જિનબિંબ છે એમ દેવવાણીથી (ધનપતિએ જાણ્યું). નાવિકોને પ્રવેશ કરાવીને કાચા સુતરના સાત તાંતણાથી બાંધીને (તેણે પ્રતિમા સમુદ્રમાંથી કઢાવી) (તે પ્રતિમાને તે શેઠે) પોતાની નગરીમાં લઈને પ્રાસાદમાં સ્થાપન કરી. અચિંત્ય લાભથી ખુશી થએલા એવા તેનાથી (તે પ્રતિમા) હંમેશાં પૂજાતી હતી. તે પછી સર્વ અતિશય યુકત તે બિંબને જાણીને નાગાર્જુને રસસિદ્ધિને માટે ગ્રહણ કરીને શેઢી નદીના કિનારે સ્થાપન કર્યું. તે(પ્રતિમા)ની આગળ રસ સાધવાને માટે શાલિવાહન રાજાની ચંદ્રલેખા નામની મહાસતી પટ્ટરાણીને સિદ્ધ વ્યંતરની સહાયથી ત્યાં બોલાવીને દરરોજ રસમર્દન કરાવવા લાગ્યો. એ પ્રમાણે ત્યાં ફરી ફરી જવા આવવાથી તેણીવડે (નાગાર્જુનનો) બંધુભાવે સ્વીકાર કરાયો. તે તેને ઔષધના મર્દનનું કારણ પૂછવા લાગી તેણે કોટી રસવેધનું વૃત્તાંત જેમ હતું તેમ કહ્યું.

એક વખત પોતાના બન્ને પુત્રોને તે સ્ત્રીએ કહ્યું કે–આને રસસિદ્ધિ થશે. રસલુબ્ધ તે પુત્રો પોતાનું રાજ્ય છોડીને નાગાર્જુન પાસે આવ્યા. કપટથી રસને લેવાની ઈચ્છાવાળા અને ગુપ્ત વેશવાળા તેઓ જ્યાં નાગાર્જુન ભોજન કરતો હતો

ત્યાં રસસિદ્ધિનો વૃત્તાંત પૂછતા હતા. તે ( ચન્દ્રલેખા ) તે રસસિદ્ધિ જાણવા તે( નાગાર્જુન )નાં માટે મીઠાંવાળી રસોઇ કરતી. છ માસ ગયા ત્યારે આ રસોઇ ખારી છે એમ તે નાગાર્જુને દોષ કાઢયો. ચેષ્ટાથી રસસિધ્ધિ જાણીને તે સ્ત્રીએ પુત્રોને કહ્યું. વાસુકીએ આ (નાગાર્જુન)નો જે દાભના અંકુરાથી મૃત્યુ કહ્યું હતું તે તે પુત્રોએ પરંપરાથી જાણ્યું. તે દાભના શસ્ત્રવડે નાગાર્જુન હણાયો. જ્યાં રસસિદ્ધિ થઈ હતી ત્યાં સ્થંભન નામનુ ગામ થયું. તે પછી કાળાંતરે તે બિંબ વદન માત્ર વર્જીને ભૂમિની અંદર છે અંગ જેનું એવું થયું. તે પછી ચંદ્રકુળમાં શ્રી વર્ધમાનસૂરિજીના શિષ્ય શ્રી જિનેશ્વરસૂરિજીના શિષ્ય શ્રી અભયદેવસૂરિજી ગુજરાતમાં સંભાણક નામના ગામમાં વિચરતા આવ્યાં ત્યાં (તેમને) મહાવ્યાધિના વશથી ઝાડા આદિનો રોગ થયો તેથી નજીકના નગર અને ગામમાંથી પખ્ખી પ્રતિક્રમણ કરવાને માટે આવવાની ઇચ્છાવાળો મિચ્છામિદુક્કડ દેવાને માટે વિશેષ પ્રકારે સર્વ સંઘને બોલાવવામાં આવ્યો તેરશની મધ્યરાત્રે શાસનદેવીએ આચાર્યને બોલાવ્યા. હે ભગવન્! તમે જાગો છો કે સૂતા છો? તેથી મંદ સ્વરથી આચાર્ય બોલ્યા મને નિદ્રા કયાંથી? દેવીએ કહ્યું–આ સુતરની નવ કોકડીઓ ઉકેલો. આચાર્યે કહ્યું–હું શકિતમાન નથી. દેવીએ કહ્યું–કેવી રીતે શકિતમાન નથી? હજી તો વીરતીર્થની લાંબા કાળ સુધી પ્રભાવના કરશો. આચાર્યે કહ્યું–આવા શરીરવાળો હું કેવી રીતે કરીશ? દેવીએ કહ્યુ–સ્થંભનપુરમાં શેઢી નદીના કાંઠે ખાખરાનાં વૃક્ષોની મધ્યમા સ્વયંભૂ શ્રી પાર્શ્વનાથ પ્રભુ છે તેની આગળ દેવવંદન કરો જેથી સ્વસ્થ શરીરવાળા થશો. તે પછી પ્રભાતમા બોલાવેલા શ્રાવક સંઘે આચાર્યને વંદન કર્યું. આચાર્યે કહ્યુ–સ્થંભનપુરમાં પાર્શ્વનાથને અમે વંદન કરીશું. સંઘે વિચાર્યું ખરેખર કોઇએ સૂરિજીને ઉપદેશ કર્યો છે તેથી આમ બોલે છે. તે પછી સંઘે પણ કહ્યું અમે પણ વંદીશુ.

તે પછી ડોળીમાં બેસીને જતા સૂરિજીને કંઇક સ્વસ્થતા થઈ. આથી ધોળકાથી આગળ પગે ચાલીને જતા ( સૂરિજી ) સ્થંભનપુરમાં પહોચ્યા. શ્રાવકો સર્વ ઠેકાણે પાર્શ્વનાથ પ્રતિમાને જોવા લાગ્યા સૂરિજીએ કહ્યુ–ખાખરાનાં વૃક્ષની મધ્યમાં જુઓ. તેઓએ તે પ્રમાણે કર્યું (ત્યાં) શ્રી પાર્શ્વનાથની પ્રતિમાનું મુખ જોયુ. ત્યાં હમેશાં એક ગાય આવી તે પ્રતિમાના મસ્તક ઉપર દૂધ મૂકતી હતી તેથી ખુશ થએલા શ્રાવકોએ જે પ્રમાણે દેખ્યું હતું તેમ આચાર્યશ્રીને કહ્યું. અભયદેવસૂરિજી પણ ત્યાં ગયા અને મુખના દર્શન માત્રથી जयतिहुअण वरकप्परुक्खफल ઇત્યાદિ નવીન કરેલી ગાથાથી સ્તુતિ કરી. તે પછી સોળમી ગાથા કરી ( ત્યારે ) આખી પ્રતિમા ( ભૂમિમાંથી ) પ્રગટ થઇ. આથી જ સોળમી ગાથામાં ॥ जय पच्चक्खजिणेसर ( પ્રત્યક્ષ થએલા હે જિનેશ્વર! જયવંતા વર્તો ) કહ્યુ છે. એમ બત્રીશ ગાથાઓ પૂર્ણ કરી. છેલ્લી બે ગાથાઓ દેવતાને અત્યંત આકર્ષણ કરનારી હોવાથી દેવે વિનંતી કરી કે–હે ભગવન્! હું ત્રીશ ગાથાથી સાંનિધ્ય કરીશ માટે છેલ્લી બે ગાથા ગોપવી દો

કેમકે કલિયુગને વિષે અમારું આગમન દુઃખને માટે ન થાઓ. સૂરિજીએ એ પ્રમાણે કર્યું. (ને પછી સૂરિજીએ) સંઘની સાથે ચૈત્યવંદન કર્યું. ત્યાં સંઘે ઊંચું મંદિર કરાવ્યું. તે પછી શાંત રાગવાળા સૂરિજીએ શ્રી પાર્શ્વનાથસ્વામીને (તે મંદિરમાં) બિરાજમાન કર્યા. તે મોટું તીર્થ પ્રસિદ્ધ થયું. અનુક્રમે ઠાણાંગ આદિ નવ અંગની ટીકાઓ તો પૂર્વે શીલાંકાચાર્યસૂરિજીએ કરેલી હતી તે પછી પણ વીરતીર્થની લાંબા સમય સુધી સૂરિજીએ પ્રભાવના કરી.

(શ્રી સ્થંભનક-કલ્પશિલોંછ સમાપ્ત)

**ખંભાતની ઐતિહાસિકતા—**

ખંભાતના દાનવીરોમાં રાજિયાવાજિયા, તેજપાલ સંઘવી, ઉદયકરણ સંઘવી વગેરે મુખ્ય થયા છે. મહાકવિ ઋષભદાસજી પણ ખંભાતના જ હતા. ખંભાતમાં શ્રી સોમસુંદરસૂરિજી, જગદ્ગુરુ હીરવિજયસૂરિજી, શ્રી વિજયસેનસૂરિજી અને શ્રી વિજયદેવસૂરિજી વગેરેએ ઘણી ઘણી પ્રતિષ્ઠાઓ, ઉત્સવો કર્યાં છે ને સંઘ કઢાવ્યા છે. શત્રુંજય ગિરિરાજ ઉપર સંઘવી તેજપાલે સત્તરમી સદીમાં લાખ લ્યાહરી ખર્ચી જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. સૂરિજીના સમયમાં અહીં દીક્ષાઓ પણ ઘણી થઈ છે. વિજયસેનસૂરિજીનું સ્વર્ગગમન અહીં થયું હતું. તેમના સ્મારકરૂપ સ્તુપ-પાદુકાઓ હતી તે અત્યારે ભોંયરા પાડાના શ્રી શાંતિનાથજીના મંદિરમાં છે.×

વિક્રમની બારમી સદીથી ખંભાતનો ગૌરવપૂર્ણ ઇતિહાસ ઉપલબ્ધ થાય છે. બારમી સદીના ઉત્તરાર્ધમાં (૧૧૫૦ લગભગ) મગાળવસહિકામાં શ્રી હેમચંદ્રાચાર્યજીની દીક્ષા થઈ છે. તેમના સમયમાં ગુજરાતના મુખ્ય મંત્રી ઉદાયન-મુંજાલ વગેરે અહીં અવારનવાર આવતા. મંત્રીશ્વર વસ્તુપાલ તેજપાલે અહીંના મુસલમાન વ્યાપારી સૈયદને પરાસ્ત કરી, તેના આમંત્રણથી આવેલા શંખરાજને પણ હરાવી વિજય મેળવ્યો હતો. અને ખંભાતની પ્રજાને શાંતિ આપી હતી. અહીં તેમણે સુંદર ભવ્ય જિનમંદિર કરાવ્યું હતું.

તેમના સમયમાં જગચ્ચંદ્રસૂરિજીના પટ્ટધર દેવેન્દ્રસૂરિજી થયા, તેમજ વિજયચંદ્રસૂરિજી પણ થયા. તેમના સમયમાં ખંભાતમાં જ વડી પોશાળ અને લઘુ પોશાળ એમ બે જુદા મતભેદો પડ્યા હતા.

પ્રસિદ્ધ દાનવીર અને ધર્મવીર શ્રીધર શેઠ જેમણે સમ્યક્ત્વ અને શીલવ્રતનો નિયમ કર્યો હતો, સમ્યક્ત્વના ઉદ્યાપનમાં દરેકે ગામે ગામ સોનામહોરો અને લાડુ મોકલ્યા હતા અને શિયલ વ્રતના ઉદ્યાપનમાં શિયલવ્રત-ચતુર્થ વ્રત-

× શ્રી વિજયસેનસૂરિજીનું સ્વર્ગગમન ખંભાત પાસેના અકબરપુરમાં થયું હતું. ત્યાં તે સમયે ત્રણ સુંદર જિનમંદિરો હતા. અત્યારે ત્યાં કાંઈ જ નથી. સમ્રાટ્ જહાંગીરે સૂરિજીના સ્વર્ગસ્થાન સ્તૂપ બનાવવા દશ વીઘાં જમીન ભેટ આપી હતી.

ધારીઓને પાંચ વર્ણના રેશમી વસ્ત્રો અને સારી પહેરામણી મોકલ્યાં હતાં. તેમાં માંડવગઢના મંત્રીશ્વર પેથડકુમારને પણ આ પહેરામણી મોકલાવી હતી, જે જોઇ પેથડકુમારે ૩૬ વર્ષની યુવાનવયે સજોડે ચતુર્થ વ્રત ઉચ્ચર્યું હતુ. આ શ્રીધર શેઠ ખંભાતના વતની હતા.

કવિ મેઘ અને કવિ ડુંગરે અહીંનાં મંદિરોના દર્શન કરી તીર્થમાળામાં ખંભાતનાં મંદિરોને અમર કર્યાં છે. જિનપ્રભસૂરિજીએ પણ સ્થંભનક કલ્પ લખ્યો છે, જે આપણે ઉપર વાંચી ગયા. ૧૨૯૪ માં લખાયેલી સમરાઇચ્ચકહાની તાડપત્રીય પ્રત અને શ્રી હેમચંદ્રાચાર્યજી લિખિત પ્રાકૃત વ્યાકરણની તાડપત્રીય પ્રત શાંતિનાથજીના ભંડારમાં અહીં છે. ૧૩૫૬ માં બૃહદ્‌ગચ્છના પદ્મચંદ્રસૂરિ પ્રતિષ્ઠિત શ્રી પાર્શ્વનાથજીની મૂર્તિ ચોકશીની પોળમાં શ્રી પાર્શ્વનાથજીના મંદિરમાં છે. ૧૩૮૦ શ્રી કક્કસૂરિજી પ્રતિષ્ઠિત ચતુર્વિંશતિ જિનપટ્ટ શ્રી ચિન્તામણિના મંદિરમાં છે.

વિ. સં ૧૪૮૦ દેશળશાહના પુત્ર સહજપાળની ભાર્યા નયન દેવીએ કરાવેલ સમવસરણ ખારવાડાના શ્રી સીમંધર સ્વામીજીના મંદિરમાં છે.

ખંભાતના સત્યવાદી સોની ભીમનું દૃષ્ટાંત પણ પ્રસિદ્ધ છે, જેમણે જીવના જોખમે પણ સત્યવ્રત પાળ્યું હતું. આ સિવાય બીજા પણ પ્રાચીન અર્વાચીન ઘણા ઐતિહાસિક પ્રસંગો છે જે લંબાણના ભયથી નથી આપ્યા. વિશેષ જોવા ઇચ્છનાર મહાનુભાવે ખભાત ચૈત્ય પરિપાટી નામનું પુસ્તક જોવુ.

મંત્રીશ્વર કર્મચંદ્ર પ્રબંધમાં ઉલ્લેખ છે કે-સમ્રાટ્ અકબરે એક વર્ષ સુધી અહીંના દરીયામાંથી માછલી વગેરેના શિકારની બંધી કરાવી હતી.

અઢારમી સદીના પ્રસિધ્ધ તીર્થમાલાકાર શ્રી શીલવિજયજીએ પણ ખંભાતના મંદિરોનું સુંદર વર્ણન કર્યું છે

સમરાશાહના પુત્ર સાજણસિંહ ખંભાતમાં હતા ત્યારે સખલપુરના કોચરશાહે ખંભાતમા આવી વ્યાખ્યાન વચ્ચે અરજ કરી બહુચરાજીની જીવહિંસા-બલિદાન બંધ કરાવવા વિનંતિ કરી હતી. સાજણસિંહે કોચર વ્યવહારીને સખલપુરનો અધિકારી બનાવ્યો છે અને તેમણે બહુચરાજી પ્રમુખ બાર ગામોમા અહિંસાનો વિજય વાવટો ફરકાવ્યો હતો.

શ્રી હેમચંદ્રાચાર્યજીના સમયમાં સો કરોડપતિઓ અહીં વસતા હતા.

અહીંની જુમ્મામસિદ પણ એક પ્રસિધ્ધ જૈન મંદિરનું જ રૂપાન્તર છે. અહીં નો જૂનો કિલ્લો ખૂબ જ મજબૂત અને અભેદ્ય કહેવાતો. તેનાં ખંડિયેરો પણ અત્યારે છે. ખભાતનો દરિયો પણ પ્રસિદ્ધ છે. ગુજરાતનુ આ પ્રાચીન મહાન વ્યાપારી બંદર ગણાતુ હતું.

કવિ ઋષભદાસ ખંભાતની યશગાથા ગાતાં રાજીયા–વાજીયાનો પરિચય આ પ્રમાણે આપે છે—

"પારેખ વાજીયા રાજીઆ જૈન સિરોમણી જાણ,
જીન મતવાસિ જીન જપે, સિર વહે જીનની આણ;
અનેક ગુણ રાજીઆ કહેતાં ન પામું પાર રે.

આ બન્ને બન્ધુઓએ પાંચ સુંદર જિનમંદિરો બનાવ્યાં હતાં. રાણકપુર વગેરેના સંઘ કાઢયા હતા. તેઓ મહાદાનેશ્વરી, પરમ રાજ્યમાન્ય અને પરોપકારી હતા. જુઓ—

"મુનિવરમાં ગુરૂ હીરજી, અસુર અકબર સાર;
વણિગ વંશમાં રાજીઓ, દયા દાન નહિં પાર."

આવા ગુણસંપન્ન આ શ્રાવકો ખંભાતના રત્નરૂપ હતા.

આ સિવાય સંઘવી સોમકરણ, સઘવી ઉદયકરણ, રાજા શ્રી મલ્લ ઠક્કર જયરાજ, જસવીર, ઠક્કર લાઇઆ વગેરે અનેક વીરપુત્રો ખંભાતમાં થયા છે. કવિવર ઋષભદાસ તેમનાં કર્તવ્યોનો પરિચય આ પ્રમાણે આપે છે.

"પારિખ વજીઓ નિરાજીઓ, સજસ મહીમા જગમાં ગાજીઓ,
અઉઠ લાખ રૂપક પુણ્ય ઠામિ, અમારિ પળાવી ગામોગામિ;
ઓસ વંશિ સોની તેજપાલ, શત્રુંજય ગીર ઉધારવી સાલ,
લ્હાહારી દોય લાખ રસચેહ ત્રીંબવતીનો વાસી તેહ.
સોમકરણ સંઘવી ઉદયકરણ અધલખ રૂપક તે પુણ્યકરણ,
ઉસવંસી રાજા શ્રીમાલ અધલખ રૂપકિ ખરચઇ ભલ;
ઠક્કર જયરાજ મ નિજ સવીર, અધલખ રૂપક ખરચઇ ધીર,
ઠક્કર કીકા વાઘા જેહ અધલખ રૂપક ખરચઈ તેહ."

ખંભાતના શ્રી ચિંતામણી પાર્શ્વનાથજીના પ્રાચીન મંદિરમાં ઠેઠ અગિયાર સો ને પાંસઠ (૧૧૬૫)નો અને ૧૩૫૨ નો લેખ છે તેમજ ૧૩૬૬ નો અલ્લાઉદ્દીનના સમયનો પણ લેખ મલ્યો છે અર્થાત્ બારમી સદીથી તે ઠેઠ અઢારમી સદીના પ્રાચીન લેખો મલે છે; એમાંયે સોળમી, સત્તરમી અને અઢારમી સદીના પુષ્કળ લેખો મળે છે

## ખંભાતની વર્તમાન સ્થિતિ

ખંભાતમાં ૭૬ જૈન દેરાસરો છે. ઉપાશ્રય તથા પૌષધશાળા ૧૦, ધર્મશાળા ૩, પાંજરાપોળ ૧ અને જૈનોનાં ઘર ૫૪૫ છે. પાંચ જ્ઞાનભંડારો છે.

ખંભાતમાં ખારવાડાનો લત્તો જૈનોની વસ્તીથી ભરચક છે તેમજ સ્થંભન પાર્શ્વનાથજીનું સુંદર ભવ્ય મંદિર આ લતામાં આવેલું છે. સ્થંભન પાર્શ્વનાથજીની

મૂર્તિ સુંદર નીલમની છે જેના ઉપર અત્યારે લેપ છે. અને તે ભવ્ય મૂર્તિ અત્યારે ભોંયરામાં બિરાજમાન છે. એવી જ રીતે જીરાવલાપાડામાં ચિન્તામણી પાર્શ્વનાથજીનું પાંચ-શિખરી ત્રણ માળનું ભવ્ય મંદિર આવેલું છે. આ મંદિરમાં ખંભાતનાં બીજા વીશ મંદિરોનો સમાવેશ કરવામાં આવ્યો છે. શેઠ પોપટભાઇ અમરચંદે તન, મન અને ધનથી આ મંદિરના જીર્ણોધ્ધાર માટે ભગીરથ પ્રયત્ન કર્યો હતો.

ખંભાતમાં ચિન્તામણી પાર્શ્વનાથજીનાં ચાર મંદિરો, મનમોહન પાર્શ્વનાથજીનાં બે મંદિરો, સ્થંભણ પાર્શ્વનાથજી, સુખસાગર પાર્શ્વનાથજી, સોમ ચિન્તામણિ પાર્શ્વનાથજી, નવપલ્લવ પાર્શ્વનાથજી, ગોડી પાર્શ્વનાથજી, નવખંડા પાર્શ્વનાથજી, વિજય ચિંતામણી પાર્શ્વનાથજી, અમીઝરા પાર્શ્વનાથજી વગેરે પાર્શ્વનાથજીનાં મંદિરો અને મૂર્તિઓ સુંદર, ચમત્કારી અને પ્રભાવશાળી છે.

ખંભાતની ચૈત્યપરિપાટી કરતાં લગભગ અઠવાડીયું થાય છે. મોટાં કુલ ૫૨ મંદિરોમાં કુલ ૭૬૦ પાષાણુની મૂર્તિઓ છે. એક ગુરૂમંદિર સુંદર છે. જ્ઞાનભંડારોનો ટૂંક પરિચય આ પ્રમાણે છે.

૧. જ્ઞાનવિમલસૂરિજીનો ભંડાર અમરચંદ પ્રેમચંદની ધર્મશાળામાં છે. ૯૯ પોથીઓ કાગળ ઉપર લખેલી છે. પુસ્તકો પણ છે.

૨. ચુનીલાલજી યતિનો ભંડાર દેવચંદજી યતિના કબજામાં છે. ૧૨૫૦ ગ્રંથો છે.

૩. ભોંયરાના પાડાનો ભંડાર નજીકની ધર્મશાળામાં છે. સંગ્રહ સારો છે. તાડપત્રનાં પુસ્તકો છે

૪. નીતિવિજયજીનો ભંડાર-જૈનશાળાના કબાટોમાં છે. ૫૦ પોથીઓ છે.

૫. શાંતિનાથજીનો ભંડાર-ખભાતનો આ પ્રાચીન તાડપત્રીય ભડાર છે. આ ભંડારમાં ઘણાં અલભ્ય પ્રાચીન પુસ્તકો છે. આ પુસ્તકોનું લીસ્ટ ઇ. સ. ૧૮૮૫ પિટર્સન સાહેબે કર્યું હતું અને હમણાં પૂ. આ. શ્રી વિજયવલ્લભસૂરિજીના સમયમાં જીર્ણોદ્ધાર-સુધારોવધારો થયો અને ત્યાર પછી પૂ આ. શ્રી વિજયકુમુદસૂરિજીએ આ ભંડારનાં પુસ્તકોનું લીસ્ટ પ્રકાશિત—સંપાદિત કર્યું છે.

૬. ખારવાડામાં પૂ. પા આ. શ્રી વિજયનેમિસૂરીશ્વરજીના ઉપદેશથી બધાવેલ ત્રણ માળનું ભવ્ય જ્ઞાનમંદિર છે, જેમાં પુસ્તકોનો સંગ્રહ ઘણો સારો છે. સૂરિજીના ઉપદેશથી જીરાવલા પાડામાં એક જ્ઞાનશાળા પણ સ્થપાયેલી છે ખભાતમાં બીજી પણ અનેક સંસ્થાઓ છે.

ગુલાબવિજયજીનો જે ઉપાશ્રય કહેવાય છે તે પૂ. કલિકાલસર્વજ્ઞ આ. શ્રી હેમચંદ્રસૂરિજીનો ઉપાશ્રય છે.*

---

*ખંભાતથી સેના અકબરપુરમાં આચાર્યશ્રી વિજયસેનસૂરિજીનું સ્વર્ગગમન થયું હતું. ત્યા તે સમયે ત્રણ સુંદર જિનમંદિરો હતા. તેમજ સમ્રાટ જહાંગીરે સૂરિજીના અગ્નિસંસ્કાર સ્થાને સ્તૂપ બનાવવા દશ વીઘાં જમીન ભેટ આપી હતી. અત્યારે ત્યા મંદિરો વગેરે કાંઇ નથી.

ખંભાતમાં બીજી પણ નીચે પ્રમાણે સંસ્થાઓ છે.

૧. જૈન શાળા કમીટી–જે મંદિરોની વ્યવસ્થા રાખે છે. જૈન કન્યાશાળા, જૈન શ્રાવિકાશાળા, મહાવીર જૈન સભા, સ્થંભતીર્થ જૈન મંડળ, જૈન યુવક મંડળ, શ્રી નેમિપ્રભાકર મંડળ, પોરવાડ યુવક મંડળ, જૈન પાઠશાળા, આયંબિલ વર્ધ્ધમાનતપ ખાતું. વગેરે વગેરે.

અમદાવાદથી મુંબઈ જતી લાઈનમાં આણંદ જંકશનથી ખંભાતની લાઈન જાય છે.

## કાવી–ગંધાર

આ બન્ને તીર્થસ્થાનો ગુજરાતમાં પ્રસિધ્ધ છે. ગંધારમાં બે પ્રાચીન જિનમંદિરો છે. એક શ્રી મહાવીરસ્વામીનું છે અને બીજું શ્રી અમીઝરા પાર્શ્વનાથજીનું છે. શ્રી મહાવીરસ્વામીનું મંદિર સં. ૧૫૦૦ માં બન્યાનો ઉલ્લેખ છે. એ મંદિર જીર્ણ થયું હતું. હમણાં તેનો જીર્ણોધ્ધાર થયો છે. બીજા મંદિરની સ્થાપના ૧૬૫૯ માં શ્રી વિજયસેનસૂરિજીના હાથે થઈ છે. શ્રી અમીઝરા પાર્શ્વનાથનો શિલાલેખ આ પ્રમાણે મળે છે

" संवत् ईलाही ४८ संवत १६५९ वैशाख वद ६ गुरौ श्रीगंधारबंदरे समस्तसंघेन स्वश्रेयसे श्रीपार्श्वनाथबिंबं कारापितं प्रतिष्ठितं च श्रीतपागच्छे भट्टारक–श्रीहीरविजयपट्टमकराकरसुधासर–भट्टारकपरंपरापुरंदर–चवचनचातुरी चमत्कृतचित्तसकलमेदिनी मंडलाखंडलसाहिश्री अकबरदत्तबहुमान–समस्त सु. ह. हितावतंस भट्टारकपरंपरापद्मिनीप्राणप्रिय–भट्टारक–श्रीविजयसेनसूरिभिः ॥"

આ શહેર સત્તરમી શતાબ્દિમાં જૈનપુરી જેવું હતું. જગદ્ગુરુ આચાર્યશ્રી હીરવિજયસૂરીશ્વરજી સેંકડો સાધુઓ સાથે આ જ ગંધાર નગરમાં બિરાજમાન હતા ત્યારે બાદશાહ અકબરે ફત્તેહપુરસિક્રી પધારવાનું નિમંત્રણ સૂરિજી મહારાજને મોકલ્યું હતું. અહિંથી સૂરિજી મહારાજ ખંભાત થઈ અમદાવાદ થઈ અનુક્રમે ફત્તેહપુરસિક્રી પધાર્યાં હતા. અહીંના શ્રાવકોએ સૂરિજી મહારાજના ઉપદેશથી સિદ્ધાચલજી પર સુંદર મંદિર બંધાવ્યા હતા આ સંબંધી શ્રી હીરવિજયસૂરિ રાસ અને શ્રીમાન્ જિનવિજયજીસંપાદિત પ્રાચીન લેખસંગ્રહ ભાગ બીજો જુઓ.

અત્યારે આ સ્થાનમાં તદ્દન સામાન્ય ઝુંપડાં વસે છે. શ્રાવકોની વસ્તી નથી. પ્રાચીન તીર્થરૂપે છે. ભરૂચથી ૧૭ ગાઉ દૂર ગંધાર છે. અહીંના મંદિરોના શિલાલેખો પ્રા. લે. સ. ભા. ૨ માં ૪૫૬–૫૭–૫૮–૫૯ માં છપાયેલ છે.

આ ભવ્ય શહેર ઉપર અકસ્માત્ સમુદ્રનાં પાણી ફરી વળવાથી ગામ ધ્વસ્ત થઇ ગયું. મંદિર પણ હમણાં જ નવું બનાવરાવ્યું છે. મૂર્તિઓ પ્રાચીન છે. ભરૂચનો સંઘ વ્યવસ્થા રાખે છે વિશેષ જાણવાના જિજ્ઞાસુએ શ્રી જૈન સત્ય પ્રકાશ (માસિક) વર્ષ ૧, અંક ૧૦ની અંદર મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજીએ લખેલ "ગંધાર બંધાર" ના લેખો વાંચવા.

## કાવી

ગંધારથી પંદર ગાઉ દૂર કાવી સ્થાન છે. ભરુચથી રેલ્વે પણ સીધી જાય છે. આ પણ પ્રાચીન નગરી છે. અહીં અત્યારે પ્રાચીન બાવન જિનાલયનાં બે ભવ્ય જિનમંદિરો છે, જેની પ્રતિષ્ઠા જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિવર શિષ્ય શ્રી વિજયસેન-સૂરિજીએ કરી છે.

કાવીનાં મંદિરોની સ્થાપનાનું સરસ વર્ણન સં. ૧૮૮૯ માં કવિવર શ્રી દીપવિજયજીએ " કાવી તીર્થવર્ણન "માં આપ્યું છે જેનો સાર નીચે મુજબ છે.

" વડનગરના રહેવાસી નાગરજ્ઞાતિય અને ભદ્ર સિવાણગોત્રીય ગાંધી દેપાલ ખંભાતમાં આવીને રહેવા લાગ્યો. વ્યાપાર કરતાં તેણે કોટીદ્રવ્ય ઉપાર્જન કર્યું. ગાંધીને અલુઓ ગાંધી નામે પુત્ર હતો અને તેનો પુત્ર લાડકો ગાંધી થયો. લાડકા ગાંધીને વહુઓ અને ગંગાધર બે પુત્રો થયા. વહુઓને બે સ્ત્રીઓ હતી. પોપટી અને હીરાંબાઇ. હીરાબાઇને ત્રણ પુત્રો હતા કુંવરજી, ધર્મદાસ અને સુવીર. કુંવરજીની સ્ત્રીનું નામ હતું **વીરાંબાઇ**. આ કુટુંબે કાવીમાં એક ભવ્ય જિનમંદિર બંધાવ્યું અને તેની પ્રતિષ્ઠા જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિ શિષ્યરત્ન શ્રી વિજયસેનસૂરિજીએ કરી હતી, જેનું વર્ણન કાવ્યકાર નીચે પ્રમાણે આપે છે.

એક દિન સકલ કુટુમ્બ રાલીને સુકૃત મનોરથ ભાવે રે;
કાવી સૈહેર અનોપમ ભૂમી દેખી પ્રાસાદ બનાવે રે ॥ ૪ ॥

તપગચ્છપતિ શ્રી સેનસૂરીસર બહુપરિકર ગણી સાથ રે;
સંપ્રતિ નૃપવારાની પ્રતિમા થાપે ઋષભ જગનાથરે. ॥ ૫ ॥

સંવત સોલનેં ઓગણપંચાસે ઋષભ પ્રભુ મહારાજ રે;
સુભ મુહુરત દિન તખત બિરાજ્યા દીપવિજય કવિરાજ રે ॥ ૬ ॥

એક વખત હીરાંબાઈ અને વીરાંબાઇ સાસુ વહુ મંદિરજીનાં દર્શન કરવા આવેલાં તે વખતે વહુ ઊંચી અને મંદિરજીનું દ્વાર નીચે હોવાને કારણે વહુએ ધીરે રહીને સાસુને કહ્યુ " બાઈજી મંદિરજીનું, શિખર તો બહુ ઊંચું બનાવ્યુ પણ બારણું બહુ નીચુ કર્યું." વહુનું આ વચન સાંભળીને સાસુને રીસ ચઢી અને

વહુને મ્હેણું મારતાં કહ્યું. "વહુજી તમને હોંશ હોય તો પીયરથી દ્રવ્ય મંગાવીને બરાબર સાપસર; ઊંચું નીચું મંદિર *બંધાવજો."

સાસુના મ્હેણાથી વહુને ચટકો લાગ્યો. તેણીએ તરત જ પીયરથી દ્રવ્ય મંગાવ્યું. સં. ૧૬૫૦ માં મંદિરનું ખાતમુહૂર્ત કર્યું. પાંચ વર્ષે મંદિર પૂરું થયું. મંદિરનું નામ રત્નતિલક રાખ્યું અને શ્રી વિજયસેનસૂરિજીના હાથે જ ૧૬૫૫ ના શ્રાવણ સુદિ ૯ ના દિવસે શ્રી ધર્મનાથ પ્રભુની અંજનશલાકા કરી પ્રભુજી બિરાજમાન કરાવ્યા.

તપગચ્છપતિ શ્રી સેન સૂરીસર તે પણ સમયે આવે રે
સંવત્ સોલ પચાવન વરસે અંજનસિલાક બનાવે રે
શ્રાવણ સુદી નવમીને દિવસે ધરમનાથ જગ રાજેરે

કાવીના બન્ને જિનમંદિરોના શિલાલેખો પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભા. બીજામાં નં. ૪૫૧-૪૫૨ અને ૪૫૩-૪૫૪ માં પ્રકાશિત થઇ ગયેલ છે. તેમાં ઉપરની હકીકત નથી. તેમાં થોડી વિશેષતા છે જે નીચે આપું છું.

વડનગરના ગાંધી દેપાલ શ્રી હીરવિજયસૂરિજીના ઉપદેશથી મિથ્યાત્વ ધર્મ છોડી શ્રી જિનવરેંદ્ર દેવના ધર્મના ઉપાસક બન્યા હતા. જુઓ તે લેખની પંક્તિઓ

"श्रीहीरसूरेरुपदेशलेशं निशम्य तत्त्वावगमेन सद्यः मिथ्यामतिं यः परिहाय पूर्वं जिनेंद्रधर्मे दृढवासनोऽभूतम्" ॥ २२ ॥

આગળ તીર્થના માટે પણ લખ્યું છે કે

शत्रुंजयख्यातिमथो दधानं कावीति तीर्थं जगति प्रसिद्धं काष्टकामृन्मयमत्र चैत्यं दृष्ट्वा विशीर्णं मनसे तिदध्यौ ॥"

"શત્રુંજય તીર્થની સ્થાપના રૂપે પ્રસિદ્ધ એવા કાવી નામના તીર્થના ચૈત્ય-(મંદિર)ને લાકડા અને ઈંટથી બનેલું જોઈ તે બાહુઆ ગાંધીએ એક વખતે વિચાર કર્યો કે-જો આ મંદિરને પાકું બંધાવીને સદાના માટે મજબૂત બનાવવામાં આવે તો મહાન્ પુણ્યની સાથે મારી લક્ષ્મી પણ સફળ થાય. આ વિચારથી પ્રેરાઈ તેણે સંવત્ ૧૬૪૯ માં આખું જિનમંદિર નવું તૈયાર કરાવ્યું."

ધર્મનાથનું મંદિર બનાવનાર બાહુઆ ગાંધીના પુત્ર કુંવરજી છે. ૧૬૫૪ માં શ્રાવણ વદિ ૯ ને શનિવારે શ્રી વિજયસેનસૂરિજીના હાથે પ્રતિષ્ઠા થઇ છે.

કાવી ગામ મહી નદી જ્યાં આગળ ખંભાતની ખાડીમાં મળે છે તેના મુખઆગળ ખંભાતના સામા કાંઠે આવેલું છે. આ તીર્થની વ્યવસ્થા જંબુસરનો સંઘ

*"ઊંચા નીચાં સમઝી કરજ્યો મોટા સિખર બનાવો."

૧૮૮૬ સુધી તો કરતો હતો એમ શ્રી દીપવિજયજી પોતાના કાવી તીર્થ વર્ણનમા લખે છે. અર્થાત્ તે સમયે પણ ગામની સ્થિતિ સારી નહિં જ હોય.

પંદર વર્ષ પહેલાં સુરતથી રેલ્વે માર્ગે જંબુસર થઈને શેઠ કલાણુચંદ ઘેલાભાઇ ઝવેરી તરફથી સંઘ ગયો હતો જેમાં ખર્ચ ૩૦૦૦૦ રૂપીઆ લાગ્યા હતા. ત્યાર બાદ આ ક્ષેત્રના ઉદ્ધારનું કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું. બાદ નવીન પ્રતિષ્ઠાઓ પણ કરવામાં આવી છે. ઝગડીઆજી અને કાવી તીર્થનો વહીવટ એક જ કમીટી હસ્તક ચાલે છે.

## માતર

ગુજરાતમાં *ખેડા જીલ્લાના મુખ્ય શહેર ખેડાથી ૨ માઇલ દૂર આ તીર્થસ્થાન આવેલું છે. તીર્થની ઉત્પત્તિનો ઇતિહાસ નીચે પ્રમાણે મલે છે.

"ખેડા જીલ્લામાં મહુધા ગામની પાસે સુહુજ ગામમાં બારોટના વાડામાંથી શ્રી સુમતિનાથ પ્રભુજીની પ્રાચીન પ્રતિમાજી નીકળ્યાં હતાં. જૈનોને ખબર પડતાં ત્યાં બધા દર્શન કરવા જતા હતા. ત્યાં માતરના શ્રાવકોને સ્વપ્ન આવ્યું કે સુહુંજ

---

* ખેડા પ્રાચીન શહેર છે, તેનું સંસ્કૃતમાં ખેટકપુર નામ ઉપલબ્ધ થાય છે. અહીં ૯ ભવ્ય જિનમંદિરો અને ૫૦૦ ઘર શ્રાવકોના છે. **શ્રી ભીડભંજન પાર્શ્વનાથજીનુ ભવ્ય મંદિર** છે. આમાં ત્રણ ગાળ છે. અષ્ટાપદ વગેરેની રચના પણ દર્શનીય છે. મૂર્તિ બહુ જ પ્રાચીન અને ચમત્કારી છે. વિશેષ માટે જુઓ પ્રગટપ્રભાવી પાર્શ્વનાથ પૃ. ૧૧૦. ગુર્જર મહાકવિ ઉદયરત્ન અહીંના હતા. એમનો સાહિત્યસેવાનો કાળ ૧૭૪૯ થી ૧૭૯૯ સુધી છે. એમણે ઘણા અજૈનોને પણ જૈન બનાવ્યા હતા. તેમની ગાદી પણ ખેડામાં છે. અહીં સુમતિરત્નસૂરિ જૈન લાયબ્રેરી તથા પુસ્તક સંગ્રહ બહુ સારો છે. જૈન કલબ, જૈન પાઠશાળા, કન્યાશાળા તેમજ ૪-૫ ઉપાશ્રય છે.

ભીડભંજન પાર્શ્વનાથની મૂર્તિ ખેડાથી પશ્ચિમ દિશામા નદીને સામે પાર હરીયાળા ગામ પાસેના વડ નીચેથી વિ. સં. ૧૫૧૬ નીકળ્યા છે. આચાર્યશ્રી વિજયરાજસૂરિજી તે વખતે ત્યાં વિદ્યમાન હતા. તેમણે ત્યાં નવીન જૈનો પણ બનાવ્યા. ભીડભંજન પાર્શ્વનાથની મૂર્તિની સાથે બે કાઉસ્સગ્ગીયા પણ નીકળ્યા હતા, જે ત્યા મંદિરમાં જ છે. તેમજ હરીયાળાના ચાવડા રાજપુતોને પ્રતિબોધ આપી જૈન બનાવ્યા હતા જે અત્યારે 'શેઠ' તરીકે ખેડામાં ઓળખાય છે.

આ પછી ૧૭૯૪ મા ભીડભંજન પાર્શ્વનાથજીની ફરીથી પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખ છે.

ખેડા ઉપરાંત પાટણમાં કે જ્યાં સોનાની શ્રી ભીડભંજન પાર્શ્વનાથજીની મૂર્તિ છે. ખંભાતના તારાપુર ગામમાં, ઉનાવામાં, ઉદયપુરમાં, સુરતમાં અને પાવાગઢમાં શ્રી ભીડભંજન પાર્શ્વનાથજીનાં સુંદર દર્શનીય મંદિરો છે.

ગામમાં બારોટને ત્યાં પ્રતિમાજી છે તે લાવો. બારોટને ત્યાં જુદા જુદા ગામના લોકો પોતાને ત્યાં લઇ જવા ઇચ્છતા હતા. આખરે માતરના શ્રાવકોનું સ્વપ્ન ફળ્યું. પ્રતિમાજીને ગાડામાં પધરાવતાં જ ગાડું માતર તરફ વળ્યું. આવી જ રીતે માતર જતાં રસ્તામા નદી આવી જે ચારે કાંઠે ભરપૂર હતી. ગાડું વિના વિઘ્ને નદી પાર ઉતરી ગયું. જનતાએ કહ્યુ–આ કાલમાં આ જ પ્રભુજી સાચા દેવ છે. ત્યારથી "સાચા દેવ"ના નામથી ખ્યાતિ વધી. માતરમાં પ્રથમ ૧૮૫૨ માં અને બાદમાં ૧૮૭૭માં બાવન જિનાલયનું ભવ્ય જિનમંદિર થયું. ત્યાં સુંદર ધર્મશાલા છે. હમણાં શેઠ જમનાભાઈ ભગુભાઇ તરફથી જીર્ણોદ્ધાર સુંદર થયો છે. સુંદર બાવન જિનાલયો કરાવ્યા છે. મંદિરની સામે જ મોટી ધર્મશાળા છે સામે ઉપાશ્રય છે. બીજી નાની ધર્મશાળા પણ છે. દર પૂર્ણિમાએ ઘણા યાત્રાળુઓ લાભ લ્યે છે અને ભાતું પણ અપાય છે.

માતર જવા માટે, અમદાવાદથી મુંબઈ જતી લાઈનમાં મહેમદાવાદ સ્ટેશને ઉતરી, ખેડા થઇ વાહન–ટાંગા–ગાડીથી માતર જવાય છે. તેમજ નડીયાદથી માતર મોટર પણ જાય છે.

## અગાશી.

મુંબઈનુ પ્રવેશદ્વાર અને પ્રાચીન સોપારક નગરની પાસેનુ શહેર છે. મોતીશાહ શેઠનાં વહાણુ સોપારક બંદરે રોકાયાં હતાં. ત્યાં શ્રી મુનિસુવ્રતસ્વામીની મૂર્તિ લાવી અહીં પધરાવી નાનું મંદિર બંધાવ્યું. બાદ શ્રી સંઘે જીર્ણોદ્ધાર કરી મોટું મંદિર ધર્મશાલા બંધાવ્યા. પાસે જ નવીન સોપારા છે ત્યાંના તલાવમાંથી પણ મૂર્તિઓ નીકળી હતી. મુંબઇની ઉત્તરે ઠાણા જીલ્લામાં બી બી. એન્ડ સી. આઇ રેલ્વેના વીરાર સ્ટેશનથી ચાર માઇલ દૂર છે.

મુનિસુવ્રતસ્વામીની જે પ્રતિમા હાલમાં બિરાજમાન છે, તે શ્રી મુનિસુવ્રતસ્વામીના સમયની મનાય છે. કૌંકણુ દેશનો રાજા જૈન ધર્મી હતો અને તેના સમયમાં આ પ્રદેશમાં હજારો જૈન સાધુઓ વિચરી લોકોપકાર કરતા હતા. શ્રી નિશીથચૂર્ણિમાં આ પ્રસંગનો ઉલ્લેખ છે. અગાશી હવા ખાવા માટે પણ વખણાય છે. અહીં સુંદર ધર્મશાળા–પુસ્તકાલય વગેરે છે. યાત્રિકો પણ ખૂબ લાભ લ્યે છે.

## મુંબઇ

આ શહેર ભારતવર્ષનું બીજા નબરનુ અદ્વિતીય શહેર છે. દુનિયાભરના મોટા–મોટા શહેરોમાં તેની ગણુત્રી છે. બંદર સુંદર અને સગવડતાવાળું હોવાથી વ્યાપાર માટે હિંદભરમાં પ્રથમ પંક્તિનું આ શહેર છે. દુનિયાની પંચરંગી પ્રજા અહીં જોવા મળે છે, મુંબઇ રાજકીય અને સામાજિક પ્રવૃત્તિનું ધામ છે. જૈનોની વસ્તી અહીં સારા પ્રમાણમાં–એટલે કે પચીશ હજારની આસપાસ છે. મુંબઇ સમા-

## શ્રી ગોડીજી પાર્શ્વનાથ જૈન મંદિર. પાયધુની–મુંબઇ

આ જિનાલયની પ્રતિષ્ઠા સંવત ૧૮૬૮ ના વૈશાક શુદ ૧૦ના મંગલમય દિવસે કરવામાં આવેલ છે.

વતી શહેર હોવાથી નાની–મોટી સખાવતો માટે દરેક શહેરો કે સંસ્થાઓને મુંબઈ પ્રતિ નજર દોડાવવી પડે છે. અહીંના જૈનો સુખી, લાગવગવાળા અને ધર્મની દાઝવાળા છે. અહીં આપણું મુખ્ય મુખ્ય મંદિરો નીચે પ્રમાણે છે.

૧. ગોડીજી પાર્શ્વનાથજીનુ સુંદર પ્રાચીન મંદિર છે. મૂર્તિ બહુ જ ચમત્કારી અને ભવ્ય છે. આ મંદિર પાયધુની ઉપર છે.

૨. મહાવીર સ્વામીનું　,,　,,　,,

૩. આદીશ્વર ભગવાનનું　,,　,,　,,

શાંતિનાથજીનું, નેમનાથજીનું, પાર્શ્વનાથજીનું આ મંદિરો પાયધુની અને તેની નજીકમાં છે. લાલબાગમાં હમણાં જ ભવ્ય જિનમંદિર બન્યું છે. ઝવેરી બઝારમાં મહાવીરસ્વામીની મૂર્તિ બહુ જ સુંદર અને દર્શનીય છે. મારવાડી બજારમાં પાર્શ્વનાથજીનું, કોલાબા ઉપર શ્રી. શાન્તિનાથજીનું, બજાર ગેઇટ ઉપર શ્રી શાંતિનાથજીનું, માંડવી ઉપર ખારેક બજારમાં શ્રી અનંતનાથજીનું, માંડવી ઉપર ભાત બજારમાં શ્રી આદિનાથજીનું, ભાયખાલામાં શ્રી આદીશ્વરજીનું તથા મજલા ઉપર શ્રી અજિતનાથજીનું મંદિર બહુ જ સુંદર અને દર્શનીય છે. અહીં દર રવિવારે–સોમવારે અને પૂર્ણિમાએ મેળા જેવી ઠઠ જામે છે. પરેલ લાલવાડીમાં સુવિધિનાથજીનું, વાલકેશ્વરમાં વચલા ઢાળમાં શિખરબંધ નાનું આદિનાથજીનું સુંદર મંદિર છે. ઉપરના ઢાળમાં આદિનાથજીનું તથા ઉપલા મજલામાં શામળિયા પાર્શ્વનાથજીનું છે. બાબુના મંદિરમાં સ્ફટિકની મૂર્તિ દર્શનીય છે. બીજાં ઘરમંદિરો પણ દર્શનીય છે.

આ સિવાય મુંબઇના પરા શાન્તાક્રુઝ, અંધેરી, મલાડ, કુર્લા વિગેરેમાં જૈન મંદિરો છે. આમ થાણા તરફ જતાં ઘાટકોપરમાં શ્રી જીરાવલા પાર્શ્વનાથજીનું મંદિર સુંદર છે. દાદર, મુલુન્દમાં, ભાંડુપમાં અને થાણામાં પણ દર્શનીય મંદિરો છે. થાણા શ્રીપાલ મહારાજાના સમયનું પ્રાચીન તીર્થસ્થાન જેવું છે. અહીં હમણાં સુંદર સિદ્ધચક્રનું મંદિર બન્યું છે.

મુંબઇમાં આપણી પ્રસિદ્ધ સંસ્થાઓ નીચે પ્રમાણે છે.

૧. જૈન એસોસિએશન ઓફ ઇન્ડીયા.

૨. જૈન શ્વેતાંબર કોન્ફરન્સ.

જે સંસ્થા જૈન સંઘમાં સુધારાના ઠરાવો કરી પ્રચાર કરે છે. શિક્ષણપ્રચાર માટે પણ પ્રયત્ન કરે છે. જૈન સંઘના પ્રશ્નો સંબંધી ચર્ચા કરે છે. સાહિત્યપ્રચાર પણ સારો કરે છે.

૩. જૈન યુવક સંઘ

૪. યંગમેન્સ જૈન સોસાઇટીની શાખા પણ છે.

૫. શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુલની ઓફિસ-ચેમ્બર તેમજ ગુરૂકુલની શાખા મુંબઇમાં ખોલવાનો પણ પ્રયત્ન ચાલુ છે. (આ સંસ્થાની સ્થાપના સ્વર્ગસ્થ ગુરુદેવ શ્રી ચારિત્રવિજયજી મહારાજે ૧૯૬૮ માં કરેલી અને એની છેલ્લી કમિટી ૧૯૭૩ માં મુંબઇમાં સ્થાપી અને ત્યારથી ગુરૂકુલ નામ પ્રચલિત થયું.)

૬. મહાવીર જૈન વિદ્યાલય ગોવાળીયા ટેન્ક પર છે. હિન્દભરના જૈનોમાં ઉચ્ચ શિક્ષણ માટે આ સંસ્થાએ ભગીરથ પ્રયત્ન કર્યો છે. આ. શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજના ઉપદેશથી આ સંસ્થા સ્થપાયેલી છે. એની શાખા અમદાવાદ અને પુનામાં શરૂ થઇ છે. હમણાં મહિલા વિદ્યાલય પણ મુંબઇમાં ચલાવે છે

૭. સિધ્ધક્ષેત્ર જૈન બાળાશ્રમની ઓફિસ.

૮. માંગરોળ જૈન કન્યાશાળા. શકુંતલા કાંતિલાલ ઇશ્વરલાલ જૈનગર્લ્સ હાઇસ્કૂલ.

૯. જૈન એજ્યુકેશન બોર્ડ-ધાર્મિક શિક્ષણના પ્રચાર, પરીક્ષા આદિનું સંચાલન કરે છે અને તે જૈન કોન્ફરન્સના હાથ નીચે ચાલે છે.

૧૦. જૈન સ્વયંસેવક મંડળ, જે બહુ જ સુંદર સેવા કરે છે. અને જૈન સેવાસદન હમણાં સ્થાપ્યું છે.

૧૧. બાબુ પન્નાલાલ પુનમચંદ જૈન હાઈસ્કૂલ.

૧૨. શેઠ મણીલાલ ગોકુલદાસ જૈન હોસ્ટેલ.

૧૩. આત્માનંદ જૈન સભા.

માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ માટે જૈન વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપતી સંસ્થાઓ પણ મુંબઇમાં સારા પ્રમાણમાં છે આમાં કેટલીક જ્ઞાતિવાર છે અને કેટલીક દરેક જૈન વિદ્યાર્થીને સ્કોલરશીપ આપે છે.

આ ઉપરાંત મુંબઇમાં અનેક સ્થળો જોવા લાયક છે.

## પારોલી તીર્થ

આ તીર્થ ગુજરાતના પ્રસિદ્ધ પંચમહાલ જીલ્લામાં આવ્યું છે. તીર્થની નજીકમાં સુંદર વેજલપુર ગામ છે જ્યાં શત્રુંજય ઉપરના દાદાના મંદિરના ઘાટનુ સુંદર મંદિર છે. ધર્મશાળા છે. અહીંથી પારોલી તીર્થ ૬-૭ ગાઉ દૂર છે. વેજલપુર પહોંચવા માટે B. B. & C. I. રેલ્વેનું વડોદરાથી ગોધરા લાઇન ઉપર

ખરસાલીયા સ્ટેશન છે. ત્યાંથી માત્ર એક માઇલ દૂર વેજલપુર છે. વેજલપુરમાં દર્શન પૂજન કરી વાહનદ્વારા પારોલી જઈ શકાય. છે.

આ તીર્થની ઉત્પત્તિ માટે નીચે પ્રમાણે હકીકત મલે છે.

" કેટલાંક વર્ષો પહેલાં કરડ નદીની ભેખડમાં એક સુંદર જિનપ્રતિમા એક પત્થરની જેમ પડ્યાં હતાં. આ વાતની જાણુ થતાં વેજલપુર, છાણી, વડોદરાના જૈનો અહીં આવ્યા. ભગવાનને ગાડામાં બેસાડીને દરેક ગામના સંઘો એમ ઇચ્છતા હતા કે ભગવાનને અમે લઈ જઈએ, પરંતુ થોડી જ વારમાં હાંકનાર વિના જ ગાડું એની મેળે પારોલી તરફ વળ્યું અને અત્યારે જ્યાં મંદિર છે ત્યાં જઇને ઊભુ. બસ ત્યાંથી ન આગળ જાય કે ન પાછળ જાય. બધા ભક્તો સમજી ગયા કે ભગવાનને અહીં જ બિરાજમાન કરાવવાની અધિષ્ઠાયક દેવની ભાવના છે. પછી સુંદર પાંચ શિખરી-મંદિર થયું અને પ્રતિષ્ઠા થઇ. પ્રતિમાજી ખૂબ ચમત્કારી હોવાથી **" સાચા દેવ "** તરીકે એની ખૂબ જ ખ્યાતિ થઈ. જૈન જૈનેતરો બધાય પ્રેમથી-ભક્તિથી પ્રભુને નમે છે અને ઇષ્ટફળ પ્રાપ્ત કરે છે.

અહીં ચોમાસા સિવાય હંમેશાં રસ્તો સારો રહે છે.

## પાવાગઢ

ગુજરાતના સુપ્રસિદ્ધ પ્રાચીન શહેર ચાંપાનેર પાસે આવેલો પાવાગઢ આજે પંચમહાલ જીલ્લામાં આવેલો છે. ચાંપાનેર ગુજરાતના રાજા અને પાટણના સ્થાપક વનરાજ ચાવડાના મંત્રી ચાંપાના નામથી, વનરાજે વસાવ્યું હતુ. ચાંપાનેરમાં એક વાર અનેક જૈન મંદિરો હતાં અને અનેક ધનવાન શ્રીમંત જૈનો વસતા હતા. ચાંપાનેરના સંઘે બાવન જિનાલયનું ભવ્ય મંદિર બંધાવ્યુ હતું અને એમાં શ્રી અભિનંદન પ્રભુજી તથા શ્રી જીરાવલા પાર્શ્વનાથજીની મુખ્ય પ્રતિમાઓ બિરાજમાન હતી આ બન્ને મૂર્તિઓની અંજનશલાકા અને પ્રતિષ્ઠા વિ. સં. ૧૧૧૨ માં, વૈશાખ શુદિ ૫ ને ગુરુવારે આચાર્ય શ્રી ગુણસાગરસૂરીશ્વરજીના હાથે થઈ હતી. આ પ્રતિષ્ઠા મહોત્સવથી ચાંપાનેરના સંઘમાં ખૂબ જ ઉત્સવ અને આનંદ વર્તાયો હતો.

ચોથા શ્રી અભિનંદન પ્રભુની શાસન અધિષ્ઠાયિકા ' કાલિકા ' દેવી મહાપ્રભાવિક અને ભક્તજનોનાં વાંછિત પૂરનારી હતી. પાવાગઢમાં હિન્દુ રાજા, પૃથ્વીરાજ ચૌહાણના વંશજો રાજ્ય કરતા હતા અને તેઓ પણ આ કાલિકાને રાજ્યની રક્ષણકર્તા માનતા હતા.

પંદરમી સદીમાં ખંભાતના ધર્મનિષ્ઠ શ્રેષ્ઠિવર્ય શ્રી મેઘાશાહે સંભવનાથ જિનના મંદિરમાં આઠ દેવકુલિકાઓ કરાવી હતી અને તેની પ્રતિષ્ઠા મહાપ્રભાવિક શ્રી સોમસુંદરસૂરિજીએ કરાવી હતી.

ચાંપાનેરથી પાલીતાણાનો ભવ્ય સંઘ પણ ૧૬૪૪ માં નીકળ્યો હતો.

અહીંની શ્રી કાલિકાદેવીનું આરાધન અંચલગચ્છીય આચાર્ય શ્રી આર્ય રક્ષિતસૂરિજીએ પણ કર્યું હતું. પહેલાં અહીં જૈન શિલ્પશાસ્ત્રના વિધાન મુજબ લક્ષણસંપન્ન શ્રી કાલિકા દેવીની મૂર્તિ હતી. અંચલગચ્છના આચાર્યવર્યો તો કાલિકા દેવીને સ્વગચ્છરક્ષિકા તરીકે માનતા હતા.

પાવાગઢ ઉપર નવ જિનમંદિરો હતાં. મહામંત્રી વસ્તુપાલના ભાઈ તેજપાલ, ગોધરાના ઘુઘુલ રાજને જીતીને અહીં આવ્યા હતા. અહીં ઉત્સવાદિ કર્યાં હતા અને સર્વતોભદ્રનું સુંદર જિનમંદિર બનાવી શ્રી મહાવીરસ્વામીની મૂર્તિ બિરાજમાન કરાવી હતી. ચાંપાનેરનું પતન મહમદ બેગડાના સમયે થયું. તેણે પાવાગઢ અને જુનાગઢ બે ગઢ જીત્યા હતા એથી એ બેગડો કહેવાતો. તે વખતના પાવાગઢના રાણા પતાઈ રાવળને દુર્બુદ્ધિ સૂઝી અને જેમ કહેવાય છે તેમ એ રાજાએ સખીઓના સમૂહમાં આવેલ કાલિકા દેવીનો હાથ પકડી પોતાની અનિચ્છનીય ઇચ્છા જણાવી હતી

“ પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાલી રે ” પરંતુ રાજાને આ અનિચ્છનીય ઇચ્છાની માંગણી ન કરવા દેવીએ સમજાવ્યા છતાં એણે ન માન્યું. એ દેવીનો શ્રાપ લાગ્યો અને પાવાગઢનું પતન થયું. મંદિરો લુંટાયાં. આમાં શ્રી જીરાવલા પાર્શ્વનાથજીની મૂર્તિ જૈન સંઘે ગુપ્ત રાખી હતી તે ઓગણીસમી સદીમાં પ્રગટ થઈ—૧૮૮૯ ના માગશર વદિ ૧૧ વડોદરામાં પ્રગટ થયાં. આ સંબંધી તપાગચ્છીય શ્રી શાંતિસાગરસૂરિજીને સ્વપ્નું આવ્યું હતું. પ્રતિમાજી પ્રગટ થયા પછી સાત વર્ષે ૧૮૯૬ ના મહાશુદિ ૧૩ના રોજ એની વડોદરામાં મામાની પોળમાં શ્રી શાંતિ સાગરસૂરિજીના હાથે પ્રતિષ્ઠા થઈ હતી. સર્વ લોકને કલ્યાણક કરનારી હોવાથી આ શ્રી જીરાવલા પાર્શ્વનાથજીની મૂર્તિ કલ્યાણ પાર્શ્વનાથજીના નામથી અંકિત કરવામાં આવી. આ મંદિર અત્યારે પણ મામાની પોળમાં વિદ્યમાન છે. હમણાં જ આ મૂર્તિની પ્રતિષ્ઠાનો શતાબ્દી મહોત્સવ ઉજવાયો હતો અને શાન્તિસ્નાત્રાદિ ભણાવવામાં આવ્યાં હતાં.

જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ તરફથી પ્રકાશિત થયેલી જૈન શ્વેતાંબર ડીરેક્ટરી ઇ. સ. ૧૯૦૯ માં ગુજરાત વિભાગમાં જણાવ્યું છે કે પાવાગઢમાં જૈન શ્વેતાંબર મંદિરો છે. એક ભીડભંજન પાર્શ્વનાથજીની મૂર્તિને, વ્યવસ્થાના અભાવે, વડોદરામાં દાદા પાર્શ્વનાથજીના મંદિરમાં પધરાવેલ છે.

અહીં કુલ દશ જિનમંદિરો હોવાનો ઉલ્લેખ મલે છે. એક સુંદર જિનમંદિરમાં તો ભીત ઉપર ત્રણ શ્વેતાંબર મૂર્તિયો છે. તેમની ભુજાઓમાં બાજુબંધ અને હાથો પર કંકણ છે. આસનમાં હાથીનું ચિત્ર છે.

આગળ ઉપર એક વિરાટ મંદિર ધરાશાયી થઈ રહ્યું છે. એમાં નંદીશ્વર દ્વીપની સમાન ચારે તરફ બાવન જિનાલયો હતા. આ સિવાયનાં દેહરામાં પાંચ દેહરાં નગારખાનાની પાસે છે. એક છાશીયા તળાવ પાસે છે. બાકીનાં ત્રણ દુધીયા તળાવ પાસે છે.

આ મંદિરો શ્વેતાંબરી હતાં એમ તો પંચમહાલજીલ્લાના કલેકટરે પણ કબૂલ્યું છે.

નગારખાનાના દરવાજેથી કાલિકામાતાના મંદિર સુધી ૨૨૬ પગથિયાં છે ત્યાં કેટલેક ઠેકાણે સામાન્ય પત્થરની જેમ જૈન મૂર્તિયોને પણ ચોડી દીધેલ છે. આ મૂર્તિયો શ્વેતાંબર છે કારણ કે લંગોટ વગેરે સ્પષ્ટ દેખાય છે.

હમણાં હમણાં આ મંદિરના હક્ક માટે એક કેસ ગોધરાના આસિસ્ટન્ટ કલેકટર પાસે ચાલે છે. જૈન શ્વેતાંબર સંઘના અગ્રણીયો-જૈન સંસ્થાઓ સવેળા જાગૃત થઈ એક પ્રાચીન તીર્થને સંભાળે-જીર્ણોધ્ધાર કરાવે એ જરૂરી છે.

આ સંબંધી પંડિતરત્ન શ્રીયુત્ લાલચંદ ભગવાનદાસભાઈએ 'પાવાગઢથી વડોદરા' પુસ્તક પ્રકટ કરી તેમજ તેજપાલનો વિજય આ બંને પુસ્તકોમાં પાવાગઢ પ્રાચીન શ્વેતાંબરી તીર્થ છે એમ બહુ જ સરસ અને સચોટ પ્રમાણોથી સિદ્ધ કર્યું છે. આ પુસ્તક જરૂર વાંચવા યોગ્ય છે.

આ સિવાય પાવાગઢમાં પ્રાચીન શ્વેતાંબર જૈન મંદિરો હોવાના ઉલ્લેખો નીચે મુજબ ઉપલબ્ધ થાય છે, જેનાં પ્રમાણો નીચે આપ્યા છે-

૧. વિધિપક્ષગચ્છ(અંચલગચ્છ)ના સ્થાપક શ્રી આર્યરક્ષિતસૂરિજીએ અહીં મહાવીરસ્વામીના મંદિરનાં દર્શન કર્યાં હતા. ૧૧૫(૬)૯ માં (અંચલગચ્છ પટ્ટાવલી).

૨. ગુજરાતના મહામાત્ય વસ્તુપાલના લઘુબન્ધુ તેજપાલે અહીં સર્વતોભદ્ર નામનું સુંદર જિનમંદિર બંધાવ્યું હતું, જેમાં મૂલનાયકજી શ્રી મહાવીરપ્રભુજી હતા. (વસ્તુપાલચરિત્ર)

૩. શ્રી મુનિસુંદરસૂરિજીના ગુરુબન્ધુ ભુવનસુંદરસૂરિજીએ પાવાગઢ ઉપરના શ્રી સંભવનાથજીની આ પ્રમાણે સ્તુતિ કરી છે-

" महाप्रातिहार्यश्रिया शोभमानं सुवर्णादिवप्रत्रयीदीप्यमानम् ।
स्फुरत्केवलज्ञानवल्लीवसन्तं स्तुवे पावके भूधरे शम्भवं तम् ॥ "

આ સૂરિજીએ તો પાવાગઢને શ્રી શત્રુંજય પર્વતના અવતારરૂપે પણ વર્ણવેલ છે. જુઓ—

" स्थितं पुण्डरीकाचलस्यावतारेऽखिलक्ष्माधरश्रेणिशृङ्गारहारे ।
तृतीयं जिनं कुन्ददन्तं भदन्तं स्तूवे पावके भूधरे शम्भवं तम् ॥ "

આ જ સૂરિવરે ચાંપાનેરજીના પાવાગઢ ઉપરના સંભવ જિનેશ્વરને બહુ જ સારી રીતે સ્તવ્યા છે. જુઓ—

" चांपानेरपुरावतंसविशदा(दे) श्रीपावकाद्रौ स्थितं ।
सार्वं शम्भवनायकं त्रिभुवनालङ्कारहारोपमम् ॥ "

૪ માંડવગઢના સંઘપતિ વદ્દાકે અનેક તીર્થોની યાત્રા કરી છે તેમ પાવાગઢના શ્રી સમ્ભવનાથજીને વંદના કરી શાંતિ મેળવી હતી. ( ગુરુગુણરત્નાકર )

× × ×

૫. ઉપદેશતરંગિણીમાં પુરુષપ્રવર્તિત તીર્થોમાં પાવાગઢને પણ ગણાવ્યું છે. પંદરમી સદીના ઉત્તરાર્ધમાં થયેલા શ્રી સોમદેવસૂરિજીએ ચાંપાનેરના હિન્દુ રાજવી જયસિંહને ધર્મોપદેશ આપી રંજિત કર્યો હતો. આ સૂરિજીએ જુનાગઢના રા. માંડલીકને અને મેવાડના રાણા કુંભકર્ણને પણ પોતાની અપૂર્વ વિદ્વત્તા અને કાવ્યશક્તિથી રંજિત કર્યા હતાં.

૬. પાટણના સંઘવી ખીમસિંહ અને સહસા જેઓ વીસાપોરવાડ હતા, તેમણે પાવાગઢમાં સુંદર ભવ્ય જિનમંદિર બનાવરાવ્યું હતું અને ૧૫૨૭ના પોષ વદિ ૫ પ્રતિષ્ઠા કરાવી હતી.

અઢારમી સદીના વિદ્વાન જૈનકવિ મુનિવર લક્ષ્મીરત્નજી પાવાગઢનું રસિક વર્ણન આપે છે. જુઓ—

ગુર્જર દેશ છે ગુણનીલો પાવા નામે ગઢ બેસણો—
મોટા શ્રી જિનતણા પ્રાસાદ, સરગસરીશું માંડે વાદ

જગદ્‌ગુરુજી શ્રી હીરવિજયસૂરીશ્વરજીના પટ્ટધર પરમપ્રતાપી શ્રી વિજયસેનસૂરીશ્વરજી વિ સં. ૧૬૩૨ માં ચાંપાનેરપુરમાં પધાર્યા હતા. અને જયવંત શેઠે સૂરીશ્વરજીના હાથે મોટો પ્રતિષ્ઠા મહોત્સવ કરાવ્યો હતો.

અઢારમી સદીમાં શ્રીશીલવિજયજી ગણિએ ( ૧૭૪૬ )
' ચાંપાનેરી નેમિજિણંદ મહાકાલી દેવી સુખકંદ '

સં. ૧૭૯૭માં અંચલગચ્છીય શ્રી ઉદયસાગરસૂરિજીએ પાવાગઢની મહાકાલિકાની તથા સાચાદેવની યાત્રા કરી હતી.

મેજર જે. ડબલ્યુ. વોટસને પણ (૧૮૭૭ માં) પાવાગઢ ઉપરના કિલ્લામાં જૈન મંદિરો હોવાનું સૂચવ્યું છે.

મી. બર્જેસે પણ (૧૮૮૫) પંચમહાલનો પરિચય કરાવતાં લખ્યું છે કે "પાવાગઢના શિખર પર રહેલા કાલિકા માતાના મંદિર નીચેના ભાગમાં અતિ **પ્રાચીન જૈન મંદિરોનો જથ્થો છે.**

પાવાગઢ ઉપરની એક પ્રસિદ્ધ મસિદ–જુમ્મામસિદના પરિચયમાં એક વિદ્વાન લેખક લખે છે—

'તે (જુમ્મામસિદ)ની બારીઓમાં અને ઘુમ્મટોમાં જે કોતરકામ અને શિલ્પકળા દર્શાવી છે તે અજાયબી પમાડે તેવી છે. આબુના પહાડ ઉપર આવેલા દેલવાડાનાં જૈન મંદિરોમાં જે પ્રકારની આઠ પાંદડીવાળા કમળની રચના કરવામાં આવી છે તેવા જ પ્રકારની આકૃતિઓ અત્ર પણ જોવામાં આવે છે.

મંત્રીશ્વર તેજપાલનું પ્રસિદ્ધ સર્વતોભદ્રમંદિર, એ આ જ લાગે છે.

આ તીર્થનો આટલો પરિચય એટલા ખાતર જ આપ્યો છે કે સુજ્ઞ વાંચકો સમજી શકે કે પાવાગઢ શ્વેતાંબર જૈન પ્રાચીન તીર્થ છે ત્યાંની સુપ્રસિધ્ધ મહાકાલિદેવી પણ શ્રી અભિનંદન પ્રભુજીની શાસનદેવી છે.

## ભિન્નમાલ

"ભીનમાલની ૭ દેહરિ રે ૭ સિની પચતાલ રે
પં. મહિમાવિજયજી ચૈત્યપરિપાટી.

"ભિનમાલે મહિમા ઘણો ગોડીજિન હો સુખનો દાતાર.

(પં. કલ્યાણસાગરવિરચિત પાર્શ્વનાથ ચૈત્યપરિપાટી)

"ભિનમાલ ભયભંજનનાથ"　　પં. શીલવિજયજી તીર્થમાલા

"તિહાંથી ભિનમાલે આવીયા એ ભેટયા શ્રી પાસ
ચ્યાર પ્રાસાદતણા મુબિંબ નિરખ્યા ઉલ્લાસ

ભિન્નમાલ ભલરૂપજી
(શ્રી મેઘવિજયજી ઉપાધ્યાયકૃત પાર્શ્વનાથ નામમાળા)

પંદરમી સદીના મહાકવિ મેઘે પોતાની તીર્થમાલામાં ભિન્નમાલનો આવો સુંદર પરિચય આપ્યો છે.

" શ્રી જાલઉનયરિ ભિનવાલિ એકવિ. પ્રભહુ નંદ વિચાલી;

નિઉ ( નેવું ) સહસ વાણિગનાં ઘણું પંચિતાલીસ સહસ વિપ્રતણું

સાલાંતાલાં નઈ દોહરાં પ્રાસાદે જીણપૂજા કરાં

મુનિવર સહસ એક પોસાલ આદિનગર એહવઉ ભિનમાલ

ઉપર્યુક્ત મહાત્મા કવિઓ ભિન્નમાલનું જે વર્ણન આપે છે-તે ભિન્નમાલ એક વાર ગુજરાતની પ્રાચીન રાજધાનીનું ધામ હતું. જયશિખરીના પંચાસર પહેલાનું ગુજરાતનું આ નગર કલા, સંસ્કૃતિ, વૈભવ, વિદ્યા, સંસ્કાર અને વ્યાપારનું કેન્દ્ર ધામ ગણાતું હતું. વનરાજ ચાવડાએ પાટણ વસાવ્યું અને ભિન્નમાલના પોરવાડ, શ્રીમાલ વણિકો અને શ્રીમાલ બ્રાહ્મણો વગેરે પાટણ આવ્યા. મહામંત્રીશ્વર વિમલના પૂર્વજો ભિન્નમાલથી ગાંભૂ-ગંભૂતા અને પાટણ આવેલા એ તો પ્રસિદ્ધ જ છે.

ભિન્નમાલની સ્થાપના ક્યારે અને કોણે કરી એનો ઐતિહાસિક કાવ્યમય ઉલ્લેખ શ્રીમાલપુરાણમાં મળે છે શ્રીમાલપુરાણની માન્યતાનુસાર સતયુગમાં આ નગર શ્રીમાલ તરીકે પ્રસિધ્ધ હતું. પછી રત્નમાલ, પુષ્પમાલ અને ભિન્નમાલ તરીકે પ્રસિધ્ધિ પામ્યું છે. આ જ કથાને જૈનગ્રંથકારોએ પણ જુદી જુદી રીતે સ્વીકારેલ છે. પ્રબન્ધચિન્તામણી, વિમલપ્રબંધ, ઉપદેશકલ્પવલ્લી, ભોજપ્રબન્ધ વગેરે ગ્રંથોમાં વિવિધ રીતે આ નગરની ઉત્પત્તિનું વર્ણન રસમય રીતે મળે છે જે વાંચવા યોગ્ય છે.

સુપ્રસિધ્ધ 'कुवलयमालाकहा' ના કર્તા શ્રી ઉદ્યોતનસૂરિજીના પૂર્વજ ગુરુ શિવચંદ્ર ગણિ મહત્તર પંજાબમાંથી વિહાર કરતા કરતા ભિન્નમાલમાં આવી સ્થિત થયાનો ઉલ્લેખ [1]કુવલયમાલા કહામાં છે. ઉપમિતિભવપ્રપંચાકથાના રચયિતા સિદ્ધર્ષી મહાત્મા પણ અહીં થયા છે. અહીં અનેક જૈનાચાર્યો પધાર્યા છે અને જૈનધર્મની પ્રભાવના, પ્રચાર અને વૃધ્ધિમાં મહાન ફાળો આપ્યો છે. સમર્થ જૈનાચાર્યોએ અહીંના રાજપૂતો અને બ્રાહ્મણો વગેરેને પ્રતિબોધ આપી 'પરમાર્હતોપાસક જૈન' બનાવ્યા છે. જેમાંથી અત્યારે પોરવાડ,

---

૧ કુવલયમાલા કહા એક અદ્દભૂત પ્રાકૃત જૈન કથાનક છે, જેના કર્તા શ્રી ઉદ્યોતનસૂરિજી છે અને જે જાબાલિપુરમાં શક સંવત ૬૯૯ ના ચૈત્ર વદિ ૧૪ પૂર્ણ થઇ છે. આ ગ્રંથની મુખ્ય ભાષા પ્રાકૃત-મહારાષ્ટ્રી જૈન છે. ગદ્યપદ્ય ઉભય મિશ્રિત છે. લગભગ ૧૩૦૦ શ્લોકપ્રમાણ છે. ( વિશેષ પરિચય માટે જૈ. સા. સં. ખંડ તૃતીય જુઓ.)

ઓસવાલ અને શ્રીમાલી જૈનો ગુજરાત, કાઠીયાવાડ, મારવાડ–રાજપુતાના, કચ્છ, બંગાલ વગેરે પ્રાંતોમાં વિદ્યમાન છે. આ શુદ્ધિ અને સંગઠ્ઠનનું પ્રચાર મિશન વિક્રમની સદી પહેલેથી અહીં ચાલતું હતું અને પ્રાયઃ ઠેઠ બારમી, તેરમી સદી સુધી ચાલુ રહ્યું હતું. ખાસ કરીને છઠ્ઠી સદીથી આરંભીને દસમી સદી સુધીના તો ઘણા વહીવંચાના ચોપડાઓમાં પણ ઉલ્લેખ મળે છે કે અમુક ગોત્રવાળા અમુક સમયમાં જૈન થયા. વિ. સં. ૭૯૧ માં ત્યાંના શ્રીમાલીઓ જૈન થયાની એક વંશાવલી મલી છે જેમાં લખ્યું છે કે "નેઢાના પૂર્વજો ૭૯૧ માં શ્રીમાલી જૈન થયા છે." પછી એમાં જ જણાવ્યું છે કે બારમી સદીમાં પહેલવહેલું શ્રીમાલ-ભિન્નમાલનગર લુંટાયું-નગરનો ભંગ થયો છે. (જૈન સાહિત્યસંશોધક વર્ષ ૧, અંક-૪ નેઢા વંશની વંશાવળી.) આ ઉપરથી ઠેઠ આઠમી સદી સુધીના ઉલ્લેખો મલ્યા છે એટલે ભિન્નમાલ ગુજરાતની પ્રાચીન રાજધાની હતું અને ત્યાંથી જૈન ધર્મની શુદ્ધિનું મીશન સમસ્ત ભારતમાં પણ ફેલાયું હતું તેમ સહેજે સમજાય છે. જૈન ગોત્ર સંગ્રહમાં પં. હીરાલાલ હંસરાજ લખે છે તે મુજબ વિક્રમની બીજી સદીના અંતમાં અને ત્રીજીના પૂર્વાર્ધ્ધ સમયમાં ભિન્નમાલ ઉપર પરદેશી આક્રમણ થયું છે જેમાં ઘોર યુદ્ધ પછી અહીંના રાજા અજિતસિંહ મરાયા છે, અને પરદેશી મ્લેચ્છ રાજવીએ સમૃદ્ધિથી ભરપૂર આ નગરને ખૂબ લૂંટયું અને સતાવ્યું છે. એ મ્લેચ્છ રાજવી અહીંથી અઢળક ધન, સ્ત્રીયો અને ગુલામોને સાથે લઇ ગયો છે. ત્યાર પછી લગભગ બસો વર્ષે આ નગર પુનઃ આબાદ થયું છે. વળી બસો વર્ષ પછી અર્થાત્ વિક્રમની આઠમી સદીમાં આરબોએ આ મહાનગરીને લૂંટી છે. આ વખતે ઘણા પોરવાલ, ઓસવાલ, શ્રીમાલ બ્રાહ્મણો વગેરે દક્ષિણમાં ગુજરાત તરફ ચાલ્યા ગયા. આ જ લોકોએ ગુજરાતને પોતાનું કાયમી રહેઠાણ બનાવી ગુર્જર રાજ્ય-સ્થાપનામાં જયશિખરીને અને પાછળથી વનરાજ ચાવડાને સ્હાયતા કરી છે. ચાવડા અને સોલંકી યુગના ધ્રુવતારક આ શ્રીમાલી જૈનો, પોરવાલ જૈનો અને શ્રીમાલી બ્રાહ્મણો રહ્યા છે.

ભિન્નમાલના પ્રાચીન નામોનો સૂચક એક ઉલ્લેખ ઉપદેશકલ્પવલ્લીમાં છે જે નીચે આપું છું

श्रीमालमिति यन्नाम रत्नमालमिति स्फुटम् ।

पुष्पमालं पुनर्भिन्नमालं युगचतुष्टये ॥ १ ॥

चत्वारि यस्य नामानि वितन्वन्ति प्रतिष्ठितम् ।

તેમજ જૂના ગ્રંથોમાં આ નગરનાં જુદાં જુદાં નામો પડવાનાં કારણોની રસિક કથાઓ પણ મલે છે, જે વાંચવા યોગ્ય છે.

આ ભિન્નમાલ નગર પ્રાચીન કાલમાં પાંચ યોજન–વીશ ગાઉના ઘેરાવામાં હતું. એને ફરતો મોટો મજબૂત કિલ્લો હતો, જે કિલ્લાને ૮૪ તો દરવાજા હતા. કિલ્લાની નીચે પાણીથી ભરેલી મોટી ખાઇ વહેતી હતી. આ નગરમાં ૮૪ જૈન કરોડપતિઓ વસતા હતા. તેમજ ૬૨ શ્રીમાલ બ્રાહ્મણો અને ૮ પ્રાગ્વાટ બ્રાહ્મણો કરોડપતિઓ હતા. હજારો ભવ્ય સૌધશિખરી જૈન મંદિરો હતાં. તેમ જ ગણપતિ–મહાદેવ વગેરેનાં પણ હજારો મંદિર હતાં. અહીંના પ્રાગ્વાટ બ્રાહ્મણો અને શ્રીમાલી બ્રાહ્મણો વગેરેને શંખેશ્વર ગચ્છના આચાર્ય ઉદયપ્રભસૂરિજીએ જૈન ધર્મના ઉપાસક બનાવ્યા હતા.

વિક્રમની આઠમી સદીમાં આ ભિન્નમાલમાં જ કુલગુરુઓની સ્થાપના થયાના ઉલ્લેખો મળે છે. આ વખતે અહીં ૮૪ ગચ્છના સમર્થ આચાર્યો વિદ્યમાન હતા.

વિક્રમની સત્તરમી સદીમાં આવેલા અંગ્રેજ વ્યાપારીએ પણ ભિન્નમાલ ૩૬ માઇલના ઘેરાવામાં હોવાનો ઉલ્લેખ કર્યો છે, પરન્તુ અત્યારે ત્યાં ઊંચા ટેકરા, મેદાન, ઝાડો–વનરાજી અને જંગલી ઘાસ પડ્યું છે. અત્યારે પણ ભિન્નમાલથી પાંચ છ માઇલ દૂર ઉત્તર તરફ જાલોરી દરવાજો, પશ્ચિમ તરફ સાચોરી દરવાજો, પૂર્વ તરફ સૂર્ય દરવાજો અને દક્ષિણ તરફ લક્ષ્મી દરવાજો છે. ખુલ્લા મેદાનમાં મકાનના પાયા, ઈંટો, થાંભલા અને નકશીદાર થાંભલા, તોરણો વગેરે દેખાય છે.

શહેરથી પૂર્વ દક્ષિણ તરફ ા થી ાા માઇલ દૂર બે માળનું મોટું સૂર્યમંદિર હતું. કહે છે કે આ મંદિર ઓસવાલ–પોરવાડ બે જૈનોએ બંધાવેલું હતું. 'આ મંદિર ૧૧૧૭ માં પરમાર રાજા કૃષ્ણદેવના સમયમાં બે ઓસવાલ અને એક પોરવાડ જૈને મળી જીર્ણોદ્ધાર કરાવ્યો ' એવો લેખ છે. વસ્તુતઃ આ સૂર્યમંદિર હૂણ યા તો કોઈ શક રાજાએ બંધાવ્યાનું સમજાય છે.

આ સૂર્યમંદિર માટે એક બીજી દંતકથા છે. ભિન્નમાલમાં જગસિંહ રાજા હતો જેના કનકસિંહ, કનિષ્કસેન વગેરે નામો હતાં. એક વાર એ રાજા જંગલમાં સૂતો હતો ત્યાં એના મુખદ્વારા એક સાપ એના પેટમાં પેસી ગયો. ત્યારપછી રાજાની તબીયત નરમ થવા લાગી, રાજા સુકાવા લાગ્યો. એક વાર રાજા ગામ બહાર જઇ ઝાડ નીચે સૂતો હતો તે વખતે પેટમાં રહેલા સાપે રાજાના મોઢા દ્વારા પોતાનું માથું બહાર કાઢ્યું. એને જોઇ ભૂચર સાપે એને કહ્યું–ભાઇ, ભલો થઇને તું બહાર નીકળી જા, અમારા રાજાને હેરાન કર મા આ સાંભળી પેટવાળા સાપે ફૂંફાડા મારવા માંડ્યા એટલે પેલા ભૂતલના સાપે કહ્યું. તને ખબર છે, આ કેરડાના ઝાડ નીચે રહેલા પુષ્પના રસને, અને પાંદડાના રસને મેળવી તેલમાં ઉકાળી રાજાને કોઇ પાઇ દેશે તો પેટમાં જ તારા ટુકડા ટુકડા થઈ જાય અને રાજાને જુલાબ લાગતા તેમાં તું નીકળી જા, માટે તારી આવી દશા થાય તે પહેલાં જ તું નીકળી જા. આ

સાંભળી પેટવાળો સાપ ગુસ્સામાં આવીને બોલ્યો–તું મારી વાત રહેવા દે; તારા બીલમાં કોઈ ઉનું ઉનું કડકડતું તેલ રેડે ને તું મરી જાય અને તારી નીચે રહેલું અગણિત તારું ધન એ માણસને પ્રાપ્ત થાય. રાજા તો ઊંઘમાં હતો. બંને સાપોની આ વાત રાજાની પાસે જ સુતેલા તેના મંત્રીએ સાંભળી. બધું યાદ રાખી એનો ઉપયોગ કર્યો. રાજા નિરોગી થયો અને બીલ નીચેથી ધન પણ મળ્યું. આ દ્રવ્યથી રાજા જગસિંહે સૂર્યમંદિર બનાવરાવ્યું.

શહેરની પાસે એક તળાવ ઉપર ઉત્તર તરફ ગજનીખાનની કબર છે. એની પાસે જ જૈન મંદિર ખંડિયેરરૂપે પડ્યું છે. એમાં થાંભલાના પત્થર ઉપર લેખ છે જેમાં લખ્યું છે કે "સં. ૧૩૩ વર્ષે જેમા થિરાપદ્રગચ્છીય પૂર્ણચંદ્રસૂરિજીનું નામ છે અને શ્રીમહાવીરસ્વામિમંદિરે."

આવી રીતે ભિન્નમાલની ચારે તરફ મંદિરનાં ખંડિયેરો, જૂનાં મકાનો વગેરે પણ દેખાય છે.

ભિન્નમાલમાં અત્યારે ૩૫૦-૪૦૦ ઘર છે. ચાર સારાં જિનમંદિરો છે.

૧. શ્રીમહાવીર ભગવાનનું મંદિર–આ મંદિર મૂલ પ્રાચીન છે. મહારાજ કુમારપાલે આ મંદિર બંધાવ્યાનું કહેવાય છે. અત્યારે તો સં. ૧૮૭૩ માં શ્રી વિજય જિનેંદ્રસુરિવરપ્રતિષ્ઠિત શ્રી મહાવીર પ્રભુની મૂર્તિ છે. આ મંદિરની બધી મૂર્તિયો પ્રાયઃ ૧૮૭૩ ની પ્રતિષ્ઠિત છે. મંદિર પ્રાચીન ભવ્ય, વિશાલ અને સુંદર છે.

૨. શાંતિનાથજીનું મંદિર–આ મંદિર પણ પ્રાચીન અને શિખરબંધ છે. અહીંની મૂર્તિ સં. ૧૬૩૪ માં સમ્રાટ્ અકબરપ્રતિબોધક જગદ્‌ગુરુ શ્રી હીરવિજય-સૂરીશ્વરજીપ્રતિષ્ઠિત છે.

૩. પાર્શ્વનાથજીનું મંદિર-ઉપરના મંદિરની પાસે જ આ એક નાનું મંદિર છે. સુંદર પરિકરસહિતની શ્રી પાર્શ્વનાથજીની મૂર્તિ છે જેની પલાંઠી નીચે, નીચે પ્રમાણે લેખ સાફ વંચાય છે

"सवत १६८३ वर्षे आषाढवदि ४ गुरौ श्रीमालवासी सा. पेमा खेमा पार्श्वबिंबं का. प्र. श्रीविजयदेवसूरिभिः ॥"

આ મંદિરની પાસે જ તપાગચ્છનો જૂનો ઉપાશ્રય છે. ઉપાશ્રયમાં પણ શ્રી મહાવીરપ્રભુની મૂર્તિ છે.

૪. શેઠના વાસમાં ઊંચી ખુરશી પર બનાવેલું આ ભવ્ય શિખરબદ્ધ મંદિર છે. મૂલનાયક શ્રી સુપાર્શ્વનાથજીની સર્વ ધાતુમય પરિકર સહિતની મૂર્તિ છે. આ મંદિરમાં મહાપ્રભાવિક પરમ ચમત્કારી શ્રી પાર્શ્વનાથજીની મૂર્તિ હતી. આ મંદિર જૂનું શ્રી પાર્શ્વનાથજીનું છે, જેનો લેખ આ પ્રમાણે છે–

श्रीपार्श्वपते नमः संवत १६७१ वर्षे शाके १५३६ वर्तमाने चैत्र शुदि १५ सोमवारे श्रीपार्श्वनाथदेवलमध्ये श्रीचन्द्रप्रभ–मंदिरं कारापितं....

આ પાર્શ્વનાથ મંદિર ૧૬૫૧–૫૨માં બન્યું હતું. મૂળ વસ્તુ એમ બની હતી કે એક વાર ભિન્નમાલમાં જ મકાન ખોદતાં શ્રી પાર્શ્વનાથજીની સુંદર ચમત્કાર પરિકર સહિતની પીતલની મૂર્તિ નીકળી હતી. આ સાથે બીજી પણ આઠ મૂર્તિઓ હતી. જાલોરના સૂબા ગજનીખાનને આ સમાચાર મળતાં એણે બધી મૂર્તિઓ જાલોર મંગાવી છે. પછી એને તોડાવી હાથીના ઘંટ, બીબીઓનાં અને શાહજાદાના ઘરેણાં બનાવવાની ઇચ્છા થાય છે. જૈનસંઘ ત્યાં જઇ સૂબાને સમજાવવા પ્રયત્ન કરે છે કિન્તુ સૂબેદાર માનતો નથી. જૈનો સૂબેદારને ચાર હજાર (પીરોજા) રૂપિયા આપવાનું જણાવે છે. સૂબેદારે કહ્યું. લાખ રૂપિયા આપો તો એ મૂર્તિ પાછી આપું. જૈનસંઘ નિરાશ થઇ પાછો વળે છે. વિવિધ અભિગ્રહો લીધા. એમાં નીરતાના વરજંગ સંઘવીએ તો એવી દૃઢ પ્રતિજ્ઞા લીધા છે કે પાર્શ્વનાથ પ્રભુજી-નાં દર્શન કર્યા સિવાય હું આહારપાણી નહિં લઉં. વરજંગ સંઘવીએ તેર મહિના આ પ્રતિજ્ઞા પાળી છે. આખરે ધરણેન્દ્રે મહાચમત્કાર બતાવ્યો છે. સૂબેદારો, એની બીબીઓ, શાહજાદા, સૈન્ય, હાથીઘોડા વગેરે માંદા પડે છે. સૂબેદાર મરણપથારીયે પટકાયો. આખરે પ્રભુજીને નમી સિંહાસન પર બેસાડીને કહે છે કે સ્હવારે મને આરામ થઇ જશે તો આ મૂર્તિને સંઘને સોંપી દઇશ. સૂબેદારની બીબીયોને માર પડે છે, હાયતોબાહ મચી રહી છે. મૂર્તિ–ભૂતખાનું સોંપી દ્યોના અવાજો સંભળાય છે. સૂબેદારનું ઘમંડ ગળી ગયું પ્રભુજીને જૈનસંઘને સોંપ્યા પછી એને આરામ થયો. સંઘે મહોત્સવ કર્યો. ત્યાંથી રથમાં બેસાડી પ્રભુજીને નિરતા પધરાવ્યા. વરજંગ સંઘવીએ પ્રભુને પ્રણમી પૂજીને પારણું કર્યું. પંદર દિવસ પોતાને ત્યાં રાખી ભિન્નમાલ લઈ જઇ પ્રભુજીને પધરાવ્યા. ત્યાં શાંતિનાથજીના મંદિર પાસે પાર્શ્વનાથજીનું નૂતન મંદિર બનાવ્યું.[1]

આ ચમત્કારી મૂર્તિ અત્યારે કયાં છે એનો પત્તો નથી. એમનું મંદિર તો ઉપર્યુક્ત શિલાલેખના આધારે આ જ છે. પં. શ્રીશીલવિજયજી પણ આ પાર્શ્વ-નાથજીની મૂર્તિનો મહિમા અદ્દભૂત વર્ણવે છે. આ સ્તવન ૧૭૪૬ માં બનાવેલ છે.

૫. શ્રી શાંતિનાથજીનું મંદિર–બજારમાં આવેલું આ નાનું મંદિર સુંદર શિખર-બદ્ધ છે. મૂર્તિ ભવ્ય અને મનોહર છે. આ મંદિરમાં ઠેઠ ૧૨ મી સદીથી ૧૮ મી

---

૧ પં. સુમતિકમલે બનાવેલું શ્રી ભિન્નમાલ પાર્શ્વનાથનું સ્તવન જેની રચના ૧૬-૬૨ માં થઈ છે તે આનું વિસ્તૃત વર્ણન છે આ સંબંધી વિશેષ જાણવા ઇચ્છનારે પૂ. મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી મહારાજલિખિત શ્રી ભિન્નમાલ પાર્શ્વનાથજીનું ઐતિહાસિક સ્તવન વાચવું. જુઓ, જૈન ધર્મ સત્ય પ્રકાશનો અંક

સદી સુધીની મૂર્તિયો છે. અહીં એક થાંભલા ઉપર સં. ૧૨૧૨ નો લેખ છે. તેમાં અહીં શ્રી ઋષભદેવની મૂર્તિ હોવાનો ઉલ્લેખ મળે છે. લેખ દાનપત્રનો છે.

श्रीश्रुताय नमः । संवत १२१२ वैशाखशुदि ३ गुरुवासरे, रत्नपुरे भूपति श्रीरायपालदेवसुत महाराज सुवर्णदेवस्य प्रतिभूजायमान महाराजाधिराज भूपतिश्रीरत्नपालदेवपादपद्मोपजीविनः... .... .. ...

श्रीरुषभदेवयात्रायां .... .... .... .... .... ... .... ...
... ... ... .... .... .... .... .. ...मंगलं महाश्रीः

ગામ બહાર બે મંદિરોમાં ચરણપાદુકાઓ છે, જે પ્રાચીન છે. એકમાં શ્રી ગોડીજી પાર્શ્વનાથજીનાં ચરણ છે, બીજામાં શ્રી શંખેશ્વરજી પાર્શ્વનાથજીનાં ચરણ છે.

આ સિવાય ઘણાય ઉપાશ્રય પણ છે. આ પ્રાચીન નગરી અત્યારે તો માત્ર ઇતિહાસનાં પાનામાં પોતાનું ગૌરવ જાળવી રહેલ છે.

ભિન્નમાલની પ્રાચીનતાના બીજા પણ થોડા ઉલ્લેખો જોઈએ–

ભિન્નમાલમાંથી ૧૩૩૩ નો એક લેખ ઉપલબ્ધ થયો છે, જે પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભા. ૨માં પ્રગટ થયેલ છે.

તેમાં લખ્યું છે કે પહેલાં ભગવાન મહાવીરદેવ પોતે અહીં પધાર્યા હતા. જુઓ તેના શબ્દો–

( १ ) ई. ॥ यः पुरात्र महास्थाने श्रीमाले स्वयमागतः सदेवः श्री
( २ ) महावीरो देया( द्वः ) सुखसंपदं ( ॥ १ ॥ ) पुनर्भवभवस्तत्रस्ताः संतो
( ३ ) यं शरणं गताः तस्य वीरजिनेंद्र( स्य ) पूजार्थं शासनं नवं ( ॥ २ ॥ )

આવો જ એક બીજો લેખ કાસહૃદના મંદિરની દેરીના બારશાખીયા ઉપર છે જે ૧૦૯૧ નો છે. જેમાં લખ્યું છે श्रीभिल्लमालनिर्यात. प्राग्वाट वणिजां वरः"

આવી જ રીતે ઓશીયા નગરીની સ્થાપનાના ઇતિહાસમાં પણ લખ્યું છે કે ભિન્નમાલના રાજાના રાજપુત્ર ઉપલદે ભિન્નમાલથી રીસાઇને આ બાજુ આવ્યા છે. તેમણે ઓશિયા નગરી વસાવી છે અને ત્યાં શ્રીરત્નપ્રભસૂરિજી ચાતુર્માસ રહ્યા છે.

પછી આચાર્યશ્રીએ ત્યાં પ્રતિબોધ આપી, જૈન શાસનની અપૂર્વ પ્રભાવના કરી રાજાને, રાજપુત્રને અને ત્યાંની પ્રજાને જૈન બનાવ્યા છે. ( ભંડારીજીકૃત ઓસવાલ જાતિકા ઇતિહાસ ) આ ઉપરથી પણ એમ સમન્વય છે કે ભિન્નમાલ બહુ

જ પ્રાચીન નગર છે. આવી પ્રાચીન નગરીનો ઇતિહાસ આપણને એમ સમજાવે છે કે ભિન્નમાલ પણ એક પ્રાચીન તીર્થરૂપે છે.

સકલતીર્થસ્તોત્રમાં શ્રી સિદ્ધસેનસૂરિજી ભિન્નમાલને પણ તીર્થરૂપે વર્ણવે છે. જુઓ–

"पल्लीसंडेरय नाणएसु कोरिंट भिन्नमाल्ले( ले )सु वंदे गुज्जरदेसे आहडाहूसु मेवाडे।" ( પ્રાચીન પ્રશસ્તિસંગ્રહ )

ભિન્નમાલગચ્છ–કુલનો પણ ઉલ્લેખ મળે છે.

"सिरिभिल्लमालम्मलकुल" ( બાલચંદ્રસૂરિવિરચિત ઉપદેશકંદલીવૃત્તિ )

આ બધા પ્રાચીન ઉલ્લેખો એ જ સૂચવે છે કે ભિન્નમાલ બહુ જ મહત્ત્વનું અને ઐતિહાસિક દૃષ્ટિએ પણ ગૌરવવન્તુ નગર હતું.

આ નગર ખાસ યાત્રા કરવા લાયક છે. ભિન્નમાલ મારવાડના જોધપુર રાજ્યના જસવન્તપરા પરગણામાં આવેલું છે. ડીસા સુધી રેલ્વે છે, પછી ત્યાંથી ગાડાં, ઉંટ અને મોટર રસ્તે જવાય છે.

## ચંદ્રાવતી

ખરેડીથી દક્ષિણ દિશામાં ચાર માઈલ અને સાંતપુરથી લગભગ અઢી માઈલ પર ચંદ્રાવતી નામનું નાનું ગામડું આવેલું છે. ત્યાં હાલમાં રબારી, રજપૂત, ખેડૂત વગેરેનાં ૪૦–૫૦ ખોરડાં છે. ગામની આસપાસ પડેલા ભગ્નાવશેષોના ઢગલે ઢગલા તે નગરીની પ્રાચીનતાની અને આબૂના પરમારોની[1] રાજધાની હોવાથી તેની સમૃદ્ધિની સાક્ષી પૂરે છે. ગુજરાતના મહારાજાઓના મહામંત્રીઓ વિમલશાહ, અને વસ્તુપાળ અને તેજપાળના વખતમાં આ નગરીની જાહોજલાલી અપૂર્વ હતી. હજારો

---

१. महाद्रेरस्य नेतारः परमारनरेश्वराः ।
पुरी चन्द्रावती तेषां राजधानीनिधिश्रियाम् ॥ १५ ॥
— विविधतीर्थकल्प, अर्बुदाद्रिकल्प श्लोक १५

શ્રાવકોનાં ઘરો અને ૧૮૦૦ જિનમંદિરો વિદ્યમાન[1] હોવાનું તીર્થમાળાના કર્તાઓ જણાવે છે. આ નગરી લંકા જેવી હતી અને અહીં ચોરાશી ચૌટા હતાં વગેરે. વળી સોમધર્મની લખેલી હકીકત નીચે પ્રમાણે—

૪૪૪ આર્હત-પ્રાસાદો અને ૯૯૯ શૈવમંદિરોવાળી ચંદ્રાવતીમાં આવીને ભીમરાજાથી અપમાન પામેલો વિમલ કોટવાળ રાજ્ય કરતો હતો. તેના અધિકારી

---

૧. નગર ચંડાઉલીના ગુણ ઘણા, ભવણ અઢારઈ સઈ જિનતણાં,
ચઉરાસી ચહુટે હિવ ફિરઉં, ઠામિઠામિ દીસઉં બૂહરિઉં;
મૂલનાયક શ્રીનાભિમલ્હારી, જિણ દીઠઈ મનિ હર્ષ અપાર,
કરઈ પૂજ શ્રાવક મનિહસી, નગર ચડાઉલિ લંકા જિસી.

—મેહ—રચિત—તીર્થમાળા કડી ૨૬—૨૭

આબૂધરા ઉંબરણી પુરી દેવદ્રહ ચંદ્રાવઇ ખરી,
વિમલ મંત્રીસર વારિ જાણિ અઢાર સેય દેવલ ગુણખાણિ.

—શીલવિજય—રચિત, તીર્થમાળા કડી ૩૨

મેઘરચિત તીર્થમાળા ઉપરથી જણાય છે કે—વિ. સં. ૧૫૦૦ ની આસપાસના સમય સુધી ચંદ્રાવતી નગરીની જાહોજલાલી સારી હતી અને શીલવિજયજીરચિત તીર્થમાળાથી જણાય છે કે—વિ. સં. ૧૭૪૬ પહેલાં તેનું ભંગાણ જરૂર શરૂ થઈ ગયું હતું, છતાં તે વખતે તે જેવી તેવી સ્થિતિમાં પણ વિદ્યમાન જરૂર હતી. **सिरोहीराज्य का इतिहास**માં લખ્યું છે કે:—વિ. સં. ૧૮૭૯ માં કર્નલ ટોડ સાહેબ અહીં આવ્યા હતા. તેમણે ટ્રાવેલ્સ ઈન વેસ્ટર્ન ઇન્ડીયા નામના પોતાના પુસ્તકમાં અહીંના તે વખત સુધી બચેલાં થોડાંક મંદિર વગેરેનાં ફોટા આપ્યા છે એનાથી તેની કારીગરી અને સુંદરતા વગેરેનું અનુમાન થઈ શકે છે. વિ. સં. ૧૮૮૧ માં સર ચાર્લ્સ કોલ્વિલ સાહેબ પોતાના મિત્રો સાથે અહીં આવ્યા હતા. તે વખતે આરસપહાણનાં ૨૦ મંદિરો બચેલાં હતાં. એની સુંદરતાની તેમણે પ્રશંસા કરી હતી. વિ. સં ૧૯૨૬ ની આસપાસમાં રાજપુતાના—માળવા રેલ્વે કંપનીના ઠેકેદારો (કંટ્રાક્ટરોએ) અહીંના પત્થર ઉઠાવી લઈ જવાનો ઠેકો (કંટ્રાક્ટ) લીધો ત્યારે તેઓ અહીંના ઊભેલાં મંદિરોને પણ તોડી નાખીને તેના પત્થરો લઈ ગયા. તે વાતની જ્યારે રાજ્યને ખબર પડી ત્યારે રાજ્યે ઠેકેદારોને પત્થર લઈ જતા અટકાવ્યા. તેમણે એકઠા કરી રાખેલા આરસના પત્થરોના ઢગલા ચંદ્રાવતી અને માવલની વચ્ચે ઠેકાણે ઠેકાણે હજુ પણ પડ્યા છે. અત્યારે અહીં એક પણ મંદિર સારી સ્થિતિમા નથી. આવી રીતે આ પ્રાચીન નગરીનો ખેદજનક અંત આવ્યો. પ્રાચીન પ્રાકૃત ગ્રંથોમાં આ નગરીનું ચડ્ડાવલી તથા ચડ્ડાઉલી તથા ચંદ્રાવઇ, સંસ્કૃત ગ્રંથોમાં ચંદ્રાવતી વગેરે નામો લખેલાં મળે છે

પુરુષો ૮૪ હતા અને ૧૨ પાદશાહોને જીતીને તેમનાં છત્રો લઇ લીધાં હતાં. અન્તમાં ભીમે તેને બહુમાનપૂર્વક શાંત કર્યો હતો.

( જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ )

વસ્તુપાલ ચરિત્રમાં શ્રી જિનહર્ષસૂરિજી લખે છે કે–" ચંદ્રાવતીમાં પ્રાગ્વાટ વંશમાં વિમલ નામનો દંડનાયક થયો. તેઓ વિમલાચલની યાત્રામાં ચાર કોટી સુવર્ણનો વ્યય કરી સંઘપતિ થયા. ( અર્થાત્ સિદ્ધાચલજીનો સંઘ કાઢયો એમાં મંત્રીશ્વરે ચાર કોટી સુવર્ણ ખર્ચ્યું. )

ચંદ્રાવતીની પાસે જ એક શ્રીનગર નામનું શહેર હતું, જ્યાં ભવ્ય જિનાલય હતું. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધ સુધી ત્યા બાવન જિનાલયનું મંદિર હતું.

સં. ૧૦૯૫માં ચંદ્રાવતીમા શ્રીધનેશ્વરસૂરિજીએ સુરસુંદરી નામની રસિક પ્રાકૃત કથા રચી હતી.

સં. ૧૩૬૩ પહેલાં...જિનાચાર્યજીએ રાઉલ ધાંધલની રાજસભામાં એક મોટા મંત્રવાદીને જીતીને પ્રતિબોધ આપ્યો હતો.

ચંદ્રાવતીના પરમાર રાજાઓએ જૈનશાસનની પ્રભાવનામાં-ઉન્નતિમાં અગ્ર ભાગ લીધો હતો.

ધારાવર્ષના નાના ભાઇ પ્રાલ્હાદને( પાલ્હણે ) પાલનપુર વસાવી ત્યાં પલ્લવીયા પાર્શ્વનાથજીની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી હતી. પાછળથી પ્રાલ્હાદન જૈનધર્મી બન્યો હતો અને આબૂનાં મંદિરોનું રક્ષણ પણ કર્યું હતું.

ધારાવર્ષ પછી તેનો પુત્ર સોમસિંહ આબૂનો રાજા બન્યો, જેના રાજ્યકાલમાં-૧૨૮૭માં મંત્રીશ્વર વસ્તુપાલે આબૂ ઉપર લુણિગવસહિ નામનું શ્રીનેમિનાથ ભગવાનનું પ્રસિદ્ધ વિશાલ જિનમંદિર બનાવ્યું. આ સોમસિંહે આબૂના મંદિરોની રક્ષા માટે-નિર્વાહ માટે બાર પરગણાનું ડબાણી ગામ ભેટ આપ્યું હતું, જેનો[1] ૧૨૮૬નો લેખ છે, જે આ પ્રમાણે છે–

" महाराजकुलश्रीसोमसिंहदेवेन अस्यां श्रीलूणवसहिकायां श्रीनेमिनाथदेवाय पूजांगभोगार्थं डवाणीग्रामशासनेन प्रदत्तः ॥ स च श्रीसोमसिंहदेवाभ्यर्थनया प्रमारान्वयिभिराचंद्रार्कं यावत प्रतिपाल्यः ।"

---

[1] જુઓ દેલવાડા-લુણવસહી મંદિરની પ્રશસ્તિની પાસેનો વ્યવસ્થા સંબંધી મોટો પત્થર ઉપરનો વિ. સં. ૧૨૮૭નો લેખ.

સોમસિંહ પછી તેનો પુત્ર કૃષ્ણરાજ (કાન્હડદેવ) થયો અને તેનો પુત્ર પ્રતાપસિંહ થયો. પિતાપુત્રે મેવાડના રાણા જૈત્રસિંહને હરાવી ચંદ્રાવતી પોતાના કબજે કરી હતી. અહીં સુધી ચંદ્રાવતી પરમારોના હાથમાં રહી છે. ત્યારપછી ચંદ્રાવતી ઉપર ચૌહાણોનું રાજ્ય થયું છે.

સં. ૧૩૬૮ માં ચૌહાણ લુંભારાવે પરમારોના હાથમાંથી ચંદ્રાવતી છીની લીધું. તેઓ ચંદ્રાવતીમાં માત્ર સો વર્ષ પૂરાં રાજ્ય નથી કરી શક્યા. અલ્લાઉદ્દીન ખીલજીના જબ્બર હુમલામાં ચંદ્રાવતીનો ઘાણ નીકળી ગયો. ૧૪૬૨ માં મહારાવ શિવભાણે આબૂની પાછળ સલામત સ્થાનમાં મજબૂત કિલ્લો બાંધી પોતાના નામથી શિવપુરી (સિરોહી) વસાવ્યું, જે અત્યારે પણ સિરોહીથી બે માઈલ દૂર ખંડેરના રૂપમાં વિદ્યમાન છે, જેને લોકો પુરાણી *સિરોહી કહે છે.

મુસલમાનોના હુમલા હરવખત ચાલુ જ હતા અને ચંદ્રાવતી ઉપર હુમલો થતો જ માટે પહાડીમાં આ સ્થાન સલામત હતું. છેલ્લે અમદાવાદ વસાવનાર અહમ્મદશાહે ચંદ્રાવતી ઉપર જોરદાર હલ્લો કરી આખું ચંદ્રાવતી લુંટયું અને તહસનહસ કરી નાંખ્યું.

હવે આ સિવાયના ચંદ્રાવતીના કેટલાક ગૌરવસૂચક ઐતિહાસિક પ્રમાણો પણ જોઈ લઈએ-

મહામંત્રીશ્વર વસ્તુપાલના લઘુ બન્ધુ તેજપાળનાં પત્ની અનુપમા દેવી, ચંદ્રાવતીના પોરવાડ ગાંગાના પુત્ર ધરણીગની પુત્રી હતી. તેમજ અનુપમા દેવીના ભાઈઓ ખીમ્બસિંહ, આમ્બસિંહ અને ઉદલ વગેરેને મહામાત્ય તેજપાલે આબૂ દેલવાડાના લુણીગવસહી મંદિરના ટ્રસ્ટી બનાવ્યા હતા તેમજ દરવર્ષની વર્ષગાંઠમાં અઠ્ઠાઈ મહોત્સવ થતો તેમાં પહેલા (ચૈ. વ. ૩) દિવસનો મહોત્સવ કરવાનું શ્રી ચંદ્રાવતીના સંઘને સુપ્રત થયું હતું.

ભગવાન મહાવીરની ૩૫ મી પાટે થયેલા વડ ગચ્છના સ્થાપક શ્રી ઉદ્યોતનસૂરિજીએ આબૂની યાત્રા કરીને (આ યાત્રા ૯૯૪ માં કરી છે. આ ઉપરથી એક વસ્તુ સ્પષ્ટ જણાય છે કે વિમલશાહે બંધાવ્યાં તે પહેલાં પણ આબૂમાં જૈન

* સિરોહીમાં અત્યારે સુંદર ૧૪ ભવ્ય જિનમંદિરો છે. આખી એક દેહરા શેરીમાં આ 'ચોદ' જિનમંદિરો આવેલા છે, જેમાં ચોમુખજીનું મુખ્ય મંદિર છે. તે ૧૬૩૪માં બન્યું છે જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિજી મહારાજે અંધારથી સમ્રાટ્ અકબરને પ્રતિબોધ આપવા જતાં સિરોહીના ભિલ્લ સરદારને પ્રતિબોધ આપી, સુરા, માંસ, શિકાર વગેરે છોડાવ્યા હતાં. તેમજ વળતી વખતે અહીં ચાતુર્માસ પણ રહ્યા હતા. અત્યારે ૫૦૦ જૈનોના ઘર છે. ૪-૫ ઉપાશ્રય છે, જ્ઞાનમંદિર છે. સિરોહી સ્ટેટની રાજધાનીનું મુખ્ય નગર છે.

મંદિરો હતાં અને આબૂ તીર્થરૂપ ગણાતું હતું.) ટેલી ગ્રામના પાદરે સં. ૯૯૪ માં સર્વદેવસૂરિજી આદિ આઠ જણને સૂરિપદે સ્થાપ્યા હતા. તેમાંના તેમની જ પાટે મુખ્ય થયેલા સર્વદેવસૂરિજી કે જેમણે રામસેન તીર્થમાં ૧૦૧૦ શ્રીઋષભદેવજીના પ્રાસાદમાં ચંદ્રપ્રભુની પ્રતિષ્ઠા કરાવી હતી તે સૂરિજીએ ચંદ્રાવતીના રાજાના પ્રીતિપાત્ર કુંકુણ મંત્રીને પ્રતિબોધી દીક્ષા આપી હતી.

પરમાર્હંતોપાસક મહાકવિ ધનપાલે સત્યપુરમંડન 'મહાવીરોત્સાહ' નામનું સુંદર સ્તુતિકાવ્ય રચ્યું છે તેમાં ચંદ્રાવતીના ધ્વંસનો પણ ઉલ્લેખ કર્યો છે. આ કાવ્ય ૧૦૮૧ પછીનું છે.

ગુજરાતના રાજા ભીમદેવના મહામંત્રી વિમલશાહે ચંદ્રાવતીના પરમાર ધુંધકને હરાવી ભીમદેવનો વશવર્તી બનાવ્યો હતો. અને વિમલશાહ, ગુર્જરેશ્વર તરફથી દંડનાયક નિમાયા હતા. મંત્રીશ્વરે આબૂમાં–દેલવાડાના વિમલવસહીમાં ૧૦૮૮ માં શ્રી ધર્મઘોષસૂરીશ્વરજીના હાથે પ્રતિષ્ઠા કરાવી હતી. આ વખતે મંત્રીશ્વર ચંદ્રાવતીમાં જ રહેતા હતા

ચંદ્ર ગચ્છના શ્રી વિજયસિંહસૂરિજીને ઉપદેશમાળાની ટીકા રચતા વૈરાગ્ય આવ્યો જેથી ચૈત્યવાસનો ત્યાગ કરી પૂનમીયા પક્ષના શ્રી ચંદ્રપ્રભસૂરિજીના આશ્રિત થયા.

માંડવગઢના મહામંત્રી પેથડ શાહે ૮૦ જિનમંદિરો બનાવ્યાં છે તેમાં ચંદ્રાવતીમાં પણ મંદિર બનાવ્યનો ઉલ્લેખ છે. તેઓ ચૌદમી સદીમાં ૧૩૨૦ લગભગ થયા છે.

ગુર્જરેશ્વર સિધ્ધરાજ જયસિંહના મહામંત્રી મુંજાલ મહેતાએ ચિત્રકૂટ, અઘાટપુર, નાગહ્રદ, જીરાપલ્લિ, અર્બુદગિરિ અને ચંદ્રાવતી, આરાસણ વગેરે તીર્થોમાં યાત્રા કર્યાનો ઉલ્લેખ છે.

ગ્યાસુદ્દીનના મંત્રી સોની સંગ્રામસિંહે ચંદ્રાવતીમાં મંદિર બનાવ્યું હતું અને શ્રી સોમસુંદરસૂરિજીના હાથે પ્રતિષ્ઠા કરાવી હતી

ચંદ્રાવતીનાં ધ્વસ્ત મંદિરોના પત્થરો આમ પાલણપુર સુધી અને સિરોહી વગેરેમાં પણ દેખાય છે.

ચંદ્રાવતી બહુ વિશાળ નગરી હતી. એનો એક બાજુનો દરવાજો દત્તાણી ગામની પાસે આવેલો છે જેને તોડાનો દરવાજો કહે છે બીજો દરવાજો કીવરલી પાસે હતો. ખરાડી અને સાનપુરો ચંદ્રાવતીમાં જ સમાઈ જાય છે.

અમે સં. ૧૯૯૨ માં આ ચંદ્રાવતીના ખંડિયેરો જોયાં હતાં ત્યારે પાંચ લગભગ પચ્ચીસ વીસ જૈન મંદિરોનાં અવશેષો પડયા હતાં. સુંદર કલામય શિખરો,

ગુમ્બજો, થાંભલા, તોરણો, મંડપો અત્યારે પણ વિદ્યમાન છે. ખંડિત મૂર્તિઓ છે. આમાં ભારતીય કલાના શ્રેષ્ઠ નમૂનારૂપ એક જ પત્થરમાં બનેલ શ્રી જિનેશ્વર દેવની અદ્‌ભુત કલામય અલંકારોથી સુશોભિત મૂર્તિ છે. સાથે શાસનદેવી, પરિકર વગેરે છે, જેનો ફોટો જૈન સત્ય પ્રકાશમાં પ્રકાશિત કરાવ્યો છે. આ ચંદ્રાવતી અત્યારે સિરોહી સ્ટેટમાં હોવાથી રાજપુતાના વિભાગમાં તેનું વર્ણન કીધું છે.

## આબુ.

આબૂરોડ સ્ટેશન પાસે જ ખરેડી શહેર છે. ત્યાં શ્વેતાંબર મંદિર છે જેમાં શ્રી આદિનાથજી ભગવાન મૂલનાયકજી છે. શ્વેતાંબર સુંદર ધર્મશાળા છે. આબૂ જનાર યાત્રી અહીં ઉતરી વધારાનો સામાન અહીં મૂકી ઉપર જાય છે. આબૂ પહાડ ઉપર જવા માટે સુંદર સડક બાંધેલી છે, પહાડમાંથી રસ્તો કાઢયો છે. નીચેથી મોટર મળે છે. બાકી ગાડાં ટાંગા આદિ પણ જાય છે. અત્યારે તો મોટરનો વ્યવહાર વધી પડયો છે.

આબૂનો પહાડ ભારત અને ભારતની બહાર જે ખૂબ પ્રસિધ્ધ છે તેનું કારણ પહાડ ઉપર આવેલાં અદ્‌ભુત કારીગરીસંપન્ન જૈન મંદિરો જ છે. આબૂ પહાડ બાર માઈલ લાંબો અને ચાર માઈલ પહોળો છે. જમીનની સપાટીથી ૩૦૦૦ ફૂટ અને સમુદ્રની સપાટીથી ૪૦૦૦ ફૂટ ઉંચો પહાડ છે. બધાયથી ઉંચું શિખર સમુદ્રની સપાટીથી ૫૬૫૦ ફૂટ ઉંચું છે. આ પહાડ ઉપર પહેલાં બાર ગામ વસેલાં હતાં. અત્યારે પંદર ગામ છે, જે આ પ્રમાણે છે–દેલવાડા, ગવાં, તોરણા, સાલ, હુંડાઈ, હેઠમચી, આરણા, માસ, સાની, ઓરીયા, અચલગઢ, જાવાઈ, ઉતરજ, શેર અને આબી. આમાં દેલવાડા, ઓરીયા અને અચલગઢમાં જૈન મંદિરો છે.

આબૂનો ચઢાવ અઢાર માઈલનો છે. ચોતરફ પહાડી અને ઝાડીનો દેખાવ બહુ જ સુંદર લાગે છે. ચાર માઈલ ઉપર ચડયા પછી એક સુંદર ધર્મશાલા, શાંતિનિવાસ, શાંતિભુવન (સુપ્રસિધ્ધ યોગિરાજ શ્રી- વિજયશાન્તિસુરિજી મહારાજની ગુફા-ત્રણ માળનું વિશાલ મકાન છે. અંદર ગુફા, ધ્યાનની ઓરડી વગેરે છે.) આવે છે. યાત્રુઓ ધર્મશાલામાં રાત રહે છે. અહીં લાડુ અને સેવનું ભાતું પણ અપાય છે. ધર્મશાલામાં સગવડ સારી છે.

ત્યાંથી પાંચેક માઈલ ઉપર ગયા પછી પોલિસ ચોકી આવે છે. ત્યાં નીચે એક ગામ છે. ચોકીથી ચારેક માઈલ ઉપર ગયા પછી એક ધર્મશાલા છે. મંદિરજી છે. ધર્મશાલામાં ભાતું અપાય છે. આ સ્થાનને ઓરીયા ચોકી અને ઓરીયાનું મંદિર કહે છે. આ મંદિર અને ધર્મશાળાનો વહીવટ રોહીડાનો જૈનસંઘ સંભાળે છે. ત્યાંથી ત્રણ માઈલ ગયા પછી આબૂ કેન્ટોન્મેન્ટ આવે છે. મોટર અહીં સુધી આવે છે. અહીં બધી ચીજ પણ મળે છે. અહીંથી દેલવાડાનાં જૈન મંદિરો બે માઈલ દૂર છે.

ચોતરફ પહાડીની વચમાં ખુલ્લા ભાગમાં જૈન મંદિરોનાં શિખરો અને ધ્વજાઓનાં દર્શન થાય છે દેલવાડામાં વસ્તી તો થોડી જ છે પરન્તુ જૈન મંદિરો, યાત્રીઓ, કારખાનું, પૂજારીઓ, કારીગરો, સિપાઇઓ-ચોપદારો અને મજૂરોથી શોભા સારી રહે છે. અહીં અમદાવાદના દાનવીર શેઠ હઠીસીંહ કેસરીસિંહ તથા હેમાભાઇ હઠીસીંહની એમ બે ધર્મશાલાઓ છે. બીજી પણ કોટડીઓ વિગેરે છે.

વ્યવસ્થા સિરોહી શ્રી સંઘ કરે છે-શ્વેતાંબર જૈનસંઘ તરફથી શ્વેતાંબર જૈન કારખાનું ચાલે છે. હવે આપણે મંદિરોના દર્શને જઇએ.

બધાયથી પહેલાં વિમળશાહનું મંદિર આવે છે. આ મંદિરમાં પ્રદક્ષિણામાં જમણી તરફના ખૂણામાં દેવીજીના મંદિરની પાસે એક મંદિર છે, જેમાં મહારાજા સંપ્રતિના સમયની ત્રણ હાથ મોટી શ્યામસુંદર મૂર્તિ છે. આ મંદિરમાં કારીગરી પણ સામાન્ય છે પરન્તુ આ મંદિર છે પ્રાચીન. કહે છે કે વિમલશાહના મંદિરોની પહેલાનું આ મંદિર છે.

વિમલશાહનું મંદિર આખું આરસનું બનેલું છે, જેમાં ૧૫૦૦ કારીગરો અને ૨૦૦૦ હજાર મજૂરોએ ત્રણ વર્ષ લગાતાર કામ કર્યું હતું. પહાડ ઉપર હાથી-દ્વારા પથ્થર લઇ જવામાં આવ્યા હતા. મોટી મોટી શિલાઓ અને પથ્થરો જોઇ આપણને તાજ્જુબી થાય છે કે જે જમાનામાં હાલનાં યાંત્રિક સાધનો ન હતા તે જમાનામાં અહીં આટલી ઊંચાઇએ કેવી રીતે પથ્થર ચડાવ્યા હશે. દૂરદૂરથી પથ્થર મંગાવી કામ મજબૂત અને ટકાઉ બનાવ્યું છે. લગભગ બે કરોડ રૂપિયા ખર્ચ થયો હશે. મંદિરની લંબાઇ ૧૪૦ ફુટ અને પહોળાઇ ૯૦ ફુટ છે. રંગમંડપમાં અને ખભાઓમાં એવા એવાં અદ્દભુત ચિત્રણો આળેખ્યા છે કે જે જોઇ મનુષ્ય આશ્ચર્યમાં ગરકાવ થઇ જાય છે. એ વેલબુટ્ટા, હાથી, ઘોડા અને પૂતલીઓ એવી અદ્દભુત બનાવેલ છે કે માત્ર અંદર પ્રાણની જ ખામી છે. બાકી પુતલીઓ હમણાં બોલી ઊઠશે, નૃત્ય કરશે કે વાજીંત્ર વગાડશે એમ લાગે છે. હિન્દુસ્તાનમાં વસ્તુપાલનાં જૈન મંદિરો સિવાય વિમલશાહનાં મંદિરની જોડમાં ઊભા રહી શકે તેવાં કોઇ મંદિરો નથી.

મંદિરની પ્રદક્ષિણામાં બાવન જિનાલય મંદિર બનેલા છે, જેમાં સુંદર મનોહર પ્રાચીન જિનવરેંદ્ર દેવોની પદ્માસન મૂર્તિઓ બિરાજમાન છે. મુખ્ય મંદિરના રંગમંડપમાં ૪૮ ખંભા લાગેલા છે. તેની મધ્યના ગુમ્મજમાં બહુ અદ્દભુત કારીગરી આલેખેલી છે. કાગળને પણ આટલી બારીકાઇથી ન કોતરી શકાય ત્યાં પથ્થર ઉપર બારીક ટાંકણાથી અદ્દભુત દશ્યો આળેખેલાં છે બાવન જિનાલયના ખંભાઓમાં અને છતોમાં પણ અદ્દભુત કારીગરી છે ઊભાં ઊભાં જોતાં ગરદન દુખવા આવે, કેટલાક અજૈનો તો સૂતાં સૂતાં આ અદ્દભુત કારીગરી નિહાળવાની લાલચ

દાખવે છે. તીર્થંકર દેવના સમવસરણો, બાર પર્ષદા, સાધુ સાધ્વીની બેઠકો, વ્યાખ્યાન સમયનાં દૃશ્યો, ભરતબાહુબલીનાં યુદ્ધ, ઋષભદેવજી ભગવાનનું પારણું, તક્ષશિલા, અયોધ્યા, પ્રભુજીનો દીક્ષા મહોત્સવ, મહાભારતના યુદ્ધપ્રસંગો વગેરે વગેરે અનેકવિધ દૃશ્યો છે જે જોતાં માનવી થાકતો જ નથી.

મંદિરજીમાં મૂલનાયક શ્રીઋષભદેવજીની મૂર્તિ બિરાજમાન છે. વિ. સં. ૧૦-૮૮માં વિમલશાહે પ્રતિષ્ઠા કરાવી છે. વિમલશાહે શ્રી ધર્મઘોષસૂરિજીના ઉપદેશથી આ ધર્મકાર્ય કર્યા છે. વિમલવસહી મંદિરની પ્રતિષ્ઠા શ્રીમાન્ ધર્મઘોષસૂરિજી મહારાજે કર્યાના ઉલ્લેખો વિમલપ્રબંધ, વિમલચરિત્રપ્રબંધ, હીરવિજયસૂરિરાસ, તપગચ્છની જૂની પટ્ટાવલી *વગેરેમાં મળે છે. આ સિવાય નીચેના જૈન ગ્રંથોમાં નીચેનાં પ્રમાણો મળે છે.

" चहुं आयरिहिं पयट्ठ कियबहुभावभरन्त "

(આબૂરાસ, અપભ્રંશ ભાષામાં, રચના સં. ૧૨૮૯)

विक्रमादित्यात् सहस्रोपरि वर्षाणामष्टाशीतौ गतायां चतुर्भिः सूरिभिरादिनाथं प्रत्यतिष्ठिपत् ॥

(રચના સં. ૧૪૦૫ પ્રબન્ધકોષ, વસ્તુપાલતેજપાલપ્રબંધ. કર્તા મલધારીરાજશેખરસૂરિ)

" વિક્રમ સં. ૧૦૮૮ માં ચાર આચાર્યોએ આદિનાથ બિંબની પ્રતિષ્ઠા કરી."

" यन्मौलिमौलिः प्रभुरादिमोऽर्हतां चकास्ति नागेन्द्रमुखैः प्रतिष्ठितः

(મુનિસુંદર સૂરિ–ગુર્વાવલી, રચના સં. ૧૪૬૬)

अतः युगादिदेवप्रासादः कारितः । चतुर्गच्छोद्भवैश्चतुर्भिराचार्यैः प्रतिष्ठा कृता । (પુરાતન પ્રબંધ સંગ્રહ વિમલવસતિકાપ્રબન્ધ, પૃ. ૧૨)

" नागेन्द्रचन्द्रप्रमुखैः प्रथितप्रतिष्ठाः "(અર્બુદગિરિકલ્પ–સોમસુંદરસૂરિ)

" नागेन्द्रचन्द्र–निर्वृत्ति–विद्याधरप्रमुखसकलसंघेन । अर्बुदकृतप्रतिष्ठो युगादिजिनपुङ्गवो जयति " (ઉપદેશસાર સટીક)

તપગચ્છીય જૂની પટ્ટાવલીમાં લખ્યું છે કે–

---

*. આ સંબંધી વિશેષ જાણવાની ઇચ્છાવાળા મહાનુભાવોએ જૈન સત્યપ્રકાશ, વર્ષ ૪, અંક ૮ મો, પૃ. ૪૩૯થી ૪૪૫ માં મુનિમહારાજ શ્રી જયન્તવિજયજી મહારાજનો લેખ જોઈ લેવો.

"ધર્મઘોષસૂરિ અને નાગેન્દ્ર આદિ ચાર આચાર્યોએ વિમલવસહિની વિ. સં. ૧૦૮૮ માં પ્રતિષ્ઠા કરી."

મૂળ મુદ્દે મંત્રીશ્વર વિમલ અને તેમના કુટુમ્બીઓ જૈન ધર્મના પરમ ઉપાસક હતા અને ખાસ કરીને વિદ્યાધર અને નાગેન્દ્ર ગચ્છના આચાર્યો સાથે તેમનો અને તેમના કુટુમ્બીઓનો ગાઢ સંબંધ* હતો. જિનપ્રભસૂરિજી વિવિધ તીર્થ-કલ્પમાં પણ આટલું જ લખે છે. જુઓ–

वैक्रमे वसुवस्वाशा ( १०८८ ) मितेऽब्दे भूरिरैव्ययात्–
सत्प्रासादं स विमलवसत्याह्वं व्यधापयत् ॥ ४० ॥

( જિનપ્રભસૂરિ વિવિધ તીર્થકલ્પ, પૃ. ૧૬ )

મૂલનાયકજીની મૂર્તિ ઉપર અત્યારે કોઈ લેખ નથી. આજુબાજુમાં જે બે મૂર્તિઓ છે તેના ઉપર સં. ૧૩૮૮ નો લેખ છે. ગભારાની બહાર સર્વ ધાતુની પદ્માસન મૂર્તિ છે તેના ઉપર સં. ૧૫૨૦ નો લેખ છે. આ સિવાય ૧૪૦૮, ૧૩૩૮, ૧૩૮૨, ૧૨૦૧ અને ૧૩૫૦ ઇત્યાદિ સંવતોના લેખો છે. તેમજ મૂલ ગર્ભાગારમાં જ જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીની ભવ્ય મૂર્તિ બિરાજમાન છે, જે સં. ૧૬૬૧માં મહોપાધ્યાય લબ્ધિસાગરજીએ બિરાજમાન કરાવેલ છે.

આ મંદિરજીની બહાર જમણી તરફ ચરણપાદુકાના પથ્થરમાં ૪૦ કાવ્યનો લેખ છે તેમાં ૧૨૭૯, બીજા મંદિરમાં ૧૨૪૫નો લેખ છે. એક બીજો લેખ ૧૩૭૮ નો છે જેમાં ધર્મઘોષસૂરિજી અને જ્ઞાનચંદ્રજીના નામો છે. એક મંદિરજીના દર-વાજા પર ૧૨૪૫નો લેખ છે.

મન્દિરજીની ઠીક સામે એક દરવાજા પર એક ઘોડા ઉપર વિમલશાહની મૂર્તિ છે. વિમલશાહના ઘોડાની આજુબાજુ સુંદર દશ હાથી છે. વિ. સં. ૧૮૧૮મા થયેલા કવિરાજ શ્રી પદ્મવિજયજી લખે છે કે વિમલશાહના મંદિરમાં ૮૦૦ મૂર્તિઓ હતી. આને હાથીશાલા–હસ્તિશાલા કહે છે. આ હસ્તિશાલા વિમલમંત્રીના ભાઈના વંશજ પૃથ્વીપાલે વિમલવસહીનો જીર્ણોદ્ધાર કરાવતાં વિ. સં. ૧૨૦૪માં બનાવેલ છે. તેમાં પોતાના કુટુમ્બીઓની મૂર્તિઓ છે

વિમલવસહીનો મુખ્ય ભંગ ૧૩૬૮ માં અલ્લાઉદ્દીન ખૂનીના હાથે કર્યો છે. તે વખતે થાંભા, રંગમંડપ, છતો, હસ્તિશાલા અને કેટલીક મૂર્તિઓનો ભંગ કર્યો હતો તે ૧૩૭૮ માં માંડવ્યપુર (મંડોર) વાસી ગોસલના પુત્ર ધનસિંહ, તેનો પુત્ર બીજડ વગેરે છ ભાઈઓ, તથા ગોસલના ભીમાનો પુત્ર માનસિંહ, તેને પુત્ર લાલસિંહ ( લલ્લ ) આદિ નવે ભાઈઓએ મળી જીર્ણોદ્ધાર કરાવ્યો છે. તે

* જુઓ જૈન સત્ય પ્રકાશ; વર્ષ ૪, અંક ૮, પૃ. ૯૭૪

વખતે. પ્રતિષ્ઠાપક ધર્મઘોષસૂરિની પરંપરાના શ્રી જ્ઞાનચંદ્રસૂરિજી હતા. વિ. સં. ૧૩૭૮ જે૦ વદિ ૯ ના શુભ દિવસે પ્રતિષ્ઠા થઇ હતી. તથા આ જીર્ણોદ્ધાર કરાવનારની મૂર્તિઓ પણ આ મંદિરના ગૂઢ મંડપમાં છે.

વસ્તુપાલ તેજપાલનું મંદિર.

વિમલશાહના મંદિરની પાસે જ વસ્તુપાલ તેજપાલનું વિશાળ આલેશાન ભવ્ય મંદિર છે. એ જ સુંદર કોરણી, એ જ ભવ્યતા અને મહત્તા વસ્તુપાલના મંદિરોમાં પણ વિદ્યમાન છે. મૂલનાયક શ્રી નેમિનાથ ભગવાનની ત્રણ હાથ મોટી સુંદર મૂર્તિ છે. આ મંદિરમાં મૂર્તિની પ્રતિષ્ઠા વિ. સં. ૧૨૮૭માં કરાવવામાં આવી છે. પ્રતિષ્ઠાપક આચાર્ય નાગેન્દ્રગચ્છના શ્રી વિજયસેનસૂરિજી મહારાજ હતા. મંદિરનું નામ લુણિગવસહિ—લુણવસહિકા છે. આ નામ વસ્તુપાલના મોટાભાઈના નામ ઉપરથી પડ્યું છે, મોટાભાઇની સ્મૃતિમાં આ મંદિર બનાવ્યું છે. આ સિવાય ૧૨૮૮, ૧૨૮૯, ૧૨૯૦, ૧૨૯૧ અને ૧૨૯૩ના લેખો બાવન-જિનાલય મંદિરમાં છે. આ બધાં મંદિરો વસ્તુપાલ તેજપાલનાં જ બંધાવેલાં છે. મંદિરજીમાં નાગેન્દ્રગચ્છના મહેન્દ્રસૂરિજીના શિષ્ય શાન્તિસૂરિ, તેમના શિષ્ય આનંદસૂરિ,—અમરસૂરિ, તેમના શિષ્ય હરિભદ્રસૂરિ અને તેમના શિષ્ય શ્રી વિજયસેનસૂરિજીએ સં. ૧૨૮૭ના ચૈત્ર વદિ ૩ (ગુજરાતી ફાગણ વદિ ૩ )રવિવારે પ્રતિષ્ઠા કરાવી હતી. મંદિરજીના પછવાડેના ભાગમાં દશ હાથી છે જેના ઉપર વસ્તુપાલ તેજપાલ અને તેમના કુટુમ્બીઓની મૂર્તિઓ હાથ જોડી બેઠેલી છે.

મંદિરજીના રંગમંડપમાં ડાબી બાજુ અને જમણી બાજુ આરસના બે મોટા ગોખલા બનેલા છે. લોકો આને દેરાણીજેઠાણીના ગોખલા કહે છે. આ કાંઈ નાના ગોખલા નથી પરન્તુ સુંદર કારીગરીવાળાં બે નાનાં મંદિરો જેવાં છે. વસ્તુપાલ તેજપાલના મંદિરોની બનાવટમાં લગભગ એક કરોડ એંશી લાખ રૂપિયાનો ખર્ચ થયો છે.

મંદિરજીની પ્રદક્ષિણામાં જમણી તરફ પૂર્વ તરફની દિવાલની પાસે આરસના પથ્થર ઉપર શકુનિકા વિહારનું સુંદર દૃશ્ય કોરેલું છે. તેના ઉપર સં. ૧૨૮૮ છે. અને ચક્રેશ્વરસૂરિ સંતાનીય શ્રી વર્ધમાનસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવી છે. આરાસણ રહેવાસી આસપાલ શ્રાવકે પોતાના કુટુંબ સહિત બનાવરાવેલ* છે. લુણવસહી શોભનદેવ નામના કારીગરે બનાવી હતી.

---

* આ જ નમૂનાનું એક શકુનિકાવિહારનું ચિત્ર કુંભારીયાજી—આરાસણના મંદિરમાં છે. પ્રતિષ્ઠાપક અને સાલ વગેરે એક જ છે.

આબૂનું પ્રખ્યાત કળામંદિર : “ વિમલવસાહ ”

દેલવાડાના કળા-વિધાનનો એક વધુ અનુપમ નમૂનો

વસ્તુપાલે મંદિરજીની રક્ષા માટે પણ સમુચિત પ્રબંધ કર્યો હતો. આ મંદિરનો ભંગ વિમલવસહીની સાથે જ વિ. સં. ૧૩૬૮માં મુસલમાનોએ કર્યો હતો. અને ૧૩૭૮ વિમલવસહીની સાથે આનો પણ જીર્ણોદ્ધાર વ્યાપારી ચંડસિંહના પુત્ર પેથડે કરાવ્યો હતો. વળી નેમનાથ ભગવાનની નવી મૂર્તિ બિરાજમાન કરાવી હતી. આ મૂર્તિ સુંદર કસોટીની બનેલી છે. પં. શ્રી પદ્મવિજય ગણિ મહારાજ લખે છે કે- અહીં કુલ ૪૬૮ પ્રતિમાઓ છે.

લુણવસહીની બહાર દરવાજાની ડાબી તરફ ચબુતરા પર એક મોટો કીર્તિસ્થંભ બન્યો છે. ઉપરનો ભાગ અધૂરો જ દેખાય છે. કીર્તિસ્થંભની નીચે એક સુરભી( સુરહી )નો પથ્થર છે, જેમાં વાછડા સહિત ગાયનું ચિત્ર છે. તેની નીચે વિ સં. ૧૫૦૬નો કુંભારાણાનો લેખ છે. તેમાં લખ્યું છે કે " આ મંદિરોની યાત્રાએ આવનાર કોઈ પણ યાત્રીની પાસેથી કોઇપણ પ્રકારનો ટેકસ અથવા ચોકીદારીના બદલામાં કશું પણ લેવામાં નહિં આવે એવી કુંભારાણાની આજ્ઞા છે."

આબૂનાં અપૂર્વ મંદિરો માટે 'કુમાર'ના સંપાદક લખે છે કે " દેલવાડામાં બનાવેલું વિમળશાહનું મહામંદિર સમસ્ત ભારતવર્ષમાં શિલ્પકળાનો અપૂર્વ નમૂનો છે. દેલવાડાનાં આ મંદિરો માત્ર જૈનમંદિરો જ નહિં પરંતુ સમસ્ત ગુજરાતના અપૂર્વ ગૌરવની પ્રતિભા છે."

લુણીગવસહીના દેવાલયોમાં પણ અપૂર્વ કારીગરીનો ખજાનો ભર્યો છે. વિમલવસહીથી લગારે ઉતરતું કામ નથી, અનેક વિવિધ ભાવો તેમાં આલેખેલા છે. ખાસ કરીને દેરાણી જેઠાણીના ગોખલા, નવ ચોકીના મધ્યનો ગુમ્બજ, રંગમંડપનો વચલો ગુમ્બજ, રંગમંડપની ભમતીના જમણી બાજુના ગુમ્બજમાં કૃષ્ણજન્મ, બાદમાં કૃષ્ણક્રીડાનું દશ્ય, નવમી દેહરીના ગુમ્બજમાં દ્વારિકાનગરી અને શ્રી નેમનાથ ભગવાનનું સમવસરણ, દેહરી નં. ૧૧માં નેમિનાથ ભગવાનની જાનનું દશ્ય, પાર્શ્વનાથ, સુપાર્શ્વનાથ, શાન્તિનાથ વગેરે તીર્થંકરોનાં કલ્યાણકો-જીવનદશ્ય આદિ અનેક દશ્યો જોવા લાયક છે. લુણીગવસહીમાં કુલ ૪૮ દેરીઓ છે. લુણીગવસહીમાં કુલ ૧૪૬ ગુમ્બજ છે. તેમાં ૯૩ નકશીવાળા અને ૫૩ સાદા ગુમ્બજ છે. મંદિરજીમા ૧૩૦ થાંભા છે, ૩૮ નકશીવાળા અને ૯૨ સામાન્ય છે.

વિમલવસહીમાં મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાન અને લુણવસહીમાં મૂલનાયક શ્રી નેમિનાથ ભગવાન બિરાજમાન હોવાથી બન્ને સ્થાનોને અનુક્રમે શત્રુંજય તીર્થાવતાર અને ગિરિનારતીર્થાવતાર માનવામા આવે છે. લુણીગવસહીની પાસે બીજી ચાર ટુંકો બનાવીને આ સ્થાનને બરાબર ગિરનારતીર્થની પ્રતિકૃતિરૂપે સ્થાપેલ છે.

લુણીગવસહીની હસ્તિશાળામાં વસ્તુપાલતેજપાલના કુટુમ્બીઓની મૂર્તિ છે. સાથે પ્રતિષ્ઠાપક આચાર્યની મૂર્તિઓ પણ બિરાજમાન કરી છે આ હસ્તિશાળામાં

પરિકરવાળા કાઉસ્સગ્ગીયા ૪, પરિકરવાળી મૂર્તિઓ ૧૧, આચાર્યની ઊભી મૂર્તિઓ ૨, શ્રાવકોની ઊભી મૂર્તિઓ ૧૫, હાથી ૧૦ છે. આ હસ્તિશાલા મહામંત્રી તેજપાલે જ બનાવેલ છે.

વસ્તુપાલના મંદિરો માટે શ્રી જિનપ્રભસૂરિજી વિવિધ તીર્થકલ્પમાં લખે છે કે-

वैक्रमे वसुवस्वर्क्क( १२८८ )मितेऽब्दे नेमिमन्दिरम् ।
निर्ममे लूणिगवसत्याह्वयं सचिवेन्दुना ॥ ४३ ॥

कषोपलमयं बिम्बं श्रीतेजपालः मन्त्रिराट् ।
तत्र न्यस्थात् स्तम्भतीर्थे निष्पन्नं दृक्सुधाञ्जनम् ॥ ४४ ॥

× × ×

अहो श्रीशोभनदेवस्य सूत्रधारशिरोमणेः ।
तच्चैत्यरचनाशिल्पान्नाम लेभे यथार्थताम् ॥ ४६ ॥

तीर्थद्वयेऽपि लग्नेऽस्मिन् दैवान्म्लेच्छैः प्रचक्रतुः ।
अस्योद्धारं द्वौ शकाब्दे वह्निवेदार्क्कसंमिते (१२४३)॥४८॥

तत्राद्यतीर्थोद्धर्ता लल्लो महणसिंहभूः ।
पीथडस्त्वितरस्याभूद्व्यवहृच्चण्डसिंहजः ॥ ४९ ॥

જિનપ્રભસૂરિજી મહારાજ તો આબૂ ઉપર વિમલવસહિ, લુણવસહિ મંદિરોનો જ ઉલ્લેખ કરે છે અને અચલગઢ ઉપર મહારાજ કુમારપાલે શ્રી વીરચૈત્ય બંધાવ્યાનો ઉલ્લેખ કરે છે અર્થાત્ બાકીના મંદિરો તે વખતે બન્યાં ન હતા, જે પાછળનાં જ છે.

## પીત્તલહર ( ભીમાશાહનું મંદિર )

ઉપર્યુક્ત મંદિરોની પાસે જ એક ભીમાશાહનું મંદિર છે. ભીમાશાહે બનાવ્યું છે માટે ભીમાશાહનું મંદિર કહેવાય છે. મંદિરજીમાં પીત્તલ વિગેરે ધાતુની મૂર્તિઓ હોવાથી તેને પીત્તલહર મંદિર કહે છે. આ મંદિરજીમાં પહેલાં ભીમાશાહે આદીશ્વર ભગવાનની ધાતુની વિશાલ ભવ્ય મૂર્તિ બિરાજમાન કરાવી પ્રતિષ્ઠિત કરી હતી પરન્તુ પાછળથી કારણવશાત્ તે મૂર્તિ અન્યત્ર ગઇ—મેવાડમાં કુંભલમેરુમાં ચૌમુખજીના મંદિરમાં બિરાજમાન કરવામાં આવી. બાદ જીર્ણોદ્ધાર સમયે રાજ્યમાન્ય, ગુજરાતના સુલતાન મહમદ બેગડાના મંત્રી સુંદર અને મંત્રી ગદાએ આદીશ્વર ભગવાનની ૧૦૮ મણ ધાતુની મૂર્તિ બનાવી ૧૫૨૫ માં પ્રતિષ્ઠા કરાવી.

પ્રતિષ્ઠાપક છે તપાગચ્છનાયક સોમસુંદરસૂરિ–શિષ્ય મુનિસુંદરસૂરિ–શિષ્ય જય-ચંદ્રસૂરિ–શિષ્ય રત્નશેખરસૂરિ અને તેમના પટ્ટધર શ્રી લક્ષ્મીસાગરસૂરિજી બાદમાં ૧૫૩૧–૧૫૪૦ અને ૧૫૪૭ સુધી પ્રતિષ્ઠા થયેલી છે. ઉપર્યુક્ત બંને મંત્રી-શ્વરોએ રાજ્યની મદદથી આ મહાન્ કાર્ય કરાવ્યું હતું. પ્રતિષ્ઠાસમયે અમદા-વાદથી સંઘ લઈને આબૂ આવ્યા હતા. આ મંદિરજીમાં કુલ ૨૦ દેરીઓ છે. તેમાં બે ખાલી છે, બાકી બધામાં પ્રતિમાજી છે.

પીત્તલહર મંદિરજીની બહાર યાત્રીઓને પૂજન માટે નહાવાની ઓરડીઓ છે. જમણી બાજુ એક ખૂણામાં એક મોટા ચબૂતરાના ખૂણામાં ચંપાના ઝાડ નીચે એક નાની દેરી છે તેમાં મણિભદ્ર દેવની મૂર્તિ છે.

આ દેહરીની બંને તરફ સુરહિ( સુરભી )ના ચાર પથ્થરો છે. ચારેમાં લેખ છે. એક સુરહિનો લેખ તદ્દન ઘસાઈ ગયેલો છે. ત્રણ સુરહીના લેખો પણ થોડા થોડા વંચાય છે. એકમાં લખ્યું છે કે વિ. સં. ૧૪૮૩ જ્યેષ્ઠ સુદિ ૯ સોમવાર અને એકમાં ૧૪૮૩ શ્રાવણ વદિ ૧૧ રવિવારનો લેખ છે. તેમાં મંદિરો માટે ગામ, ગરાસ આદિ ભેટ આપ્યાનો ઉલ્લેખ છે. અને ચોથી સુરહી ઉપર માગશર વદિ ૫ સોમવાર ૧૪૮૯ તે વખત આબૂના રાજા ચૌહાન રાજધર દેવડાનો લેખ છે. આગળ લખ્યું છે કે રાજ્યની ઉન્નતિ માટે વિમલવસહી, લુણવસહી અને પીત્તલહર મંદિરોનાં દર્શન માટે આવનાર યાત્રિકોના કર માફ કર્યા છે અને કાયમને માટે આ તીર્થ કરના બંધનથી માફ કરેલ છે. આ લેખના લેખક છે તપાગચ્છાચાર્ય શ્રી સોમસુંદરસૂરિના શિષ્ય પં. સત્યરાજ ગણી છે. આ ઉપરથી એમ લાગે છે કે આ કાર્ય શ્રી સોમસુન્દરસૂરિજી મહારાજ અથવા તેમના સમુદાયના કોઈ વિદ્વાન સાધુ-ના ઉપદેશથી થયુ હશે. પાસે જ બીજા પથ્થર ઉપર ગજારૂઢ શ્રી માણિભદ્ર દેવની પૂરાણી મૂર્તિ છે.

## ચૌમુખજી

દેલવાડામાં ચોથું મંદિર શ્રી પાર્શ્વનાથ ભગવાનનું છે. તે ચતુર્મુખ હોવાથી ચૌમુખજીનું મંદિર કહેવાય છે. ત્રણ માળનુ વિશાળ મંદિર છે. ત્રણે માળમાં ચૌમુખજી છે. ત્રણે માળમાં થોડી મૂર્તિઓને બાદ કરતાં ઘણી પ્રતિમાઓ દરડાગોત્રીય ઓસવાલ સંઘવી મંડલિક તથા તેમના કુટુમ્બીઓએ વિ. સં. ૧૫૧૫ તથા તેની આસપાસના સમયમાં બિરાજમાન કરેલ છે. આ મંદિરમાંની ઘણી મૂર્તિયોની પ્રતિષ્ઠા ખરતર-ગચ્છાચાર્ય શ્રી જિનચંદ્રસૂરિજીએ કરાવેલ છે. વિ. સં. ૧૪૯૭ સુધીના લેખોમાં આ મંદિરનો ઉલ્લેખ જ નથી મળતો તેમજ જિનપ્રભસૂરિજી વિવિધ તીર્થકલ્પમાં તો બે મંદિરો વિમલવસહી અને લુણવસહીનો જ ઉલ્લેખ કરે છે. પાછળના શિલા-લેખોમાં પીત્તલહરનો ઉલ્લેખ છે. એટલે આ મંદિર પ્રાય. ૧૫૧૫ લગભગ બન્યું હશે.

મંદિર સાદું પરન્તુ વિશાલ છે. ઊંચી જગ્યા પર બન્યું હોવાથી દૂરથી દેખાય છે. ત્રીજે માળ ચઢી આબૂનું પ્રાકૃતિક દૃશ્ય જોવાથી બહુ જ આનંદ આવે છે. નીચેના માળમાં મૂળ ગભારાની ચારે તરફ મોટા મોટા રંગમંડપો છે. ગભારાની બહાર ચારે તરફ સુંદર નકશી છે. નકશીની વચમાં ક્યાંક ક્યાંક ભગવાનની, આચાર્યોની, શ્રાવક શ્રાવિકાઓની અને યક્ષો તથા દેવદેવીઓની મૂર્તિઓ છે.

## શ્રી મહાવીરસ્વામીનું મંદિર

વિમલવસહીની બહાર હસ્તિશાલાની પાસે જ શ્રી મહાવીરસ્વામીનું મંદિર છે. આ મંદિર અને હસ્તિશાલાની પાસેનો સભામંડપ ક્યારે બન્યો અને કોણે બનાવ્યો તેનો ઉલ્લેખ નથી મળતો, પરન્તુ વિ. સં. ૧૮૨૧ પહેલાં આ મંદિર બન્યું છે એ નિર્વિવાદ છે. આ મંદિર નાનું અને તદ્દન સાદું છે. તેમાં મૂલનાયક સહિત દસ મૂર્તિઓ બિરાજમાન છે.

## ઓરીયા

દેલવાડાથી ઇશાન ખૂણામાં લગભગ ૩ાા માઇલ દૂર ઓરીયા ગામ આવે છે. દેલવાડાથી અચલગઢ જતી સડક ઉપર ત્રણ માઇલ ગયા પછી અચલગઢ કારખાના તરફથી બનાવેલ એક પાકું મકાન જૈન ધર્મશાલા છે જેમાં ગરમ અને ઠંડા પાણીની વ્યવસ્થા રહે છે ત્યાંથી ત્રણ ફર્લાંગ સડક છે સિરોહી સ્ટેટનો ડાકબંગલો આવે છે અને ત્યાંથી ત્રણ ફર્લાંગ કાચો પહાડી રસ્તો છે; ત્યાં ઓરીયા ગામ છે. અહીં શ્રી સંઘ તરફથી બનેલું મહાવીર ભગવાનનું પ્રાચીન ભવ્ય મંદિર છે. મંદિરની દેખરેખ અચલગઢ જૈન મન્દિરોના વ્યવસ્થાપક રાખે છે.

ઓરિયાનું મન્દિર શ્રી મહાવીરસ્વામીનું મન્દિર કહેવાય છે પરન્તુ અત્યારે મૂલનાયક તો શ્રી આદિનાથજી ભગવાનની મૂર્તિ છે. જમણી બાજુ શ્રી પાર્શ્વનાથ ભગવાન અને ડાબી બાજુ શ્રી શાન્તિનાથ ભગવાનની મૂર્તિ છે. શ્રી સોમપ્રભસૂરિજી મહારાજ પોતાના "અર્બુદગિરિકલ્પ" માં લખે છે કે ઓરિયાસકપુર(ઓરીયા)માં શ્રી સંઘ તરફથી નવું મન્દિર બન્યું છે અને તેમાં શ્રી શાન્તિનાથ ભગવાનની મૂર્તિ બિરાજમાન છે. પરન્તુ પાછળથી કારણવશાત્ યા તો જીર્ણોદ્ધાર સમયે શ્રી મહાવીરસ્વામીની મૂર્તિ બિરાજમાન કરી હશે, પરન્તુ અત્યારે તો આદિનાથ ભગવાનની મૂર્તિ બિરાજમાન છે. આ સિવાય ચોવીશીના પટ્ટમાંથી અલગ થયેલી ત્રણ તદ્દન નાની મૂર્તિઓ અને ૨૪ જિનમાતાઓનો એક ખંડિત પટ્ટ છે. મન્દિરજીમાં કોઇ શિલાલેખ વગેરે નથી.

## અચલગઢ

ઓરીયાથી પગદંડીના રસ્તે ૧ાા માઇલ અચલગઢ થાય છે. સડક પર થઇને આવતા બે માઇલ દૂર છે. દેલવાડાથી સીધી સડક અહીં આવે છે. આ રસ્તે પાંચ

માઇલ થાય છે. ઓરીયા ગામ જવાની સડક જ્યાંથી જુદી પડે છે અને જેને નાકે પાણીની પરબ બંધાવેલી છે ત્યાંથી અચલગઢની તલાટી સુધીની પાકી સડક; અને ઉપર જવાનાં પગથિયાં ( સીડી ) વગેરે અચલગઢ જૈન મંદિરની વ્યવસ્થાપક કમિટીએ બહુ જ મહેનતથી બંધાવેલ છે. આથી યાત્રિકોને ઘણી જ અનુકૂલતા થઈ છે. અચલગઢ ગામ એક ઊંચી ટેકરી ઉપર વસેલું છે. પહેલાં તો ઘણી વસ્તી હતી, અત્યારે વસ્તી થોડી છે. આ પર્વતની ઉપર અચલગઢ નામનો કિલ્લો બનેલો છે જે અત્યારે ખંડિત છે. આ જ કારણથી ગામનું નામ પણ અચલગઢ કહેવાય છે.

## કુમારવિહાર

તલાટીની પાસે જમણી તરફ સડકથી થોડે દૂર નાની ટેકરી ઉપર શ્રી શાંતિનાથ ભગવાનનું મંદિર બનેલુ છે. આ મંદિર ગુર્જરેશ્વર પરમાર્હતોપાસક મહારાજા કુમારપાલે બંધાવ્યું હતું. શ્રી જિનપ્રભસૂરિજી મહારાજ અર્બુદાદ્રિકલ્પમાં લખે છે કે—

कुमारपालभूपालश्चौलुक्यकुलचन्द्रमाः ।
श्रीवीरचैत्यमस्योच्चैः शिखरे निरमीमपत् ॥ ५० ॥

ભાવાર્થ-ચૌલુકય કુલમાં ચંદ્ર સમાન મહારાજા કુમારપાલે આબૂના ઊંચા શિખર ઉપર શ્રી વીર પ્રભુનું ચૈત્ય બનાવ્યું.

શ્રી સોમસુંદરસૂરિજી પણ પોતાના અર્બુદગિરિકલ્પમાં લખે છે કે-આબૂ પર્વત ઉપર ગુજરાતના સોલંકી મહારાજા કુમારપાલનું બનાવેલું શ્રી મહાવીરસ્વામીનું સુશોભિત મંદિર છે.

આ મંદિરમાં અત્યારે તો શાન્તિનાથ ભગવાનની સુંદર પરિકરવાળી વિશાલ મૂર્તિ છે. તેના ઉપર કોઇ લેખ વગેરે નથી, પરન્તુ જીર્ણોદ્ધાર સમયે પાછળથી પરિવર્તન કરી આ મૂર્તિ બિરાજમાન થઈ હશે. આ પરિવર્તન કયારે થયું એ કહેવું મુશ્કેલ છે. શ્રીજ્ઞાનવિમલસૂરિ પોતાની તીર્થમાલામાં રચના સં. ૧૭૫૫ માં લખે છે કે " અચલગઢ ગામની બહાર મહારાજા કુમારપાલે બંધાવેલા મંદિરમાં મૂલનાયક શ્રી મહાવીરસ્વામી છે અને આ મંદિર જિનબિંબોથી ભરેલ હોવાનું લખ્યું છે. ૧૮૭૯ની અપ્રકટ તીર્થમાલામાં લખ્યું છે કે મૂલનાયક શ્રી શાંતિનાથ ભગવાન છે અને બાજુમાં ધાતુની શ્રી મહાવીર પ્રભુની મૂર્તિ બિરાજમાન છે. એટલે એમ લાગે છે કે ૧૭૫૫ અને ૧૮૭૯ની વચમાં મૂલનાયકની મૂર્તિનું પરિવર્તન થયું હશે. શ્રી શીલવિજયજી પોતાની વિ. સં ૧૭૪૬માં રચાયેલી તીર્થમાલામાં લખે છે કે કુમારપાલે બંધાવેલા મંદિરનું નામ " ભાણુવસહી " છે તથા તેમાં મૂલનાયક શ્રી નેમિનાથ ભગવાન છે. તથા આ મંદિરમાં બિરાજમાન કાઉસ્સગ્ગીયાના લેખમાં પણ લખ્યું છે કે શ્રી અરિષ્ટ નેમિનાથના મંદિરમાં આ મૂર્તિ બિરાજમાન કરી. આલેખ વિ. સં. ૧૩૦૨નો છે. આ ઉપરથી એમ લાગે છે કે આ મંદિરમાં

શરૂઆતમાં શ્રી અરિષ્ટનેમિ ભગવાન બિરાજમાન હશે. પાછળથી અજયપાલના સમયમાં કે બીજા કારણથી મૂર્તિ ખંડિત થઇ હશે, જેથી ૧૩૮૦ પછી શ્રી મહાવીર ભગવાનની મૂર્તિ બિરાજમાન થઇ હશે અને ત્યારપછી અર્થાત્ ૧૭૫૫ અને ૧૯૭૯ની વચમાં શ્રી શાંતિનાથ ભગવાનની મૂર્તિ બિરાજમાન કરવામાં આવેલ હશે.

આ મંદિરજીમાં એક કાઉસ્સગ્ગીયા ઉપર વિ. સં. ૧૩૦૨ જેઠ શુ. ૯ ને શુક્રવારનો લેખ છે. મંદિરજીનો રંગમંડપ બહુ જ સુંદર અને વિશાલ છે. મૂલ ગભારાની પાસેના ગભારામાં નકશીદાર બે ખંભા છે. મંદિરજીમાં બે મૂર્તિઓ પદ્માસનસ્થ અને બે ઊભી કાઉસ્સગ્ગીયાની છે. બધાને સુંદર પરિકર છે અને તેમાં નાની મૂર્તિઓ પણ વિરાજિત છે.

મંદિરની બહાર ભમતીની દિવાલમાં અનેક દૃશ્ય ચિત્રિત છે, જેમાં જિન-મૂર્તિઓ, કાઉસ્સગ્ગીયા, આચાર્ય, સાધુઓની મૂર્તિઓ તથા પાંચ પાંડવ, મલ્લ કુસ્તી, લડાઈ, સવારી આદિનાં દૃશ્યો છે.

મૂલ ગભારાના પાછલા ભાગમાં અત્યન્ત રમણીય શિલ્પકલાના નમૂનારૂપ કાઉ-સ્સગ્ગીયા-દેવદેવીઓની મૂર્તિઓ વગેરે ખોદેલ છે.

શાન્તિનાથ ભગવાના મંદિરજીની સામે ડાબી બાજુ તરફ અચલેશ્વરજી મહા-દેવજીનું મંદિર છે તેના દરવાજા ઉપર મંગલમૂર્તિના સ્થાનમાં તીર્થંકર ભગવાનની ખોદેલી મૂર્તિ છે. આ ઉપરથી એમ લાગે છે કે આ મંદિર પહેલાં જૈન મંદિર હોય. મહાદેવજીના મંદિરજીની પાસે મંદાકિની કુંડ વગેરે જોવા લાયક છે. સામે તલાવ ઉપર ત્રણ ભેંસા છે. આગળ પહાડ ઉપર વધતાં ગણેશપોળ, પછી આગળ હનુમાનપોળ, ત્યાંથી આગળ પહાડ ઉપર ચઢવાની સીઢીઓ-પગથિયાં આવે છે.

ત્યાં એક વિશાલ કપૂરસાગર તળાવ છે. તલાવના કિનારા ઉપર જૈન શ્વેતાંબર કાર્યાલયનો બાગ છે. આગળ ઉપર ચંપાપોળ આવે છે. થોડે દૂર ગયા પછી જૈન શ્વેતાંબર કાર્યાલય, ધર્મશાલા અને શ્રી કુંથુનાથ ભગવાનનું મંદિર છે. મૂર્તિમાં લેખ છે. વિ. સં. ૧૫૨૭ વૈશાખ શુદિ ૮ તપાગચ્છાધિપતિ શ્રી લક્ષ્મીસાગર સૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે. આ સિવાય મૂલનાયકજીની બન્ને બાજુ ધાતુના કાઉસ્સ-ગ્ગીયા ૨, પાષાણુની બે, આ સિવાય પંચતીર્થી, ચોવીશી, સમવસરણ આદિ મળી કુલ ૧૭૮ પ્રતિમાઓ છે. એક ગુરુ-પુંડરીક ગણધરની મૂર્તિ પણ છે. આ સિવાય કારખાનામાં પીત્તલના ત્રણ ઘોડેસ્વારો છે.

અચલગઢના કારખાનાનું નામ શાહ અચલશી અમરશી ( અચલગઢ ) છે. શેહીડા શ્રી સંઘ તરફથી આ કારખાનાની દેખરેખ ચાલે છે. અચલગઢમાં શ્રાવકનું ઘર

* શ્રી રા. બા. શ્રીયુત ઓઝાજી પણ એ જ કહે છે કે આ મંદિર પહેલાં જૈનમંદિર હશે. ( જુઓ સિરોહી રાજ્યકા ઇતિહાસ )

એક જ છે અહીં ધર્મશાલા સુંદર છે. યાત્રિકો લાંબો સમય રહી શકે છે. હમણાં કારખાના તરફથી એક ભોજનશાલા ચાલે છે. કારખાના તરફથી ઓરીયાના રસ્તાની પરબ, ઓરીયા મંદિરની વ્યવસ્થા, આબૂરોડ ધર્મશાલા ( આરણા તલાટી ) અને ત્યાં યાત્રિકોને ભાતું અપાય છે. તથા અચલગઢનાં ચારે મન્દિરોની વ્યવસ્થા થાય છે.

આ અચલગઢ વિ. સં. ૧૫૦૯ મેવાડના મહારાણા કુંભાએ બંધાવેલ છે અચલગઢનું બે માળનુ વિશાલ મંદિર-ચૌમુખજીનું મંદિર પણ અચલગઢવાસી સંઘવી સહસાએ બંધાવેલ છે.

### શ્રી ઋષભદેવજીનું નાનું મંદિર.

કારખાનાથી ઉપર જતાં આદિનાથ ભગવાનનુ નાનું મંદિર આવે છે મૂલનાયકજી ઉપર ૧૭૨૧ નો લેખ છે. અમદાવાદવાસી શ્રીમાલીજ્ઞાતિય શેઠ શાંતિદાસે આ મૂર્તિ બનાવી છે; અને પ્રતિષ્ઠા તપાગચ્છાધિરાજ શ્રી હીરવિજયસૂરિજીની પરંપરાના વિજયરાજસૂરિજીએ કરાવી છે. સંભવ છે કે આ મંદિર તેમણે બનાવ્યું હોય. મંદિરની પ્રદક્ષિણામાં ૨૪ દેરીઓ, ચાર ચરણપાદુકાની ચાર છત્રીઓ અને એક ચક્રેશ્વરી દેવીની દેરી છે ભમતીની એક દેરીમાં પરિકરવાળી શ્રી કુંથુનાથ ભગવાનની પંચતીર્થીની મૂર્તિ છે, તેના ઉપર વિ. સં. ૧૩૮૦ નો નાનો લેખ છે. ચક્રેશ્વરીની દેરી પાસે એક કોટડીમાં કાષ્ઠની મનોહર કિન્તુ અપ્રતિષ્ઠિત ચાર જિનમૂર્તિઓ છે. આ મંદિરમાં કુલ ૨૭ મૂર્તિઓ, ૪ ચરણપાદુકા, હાથ જોડી સરસ્વતીદેવીની ૧ તથા ચક્રેશ્વરીદેવીની મૂર્તિ છે અને એક પાષાણનો યંત્ર છે. ત્યાંથી આગળ જતાં—

### શ્રી આદીશ્વર ભગવાનનું ( ચૌમુખજીનું ) મંદિર

અચલગઢના ઊંચા શિખર ઉપર આદિનાથ ભગવાનનું બે માળનું ગગનચુમ્બી વિશાલ ચતુર્મુખ ( ચૌમુખ ) મંદિર આવે છે. આ મંદિર રાણકપુરનું વિશાલ મંદિર બંધાવનાર માંડવગઢવાસી પોરવાડ જ્ઞાતિય ધરણાશાહના મોટાભાઇ સંઘવી રતન શાહના પુત્ર સંઘવી સાલિગના પુત્ર સહસાએ બંધાવીને વિ. સં. ૧૫૬૬ માં પ્રતિષ્ઠિત કરાવેલ છે. પ્રતિષ્ઠાપક છે તપાગચ્છીય શ્રી સોમસુંદરસૂરિજીની પટ્ટપરંપરાના શ્રી જયકલ્યાણસૂરિજી મહારાજ. ૧૫૬૬ના ફા. શુ. ૧૦ ને સોમવારે પ્રતિષ્ઠા કરી છે.

આ મંદિરમાં બન્ને માળમાં મળી ધાતુ અને આરસની બેઠી તથા ઊભી મળીને કુલ ૨૫ જિનમૂર્તિઓ છે. તેમાં બેઠી તથા ઊભી મળીને ધાતુની ૧૪ અને આરસની ૧૧. ધાતુની ૧૪ મૂર્તિઓમાંથી ૭ મૂર્તિઓ ઉપર તો સં. ૧૫૬૬ ફા. શુ. ૧૦ ના લેખો છે. બાકીની સાત મૂર્તિઓ બહારગામથી આવેલી છે. આરસની બધી મૂર્તિઓ બહારથી આવેલી છે. કુલ પચીશ મૂર્તિઓમાંથી ૨૧ મૂર્તિઓ ઉપર લેખ છે. ચાર પર લેખો નથી. ઉત્તરદિશા તરફના મુખ્ય મૂલનાયક આદિ-

નાથ ભગવાનજી ઉપર વિ. સં. ૧૫૬૬નો લેખ છે. પૂર્વદિશા તરફના આદીશ્વર ભગવાનની મૂર્તિ ઉપર વિ. સં. ૧૫૧૮નો લેખ છે. ઓસવાલ સાહ સાલ્હાએ પ્રતિષ્ઠા મહોત્સવમાં તપાગચ્છાચાર્ય શ્રી લક્ષ્મીસાગરસૂરિજી પાસે પ્રતિષ્ઠા કરાવી છે. દક્ષિણ દિશાના દ્વાર તરફના શાન્તિનાથ ભગવાનની મૂર્તિ ઉપર ૧૫૧૮નો લેખ છે. ઉપર્યુક્ત શાહ સાલ્હાની માતા કર્માદેવીએ આ મૂર્તિ બનાવરાવી છે. પ્રતિષ્ઠાપક શ્રી લક્ષ્મીસાગરસૂરિજી છે. આ બન્ને મૂર્તિઓ કુંભલમેરુથી લાવીને અહીં બિરાજમાન કરેલી છે, એમ લાગે છે.

પશ્ચિમ દિશાના મૂલનાયકજી શ્રી આદિનાથ ભગવાનની ધાતુમયી રમણીય મૂર્તિ છે સં. ૧૫૨૯માં ડુંગરપુરના શ્રાવકસંઘે બનાવેલ છે. પ્રતિષ્ઠાપક તપાગચ્છાચાર્ય શ્રી લક્ષ્મીસાગરસૂરિજી છે. આ ચારે મૂર્તિઓ બહુ જ મનોહર અને રમણીય છે.

પ્રથમ દ્વારના મૂલનાયકજીની પાસે બન્ને બાજુ બે ધાતુના મનોહર કાઉસ્સગ્ગીયા છે, તેના ઉપર વિ સં. ૧૧૩૪નો લેખ છે. આ સિવાય આ માળમાં ૧૩૦૨ નો લેખ છે. બીજા પણ ૧૫૬૬, ૧૬૯૮, ૧૫૨૮ વગેરેનો લેખો છે.

બીજા માળ ઉપર ચૌમુખજી છે તેમાં ત્રણ મૂર્તિઓ ઉપર તો વિ. સં. ૧૫૬૬ ના લેખો છે. એક મૂર્તિ ઉપર લેખ નથી પણ તે પ્રાચીન છે.

નીચેના માળથી ઉપર જવાના રસ્તામાં આરસની એક સુંદર દેરી છે તેમાં નવ જોડી ચરણપાદુકાઓ છે. શ્રી જંબૂસ્વામી, વિજયદેવસૂરિ, વિજયસિંહસૂરિ, પં. સત્યવિજયગણી, પં. કપૂરવિજયગણી, પં. ક્ષમાવિજયગણિ, પં. જિનવિજયજી, પં. ઉત્તમવિજયગણી, પં. પદ્મવિજયગણી. આ પટ્ટ અચલગઢમાં બિરાજમાન કરવા માટે બનાવેલ છે. વિ. સં. ૧૮૮૮ માં મહાશુદિ ૫ સોમવારે પં. રૂપવિજયજી-ગણિએ પ્રતિષ્ઠા કરી છે.

અહીંની ધાતુની ૧૪ મૂર્તિઓ ૧૪૪૪ મણની કહેવાય છે. આમાં સોનું વધારે વપરાયેલ છે તથા પીત્તલ આદિ ધાતુઓ પણ છે. મૂર્તિઓ ઘણી જ મનોહર, ભવ્ય અને આકર્ષક છે. ઉપરના માળથી આબૂનું દૃશ્ય બહુ જ મનોહર લાગે છે

આબુના પહાડ ઉપર અનેક વનસ્પતિઓ, રસકુંપિકાઓ, રત્નો ભર્યાં પડયાં છે આબૂકલ્પમા લખેલ છે કે-

न स वृक्षो न सा वल्ली न तत्पुष्पं न तत्फलं ।
न स कंदो न सा शाखा या नैवात्र निरीक्ष्यते ॥ તેમજ

पदे पदे निधानानि, योजने रसकुंपिका ।
भाग्यहीना न पश्यंति, बहुरत्ना वसुंधरा ॥

શાંતમૂર્તિશ્રી જયંતવિજયજી મહારાજે "આબૂ" નામના પોતાના પુસ્તકમાં આબૂ પરના દરેક જિનાલયોમાં મૂર્તિઓ, યંત્રો, દેવ-દેવીઓ વિ૦ શું શું વસ્તુઓ છે તેની સૂક્ષ્મ નોંધ કરી છે. વિસ્તારભયથી અમે તે સર્વ હકીકત અહીં ઉદ્ધૃત કરતા નથી. માત્ર જાણવા યોગ્ય હકીકત નોંધી છે.

૧. વિમલવસહીમાં પરિકર સહિત પંચતીર્થી ૧૭, પરિકર સહિત ત્રિતીર્થી ૧૧, પરિકર સહિત ૬૦ મૂર્તિઓ, પરિકર વિનાની ૧૩૬ મૂર્તિઓ, એક સો સિત્તેર જિનનો પટ્ટ ૧, ત્રણ ચોવીશોનો પટ્ટ ૧, ચોવીશીનો પટ્ટ ૧, જિનમાતાઓનો પટ્ટ ૧, ધાતુની ચોવીશી ૧, ધાતુની પંચતીર્થી ૧, ધાતુની એક તીર્થી ૧ તેમજ આચાર્ય, શ્રાવક-શ્રાવિકાયુગલ, યંત્ર, અંબિકાદેવી, લક્ષ્મીદેવી તથા ઇંદ્રની મૂર્તિઓ વિગેરે....

૨. લુણવસહીમાં પરિકર સહિત પંચતીર્થી ૪, પરિકર સહિત સાદી મૂર્તિ ૭૨, પરિકર વિનાની મૂર્તિઓ ૩૦, ત્રણ ચોવીશીનો પટ્ટ ૧, એક ચોવીશીના પટ્ટ ૩, જિનમાતાઓનો પટ્ટ ૧, અશ્વાવબોધ ને સમળીવિહારનો પટ ૧, ધાતુની પંચતીર્થી ૨, ધાતુની એકતીર્થી ૩, આ ઉપરાંત રાજીમતી, મેરુપર્વત, આચાર્ય શ્રાવક-શ્રાવિકા, અંબિકા દેવી, યક્ષ વિ૦ની મૂર્તિઓ વિગેરે...

૩. પીત્તલહર ( ભીમાશાહનું મંદિર )—પરિકર સહિત પંચતીર્થી ૧, આરસની પંચતીર્થી ૪, પરિકર વિનાની મૂર્તિઓ ૮૩, ધાતુની મૂર્તિઓ ૪, ધાતુની ત્રિતીર્થી ૧, ધાતુની એકતીર્થી ૩, પુંડરીકસ્વામી, ગૌતમસ્વામી ને અંબિકાદેવીની મૂર્તિ વિગેરે....

૪ ખરતરવસહી ( ચૌમુખજી )-ચૌમુખજીની ચાર મોટી પ્રતિમાઓ, પરિકર વિનાની મૂર્તિઓ ૫૭, અંબિકાદેવી વિગેરે ......

૫ મહાવીરસ્વામીનું મંદિર—પરિકર વિનાની ૧૦ મૂર્તિઓ.

*

આબૂ જવા માટે B. B & C. I. રેલ્વેના ખરેડી સ્ટેશને ઉતરવું. શહેરમાં હવે જૈનમંદિર ને ધર્મશાળા છે. ત્યાંથી ઉપર જવા માટે મોટર મળે છે. ઠેઠ મથાળા સુધી પાકી સડક છે, જેની લંબાઇ ૧૭॥ માઇલની છે. સડક સર્પાકાર પથરાયેલી છે. મોટર ભાડું ૩॥=।०॥।·૧)ત્રા॥ ચોકી ટેકસ આપીને યાત્રા કરવા જવાય છે.

આબૂ ઉપર દેલવાડામાં જૈનમંદિરો, ધર્મશાળા, બગીચા વગેરેની વ્યવસ્થા શ્વેતાંબર સંઘ તરફથી કલ્યાણજી પરમાનંદની પેઢી કરે છે અને શિરોહી સંઘ તેની દેખરેખ રાખે છે.

અચળગઢ તલાટીનું મંદિર, ઓરીયાજીનું મંદિર, આરણા ચોકીની જૈન ધર્મશાળા, મંદિર વિગેરેનો વહીવટ શેઠ અચલશી અમરશીના નામથી રોહીડા શ્રી સંઘની કમિટી તરફથી ચાલે છે.

*

## આબૂ અચલગઢનાં જોવાલાયક જાહેર સ્થળો...

૧. નખી (નક્કી) તળાવ—આ સુંદર સરોવર ત્રણે બાજુથી ઊંચાં લીલાછમ ઝાડોથી સુશોભિત અને નાની નાની ટેકરીઓની વચમાં આવેલું છે. આમાં હોડીયો પણ ફરે છે. પાણી બહુ જ ઊંડું છે. તળાવની ચારે બાજુની ટેકરીઓમાં ગુફાઓ છે જેમાં બાવાઓ રહે છે. ખાસ ચંપાગુફા, હાથીગુફા અને રામજરૂખો પ્રસિદ્ધ છે. અહીં કિનારા ઉપર એક બાજુ હનુમાનજીનું મંદિર છે.

૨ ટોડરોક અને નનરોક-તળાવની દક્ષિણ બાજુએ એક પહાડી ઉપર મેઢાના આકારની મોટી શિલા છે જેને ટોડરોક કહે છે. તેમજ રાજપુતાના કલબની લાઇનમાં પહાડી ઉપર એક શિલા છે જેને 'નનરોક' કહે છે.

૩. રઘુનાથજીનું મંદિર-આમાં શ્રીરામચંદ્રજીની મૂર્તિ છે અને રામાનંદજીએ ચૌદમી સદીમાં સ્થાપ્યાનું કહેવાય છે. અહીં ઉતરવાની સગવડ સારી છે.

૪. રામકુંડ-મંદિરની ઉપર અને જયપુર સ્ટેટના રાજમહેલની નજીકમાંની ગુફામાં પાણી ભરાયેલું છે જે રામકુંડ તરીકે પ્રસિધ્ધ છે.

૫. અનાદરા પોઇન્ટ-નખી તળાવથી પશ્ચિમ દિશામાં આવેલા આ સ્થાનને અનાદરા પોઇન્ટ અથવા આબૂગેઇટ પણ કહે છે. જ્યારે રેલ્વે ન્હોતી ત્યારે અનાદરાથી આબૂ આવવાનો આ રસ્તો હતો. આ સ્થાનથી નીચે ત્રણ હજાર ફૂટ નીચેનાં જંગલો તથા વનસ્પતિ વગેરે દેખાય છે. નજીકમાં એક ગણેશજીનું મંદિર છે. ગણેશમંદિરથી એક પગકેડીએ થોડે દૂર ઉપરના ભાગમાં 'ક્રેગપોઇન્ટ' આવે છે. અહીં એક ગુફા આવેલી છે, જેને ગુરુગુફા કહે છે.

૬. સનસેટપોઇન્ટ-અહીંથી સૂર્યાસ્તનું બહુ જ સુંદર દૃશ્ય દેખાય છે.

૭. પાલનપુરપોઇન્ટ-આકાશ સાફ હોય છે ત્યારે અહીંથી પાલનપુર દેખાય છે.

૮. બેલીજવોક-ફરવા જવાનું જાહેર સ્થાન છે.

૯. અર્બુદાદેવી-વસ્તીની ઉત્તર દિશામાં ઊંચા પહાડના શિખર ઉપર અર્બુદા દેવીનું મંદિર છે જેમાં દુર્ગાદેવીની મૂર્તિ છે. નીચેથી મંદિરમાં જવાનાં ચાસ્સો પગથિયા છે. અને મંદિરનો દરવાજો એટલો બધો સાંકડો છે કે એક માણસને બેસીને અંદર જવું પડે છે. અહીં નજીકમાં દુધબાવડી નામનું સ્થાન પ્રસિદ્ધ છે.

૧૦. ગોમુખ ( વસિષ્ઠ આશ્રમ ) અહીં શ્રીરામલક્ષ્મણની મૂર્તિઓ છે. તેમજ વશિષ્ઠ પત્ની અરુન્ધતી અને નંદની મૂર્તિઓ છે. તેમ સૂર્ય વિષ્ણુ લક્ષ્મી વગેરેની મૂર્તિઓ છે. નજીકમાં અગ્નિકુંડ છે, જેમાંથી ઋષિઓએ રાજપુત વંશની ચાર જાતિઓની ઉત્પત્તિ કરેલી છે એમ કહેવાય છે.

૧૧. ગૌતમ આશ્રમ–જેમાં ગૌતમ, અહલ્યા તથા વિષ્ણુની મૂર્તિઓ છે.

૧૨. વ્યાસ તીર્થ–ગોમુખીની પૂર્વ દિશામાં આ સ્થાન આવ્યું છે. નાગતીર્થ; નીલકંઠમહાદેવ, કુંવારીકન્યા, દેલવાડાનાં જૈન મંદિરોથી થોડે દૂર દક્ષિણમાં આ મંદિર છે જેમાં વાલમરસિયાની મૂર્તિ છે. એમ કહેવાય છે. ગણેશજીની અને એક દેવીની મૂર્તિ છે જેને કુંવારી કન્યા કહેવામાં આવે છે.

ટ્રેવર તલાવ જે દેલવાડાથી અચલગઢ જતાં ડાબા હાથ તરફ છે. ૧૮૯૪–૯૫ માં સિરોહીના મહારાજાએ બંધાવ્યું છે. અચલેશ્વર મહાદેવ. આ મંદિરની નજીકમાં મંદાકિની કુંડ છે. શ્રાવણ ભાદરવા કુંડ અચલગઢ ઉપર છે. પાસે જ ચામુંડાનું મંદિર છે. આગળ જતાં હરિશ્ચંદ્રની ગુફા આવે છે. ભર્તૃહરિની ગુફા, રેવતીકુંડ, ભૃગુ આશ્રમ, ગોમતીકુંડ, ગુરુશિખર જે સમુદ્રની સપાટીથી ૫૬૫૦ ફીટ ઊંચુ છે. આબૂનું ઊંચામાં ઊંચું શિખર આ કહેવાય છે. અહીં રાત રહેવાની સગવડ છે. ધર્મશાળા છે. મંદિરના બાવાજી આવનાર યાત્રિકોની સગવડ જાળવે છે.

આ સિવાય રાજપુતોના હોટલ, ડાક બંગલો, વિશ્રામભવન, રઘુનાથજીનું મંદિર, દુલેશ્વર મહાદેવની ધર્મશાળા, શાંતિસદન વગેરે વગેરે ઉતરવાનાં સ્થાનો પણ ઘણાં છે. દેલવાડામાં જૈન ધર્મશાળાઓ છે. આબૂ કલબ પણ રમતગમતના સાધનરૂપે વિદ્યમાન છે.

એડમ્સ મેમોરીયલ હોસ્પીટલ. સ્વ. યોગિરાજ આ. શ્રી વિજયશાંતિસૂરિજીના ઉપદેશથી સ્થપાયેલ એનીમલ્સ હોસ્પીટલ( પશુચિકિત્સાલય ) તથા તેઓશ્રીનાં આબૂ-અચલગઢ અને દેલવાડાનાં આશ્રમો તથા ગુફાઓ પણ પ્રસિદ્ધ છે.

આબૂરોડથી આબૂકાર્ટર રોડ ઉપર સ્વ. યોગિરાજ શ્રી શાન્તિસૂરિજીનો આશ્રમ છે. મકાન ભવ્ય, વિશાલ અને ધ્યાન કરવા લાયક છે

હૃષીકેશ–આબૂરોડથી ચાર માઈલ દૂર પહાડની તલાટીમાં આ સ્થાન આવ્યું છે. અહીં વિષ્ણુનું મંદિર છે. આબૂરોડથી ચાર માઈલ દૂર ચંદ્રાવતી નગરી છે જે પરમારોની રાજધાની હતી અને પ્રાચીન યુગની જૈન નગરી હતી.

આ સિવાય આબૂ ઉપર જયપુર કોઠી, જયવિલાસ પેલેસ, પાલનપુર હાઉસ, રેસીડેન્સી, લોરેન્સ સ્કૂલ, સેન્ટ મેરી હાઇસ્કૂલ, રાજપુતાના કલબ, સેનેટેરીયમ અને પોષ્ટ ઓફીસ વગેરે છે.

આબૂગિરિની સામાન્ય ઊંચાઇ ૪૦૦૦ ફૂટ છે. આબૂ પર્વત ઉપરનો વિસ્તાર બાર માઇલ અને પહોળાઈ એથી ત્રણ માઇલ જેટલી છે.

## શ્રીઅર્બુદકલ્પ

આપણે આબૂની વર્તમાન સ્થિતિ જોઈ લીધી; હવે આ સંબંધી શ્રી જિનપ્રભસૂરિજી વિવિધતીર્થકલ્પમાં જે લખે છે તે પણ જોઇ લઇએ. અર્બુદકલ્પનું અહીં ભાષાંતર આપ્યું છે. આ લેખ વાંચવાથી તે વખતની આબૂની પરિસ્થિતિનું આપણને જ્ઞાન થાય છે.

અરિહંત શ્રીઋષભદેવ તથા શ્રીનેમિનાથ પ્રભુને નમસ્કાર કરીને અર્બુદ નામના મોટા પર્વતનો કલ્પ સંક્ષેપથી હું કહીશ (૧) પ્રથમ સાંભળ્યાં પ્રમાણે શ્રીમાતા (કન્યાકુમારી) દેવીની ઉત્પત્તિ કહીશ કેમકે તેની સ્થાપનાથી આ પર્વત જગતમાં પ્રસિદ્ધ થયો (૨) રત્નમાલ નગરમાં રત્નશેખર નામનો રાજા થયો. પુત્ર ન હોવાથી દુઃખી થયેલા તેણે કેટલાક શાકુનિક-શુકન જોનારા જ્યોતિષીઓને (રાજ્યનો માલિક કોણ થશે એ જાણવા) બહાર મોકલ્યા (૩) લાકડાની ભારીને વહન કરતી દુઃખી સ્ત્રીના માથા પર દુર્ગા(-ભૈરવ)ને જોઇને તેઓ(શાકુનિકો)એ રાજાને કહ્યું કે-આનો પુત્ર આપના સ્થાને રાજા થશે (૪) રાજાએ તેને ગર્ભ સાથે જ મારી નાખવાનો તે મનુષ્યોને આદેશ કર્યો તેથી રાત્રે તેને એક ખાડામાં નાખી (પણ) તે શરીરચિંતા(શૌચ માટે)ના બહાનાથી તે ખાડામાંથી બહાર નીકળી (૫) ભયથી દુઃખી તે સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો અને જલદીથી જ તેને 'ઝાટ' નામના ઝાડ વચ્ચે મૂકી દીધો. આ બીના નહીં જાણનારા તેઓ (મારાઓ)એ તેને ખાડામાં લાવીને મારી નાંખી. પુણ્યથી પ્રેરાયેલા આ પુત્રને (એક) મૃગલી બંને સંધ્યા વખતે દૂધ પાવા લાગી. (આમ) મોટો થતાં કોઈ વખતે (તેની) આગળ મહાલક્ષ્મીની ટંકશાળ થઇ (૭) મૃગલીના ચાર પગની વચ્ચે બાળક રૂપવાળું નવીન બચ્ચું થએલું સાંભળી લોકોમાં (એ) વાત પ્રસરી ગઇ (૮) તે કોઈ નવો થનારો રાજા હતો એમ (શાકુનિકોથી) સાંભળી રાજાએ તેને મારવા માટે યોદ્ધાઓ મોકલ્યા. તેઓ(યોદ્ધાઓ)એ તે(બાળક)ને નગરના કિલ્લામાં જ સાંજે જોઈને બાળહત્યાના ભયથી માર્ગમાં આવતા (ગાયોના ટોળાના પગમાં કચરાઇ મરી જશે એમ સમજી) ગાયોના ઝુંડમાં મૂકી દીધો. તે (બાળક) તે જ પ્રકારે ત્યાં જ રહ્યો પણ ભાગ્યથી એક બળદ (તેનું રક્ષણ કરવા) આગળ આવ્યો. તેના પ્રેરકે(ગોવાળે) તે બાળકને તે બળદના ચાર પગ વચ્ચે મૂકયો. આ સાંભળીને અને મંત્રીના સમજાવવાથી રાજાએ તે બાળકને ખુશીથી પોતાનો વારસ માન્યો (૯.૧૦, ૧૧) અનુક્રમે તે પુંજ નામનો રાજા થયો. તેને રૂપવાળી (શ્રીમાતા) નામની પુત્રી થઇ પણ (વાંધો એટલો હતો કે) તે વાંદરાના મોંવાળી હતી. (૧૨) વૈરાગ્યથી નિર્વિષયી (કામ વિનાની થતાં) તેને જાતિસ્મરણ જ્ઞાન

ઉપજ્યું અને પિતાને આગલા ભવમાં પહેલાં જ્યારે પોતે વાનરી હતી તે સમયનું સ્વરૂપ કહ્યું (૧૩) અર્બુદ( પર્વત )માં ઝાડની ડાળીઓમાં ફરતી મને કોઈએ તાળવામાં( તીર ) મારી વીંધી નાખી. ઝાડની નીચેના કુંડમાં મારું ધડ પડી ગયું તે ( તમે વિચારો ). તે કામિત ( ઇચ્છિત દેનારા ) તીર્થના મહાત્મ્યથી મારું મનુષ્યનું શરીર થયું અને મસ્તક તેવી જ રીતે છે તેથી આજ પણ હું વાંદરાના મુખવાળી છું. (૧૫) પુંજે પોતાના માણસો મોકલીને કુંડમાં ( તે વાંદરીનું ) મસ્તક નાખી દેવરાવ્યું તેથી તે મનુષ્ય ( સ્ત્રી ) મુખવાળી થઇને અર્બુદગિરિમાં તપસ્યા કરવા લાગી. (૧૬) એક વખત આકાશમાર્ગે જતા યોગીએ તેને જોઇને, તેના રૂપથી મોહિત થઇને આકાશથી નીચે ઊતરી તેને પ્રેમપૂર્વક કહ્યું–હે શુભ લક્ષણવાળી, તું મને કેવી રીતે પરણી શકે ? (૧૭) તેણે કહ્યું–રાત્રિનો પ્રથમ પ્રહર વીતી ગયો છે તેથી અત્યારથી લઇને કુકડાનો શબ્દ થાય ( સવાર થાય ) તે પહેલાં જ કોઇ વિદ્યાવડે આ પર્વતમાં સુંદર એવી બાર પાજ તું બાંધી શકીશ તો તું મારો વર થઇશ. એથી તે ઋષિયે બે પ્રહરમાં તે પાજો નોકરોવડે બાંધી તે પહેલાં જ તેણે પોતાની શક્તિથી કુકડાનો શબ્દ કરાવ્યો. તે કપટને જાણનાર ( ઋષિને ) વિવાહ માટે ના પાડવા છતાં તે રોકાયો નહિં. (૧૮, ૧૯, ૨૦) નદીતીરે બ્હેન સાથે વિવાહ કરવાની ઈચ્છા કરનારા તે ઋષિને તેણે (શ્રીમાતાએ) કહ્યું. પરણવા માટે ઇચ્છા હોય તો ત્રિશૂલ છોડીને મારી પાસે આવો. (૨૧) તે પ્રકારે કરીને આવેલા તે ઋષિના પગમાં વિકૃત કૂતરાઓ મૂકી તેણે (શ્રીમાતાએ) શૂળથી આનંદિત થઇ તેનો તે જ શૂળવડે વધ કર્યો (૨૨) આ પ્રકારે જન્મભર અખંડ શીલવાળી તેણે જન્મ સાર્થક કરી સ્વર્ગ મેળવ્યું. ત્યાં શ્રીપુંજે શિખર વિનાનું મંદિર બનાવ્યું. (૨૩) છ છ માસને અંતે પર્વતની નીચેના ભાગમાં રહેલો અર્બુદ નામનો સર્પ ચાલે છે તેથી પર્વત કમ્પાયમાન થાય છે તે કારણથી બધાં મંદિરો શિખર વિનાનાં છે (૨૪) લોકો આ પ્રમાણે કહે છે–

પહેલાં આ હિમાલયથી ઉત્પન્ન થએલ નંદિવર્ધન નામનો પહાડ હતો. સમય જતાં અર્બુદ નામના સર્પરાજના રહેઠાણથી તે અર્બુદ આ પ્રમાણે ( નામવાળો ) થયો (૨૫) આ પર્વત ઉપર સંપત્તિશાળી બાર ગમગોગ્ગલિક તપસ્વીઓ અને હજારો રાષ્ટ્રિકો વસે છે. (૨૬) એવાં એકે વૃક્ષ, વેલડી, પુષ્પ, ફળ, કન્દ અને ખાણ નથી કે જે અહીં ન જોવામાં આવતા હોય. (૨૭) અહીં રાત્રે મોટી ઔષધિઓ દીવાની માફક ઝળહળે છે. સુગંધીવાળા અને રસથી ભરપૂર એવાં બે પ્રકારનાં વનો પણ છે. (૨૮) અહીં સ્વચ્છંદપણે ઉછળતી સુંદર ઊર્મિઓવાળી તીરે રહેલાં ઝાડોની પુષ્પોથી યુક્ત તૃષાતુર પ્રાણીઓને આનંદ આપનારી મંદાકિની નામની નદી છે. (૨૯) આ( પર્વત )ના ઊંચા હજારો શિખરો શોભે છે, જેમાં સૂર્યદેવના ઘોડાઓ પણ ક્ષણવાર સ્ખલના પામે છે. (૩૦) અહીં ચંડાલી, વજ્ર,

તેલેલ, કન્દ વિગેરે કંદની જાતિઓ તે તે કાર્યને સિદ્ધ કરનારી પગલે પગલે જોવાય છે. (૩૧) આ પર્વતના આશ્ચર્ય કરાવનારા કુંડો, ધાતુઓની ખાણો અને અમૃત જેવા પાણીવાળાં ઝરણાઓથી યુક્ત સુંદર પ્રદેશો છે. (૩૨) અહીં ઊંચેથી પક્ષીઓનો અવાજ થતાં કોકુચિત કુંડથી પાણીનો પ્રવાહ ખળખળ અવાજ કરતો ઉત્પન્ન થાય છે. (૩૩) અહીં શ્રીમાતા, અચલેશ્વર, વસિષ્ઠાશ્રમ અને મંદાકિની વગેરે લૌકિક તીર્થો પણ છે. (૩૪) આ મોટા પર્વતના અગ્રેસરો પરમાર રાજાઓ હતા અને લક્ષ્મીના ભંડાર સમાન ચંદ્રાવતીપુરી તેઓની રાજધાની હતી. (૩૫) નિર્મળ બુદ્ધિવાળા દંડનાયક વિમળશાહે* અહીં પિત્તલની પ્રતિમાવાળું ઋષભદેવનું મંદિર બનાવ્યું. (૩૬) માતા અંબાની આરાધના કરી, પુત્રસંપત્તિની ઇચ્છા વિનાના તેણે (વિમળશાહે) ચંપક વૃક્ષની પાસે તીર્થસ્થાપનાની અભ્યર્થના કરીને, પુષ્પમાળાઓના હારવડે સુંદર અને બળદ જેવા મુખવાળા ગોમુખ(યક્ષ)ને જોઈને ત્યાં શ્રીમાતાના મંદિર પાસેની ભૂમિ દંડનાયકે લીધી. (૩૭–૩૮) ધાંધુક રાજાની ઉપર ક્રોધિત થયેલા ગુર્જરેશ્વર (ભીમદેવને ભક્તિથી પ્રસાદિત કરી અને તેના વચનથી

---

* આ વિમળશાહ ગુજરાતમાં અણહિલપુર પાટણની ગાદીએ થયેલા ચૌલુક્ય ભીમદેવના મંત્રી હતા. વિમળશાહના પૂર્વજો મારવાડના હતા. આજે ભિન્નમાલના નામે ઓળખાતા શ્રીમાળ નગરમાં નીના નામનો કોટયાધીશ રહેતો હતો. લક્ષ્મી ઓછી થતાં તે ગુજરાતના ગાંભુ ગામમાં આવી રહેવા લાગ્યો. ત્યાં તેમનો ઉદય થયો. આ નીના શેઠે પાટણમાં વિદ્યાધર ગચ્છ માટે શ્રી ઋષભદેવજીનું મંદિર બંધાવ્યું હતું. તેમને લહર (લહધર) નામનો શૂરવીર અને બુદ્ધિશાળી પુત્ર થયો. વનરાજે લહરનાં શૌર્ય અને બુદ્ધિની પ્રશંસા સાંભળી તેને પોતાનો સેનાપતિ બનાવ્યો. તેની સેવાથી પ્રસન્ન થઈ તેને સંડસ્થલ ગામ ભેટ આપ્યું હતું. તેનો પુત્ર વીર મહત્તમ મૂળરાજનો મંત્રી બન્યો. આ વીર મહત્તમને નેઢ અને વિમલ એમ બે પુત્રો થયા. રાજખટપટ અને સંસારને પ્રપંચજાળ સમજતાં વીર મહત્તમે દીક્ષા લીધી હતી તેથી ભીમદેવ રાજાએ તે વખતમાં વંશપરંપરાથી મળતા મહામંત્રીપદે નેઢને અને સેનાપતિપદે વિમલને નિયુક્ત કર્યો હતો. પાછળથી તે મંત્રીપદે નિયુક્ત થયો હતો. આ વિમળ અપુત્ર મરણ પામ્યો એવા પ્રબન્ધકારોના ઉલ્લેખો મળે છે પણ વિમળવસહીમાંના અંબાજીની મૂર્તિ પર સં. ૧૩૯૪ના લેખમાં 'महं विमलान्वये' એટલે વિમલના વંશજ અભયસિંહના પુત્ર જગસિંહ, લખમસિંહ અને કુરસીંહ થયા, તથા જગસિંહનો પુત્ર ભાણુ થયો. તે સર્વેએ અંબાજીની મૂર્તિ આ મંદિરમાં સ્થાપન કરી એમ લેખ મળે છે. છતાં વિમલ પછીની વંશાવળી મળતી ન હોવાથી તેમ પણ બનવા સંભવ છે.

यथान्यदा तं निशि दण्डनायकं समादिदेश प्रयता किलाम्बिका ।

इहाचले त्वं कुरु सद्य सुन्दरं युगादिभर्तुर्निरपायसंश्रयः ॥ श्रीविक्रमादित्यनृपाद्व्यतीतेऽष्टाशीति याते शरदां सहस्रे । श्रीआदिदेवं शिखरेऽर्बुदस्य निवेशितं श्रीविमलेन वन्दे ॥ (१०८८) — વિમલવસતિની પ્રશસ્તિ, શ્લો. ૧૦, ૧૧

જ ચિત્રકૂટથી ત્યાં લાવીને સંવત ૧૦૮૮ મે વર્ષે ઘણા પૈસાનો વ્યય કરી વિમલવસહી નામનો સુંદર પ્રાસાદ કરાવ્યો. (૩૯-૪૦) અહીં અનેક પ્રકારે પૂજાએલી અંબિકાદેવી યાત્રાથી અત્યંત નમ્ર થયેલાં સંઘનાં બધાં વિઘ્નોનો નાશ કરે છે. (૪૧) ત્યાં ઋષભદેવના પત્થરના મંદિર આગળ એક જ રાતમાં શિલ્પીએ ઉત્તમ ઘોડો બનાવ્યો. (૪૨) સંવત ૧૨૮૮ મા વર્ષે મંત્રીઓમાં ચંદ્રમા જેવા (વસ્તુપાળ-તેજપાળ)એ × લુણીગવસહી નામનું શ્રી નેમિનાથ પ્રભુનું મંદિર બંધાવ્યું. (૪૩)

---

આ પ્રશસ્તિગત ઋષભદેવનું મંદિર બંધાવતા પહેલાં વિમલશાહને કેટકેટલી કસોટીઓમાંથી પસાર થવું પડ્યું છે એનો ઇતિહાસ રોમાંચક છે. તે માટે વિમલપ્રબંધ અને વિમલચરિત્ર વગેરે ગ્રંથો વાંચવા જોઈએ. અહીં તો ટૂંકમા વિવરણ આપું છું.

વિમલશાહ પાછલા વખતમાં ચંદ્રાવતીમાં રહેતા પોતાના પાપના પ્રાયશ્ચિતસ્વરૂપે શ્રી ધર્મઘોષસૂરિએ આબૂ તીર્થમાં ઉદ્ધાર કરવાની ભલામણ કરી. આ ભલામણ અનુસાર મહારાજા ભીમદેવ, મોટાભાઈ નેઢ અને રાજા ધાંધુકની આજ્ઞા લઈ આબૂ ઉપર મંદિર બનાવવા માટેની જગ્યા પસંદ કરી. બ્રાહ્મણોએ જૈનો પરના દ્વેષથી બ્રાહ્મણોના તીર્થમાં જૈનોને પેસવા દેવાની મનાઈ કરી પણ કથાઓના ઉલ્લેખ પ્રમાણે વિમલે ત્રણ ઉપવાસ કરી અંબિકાની આરાધનાથી નિર્દિષ્ટ જગ્યામાં ચંપકવૃક્ષ નીચે શ્રી આદીશ્વરની મૂર્તિ (લોકો તેને મુનિસુવ્રતસ્વામી માને છે) કાઢી બતાવતાં આ પહેલાં પણ આ જૈનોનું તીર્થ હતુ એવુ સાબિત કરી બતાવવાથી પસંદ કરેલી જગ્યા બ્રાહ્મણોની માગણીથી સોનામહોરોથી માપીને લીધી.

× આ મંદિર બંધાવતાં ૧૮૫૩૦૦૦૦૦ અઢાર કરોડ, ત્રેપન લાખ રૂપિયાનો ખર્ચ થયાનું મનાય છે. જો કે આ માન્યતા કેટલાકને અતિશયોકિતભરી લાગશે. પણ વિમલવસહી મંદિરમા અત્યારે જેટલી જમીન રોકાઈ છે તે જમીન ઉપર સોનામહોર પાથરીને તે જમીન ખરીદતાં તેમજ જમીનની સપાટીથી આટલે ઊંચે પહાડ ઉપર સામાન તેમજ ખાઈઓ પૂરવાની સાથે આવી ઉત્કૃષ્ટ કારીગરીવાળું મંદિર બંધાવતા અઢાર કરોડ ત્રેપન લાખ રૂપિયા લાગ્યા હોય એ અસંભવિત નથી. આ જમીન ઉપર વિમલશાહે અપૂર્વ કારણીવાળા આરસપાષાણથી મૂળ ગભારો, ગૂઢમંડપ, નવ ચોકીઓ, રંગમંડપ અને બાવન જિનાલય વગેરેથી યુકત વિશાળ જિનમંદિર બંધાવી તેનું નામ વિમલવસહી રાખ્યું. તેમા શ્રી ઋષભદેવની ધાતુની મોટી પ્રતિમા સ્થાપન કરી, બૃહદ્‌ગચ્છનાયક શ્રી રત્નસૂરીશ્વરજી અને શ્રી ધર્મઘોષસૂરિજી વગેરે આચાર્યોના હાથે વિ. સં. ૧૦૮૮માં પ્રતિષ્ઠા કરાવી હતી.

આ સિવાય સિદ્ધાચલજીનો સંઘ કાઢીને વિમલમંત્રી સંઘપતિ થયા હતા. આ સંઘમાં મંત્રીશ્વરે ચાર ક્રોડ સુવર્ણનો વ્યય કર્યો હતો.

મંત્રી વસ્તુપાળ-તેજપાળની આબાલગોપાલ પ્રસિદ્ધ મહામાત્ય તરીકેની બુદ્ધિમત્તા, શૌર્ય અને ધાર્મિક કાર્યો માટેની ઉદારતા આજે જૈન ગ્રંથોમાં જ નહિ પણ જૈનેતર ગ્રંથોમાં

શ્રી તેજપાળ મંત્રીએ સ્તંભતીર્થ (ખંભાત)માં ઉત્પન્ન થએલું, આંખને અમૃતાંજન સમાન અને કપાયેલા પત્થરનું બનાવેલુ બિંબ ત્યાં સ્થાપન કર્યું. (૪૪) રાજા શ્રી સોમદેવના આદેશથી ત્યાં હસ્તિશાળામાં પોતાના પૂર્વ વંશજોની મૂર્તિઓ

---

પણ સુવર્ણાક્ષરે આલેખાયેલી છે. પુરોહિત કવિશ્રી સોમદેવે રચેલી "કીર્તિકૌમુદી" તેમજ જૈનાચાર્યોએ રચેલા 'વસ્તુપાળ-તેજપાળ ચરિત્ર' 'વસંતવિલાસ' "સુકૃતસંકીર્તન" 'પ્રબંધચિંતામણી' 'પ્રબંધકોશ' વગેરે ગ્રંથોથી તેમનાં યશસ્વી કાર્યોની નોંધ મળે છે. વસ્તુપાળ તો એક વિદ્વાન કવિ પણ હતા તેમ તેમનાં રચેલા 'નરનારાયણાનન્દ' કાવ્ય ઉપરથી જાણી શકાય છે તેથી તેઓ સરસ્વતી દેવીના ધર્મપુત્ર તરીકે ઓળખાતા. જ્યારે તેજપાળ શૂરવીર યોદ્ધા તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા.

આ બંને ભાઇઓ હતા. તેમના પૂર્વજોમાંના પ્રાગ્વાટ ચંડપ બારમા સૈકામાં અણહિલપુરપાટણમાં રહેતા અને ચૌલુક્ય રાજાના મંત્રી હતા. તેમના પુત્ર ચંડપ્રસાદ પણ મંત્રી હતા. તેમને શૂર (સુર) અને સોમ (સોમસિંહ) નામના બે પુત્રો હતા. તેમાં સોમસિંહ સિદ્ધરાજના મંત્રી હતા. આ સોમસિંહને આસરાજ નામે પુત્ર હતો. આ આસરાજે કુટુંબ સહિત પાટણ છોડી સુહાલકમાં વાસ કર્યો હતો. અહીં તેઓ વ્યાપારાદિ કાર્યો કરતા. તેમને ચાર પુત્ર અને સાત પુત્રીઓ હતી. તે પુત્રોનાં નામ લુણિગ, મલ્લદેવ, વસ્તુપાળ અને તેજપાળ હતા. લુણિગ રાજકારભારમાં કુશળ અને શૂરવીર હતો, પણ નાની વયમાં જ સ્વર્ગવાસી થયો. મલ્લદેવ પણ તેવો જ કુશળ અને શૂરવીર હતો.

મંત્રીશ્વર વસ્તુપાળ તેજપાળે સવાલાખ જિનબિંબ ભરાવ્યાં. શત્રુંજય ઉપર અઢાર ક્રોડ, છન્નુ લાખ, ગિરનાર ઉપર એક ક્રોડ, એંશી લાખ, આબૂજી ઉપર બાર ક્રોડ, તેપન લાખ દ્રવ્ય વાપર્યું. નવસો ચોરાશી પૌષધશાળા કરાવી, પાંચસો દાંતના સિંહાસન, પાચસો જાદરનાં (ધાતુવિશેષનાં) સમવસરણ, સાતસો દાનશાળા, તેરસો ચાર શિખરબદ્ધ જિનમંદિરો, ત્રેવીશ સો જિનમંદિરોનો જીર્ણોદ્ધાર, અઢાર ક્રોડ સોનામહોરો ખર્ચી ત્રણ જ્ઞાનમંદિરો કર્યાં, વર્ષમાં ત્રણ વાર સંઘપૂજા કરતા, તેર વાર સંઘપતિ થઇ સંઘ કાઢ્યા, આ સિવાય જૈનેતર ધર્મસ્થાનકો, દાનશાળાઓ વગેરે ઘણા બનાવ્યા છે. કુલ ત્રણ અબજ, અટાર લાખ, અઢાર હજાર, સાતસો સત્તાણું સિક્કા ખર્ચ્યા. ત્રેસઠ યુદ્ધો જીત્યાં અને અટાર વર્ષ વ્યાપાર કર્યો હતો.

આ લૂણિગવસહી નામનું મંદિર મહામંત્રી તેજપાળના પુત્ર લાવણ્યસિંહના કલ્યાણ માટે તે વખતના ગુજરાતના રાજાના મહામંડલેશ્વર આબૂના પરમાર રાજા સોમસિંહની આજ્ઞા લઇને આબૂના દેલવાડા ગામમાં વિમળવસહીની પાસે જ બાર ક્રોડ ત્રેપન લાખ (૧૨-૫૩૦૦૦૦૦) રૂપિયાનો ખર્ચ કરીને લુણવસહી (લુણીગવસહી) નામનું શ્રી નેમિનાથ પ્રભુનું ભવ્ય મંદિર બંધાવ્યું. આ મંદિરની કોરણી હિંદની કળાની ગૌરવલરી યાદ આપે છે. (૨૬) આ મૂર્તિ મૂળનાયક તરીકે શ્રી નેમનાથ પ્રભુની ખંભાતથી લાવીને મૂકવામાં આવેલી છે અને તેની પ્રતિષ્ઠા નાગેન્દ્ર ગચ્છના હરિભદ્રસૂરિના શિષ્ય શ્રી વિજયસેનસૂરિજી પાસે મહોત્સવપૂર્વક સં. ૧૨૮૭ ના ચૈત્ર વદી ૩ ને રવિવારે કરાવવામાં આવી છે.

સ્થાપન કરી. ( ૪૫ ) ખરેખર સૂત્રધાર-શિલ્પીઓમાં શ્રેષ્ઠ શ્રી શોભનદેવનું નામ અહીં ચૈત્યરચનાના શિલ્પથી યથાર્થતાને પ્રાપ્ત થયું છે. ( ૪૬ ) આ પર્વતના નાનાભાઈ મૈનાકનું (ઇન્દ્રના) વજ્રથી (કપાઇ જવાના ભયે) સમુદ્રે રક્ષણ કર્યું, અને આના( અર્બુદાચળ )વડે મુદ્રાવાળા સંપત્તિવાળા ( થયેલા ) બે દંડનાયક મંત્રીશ્વરો ( વસ્તુપાળ-તેજપાળ ) ભવથી રક્ષાયા. ( ૪૭ ) દવ ( કર્મસંયોગથી ) મ્લેચ્છોએ ખંડિત કરેલાં આ બે તીર્થોનો બે જણાએ શક સંવત ૧૨૪૩ માં ઉધ્ધાર કર્યો ( ૪૮ ) તેમાં પ્રથમ તીર્થના ઉધ્ધાર કરનાર મહણસિંહના પુત્ર લલ્લ હતા અને બીજા વ્યવહારી ( વેપારી ) ચંડસિંહના પુત્ર પીથડ ઉદ્ધાર કરનારા થયા. ( ૪૯ ) ચૌલુકય કુલમાં ચંદ્રમા જેવા શ્રીકુમારપાળ ભૂપાળે આ( પર્વત )ના ઊંચા શિખર ઉપર વીર પ્રભુનું મંદિર બનાવ્યું. ( ૫૦ ) તે તે કુતુહલોથી વ્યાપ્ત, તે તે ઔષધિઓથી સુંદર અને અનેક તીર્થોમાં પવિત્ર એવા અર્બુદગિરિને ધન્યશાળી પુરુષો જુએ છે. ( ૫૧ ) કાનને અમૃત સમાન ( લાગતો ) શોભાભર્યો આ અર્બુદકલ્પ શ્રીજિનપ્રભસૂરિએ રચ્યો તેને ચતુર પુરુષો જુઓ-અનુભવો. ( ૫૨ )

## આરાસણ-કુંભારીયાજી

આબૂ પર્વતની પાસે આવેલા અંબાજી નામના હિન્દુઓના પ્રસિધ્ધ દેવસ્થાન-'થી દક્ષિણપૂર્વ દિશામાં દોઢ માઇલને છેટે કુંભારીઆ નામનું જે ન્હાનું સરખું એક ગામ વસે છે તે જ પ્રાચીન આરાસણ તીર્થ છે. અહીં જૈનોનાં પાંચ ભવ્ય સુંદર જિનમંદિરો વિદ્યમાન છે. મંદિરોની કારીગરી અને બાંધણી ઘણી જ ઊંચા પ્રકારની છે. આ બધાં મંદિરો આબૂના મંદિરો જેવાં ધોળા આરસપહાણનાં બનેલાં છે. સ્થાનનું જૂનું નામ "આરાસણાકર" છે તેનો અર્થ 'આરસની ખાણ' એવો થાય છે. જૈનગ્રંથો જોતાં આ નામની યથાર્થતા તુરત જણાઈ આવે છે. પૂર્વે આ સ્થળે આરસની મોટી ખાણ હતી, આખા ગુજરાત પ્રાંતમાં અહીંથી જ આરસ જતો હતો વિમલશાહ અને વસ્તુપાલ તેજપાલ આદિએ આબૂ વગેરે ઉપર જે અનુપમ કારીગરીવાળાં આરસનાં મંદિરો બનાવ્યાં છે તે આરસ આ જગ્યાએથી જ લઇ જવામાં આવ્યો હતો. ઘણીખરી જિનપ્રતિમાઓ પણ અહીંના જ પાષાણ-ની બનેલી હોય છે. તારંગા પર્વત ઉપરના મહાન્ મંદિરમાં જે અજિતનાથદેવની વિશાલ પ્રતિમા વિરાજિત છે તે પણ અહીંના જ પાષાણની *બનેલી છે.

એક દંતકથા એવી છે કે વિમલશાહે ૩૬૦ જૈન મંદિરો અહીં બંધાવ્યાં હતાં, અને અંબા માતાએ તેને દોલત પણ ઘણી આપી હતી. એક વાર અંબામાતાએ તેને પૂછયું છે કે-કોની મદદથી તેં આ દેવાલયો બંધાવ્યાં ? વિમલશાહે કહ્યું કે-મારા ગુરુની કૃપાથી. અંબા માતાએ ત્રણ વાર આ પ્રશ્ન તેને પૂછયો છતાં વિમલે એક જ

* જુઓ સોમસૌભાગ્ય કાવ્ય,સર્ગ ૭, પદ્ય ૪૨-૫૭.

જવાબ આપ્યો, જેથી માતાએ ગુસ્સે ભરાઇ તેને કહ્યું કે–જો જીવવું હોય તો નાશી જા. વિમલશાહ મંદિરજીના એક ભોંયરાદ્વારા આબૂ ઉપર નીકળ્યો. બાદ માતાજીએ પાંચ દેવાલયો સિવાય બાકીનાં બધાં મંદિરો બાળી નાંખ્યાં. આ દંતકથામાં કેટલું સત્ય છે તે જાણવાનું બીજું સાધન આપણી પાસે નથી પરન્તુ ત્યાંની પરિસ્થિતિ જોતાં ત્યાં કોઈ જ્વાલામુખી ફાટવાથી આ પ્રસંગ બન્યો હોય એમ લાગે છે. ફાર્બસ સાહેબ પણ એમ જ માને છે કે અહીં જ્વાલામુખી ફાટયો હશે. બીજું એ પણ છે કે અહીં ૩૬૦ મંદિરો હતાં કે કેમ તે સંબંધી કોઈ હકીકત અન્યત્ર ઉપલબ્ધ થતી નથી એટલે ઉપર્યુક્ત દંતકથા કેટલી સાચી છે તે વિચારણીય પ્રશ્ન છે.

## ૧. શ્રી નેમનાથજીનું ભવ્ય મંદિર

આરાસણુનાં પાંચ મંદિરોમાં શ્રી નેમનાથજીનું મંદિર સૌથી મોટું અને મહત્વનું છે. ત્રણ માળનું વિશાલ મંદિર છે. મંદિરનું શિખર તારંગામાં આવેલા મંદિરના ઘાટનું છે. મંદિરજીના ખંભો, અંદરની છત અને ગુમ્બજોમાં આબૂજીના મંદિરો જેવું સુંદર બારીક કોરણીકામ છે: પરસાળના એક સ્તંભ ઉપર ૧૨૫૩ માં આસપાલે આ સ્થંભ બનાવ્યાનો લેખ છે કેટલાંક તોરણો અને કમાનો આબૂના દેલવાડાના વિમલશાહના મંદિરો જેવી સુંદર કોરણીવાળી છે.

મંદિરજીમાં મૂલનાયક શ્રીનેમિનાથજીના આસનમાં લેખ છે–કે–૧૬૭૫ના માઘ સુદ ૪ શનિવારે શ્રી હીરવિજયસૂરીશ્વરજીના પ્રશિષ્ય વિજયદેવસૂરિજી અને પં. શ્રી કુશલસાગરગણિજીએ પ્રતિષ્ઠા કરી છે ઉ. શ્રી ધર્મસાગર ગણિજીએ તપાગચ્છપટ્ટાવલિમાં જણાવ્યું છે કે–શ્રીવાદિદેવસૂરિજીએ (વિ. સં. ૧૧૭૪–૧૨૨૬) આરાસણુમાં શ્રીનેમિનાથજીની પ્રતિષ્ઠા કરી હતી ( तथा आरासणे च नेमिनाथ· प्रतिष्ठा कृता ) આથી જણાય છે કે પહેલાં શ્રીવાદિદેવસૂરિપ્રતિષ્ઠિત મૂર્તિ હશે. પાછળથી તે પ્રતિમાજી ખંડિત થવાથી વોહરા રાજપાલે આ નવી પ્રતિમાજી બનાવી વિજયદેવસૂરિજીના હાથથી પ્રતિષ્ઠા કરાવી છે એમ જણાય છે. આ સિવાય એ જ મંદિરજીમાં ૧૩૧૦, ૧૩૩૫, ૧૩૩૭, ૧૩૪૫ ના સમયના લેખો છે. પ્રતિષ્ઠાપક આચાર્યોમાં શ્રીજિનભદ્રસૂરિ, શ્રીપરમાનંદસૂરિ, નવાંગીવૃત્તિકાર શ્રીઅભયદેવસૂરિની સંતતીમાં થયેલા શ્રીચંદ્રસૂરિ, સોમપ્રભસૂરિ શિષ્ય શ્રીવર્દ્ધમાનસૂરિ, અજિતદેવસૂરિશિષ્ય શ્રીવિજયસિંહસૂરિ, શ્રીચક્રેશ્વરસૂરિજી આદિનાં નામો મળે છે. શિલાલેખો અને તેના ઇતિહાસ માટે જુઓ પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા. ૨, પૃ. ૧૬૫ થી ૧૮૫.

## ૨. શ્રીમહાવીરસ્વામીનું મંદિર

શ્રીનેમિનાથના મંદિરજીથી પૂર્વમાં શ્રીમહાવીર ભગવાનનું મંદિર છે. મંદિર ઘણું જ મજબૂત અને સુંદર આરસનું બનેલું છે. રંગમંડપની છતમાં બહુ જ સુંદર બારીક કોરણી કરેલી છે. તીર્થંકરના સમવસરણના દેખાવો; નેમિનાથજીની જાનનું

દૃશ્ય, સાધુઓની દેશના, ભરતચક્રી અને બાહુબલીનું યુદ્ધ વગેરે મનોહર ને હૃદય-દ્રાવક ચિત્રો હુબહુ આલેખેલા છે. મંદિરજીને ફરતી ચોવીસ દેરીઓ છે પરન્તુ કેટલાકમાં મૂર્તિઓ નથી. જીર્ણોદ્ધારનું કાર્ય ચાલુ છે. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી જીર્ણોદ્ધાર શરૂ કરાવ્યો છે.

મૂલનાયક શ્રીમહાવીર ભગવાનની મૂર્તિ લગભગ રા હાથ મોટી છે. જે બેઠક ઉપર મૂલનાયકજી ભગવાન બિરાજમાન છે તે બેઠક ઉપર લેખ છે જેમાં વિ. સં. ૧૧૧૮ ફાગણ શુદિ ૯ સોમવારના દિવસે આરાસણ નામના સ્થાનમાં તીર્થ-પતિની પ્રતિમા કરાવી, આટલી હકીકત વિદ્યમાન છે. આગળનો ભાગ ખંડિત છે. આરાસણમાં ઉપલબ્ધ લેખોમાં સૌથી પ્રાચીન લેખ આ છે. આ લેખ ઉપરથી મંદિરજીની પ્રાચીનતા બરાબર સિદ્ધ થાય છે. મૂર્તિ ઉપર તો સં. ૧૬૭૫માં માઘ શુદિ ૪ શનિવારે શ્રીવિજયદેવસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવ્યાનો સંપૂર્ણ લેખ છે. અર્થાત્ અહીં પણ મૂર્તિ ખંડિત કે નષ્ટ થવાથી પાછળથી પ્રતિષ્ઠા કરાવવામાં આવેલ છે.

રંગમંડપનાં બન્ને આલાં-ગોખ ખાલી છે જેમાં સં. ૧૧૪૮ નજરે દેખાય છે. ગભારાની બહાર બન્ને તરફ બે નાની અને બે મોટી ઊભી પ્રતિમાઓ છે જે ઘણી જ સુંદર અને અદ્‌ભુત છે. મંદિરજીની પ્રદક્ષિણામાં જમણી તરફ સુંદર સંગેમર-મર પથ્થરનો સમવસરણનો સુંદર આકાર ( ત્રિગડો-સિંહાસન પર્ષદાસ્થાન સહિત ) છે પરન્તુ તે ખંડિત છે.

## ૩. શ્રીશાંતિનાથજીનું મંદિર

આ મંદિર પણ શ્રી નેમિનાથજીના મંદિર જેવું જ વિશાલ અને ભવ્ય છે. મંદિરજીમાં પ્રવેશવાનાં ત્રણ દ્વાર; પ્રદક્ષિણા અને બન્ને બાજુ થઇને ૧૬ દેવાલય બનાવેલાં છે. અંદર છતમાં સુંદર મનોરમ કારીગરી પણ કોરેલી છે. આમાં ઘણો ભાગ ખંડિત થઈ ગયો છે. માત્ર નમૂનારૂપ એક ભાગ તદ્દન સુરક્ષિત છે. સોળ દેવાલયોમાં મૂર્તિઓ નથી રહી. મંદિરજીમાં મૂર્તિઓ નીચે વિ. સં. ૧૧૩૮ ના ચાર લેખો છે તેમાં એટલું જ છે કે અમુક શ્રાવકે આ પ્રભુજીની પ્રતિમાજી કરાવ્યાં. એક ૧૧૪૬ નો પણ લેખ છે. બહારના ગોખલાઓમાં પણ વિ. સં. ૧૧૩૮ ના લેખો છે. કેટલાંક તોરણો અને ઘુમ્મટોની આકૃતિ શ્રીમહાવીરસ્વામીના મંદિર જેવી જ છે. મૂલનાયક શ્રીશાન્તિનાથ ભગવાન નીચે લેખ નથી. પ્રતિમાજી ઘણાં જ પ્રાચીન અને સંપ્રતિરાજાના સમયનાં હોય એમ જણાય છે. સુંદર કોરણી અને બાંધણી ખાસ જોવા જેવી છે.

## ૪. શ્રીપાર્શ્વનાથજી

આ મંદિર પણ શ્રી નેમિનાથજીના મંદિર જેવું વિશાલ અને મનોરમ છે. છતમાં રહેલી અદ્‌ભુત કોરણી, વિવિધ આકૃતિઓ, તેના ખંભા, કમાનો, તોરણ

અને ઘુમ્મટના આકારો ખાસ જોવા જેવા છે. મૂલનાયક શ્રીપાર્શ્વનાથજીની મૂર્તિની નીચે બેઠકમાં તો ૧૩૬૫નો લેખ છે જેમાં ચાપલદેસુત નાનજીએ આત્મશ્રેયાર્થે પાર્શ્વનાથજીનું બિંબ કરાવ્યાનો ઉલ્લેખ છે, પરન્તુ મૂલનાયકજીની મૂર્તિ ઉપર તો સં. ૧૬૭૫માં શ્રીવિજયદેવસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવ્યાનો ઉલ્લેખ છે. અહીં પણ મૂલપ્રતિમાજી નષ્ટ થવાથી નવીન પ્રતિમાજી બિરાજમાન કરાવવામાં આવેલ છે એમ લાગે છે. મૂળ ગર્ભાગારની બહાર નાનો રંગમંડપ છે. તેના દરવાજાની જમણી બાજુ ઉપર આવેલા ગોખની વેદી ઉપર લેખ છે, જેમાં લખ્યું છે કે "સં. ૧૨૧૬ વૈશાખ શુદિ ૨ શ્રે. પાસદેવના પુત્ર વીર અને પુનાએ પોતાના ભાઈ જેહડના શ્રેયાર્થે પાર્શ્વનાથજીની પ્રતિમા કરાવી જેની પ્રતિષ્ઠા શ્રીનેમિચંદ્રાચાર્યજીના પ્રશિષ્ય દેવાચાર્યે કરી. (આ દેવાચાર્ય સુપ્રસિદ્ધ વાદીશિરોમણિ શ્રીવાદિદેવસૂરિજી પણ હોય એમ અનુમાન થાય છે.) આ સિવાય એ બેઠકોમાં બીજા લેખો પણ મળે છે જેમાં ૧૧૬૧નો પણ લેખ છે. બીજામાં ૧૨૫૯ના પણ સંવત છે આમાં પ્રતિષ્ઠાપક શ્રીધર્મઘોષસૂરિજીનું નામ આપેલું છે.

આ મંદિરજીના ત્રણ દરવાજા હતા પરન્તુ બે બાજુનાં દ્વાર બંધ કરવામાં આવેલ છે. દરેક બાજુની મધ્યે દેવકુલિકા બીજી કરતાં વધુ સુંદર કોતરકામવાળી છે. મંડપના સ્તંભો તથા ઘુમ્મટની ગોઠવણ શ્રીમહાવીરસ્વામી અને શાંતિનાથજીના મંદિરો જેવી છે. મૂળ દેવગૃહની બારસાખ ઉપર કોતરકામ સુંદર છે, પરંતુ રંગ લગાવી બધું ઢાંકી દીધેલું છે.

## ૫. શ્રીસંભવનાથજી

શ્રીનેમિનાથ ભગવાનના મંદિરજીની પશ્ચિમ બાજુએ સંભવનાથ ભગવાનનું મંદિર છે, જેમાં ભમતી કે દેવકુલિકાઓ નથી. એક અર્વાચીન કમાન કરેલી છે જેમાં થઈને સીધું રંગમંડપમાં જવાય છે. ગૂઢ મંડપને ત્રણ દ્વાર હતાં તેમાંનાં બાજુનાં દ્વારોને ત્રણ કમાનો હતી, પરન્તુ બન્ને દ્વાર બંધ કરેલાં છે. મુખ્ય દ્વાર કોતરકામવાળું છે. દેવગૃહમાં એક અર્વાચીન પ્રતિમાજી બિરાજમાન છે. મધ્યનું શિખર જૂનું છે, પરન્તુ તે પુનઃ બંધાવેલું હોય તેમ લાગે છે. અંદર બીજો ભાગ ખાલી છે. બહારના ભાગમાં પૂજારી, મુનિમ, નોકર આદિ રહે છે ધર્મશાળા પણ નાની જ છે.

આર્કિયોલોજીકલ સર્વેમાં કુંભારીયાજી વિષયમાં વિસ્તારથી ઉલ્લેખ છે જેમાંથી સંક્ષિપ્તમાં સાર હું નીચે મુજબ આપું છું.

"કુંભારીયાજીનાં દેવાલયોથી માલૂમ પડશે કે તે બધાં એક સમયનાં બનેલ છે. શ્રી નેમિનાથ, મહાવીરસ્વામી, શાન્તિનાથ અને પાર્શ્વનાથજીનાં ચાર મંદિરો તો પ્રાચીન છે. બેશક તેમને સમરાવવામાં આવ્યાં છે તથા કોઈ કોઈ વખતે વધુ પડતો સુધારોવધારો કરી જીર્ણોદ્ધાર પણ કરાવેલ છે, પરન્તુ મૂળ કારીગરીની

મિતિ, સ્તંભો, કમાનો જે એક જ શૈલીની છે અને જે વિમલશાહનાં આબૂનાં મંદિરોને તદ્દન મળતી છે, તે ઉપરથી સૂચિત થાય છે અને કહેવાય પણ છે કે-આ મંદિરો વિમલશાહે જ બંધાવેલાં છે. કારીગરી જોતાં જૈન દેવાલયોની મિતિ અગિયારમી સદીના મધ્ય ભાગમાં હોય એમ સ્પષ્ટ રીતે નક્કી થાય છે. વળી શાંતિનાથના દેવાલયમાં પ્રતિમાઓ ઉપર ઇ. સ. ૧૦૮૧, ૧૦૮૯ વિ. સં. ૧૧૩૮ તથા ૧૧૪૭ ના લેખો છે. તેમજ શ્રીમહાવીરસ્વામીના મંદિરજીમાં બેઠક ઉપર એક લેખ છે તેમાં તો ઈ. સ. ૧૦૬૧, વિ સં. ૧૧૧૮ નો લેખ છે અર્થાત્ આ સમયે તો મંદિર પૂર્ણ થયાનો ઉલ્લેખ છે એટલે આની પહેલાં મંદિરો શરૂ થયાનું સિદ્ધ થાય છે.

આજ કુંભારીયાજી ગામ તો તદ્દન નાનું છે. મંદિરો જંગલમાં આવેલાં છે, પરન્તુ પહેલાં તો અંબાજી અને કુંભારીયાજી બધું એક જ હશે આજે ઠેર ઠેર બળેલા પત્થરો, ઈંટો, ટીંબા અને મકાનોનાં ખંડિયેરો પડ્યાં છે અમે એક બે રેંટ( કૂવા ) ઉપર કેટલીક જુદી જુદી આકૃતિની મૂર્તિઓ જોઈ હતી આ ઉપરથી એમ લાગે છે કે જમીનમાંથી નીકળેલી મૂર્તિઓ હશે. આ ભવ્ય શહેરનો વિનાશ ઈ. સ. ૧૬૧૮ પછી થયો હશે. જો કે વચ્ચે વચ્ચે પણ મુસલમાની યુગમાં શહેર અને મંદિરોને હાનિ તો પહોંચી જ હશે. આ નગરનું નામ કુંભારીયા કેમ પડ્યું તે એક શોધનો વિષય છે. અહીંનાં મંદિરોનો જીર્ણોદ્ધાર તપગચ્છાધિરાજ જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીના પ્રશિષ્ય શ્રી વિજયદેવસૂરિજી અને તેમના શિષ્યપરિવારે કરાવ્યો છે જેથી આજે આપણને એ મંદિરોમાં જિનવરેન્દ્ર દેવનાં દર્શન થાય છે. અને તેથી જ તેમના પ્રતિષ્ઠાના ઘણા લેખો મૂર્તિઓ ઉપર ઉપલબ્ધ થાય છે.

અંબાજીનું મંદિર પણ પ્રથમ જૈન મંદિર જ હશે એમ ચોક્કસ લાગે છે. તેની રચના, બાંધણી બધુંયે જૈન મંદિર જેવાં જ છે. અંબાજી શ્રીનેમનાથ ભગવાનની અધિષ્ઠાયિકા દેવી છે. વિમલશાહે આબૂ ઉપર પણ અંબાજીનું મંદિર બંધાવ્યું છે. રિપોર્ટમાં પણ લખ્યું છે કે "અંબાજી માતાનું મંદિર તે મૂળ જૈન દેવાલય હશે."

અત્યારે તો કુંભારીયાજી તીર્થસ્થાન દાંતા સ્ટેટના તાબામાં છે. યાત્રિક ઉપર કર લેવાય છે. જો કે વધુ કર તો અંબાજીનો છે પરંતુ કુંભારીયાજી-આરાસણ જનારા જૈન યાત્રિકો ઉપર પણ તે કર લાદવામાં આવે છે. ખરેડીથી સીધી સડક આરાસણ જાય છે. વચમાં ચોતરફ પહાડીમાંથી રસ્તો કાઢેલો છે. મોટરો અને બીજાં વાહનો જાય છે. અંબાજીમાં ઘણી ધર્મશાલાઓ છે. અહીં એક વિચિત્ર રિવાજ છે કે યાત્રી લોક ખીચડી નથી બનાવી શકતા, તેમજ રોટલી અને તેલનું પણ કાંઈ નથી ખવાતું. તેલીયા નદી ઉપર બધું તેલનું ખાણું મૂકી દેવામાં આવે છે.

આ મંદિરો બંધાવનાર વિમલ મંત્રી ગુજરાતના રાજા ભીમદેવના મહામાત્ય હતા. તેમના સંબંધી વિવેચન આબૂજીના પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ એટલે વિશેષ અહીં લખતો નથી.

# મોટા પોસીનાજી

આ પ્રાચીન તીર્થ ઇડર સ્ટેટની ઉત્તરે અને મેવાડ ને મારવાડની સરહદ પર આવેલું છે. અહીં પ્રાચીન ભવ્ય સુંદર જિનમંદિરો છે જેમાં અનુક્રમે શ્રીમહાવીર સ્વામી પ્રભુ, શ્રીનેમિનાથ પ્રભુજી, શ્રીપાર્શ્વનાથપ્રભુજી અને શ્રી શાંતિનાથ પ્રભુજી મૂલનાયકજી તરીકે બિરાજમાન છે. આમાં શ્રીમહાવીરપ્રભુજીના મંદિર સિવાયનાં ત્રણ મંદિરો તો એક જ કમ્પાઉન્ડમાં એક સાથે જ આવેલાં છે. શ્રીમહાવીર પ્રભુનું મંદિર ગામ બહાર બગીચામાં છે. મૂર્તિઓ સુંદર અને પ્રાચીન છે. ચૌદ, પંદર અને સોળમી તથા સત્તરમી સદીના લેખો મળે છે. પ્રતિમાજી ચમત્કારી છે. પોષ દશમનો મેળો પણ ભરાય છે. હમણાં સુંદર જીર્ણોધ્ધાર થયો છે. સુંદર એકાંત સ્થાનમાં આવેલા આ તીર્થની યાત્રાનો લાભ જરૂર લેવા જેવો છે

આ પોસીનાજીના મંદિરોનો જીર્ણોદ્ધાર મહાપ્રતાપી જગદ્ગુરુદેવ શ્રીવિજયહીરસૂરીશ્વરજીના પ્રશિષ્ય આચાર્ય શ્રીવિજયદેવસૂરીશ્વરજી મહારાજે કરાવ્યો હતો. જુઓ તેનું પ્રમાણ.

" ततः संघेन सार्द्धं श्रीआरासणादि तीर्थयात्रां कुर्वाणाः पोसीनाख्यपुरे पुराणानां पंचप्रासादानां श्राद्धानामुपदेशद्वारेण बहुद्रव्यव्ययसाध्यमपि तदुद्धारं कारितवन्तः ॥ "

આચાર્ય વિજયદેવસૂરિજી સંઘ સાથે આરાસણાદિ ( કુંભારિયાજી વિગેરે ) તીર્થોની યાત્રા કરતાં પોસીના પધાર્યા અને ત્યાંનાં પ્રાચીન પાંચ મંદિરોનો પુષ્કળ દ્રવ્ય ખર્ચાવીને જીર્ણોધ્ધાર કરાવ્યો.

આ શ્રીવિજયદેવસૂરિજીના ઉપદેશથી આરાસણ-કુંભારીયાજીના જિનમંદિરોનો જીર્ણોધ્ધાર થયો હતો અને પ્રતિષ્ઠા પણ સૂરિજીના હાથે જ થઇ હતી. આ પ્રતિષ્ઠા સમયે સૂરિજી કુંભારીયા પધાર્યા ત્યારે પોસીના પધાર્યા હતા અને ઉપર્યુક્ત જીર્ણોધ્ધાર કરાવ્યો હતો

તે વખતે પાંચ પ્રાચીન મંદિરો તો હતાં એવો ઉપરનો ઉલ્લેખ છે. અત્યારે ચાર મંદિરો છે, પરંતુ નેમનાથજીનાં મંદિર સામે બીજું દેરું છે તેને ગણતાં અત્યારે પણ પાંચ મંદિરો ગણાય છે, એ ભેગાં ગણે તો ચાર ગણાય છે. અથવા તો તે વખતે પાંચ મંદિરો હોય એમ પણ બને.

ગામમાં ઉપાશ્રય, ધર્મશાળા અને શ્રાવકોનાં ૮-૧૦ ઘર પણ છે. શ્રાવકો ભક્તિવાળા અને ધર્મપ્રેમી છે.

પોસીના જવા માટે અમદાવાદથી ઉપડતી પ્રાંતીજ લાઇનથી ખેડબ્રહ્મા સ્ટેશનથી સાધન મળે છે. તેમજ આબૂરોડથી કુંભારીયાજી થઈ બાર ગાઉ દૂર ગાડાં અને ઉંટ રસ્તે પણ જવાય છે. તારંગાજીથી મોટર રસ્તે ૨૫ માઇલ દૂર છે.

# મહાતીર્થ મુંડસ્થલ

" છદ્મસ્થાવસ્થામાં ભગવાન્ મહાવીર દેવ વિહાર કરતા આબૂ તલાટીમાં રહેલા અને ખરેડીથી ચાર માઇલ દૂરના મુંડસ્થલ શહેરમાં પધાર્યા હતા અને તેમની સ્મૃતિરૂપે આ તીર્થ સ્થાપિત થયું હતું. મુંડસ્થલ અત્યારે તો તદ્દન નાનું ગામડું છે. માત્ર ગામ બહાર ભગ્નાવસ્થામાં રહેલું જિનમંદિર આ શહેરની પ્રાચીનતા સિદ્ધ કરી રહેલ છે. આ ખંડિત મંદિરના ગભારા ઉપરના ઉત્તરાંગમાં કોરેલો એક લેખ છે. તેમાં લખ્યું છે કે—

( १ ) पूर्वंछद्मस्थकालेऽर्बुदभुवि यमिनः कुर्वतः सद्विहारं ।
( २ ) सप्तत्रिंशे च वर्षे वहति भगवतो जन्मतः कारितार्हच्च ।
( ३ ) श्रीदेवार्यस्य यस्योल्लसदुपलमयी नूर्णराजेन राज्ञा श्रीके ।
( ४ ) शीसुप्रतिष्ठ स जयति हि जिनस्तीर्थमुंडस्थलस्थ । सं. १४२६
( ५ ) ..........................संवत् वीरजन्म ३७
( ६ ) श्रीजन्म ३७ श्रीदेवा जार. पुत्र × × धूकारिता.

આ લેખનો આશય એટલો છે કે વીર પ્રભુ છદ્મસ્થાવસ્થામાં વિહાર કરતા આબૂ નીચે પધાર્યા અને એ જ સાલમાં અહીં મંદિર બન્યું અને શ્રીકેશીએ પ્રતિષ્ઠા કરાવી. બાદમાં વિ. સ. ૧૪૨૬ તીર્થનો જીર્ણોધ્ધાર થયો છે અને જીર્ણોધ્ધાર કરાવનાર મહાનુભાવે મૂલ લેખની કોપી કરાવી મૂલ ગભારા ઉપર તે લેખ કોતરાવ્યો જે અદ્યાવધિ વિદ્યમાન છે. આ લેખમાં રહેલ દેવાર્ય શબ્દ બહુ જ અર્થસૂચક અને ગંભીર છે.

આ સિવાય રંગમંડપમાં છ ચોકીના પશ્ચિમ વિભાગની જમણી બાજુએ પડિમાત્રા લિપીમાં એક લેખ છે તેમાં લખ્યું છે કે संवत १२१६ वैशाखसुदि ५ सोमे नानाबहुदेशनिमित्तं वीसलेन स्तंभलता कारापिता भक्तिवशादिति । ત્યાં છએ સ્થંભો ઉપર એક જ કુટુમ્બના એક જ સાલ અને તિથિના લેખો છે. આ લેખોની નીચે બે ખંભા ઉપર બીજા બે લેખો છે જે અનુક્રમે ૧૪૨૬ અને ૧૪૪૨ ના છે એકમાં લખ્યું છે કે-मुडस्थलग्रामे श्रीमहावीरप्रासादे श्रीरक्कसूरिपट्टे श्रीसावदेवसूरिभिः जीर्णोद्धारः कारितः આ સિવાય સુપ્રસિધ્ધ આબૂતીર્થ ઉપર વિક્રમની તેરમી શતાબ્દિમાં મંદિરો બંધાવનાર મંત્રીશ્વર વસ્તુપાલ તેજપાલે બંધાવેલ લુણીવસહીની પ્રશસ્તિમાં આબૂના મંદિરોમાં ઉત્સવો કરનાર અને વ્યવસ્થા રાખનાર આ પ્રદેશના ગામો અને શ્રાવકોના નામ છે તેમાં "મુંડસ્થલ મહાતીર્થના તથા ફીલીણીના શ્રાવકોએ ફા. વ ૭ ને દિવસે મહોત્સવ કરવો" એમ લખ્યું છે. આ લેખ વિ. સ. ૧૨૮૯નો છે અર્થાત્ તેરમી શતાબ્દીમાં તો આ સ્થા-

નની મહાતીર્થરૂપે પૂરેપૂરી [1]ખ્યાતિ હતી. ત્યાંનાં શ્રાવકો મહાધનાઢ્ય, ધર્મપ્રેમી અને પરમશાસન-તીર્થના અનુરાગી હતા,-છે.

આ સિવાય મુંડસ્થલના આ સુપ્રસિદ્ધ મહાવીર ચૈત્યની બે મૂર્તિઓ આબૂમાં લુણગવસહીમાં બિરાજમાન છે. એ બન્નેમાં લેખ વિ. સં. ૧૩૮૯ ફા. શુ. ૮ "મુંડસ્થલસત્કમહાવીરચૈત્યે." શ્રીનન્નસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવી છે.

( આબૂ ભાગ બીજો, લેખ નં. ૪૦૫ )

આ પ્રદેશમાં ભગવાન્ શ્રીમહાવીર દેવનું ઘણું માહાત્મ્ય છે. નાદીયામાં જીવિતસ્વામીની મૂર્તિ છે. બામણવાડા, અજારી આદિમાં પણ માહાત્મ્ય છે. એનું કારણ ભગવાન્ મહાવીર દેવ આ પ્રદેશમાં પધાર્યા હશે એ જ લાગે છે.

વિવિધ તીર્થકલ્પમાં દેવાર્ય શ્રી ભગવાન્ મહાવીરનાં પ્રાચીન ચૈત્યો ક્યાં ક્યાં છે તેનાં સ્થાનો જણાવતાં " मुण्डस्थले "માં પ્રાચીન વીર ચૈત્ય છે એમ જણાવ્યું છે.

આ સિવાય અંચલગચ્છીય આચાર્ય શ્રીમહેન્દ્રસૂરિજી અષ્ટોત્તરી તીર્થમાલામાં પણ લખે છે કે છદ્મસ્થ અવસ્થામાં ભગવાન્ મહાવીર મુંડસ્થલ પધાર્યા હતા અને ભગવાન મહાવીરના ૩૭મા વર્ષમાં પૂર્ણરાજ નામે ભક્તિવાન મહાનુભાવે વીરપ્રભુની મૂર્તિઓ બનાવી હતી વગેરે આ માટે જુઓ મૂલ ગાથાઓ.

अब्बुअगिरिवरमूले, मुंडस्थले नंदीरुक्खर अहभागे ।
छउमथ्थकालि वीरो, अचलसरीरो ठिओ पडिमं ॥ ९७ ॥
तो पुन्नराय नामा, कोइ महप्पा जिणस्स भत्तिए ।
कारइ पडिमं वरिसे मगतीसे वीरजम्माओ ॥ ९८ ॥
किं चूणाअट्ठारस वासस्या एयपवरतिथ्थस्स ।
तोमिच्छ(च्छ) थणममीरं थुणेमि मुंडस्थले वीरं ॥ ९९ ॥

અંચલગચ્છીય પંચપ્રતિક્રમણ સૂત્ર પૃ. ૮૧

આ સિવાય પંદરમી સદીમાં પણ મુંડસ્થલ તીર્થ વધુ જ સારી સ્થિતિમાં હતું અહીં ૧૫૧૦ શ્રી મુનિસુંદરસૂરિજીએ શ્રી લક્ષ્મીસાગરસૂરિજીને વાચકપદ આપ્યું હતું.

આ તીર્થનો જીર્ણોદ્ધાર કરવાની જરૂર છે. અત્યારે માત્ર ખંડિત મંદિર જ છે. તેમાં મૂર્તિઓ વગેરે નથી. ખરેડીની પશ્ચિમે ચાર માઇલ દૂર આ સ્થાન છે.

## શ્રી જીરાવલા પાર્શ્વનાથજી

અમદાવાદથી રેલ્વેમાર્ગ જતી દિલ્હી લાઈનમાં પાલણપુરથી ૩૨ માઈલ દૂર આબૂ રોડ સ્ટેશન( ખરેડી )થી મોટર રસ્તે અણાદરા જવું. ત્યાંથી ૮ થી ૯ ગાઉ દૂર જીરાવલા ગામ છે. અને સિરોહી સ્ટેટના માંડાર ગામથી સાત ગાઉ દૂર

---

૧. જુઓ આબૂ ભાગ બીજો.

છે. ગામ બહાર સુંદર બાવન જિનાલયનું મંદિર, વિશાલ ચોક અને નવી ધર્મશાળા બની રહી છે. હમણાં ધર્મશાળા માટે જમીનનો પાયો ખોદતાં સુંદર જૈન મૂર્તિ નીકળી છે. મંદિરમાં જીર્ણોદ્ધારનું કામ પણ ચાલે છે. પ્રાચીન લેખો પણ સારી સંખ્યામાં ઉપલબ્ધ થાય છે પણ ઘણા લેખો સોળમી અને સત્તરમી સદીના છે.

ગામમાં નાનો ઉપાશ્રય છે. શ્રાવકોનાં આઠ–દસ ઘર છે.

આ ગામની ચારે તરફ ફરતી પહાડી છે, દૂર દૂરથી પહાડો સિવાય કાંઇ જ દેખાતું નથી. પ્રદેશ પહાડી હોવા છતાંયે ખૂબ ફળદ્રૂપ છે. પહાડનાં ઝરણાંની મહેરથી પ્રદેશ લીલોછમ છે. ખારેક, આંબા વગેરે ખૂબ પ્રમાણમાં થાય છે.

આ તીર્થસ્થાનનું મંદિર પહાડીની નીચાણમાં જ આવ્યુ છે. જાણે પર્વતની તલેટીનું મંદિર હોય એવો ભાસ થાય છે.

મૂલ મંદિરમાં પેસતાં જ મૂલનાયકજીનાં દર્શન થાય છે. આ તીર્થ છે જીરાવલા પાર્શ્વનાથજીનું પરંતુ અત્યારે મૂલનાયકજી તો છે બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથજી. મૂલનાયકની બન્ને બાજુમાં શ્રી સહસ્રફણા પાર્શ્વનાથજીની મૂર્તિઓ છે, જે પ્રાચીન, સુંદર અને ભવ્ય છે.

મૂળ જીરાવલા પાર્શ્વનાથજી તો મૂળ મંદિરના બહારના ભાગની દીવાલમાં ડાબી બાજુના એક ખાંચામાં–મૂલ મંદિરની પ્રદક્ષિણામાં જતાં મંદિરની દિવાલના જ ડાબા ભાગ તરફ બે નાની દેરીઓ કરી છે તેમાં બિરાજમાન છે. તદ્દન સન્મુખ છે તે શ્રી જીરાવલા પાર્શ્વનાથજી છે. બીજી મૂર્તિ પણ જીરાવલા પાર્શ્વનાથજી અથવા પાર્શ્વનાથજી તરીકે પૂજાય છે. દિવાલમાં જ ગોખલો કરી અંદર ભગવાન બિરાજમાન કરેલા છે. બીજી દેરીમાં પદ્માવતી દેવીની–શાસનાધિષ્ઠાયકની મૂર્તિ છે.

મૂલનાયકજીની મૂર્તિને સુંદર લેપ કરેલો છે, પરન્તુ એની પ્રાચીનતા, ભવ્યતા અને ચમત્કારિતા તરત જ નજરે પડે છે આપણે શ્રીજીરાવલા પાર્શ્વનાથજીના પ્રાચીન ઇતિહાસનું નિરીક્ષણ કરી લઇએ, જે ઉપદેશસપ્તતિકામાં છે જેનો ભાવ નીચે મુજબ છે.

"મારવાડમાં 'બ્રાહ્મણપુર'* નામનુ મોટું શહેર હતું ત્યાં અનેક શ્રાવકપુંગવો વસતા હતા. બીજી પણ ઘણી વસતી હતી. અનેક સુંદર જિનમંદિરો હતાં. અને શિવમંદિરો પણ હતાં. એ નગરમાં ધાન્ધલ નામે જૈનધર્મી શેઠ રહેતો હતો. શેઠની એક ગાય દરરોજ 'સેહીલી' નદીની પાસે રહેલા પહાડની ગુફામાં જઇને દૂધ ઝરી જતી. ઘેર આવીને સાંઝે દૂધ ન્હોતી દેતી. થોડા દિવસો પછી ભરવાડણે આ સ્થાન જોયું.

* અત્યારનું વર્માણ ગામ જ બ્રાહ્મણપુર છે. બ્રહ્માણગચ્છનું ઉત્પત્તિસ્થાન આ જ છે. અત્યારે અહીં સુંદર પ્રાચીન જિનમંદિર છે. શ્રાવકોના બે ઘર છે.

ભરવાડણે આ નજરે જોયેલી હકીકત 'ધાન્ધલ શેઠ' વગેરે મુખ્ય મુખ્ય પુરુષોને કહી. તેમણે પણ આ સ્થાન જાતે જઈને નજરે જોયું અને તેમને પણ આશ્ચર્ય થયું. પછી રાત્રે નમસ્કાર મંત્રનું સ્મરણ કરીને સૂતા હતા ત્યારે રાત્રે લીલા ઘોડા ઉપર બેઠેલા સુંદર સ્વરૂપવાન પુરુષે સ્વપ્નમાં શેઠને કહ્યું કે–જે જગ્યાએ તારી ગાય દૂધ ઝવે છે ત્યાં પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ છે, હું તેમનો અધિષ્ઠાયક દેવ છું. દેવાધિદેવની મહાપૂજા, પ્રભાવના થાય એવું તું કર." આમ કહી દેવ અંતર્ધ્યાન (અદૃશ્ય) થયા. પ્રાતઃકાલે શેઠે ત્યાં જમીન ખોદાવી અને શ્રી પાર્શ્વનાથજીની મૂર્તિને બહાર કાઢી રથમાં બેસારી, એટલામાં જીરાપલ્લી ગામનાં માણસો આવ્યા. મૂર્તિને જોઈને તેઓ બોલ્યા–અમારા સીમાડામાંથી નીકળેલી મૂર્તિને તમે કેમ લઈ જાઓ છો? આ મૂર્તિ અમે લઈ જઈશું. આમાં બન્ને પક્ષોને વિવાદ થયો. પછી વૃદ્ધ માણસોએ કહ્યું–ભાઈઓ, વિવાદ શા માટે કરો છો? રથને એક બળદ આપણો જોડો અને એક બળદ જીરાવલાનો જોડો. એમ બે બળદ જોડો. બે બળદ એની મેળે રથને લઈ જાય ત્યાં મૂર્તિ જાય. આ પ્રમાણે કરવામાં આવ્યું. બળદ રથને જીરાપલ્લી તરફ લઈ ગયા. જીરાવલાના મહાજને ઉત્સવપૂર્વક પ્રભુજીનો નગરપ્રવેશ કરાવ્યો.

અહીં શ્રી મહાવીરપ્રભુનું સુંદર મંદિર હતું. શ્રી સંઘે સર્વ સંઘની અનુમતિ લઈ મૂલનાયકજીને અન્યત્ર પધરાવી તે સ્થાને શ્રી પાર્શ્વનાથપ્રભુની મૂર્તિ બિરાજમાન કરી.* આ પ્રતિષ્ઠા શ્રી અજિતદેવસૂરિજીએ× ૧૧૯૧ માં કરાવી છે.

પ્રતિષ્ઠા પછી ટૂંક સમયમાં જ આ સ્થાન તીર્થરૂપે પ્રસિદ્ધિ પામ્યું. તીર્થનો મહિમા વધ્યો. અનેક લોકો ત્યાં આવતા અને વિવિધ પ્રકારના અભિગ્રહો રાખતા, અને તેમના અભિગ્રહો અધિષ્ઠાયક દેવો પૂર્ણ કરતા હતા, જેથી તીર્થનો મહિમા ચોતરફ ફેલાવા માંડ્યો. તીર્થની વ્યવસ્થા 'ધાન્ધલ' શેઠ કરતા હતા.

એક વાર જાવાલીપુરથી મુસલમાનોની સેના ચઢી આવી. અધિષ્ઠાયક દેવે તીર્થરક્ષા કરી–સેના લઈ સામે જઈ યુદ્ધ કર્યું અને મુસલમાન સેનાને નસાડી મૂકી–તેને પરાજિત કરી સેના તો હાર ખાઈ ચાલી ગઈ પરન્તુ તેમાં 'સાતશેખ' મૌલવીઓ હતા. તેઓ જૈન સાધુનો વેશ પહેરી, ગુપ્ત રીતે મંદિરમાં રાત રહ્યા. પોતાની સાથે ગુપ્ત રીતે લોહીના ભરેલા શીસા લાવ્યા હતા, તેમાંથી લોહી કાઢીને છાંટ્યું, મંદિર અપવિત્ર કર્યું અને મૂર્તિને ખંડિત કરી. લોહીના સ્પર્શથી દેવોને પ્રભાવ ચાલ્યો જાય છે–આવાં શાસ્ત્ર વચન છે. મૂર્તિને ખંડિત કર્યા પછી શેખોને પણ ચેન ન પડ્યું. સ્હવારમાં લોકોએ આ જોયું. ત્યાંના રાજાએ તેમને પકડયા અને મારી નંખાવ્યા. આવા ઘોર પાપનું ફલ તત્કાલ જ મલે છે.

* પાર્શ્વનાથજી ભગવાનનું નવું ભવ્ય જિનમંદિર બનાવ્યું અને નવા મંદિરમાં પાર્શ્વનાથ ભગવાન સ્થાપિત કર્યા.

× શ્રી અજિતદેવસૂરિજી બારમી શતાબ્દીના પ્રસિદ્ધ આચાર્ય છે. તેઓ વાદિ શ્રી દેવસૂરિજીના ગુરુભાઈ થાય છે.

મૂર્તિ ખંડિત થવાથી ધાન્ધલ શેઠ વગેરે ભક્તવર્ગને પારાવાર દુઃખ થયું. અન્તે ઉપવાસ કરીને રહ્યા. રાત્રે દેવે તેમને કહ્યું–તમે ખેદ ન કરશો. ભાવિભાવ કોઇ મિથ્યા નથી કરી શકતું. હવે તમે મૂર્તિને નવ શેર લાપસીમાં–મૂર્તિના જે નવ ટુકડા થયા છે તેને જોડીને લાપસીમાં દબાવી રાખો. સાત દિવસ દરવાજા બંધ રાખજો. સાત દિવસ પછી દરવાજા ઉઘાડશો તો મૂર્તિ આખી સંધાઇ જશે, પરન્તુ થયું એવું કે બરાબર સાતમે જ દિવસે કોઇ સંઘ દર્શન માટે આવ્યો. સંઘના અતીવ આગ્રહથી સાતમે દિવસે જ દરવાજા ઉઘાડ્યા અને મૂર્તિને બહાર કાઢી. અંગો બધાં સંધાઈ ગયા હતા પરન્તુ અંદર રેખાઓ–ખાડા સાફ દેખાતા હતા.

હવે જે સેના–મુસલમાન સમ્રાટની સેના બચી હતી તે પોતાના નગરમાં ગઇ. ત્યાં તેમને પોતાના ઘરોમાં વિવિધ ઉપદ્રવો થવા માંડયા. સમ્રાટે પણ આ સમાચાર સાંભળ્યા. એને પણ ડર લાગવા માંડ્યો. એટલે પોતાના દિવાનને જીરાવલા મોકલ્યો. દિવાનને સ્વપ્નમાં અધિષ્ઠાયક દેવે કહ્યું કે–તમારો રાજા અહીં આવી માથું મુંડાવે તો રાજાને અને પ્રજાને શાંતિ થશે. પાદશાહે ત્યાં આવી માથું મુંડાવ્યું અને ઘણા જ ઉત્સવપૂર્વક શાસનપ્રભાવના કરી જેથી તેને શાંતિ થઇ. રાજાનું અનુકરણ લોકોએ પણ કર્યું. ત્યારથી અદ્યાવધિ માથું મુંડાવવાની પ્રથા દેખાય છે.

તીર્થનું માહાત્મ્ય ખૂબ વધતું જતું હતું. એક વાર અધિષ્ઠાયકદેવે સ્વપ્નમાં આવી વ્યવસ્થાપકને જણાવ્યું કે–“ખંડિત મૂર્તિ મૂલનાયક તરીકે શોભતી નથી, માટે મારા નામથી જ બીજી મૂર્તિને મૂલનાયક તરીકે સ્થાપો. તેથી શ્રી પાર્શ્વનાથજીની બીજી મૂર્તિ મૂલનાયકજી તરીકે સ્થાપિત કરી, જે અદ્યાવધિ આ લોક અને પરલોકના ફલાર્થી ભવ્ય જનોથી પૂજાય છે. પ્રાચીન પ્રતિમાજીને મૂલનાયકજીની ડાબી બાજુ પધરાવ્યાં છે, જેમની પૂજા–અર્ચન–નમસ્કાર થાય છે અને ધ્વજાદિ ચઢે છે. આ પ્રતિમાજી પ્રાચીન હોવાથી “દાદા પાર્શ્વનાથજી”ના નામે કહેવાય છે,–ઓળખાય છે.

આજે પણ આ પ્રતિમાજી સમક્ષ પ્રાયઃ બાળકોની શિરોમુંડનાદિ ક્રિયા થાય છે. તીર્થનો વહીવટ ‘ધાન્ધલ’ના સન્તાનમાં ‘સીહડ’ શ્રેષ્ઠી કરે છે જે અત્યારે ધાન્ધલ શેઠની ચૌદમી પેઢીએ છે એમ વૃધ્ધો કહે છે. આ તીર્થની સ્થાપના ૧૧૦૯(૧૧૯૦)માં થઇ છે.

(ઉપદેશસપ્તતિકા પૃ. ૩૫, ૩૬, ૩૭, રચના સં. ૧૫૦૩ શ્રી જૈન આત્માનંદ સભાદ્વારા પ્રકાશિત.)

ઉપરનું કથન ઉપદેશસપ્તતિકાકાર સુધીના સમયનું છે પરંતુ અત્યારે તો મૂલનાયકજી શ્રી નેમિનાથજી ભગવાન છે અને શ્રી જીરાવલા પાર્શ્વનાથજી પણ મૂલગભારાની બહાર પ્રદક્ષિણાની દીવાલમાં છે.

આ સંબંધી શ્રી વીરવંશાવલીમાં પણ નીચે પ્રમાણે ઉલ્લેખ છે

" तिवारइं धांधलइं प्रासादनिपन्नाचि महोत्सवे वि. सं. ११९१ वर्षि श्रीपार्श्वने प्रासादे थाप्या । श्रीअजितदेवसूरिहिं प्रतिष्ठया "

વીરવંશાવળીમાં ઉપર્યુક્ત પ્રસંગ જીરાવલામાં બન્યાનું લખ્યું છે. આ તીર્થનો મહિમા જોઈને જ કહેવાયું છે કે–

" प्रबलेऽपि कलिकाले स्मृतमपि यन्नाम हरति दुरितानि ।
कामितफलानि कुरुते स जयति जीराउलापार्श्वः ॥ "

આજે પણ નવીન બંધાતા જિનમંદિરની પ્રતિષ્ઠાસમયે પ્રતિષ્ઠા પહેલાં દરેક મંદિરમાં "श्रीजीराउलापार्श्वनाथाय नमोनमः" લખાય છે. તેમજ ધાર્મિક શુભ કાર્યોમાં પણ "श्रीजीराउलापार्श्वनाथाय नमोनमः" લખાય છે.

શ્રી પાર્શ્વનાથ ભગવાનનું બિંબ સંપ્રતિ મહારાજાના સમયનું છે, તેમજ મંદિરમાં પણ પ્રાચીન મૂર્તિઓ છે.

જીરાવલાજીમાં ભા. શુ. ૬ દરવર્ષે મેળો ભરાય છે. પોષ દશમીનો પણ મેળો ભરાય છે અને ભા. શુ. ૪ દેરાસરજી ઉપર ધ્વજા ચઢે છે.

આ સિવાય નીચેનાં સ્થાનોમાં પણ જીરાવલાજી પાર્શ્વનાથની મૂર્તિ હોવાનું મનાય છે.

૧. ઓરીસ્સામાં આવેલુ પ્રસિદ્ધ ભારતીય વૈષ્ણવ તીર્થ જગન્નાથપુરીમાં ત્યાંના રાજાએ જીરાવલા પાર્શ્વનાથજીનું મંદિર બંધાવ્યું હતું અને આ તીર્થનો મહિમા–પ્રભાવ બહુ જ પ્રસિદ્ધ હતો, પરન્તુ શંકરાચાર્યજીના સમયમાં અહીં તીર્થ પરાવર્તન થયું અને તેની ખ્યાતિ અજૈન તીર્થ તરીકે થઈ, પરન્તુ ત્યાં જઈને જોઈ આવનાર મહાનુભાવો તો કહે છે કે–પદ્માસનસ્થ જૈન મૂર્તિ છે. આમાં કેટલાક કહે છે કે–આદીશ્વરજીની મૂર્તિ છે, જ્યારે કેટલાક કહે છે કે પાર્શ્વનાથજીની મૂર્તિ છે; પરંતુ જૈન મૂર્તિ છે, એ ચોક્કસ છે. એનો ફોટો પણ જોયો છે, જે જૈન મૂર્તિ હોવાની જ સાક્ષી પૂરે છે.

૨. મારવાડમાં સાદરી–ઘાનેરામાં પણ જીરાવલા પાર્શ્વનાથની મૂર્તિ છે, જે પ્રભાવશાળી છે.

૩. નાડલાઈમાં પણ ચમત્કારિક શ્રી જીરાવલા પાર્શ્વનાથજી ડુંગર ઉપર છે.

૪. ડીસાથી નજીકમાં પણ જીરાપલ્લી ગામ છે ત્યાં પણ જીરાવલા પાર્શ્વનાથજીનું મંદિર છે.

૫. નડીઆદમાં શ્રી જીરાવલા પાર્શ્વનાથજીનું મંદિર છે.

૬. બલોલમાં શ્રી જીરાવલા પાર્શ્વનાથજીનુ મંદિર છે. આ મંદિર ૧૮૪૧ માં સ્થાપિત થયું છે. (બોટાદ સ્ટેશનથી ત્રણ ગાઉ દૂર આ ગામ છે.)

૭. ઘાટકોપરમાં શ્રી જીરાવલા પાર્શ્વનાથજી છે.

આ મંદિરમાં ઉપલબ્ધ થતા લેખો તો ઘણા છે પરન્તુ થોડા નીચે આપ્યા છે.

જીરાવલા ગામની ચારે બાજુ ટીંબા પણ છે. અવારનવાર ખોદતાં જૈન મૂર્તિઓ વગેરે નીકળે પણ છે એટલે આ પ્રાચીન જૈન તીર્થ છે એમાં તો સંદેહ નથી જ. સુંદર આત્મિક પ્રમોદપ્રદ આ તીર્થની યાત્રા જરૂર કરવા જેવી છે.

મહામંત્રી પેથડકુમાર, ઝાંઝણકુમાર, તેના પુત્ર ચાહડ વગેરેએ જીરાવલાજી તીર્થની યાત્રાઓ કરી છે અને અહીં મંદિર પણ બંધાવ્યું છે. "जीरापुरे श्रीपार्श्वे" એવો ઉલ્લેખ મળે છે. તેઓ સંઘ સહિત આવ્યા છે આ પછી સિરોહીના રાણા લાખા(લલ)ના અમાત્યોને લઈને શત્રુંજયની યાત્રાએ સંઘ લઈને જનાર પ્રા. . કો ઉજલ અને કાજાએ સોમદેવસૂરિજી સાથે જીરાપલ્લીની સાત દિવસ સુધી યાત્રા કરી છે. તેમજ માંડવગઢના સં. વેલાએ સુમતિસુંદરજીના ઉપદેશથી મોટો સંઘ કાઢયો છે તે પણ અહીં જીરાવલ્લી આવ્યા છે. તેમજ સં. રત્ના, મેઘા અને જેશીંગે પણ જીરાવલાજીનો સંઘ કાઢી યાત્રા કરી છે.

ત્યાર પછી ૧૫૧૨ શ્રી જિનભદ્રસૂરિજીએ અહીં રહી સાધના કરી હતી અને શ્રી પાર્શ્વનાથ પ્રભુના પ્રસાદથી માંડવગઢના ગ્યાસુદીન શાહની મહાસભામાં વાદવિજેતા બન્યા હતા.

છેલ્લે ૧૮૯૧ જેસલમેરના દાનવીર બાફણા ગુમાનચંદ બહાદરમલ્લે શત્રુંજયનો મોટો સંઘ કાઢયો હતો જેમાં ૨૩ લાખ રૂપિયા ખર્ચ્યા હતા. તે સંઘ પણ જીરાવલાજીની યાત્રાએ આવેલ હતો. આ વસ્તુ એટલા ખાતર જ નોંધી છે કે તીર્થનો પ્રભાવ બારમી સદીથી તે અદ્યાવધિ વિદ્યમાન છે. અનેક ભાવિકો તીર્થયાત્રા કરી મનોવાંછિત ફળ મેળવે છે.

જીરાવલા પાર્શ્વનાથજીના મંદિરની આજુબાજુની દેરીઓમાં પ્રાચીન શિલાલેખો પણ મળે છે. ઠેઠ વિ. સ. ની પંદરમી સદીથી તે ઠેઠ ઓગણીસમી સદી સુધીના લેખો છે. પ્રાચીન લેખો તો ઘસાયેલા અને જીર્ણ છે. બાકી ૧૪૧૧-૧૪૮૧-૧૪૮૩-૧૪૮૨-૮૩ વગેરેના લેખો અંચલગચ્છ, ઉપકેશગચ્છ, તપાગચ્છના તથા ખરતરગચ્છના આચાર્યોએ પ્રતિષ્ઠા કરાવ્યાના છે. આમાં ઘણા લેખો આ. શ્રી સોમસુંદરસૂરિજી અને તેમના પરિવારના છે તેમજ દાંતરાઇ ગામના શ્રાવકોનાં તેમાં નામ છે. સં. ૧૮૫૧ માં જીરાવલાના સંઘે ૩૦૧૧૧ રૂપિયા ખર્ચી જે જીર્ણોદ્ધાર કરાવ્યો છે તેનો પણ લેખ છે. અહીંના લેખો સારા ઐતિહાસિક સાહિત્યથી ભરેલા છે.

( કેટલાક લેખો, બાબુ પૂરણચંદ, ના. પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા. ૧ માં પૃ ૨૭૦-૭૧-૭૨ માં છે. )

## બ્રહ્માણ (વરમાણ)

જીરાવલા પાર્શ્વનાથજી જે સ્થાનેથી નીકળ્યા તે બ્રહ્માણનગર એ જ અત્યારનું વરમાણ છે. જીરાવલાથી દક્ષિણ પશ્ચિમમાં મંડાર તરફ લગભગ ચાર ગાઉ દૂર આ ગામ છે. બ્રહ્માણ ગચ્છની ઉત્પત્તિનું સ્થાન આ બ્રહ્માણપુર (વરમાણ) છે. અહીં

અત્યારે સુંદર કોરણીદાર મજબૂત પત્થરોનું ભવ્ય એક જિનમંદિર છે, જેમાં મૂલનાયક શ્રી મહાવીર દેવની સાડાત્રણ હાથની વિશાલ સુંદર મૂર્તિ છે. આ મંદિર મોંઢેરાના ગામ બહારના પ્રાચીન મંદિરનું સ્મરણ કરાવે છે. મોંઢેરાના આ મંદિરને અમે જૈન મંદિર માનીએ છીએ પણ જેમને સંશય હોય તેઓ આ વરમાણનું મંદિર જોઇ પૂરી ખાત્રી કરી લ્યે. મૂલ મંદિરના પ્રવેશદ્વારમાં બન્ને તરફ શ્રી પાર્શ્વનાથ ભગવાનની ત્રણ ત્રણ હાથ મોટી સુંદર મૂર્તિઓ છે.

મૂલનાયકજીની બદામી રંગની સુંદર મૂર્તિ પરમ દર્શનીય છે. ગામના એક ખૂણામાં ટેકરા ઉપર આ સુંદર મંદિર આવ્યું છે. સંપ્રતિ મહારાજાના સમયની પ્રાચીન મૂર્તિ દેખાય છે. આ મંદિર વિક્રમની દશમી સદીમાં બન્યાનું પ્રસિદ્ધ છે.

શ્રી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ ઉપર આ પ્રમાણે લેખ છે.

"सं. १३५१ वर्षे माघ वदि १ सोमे प्राग्वाटज्ञातीय श्रे. साजण भा. राहला पु. पूनसिंह भा. पमा लज्जाल्लु, पुत्र पद्म, भा० मोहिनीपुत्रैर्विजयसिंहसूरे-रुपदेशाज्जिनयुगलं कारितम् ॥"

બીજી મૂર્તિ ઉપર પણ આ પ્રમાણે લેખ છે-

"सं. १३५१ वर्षे ब्रह्माणगच्छे चैत्ये मडाहडीयपूनसिंह भार्यापदमलपुत्र-पद्मदेवैर्जिनयुगलं कारितं प्रतिष्ठितं श्रीविजयसिंहसूरिभिः॥"

મૂલમંડપના સ્થંભ ઉપર પણ લેખ છે-

"सं. १४४६ वर्षे वैशाख वदि ११ बुधे ब्रह्माणगच्छीयभट्टारक श्रीमत्सु-व्रतसूरिपट्टे श्रीमदीश्वरसूरिपट्टे श्रीविजयपुण्यसूरिपट्टे श्रीरत्नाकरसूरिपट्टे श्री-हेमतिलकसूरिभिः पूनसिंहश्रेयोऽर्थं मंडपः कारापितः ॥"

દક્ષિણ તરફની દેવકુલિકાની પટ્ટાકાર શિલામાં નીચે પ્રમાણે લેખ છે-

"सं. १२४२ वैशाख शुदि १५ वार सोमे श्रीमहावीरबिंबं श्रीअजित-स्वामीदेवकुलिकायाः पूर्णिगपुत्रब्रह्मदत्त, जिनद्वापवन्ना, मना सायग्रप्रमुखैः पट्टशिला कारापिता सूत्रधारपूनडेन घटिता ।"

આ સિવાય ઇંદ્ર મહારાજ પ્રભુને ખોળામાં લઇને બેઠા છે (જન્મોત્સવ), નેમનાથ ભગવાનની જાન, માતા પ્રભુજીને ખોળામાં લઇને બેઠાં છે, વગેરે ભાવો છતમાં કોતરેલા છે, જેમાં લેખો પણ છે. આબૂની કોરણીનું સ્મરણ કરાવે તેવી સુંદર પદ્મદલોની રચના બહુ જ આકર્ષક છે. થાંભલા ઉપરની કોરણી, ઘુમ્મટની વચ્ચેની કોરણી ખાસ દર્શનીય છે.

અહીંના જૈનો એમ પણ કહે છે કે–આ મંદિરથી લગભગ સો કદમ દૂર એક બાવન જિનાલયનું ધ્વસ્ત મંદિર છે. જેમાં ૪।। થી ૫ હાથ મોટી શ્રી આદિનાથજીની ખંડિત મૂર્ત હતી તે ભંડારી દીધેલી છે. આ મંદિરના પત્થરો ઘણા તો ઉપડી ગયા છે; માત્ર પાયાનો ભાગ વગેરે દેખાય છે.

આ સિવાય ગામ બહાર વાંગા નદી તરફ બ્રહ્માણસ્વામીનું મંદિર છે. જોનારને એક વાર તો એમ થાય કે કદાચ પ્રાચીન જૈન મંદિર જ હોય. મંદિરના સ્થંભો ઉપર તથા છતમાં પણ લેખો છે, જેમાં એક લેખ તો ૧૦૧૬ નો છે તથા બીજા ૧૩૧૫, ૧૩૪૨, ૧૩૫૬ વગેરેના લેખો છે.

અહીંથી મજબૂત પત્થરો ઘણા નીકળે છે. જે આરસ જેવા હોય છે. આ બાજુ મંદિરો વગેરે બંધાવવામાં અહીંનો પત્થર વપરાય છે. અત્યારે અહીં શ્રાવકોનાં માત્ર બે ત્રણ ઘર છે. બાકી મંદિર પરમ દર્શનીય છે. સિરોહી સ્ટેટનું ગામ છે.

## કાયદ્રાં–કાસહૃદ

શિરોહી સ્ટેટની પ્રાચીન રાજધાની અને કાસહૃદ ગચ્છનુ ઉત્પત્તિસ્થાન આ 'કાયદ્રાં' છે. અહીં એક પ્રાચીન જિનમંદિર હતુ, જેનો હમણાં જીર્ણોધ્ધાર થયો છે. મુખ્ય મંદિરની ચારે તરફની નાની દેરીમાંથી એક દેરી ઉપર વિ. સં. ૧૦૯૧ નો લેખ છે. આ સિવાય એક બીજું પણ પ્રાચીન મંદિર હતું, જેના કેટલાક પત્થરો તો રોહીડાના જૈન મંદિરમાં ઉપયોગમા લેવાયા છે. અહીં એક વાર હજારો જૈનોની વસ્તી હતી. વિ. સં. ૧૦૯૧ નો લેખ આ પ્રમાણે છે—

श्रीभिल्लमालनिर्यातः प्राग्वाटः वणिजांवरः ।
श्रीपतिरिवलक्ष्मीयुग् गोलंच्छ्रीराजपूजितः ॥ १ ॥
आकरो गुणरत्नानां बंधुपद्मदिवाकरः ।
जज्जुपस्तस्य पुत्रः स्यान्मम्मरामौ ततोऽपरौ ॥ २ ॥
जज्जुसुतगुणाढयेन वामनेन भवाद् भयम् ।
दृष्ट्वा चक्रे गृहं जैनं मुक्त्यै विश्वमनोहरम् ॥ ३ ॥ संवत १०९१

આ શિલાલેખથી એમ સમજાય છે કે "વિક્રમ સંવત ૧૦૯૧ માં ભીનમાલનિવાસી શેઠ જજ્જુકના પુત્ર વામને આ ભવ્ય મંદિર બનાવ્યું હતું."

અહીંથી નીકળેલ કાસહૃદીય ગચ્છમાં શ્રી ઉદ્યોતનસૂરિ, શ્રી સિંહસૂરિ આદિ સમર્થ જૈનાચાર્યો થયા છે.

કાસહૃદ–કાયદ્રાં સિરોહી સ્ટેટની પુરાણી રાજધાની તો હતી જ કિન્તુ સિરોહી સ્ટેટમાં પણ આ નગરની પ્રાચીનતા માટે ભારે ગૌરવ લેવામાં આવે છે આ પ્રાંતની 'કાશી' તરીકે આ નગરની ખ્યાતિ હતી.

અત્યારે તો નાનું ગામડું છે. જૈનોનાં માત્ર ૨૦ ઘર છે અને બીજી વસ્તી પણ થોડી છે. અહીં પંડિતોને બદલે....નો વાસ છે.

## સાચોર

સુપ્રસિદ્ધ વિદ્યાવિલાસી અને દાનવીર મહારાજા ભોજરાજાના સમયના પ્રસિદ્ધ જૈન મહાકવિ ધનપાલ અહીં આવ્યા હતા અને તેમણે "સત્યપુરીમંડન મહાવીર ઉત્સાહ" સ્તોત્ર રચ્યું અને બીજું વિરોધાભાસ અલંકારથી અલંકૃત શ્રી મહાવીર સ્તુતિસ્તોત્ર બનાવ્યુ છે જે વાંચતાં કવિની ભક્તિ અને તીર્થમાહાત્મ્યનો પરિચય ખૂબ થઈ જાય છે. સ્તોત્ર ૧૫ ગાથાનું છે. સત્યપુરમંડન મહાવીર ઉત્સાહ સ્તુતિમાં કવિ જણાવે છે કે–

" कोरिंट–सिरिमाल–धार–आहावडु–नराणउं,
अणहिलवाडउं, विजयकोट्टु, पुणपालि–तणुं ।
पिक्खिवि ताव बहुत्त ठाम मणि चोज्जुपईसइ,
जंअज्जवि सच्चउरी वीरु लोयणि हिन दीसइ ॥ "

ભાવાર્થ–" કોરીંટ, શ્રીમાલ, ધાર, આહાડ, નરાણા, અણહિલવાડ, વિજયકોટ અને પાલીતાણા વગેરે સ્થાનોમાં ઘણી દેવમૂર્તિઓ જોઇ પણ સાચોરના મહાવીરને જોઈને જેવુ મન ઠરે છે તેવું કયાંયે ઠરતું નથી." અર્થાત્ તે વખતે સત્યપુર મહાવીર ઘણું જ મહત્વનું સ્થાન હશે.

ગાથા ૫–૬–૭ માં કવિરાજ લખે છે કે "સાચોરના આ મહાવીર ઉપર તુર્કો સિવાય બીજો પણ હલ્લો થયો છે જેમાં કોઇ જોગ નામના રાજાએ ઘોડા અને હાથીઓને જોડી ભગવાનની મૂર્તિને દોરડાઓવડે તાણી કાઢવાનો પ્રયત્ન કર્યો છે; તેમજ કુહાડીના ઘા મારીને પણ એ મૂર્તિ તોડી નાંખવાનો ઉપાય અજમાવી જોયો છે. છતાં એ મૂર્તિ દેવબળે સ્થિર થઈને રહી છે અને એના ઉપર લાગેલા કુહાડાના ઘાના નિશાન આજે પણ નજરે દેખાય છે.

એ જ કવિ દરેક તીર્થોમાં આ તીર્થની મહત્તા વર્ણવ્યા પછી પણ ભક્તિથી ગાતાં જણાવે છે કે–" તુરકોએ શ્રીમાલદેશ, અણહીલવાડ, ચડ્ડાવલ્લી (ચંદ્રાવતી), સોરઠ, દેલવાડા અને સોમેશ્વર એ બધાં સ્થાનોનો નાશ કર્યો હતો પરંતુ એક માત્ર સાચોરના મહાવીરને (મંદિરને) તેઓ નથી ભાંગી શકયા." (ખરે જ ભક્ત કવિની વાણી આ કલિકાલમાં ન જળવાઇ અને પાછળથી શાસનદેવના પ્રમાદથી મુસલમાની હુમલામાં મંદિરને નુકશાન થયું છે)

અગિયારમી ગાથામાં કવિરાજ તીર્થની મહત્તા લખતાં વધુ જણાવે છે કેઃ–

" जिम महंतु गिरिवरह मेरु गहगणह दिवायरू,
जिम महंतु सु सयंभुरमणु उवहिहिं रयणायरू ।
जिम महंतु सुरवरहमज्झि सुरलोइ सुरेसरू,
तिम महंतु तियलोयतिलउ सच्चउरिजिणेसरू ॥ ११ ॥ "

મારવાડના જોધપુર રાજ્યના દક્ષિણ ભાગમાં સાચોર કરીને એક ગામ છે. એ ગામનું અસલ સંસ્કૃત નામ સત્યપુર છે. એનું પ્રાકૃતમાં સચ્ચઉર થઇ અપભ્રંશ રૂપાન્તર સાચોર બન્યું છે. એ સ્થાન ઘણું જૂનું પ્રાચીન અને પવિત્ર છે. દરેક મૂર્તિપૂજક જૈન પ્રાતઃકાલમાં પ્રતિક્રમણ કરતાં " जयउ वीर सच्चउरिमंडण " એવા શબ્દોથી આ તીર્થને વંદના કરે છે. વિવિધ તીર્થકલ્પમાં શ્રી જિનપ્રભસૂરિજી આ તીર્થનો પરિચય આ પ્રમાણે આપે છે–

ભરતક્ષેત્રના દક્ષિણાર્ધ વિભાગમાં આવેલા મરૂમંડલ ( મારવાડ ) માં સત્યપુર નામનુ નગર છે. તે નગરના જિનાલયમાં નાહડ રાજાએ ભરાવેલ અને શ્રીમાન જજ્જ(જ્જી)ગસૂરિજી ગણધરે પ્રતિષ્ઠિત કરેલ શ્રી મહાવીરસ્વામિની પિત્તલમય પ્રતિમા બિરાજમાન છે, તેની ઉત્પત્તિ આ પ્રમાણે છે–

પહેલા ૧નડ્ડલદેશના આભૂષણભૂત ૨મંડોવર નગરના રાજાને તેના બળવત કુટુમ્બીઓએ મારી નાંખીને તે નગર તેઓએ પોતાને સ્વાધીન કર્યું તે વખતે ઉક્ત રાજાની રાણી ગર્ભવતી હતી, તેથી ત્યાંથી નાસીને ૩બંભાણપુર(બ્રહ્માણ) ગઇ. ત્યાં તેણે સર્વ શુભ લક્ષણયુક્ત પુત્રનો જન્મ આપ્યો

કોઇ એક દિવસે તે રાણી તે નગરની બહારના એક વૃક્ષની ડાળીએ બાંધેલી ઝોળીમાં પોતાના બાળકને સુવાડીને પોતે નજીકમાં કંઈ કામ કરતી હતી દૈવયોગથી તે વખતે શ્રીમાન્ જજ્જિગસૂરિજી મહારાજ ત્યાં પધાર્યા. તેઓ, વૃક્ષની છાયા તે બાળક ઉપરથી નહિ ખસવાથી 'આ કોઇ પુણ્યશાળી જીવ છે' એમ જાણી ઘણીવાર સુધી તે બાળકને જોતા રહ્યા, તેથી રાણીએ આવી સૂરિજીને પૂછ્યું કે–મહારાજ ! આ પુત્ર કુલક્ષણો–કુલનો ક્ષય કરનારો દેખાય છે શુ ? સૂરિજીએ કહ્યું કે–આ તમારો પુત્ર મહાપુરુષ થશે, માટે તેનું બહુ સંભાળપૂર્વક પાલન કરજો. તે બાળકનુ નામ નાહડ રાખ્યુ. સૂરિજીએ તેને નવકારમંત્ર શીખવાડયો. અનુક્રમે નવકારમંત્રના પ્રભાવથી સુવર્ણપુરુષ સિધ્ધ કરીને તે નાહડ મહાપરાક્રમી તથા સમૃદ્ધિવાન થયો અને પોતાના પિતાનું રાજ્ય તેણે પુનઃ પ્રાપ્ત કર્યું.

ઉપર્યુક્ત સૂરિજીના ઉપદેશથી તેણે ચોવીશ મોટાં જિનાલયો કરાવ્યાં. પછી કોઈ વખતે તે નાહડે પોતાના ગુરુ જજ્જીગસૂરિજીને વિનંતિ કરીને કહ્યુ કે–આપની તથા મારી કીર્તિ ઘણા કાલ પર્યંત પ્રસરતી રહે, એવું કોઈ કાર્ય કરવા માટે મને ઉપદેશ આપો એટલે સૂરિજીએ જે જગ્યાએ ગાયના ચારે આંચળોથી દૂધ

---

૧ ગોડવાડના પંચતીર્થીમા આવેલુ હાલનુ નાંડલ એ જ પહેલા નડ્ડુલના નામથી પ્રસિદ્ધ હશે.

૨. જોધપુર સ્ટેટમા પ્રાયઃ જોધપુર પાસે જ છે. એક આબૂની તલાટીમા પણ મંડોર છે.

૩. કદાચ બામણવાડા એ જ બ્રાહ્મણપુર હોય. અથવા વરમાણ કે જે બ્રહ્માણ–બ્રહ્માણપુર કહેવાય છે તે પણ હોય. બામણવાડા કરતા મને વરમાણ ઠીક લાગે છે.

ઠરતું હતું તે સ્થાન રાજાને દેખાડીને ત્યાં જિનમંદિર બંધાવવાનો ઉપદેશ કર્યો. તેથી નાહડ રાજાએ સત્યપુર(સાચોર)માં શ્રી વીરભગવાનના નિર્વાણ પછી છસો વર્ષે ગગનચુમ્બી શિખરવાળું વિશાલ જિનમંદિર બંધાવ્યું, અને તેમાં મહાવીરસ્વામીની પિત્તલમય પ્રતિમા સ્થાપન કરી જેની પ્રતિષ્ઠા શ્રી જજ્જિગસૂરિજીએ કરી. આ જ મુહૂર્તમાં સૂરિજીએ વિંધ્યરાયની ઘોડા ઉપર બેઠેલી મૂર્તિની પ્રતિષ્ઠા કરી અને આ જ સમયે શંખ નામના રાજપુત્રે શંખ કૂવો ખોદ્યો. આ કૂવો કદી કોઈ વખત સુકાઈ ગયો હોય તોપણ વૈશાખ શુદિ ૧૫ને દિવસે કૂવો પાણીથી ભરાઈ જાય છે. અને આ જ લગ્નમાં કોરંટક(?) તથા વયણપ ગામમાંની શ્રી વીરભગવાનની બે પ્રતિમાઓની સાધુઓ તથા શ્રાવકોની સાથે મોકલાવેલા વાસક્ષેપથી પ્રતિષ્ઠા કરાવી હતી

પોતે ભરાવેલ શ્રી મહાવીર પ્રભુની મૂર્તિની પૂજા નાહડ રાજા હમેશાં કરે છે. બ્રહ્મશાંતિ નામનો યક્ષ પણ નિરંતર મૂર્તિની સેવા-રક્ષા કરે છે. બ્રહ્મશાંતિ યક્ષ કે જે પહેલાં શૂલપાણી યક્ષના નામથી પ્રસિધ્ધ હતો તે શ્રી વીર પ્રભુથી પ્રતિબોધ પામી શ્રી વીર પ્રભુનો ભક્ત થયો ત્યારથી તે યક્ષનું નામ શ્રી બ્રહ્મશાંતિ પડ્યું હતું. તે પ્રતિષ્ઠાનાં ચમત્કારિકપ્રભાવથી આકર્ષિત થઈને સત્યપુરના શ્રી વીરપ્રભુના ચૈત્યમાં રહે છે અને ભગવાનની સેવા કરે છે.

વિ. સં. ૮૪૫ માં ગીજનીપતિ હમ્મીરે વલ્લભીપુર નગરને ભાંગ્યું. ત્યાર પછી વિ. સં. ૧૦૮૧ માં ગીજનીપતિ મ્લેચ્છ રાજા ગુજરાતને લૂટી સત્યપુર આવી પહોંચ્યો. શ્રી મહાવીરસ્વામીના ચૈત્યને અને મૂર્તિને તોડવાના તેણે ઘણા ઘણા પ્રયત્ન કર્યા પણ એકેયમાં ને ન ફાવ્યો. તેણે મૂર્તિને હટાવવા હાથીઓ જોડ્યા તોપણ મૂર્તિ ન હટી. બળદ જોડ્યા બ્રહ્મશાંતિ યક્ષે બળદો ઉપરના પ્રેમથી મૂર્તિ ચાર આંગળ ચલાવી પછી સ્થિર થઇ ગઇ. મૂર્તિ તોડવા ઘણના ઘા કર્યા તો તે તેના અંતઃપુરને લાગવા માંડ્યા. તરવારના ઘા પણ નિષ્ફળ નિવડ્યા આખરે મૂર્તિની આંગળી કાપી તે મ્લેચ્છો ભાગ્યા પણ રસ્તામાં ઘોડાના પુંછડાં તથા દાઢી-મુછ બળવા માંડી, સૈનિકો નીચે પડવા માંડ્યા, શક્તિહીન થઇ ગયા. આખરે રહેમાનનું સ્મરણ કરવા લાગ્યા, તેવામાં આકાશવાણી થઈ કે-તમે શ્રી વીરપ્રભુની મૂર્તિની આંગળી કાપી લાવ્યા છો તેથી આમરણાંત કષ્ટમાં પડ્યા છો. તે સાંભળી બધા આશ્ચર્યચકિત થઇ ગયા અને મસ્તક ધૂણાવવા લાગ્યા. ગજનીપતિની આજ્ઞાથી ભયભીત થયેલો તેનો મંત્રી આંગળી લઇને પ્રભુ પાસે આવ્યો અને યથાસ્થાને મૂકી જેથી એ આંગળી તરતજ જોડાઇ ગઇ આ આશ્ચર્યને જોઇને ગજનીપતિએ અહીં આવવાની સ્વપ્ને પણ ઇચ્છા કરી નહીં. આ ઉપદ્રવ દૂર થવાથી ચતુર્વિધ સંઘ ઘણો જ ખુશી થયો અને શ્રી વીરચૈત્યમાં પુનઃ ઉત્સવપૂર્વક ગીત, નૃત્ય, પૂજા, પ્રભાવનાદિ થવા લાગ્યા.

ત્યાર પછી ઘણો સમય વિત્યા પછી માલવદેશનો રાજા ગુજરાત દેશને ભાંગીને સત્યપુરની હદમાં પહોંચ્યો, પરન્તુ બ્રહ્મશાંતિ યક્ષરાજે ઘણું સૈન્ય વિકુર્વી તેના સૈન્યને ભાંગ્યું. તેના આવાસોમાં વજ્રનો અગ્નિ ઉત્પન્ન થયો, આગ લાગવા માંડી. આ ચમત્કાર જોઇ માલવપતિ ધનમાલ મૂકી જીવ લઇને કાગડાની જેમ નાઠો.

વિક્રમના તેરમા શતકમાં કનોજના રાજાએ સત્યપુરમાં શ્રી વીર ભગવાનનું પ્રતિમાયુકત દેવદારનું જિનમંદિર બંધાવ્યું હતું.

વિ. સં. ૧૩૪૮ કાફરનું મોટું સૈન્ય દેશોને ભાંગતુંભાંગતું ત્યાં આવ્યું, તેથી ગામો અને શહેરોના લોકો ભાગવા માંડ્યા; તેમજ મંદિરોના દરવાજા બંધ થવા માંડ્યા. અનુક્રમે એ સૈન્ય સત્યપુરની નજીક આવતાં બ્રહ્મશાંતિદેવે વિકુર્વેલા મોટા સૈન્યને જોઈને ગુજરાતના મહારાજા સારંગદેવના સૈન્યના આગમનની શંકાથી મોગલસેના નાસી ગઈ અને સત્યપુરની હદમાં પેસી પણ ન શકી.

વિ. સં. ૧૩૫૬માં અલ્લાઉદ્દીન ખીલજીનો નાનો ભાઇ ઉલ્લૂખાન મંત્રી માધવની પ્રેરણાથી દિલ્લીથી ગૂજરાત તરફ નીકળ્યો. ચિત્તોડના સ્વામી સમરસિંહે દંડ દઇને જેમ તેમ મેવાડનો બચાવ કર્યો. ત્યાં તે યુવરાજ હમીર (બાદશાહનો ભાઈ) વાગડદેશ અને મોડાસા નગરને લૂંટી આસાવલ્લી પહોંચ્યો. કર્ણદેવ રાજા નાસી ગયો. સોમનાથ જઇ સોમનાથ મહાદેવની મૂર્તિને ઘણના પ્રહારોથી તોડીને ગાડામાં નાખીને દિલ્લી મોકલી દીધી. ત્યાંથી વામનસ્થલી જઈ મંડલિકરાયને દંડયો અને સોરઠમાં પોતાની આણ પ્રવર્તાવી પાછો આસાવલ્લીમાં આવીને રહ્યો. ત્યાં તેણે મઠ, મંદિર, દેવળ વગેરે બાળી નાંખ્યાં. પછી અનુક્રમે ત્યાંથી સાચોર પહોંચ્યો પણ આગળની માફક જ અનાહત દેવી સુરો સાંભળીને આ મ્લેચ્છ સૈન્ય પણ જતું રહ્યું.

આવા અનેક ચમત્કારો સાચોરના મહાવીરસ્વામીના વિષયમાં સાંભળવામાં આવે છે, પણ ભવિતવ્યતાના બળે, કલિકાલના પ્રભાવે દેવતાઓ પણ પ્રમાદી બની જાય છે તેમજ ગોમાંસના અને લોહીના છાંટણાથી દેવતાઓ દૂર નાસી જાય છે. આવા કોઈ કારણોને લઇને બ્રહ્મશાંતિયક્ષ પ્રમાદી થઈ દૂર ગયો હતો તે વખતે અલ્લાઉદ્દીને તેજ અનંત માહાત્મ્યવાળી ભગવાન મહાવીરની મૂર્તિને સંવત્ ૧૩૬૧ની સાલમાં દિલ્લીમાં આણીને તેની આશાતના-અવમાનના કરી.

(આ પ્રમાણે જિનપ્રભસૂરિજીએ વાંછિત ફળને આપનાર એવો સત્યપુરતીર્થનો કલ્પ બનાવ્યો છે. તેનું ભવ્યજનો નિત્ય વાંચન કરો અને ઇચ્છિત ફળ પામો.)

વિ. સં. ૧૩૬૭ આ પ્રભાવિક તીર્થ તેના પ્રભાવને ચમકાવતું હતું

વિ. સ. ૧૩૪૮, ૧૩૫૬ અને ૧૩૬૭ સાચોર ઉપરના હુમલાઓ વખતે શ્રી જિનપ્રભસૂરિજી સાધુ અવસ્થામાં વિદ્યમાન હતા એટલે આ પ્રસંગો તદ્દન સાચા જ છે. સાચોરમાં અત્યારે પાંચ જિનમંદિરો છે.

૧ જીવિતસ્વામીનું મંદિર જેમાં મૂલનાયક શ્રી મહાવીર ભગવાનની મૂર્તિ છે. આ મન્દિર વિશાળ, ભવ્ય અને મનોહર છે.

૨ તપગચ્છનું મંદિર જેમાં મૂલનાયક શ્રી મહાવીર ભગવાન છે.

૩ ખરતરગચ્છનું મંદિર જેમાં મૂલનાયક શ્રી ધર્મનાથજી છે

૪ ઓસ્ત્રીયાગચ્છનું મંદિર જેમાં મૂલનાયક શ્રી શીતલનાથજી છે.

૫ ગામ બહાર શ્રી ગોડીજી પાર્શ્વનાથજીનું મંદિર જે બાવન જિનાલયનું ભવ્ય અને વિશાલ મંદિર છે.

શ્રાવકોનાં ઘર ૫૦૦ છે. જેઓ આ બધાં મંદિરોની જોઈએ તેવી વ્યવસ્થા રાખી શકતા નથી.

સાચોર ભીલડીયાજી તીર્થથી ૪૦ માઈલ, થાનેરાથી ૨૪ માઇલ અને ડીસાથી ૫૫ માઈલ દૂર છે. અહીં પોસ્ટ ઓફિસ છે તેમજ રેલ્વે લાઈનમાં, જોધપુર રેલ્વેમાં સમદડી જંકશનથી દક્ષિણમાં જાલોર ભિનમાલ, સાચોર તરફ રેલ્વે લાઈન જાય છે. જોધપુર રેલ્વેના રાણીવાડા સ્ટેશનથી ૩૦ માઈલ દૂર સાચોર છે. અહીં રોજ સવારમાં મોટર આવે છે. રાણીવાડાથી મોટર ભાડાના લગભગ દોઢ બે રૂપિયા હશે, અત્યારે જોધપુર સ્ટેટના તાબામાં હોવાથી આ તીર્થને રાજપુતાના વિભાગમાં લીધું છે.

તીર્થ ખાસ દર્શન કરવા લાયક છે.

તા. ક. સાચોરમાં વિ સં. ૧૨૨૫ વર્ષે વૈશાખ વદિ તેરશે સત્યપુર મહાવીર ચૈત્યમાં ભંડારી ચોથા વગેરેએ પોતાના કલ્યાણ માટે ચતુષ્કિકા કરાવ્યાનો લેખ છે ( બા. પુ. નહારજી સં. શિલાલેખ સં. પ્રથમ ખંડ, પૃ ૨૪૮ માં લેખ છે )

## મારવાડની મોટી પંચતીર્થી.

મારવાડની મોટી પંચતીર્થીમાં રાણકપુરજી મુખ્ય તીર્થસ્થાન છે યાત્રાળુઓને રાણકપુર આવવા માટે B. B & C. I. R. ના રાણી સ્ટેશન અથવા તો ફાલના સ્ટેશને ઉતરવું પડે છે. રાણીથી સાત ગાઉ અને ફાલના સ્ટેશનથી પાંચ ગાઉ દૂર સાદડી શહેર છે. અત્યારે તો ફાલનાથી મોટર મળે છે તે સાદડી થઈ રાણકપુર લઈ જાય છે. ફાલના અને રાણી સ્ટેશન સામે જૈન ધર્મશાળા છે. રાણીગામ સ્ટેશનથી થોડે દૂર છે ત્યાં શ્વેતાંબર જૈનમંદિર, ધર્મશાલા ઇત્યાદિ છે સાદડીમાં ચાર જિનમંદિરો છે. રાણકપુર તીર્થની પેઢી, ધર્મશાલા વગેરે છે. શ્રાવકોની વસ્તી ૧૦૦૦ હજાર ઘરની છે. શ્રી ચિન્તામણી પાર્શ્વનાથજીનું ચોવીશ જિનાલયનું મુખ્ય મંદિર છે. સંપ્રતિ રાજાના સમયની પ્રાચીન મૂર્તિ છે. આ મંદિર બારમી સદીમાં બન્યાનું કહેવાય છે. સાદડીથી ૩ થી ૪ ગાઉ દૂર રાણકપુરજી તીર્થ છે રસ્તો

જંગલનો અને પહાડી છે. અરવલ્લીના પહાડોની પશ્ચિમ બાજુની ખીણોમાં. ઉજ્જડ અને બીહામણા જંગલની વચમાં પરમ એકાન્ત અને શાન્તિના સ્થાનમાં આ તીર્થસ્થાન આવ્યું છે.

## રાણકપુરજી

વિ. સં. તેરમી, ચૌદમી, પંદરમી અને સોલમી શતાબ્દિમાં રાણકપુર ઘણુ જ ઉન્નત અને મહાન્ નગર હતું. **મેવાડના મહારાણા કુંભા રાણાના સમયમાં** વિ. સં. ૧૪૩૪માં આ તીર્થના બાંધકામની શરૂઆત કરવામાં આવી હતી. રાણકપુર આ વખતે મેવાડ રાજ્યમાં જ હતું. અત્યારે તો મારવાડ અને મેવાડની સન્ધિ ઉપર આવ્યું છે.

### મંદિરનો પૂર્વઇતિહાસ

આ મંદિર બંધાવનાર શેઠ **ધનાશા** અને **રતનાશા** બે ભાઇઓ હતા. તેઓ જ્ઞાતિએ પોરવાલ, શ્વેતાંબર જૈન અને શિરોહી સ્ટેટના નાંદિયા ગામના રહેવાસી હતા. ભારતમાં ઇસ્લામી સામ્રાજ્ય સ્થપાઈ ચૂકયું હતું. એક બાદશાહનો યુવરાજ પુત્ર પિતાથી રીસાઇ રાજ્ય છોડી ચાલ્યો જતો હતો. શિરોહી સ્ટેટમાં થઈને જતાં વચમાં નાંદીયા આવ્યું. ઉપર્યુક્ત બન્ને શેઠીયાઓએ રાજકુમારનો ખૂબ સત્કાર કર્યો. અહીં આવવાનું કારણ જાણી પ્રેમથી સમજાવી પિતા પાસે જવા સમજાવ્યો. રાજપુત્ર પિતાની સેવામાં ગયો ત્યાં જઈ બધી વાત કરી. બાદશાહે પોતાના પુત્રને સમજાવનાર આ બન્ને ભાઇઓને પોતાને ત્યાં બોલાવી બહુ જ સત્કાર-સન્માન આપ્યાં અને પોતાની પાસે જ રાખ્યા પરન્તુ રાજ્યના કાવાદાવાથી અનભિજ્ઞ બન્ને ભાઈઓ કાચા કાનના સૂબા(બાદશાહ)ના ક્રોધના ભોગ બની દંડ આપી જીવન બચાવી જન્મભૂમિમાં આવ્યા. દરિદ્રાવસ્થાને કારણે નાંદીયા ન જતાં વ્યાપારના મુખ્ય કેન્દ્ર રાણકપુરમાં આવી વસ્યા. ભાગ્ય અજમાવ્યું અને પુન્ય પ્રતાપે લક્ષ્મીદેવી પ્રસન્ન થયાં એક રાત્રે શેઠજીને નલિનીગુલ્મ વિમાનનુ સ્વપ્નું આવ્યું શેઠજીએ આવું મંદિર બંધાવવાની પ્રતિજ્ઞા કરી અનેક મિસ્ત્રી-કુશલ શિલ્પીઓએ મંદિરના પ્લાન બનાવ્યા કિન્તુ શેઠજીને પસંદ ન આવ્યા. આખરે દેપા-દીપા-(દેપાક) નામના કારીગરે દેવીની સહાયથી શેઠજીની ઈચ્છાનુસાર મંદિરનો આકાર બનાવ્યો. શેઠજીએ કુંભા રાણા પાસે મંદિરજીને યોગ્ય જમીન માગી અને ૧૪૩૪મા મંદિરજીનો પાયો નખાયો. પાયામાં કેટલાયે મણ કેસર, કસ્તૂરી અને સાત જાતની ઉત્તમ ધાતુઓ નાંખી પોતાની ઉદારતા બતાવી કામ ચાલુ કરાવ્યું. સેંકડો કારીગરો કામે લાગ્યા બાસઠ બાસઠ વર્ષના એકધારા પ્રયત્ન પછી ચાર માળનુ મંદિર તૈયાર થયું. શેઠજીની ઈચ્છા સાત માળનુ ગગનચુમ્બી મંદિર બનાવવાની હતી પરન્તુ ઘણો સમય થઇ જવાથી અને પોતાનું આયુષ્ય અલ્પ જાણી પ્રતિષ્ઠાનો પોતાના હાથથી લાભ

લેવાની ઇચ્છા થઈ આ મંદિર બનાવવામાં લગભગ ૯૯ લાખ સોનૈયાનો (૧૫ કરોડ રૂપિયા) ખર્ચ થયો.

વિ. સં. ૧૪૯૬માં બૃહત્ તપાગચ્છીય *શ્રી સોમસુંદરસૂરિજી મહારાજના હસ્તે મહાન્ ઉત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરાવી. મંદિરજીનું નામ ત્રૈલોક્યદીપક દેવાલય, યાને ધરણવિહાર પ્રસિદ્ધ છે રાણકપુરજી એટલે "નલિનીગુલ્મ વિમાન" યાને કળાકૌશલ્યનો આદર્શ નમૂનો.

દેરાસરનું બાંધકામ સેવાડી તેમજ સોનાણાંના આરસ પત્થરથી કરવામાં આવ્યું છે. પચીસથી ત્રીસ પગથિયાં ચડ્યા પછી દેરાસરની પ્રથમ સપાટી ઉપર અવાય છે. આટલો ઊંચો અને વિશાલ પાયો જોતાં મંદિરમાં કેટલો ખર્ચ થયો હશે તેની કલ્પના થઇ શકે છે. સપાટી ઉપર આવતાં જ મુખ્ય દ્વારમાં પ્રવેશ થાય છે. મંદિરજીમાં પ્રવેશ કરવાને ચાર મુખ્ય દરવાજા બનાવવામાં આવ્યા છે. પ્રત્યેક દરવાજાની બનાવટમાં હજારો રૂપિયાનો ખર્ચ કરવામાં આવ્યો છે. દેરાસરમાં ૧૪૪૪ થાંભલા છે. કેટલાંક થાંભલાની ઊંચાઇ ૪૦ થી ૪૫ ફૂટથી પણ વધારે છે આવા કોરણીવાલા થાંભલા આજે દસ હજારની કિંમતે થવા પણ મુશ્કેલ છે. તેની ઉપર સુંદર આરસના મજબૂત પાટડા છે. મંદિરજીમાં ચારે ખૂણે બબ્બે દેરાસરો છે. તેના રંગમંડપ, સભામંડપ તથા મુખ્ય મંડપો પણ અલગ અલગ છે. કુલ મળીને ૮૪ શિખરબદ્ધ દેરીઓ છે.

મન્દિરજીમાં મૂલનાયક ચૌમુખની ચાર મૂર્તિઓ છે. પશ્ચિમ તરફની મૂલનાયકજીની ભવ્ય મૂર્તિ ઉપર સં. ૧૪૯૮નો લેખ છે, ઉત્તર તરફની મૂર્તિ ઉપર ૧૬૭૯; પૂર્વ તરફની મૂર્તિ ઉપર ૧૪૯૮ અને દક્ષિણ તરફની મૂર્તિ ઉપર પણ ૧૪૯૮નો લેખ છે મૂલનાયકજીના દરવાજા પાસે લગભગ ૪૫ પંક્તિનો લાંબો લેખ છે, જેમાં સં. ૧૪૯૬ બાદમાં મેવાડના રાજા બપ્પ અને ગુહિલ વગેરે રાજાઓની ૪૦ પેઢીનાં નામ છે-વંશાવળી છે. બાદમાં ૩૯ મી પંક્તિમાં પરમાર્હત્ ધરણાશાહ પોરવાડે આ મંદિર નિર્માણ કરાવ્યાનો ઉલ્લેખ છે. ૪૨ મી પંક્તિમાં લખ્યું છે કે "त्रैलोक्यदीपकाभिधान श्रीचतुर्मुखयुगादीश्वरविहारकारितः" ત્યારપછી પ્રતિષ્ઠાપક બૃહત્તપાગચ્છે શ્રી જગચ્ચંદ્રસૂરિ-દેવેન્દ્રસૂરિ" આગળની પંક્તિ ખંડિત છે, કિન્તુ તપગચ્છના આચાર્ય મહારાજે પ્રતિષ્ઠા કરાવ્યાનું લખ્યું છે.

મંદિરના બીજા માળ ઉપરની ખૂબી તો ઓર મહત્ત્વની છે. હુબહુ દેવવિમાનનો નકશો-નકલ જોઇ લ્યો. અહીં પણ મૂલનાયક ચોમુખજી જ છે. લેખો ૧૫૦૭, ૧૫૦૮, ૧૫૫૧ અને ૧૫૦૬ની સંવતના છે. ત્રીજા માળની ખૂબી તો એથી યે વધી જાય છે. અહીં પણ ચોમુખજી છે. મંદિરજીની ૮૪ દેરીઓ ઘુમટ-

---

* શ્રી સોમસુંદરસૂરિજીનું જીવનવૃત્તાંત સોમસૌભાગ્ય કાવ્યમાંથી જોઈ લેવું. તેમાં રાણકપુરના મંદિરની પ્રતિષ્ઠાનો તથા રાણકપુરનો પણ વિસ્તારથી ઉલ્લેખ છે.

ઓનાં શિખરો બહુ જ ભવ્ય દેખાય છે ચોમુખજીમાં મૂલનાયકજીની મૂર્તિ પર સં. ૧૫૧૧નો લેખ છે. નલિનીગુલ્મ વિમાનનો પરિચય કરાવતું આ અદ્ભુત મંદિર પૂર્ણરૂપે અહીંથી દેખાય છે. મંદિરજીનો આવો નમૂનો બીજે ક્યાંય દેખાતો નથી સુંદર સંપૂર્ણ કલામય આ મંદિર દર્શકના મનને એટલું આકર્ષે છે કે અહીંથી ખસવાનું મન જ નથી થતું.

પ્રદક્ષિણામાં ૮૪ જિનાલય છે આ સિવાય સમેતશિખર, મેરુપર્વત, અષ્ટાપદ, નંદીશ્વરદ્વીપ આદિના સુંદર આકારોની રચના છે. પટ બનાવેલા છે. દેરીઓમાં કેટલીક તો રાજા સંપ્રતિના સમયની મૂર્તિઓ છે. જ્યારે કેટલીક સોલમી અને સત્તરમી શતાબ્દિની મૂર્તિઓ છે. મૂલનાયક ભગવાનની જમણી તરફ રાયણવૃક્ષ નીચે શ્રી આદિનાથ ભગવાનની પાદુકા છે. તેમજ સહસ્રકૂટ તથા સહસ્રફણા પાર્શ્વનાથના ચિત્રની કુશળતા પરમ દર્શનીય છે.

મૂલ મંદિરજીમાં પ્રભુજીનાં નિરંતર દર્શન થઈ શકે તેવી રીતે પ્રભુજીની સામેના ખંભા ઉપર શેઠ ધરણા શાહની અને શિલ્પી દેપાકની ઊભી મૂર્તિઓ છે, બીજા ખભાઓમાં પણ ધરણાશાહ* અને રત્નાશાહની મૂર્તિઓ છે. દંતકથામાં કહેવાય

---

* ધરણાશાહે આ ત્રૈલોક્યદીપિકા મંદિર બંધાવ્યું છે. આ સિવાય તેનાં સત્કાર્યોની નોંધ તેના શિલાલેખમા મળે છે જે આ પ્રમાણે છે–

અજારી, પીંડવાડા, સાલેર આદિ સ્થલોએ નવા અનેક દેવાલયો બંધાવ્યાં; ઘણે ઠેકાણે જીર્ણોદ્ધાર કરાવ્યા. રાણકપુરમાં જ ૮૪ સ્થભોની વિશાળ પૌષધશાલા બંધાવી અને ૧૪૮૪ના ભયંકર અકાલસમયે જગડુશાની માફક દાનશાલા ખોલી અને વાવ, તળાવ વગેરે લોકોપયોગી સાધનો કરાવી જીવન અમર બનાવ્યું છે.

આ સિવાય એક બીજો શિલાલેખ ૧૬૫૧ નો છે, જે આ પ્રમાણે છે–

"सवत् १६५१ वर्षे वेशाख शुदि १३ दिने पातसाहि श्री अकब्बर प्रदत्त जगद्गुरु-विरुदधारक परमगुरू तपागच्छाधिराज भट्टारक श्री ६ हीरविजयसूरीणामुपदेशेन श्रीराणपुर-नगरे, चतुर्मुख श्रीधरणविहारे श्रीमदहमदावादनगरनिरटवर्त्युसमानपूरवास्तव्यप्राग्वट ज्ञातीय सा रायमलभार्या वरजूभार्या सुरुपदे तत्पुत्र सा. खेता सा. नायकाभ्यां भारथादि कुटुम्बयुताभ्यां पूर्वदिक्प्रतोल्या मेघनादाभिधो मडप. कारितः स्वश्रेयोर्थे सुत्रधार समल माडण शिवदत्त विरचितः

પ્રથમ ખડમાં ચોમુખજી પર લેખ છે તે આ પ્રમાણે છે–

"स १४९८ फा. व. ५ धरणाकेन भ्रातृज स. लाखादिकुटुम्वयुतेन श्रीयुगादिदेव का प्र. तपागच्छनायक श्रीसोमसुदरसूरिभिः"

પ્રથમ ખંડમાં ઉત્તર તરફ આ પ્રમાણે લેખ છે–

"सं. १६७९ वर्षे वैशाख सुदि ११ वार बुधे मेदपाटराजाधिपतिराणा श्रीकर्णसिंह विजयराज्ये तत्समये तपागच्छाधिपति भट्टारक श्रीविजयदेवसूरि उपदेशेन पं. केला पं जयवि-

છે કે-ધન્નાશાહની ૬૨ વર્ષની મહેનત પછી પણ મંદિરજીનું કામ અધૂરું રહ્યું ત્યારે તેમના વડીલ બન્ધુ રત્નાશાહે કહ્યું કે-હું તમારી અભિલાષા પૂર્ણ કરવા મારાથી બનતુ કરીશ તથા તમારું અધૂરું કાર્ય જરૂર પૂર્ણ કરાવીશ. રત્નાશાહે આ વચન પાળી પાછળ પણ કેટલાંયે વર્ષો કામ ચાલુ રાખી કાર્ય પૂર્ણ કરાવ્યું હતુ. મંદિરજીમાં ૮૪ ભોંયરાં હતાં; તેમાં પ્રતિમાઓ તથા ધનનો સંગ્રહ હતો. મુસલમાની બાદશાહોના જમાનામાં ચાર પાંચ વખત અહીં હુમલા થયા છે; મૂર્તિઓ ખંડિત કરાઇ છે તથા દેરીઓ પણ ખંડિત થઇ છે. શ્રી સંઘે ખંડિત કાર્ય શીઘ્ર સુધરાવ્યુ છે અને ભોયરાંમાંથી મૂર્તિઓ કાઢી બિરાજમાન કરી છે.

એક શિલાલેખ કે જે સં. ૧૬૭૪ નો છે; બીજા માળ ઉપર છે તેમાં લખ્યુ છે કે-જગદ્ગુરુ તપાગચ્છાધિરાજ શ્રી હીરવિજયસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી શ્રાવક ખેતા નાયકે આ દરવાજો બનાવવા માટે ૪૭ સોનામહોરો ભેટ કરી છે. એટલે અવારનવાર મુસલમાનો હુમલા પછી સુધારા થતા રહ્યા છે. આ મહાન્ ભવ્ય મંદિરનો જીર્ણોદ્ધાર શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી ચાલે છે. જીર્ણોદ્ધારમા સાડાત્રણ લાખ રૂપિયા ખર્ચ થઇ ગયુ છે, હજી કાય ચાલુ છે. આ મહાન્ કલાપૂર્ણ ભવ્ય મંદિર જોઈ સર જેમ્સ ફરગ્યુસન પોતાના "History of Indica and Eastern architecter" પુસ્તકમાં લખે છે કે "આ દેવાલયનું ભોયતળીયું સપાટીથી બહુ જ ઊંચું હોવાને કારણે તથા મુખ્ય ઘુમ્મટોની વધારે ઊંચાઇને લીધે એક મહાન્ જૈન દેવાલયનો બરાબર દેખાવ આપે છે કારણ કે બીજાં જૂના દેવાલયોમાં બાહ્ય ભાગ ઉપર કોતરકામનો અભાવ હોય છે, દેવાલયના દરેક સ્થંભો એક એકથી જુદાં છે તથા તે ઉત્તમ રીતે ગોઠવ્યા છે, તેના ઉપર ભિન્નભિન્ન ઊંચાઈના ઘુમ્મટો ગોઠવેલા છે. આ બધા ઉપરથી મન ઉપર ઘણી જ સુંદર અસર થાય તેમ છે ખરેખર આવી સારી અસર કરે તેવું સ્તંભોની સુંદર ગોઠવણી વિષે સૂચના કરે એવુ હિન્દુસ્તાનમાં એકે દેવાલય નથી. ગોઠવણીની ઉત્તમતા ઉપરાંત બીજી જાણવા લાયક બાબત એ છે કે-દેવાલયે રોકેલી જગ્યા ૪૮૦૦૦ હજાર ચોરસ ફુટ છે. કારીગરી અને સુંદરતામા મધ્યકાલીન યુરોપિયન દેવાલયો કરતાં ઘણી રીતે ચઢે તેમ છે." જૈન કવિ મેહ સં. ૧૪૯૯ મા આ મંદિરની નીચે પ્રમાણે પ્રશંસા કરે છે.

जय पं. तेजहंसेन प्रतिष्ठितं तच्छ्रावकप्राग्वाट ज्ञातिय उा वाघा, तत्पुत्र सा देमराजनवलीकारितः श्रोरस्तु युगादीश्वरबिंब "

બીજા ખંડમાં શ્રી આદિનાથજીની સવા સવા હાથ મોટી સફેદ ચાર પ્રતિમાઓ છે જેના ઉપર સં. ૧૫૦૧, ૧૫૦૭, ૧૫૦૮ અને ૧૫૫૧ ની પ્રતિષ્ઠા કરાવ્યાના લેખો છે ત્રીજા ખંડમાં મૂલનાયક શ્રી સંભવનાથ, શ્રી આદિનાથ વગેરેની મૂર્તિઓ ઉપર ૧૫૫૧ ની પ્રતિષ્ઠા કરાવ્યાના લેખ. આ ધરણવિહાર દેવાલયમાં દેવકુલિકાઓ સહિત નાની મોટી કુલ લગભગ ૧૮૦ જિનમૂર્તિઓ છે. આ સિવાય શત્રુંજય, ગિરનારનો પટ, સમ્મેત-

## રાણકપુરની પંચતીર્થી

ઉપર : નાટોલનું મુખ્ય જિનાલય
નીચે : કસોટીના પ્રખ્યાત મંદિરની બે બાજુના દૃશ્યો.

સેત્રૂજે એ સિરિ ગિરનારો, રાણિગપુર શ્રીધરણ વિહારો
વંધ્યાચલ અધિકું ફલ લીજઇ, સફલ જન્મ શ્રી ચઉમુખ કિજઇ
દેવચ્છંદ તિહાં અવધારી, શાશ્વત જિનવર જાણે ચ્યારિ
વિહરમાણી બીઇ અવતારી, ચઉવીસ જિણવર મૂરતિ સારી
તિહિ જિણબિંબ બાવનુ નિહાલું, સયલ બિંબ બહત્તરૂ જીણાલું
ફિરતી બિંબ નવિ જાણઉં પાર, તીરથ નંદિસર અવતાર
વિવિધ રૂપ પૂતલીય અપાર, કોરણીયે અરબુદ અવતાર
તોરણ થંભ પાર નવિ જાણું, એક જીભ કિમ કહીય વખાણઉં

(જૈન પત્રનો રૌપ્યાંક, પૃ. ૧૫૯)

રાણકપુરમાં કુલ સાત મંદિર હોવાનું કવિ મેહ જણાવે છે—

"નગર રાણપુરિ સાત પ્રાસાદ એક એકસિઉં માંડઈ વાદ."

અન્યત્ર પાંચ મંદિર હોવાનો પણ ઉલ્લેખ છે કિન્તુ અત્યારે તો ઉપરના ત્રૈલોક્યદીપક મંદિર સિવાય બીજાં બે મંદિરો છે. એક શ્રી *પાર્શ્વનાથજીનું અને બીજું શ્રી નેમનાથજીનું છે. ધન્નાશાહના આ મહાન્ અને ભવ્ય મંદિરનો શેઠ આ. ક.ની પેઢી તરફથી લાખો રૂપિયાના ખર્ચે સુંદર જીર્ણોધ્ધાર થયો છે. જીર્ણોધ્ધાર પછી એની રોનક ઔર વધી ગઇ. છે. અત્યારે આ મંદિરમાં સાત ભોંયરા છે, જેમાં પ્રતિમાઓ છે.

૧. ધર્મશાલાની સામે શ્રી પાર્શ્વનાથજીનું મંદિર છે. મંદિરમાં કારીગરી સુંદર છે. મૂલનાયક શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમાજી બહુ જ ભવ્ય અને મનોહર છે. અહીં

---

શિખરનો પટ, સહસ્રકૂટપટ, સહસફણા પાર્શ્વનાથ પટ, નંદીશ્વરપટ, ચોમુખ ઝોટા, આચાર્ય-મૂર્તિ, ધરણાશાહ અને તેમના પત્નીની પત્થરની સુંદર મૂર્તિઓ છે. આ મંદિરની નીચે ૮૪ ભોંયરા હોવાનું કહેવાય છે. અત્યારે સાત ભોંયરા છે તેમાંથી ચાર ભોંયરા અવારનવાર ઉઘડે છે તેને ઉઘડાવનાર ગૃહસ્થ પાસે રૂા ૫૧) નકરો લેવાય છે. આ મંદિરની દેરીઓ ઉપર શિલાલેખો વિદ્યમાન છે, જે ૧૫૩૫ થી ૧૫૫૬ સુધીના છે.

* શ્રી પાર્શ્વનાથજીના મંદિરમાં મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથજીની ૧ હાથ મોટી શ્યામવર્ણી સુંદર મૂર્તિ છે. આનુ પરિકર પણ સુંદર છે, અને એક તોરણ છે જેમાં નાની નાની તેવીસ મૂર્તિઓ ખોદેલી છે. આ મંદિરમા નાની મોટી ૨૮ મૂર્તિઓ છે. આની પ્રતિષ્ઠા ૧૪૪૪ મા થયેલી છે. આ મંદિર પૂર્ણિમાગચ્છના શ્રાવકોએ પ્રતિષ્ઠિત કરેલ છે.

આનાથી થોડે દૂર ત્રીજું મંદિર છે જેમાં મૂલનાયકજી શ્રી નેમિનાથજીની ૧ હાથ મોટી મૂર્તિ છે. આ મંદિરમાં ખરતરગચ્છના આચાર્યોએ પ્રતિષ્ઠા કરાવેલી છે. પંદરમી સદીનું આ મંદિર છે. આને સલાવટોનું મંદિર પણ કહે છે.

આ મંદિરથી ૪ ફર્લાંગ દૂર એક દેવીનુ મંદિર છે. શ્રી ચક્રેશ્વરી દેવીનું મંદિર છે. આના જીર્ણોદ્ધારની જરૂર છે. નજીકમાં જ મોટી નદી વહે છે.

એક પ્રાચીન ભોંયરું છે, જેમાં પ્રાચીન પ્રતિમાઓ છે. મંદિરજીમાં જીર્ણોધ્ધારની જલ્દી જરૂર છે. મંદિર ઘણુ જ પ્રાચીન છે. કોરણી મૂલ મંદિર કરતાંયે બહુ જ સરસ અને બારીક છે. ખભાઓમાં અને મંદિરજીના બહારની ભાગમાં પુતળીઓની ગોઠવણી, અંગમરોડ, હાવભાવ, ભારતની પ્રાચીન નૃત્યકળાનો આબેહૂબ ચિતાર ખડો થાય છે. કેટલાંક પુતળાં મર્યાદાનું ઉલ્લંઘન કરે તેવાં છે જે જોતાં આશ્ચર્ય થાય છે.

૨. નેમનાથજીનું મંદિર પણ બહુ જ સુંદર છે યદ્યપિ કારીગરી ઓછી છે પરન્તુ મંદિર મજબૂત અને દર્શનીય છે. અહીં પણ એક ભોંયરું છે.

રાણકપુરમાં આસો શુ. ૧૩ અને ફાગણ વદિ ૧૦ ( હિન્દી ચૈત્ર વદિ ૧૦ )ના મોટા મેળા ભરાય છે. ફા. વ. ૧૦ ધ્વજાદંડ ચઢે છે. ધનાશાહના વંશજો કે જેઓ ઘાણેરાવમાં રહે છે તેઓ ચઢાવે છે. હજારો યાત્રી મેળા ઉપર આવે છે. રાણકપુરમાં પ્રાચીન સમયમાં ૩૦૦૦ હજાર શ્રાવકોનાં ઘર હતાં આજ તો ભયંકર જંગલ અને પહાડી છે. તીર્થની વ્યવસ્થા શેઠ આ ક. પેઢી તરફથી ચાલે છે. તેની ઓફીસ સાદડીમાં છે. રાણકપુરમાં આલેશન સુંદર ધર્મશાલા છે. યાત્રિકોએ સામાન લઇને આવવુ ઠીક છે. ખાસ રહેવા જેવું સ્થાન છે. અહીં એક સૂર્યમંદિર છે. અહીંથી મેવાડનો પગ રસ્તો સીધો છે કેશરીયાજી જવાય છે દરેક યાત્રી આ તીર્થનો લાભ જરૂર લ્યે.

## વરકાણા.

રાણી સ્ટેશનથી ત્રણ માઇલ દૂર વરકાણાજી તીર્થ છે. અહીં શ્રી પાર્શ્વનાથ ભગવાનનું પ્રાચીન બાવન જિનાલયનું ભવ્ય મંદિર છે. "અંતરીક વરકાણો પાસ" આ સકલતીર્થ સ્તોત્રમાં દરેક જૈન પ્રાતઃકાલમાં યાદ કરતાં બોલે છે અને તેમાં વરકાણા તીર્થમાં બિરાજમાન પાર્શ્વનાથ ભગવાનને ભક્તિથી નમે છે. રંગમંડપ અને નવચોકીકા એક ખંભા ઉપર વિ. સં. ૧૨૧૧ નો લેખ છે. મૂલનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાજી બહુ જ ભવ્ય અને પ્રાચીન છે. મહારાજા સંપ્રતિના સમયની છે. તેનું પરિકર કે જે પીત્તલનું છે, પાછળથી સં ૧૭૦૭ માં બનેલું છે. મંદિરજીમાં લગભગ ૨૦૦ જિનમૂર્તિઓ હશે. મંદિરજીના દરવાજામાં પેસતાં જ ડાબા હાથ તરફના હાથીની પાસે એક શિલાલેખ છે તે સં. ૧૬૯૬ નો છે. તેમાં લખ્યું છે કે પોષ વદિ ૮ મે, શુક્રવારે મેવાડના અધિપતિ મહારાણા જગતસિંહજીએ તપાગચ્છાચાર્ય શ્રી વિજયદેવસૂરિજીના સદુપદેશથી વરકાણા તીર્થમાં પોષવદિ ૮–૯–૧૦–૧૧ ના ભરાતા મેળાના દિવસોમાં યાત્રીઓનું મહેસુલ માફ કર્યાનો ઉલ્લેખ છે. વરકાણાજીમાં જૈનોની વસ્તી નથી; ગામ નાનું છે. ગોલવાડ પ્રાંતની પંચાયતીનું મુખ્ય સ્થાન છે.

અહીં આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજના ઉપદેશથી વરકાણા પાર્શ્વનાથ જૈન વિદ્યાલય ગુરુકુલ ચાલે છે. આ સંસ્થા મારવાડમાં કેલવણી પ્રચાર માટે પ્રસિધ્ધ છે.

## નાડોલ.

વરકાણાથી ત્રણ ગાઉ દૂર નાડોલ તીર્થ છે. અહીં સુંદર પ્રાચીન ચાર ભવ્ય જિનમંદિરો છે. તેમાં શ્રી પદ્મપ્રભુનું મંદિર ઘણું જ પ્રાચીન* છે. પ્રતિમાજી સંપ્રતિરાજાના સમયનાં પ્રાચીન છે. આ મંદિરની પાસે જ બીજા બે મંદિરો છે જેનો આ મોટા મંદિરમાં જ સમાવેશ થાય છે. આ સિવાય શ્રી શાંતિનાથજી, નેમનાથજી અને શ્રી પાર્શ્વનાથજીનાં આમ કુલ ચાર ( ઉપરનાં બે જુદાં ગણતાં છ ). મોટા મંદિરમાં ભમતીમાં એક દેરીમાં ચોતરા ઉપર કસોટીના પથ્થરમાં બનાવેલ ચોમુખનું અખંડ દેરાસર છે; તેમાં કોતરકામ બહુ જ સરસ છે. અંદરની ચારે પ્રતિમાઓ કોઈ લઇ ગયું એમ કહેવાય છે. મંદિરજીમાં એક બહુ જ ઊંડુ ભોંયરું હતું. આ ભોંયરું નાડોલથી નાડુલાઇ સુધીનું હતું. સુપ્રસિદ્ધ મહાપ્રભાવિક શ્રી માનદેવસૂરિજીએ લઘુશાંતિ સ્તોત્રની રચના અહીં જ કરી હતી. પદ્મપ્રભુજીના મંદિરના જીર્ણોદ્ધારની જરૂર છે. વિશાલ ધર્મશાલા છે યાત્રિકોને બધી સગવડ મળે છે. તીર્થ વહીવટ ગામનો શ્રી સંઘ કરે છે. ગામમાં ૨૫૦ ઘર જૈનોનાં છે. ત્રણ ઉપાશ્રય છે, બે ધર્મશાળાઓ છે, પોશાલ છે.

## નાડુલાઈ.

નાડોલથી નાડુલાઈ તીર્થ ત્રણ ગાઉ દૂર છે. અહીં નાનાંમોટાં મળી કુલ ૧૧ મંદિરો છે. આ શહેર બહુ જ પ્રાચીન છે. તેનું પુરાણું નામ નારદપુરી છે. બે મંદિર ગામ બહાર છે અને ૯ મંદિરો ગામમાં છે. ગામ બહારનાં બન્ને મંદિરો બે ટેકરીઓ ઉપર છે. આ ટેકરીઓને લોકો શત્રુંજય અને ગિરનારના નામથી સંબોધે છે.

### ચમત્કારી આદિનાથ મંદિર

ગામના દરવાજાની બહાર નજીકમાં જ એક આદિનાથ ભગવાનનું મોટું પ્રાચીન મંદિર આવેલું છે. મંદિરજીમાં રહેલા જુદા જુદા છ સાત શિલાલેખો ઉપરથી જણાય છે કે આ મંદિર બારમા સૈકાથી પણ પ્રાચીન હશે. અહીંના એક શિલાલેખ પરથી સમજાય છે કે અહીં પ્રથમ મહાવીર ચૈત્ય હશે. પાછળથી

---

* આ પદ્મપ્રભુજીના મંદિરમાં ગૂઢમંડપમાં નેમિનાથ અને શાંતિનાથની કાયોત્સર્ગસ્થ બે પ્રતિમાઓ છે તેના ઉપર સં. ૧૨૧૫ વૈશાખ શુદિ-૧૦ ભોમવાર; વીસાવાડાના મહાવીર દેવના ચૈત્યમાં બૃહદ્ગચ્છાચાર્ય મુનિચંદ્રસૂરિ પ્રશિષ્ય દેવસૂરિના શિષ્ય પદ્મગણિના હાથે પ્રતિષ્ઠા થયેલી છે. આ પ્રતિમાઓ પાછળથી નાડોલમાં લાવીને બિરાજમાન કરી છે એમ લાગે છે આ સિવાય શ્રી પદ્મપ્રભુજીની મૂર્તિનો લેખ પણ મળે છે તેમાં સં. ૧૬૮૬ પ્રથમ આષાઢ વદિ ૫ ને શુક્રવારે તપાગચ્છાધિરાજ શ્રી હીરવિજયસૂરીશ્વરપ્રશિષ્ય; સમ્રાટ્ જહાંગીરપ્રદત્ત મહાતપાબિરુદધારક શ્રી વિજયદેવસૂરીશ્વરજીએ નાડુલ નગરમાં રાજવિહારમંદિરમાં પદ્મપ્રભુ બિંબની સ્થાપના કરી આ જ મંદિરમાં બીજો એક લેખ સં. ૧૪૮૫ નો છે અને પ્રતિષ્ઠાપક શ્રી સોમસુંદરસૂરિજી છે.

શ્રી આદિનાથ ભગવાન્ મૂર્તિ બિરાજમાન કરવામાં આવી હશે, પરન્તુ પાછળથી તેમાં પણ પરિવર્તન થયું છે અને હાલની શ્રી આદિનાથ ભગવાનની મૂર્તિ પાછળથી બિરાજમાન કરી હશે એમ જણાય છે. આ આદિનાથના મંદિરની પાસે જ બ્રાહ્મણોનું તપેશ્વર મહાદેવનું મંદિર છે. આ બન્ને મંદિરોનો દંતકથામાં પરસ્પર સંબંધ છે.* સંક્ષેપમાં કથા આ પ્રમાણે છે. "એક વખતે એક જૈનયતિ અને શૈવ ગોસાંઈની વચ્ચે મંત્રપ્રયોગની કુશલતા વિષે વાદ થયો. તેઓએ પોતાની મંત્રશક્તિ દેખાડવા માટે, દક્ષિણ મારવાડના સલ્લાણીના ખેડમાંથી બન્ને જણાએ પોતપોતાના મતનાં આ મંદિરો; મંત્રબળથી આકાશમાં ઉડાડ્યાં અને એવી પ્રતિજ્ઞા કરી કે-સૂર્યોદય પહેલાં નાડલાઇ પહોંચીને તેની ટેકરી ઉપર, જે પ્રથમ પોતાનું મંદિર સ્થાપન કરશે તેની જીત થયેલી ગણાશે બન્ને જણાએ ત્યાંથી એક સાથે મંદિરો ઉડાડયાં પરન્તુ શૈવગોસાંઈ જૈનયતિની આગળ નીકળ્યો અને નાડલાઈની ટેકરી પાસે આવી ઉપર ચઢવા જતો હતો તેટલામાં જૈન યતિએ મંત્રવિદ્યાથી કુકડાનો અવાજ કર્યો. તેથી ગોંસાઈ વિચારમાં પડયો અને સૂર્યોદય થયો કે શું તે જોવા મંડયો એટલામાં જૈનયતિનું મંદિર તેની બરાબર આવી પહોંચ્યું અને સૂર્યોદય થઇ જવાને લીધે બંને જણાએ ટેકરીની નીચે જ પોતપોતાનાં મંદિરો સ્થાપન કર્યાં. આ દંતકથાને લગતી એક કડી પણ ત્યાંના લોકો વારંવાર બોલ્યા કરે છે.

संवत दशहोतरो वदिया चोरासी वाद
खेडनगरथी लावीया नाडलाइ प्रासाद

આ દંતકથામાં જણાવેલ જૈનયતિ સંબંધી હકીકત ષંડેર ગચ્છના શ્રીયશોભદ્રસૂરિજીને ઉદ્દેશીને છે. સોહમકુલરત્નપટ્ટાવલીના લેખકે પણ આ હકીકતનું સૂચન કર્યું છે, પરંતુ તેમણે આપેલી કડીના ઉત્તરાર્ધમાં ફરક છે " વલ્લભીપુરથી આણિયો ઋષભદેવ પ્રાસાદ " યદ્યપિ કવિવર લાવણ્યસમયે આ હકીકત નથી આપી છતાંયે તેમના વખતે એટલું તો જાહેર હતું જ કે શ્રીયશોભદ્રસૂરિજી આ મંદિર મંત્રશક્તિથી બીજે ઠેકાણેથી ઉપાડી લાવ્યા હતા. ત્યાંના ૧૫૯૭ ના લેખમાં પણ સ્પષ્ટ જણાવ્યું છે કે-સં. ૯૬૪ માં આ મંદિર શ્રીયશોભદ્રસૂરિજી મંત્રબલથી અહીં લાવ્યા હતા. શ્રી આદિનાથજીના મંદિરમાંથી સં. ૧૧૮૬ માઘ સુદી ૫ નો લેખ મળે છે; તેમજ સં. ૧૨૦૦ નો લેખ છે; બીજો ૧૨૦૨ નો લેખ મળેલ છે મૂલનાયક શ્રી આદિનાથજી ભગવાન ઉપર સં. ૧૬૭૪× ના માઘ વદિ ૧

* આ દંતકથા લાંબી હોવાથી હું નથી આપતો વિશેષ જાણવા ઇચ્છનારે શ્રી વિજયધર્મસૂરિ સંપાદિત જૈન રાસ સંગ્રહ ભા ૨ તથા "જૈન" પત્રનો રૌપ્યાંક વગેરે જોવાં

× શત્રુંજયની ટેકરી ઉપરના આદિનાથજીની મૂર્તિ ઉપર સં. ૧૬૮૬ નો લેખ છે, જેમાં જણાવ્યું છે કે ૧૬૮૬ માં શ્રી વિજયદેવસૂરિજી અને તેમના પટ્ટધર શ્રી વિજય-

ગુરૂવારનો લેખ છે. પ્રતિષ્ઠા કરાવનાર તપાગચ્છીય આચાર્ય શ્રી વિજયદેવસૂરિજી મહારાજ છે.

આ સિવાય શ્રી નેમિનાથજીના મંદિરમાં ૧૧૯૫ આશ્વિન વદિ-૧૫ ભોમવારનો લેખ મળેલ છે જેમાં મંદિરજીને માટે અમુક ભેટનો ઉલ્લેખ છે. બીજો લેખ સં. ૧૪૪૩× નો છે જેમાં મંદિરજીના જીર્ણોદ્ધારનો ઉલ્લેખ છે. આ ઉધ્ધાર માનતુંગસૂરિજીની વંશપરંપરામા થયેલા ધર્મચંદ્રસૂરિજીના શિષ્ય શ્રી વિનયચંદ્રસૂરિજીના ઉપદેશથી થયેલ છે. આ મંદિરને નેમિનાથજી અથવા જાદવાજીનું મંદિર કહે છે. શ્રી સમયસુંદરજી "શ્રી નાડોલાઇ જાદવો" લખે છે એ આ મંદિરને માટે જ.

---

સિંહસૂરિજીએ "श्रीनडुलाईमंडन श्रीजेखलपर्वतस्य प्रासाद श्रीमूलनायक श्री आदिनाथं बिंबं श्री...ગિરનારની ટુંક ઉપર ૧૧૯૫ નો લેખ છે જેમાં દાન આપ્યાનો લેખ છે.

× ૧૪૪૩ નો લેખ આ પ્રમાણે છે—

ॐ स्वस्ति श्रीनृपविक्रमसमयातीत सं. १४४३ वर्षे कार्तिकवदि १४ शुक्रे श्री नड्डुलाइनगरे चाहुमानान्वय महाराजाधिराज श्रीवणवीरदेवराज्ये अत्रस्थ स्वच्छ श्रीमद् बृहद्-गच्छनभस्तलदिनकरोपम श्रीमानतुंगसूरिवंशोद्भवं श्रीधर्मचंद्रसूरिपट्टलक्ष्मीश्रवणोत्पलायमानैः श्रीविनय-चंद्रसूरिभिरनल्पगुणमाणिक्यरत्नाकरस्य यदुवंशशृंगारहारस्य श्रीनेमीश्वरस्य निराकृतजगद्विषादः 'प्रासादः' समुदध्रे आचंदार्कं नंदनात् श्रीः "

૧૧૮૭ નો પણ દાન પત્રનો લેખ છે. ૧૨૦૦ ની સાલનો પણ દાન આપ્યાનો લેખ છે.

અગિયારે મંદિરોનો ટૂંક પરિચય નીચે આપું છું.

| | | | |
|---|---|---|---|
| ૧ શત્રુંજય ટૂંક મૂલનાયકજી આદિનાથજી | રંગ સફેદ | ૧૬૮૬ની પ્રતિષ્ઠા થયેલી છે. | ૩ મૂર્તિઓ છે. |
| ૨ ગિરનાર ટૂંક મૂલનાયકજી શ્રી નેમિનાથજી | શ્યામ | ૧૧૧૯ પ્રતિષ્ઠા છે. | ૧ |
| ૩ આદિનાથજી | સફેદ | ૧૬૭૪ " | ૩૩ |
| ૪ અજિતનાથજી | પીલા | ૦ | ૩ |
| ૫ સુપાર્શ્વનાથજી | સફેદ | ૧૬૫૯ | ૧૩ |
| ૬ ઋષભદેવજી | " | ૦ | ૧૩ |
| ૭ શાન્તિનાથજી | " | ૧૬૫૯ | ૩ |
| ૮ નેમિનાથજી | " | ૧૬૫૯ | ૩ |
| ૯ સુપાર્શ્વનાથજી | " | ૧૭૬૮ | ૩ |
| ૧૦ ગોડીપાર્શ્વનાથજી | " | ૦ | ૩ |
| ૧૧ શ્રી વાસુપૂજ્યજી | " | ૧૭૬૮ | ૩ |

આ સિવાય શ્રી અજિતનાથ, શાન્તિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ, વાસુપૂજ્ય, ગોડીજી પાર્શ્વનાથ સુપાર્શ્વનાથ તથા ટેકરી ઉપરનાં બે મંદિરો મળી કુલ ૧૧ મંદિરો છે. મંદિરો પુરાણાં અને દર્શનીય છે. ટેકરી ઉપરનાં મંદિરો નાનાં છે પરન્તુ બહુ જ રમણીય અને એકાન્ત સ્થાનમાં આવેલાં છે જે પરમ આહ્લાદ ઉપજાવે છે.

" નાહુલાઈ નવ મંદિર; સાર શ્રી સુપાસ પ્રભુ નેમકુમાર"

જૂના લેખોમાં આ નગરીનું નામ નડૂડુલડાગિકા,નવકુલવતી,નડ્ડૂલાઈ વગેરે નામો મળે છે તથા વલ્લભપુર એવું નામ પણ મળે છે. અહીંના કેટલાક શિલાલેખો પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભા. ૨ માં પ્રકાશિત છે જેના લેખો જોતાં અહીંની પ્રાચીનતાનો ખ્યાલ આવશે. અહીં શ્રાવકોની વસ્તી પણ સારી સંખ્યામાં છે. વિશાલ ધર્મશાલા છે.

## સાદડી.

અહીં ૯૦૦ ઘર જૈનોનાં છે. પાંચ સુંદર જિનમંદિરો છે. એમાં સૌથી મોટું શ્રી ચિંતામણી પાર્શ્વનાથજીનું ભવ્ય વિશાલ મંદિર છે. ન્યાતિનોરો મોટો છે. એમાં આયંબિલ ખાતું સારું ચાલે છે. આત્માનંદ જૈન સ્કુલ, આત્માનંદ જૈન પુસ્તકાલય, કન્યાશાળા વગેરે ચાલે છે. ચાર પાંચ ઉપાશ્રય છે. આણુંદજી કલ્યાણજીની પેઢી જે રાણકપુર તીર્થ સંભળે છે તેની ઓફિસ સાદરીમાં છે સાદરીનાં મંદિરોની વ્યવસ્થા પણ પેઢી જ સંભાળે છે.

## ઘાણેરાવ.

નાડલાઇથી ઘાણેરાવ લગભગ ૩ કોશ દૂર છે. અહીં શ્રી આદીશ્વર ભગવાનનું વિશાલ મંદિર છે. કુલ દશ મંદિરો છે જે પરમ દર્શનીય છે. શ્રાવકોની વસ્તી સારી છે. વિશાલ ધર્મશાલા છે. દશ મંદિરો આ પ્રમાણે છે. કુંથુનાથજી, જીરાવલા પાર્શ્વનાથજી, ગોડીપાર્શ્વનાથજી. શાન્તિનાથજી, આદિનાથજી, ઋષભદેવજી, અભિનન્દનપ્રભુ, ચિન્તામણી પાર્શ્વનાથજી. પાર્શ્વનાથજી અને શ્રી ધર્મનાથજી. આમાં શ્રી ગોડીપાર્શ્વનાથજીનું મંદિર શક સંવત્ ૧૬૮૦. માં બન્યું છે અને પ્રતિષ્ઠાપક શ્રી જગદ્‌ગુરુ હીરવિજયજીસૂરીશ્વરજીની પરંપરાના આચાર્યશ્રો વિજયદયાસૂરિના પટ્ટધર શ્રી વિજયધર્મસૂરિજી છે

## મુછાળા મહાવીર.

ઘાણેરાવથી ૨ાા ગાઉ દૂર જંગલમાં શ્રી મુછાળા મહાવીરનું સુંદર મંદિર છે. ચોવીશ જિનાલયનું આ મંદિરમાં ભમતી અને રંગમંડપમાં મલી ૫૪ જિનમૂતિઓ છે. બે હજાર વર્ષ પહેલાનું આ પવિત્ર તીર્થસ્થાન છે. યદ્યપિ પ્રાચીન લેખો રહ્યા નથી છતાંયે મૂર્તિની પ્રાચીનતા, ભવ્યતા અને ચમત્કારિતા આજ પણ પ્રત્યક્ષ અનુભવાય છે. શ્રી મહાવીર પ્રભુની મૂર્તિ ૨ાા હાથ ઊંચી સફેદ પ્રતિમા છે. સુંદર પરિકર સહિત છે. ઘાણેરાવથી બહાર નીકળતાં જ જંગલ આવે છે. રસ્તો પણ વિકટ છે

કાંટા અને કાંકરાનું જોર છે. ભોમિયા વિના આ રસ્તે જવું મુશ્કેલ છે. મંદિરજીની પાસે જ એક પુરાણી ધર્મશાલા છે. અહીં કોઈ રાત તો રહેતું નથી. પ્રતિમાજી બહુ જ પ્રાચીન છે. કેટલાક કહે છે કે-આ પ્રતિમાજી નંદીવર્ધ્ધન રાજાએ ભરાવેલી છે. મેવાડમાં જેમ શ્રી કેશરીયાજીના અધિષ્ઠાયક જાગતી જ્યોત મનાય છે અને જૈન કે જૈનેતર દરેક પૂજે છે-માને છે તેમ અહીંના પણ અધિષ્ઠાયક દેવ જાગતી જ્યોત છે. જૈન જૈનેતર દરેક પૂજે છે, માને છે મૂલનાયક પ્રતિમાજી ઘણે સ્થાનેથી ખંડિત છે. બીજી મૂર્તિ બિરાજમાન કરવા માટે લાવ્યા હતા પરન્તુ મૂલનાયકજીના જૂના બિંબ ગાદી પરથી ઉઠાવી શકાયા નહિં. આખરમાં નવીન બિંબ પાસેની દેરીમાં બિરાજમાન કર્યાં. અહીંની વ્યવસ્થા ઘાણેરાવનો શ્રીસંઘ રાખે છે. કા શુ. ૧૫ નો ઘાણેરાવમાં મેળો ભરાય છે અને કા. વ. ૧ તેમજ ચૈતર શુદિ ૧૩ નો અહીં મેળો ભરાય છે. મૂછાળા મહાવીર કેમ કહેવાયા તે માટે એક દંતકથા છે જે આ પ્રમાણે છે.

એક વાર ઉદેપુરનો મહારાણો પરિજન સાથે શિકારે નિકળ્યો હતો. ફરતો ફરતો ધર્મશાળાના બહારના ઓટલા ઉપર વિશ્રામ કર્યો. રાજકર્મચારીઓ સાથે રાણાજી બેઠા હતા ત્યાં પૂજારીએ આવી તિલક માટે કેસર આપ્યું. કેસરની વાટકીમાં અચાનક બાલ નીકલ્યો. બાલ જોઈ પૂજારીને ઠપકો આપવા એક રાજકર્મચારીએ હસતાં હસતાં કહ્યું-પૂજારીજી, તમારા દેવને દાઢીમૂછ જણાય છે; નહિં તો કેસરમાં બાલ કયાંથી આવે? પૂજારીથી આ પરિહાસ સહન કરાયો નહિં અને નિડરતાથી કહ્યું-હા મહારાજ, મારા દેવ તો દાઢીમૂછ તો શું પણ અનેક રૂપ કરવા સમર્થ છે. રાણાજીએ આ વાકય સાંભળી હસતાં હસતાં કહ્યુ-અગર જો તારી વાત સાચી હોય તો દાઢીમૂછ સહિત તારા ભગવાનનાં દર્શન કરાવ. પૂજારી કહ્યું "જો પ્રભુ દાઢીમૂછ સાથે દર્શન આપે તો જ હું અન્નજલ ગ્રહણ કરૂં" આમ કહી અઠ્ઠમનો તપ કરી મંદિરમાં બેસી ગયો. ત્રીજે દિવસે અધિષ્ઠાયક દેવે કહ્યું કે-"કાલે રાણાજીને દર્શન કરાવજે. પ્રભુ દાઢીમૂછ સહિત દર્શન દેશે." પૂજારીએ ઉત્સાહમાં આવી ચોથે દિવસે મંદિરજીનાં દ્વાર ખોલ્યાં. રાણાજીએ પરિવાર સહિત તેનાં દર્શન કર્યાં અને મૂર્તિને-પ્રભુજીના દાઢી મૂછ નિહાળી આશ્ચર્યમાં ગરકાવ થઈ ભક્તિથી નમી પડ્યો, પરન્તુ એક જણે વિચાર્યું કે-આમાં પૂજારીનું કંઈ કારસ્થાન હશે એટલે તેણે મુછનો બાલ ખેંચ્યો, એટલે એકદમ ત્યાંથી દૂધની ધારા છુટી. પછી પૂજારીને એ મનુષ્ય ઉપર ગુસ્સો આવ્યો ને શ્રાપ આપ્યો કે-તારા કુલમાં કોઇને દાઢીમૂછ નહિં ઊગે. કહે છે કે-આ શ્રાપ સાચો પડ્યો હતો. આટલા ખાતર આ મૂર્તિ મૂછાળા મહાવીર તરીકેનો પ્રસિધ્ધ છે. સ્થાન બહુ જ ચમત્કારી અને પ્રભાવશાલી છે. અહી પહેલાં ઘણી વસ્તી હતી. ઘાણેરાવ અને આ સ્થાન બધું એક જ હતું. જંગલમાં બીજા મંદિરોનાં ખંડેરો હજી પણ દેખાય છે.

અહીંથી ત્રણ ગાઉ સાદડી છે તેનો પરિચય આગળ આપ્યો છે. ત્યાંથી સીધા રાણી પણ જવાય છે. સંક્ષેપમાં મારવાડની મોટી પંચ તીર્થનો આ પરિચય આપ્યો છે.

## મારવાડની નાની પંચતીર્થી.

મારવાડની નાની પંચતીર્થીમાં નાણા, દીયાણા, નાંદીયા, બામણવાડા અને અજારી ગામો છે. યદ્યપિ મારવાડનાં ઘણાં ગામોમાં પ્રાચીન ગગનચુમ્બી ભવ્ય બાવન જિનાલયો પરમ દર્શનીય છે તથાપિ મારવાડની નાની અને મોટી પંચતીર્થીનાં સ્થાનો ખાસ દર્શનીય છે. મારવાડની મોટી પંચતીર્થીનું વર્ણન ઉપર લખ્યું છે. હવે નાની પંચતીર્થીનો ઉલ્લેખ કરું છું.

### પીંડવાડા.

આ પંચતીર્થીમાં જવા માટે પીંડવાડા મુખ્ય સ્થાન છે. અહીં શ્રાવકોની ૨૦૦ ઘરની વસ્તી છે; સુંદર બે ધર્મશાલાઓ છે અને બાવન જિનાલયનું પ્રાચીન મંદિર છે. મૂલનાયક શ્રી મહાવીરસ્વામી છે, અત્યારે અહીં જીર્ણોધ્ધારનું કામ ચાલે છે. વસન્તગઢના કિલ્લામાંથી નીકળેલી કેટલીક પ્રાચીન મૂર્તિઓ અહીં છે. અહીંનું મંદિર ૧૪૬૫માં બન્યાનો લેખ દિવાલમાં છે. આ સિવાય બીજી કેટલીક ધાતુની મૂર્તિઓ બારમી શતાબ્દિની છે

વિ. સં. ૧૧૫૧ ની એક સુંદર ચોવીશી છે. બીજી એક પ્રતિમા ઉપર ૧૧૦૨ "नाणकीय गच्छे वीरेण कारिता." એક ઉપર ૧૧૪૨ *श्रीमन्नाणकीयगच्छे 'पासलि-सुतेन वेरश्रावकेण धर्मार्थं कारिता ॥ આ પ્રમાણે લેખ છે

આ મંદિરમાં ધાતુની બે ઊભી પ્રતિમાઓ છે. એની રચના બહુ જ અદ્ભુત અને અનુપમ છે તેમાયે વસ્ત્રની રચના તો કમાલ છે. ડાબા પગની ઘુંટણીએ વસ્ત્રની જે ઘડ પાડી છે તેમાં તો હદ કરી છે. લેખ છે પણ ઘસાઈ ગયેલ છે. પ્રાચીન લીપીમાં લેખ છે. આ લેખ વિ. સં. ૭૪૪ના છે અને તે ખરોષ્ટ્રી લીપીમાં છે. ×પીંડવાડાથી નાંદિયા ૩ા થી ૪ કોશ થાય છે.

---

* નાણકીયગચ્છ કેટલો પ્રાચીન છે તે આ ઉપરથી સમજાશે આ પ્રદેશમા નાણકીયગચ્છના આચાર્યની પ્રતિષ્ઠિત મૂર્તિઓ વધુ મળે છે. નાણકીયગચ્છની ઉત્પત્તિ અહી નજીકના નાણા ગામથી થયેલી છે. ગામ અત્યારે તો નાનું છે. શ્રાવકોની વસ્તી, જિનમંદિર, ઉપાશ્રય આદિની સગવડ સારી છે

× ઝાડોલી—પીંડવાડા સ્ટેશનથી બે માઈલ દૂર વાયવ્યમાં આ એક પ્રાચીન ગામ છે. અહીંથી સિરોહી ૧૪ માઈલ દૂર પશ્ચિમમાં છે. અહીં એક સુંદર જિનમંદિર છે. એની ચારે બાજુ દેરીઓ છે. કમાનો અને થાંભલાઓ ઉપર આબૂના વિમલવસહીના મંદિરોની કોરણી જેવી કોરણી છે. મંદિરમા ૧૨૫૫ની સાલનો સુંદર શિલાલેખ છે. એમાં લખ્યું છે કે પરમાર ધારાવર્ષની પટ્ટરાણી શૃંગારદેવીએ શ્રી મહાવીર પ્રભુના મંદિરની પૂજા માટે એક જમીન ભેટ આપી છે—

"राज्ञा शृंगारदेव्याऽत्र वाटिकाभूमिरद्भुता ।
दत्ता श्रीवीरपूजार्थं शाश्वतः श्रेयसः श्रिये ॥"

# બામણવાડાજી

પીંડવાડાથી લગભગ ૪॥ માઈલ દૂર આ તીર્થસ્થાન આવ્યું છે.

અહીં બાવન જિનાલયનું સુંદર પ્રાચીન ભવ્ય મંદિર છે. મૂલનાયકજી શ્રી વીરપ્રભુની મૂર્તિ પ્રાચીન અને મનોહર છે. મૂલનાયકજીની મૂર્તિ વેલુકા–રેતની બનેલી છે અને ઉપર સાચા મોતીનો લેપ છે. દેરીઓ નીચી છે. અહીં દેરીઓ ઉપર લેખો પણ છે. એક ધાતુની પંચતીર્થી ઉપર ૧૪૮૨ નો લેખ છે. દેરીઓ ઉપરના લેખોમાં ૧૫૧૯, ૧૫૨૧–૧૫૨૩ ના લેખો છે. આ લેખોમાં "શ્રીબ્રાહ્મણ વાડમહાસ્થાને" લખ્યું છે. આ દેરીઓ બંધાવવામાં વીરવાડા–લાજ વગેરેના ગામોના શ્રાવકોનો મુખ્ય ભાગ છે. પ્રતિષ્ઠાપક તપાગચ્છીય આચાર્ય શ્રી લક્ષ્મીસાગરસૂરિજી અને તેમના શિષ્યો છે. મંદિરમાં પેસતાં જ બહારના ભાગમાં જમણી અને ડાબી બાજુ તીર્થોના સુંદર આલેશાન પટો કોતરેલા છે. મંદિર બહાર મોટી વિશાલ ધર્મશાલા છે. આ ભાગમાં પ્રભુ શ્રી મહાવીર દેવને ખીલા ઠોકયાના દશ્યની દેરી છે. આ પણ પ્રાચીન સ્થાપના તીર્થ છે. તેમજ મંદિરમાં કાચની પેટીમાં મહાવીર પ્રભુજીના ઉપસર્ગનું અને કાનમાં ખીલા ઠોકયાનું સૂચન કરનાર દશ્યો સુંદર છે

ધર્મશાળાની પાછળ ટેકરા ઉપર યોગિરાજ શ્રી વિજયશાંતિસૂરિજીની ગુફા છે. ત્રણ માળનો મોટો બંગલો છે અને એક દેરીમાં પ્રભુ મહાવીરની ચરણપાદુકા છે.

બામણવાડજીનું મોટું કારખાનુ–દેવકી પેઢીનો વહીવટ નાના રજવાડા જેવો છે. વીરવાડા ગામ આ તીર્થને ભેટ અપાયેલુ છે. તેનો વહીવટ પેઢી ચલાવે છે. અત્યારે વીરવાડામાં બે મંદિરો છે. એક બાવન જિનાલયનું ભવ્ય પ્રાચીન મંદિર છે, ધર્મશાળા છે, શ્રાવકોનાં ઘર ૧૦ છે. અહીં વધુ ઘર હતાં પણ ત્યાં જે ચોકી કરવા ઠાકોર રાખ્યા હતા તે ત્યાંના માલીક બન્યા અને મહાજન સાથે તકરાર થવાથી શ્રાવકોએ ગામ ખાલી કર્યું છે. બામણવાડજીની શ્વેતાંબર પેઢી વીરવાડાનો વહીવટ કરે છે. બામણવાડથી એક જ માઇલ વીરવાડા છે. અહીંથી સિરોહી

---

તેમજ દુંદુભી નગરના (ઝાડોલીના) શ્રી સંઘે એકત્ર થઇને મંદિરમા ૭ ચોકી સહિત મંડપ તથા ત્રિગડાનો ઉદ્ધાર કરાવ્યો હતો. મંદિરના ગભારા બહારના ગોખલા ઉપરના ૧૨૫૫ના લેખને આધારે સિરોહી સ્ટેટે જૈન સંઘને લેખમાં લખ્યા મુજબ મંદિરની પૂજાના ખર્ચ માટે વાવ તથા જમીન આપી છે યદ્યપિ મૂલ વાવ(રેંટ) તો ન આપ્યો પરંતુ બીજી વાવ આપી છે. આ સિવાય અત્યારે મંદિરજીમાં મૂલનાયકજી શ્રીવીરપ્રભુની મૂર્તિ નથી કિન્તુ શ્રી ઋષભદેવ પ્રભુજીની મૂર્તિ છે, જેની નીચે ૧૬૩૨ નો લેખ છે અને તેની પ્રતિષ્ઠા સુપ્રસિદ્ધ તપાગચ્છીય ઉ. શ્રી ધર્મસાગરજીગણિએ કરાવેલી છે અહીંના ભોંયરામાથી નીકળેલા પરિકરો ઉપર ૧૨૩૪, ૧૨૩૬અને૧૪૭૫ના લેખો મળ્યા છે અહીં અત્યારે જૈનોનાં ૫૦ ઘર છે. ઉપાશ્રય-ધર્મશાલા વગેરે છે. મંદિરનો જીર્ણોદ્ધાર હમણાં જ શરૂ થયો છે.

દશ માઇલ છે. શીરોહીમાં ૧૬ જિનમંદિરો છે, ખાસ દર્શનીય છે. એક સાથે ૧૪ મંદિરો છે, મંદિરોની પોળ છે. શીરોહીનું વૃત્તાંત અગાઉ પૃ. ર૭૪ પર આવી ગયું છે. બામણવાડાથી નાંદીયા ૪ માઇલ છે, વચમાં અંબિકા દેવીની દેરી આવે છે.

બામણવાડજીની પેઢી સીવેરા, ઉંદરા, મીરપુર, તેલપુર, બાલદા ગામનાં જિનમંદિરોની વ્યવસ્થા સંભાળે છે.

બામણવાડજીમાં ફાગણ શુદિ ૧૧ નો મોટો મેળો અને ભાદરવા શુદિ તેરશનો મેળો ભરાય છે. ફા. શુ. ૧૧ ના મેળામાં જૈન-જૈનેતરો ઘણી જ સારી સંખ્યામાં આવે છે. દર મહિનાની શુદિ અગીયારશે પણ ઘણા યાત્રિકો આવે છે.

## મીરપુર.

મીરપુર એક પ્રાચીન તીર્થસ્થાન છે. અહીં અત્યારે પહાડની નીચે સુંદર ચાર મંદિરો છે. આબૂની કોરણીના સુંદર અનુકરણરૂપ કોરણી છે. સિરોહીથી અણાદરા જતાં મોટર રસ્તે મેડા આવે છે. ત્યાંથી પગરસ્તે ચાર માઈલ દૂર આ સ્થાન આવેલું છે, તેમજ સ્વરૂપગંજથી કાલંદ્રી જતી મોટર પણ પહાડ વટાવી મેડા જાય છે ત્યાંથી પણ મીરપુર જવાય છે.

અહીં ધર્મશાળા વિશાલ છે, બગીચો છે, સગવડ સારી છે, જીર્ણોદ્ધાર થાય છે

## નાંદીયા.

"નાણા દીયાણા ને નાંદીયા જીવીતસ્વામી વંદીયા"

બામણવાડાજીથી ચાર માઈલ દૂર નાંદીયા આવ્યું છે. વચમાં બે માઈલ દૂર અંબાજીમાતાની દેરી છે. અહીં જવાની સડક પણ છે. નાંદીયા જવા માટે બામણવાડજીથી સીધો ગાડા રસ્તો છે. ગામ પહાડની વચમાં વસ્યું છે નાંદીયા વચ્ચે નાંદીયાથી એક માઇલ દૂર નદીકિનારે એક સુંદર મંદિર છે. મંદિર પ્રાચીન અને દર્શનીય છે. પ્રતિમાજી સુંદર છે.

નાંદીયામાં બે મંદિરો છે. ઉપાશ્રય, ધર્મશાળા છે અને શ્રાવકોનાં ઘર ૫૦ છે. ગામનું મંદિર ધર્મશાળા પાસે જ છે.

ગામથી ૧ ફર્લાંગ દૂર પહાડીની નીચે મહાવીર પ્રભુનું બાવન જિનાલયનું પ્રાચીન મંદિર છે. થોડાં પગથિયાં ચઢીને જતાં જ રાજા નંદીવર્ધને ભરાવેલી અદ્ભુત, વિશાલકાય મનોહર શ્રી વીરપ્રભુની મૂર્તિનાં દર્શન થાય છે આખા રાજપુતાના ભરમાં આવી અદ્ભુત કલામય અને સુંદર મૂર્તિ બીજી નથી એમ કહીએ તો ચાલે એવી સુંદર મૂર્તિ છે. એનું પરિકર પણ એટલું જ ભવ્ય, મનોહર અને કલાપૂર્ણ છે. સાચો સિંહ બેસાર્યો હોય તેવા પત્થરના સિંહનું જ સુંદર આસન છે. પ્રભુજીની બન્ને પડખે બે ઈન્દ્રરાજ ઊભા છે. નીચે સુંદર ધર્મચક્ર છે. સિંહાસન નામ અહીં અર્થપૂર્ણ છે-એવું સરસ આ સિંહાસન બન્યું છે.

ગભારાની બહાર બે બાજુ બે પ્રાચીન પ્રતિમાઓ છે. બન્નેની નીચે આસનમાં વીણાધારી યક્ષયક્ષીણી બેઠા છે. કમલની આકૃતિનું સુંદર આસન છે. પ્રતિમાજી નીચે આસનમાં ખરોષ્ટ્રીલીપીમાં લેખો છે ( અશોકના શિલાલેખને મલતી લીપી છે. )

મંદિરમાં પેસતાં પ્રથમ દરવાજા પાસેના ડાબા થાંભલામાં આ પ્રમાણે લેખ છે. લેખમાં પહેલું જ "विन्नयसेन" વંચાય છે પછી "संवत् १२९० वर्षे पोस शुदि ३ राउड पुतर मीह सुतरा क्रमण श्रेयोर्थं भीमेण स्थंभो कारितः।"

આ સિવાય રંગમંડપના બીજા થાંભલાઓ ઉપર પણ લેખો છે. એમાં નામો તો વંચાય છે પરન્તુ સંવત્ નથી વંચાતા. રંગમંડપ પાસેના જમણી બાજુના થાંભલા ઉપર "संवत् १२०१ भाद्रवा सुदि १० सोमदिने" બસ આગળ નથી વંચાતું.

આ સિવાય દેરીઓ ઉપર પણ લેખો વંચાય છે જેમાં ૧૪૨૯-૧૪૮૭-૧૪૯૩ અને ૧૫૨૧ના લેખો છે.

બીજા પણ ઘણા લેખો હતા પરંતુ હમણાં અહીં જીર્ણોધ્ધારનું કાર્ય ચાલે છે તેમાં ઘણા લેખો દટાઇ ગયા છે, દાબી દીધા છે અને દેરીઓ ઉપર પલાસ્તર થવાથી કેટલાક દબાઇ ગયા છે.

મંદિરનાં પગથિયાં ઉતરતાં પગથિયાના પાછલા ભાગમાં જમણી તરફ આ પ્રમાણે લેખ છે.

"संवत् ११३० (२०) वैशाखसुदि १३ नंदियणकचैत्यद्वारे वापी डिम्नी पिता सिवंगणे।"

સંવત્ ૧૧૩૦(૨૦)માં મંદિર પાસે વાવ કરાવ્યાનો આ લેખ છે. આ વાવ અત્યારે પણ મંદિરથી થોડે દૂર છે તેમજ ત્યાં લેખ પણ છે.

આ મંદિરમાં અત્યારે ૧૮ લગભગ પ્રભુમૂર્તિઓ છે. યક્ષયક્ષિણી વગેરે જુદા છે. અત્યારે જીર્ણોદ્ધાર ચાલતો હોવાથી દેરીઓની બધી મૂર્તિઓ રંગમંડપમાં પધરાવેલ છે.

મૂલગભારામાં બિરાજમાન અદ્દભૂત મહાવીર પ્રભુની પરિકર સહિતની એક જ મૂર્તિ છે. જાણે વૃધ્ધાવસ્થામાં સાક્ષાત્ વીર પરમાત્મા બિરાજમાન હોય એવી અદ્દભૂત આ મૂર્તિ છે. ગૂઢમંડપમાં ચાર મૂર્તિઓ છે અને રંગમંડપમાં બે ગોખલામાં બે મૂર્તિઓ બિરાજમાન છે અને બીજા બે ગોખલામાં બે ભગવાન બિરાજમાન થવાના છે.

જીર્ણોદ્ધાર સારો થયો છે. મુંબઇના ગોડીજી મહારાજના મંદિર તરફથી અને મુંબઈના શ્વેતાંબર શ્રી સંઘ તરફથી મદદ સારી મલી છે.

મોટા મંદિર પાસે જ ચંડકોશીયો નાગ ડસે છે તે હકીકતને દર્શાવતા પ્રસંગની દેરી ઊંચી ટેકરી ઉપર છે. તીર્થ પ્રાચીન અને પ્રભાવિક છે.

રાણકપુરનું પ્રસિધ્ધ મંદિર બંધાવનાર દાનવીર અને ધર્મવીર પોરવાડ શેઠ ધનાશા અને રતનાશા પણ આ નાંદીયાના નિવાસી હતા.

## લોટાણા

નાંદીયાથી દક્ષિણે ચાર માઈલ દૂર લોટાણા છે. રસ્તો સારો અને ગાડાં જાય તેવો છે. લોટાણા ગામથી ૦ાા માઈલ દૂર આપણું મંદિર આવ્યું છે. ગામમાં રબારી અને રાજપુતોની વસ્તી છે. મંદિરનો પૂજારી ગામમાં રહે છે. પેસતાં નાકા ઉપર જ તેનું ઘર છે. યાત્રિકે મોડું થયું હોય તો અહીંથી મંદિરની કુંચી માટે પૂજારીને સાથે લઇ લેવો સારો છે.

પહાડની તળેટીમાં આ સુંદર પ્રાચીન મંદિર આવ્યું છે. પેસતાં પ્રથમ સુંદર ધર્મશાળાના જમણી અને ડાબી બાજુ બે મોટા મોટા ઓરડા છે. પછી પગથિયાં ચઢી ઉપર જવાય છે. ઉપર પેસતાં જ શ્રી મૂલનાયકજી શ્રી ઋષભદેવ ભગવાનની ભવ્ય અદ્‌ભુત મૂર્તિનાં દર્શન થાય છે.

મૂલ ગભારામાં પ્રથમ તીર્થપતિશ્રી આદિનાથ પ્રભુજીની પરિકર સહિતની અદ્‌ભૂત મનોરમ મૂર્તિ પ્રાચીન અને પરમ સાત્ત્વિક છે. પરિકરમાં ઇંદ્ર-ઇંદ્રાણી-કિન્નર વગેરેની અદ્‌ભૂત રચના તો છે જ અને નીચેના ભાગમાં સિંહ હાથી અને ધર્મ-ચક્ર પાસેનાં હરિણુયુગલ પણ સુંદર છે. મૂલનાયકજીની મૂર્તિ અઢીથી ત્રણ હાથ મોટી અને ભવ્ય છે.

બહાર રંગમંડપમાં બે પ્રાચીન કાઉસ્સગ્ગીયાજી છે. આ બન્ને કાઉસ્સગ્ગીયા પાર્શ્વનાથજીના છે. આમાં ખાસ તો લંગોટ પછી કાઉસ્સગ્ગીયાજીમાં ધોતીની જે રેખાઓ ઉતારી છે એનું શિલ્પ તો અદ્‌ભૂત છે. તેમજ ધોતીની કોર પણ સુંદર છે. તેમજ શ્રાવક શ્રાવિકા કિન્નર યુગલ વગેરે પણ સુંદર છે. બન્નેમાં લેખ આ પ્રમાણે છે. જમણી બાજુના કાઉસ્સગ્ગીયાનો લેખ

" संवत् ११३७(०) ज्येष्ठ कृष्णपंचम्यां श्रीनिवृत्तककुले श्रीमदाम्रदेवाचार्यं × मुकुयं कारितं जिनयुग्ममुत्तमं ॥ "

ડાબી બાજુ શ્રી વીરપ્રભુની પરિકર સહિતની સુંદર મૂર્તિ છે. તેના કાઉસ્સગ્ગીયામાં નીચે પ્રમાણે લેખ છે.

१ संवत् ११४४ ज्येष्ठवदि ४ श्रीनिवृत्तककुले श्रीमदाम्रदेवाचार्यीय गच्छे लोटाणकचैत्ये प्रागूवाटवंशीय श्रेष्ठिआद्दोणे श्रेष्ठि डीतं आमदेवे तमोत्रा श्रीवीरवर्द्धमानस्वामी प्रतिमा कारिता।"

મંદિરનો જીર્ણોદ્ધાર થયેલ છે એક ઓરડીમાં સંવત ૧૮૯૯ ની શ્રી ઋષભદેવપ્રભુજીની ચરણપાદુકા છે. એની પ્રતિષ્ઠા શ્રી વિજયલક્ષ્મીસૂરિજીએ કરી છે. યાત્રિકોએ સામાન સાથે રાખીને જ આવવું સારું છે. અહીં કાંઇ પણ વસ્તુ નથી.

અહીંથી પહાડ રસ્તે ચાર માઈલ દૂર દીયાણાજી તીર્થ છે. એકલો પહાડ જ

છે. સાથે ભોમીયો જરૂર રાખવો. બીજો ગાડા રસ્તો છે તે લગભગ છ માઈલ હશે. આ રસ્તો સારો છે પરંતુ યાત્રિકોએ ભોમિયો અથવા ચોકીયાત જરૂર રાખવો.

## દીયાણાજી તીર્થ

લોટાણાથી દીયાણા ચાર માઈલ છે. દીયાણાજીમાં શ્રી જીવિતસ્વામીની મૂર્તિ પ્રસિધ્ધ છે. આ તીર્થ અત્યારે પહાડોની નીચે જંગલમાં આવ્યું છે. જંગલમાં મંગલ કરાવે તેવું આ સુંદર સ્થાન છે. સુંદર કિલ્લાની અંદર સુંદર મંદિર અને ધર્મશાળાઓ છે. બાવન જિનાલયનું આ મંદિર પ્રાચીન, ભવ્ય અને પરમ દર્શનીય છે. મૂલનાયકજી શ્રી મહાવીર પ્રભુની સુંદર હૃદયંગમ પ્રાચીન મૂર્તિ છે. પરમ વૈરાગ્યરસથી ભરેલી અમૃત રસને વર્ષાવતી આ મૂર્તિ જીવિતસ્વામીની મૂર્તિની ઉપમાને યોગ્ય છે. પરિકર પણ સુંદર અને મનોહર છે.

મૂલ ગભારામાં અઢીથી ત્રણ હાથની વિશાલ પરિકરવાળી શ્રી વર્ધ્ધમાનસ્વામી-ની મૂર્તિ છે અહીં લેખ વગેરે કાંઈ નથી. બહાર બે કાઉસ્સગીયાજી છે. બન્ને ઉપર નીચે પ્રમાણે લેખ છે.

જમણી બાજુના કાઉસ્સગીયાજી નીચેનો લેખ—

संवत् १४११ ( १६११ ) वर्षे प्राग्वाटज्ञातीय श्रे०कुयराभार्या सहजु पुत्र श्रे०तिहूण भार्या जयत् पुत्र रुदा भार्या वसतलदेवी समन्वितेन श्रीजिनयुगलं कारितं ॥

ડાબી બાજુના કાઉસ્સગ્ગીયાજી નીચે આ પ્રમાણે લેખ છે.

સંવત્ ૧૦૧૧ [૧૪૧૧] વર્ષે શ્રી પરમાણંદસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવી છે, એક માતૃકા પટ્ટક ઉપર પણ લેખ છે તેમાં સંવત્ ૧૨૬૮ માં નાણકીયગચ્છના આચાર્યે પ્રતિષ્ઠા કરાવી છે. પ્રતિષ્ઠા સિંહસેને કરાવી છે.

અહીં અત્યારે ૧૯ થી ૨૦ પ્રભુ મૂર્તિઓ છે. કાઉસ્સગ્ગીયાજી સહિત બાવીસ મૂર્તિઓ છે. ઘણી દેરીઓ ખાલી છે. અહીંની પ્રદક્ષિણાની દેરીમાં એક પરિકરની ગાદીમાં સં. ૯૯૯ ને ખરોષ્ટ્રી લીપીનો લેખ છે.

મૂલનાયકજીની મૂર્તિ એવી સુંદર અને ધ્યાનમગ્ન છે કે સાક્ષાત્ યુવાનવય-સંપન્ન વીરપ્રભુ ધ્યાનમાં બેઠા હોય.

સ્થાન ધ્યાન કરવા લાયક છે. કોઈ જાપ કે ધ્યાન કે યોગને માટે પરમ શાંત વાતાવરણ ઇચ્છતા મુમુક્ષુઓએ જરૂર લાભ લેવા જેવું છે

અહીં કાર્તિકી પૂર્ણિમાના મેળામાં તો આ પ્રદેશનાં શ્રાવક શ્રાવિકાઓ નાણા, *માલણું, ઉંદરા, સીવેરા, બામણવાડા, નાંદીયા, લોટાણા અને દીયાણાની યાત્રાની પ્રદક્ષિણા કરે છે. ચૌદશની સાંઝથી આ પ્રદક્ષિણા શરૂ થાય છે અને પૂર્ણિમાએ

* માલણુ, ઉંદરા અને સીવેરામાં પ્રાચીન ભવ્ય મંદિરો છે.

બપોરે-તો દીયાણાજી પહોંચી જાય છે. અહીં આવી, પૂજા-સેવા કરી, સ્વામીવાત્સલ્ય જમી, રાત રહી એકમની સ્હવારે પૂજા આદિ કરી, સ્વામીવાત્સલ્ય જમી ઘેર જાય છે.

અહીં ચોર લુંટારુનો ભય રહે છે. એટલે વાસણ પણ તાંબાપીત્તળનાં નહિં પણ માટીના વધુ વપરાય છે. યદ્યપિ અત્યારે બહુ ડર જેવું નથી જ છતાં ય ચોકીયાત જરૂર રાખવો.

અહીંથી નીતોડા છ માઇલ દૂર છે. નીતોડા જતાં રસ્તાથી થોડે દૂર બે ફર્લાંગ ઉપર શ્રી શાંતિનાથજીના પ્રાચીન મંદિરનું ખંડિયેર છે. ત્યાં થાંભલા ઉપર ૧૧૪૪ નો લેખ છે. તેમજ મૂલગભારો અને રંગમંડપના દ્વાર ઉપર પણ પ્રભુ-મૂર્તિઓ છે. અહીંથી એક માઇલ દૂર કેર છે. કેરથી બે માઇલ દૂર માંડવાડા છે અહીં નાનું મંદિર છે. ચંદ્રપ્રભુજીની મૂર્તિ છે. ૧૯૭૩માં ધનારીના શ્રીપૂજ મહેંદ્ર-સૂરિજીએ પ્રતિષ્ઠા કરાવી છે. મંદિર નાનું પણ પ્રાચીન છે. ૧૯૭૩માં જીર્ણોદ્ધાર થયો ત્યારની પ્રતિષ્ઠા થયેલી છે. અહીં શ્રાવકનું ઘર નથી. રબારી, ભિલો, રાજપુતો-ની વસ્તી છે. અહીંથી ત્રણ માઇલ દૂર નીતોડા છે

## નીતોડા

અહીં બાવન જિનાલયનું પ્રાચીન મંદિર છે. મૂલનાયકજી શ્રી ચિંતામણી પાર્શ્વ-નાથજી છે. મૂલનાયકજીની મૂર્તિ પ્રાચીન અને મનોહર છે. અત્યારે બાવનજિનાલયને બદલે ૪૧ દેરીઓ છે. મૂલનાયકજીના પરિકરની ગાદી નીચે લેખ છે ॥ संवत् १२० ४

અહીં મૂલ ગભારામાં ત્રણ મૂર્તિઓ છે. મૂલ ગભારાની બહારની પ્રથમ ચોકીમાં ચાર મૂર્તિઓ છે. બન્ને બાજુમાં ઉપરના બે ગોખલામાં બે મૂર્તિઓ છે અને બે નીચેના ગોખલામાં બે મૂર્તિઓ છે. આ બન્ને મૂર્તિઓ ખૂબ જ પ્રાચીન છે. દેરીઓમાં લેખો મલે છે જે આ પ્રમાણે છે.

દેરી નંબર ત્રીજામાં શ્રી બ્રહ્મશાંતિયક્ષની મૂર્તિ ઉપર નીચે પ્રમાણે લેખ છે.

"संवत् १४९१ वर्षे वैशाख शुदि २ गुरुदिने जक्षब्रह्ममूर्ति स्थापिता शुभं भवतु"

આ સિવાય બીજી દેરીમાં સં. ૧૨૨૯, ૧૨૯૨ના લેખો છે. ૧૭૧૩નો પણ લેખ છે. અત્યારે ૪૧ દેરીઓમાંથી ૧૯ દેરીઓમાં મૂર્તિઓ છે. બાકીની ખાલી છે.

૧૫૨૩ની એક ધાતુની પંચતીર્થી પણ છે.

સં. ૧૯૮૧માં ધનારીના શ્રીપુજ મહેંદ્રસૂરિજીના ઉપદેશથી જીર્ણોદ્ધાર થયો છે. આનો મોટો લેખ પણ છે. અહીં શ્રાવકોનાં ઘર ૪૦ છે. ધર્મશાળા, ઉપાશ્રય છે. દીયાણાજીથી નીતોડાનો ગાડા રસ્તો તો સારો છે.

નીતોડાથી ચાર માઈલ દૂર સ્વરૂપગંજ થાય છે. અહીં સુંદર ધાતુ મૂર્તિનું ઘરમંદિર છે. મહાવીર જૈન ગુરુકુલ ચાલે છે, ધર્મશાળા છે.

સ્વરૂપગંજથી પેશ્વા, કોજરા થઈ પીંડવાડા જવું. બન્ને ગામોમાં શ્રાવકોનાં ઘર અને મંદિરો છે. તેમજ સ્વરૂપગંજની પાસે ચાર માઈલ દૂર રોહીડા ગામ છે.

અહીં ત્રણ મંદિરો છે. ચિંતામણી પાર્શ્વનાથજી, આદિનાથજી અને મહાવીર પ્રભુનું. ચિંતામણી પાર્શ્વનાથજીના મોટાં મંદિરમાં પાછળના ભાગમાં શત્રુંજય, ગિરનાર, આબૂ, પાવાપુરી, સમ્મેતશિખર, અષ્ટાપદજી વગેરેના સુંદર પટો છે અને શ્રી સિધ્ધચક્રજીનું સુંદર મંદિર છે. મૂલ મંદિરના ગભારા બહારના બારસાખ ઉપર ૧૨૫૮ અને ૧૨૨૯ નો લેખ છે. શ્રાવકોના ૧૨૦ ઘર છે. ધર્મશાળા અને ઉપાશ્રય વગેરે બધું સાધન સારું છે, શ્રાવકો બહુ ભાવિક છે.

પીંડવાડાથી આગળ વધવું, પ્રથમ અજારીની યાત્રા કરી આવવી, પછી નાણા-બેડા થઇ મોટી પંચતીર્થીમાં જવું.

## અજારી.

પીંડવાડાથી ત્રણ માઇલ દૂર અજારી છે. અહીં ગામ બહાર બાવન જિનાલયનું પ્રાચીન મંદિર છે. મૂલનાયક શ્રી વીર પ્રભુની સુંદર પ્રતિમા છે. મૂલ ગભારાની બહાર નાણકીય ગચ્છના આચાર્ય મહેન્દ્રસૂરિ અને શાન્તિસૂરિની પ્રતિમા છે. મૂર્તિ ઘણી જ સુંદર અને પ્રાચીન છે. પ્રદક્ષિણામાં પાછળના ભાગમાં સરસ્વતી દેવીની પ્રાચીન સુંદર મૂર્તિ છે. મંદિરજીથી ૧॥–૨ માઇલ દૂર એક પહાડીમાં સરસ્વતીની દેરી છે. પ્રતિમાજી પ્રાચીન અને સુંદર છે. કલિકાલસર્વજ્ઞ આચાર્ય હેમચંદ્રસૂરિજી સરસ્વતીની સાધના કરવા અહીં આવ્યા હતા અને દેવીએ પ્રસન્ન થઇ વરદાન આપ્યું હતું એટલે લગભગ બારમી શતાબ્દી પૂર્વથી આ સ્થાન સરસ્વતી તીર્થરૂપે અને પ્રાચીન જૈન તીર્થરૂપે પ્રસિધ્ધ છે. અજારી પાસે વસંતપુર શહેરનાં ખંડિયેર છે. અજારીથી ૪ માઇલ લગભગ દૂર છે. ત્યાં પ્રાચીન જિનમંદિરોના ખંડિયેરો અને ખંડિત જિનમૂર્તિઓ છે. અહીંની ઘણી મૂર્તિઓ પીંડવાડા આવી છે અને પીંડવાડાના મંદિરમાં વિદ્યમાન છે.

" વસંતપુરીમાં દેહરાં જીરણ ખરાંરે, કાઉસ્સગ્ગે આર્દ્રકુમાર;
બાંભણવાડે સોહતો મન મોહતોરે, વીર ચરણ આધાર. " (તીર્થમાળા પૃ.૯૭)

## નાણા.

પીંડવાડાથી નાણા છ કોસ–ગાઉ દૂર થાય છે. નાણા સ્ટેશનથી નાણા ગામ એક માઇલ દૂર છે. રસ્તો જંગલનો અને પહાડી છે ભોમિયા વિના જવું ઠીક નથી. શ્રાવકોના ઘર છે, ઉપાશ્રય છે, ધર્મશાલા છે. સાધુમહાત્માઓએ પીંડવાડાથી છ માઇલ દૂર *સીવેરા થઇને ત્યાંથી છ માઇલ નાણા જવું સારું છે અને રસ્તો પણ સારો છે.

* સીવેરા—પીંડવાડાથી ૭ માઇલ દૂર પશ્ચિમોત્તર દિશામા આ ગામ આવ્યું છે. અહીં એક સુંદર વિશાલ જિનમંદિર છે. અહીં સુંદર પાષાણની ૧૨ પ્રતિમાઓ છે. અહીંના લેખો ઉપરથી માલૂમ પડે છે કે ૧૧૯૮ મા અહીં પ્રતિષ્ઠા થઇ છે. એક બીજો લેખ છે એમાં ૧૨૬૯ નો ઉલ્લેખ છે. આ એક યાત્રાલેખ છે. સીવેરાથી પહાડી રસ્તે માલણું ૪ માઇલ દૂર છે. અહીં પ્રાચીન સુંદર મંદિર છે. અહીંથી ચામુંડેરી, ભંડાર થઇ બેડા જવાય છે. સીવેરાથી સીધ્ધુ નાણા ત્રણ ગાઉ થાય છે. રસ્તો સારો છે.

સુપ્રસિદ્ધ નાણકીય ગચ્છની ઉત્પત્તિ આ નાણા ગામથી જ થયેલ છે. નાણકીય ગચ્છની ઉત્પત્તિ લગભગ હજારથી નવસો વરસ પહેલાંની છે. બારમી શતાબ્દિના પ્રારંભ કાલના તો નાણકીય ગચ્છના લેખો મલે છે. નાણકીય ગચ્છના આચાર્યની પ્રતિષ્ઠિત મૂર્તિઓ–અજારી, પીંડવાડા અને પાટણના ભેંસપત વાડાના ગૌતમસ્વામીના મંદિરમાં મૂલ પ્રતિમાજી જે છે તે પણ નાણકીય ગચ્છના આચાર્ય સિદ્ધસેનસૂરિજીની પ્રતિષ્ઠિત છે. અજારીમાં તો નાણકીય ગચ્છના આચાર્યની પ્રતિષ્ઠિત ઘણી મૂર્તિઓ છે.

અહીં એક મંદિરની આખી પોળ હતી. અત્યારે બાવન જિનાલયનું ભવ્ય મંદિર છે. આ મંદિરમાં વિ. સં. ૧૩૦૨ નો લેખ છે.

संवत १३०२ फागुण शुदि ७ शुक्रे नाणास्थाने श्रे० कुलधरभार्या कवलसिरि सुद्दवसुत सहवदेवलूणसीह...वास्तव्य. ( પ્રા લે. સં. ભા. ૨ )

મંદિર પ્રાચીન પણ અધૂરું છે. મંદિરની બાંધણીની શરૂઆત વિશાલ મન્દિરના રૂપમાં થયેલી હતી પરન્તુ પાછળથી ત્યાંના જૈન ઓસવાલો અને બ્રાહ્મણોનો આપસમાં વિખવાદ થવાથી ઓસવાલો ગામ ખાલી કરી ચાલ્યા ગયા. સાથે ત્યાં એક ગધેડાના આકારનો પત્થર બનાવી તેમાં લખ્યું કે કોઇ ઓસવાલ આ ગામમાં ન આવે કે ન રહે. પાછળથી બ્રાહ્મણોએ જૈન મન્દિરને કબ્જે કરી શિવાલય બંધાવ્યું. થોડા વખત પછી પોરવાલ જૈનો અહીં આવ્યા. તેમણે જોધપુર સ્ટેટમાં કાયદેસર લડત ચલાવી ન્યાય માંગ્યો. આખરે મંદિર જૈનોને કબ્જે થયું. મંદિરની જમીન, વાવ વગેરે બધું પાછું જૈનોને મળ્યું છે; અને આ સંબંધી વિસ્તૃત લેખ અદ્યાવધિ મંદિરના ભારવટીયા ઉપર વિદ્યમાન છે.

આ મંદિરમાં મૂલનાયકજી શ્રીમહાવીર પ્રભુની બદામી રંગની ૨॥ હાથ મોટી સુંદર પ્રતિમા છે. એની પલાંઠીમાં લેખ છે તે આ પ્રમાણે છે.

संवत् १५०५ वर्षे माघवदि ९ शनौ श्रीनाणकीयगच्छे ' श्रीमहावीरबिंबं ' प्र. श्रीशांतिसूरिभिः (१)

મૂલનાયક શ્રી મહાવીર પ્રભુજીની પ્રતિમાજીની ચારે તરફ સુંદર પરિકર સહિત તોરણ બન્યું છે, જેમાં કારીગરી સુંદર છે અને તેમાં લેખ છે જે આ પ્રમાણે છે—

संवत् १५०६ माघवदि १० गुरौ गोत्रवेलहरा उ० ज्ञातीय सा. रतनभार्या रतनदे पुत्र दूदा–वीरम–महपा–देवा–लूणा–देवराजादि कुटुम्बयुतेन श्रीवीरपरिकरः कारापितः प्रतिष्ठितः श्रीशान्तिसूरिभिः ।

નાણા એક વાર મોટું સમૃદ્ધિશાળી અને પ્રસિદ્ધ શહેર હતું.

## બેડા.

નાણા અને બેડા બે સાથે જ બોલાય છે. બેડા નાણાથી ત્રણેક ગાઉ દૂર છે.

અહીંની જનતા ભાવિક, ધર્મપ્રેમી છે. ઘણો ભાગ વ્યાપારી હોવાથી બહાર રહે છે. સુંદર બાવન જિનાલયનુ મન્દિર છે ધર્મશાળા, ઉપાશ્રય, લાયબ્રેરી વગેરે છે.

## સોમેશ્વર.

દેસુરી થી ૪ માઈલ પૂર્વમાં આ ગામ આવ્યું છે. અહીં પ્રાચીન જૈન મંદિર બહુ જ સુદર છે. મૂલનાયકજી શ્રો શાંતિનાથજી છે. ગોડવાડની નાની પંચતીર્થીમાં આ તીર્થનું સ્થાન મનાય છે. નાણા, બેડા, રાતા મહાવીર, સેવાડી અને સોમેશ્વર શાન્તિનાથ આ પાંચ ગામની નાની પચતીર્થી કહેવાય છે. હમણાં સુંદર જીર્ણોધ્ધાર થયો છે ધર્મશાળા છે.

## રાતા મહાવીર

આર. એમ. આર રેલ્વેના એરનપુરા સ્ટેશનથી પૂર્વ દિશામાં ૧૪ માઈલ દૂર વિકટ પહાડીઓની વચ્ચે આ તીર્થસ્થાન આવ્યું છે. તેમજ પગરસ્તે *સેવાડીથી વિજાપુર જવાય છે. અહીં સુદર જિનમદિર છે ધર્મશાળા-ઉપાશ્રય છે. વિજાપુરથી રાા માઈલ દૂર જગલમાં રાતા મહાવીરનું તીર્થ આવ્યું છે અહીં સુદર પ્રાચીન ૨૪ જિનાલયનુ ભવ્ય મંદિર છે ભગવાન મહાવીરદેવની સુંદર લાલ રગની રાા હાથ ઊંચી ભવ્ય મૂર્તિ મૂલનાયકજી છે. એટલે શ્રી રાતા મહાવીર તરીકે આ તીર્થ પ્રસિદ્ધ છે શીલવિજયજી પોતાની પ્રાચીન તીર્થમાલામાં લખે છે "રાત્તો વીર

---

* સેવાડી—અહીં બસો ઘર જૈનોના છે બે મોટી ધર્મશાળાઓ છે, ઉપાશ્રયો છે અને બજાર વચ્ચે જ બાવન જિનાલયનું ભવ્ય મદિર છે મૂલનાયકજી મહાવીરપ્રભુની ૧ાા હાથની સુદર દર્શનીય મૂર્તિ છે. આ મદિર બારમી સદી બનેલુ છે તેમજ ૧૨૪૪ના માઘ શુદિ ૧ રવિવારે પ્રતિષ્ઠિત કરેલી સડેરકગચ્છીય શ્રી યશોભદ્રસૂરિજીની પરપરાના આચાર્ય શ્રી ગુણરત્નસૂરિજીની મૂર્તિ પણ બિરાજમાન છે આ સિવાયના અહીંના મદિરમા ૧૧૬૭, ૧૧૯૮–૧૨૫૧, ૧૨૧૩ના પ્રાચીન લેખો છે, જેમાં દેરીઓ બનાવ્યાના, દાનના લેખો છે તેમ કેટલીક દેરીઓની ભીતો ઉપર, થાંભલા ઉપર પણ લેખો દેખાય છે કિન્તુ ઘસાઈ ગયેલા–જીર્ણ છે વિ. સ. ૧૧૭૨ના લેખમા મહારાજાધિરાજ અશ્વરાજના પુત્ર યુવરાજ કટુકરાજ શાંતિદેવની પૂજા માટે દરવર્ષે ૮ દમ્મ આપતા તેનો ઉલ્લેખ છે. અને આ દાન યાવચ્ચંદ્રદિવાકરાૈ આપવાની વિજ્ઞપ્તિ છે વિ. સં. ૧૧૬૭ના એક લેખમાં મંદિર માટે અમુક ખડેરામાથી અમુક ધન મળે તેનો પણ ઉલ્લેખ છે ગામ બહાર પશ્ચિમ દિશામા પુરાણી વાવડીની પાસે શિખરબધ્ધ નવુ સુદર મદિર બનેલુ છે જેમા મૂલનાયકજી શ્રી વાસુપૂજ્યજી ભગવાન છે. તેમજ મદિરની પાસેથી એક છત્રીમા શ્રી ગૌતમસ્વામીની મૂર્તિ વગેરે છે.

નાની મારવાડ અને મોટી મારવાડમા ગામોગામ ભવ્ય મંદિરો છે. ઉપાશ્રય છે. શ્રાવકોની વસ્તી છે. સાધુ મહાત્માઓના વિહારમા દરેક ગામો આવે છે. આ બધાં મદિરો–સ્થાનો તીર્થ જેવા જ હોય છે પરન્તુ સ્થાનાભાવથી કેટલાનો પરિચય આપવો '

પુરી મન ગ્રામ" લખે છે. આ શ્રી જિનતિલકસૂરિજીએ પોતાની તીર્થમાલામાં લખ્યું છે કે-હત્થુંડીમાં શ્રી મહાવીરદેવનું મંદિર છે. કવિવર શ્રી લાવણ્યસમયજી પણ આ વસ્તુનું સમર્થન કરે છે. જુઓ—

'હસ્તિકુંડ એહવું અભિધાન, સ્થાપિયું ગચ્છપતિ પ્રગટ પ્રધાન;
મહાવીર દેઈ પ્રાસાદિ, બાજઈ ભુંગલ ભેરી નાદ."

શ્રી જિનતિલકસૂરિજીનું હત્થુંડી અને કવિ શ્રી લાવણ્યસમયજીનું હસ્તિકુંડી એક જ સ્થાનનું નામ છે. જ્યાં ભગવાન મહાવીરનું ભવ્ય મંદિર છે.

વિદગ્ધરાજાના ગુરુ શ્રી બાલિભદ્રજીની આચાર્ય પદવી આ મહાન નગરીમાં થઈ હતી અને ત્યાર પછી તેઓ વસુદેવસૂરિજીના નામથી પ્રસિદ્ધિ પામ્યા હતા. હસ્તિકુંડી હથુડીમાં પહેલાં રાઠોડ રાજાઓનું રાજ્ય હતું અને તેઓ જૈનધર્મ પાળતા હતા આમની અટક હથુડીયા કહેવાઇ. અત્યારે પણ મારવાડના બાલી, સાદડી, સાંડેરાવ તેમજ મેવાડમાં પણ હત્થુંડીયા શ્રાવકો વિદ્યમાન છે. આ નગરી ઉપરથી હસ્તિકુંડી ગચ્છનું નામ પણ પ્રસિદ્ધ થયું છે રાતા મહાવીર પ્રભુના મંદિરમાં હસ્તિકુંડી ગચ્છના આચાર્યની મૂર્તિ પણ બિરાજમાન છે. રાતા મહાવીરના મંદિરમાં પ્રાચીન ચાર શિલાલેખ આ પ્રમાણે છે-

ॐ संवत् १२९०. वर्षे चैत्रसुदि ११ शुक्रे श्रीरत्नप्रभोपाध्यायशिष्यैः श्रीपूर्णचन्द्रोपाध्यायैरात्तकद्वयं शिखराणि च कारितानि सर्वाणि ॥

સભામંડપના એક થાંભલા ઉપર ૧૩૪૫ના સંવતનો લેખ છે. મંડપના બીજા થાંભલા ઉપર ૧૩૩૫ અને ૧૩૩૬ ના એમ બે જુદા જુદા થાંભલા ઉપર લેખો છે જેમાં મંદિરને દાન આપ્યાના ઉલ્લેખો છે.

આ મંદિરના અંદરના દરવાજા ઉપર ૨ ફૂટ રા ઇંચ પહોળો, ૧ ફૂટ ૪ ઇંચ લાંબો એક શિલાલેખ હતો આ શિલાલેખ જોધપુરના મહારાજાની આજ્ઞાથી અજમેરના મ્યુઝીયમમાં રાખવામાં આવ્યો છે. આ પત્થરમાં બે પ્રશસ્તીઓ ખોદેલી છે પહેલી પ્રશસ્તી સૂરાચાર્યજીએ ૧૦૩૫ માં રચેલી છે તેમાં થોડો ગદ્ય વિભાગ અને ૪૦ શ્લોકો છે. બીજી પ્રશસ્તિમાં લગભગ ૨૧ શ્લોકો છે. આ પ્રશસ્તિની રચના ૯૯૯ માં થયેલી છે આમાં કર્તાનું નામ જણાતું નથી. પહેલી પ્રશસ્તિનો સાર આ પ્રમાણે છે.

હસ્તિકુંડીમાં પોતાના ગુરુના ઉપદેશથી વિદગ્ધરાજે (વિગ્રહરાજ) પોતાની ઉજ્વલ કીર્તિને જીતનાર એવું ગગનચુમ્બી સુંદર મંદિર બનાવ્યું. *

* विदग्धनृपकारिते जिनगृहेऽतिजीर्णे पुनः,
समं कृतसमुद्धृताविह भवाब्धुधेरात्मन. ।
अतिष्ठिपत सोऽप्यथ प्रथमतीर्थनाथाकृति,
स्वकीर्तिमिव मूर्ततामुपागतां सिताशुद्युतिम् ॥ ३६ ॥

વિદગ્ધરાજાએ બનાવેલું મંદિર જીર્ણ થવાથી સુંદર જીર્ણોધ્ધાર કરાવી ૧૦૫૩ ના મહા શુદિ ૧૩ શ્રી ઋષભદેવજીની મૂર્તિની પ્રતિષ્ઠા શ્રી શાન્ત્યાચાર્યજીએ કરી. અત્યારે આ મંદિરમાં શ્રી વીરપ્રભુની મૂર્તિ બિરાજમાન છે. આ પ્રાચીન ભવ્ય મંદિરનો અત્યારે જીર્ણોદ્ધાર ચાલે છે. મંદિરથી એક માઇલ દૂર હથુંડી ગામ છે. ત્યાં થોડાં ભીલોનાં ઝુંપડાં છે. એક વાર આ પ્રદેશમાં સેંકડો મંદિરોના ઘંટ વાગતા ત્યાં આજે પહાડો અને જંગલ જ છે.

આ નાની પંચતીર્થીમાં સ્વરૂપગંજ, નીતોડા, દીયાણા, લોટાણા, નાંદીયા, બામણવાડજી, પીંડવાડા, અજારી, પુનઃ પીંડવાડા આવી નાણા-બેડા થઇ મોટી પંચતીર્થીની યાત્રા કરવા જવું. એમાં ફાલના સ્ટેશનથી વરકાણાજી, નાડોલ, નાડલાઇ, ઘાણેરાવ, મૂછાળા મહાવીર, સાદડી થઈ રાણકપુર થઇ પુનઃ સાદડી આવવું. ત્યાંથી વિજાપુર પાસે રાતા મહાવીર તીર્થની યાત્રા કરવી. ઉપરનાં દરેક સ્થાનોએ પ્રાચીન ભવ્ય મંદિરો છે, જે પરમ દર્શનીય છે. આ નાની મોટી બન્ને પંચતીર્થીની યાત્રા કરવા જેવી છે.

## સુવર્ણગિરિ

મારવાડમાં આવેલા જોધપુરથી દક્ષિણ તરફ લગભગ ૭૦ માઇલ અને આર. એમ. રેલ્વેના એરણપુરા સ્ટેશનથી પશ્ચિમમાં ૩૮ માઇલ દૂર જાલોર પાસે જ સુવર્ણગિરિ પહાડ છે. જાલોર એ સુવર્ણગિરિની તલાટીમાં વસેલુ કિલ્લેબંધ સુંદર શહેર છે.

જાલોરમાં કુલ ૧૧ ભવ્ય જિનમંદિરો છે. તેમાંનાં આદિનાથ, શાન્તિનાથ, નેમિનાથ અને મહાવીરસ્વામી આ ચાર મંદિરો તપાવાસમાં આવેલાં છે. ખરતરાવાસમાં પાર્શ્વનાથજીનું, ખાનપુરાવાસમાં મુનિસુવ્રતસ્વામીનું, ફોલાવાસમાં શ્રીવાસુપૂજ્ય ભગવાનનુ, કાંકરીવાસમાં પાર્શ્વનાથજીનુ અને માણેકચોક પાસેની 'લહુપોશાલ'માંનુ જીરાવલ્લા પાર્શ્વનાથનુ આમ કુલ નવ મંદિરો શહેરમાં છે અને એક સુરજ પોલની બહાર ઋષભદેવજીનુ અને શહેરથી પશ્ચિમ તરફ પોણા માઈલ ઉપર ગોડીપાર્શ્વનાથજીનું આમ કુલ મળી જાલોરમા ૧૧ જિનમંદિરો છે. જાલોરનું અસલી નામ જાવાલીપુર છે.

જાલોર કયારે વસ્યુ તેનો પૂરો ઇતિહાસ નથી મળતો પરન્તુ વિક્રમની દશમી શતાબ્દિ પછી અત્રે થઇ ગયેલ રાજવંશનો ઇતિહાસ મળી આવે છે ગારો. જાલોર નવમી સદી પહેલાં ઉન્નત હતું એવા પણ ઉલ્લેખો મળે છે.

---

शान्त्याचार्यैस्त्रिपञ्चाशत्युहदशे शताब्दामियम् ।

माघशुक्लत्रयोदश्यां सुप्रतिष्ठं प्रतिष्ठिता ॥ ३७ ॥

આ આખો શિલાલેખ વિસ્તૃત વિવેચન સહિત પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભાગ-બીજામાં શ્રી જિનવિજયજીએ આપેલ છે.

આ જાલોરનું પ્રાચીન નામ જાવાલીપુર છે એવાં પ્રમાણો–શિલાલેખો મળે છે. આ જાલોર પાસે સુવર્ણગિરિ–સોનાગઢ પહાડ કે જ્યાં અત્યારે સુંદર ત્રણ જિનમંદિરો છે.

સુવર્ણગિરિ ઉપર વિક્રમાદિત્યની ચોથી પેઢીએ થયેલા નાહડ રાજાના સમયમાં શ્રીમહાવીરસ્વામીનું મંદિર બન્યું હતું. જેનું નામ "યક્ષવસહિ" હતું અને તેમાં મૂલનાયક શ્રીમહાવીર ભગવાનની મૂર્તિ બિરાજમાન હતી. આ મંદિરની પ્રાચીનતાની સૂચના આપતી એક ગાથા શ્રી મેરુતુંગાચાર્ય પોતાની વિચારશ્રેણીમાં આપે છે.

" नवनवइ लक्खधणवइअ लद्धवासे सुवर्णगिरिसिहरे ।
नाहडनिवकालीणं थुणि वीरं जक्खवसहीए ॥ "

ભાવાર્થ—નવ્વાણું લાખ રૂપિયાની સંપત્તિવાળા શેઠીયાઓને પણ જ્યાં રહેવાને સ્થાન નહોતું મળતું (અર્થાત્ ગઢ ઉપર બધા ક્રોડપતિઓ જ રહેતા.) એવા સુવર્ણગિરિના શિખર ઉપર નાહડરાજાના વખતના 'યક્ષવસતિ' નામના દેહરામાં ભગવાન મહાવીરની સ્તુતિ કરો.*

આ નાહડ રાજા વિક્રમની બીજી શતાબ્દીમાં વિ. સં. ૧૨૬ થી ૧૩૫ ની વચમાં થયેલ છે અર્થાત્ સુવર્ણગિરિ ઉપરનું મહાવીર ચૈત્ય ૧૮૦૦ વર્ષ પુરાણું છે.

ત્યારપછી ૧૨૨૧ માં મહારાજા કુમારપાલે પાર્શ્વનાથ ચૈત્ય યા કુમારવિહાર ચૈત્ય બંધાવ્યું. આ કુમારવિહાર બાવન જિનાલયનું મંદિર હતું અને તેની પાસે જ અષ્ટાપદનું મંદિર હતું. મહારાજા કુમારપાલે બંધાવેલા આ કુમારવિહારનો સંસ્કૃત શિલાલેખ જાલોરના તોપખાનાના મંડપની ગેલેરીમાં મળી આવેલ છે, જે આ પ્રમાણે છે–

"संवत् १२२१ श्रीजावालिपुरीय—काञ्चनगिरिगढस्योपरि प्रभुश्रीहेमसूरिप्रबोधितगुर्जरधराधीश्वरपरमार्हत् चौलुक्यमहाराजाधिराज श्रीकुमारपालदेवकारिते श्रीपार्श्वनाथसत्कप्रभुविंबसहिते श्रीकुवरविहाराभिधाने जैनचैत्ये सद्विधिप्रवर्तनाय बृहद्गच्छीयवादीन्द्रश्रीदेवाचार्याणं पक्षे आचन्द्रार्कं समर्पिते संवत् १२४२."

આગળ લેખ લાંબો હોવાથી નથી આપ્યો પરન્તુ મહારાજ કુમારપાલે સુવર્ણગિરિ ઉપર પાર્શ્વનાથ ચૈત્ય બંધાવ્યું હતું તેના ઉપર તો આ લેખથી સારો પ્રકાશ પડે તેમ છે.+ આ સિવાય ૧૨૯૬ ના આબૂના લુણીગવસહીના લેખમાં પણ જાલોરમાંના પાર્શ્વનાથ ચૈત્યનો ઉલ્લેખ મળે છે.

વિ. સં. ૧૩૬૮ માં અલ્લાઉદ્દીને જાવાલીપુર ઉપર ચઢાઈ કરી છે અને તેણે

* ઉપર્યુક્ત શ્લોકમાં પાઠાંતર મળે છે કે " नाहडनिवकारविय " આનો અર્થ એવો થાય છે કે આ સુવર્ણગિરિ ઉપરનું યક્ષવસતિ ચૈત્ય નાહડ રાજાએ કરાવ્યું હતું.

+ આ આખો લેખ જૈન પત્રના ગર્ભાંકમાં પૃ. ૪૬ સુવર્ણગિરિ લેખમાં પ્રગટ થયેલ છે.

સુવર્ણગિરિનાં મંદિરો ધ્વસ્ત કર્યાં છે. સુપ્રસિદ્ધ આબૂનાં મંદિરોની સ્પર્ધા કરતાં કોરણીવાળાં જિનમંદિરો થોડા જ વખતમાં ઉજ્જડ થઇ ગયાં, દહેરીઓ અને કોરણીવાળા ઘુમટોના પત્થરો સુદ્ધાં ત્યાંથી ઉપડી જતા ભગ્નાવશેષ જેવાં તેનાં શિખરો પ્રાચીનતાની સાક્ષી આપવાને બાકી રહી ગયાં.

**પુનરુદ્ધાર**—ઘણાં વર્ષો સુધી સુવર્ણગિરિનાં ધ્વસ્ત મંદિરોનો પુનરુદ્ધાર ન થયો. છેવટે જોધપુરના રહેવાસી અને જાલોર રાજ્યના સર્વાધિકારી મંત્રી જયમલજી મુહણોત એક ભાગ્યશાલી પુરુષ થયા. તેમણે જાલોરના પોતાના અધિકાર દરમ્યાન વિ. સ. ૧૬૮૧, ૧૬૮૩ અને ૧૬૮૬ આમ ત્રણ વાર અંજનશલાકાઓ કરાવી હજારો જિનપ્રતિમાઓ પ્રતિષ્ઠિત કરાવી, જેમાં વિ. સં. ૧૬૮૩ની પ્રતિષ્ઠા તપાગચ્છીય આચાર્ય શ્રી વિજયદેવસૂરિ અને તેમના અનુયાયી સહજસાગરગણિના શિષ્ય જયસાગરગણિના હાથે કરાવી સેંકડો વર્ષોથી ઉજ્જડ થયેલાં સુવર્ણગિરિનાં જિનમંદિરોમાં જિનપ્રતિમાઓને સ્થાપન કરી હતી જે અદ્યાવધિ વિરાજમાન છે પ્રતિષ્ઠા ઉત્સવોમાં અને મંદિરોના ઉદ્ધારમાં શેઠ જયમલજીએ અનર્ગલ દ્રવ્ય ખર્ચ્યું હતું.

સુવર્ણગિરિ અત્યારે સોવનગઢ જાલોરનો કિલ્લો અને જાલોરનો ગઢ આમ અનેક નામોથી ઓળખાય છે. જાલોરવાસીઓ તેને ગઢ તરીકે અને બહારગામના મનુષ્યો જાલોરનો ગઢ આ નામથી એને વિશેષ ઓળખે છે સોવનગઢ આજ પણ આ પ્રદેશના જૈનોમાં તીર્થરૂપે પ્રસિદ્ધ છે ભાદરવા વદિ દશમે અને મહા શુદિ ૧ વર્ષમાં બે વાર મેળો ભરાય છે ગઢ ઉપર ૧૦-૧૨ સરકારી માણસો રહે છે. ઉપર જનારને ચીઠ્ઠી જરૂર લઈ જવી પડે છે નીચે ચીઠ્ઠી મલે છે. શહેરના નૈૠત તરફના છેડાથી ગઢ ઉપર ચઢવાનો રસ્તો શરૂ થાય છે. ચાર મોટા દરવાજા અને લગભગ દોઢ માઈલ જેટલો ચઢાવ ચઢતાં ગઢની અંદર જવાય છે ચોથા દરવાજાની અંદર પગ મૂકતાં જ સિપાઇ ચીઠ્ઠી માંગે છે થોડે આગળ જતા જમણી તરફ ગગનચુમ્બી શિખરવાળા ભગવાન મહાવીરના મંદિરના દર્શન થાય છે અને દશેક પગલાં આગળ વધીને ડાબી તરફ જતાં છેક પાસે જ સિદ્ધનિષદ્યાના આકારનું અષ્ટાપદાવતાર ઉર્ફે ચૌમુખજીનું અપૂર્વ દેહરૂ જણાઇ આવે છે ચૌમુખજીથી પૂર્વમાં અને મહાવીર ભગવાનના મંદિરથી જરા ઇશાન તરફ પાર્શ્વનાથજીનું પ્રાચીન શૈલીનું ચૈત્ય આપણી નજરે ચઢે છે. આમાં મહાવીરસ્વામીનું મંદિર સુંદર બે માળનું અને વિશાળ છે. દર્શકોને તારંગાના મંદિરની યાદી આપે છે. ચૌમુખજીનું મંદિર કોરણીમાં સુંદર છે અને પાર્શ્વનાથજીનું મંદિર પ્રાચીનતાનું ભાન કરાવે છે.

ગઢમાં જૈન મંદિરો ઉપરાંત રાજમહેલો, કેટલાંક સરકારી મકાનો, શિવમંદિર, બે ધર્મશાળાઓ, બે વાવડીઓ, ટાંકાં, ચામુંડાદેવીની ચોકી, મસીદ વગેરે જોવા લાયક છે ગઢ ઉપર રાતવાસો નથી રહેવાતું—સરકારની મનાઇ છે એટલે યાત્રિકો દર્શનપૂજન કરી પાછા આવી જાય છે. ચઢતાં દોઢ કલાક અને ઉતરતાં અર્ધો પોણો કલાક

લાગે તેમ છે. ઉપર છત્રી કે મોડી (પગમાં ચાંદીનું કડુ) લઈ જવાનો મનાઇ છે માટે ચઢનારે એ બધુ નીચે જ મૂકીને જવાનું છે.

શહેરમાં જાલોરના તોપખાનાનું નિરીક્ષણ કરતાં પ્રાચીન જૈન મંદિરોની કારીગરીનો અપૂર્વ નમૂનો જણાશે જાલોર અને સુવર્ણગિરિની યાત્રા જરૂર કરવા યોગ્ય છે.

## કોરટા તીર્થ

वृद्धस्ततोऽभूत किल देवसूरिः १८ शरच्छते विक्रमतः सपादे १२५ ।
कोरण्टके यो विधिना प्रतिष्ठा शङ्को व्यधाद् नाहडमन्त्रिचैत्ये ॥ २४ ॥

વિક્રમ સંવત ૧૨૫ માં મંત્રી નાહડે કરાવેલ મંદિરમાં શ્રી વીરપ્રભુની ૧૮ મી પાટે થયેલા શ્રી વૃધ્ધદેવસૂરિજીએ કોરટકનગરમાં પ્રતિષ્ઠા કરાવી

આ જ વસ્તુ ઉ શ્રી ધર્મસાગરજી પણ પોતાની તપગચ્છપટ્ટાવલીમાં સૂચવે છે.

" ×× सप्तदशः श्रीवृद्धदेवसूरिः । ×+++ । श्रीवीरात् पंचनवत्यधिक- ५९५ (५९६) वर्षातिक्रमे नाहडमंत्रिनिर्मापितप्रासादे प्रतिष्ठाकृत् ।

સત્તરમા પટ્ટધર વીર નિર્વાણ સંવત ૫૯૫ મા સત્તરમા પટ્ટધર શ્રી *વૃદ્ધદેવસૂરિજીએ કોરટમાં નાહડ મંત્રીકૃત મંદિરમાં પ્રતિષ્ઠા કરાવી

આ બન્ને ઉલ્લેખોના આધારે આટલું તો નિર્વિવાદ સિધ્ધ થાય છે કે લગભગ ૧૯૦૦ વર્ષ પહેલાં અહીં મંદિર બન્યુ હતુ અને શ્રી વૃધ્ધદેવસૂરિજીએ એની પ્રતિષ્ઠા કરાવી હતી ઉપકેશગચ્છની પટ્ટાવલીમાં આથી વધારે પ્રાચીન આ તીર્થ હોવાનો-તીર્થ સ્થપાયાનો ઉલ્લેખ મળે છે.

શ્રી વીર નિર્વાણ પછી ૭૦ વર્ષ બાદ પાર્શ્વનાથસંતાનીય શ્રી રત્નપ્રભસૂરિજીએ ઓશીયા નગરીમાં અને આ કોરટક નગરમાં એક જ મુહૂર્તે અને એક સમયે પ્રતિષ્ઠા કરાવી હતી

---

* આ વૃદ્ધદેવસૂરિજી માટે પ્રભાવક ચરિત્રમા ઉલ્લેખ છે કે—

"સપ્તશતિ દેશમા કોરંટક નગર છે વળી ત્યા શાસનની દૃઢ મર્યાદા બતાવનારુ એવુ શ્રી મહાવીર ચૈત્ય હતું કે જે સર્વજનોના આશ્રયરૂપ હોવાથી કૈલાસ પર્વત સમાન શોભતું હતુ. ત્યા વિદ્વાનોના મુગટ સમાન અને લોકોના અંધકાર(અજ્ઞાન)ને દૂર કરનાર એવા શ્રી દેવચંદ્ર નામે ઉપાધ્યાય હતા. શ્રી સર્વદેવસૂરિ વારાણસીથી સિદ્ધક્ષેત્રે જવાની ઇચ્છાથી બહુ શ્રુતના પરિવાર સહિત ત્યા પધાર્યા. પછી કેટલાક દિવસ ત્યાં રહેતા દેવચંદ્ર ઉપાધ્યાયને પ્રતિબોધ પમાડીને તેમણે ચૈત્ય વ્યવહાર મૂકાવ્યો એટલે તે પારમાર્થિક બાર પ્રકારનુ તપ તપવા લાગ્યા. આથી આચાર્યમહારાજે તેમને સૂરિપદ પર સ્થાપન કર્યા અને તેઓ શ્રી દેવસૂરિ એવા નામથી પ્રખ્યાત થયા, કે જેમનુ અદ્યાપિ વૃધ્ધો પાસેથી વૃદ્ધદેવસૂરિ એવુ વિખ્યાત નામ સંભળાવામા આવે છે એમની પાટે પ્રદ્યોતનસૂરિજી થયા અને એમના પટ્ટધર મહાપ્રતાપી શ્રી માનદેવસૂરિજી લઘુશાન્તિના કર્તા થયા

કોરટાજીનાં પ્રાચીન નામો શિલાલેખોના આધારે આ પ્રમાણે છે-કણયાપુર, કનકાપુર, કોલાપુર, કોરંટનગર, કોરટપુર, કોરંટી. આ નગરની ૧૪ કકારની વસ્તુઓ પ્રસિદ્ધ ગણાતી હતી—

કણયાપુર, કનકધર રાજા, કનકાવતી રાણી, કનૈયાકુવર, કનકેશ્વર મૂતા, કાલિકા માતા, કાવી વાવ, કેદારનાથ, કકુઆ તલાવ, કલર વાવ, કેદારિયા બામણ, કનકાવલી વેશ્યા, કેશરીયાનાથ, કૃષ્ણમંદિર

અત્યારે ૧૪ માંથી આ સાત છે-કાલિકા માતા, કાંબી વાવ, કેદારનાથ, કકુઆ તલાવ, કલર વાવ, કૃષ્ણમંદિર અને શ્રી કેસરીયાનાથ. અહીં એક દંતકથા પ્રચલિત છે કે-કોરટાજીમાં જ્યારે આનંદ ચોકલાનું રાજ્ય હતું અને તેમના મહામાત્ય નાહડમંત્રી હતા તેમણે નીચેનાં પાંચ સ્થાનો મહાવીર પ્રભુની સેવામાં-મંદિરને અર્પણ કર્યાં હતાં. કાલિકા દેવલ, ખેતલા દેવલ, મહાદેવ દેવલ, કેદારનાથનું મંદિર અને કાંબી વાવ અત્યારે એક કાંબી વાવ પ્રભુસેવાના હકમા છે

એક સમય એ હતો કે આ નગર બહુ જ જાહોજલાલી અને આબાદી ભોગવતુ હતુ લગભગ વિ સં. ૧૭૫ માં શ્રી વૃદ્ધદેવસૂરિજીએ ત્રીસ હજાર અને પાંચસો જૈનેતર કુટુમ્બોને પ્રતિબોધ આપી જૈનધર્મી બનાવ્યા હતા. નાહડ મંત્રીને પણ તેમણે અહીં જ પ્રતિબોધ આપી જૈનધર્મી બનાવેલ હતો તેમજ ચામુંડાદેવીને પણ સૂરિજીએ અહિંસાનાં અમી પાયાં હતા. આ કોરટ નગરમાંથી કોરટક ગચ્છ નીકળ્યો છે જેમાં અનેક પ્રભાવિક આચાર્યો થયા છે. આ ગચ્છના સ્થાપક પાર્શ્વનાથસંતાનીય શ્રી રત્નપ્રભસૂરિજીના લઘુ ગુરુબન્ધુ શ્રી કનકપ્રભાચાર્યજી હતા. ત્યાર પછી વિ. સ. ૧૫૨૫ લગભગમાં કોરટ તપા નામની એક શાખા પણ આ ગચ્છમાંથી નીકળી છે સત્તરમી સદી સુધી આ શાખા વિદ્યમાન હતી.

કોરટનગર અત્યારે તો નાનું ગામડુ છે. ૬૦-૬૫ જૈનોના ઘર છે. ઉપાશ્રય છે, ધર્મશાળા છે અને ચાર શિખરબદ્ધ સુંદર જિનમંદિરો છે. મંદિરોનો પરિચય આ પ્રમાણે છે—

૧. ચાર મંદિરોમાં સૌથી પ્રાચીન અને ભવ્ય મંદિર શ્રી મહાવીર પ્રભુનુ છે તે ગામથી ૦॥ ગાઉ દૂર છે આપણે આગળ જોઈ ગયા તેમ આ મંદિરની મૂલસ્થાપના શ્રી વીર નિર્વાણ પછી ૭૦ વર્ષે શ્રી રત્નપ્રભસૂરિજીના હાથે થઈ છે. ત્યાર પછી અનેક જીર્ણોદ્ધારો થયા છે, પરન્તુ વિ સ ૧૭૨૮ માં તપાગચ્છીય દાદા શ્રી હીરવિજયસૂરીશ્વરજીની પરંપરાના સમુદાયના પટ્ટધર શ્રી વિજયપ્રભસૂરિજીનો આજ્ઞાથી જયવિજયજી ગણિજીએ મૂલપ્રતિમા ખંડિત થવાથી જીર્ણોદ્ધાર કરાવી નવીન સુંદર શ્રી મહાવીર પ્રભુની મૂર્તિ સ્થાપી, જેનો લેખ પ્રમાણે છે—

" संवत १७२८ वर्षे श्रावण सुदि १ दिने भट्टारक श्रीविजयप्रभसूरीश्वरराज्ये श्रीकोरटानगरे पंडित श्री ५ श्री श्री जयविजयगणिना उपदेशथी मु.

जेता पुनसिंगभार्या, मु. महारायसिंग सा. सं. वीका सांवरदास का. उधरणा. मु. जेसंग, सा. गांगदास, सा. लाधा, सा. खीमा, सा. छांजर, सा. नारायण, सा. कचरा प्रमुख समस्त संग भेला हुइने श्रीमहावीर पवासण बइसार्या छे. लिखित गणि मणिविजय. केसरविजयेन । वोहरा मइचंद सुत लाधा, पदमा लखतं समस्त संघ नई मांगलिकं भवति, शुभं भवतु ॥ "

પરંતુ અત્યારે આ પ્રાચીન મૂર્તિ મૂલનાયકજી નથી. એના બદલે અહીંના સંઘે પાછળથી જે નવી મૂર્તિ બિરાજમાન કરી તે મૂલનાયક તરીકે અત્યારે વિદ્યમાન છે.

૨. આ સિવાય તેરમી સદીનું બનેલું એક મંદિર છે. ઉપદેશતરંગિણીમાં કોરટના મંદિર માટે આ પ્રમાણે એક ઉલ્લેખ મલે છે.

" एकदा कोरंटपुरे श्रीवृद्धदेवसूरयो विक्रमातसं १२५२ वर्षे चातुर्मासी स्थिताः तत्र मंत्रीनाहडा लघु भ्राता सा. लिस्तयोः पू. कुटुम्बानाञ्च प्रतिबोध

× × × × × × ×

मंत्रिणा दृढधर्मरंगेण ७२ जैनविहाराः नाहडवसहीप्रमुखाः कारिताः करंटकादिषु, प्रतिष्ठिता श्रीदेवसूरिभिः सं. १२५२ वर्षे मंत्रिणा यावज्जीवं जिनपूजाद्यभिग्रहो गृहीतः भोजनस्य प्राक् । "

ઉપદેશતરંગિણીકારે ૧૨૫૨ મા વૃધ્ધદેવસૂરિ અને મત્રી નાહડની જે ઘટના રજૂ કરી છે તે અને વિ. સ. ૧૨૫ના શ્રી વૃધ્ધદેવસૂરિ અને મંત્રી નાહડ જુદા જ સમજવાના છે ૧૨૫૨ મા થયેલા નાહડ મત્રી અને તેમના લઘુ બન્ધુ સાલિગે કરાવેલ મદિર, આ આદિનાથજીનુ મદિર હોય તેમ સંભવે છે. આ મૂર્તિ પણ ખડિત થવાથી સં. ૧૯૦૩ માં નવી મૂર્તિ સ્થાપેલી છે તે અત્યારે મૂલ-નાયક છે. લેખ આ પ્રમાણે છે.

" संवत १९०३ शाके १७३८ प्रवर्तमाने माघशुक्लपञ्चम्यां भृगौ कोरटा महाजन समस्त श्रेयोऽर्थं श्रीऋषभजिनबिंबं का. देवसूरगच्छे श्री-शान्तिसागरसूरिभिः प्र. सागरगच्छे "

મૂલનાયકજીની બન્ને બાજુ મોટી મોટી આદિનાથજી તથા શાંતિનાથજીની મૂર્તિઓ છે. બહારના રગમડપમાં પણ મૂર્તિઓ છે.

૩. મોટુ મદિર ગામમાં છે. આ મદિર ક્યારે બન્યું તેનો ઉલ્લેખ નથી મલતો છતાંયે પ્રાચીન તો છે જ એમાં તો સંદેહ જ નથી એક નવ ચોકીના ખંભા ઉપર ' અ નાહા ' વંચાય છે. મહાવીર મંદિરમા પણ આવા અક્ષરો વચાય છે. આથી એમ લાગે છે કે મત્રી નાહડના કુટુમ્બીએ આ મંદિર બનાવ્યુ હોય

આ મંદિરનો જીર્ણોધ્ધાર સત્તરમી સદીમાં કોરટાનિવાસી નાગોતરા ગોત્રીય જૈને કરાવેલ છે. અવારનવાર જીર્ણોધ્ધાર થતા જ રહ્યા છે. અહીંની નવ ચોકીના થાંભલા ઉપર સંવત્ વિનાના લેખો વંચાય છે પણ સંવત ન દેખાવાથી અહીં નથી આપ્યા.

અહીં મૂલનાયકજી પહેલાં શ્રી શાન્તિનાથજી હતા. અત્યારે શ્રી પાર્શ્વનાથજી મૂલનાયક છે. બન્ને બાજુ શ્રી શાન્તિનાથજી બિરાજમાન છે. બાહ્ય મંડપમાં પણ બીજી નવીન મૂર્તિયો છે.

૪. આ મંદિર ગામના પૂર્વના કિનારા તરફ આવેલું છે. અહીંના મૂલનાયક શ્રી ઋષભદેવજી છે. બન્ને બાજુ શ્રી સંભવનાથ અને શાન્તિનાથજીનાં કાયોત્સર્ગસ્થ સુંદર બિંબ છે આ બિંબ ૧૧૪૩ માં બૃહદ્ગચ્છીય શ્રી વિજયસિંહસૂરિજીના હાથે પ્રતિષ્ઠિત કરાયેલાં છે આ ત્રણે મૂર્તિયો મહાવીર પ્રભુના મંદિરના જીર્ણોધ્ધાર સમયે મન્દિરનો કોટ સુધરાવતાં એક માટીના ઢેરા નીચેથી ૧૯૧૧ માં નીકળ્યાં છે અને બાદમાં ૧૯૫૯ માં અહીં સ્થાપન કરેલ છે. અહીં આ સિવાય નાની મોટી બીજી ૫૦ મૂર્તિઓ આજુબાજુમાંથી નીકળી છે તે સ્થાપેલ છે. મંદિર સુંદર, વિશાલ અને ભવ્ય છે,

નગરથી બહાર મંદિરોનાં ખંડિયેરો, થાંભલા, ટીલા ઘણાય છે.

જેસલમેરના કિલ્લાના શ્રી શાન્તિનાથજીના મંદિરની એક પ્રશસ્તિ કે જે ૧૫૮૩ માં દેવતિલક ઉપાધ્યાયે લખી છે તેમાં સૂચના છે કે—

**उकेशवंशे श्रीशंखवालगोत्रे सं० आंबा पुत्र सं० कोचर हुया जिणइ कोरंटइ नगरि अने संखवाली गामइं उत्तंग तोरण जैनप्रासाद कराव्या.**

આગળ તેમાં વર્ણન આવે છે કે કોરટામાં એટલું દાન આપ્યું છે કે જેથી 'કર્ણ' દાનીની ઉપમા લીધી.

આવા દાનવીરો અહીં થયા છે.

કોરટાજી પ્રાચીન તીર્થ છે. એ માટેના થોડાં વધુ પ્રમાણો પણ આપુ છું.

ધારા નગરીના સુપ્રસિધ્ધ પરમાર્હતોપાસક મહાકવિ ધનપાલ કે જેમણે સત્યપુરીય મહાવીર ઉત્સાહ અપભ્રંશ પ્રાકૃત ભાષામા બનાવેલ છે તેમણે બીજાં તીર્થો સંભારતાં "કોરંટ"ને પણ સંભાર્યું છે આ સ્તવન ૧૦૮૧ લગભગ બન્યું છે.

કવિ મેહ(મેઘ) ૧૪૯૯ માં રચેલી પોતાની તીર્થમાળામાં 'कारंटउ' લખે છે. પં. શીલવિજયજી પોતાની તીર્થમાળામાં 'वीरकोरंटि मयालु' લખે છે શ્રી જ્ઞાનવિમલસૂરિજી પોતાની તીર્થમાલામાં 'कोरटइ जीवाततामी वीर' લખે છે.

છેલ્લે વીસમી સદીના મહાન વિદ્વાન આચાર્ય શ્રી વિજયાનંદસૂરીશ્વરજી પણ પોતાના જૈન તત્ત્વાદર્શમાં લખે છે—

"एरनपुरा की छावनी से ३ कोश के लगभग कोरंट नामा नगर उजड पडा है जिस जगो कोरटा नामे आज के काल में गाम वसता है। यहां भी श्री महावीरजी प्रतिमा मंदिर की श्रीरत्नप्रभसरिजी की प्रतिष्ठा करी हूइ अब विद्यमान कालमें सोममन्दिर खडा है."

કલ્પદ્રુમકલિકાની ટીકામાં અને રત્નપ્રભસૂરિ પૂજામાં પણ આ તીર્થની શ્રી રત્નપ્રભસૂરિજીએ કરેલ પ્રતિષ્ઠાનો ઉલ્લેખ છે. કોરંટ ગચ્છના આચાર્યોની પ્રતિષ્ઠાની મૂર્તિઓ ૧૪૦૮ આબૂના વિમલવસહીમાં છે, જે પણ કોરંટની પ્રાચીનતા જ સૂચવે છે.

અહીં અજૈન દેવસ્થાનો પણ પ્રાચીન છે.

કોરટાજીમાં કાર્તિક શુદિ પૂર્ણિમા તથા ચૈત્રી પૂર્ણિમાના બે મોટા મેળા ભરાય છે, જેમાં હજારો યાત્રિકો આવે છે.

આગળ જણાવ્યા મુજબ જમીનમાંથી જે મૂર્તિઓ નીકળી છે તેમાં ધાતુ મૂર્તિઓ ૪૦ છે. ૧૨૦૧ થી તે ૧૫૪૪ સુધીના લેખો છે અને તેના પ્રતિષ્ઠાપક આચાર્યોમાં દેવસૂરિજી, શાંતિસૂરિજી, જજ્જગસૂરિ વગેરે પ્રતિષ્ઠિત પ્રસિદ્ધ આચાર્યોનાં નામો છે.

તીર્થસ્થાન શાંતિનું ધામ અને યાત્રા કરવાલાયક છે.

કોરટાજી એરનપુરા છાવણી રોડથી ત્રણ ગાઉ દૂર શિવગંજ છે. શિવગંજમાં સાત સુંદર મંદિરો, ૪ ધર્મશાળા, બે ઉપાશ્રય, આદર્શ જૈન વાંચનાલય અને ૬૦૦ ઘર શ્રાવકોનાં છે. શિવગંજથી કોરટાજી ત્રણ ગાઉ થાય છે.

જાકોડાજી–આવી જ રીતે શિવગંજથી અઢી ગાઉ દૂર **જાકોડાજી તીર્થ** છે. આ તીર્થસ્થાનમાં અત્યારે મૂલનાયકજી શ્રી શાન્તિનાથજી છે પરન્તુ પરિકરમા જે લેખ છે તેમાં તો શ્રી પાર્શ્વનાથજીની મૂર્તિનું પરિકર છે એમ લખ્યું છે. "વિ સ. ૧૫૦૪ માં શ્રી ચક્ષપુરીય નગરમાં, તપાગચ્છીય શ્રી સોમસુંદરસૂરિજી શિષ્ય શ્રી જયચંદ્ર સૂરિજીએ મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથજીની મૂર્તિના પરિકરની પ્રતિષ્ઠા કરાવી." જાકોડાજી જતાં સુમેરપુર અને ઉંદરીનાં પણ દર્શન કરવા યોગ્ય છે. તેમજ શિવગંજથી ૩ા ગાઉ ચૂડી ગામ છે ત્યાંથી એક ગાઉ દૂર **રાડબર** તીર્થ છે. શ્રી **વીર પ્રભુનું** પ્રાચીન ભવ્ય મંદિર છે. આવી રીતે શિવગંજની નજીકમાં કોરટાજી, જાકોડાજી અને રાડબર ત્રણ તીર્થો છે.

## નાકોડાજી

આ તીર્થસ્થાન મારવાડ દેશના માલાની પરગણાના બાલોતરા રેલ્વે સ્ટેશનથી ૩ ગાઉ દૂર છે. આનું પ્રાચીન નામ વીરમપુરનગર અથવા મેવાનગર હતું. આ ગામની ચારે તરફ નાની નાની ટેકરીઓ આવેલી છે. કહેવાય છે કે એક વાર કોઈ રાજાના વીરમસેન અને નાકોરસેન નામના બે પુત્રો પોતાની રાજધાનીમાંથી નીકળ્યા અને પછી તેમણે પોતાના જ નામ ઉપરથી વીરમપુર અને નક્કોરનગર વસાવ્યું. આગળ ઉપર બન્ને ભાઈઓએ જૈન ધર્મ સ્વીકારી પોતાના નગરોમાં બાવન જિનાલયનાં બે ભવ્ય મંદિરો બંધાવ્યાં. એકમાં શ્રી ચંદ્રપ્રભ ભગવાન અને બીજામાં શ્રી સુપાર્શ્વનાથજીની પ્રતિમાની શ્રી સ્થૂલિભદ્રસ્વામીના હાથે પ્રતિષ્ઠા કરાવી. આ નક્કોરનગર એ જ વર્તમાનનું નાકોડા અને વીરમપુર નાકોડાથી ૨૦ માઇલ દૂર ગામડું છે, જ્યાં એકલાં ખંડેરો અત્યારે વિદ્યમાન છે.

જ્યારે નાકોડા તીર્થના કારખાનાની એક યાદીમાં જુદી નોંધ મળે છે. તેમાં લખ્યું છે કે—

"વિક્રમ સંવત ૯૦૯ માં વીરમપુરમાં ૨૭૦૦ જૈનોનાં ઘર હતાં. આ વખતે વીરમપુરના શ્રાવક તાતેરગોત્રીય શા હરખચંદજીએ અહીંના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી શ્રી મહાવીર પ્રભુજીની પ્રતિમા મૂલનાયક તરીકે સ્થાપ્યાં. અને પ્રથમના મૂલનાયક શ્રી ચંદ્રપ્રભજિનને ભોંયરામાં ભંડારી દીધાં. સંવત ૧૨૨૩ માં મહાવીર પ્રભુની મૂર્તિ ખંડિત થવાથી ફરીથી જીર્ણોદ્ધાર કરાવી બીજી વાર પણ શ્રી મહાવીર પ્રભૂની મૂર્તિ મૂલનાયક તરીકે સ્થાપ્યાં. વળી વિ. સં ૧૨૮૦ માં આલમશાહે આ નગર ઉપર હલ્લો કર્યો, નગર લૂટ્યું અને મંદિરો પણ તોડયાં. ત્યાંથી એ બાદશાહ નાકોરા પણ પહોંચ્યો. ત્યાંના જૈનોને ખબર પડવાથી પહેલેથી જ સાવધ બની નાકોરા જિનાલયની શ્રી પાર્શ્વનાથ આદિ ૧૨૦ મૂર્તિઓ નાકોરાથી બે ગાઉ દૂર કાલિદ્રહમાં જઇને મૂર્તિઓ સતાડી દીધી. બાદશાહે નગર તોડયું, લૂટ્યું અને મંદિરને ખાલી જોઈ તોડાવી દીધું. બસ નાકોરા નગરની દુર્દશા શરૂ થઈ. લોકો ગામ છોડીને ચાલ્યા ગયા. પાછળથી વીરમસેનકારિત વીરમપુરનું મંદિર જીર્ણશીર્ણ થઇ ગયું હતુ તેનો જીર્ણોદ્ધાર કરાવી, મંદિર ફરીથી તૈયાર કર્યું પરન્તુ મૂર્તિઓ ન્હોતી મળતી. આમાં એક વાર નાકોરાના એક જૈનને સ્વપ્નું આવ્યું કે "કાલીદ્રહમાં ૧૨૦ પ્રતિમાઓ છે એને બહાર કાઢવાનું વીરમપુરના સંઘને સૂચવો." પેલા શ્રાવકે વીરમપુરના જૈનોને ખબર આપ્યા. એ સ્થાને ખોદવામા આવ્યું અને ત્યાંથી ૧૨૦ પ્રતિમાઓ બહાર કાઢી પછી સંઘે ઉત્સવપૂર્વક ૧૪૨૯ માં મંદિરમાં પધરાવી. એમાં મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથજી સ્થાપ્યા અને બીજી મૂર્તિઓ પણ યથાસ્થાને પધરાવી. બસ ત્યારથી આ નગરનુ નામ નાકોરા પ્રસિદ્ધ થયું જે અત્યારે નાકોરા—નાકોડા તરીકે પ્રસિદ્ધ છે."

વર્તમાનમાં નાકોડાજીમાં સુંદર કારીગરીવાળાં વિશાલ ભવ્ય અને ઉન્નત ત્રણ જિનમંદિરોમાંથી શ્રી નાકોડા પાર્શ્વનાથજીનું મંદિર મોટું, ભવ્ય અને સુંદર કલાના નમૂનારૂપ છે. મૂલનાયક શ્રી પાર્શ્વનાથની પ્રતિમા લગભગ બે ફુટની છે અને બન્ને બાજુની બે પ્રતિમાઓ પણ દોઢ પોણા બે ફુટની છે. પ્રતિમાઓ સુંદર, દર્શનીય અને પ્રાચીન છે. સંપ્રતિ રાજાના સમયની આ મૂર્તિઓ કહેવાય છે. આ પ્રતિમાઓ, ઉપર કહેવાયું તેમ, અહીંથી દશ કોશ દૂર રહેવાના કોડા ગામના કાલીદ્રહ(નાગહૃદ)થી લાવીને અહીં પ્રતિષ્ઠિત[1] કરવામાં આવેલ છે. આ પાપહરણી મનોહર મૂર્તિઓનાં દર્શન કરીને કવિવર શ્રી સમયસુંદરજીએ અભિનવ ગાયું છે કે—

" જાગંતા તીર્થ પાર્શ્વપહુ, જહાં યાં વિઆવે જગત સહુ;
મુઝને ભવદુઃખથકી છોડો, નિત નામ જપો શ્રીનાકોડો. "

મંદિરના દક્ષિણ ભાગ[2] તરફ બે મોટાં ભોંયરાં છે, જેમાં વિક્રમની બારમી સદીથી તે સત્તરમી સદી સુધીની મૂર્તિઓ છે. એક કાઉસ્સગીયા ઉપર વિ. સં. ૧૨૦૩ નો લેખ છે. આ તીર્થ શ્વેતાંબર મૂર્તિપૂજક પલ્લીવાલ સંઘનું અને શ્વેતાંબરીય પલ્લિવાલ ગચ્છના આચાર્યોના ઉપદેશથી બન્યું હોય એમ અહીંના શિલાલેખો ઉપરથી જણાય છે.

આ તીર્થનાં દર્શન કરી નિર્વિવાદ એટલું તો સિદ્ધ થાય જ છે કે પલ્લીવાલો શ્વેતાંબર જૈનો હતા. આ તીર્થમાં લેખો તો ઘણા છે, પરંતુ લંબાણના ભયથી માત્ર બે જ લેખો[3] આપું છું.—

" स्वस्ति श्रीजयोमंगलाभ्युदयश्च संवत १६७८ वर्षे शाके १५४४ प्रवर्तमाने द्वितीय आषाढसुदि २ दिने रविवारे राउल श्रीजगमालजि विजयराज्ये श्रीपल्लकीयगच्छे भट्टारकश्री यशोदेवसूरिविजयमाने श्री-महावीरचैत्ये श्रीसंघेन चतुष्किका कारिता श्रीनाकोडापार्श्वनाथप्रसादात्, शुभं भवतु उपाध्यायश्री कनककल्लोलशिष्य पं. सुमतिशेखरेण लिखित श्रीछाजहड़-देवशेखरादि संघेन कारापिता सूत्रधार फुनलभ्राठुआंक्षा घटिता उत्तमकत्तरी "

1. કેટલાક એમ કહે છે કે નાકોડાની પાસેની નદીના કિનારે એક મકાન હતું. તે મકાન પડી જવાથી તેમાંથી આ મૂર્તિઓ પ્રગટ થઈ હતી.

2. એક ભોંયરામાં ચાર મૂર્તિઓ છે બીજા ભોંયરામાં સાત મૂર્તિઓ છે. કાઉસ્સગીયા બહુ જ સુંદર અને દર્શનીય છે.

3. ધર્મરત્ન માસિકમાં આમાંના ઘણા લેખો આવી ગયા છે તેમ નાહરજીના લેખ-સંગ્રહમાં, જિનવિજયજીસંપાદિત શિલાલેખ સંગ્રહ ભાગ બીજામાં અને પટ્ટાવલીસમુચ્ચય વગેરેમાં લેખો આવી ગયા છે.

બીજો લેખ

" संवत् १६८२ वर्षे आषाढशुदि ६ सोमवारे राउल श्री जुगमाल-जिराज्ये श्रीपल्लियगच्छे श्रीसंघेन श्रीपार्श्वनाथचैत्ये नंदीमंडपकारापिता उपाध्यायश्रीसिंहलेखितं सूत्रधार मेघा, सुत्र० तारा कारीगर करमा शुभं भवतु श्रीसंघस्य श्रियेऽस्तु "

આ મંદિરનો દરવાજો ૧૬૨૧માં બન્યાનો લેખ છે.

૨ આ સિવાય બીજું મંદિર શ્રી ઋષભદેવજીનું છે. આ મંદિર લક્ષ્મીબાઈએ બંધાવેલું હોવાથી [1]લક્ષ્મી( લચ્છી )બાઈનું મંદિર કહેવાય છે. મૂલનાયક શ્રી ઋષભદેવજીની પ્રતિમાજી લગભગ ત્રણ ફુટ ઊંચી ભવ્યમૂર્તિ છે. બન્ને બાજુ લગભગ બે ફુટની બદામી રંગની સુંદર પ્રતિમાઓ છે. આ મંદિરમાં લગભગ ૩૫ મૂર્તિઓ છે.

મંદિરની ડાબી બાજુ સુંદર મજબૂત ભોંયરુ છે. મૂલમંદિર સિવાયનો બાકીનો હિસ્સો વીરમપુરના સંઘે પાછળથી બનાવેલ છે, જેનો શિલાલેખ આ પ્રમાણે છે.

संवत् १६६७ वर्षे शाके १५३२ वर्तमाने द्वितीय आषाढ शुदि ६ दिने शुक्रवारे उत्तराफाल्गुनीनक्षत्रे राउलश्री विजयसिंहजिविजयराज्ये श्रीविमलनाथप्रासादे तपागच्छे भट्टारक श्री पू. श्री विजयसेनसूरिविजयराज्ये आचार्यश्रीविजयदेवसूरिविजयराज्ये श्रीनिरमपुरवासिसकलश्रीसंघकारापिता शुभं भवतु सुत्रधारकसना पचाइणकेन कृता, मुनिसाजिदासेन लिखितं श्रेयोऽस्तु "

---

૧ આ મંદિર માટે બે પ્રકારની કિંવદન્તી ચાલે છે. " લક્ષ્મી નામની એક ગરીબ વિધવા કે જે વીરમના વાસી માલાશાહ સંકલેચાની બહેન થતી હતી. એક વાર પોતાની ભાભી સાથે પાણી ભરવા ગઈ; ત્યાં લક્ષ્મીએ જલ્દી જલ્દી પાણી ભરવા માંડ્યું. ભાભીએ ટોણો મારતાં કહ્યું કે આટલી શી ઉતાવળ છે? તમારે તે કોઈ મંદિર બનાવવાની ઉતાવળ છે કે આટલી જલ્દી કરો છો. લક્ષ્મીબાઈથી આ ઉપાલંભ સહન ન થયો. ઘેર આવી ચોવિહારો અઠ્ઠમ કરીને દેવની આરાધના કરી. દેવતા પ્રસન્ન થયા અને દેવની કૃપાથી ઉત્તમ શીલાવટોને બોલાવી સુંદર મંદિર બનાવ્યું. અને તપાગચ્છીય આચાર્યશ્રી હેમવિમલસૂરિજીના હાથે પ્રતિષ્ઠા કરાવી છે.

બીજી કિંવદન્તી પ્રમાણે લક્ષ્મીબાઈ લાખો રૂપીઆની માલીક હતી પરંતુ એને પુત્ર ન હતો. શ્રી હેમવિમલસૂરિજીના ઉપદેશથી એની લક્ષ્મી સત્કાર્યમાં ખર્ચવાની એની ભાવના થઈ. ગગનચુમ્બી સુંદર કલામય જિનમંદિર બંધાવ્યું અને વિ. સં. ૧૫૧૮ના વૈ. શુ. ૬ ના તપાગચ્છીય આચાર્યવર્યશ્રી હેમવિમલસૂરિજીના હાથે શ્રી ઋષભદેવજીની સુંદર પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવીને મૂલનાયક સ્થાપ્યા. અહીં વિ. સં. ૧૫૦૦માં કહે છે કે શ્રાવકોના ૧૫૦૦ ઘર હતા.

બહારની ચોકીની પાટ ઉપર એક લેખ છે, જે આ પ્રમાણે છે—

"संवत् १५७२ वर्षे आषाढ सुदि १५ दिने राउलश्री वीरमविजयराज्ये विमलनाथप्रासादे श्रीतपागच्छे विमलचंद्रगणिउपदेशेन श्रीहेमविमलसूरिविजयराज्ये श्रीवीरमगिरीसंघेन नवचतुष्किका कारापिता । सूत्रधारधारसीपुत्र रावतकेन कृतं श्रीरस्तु शुभं ॥

संवत् १५६८ वर्षे आषाढ सुदि ५ दिने गुरुपुष्यनक्षत्रे राउल श्रीउपकर्णविजयराज्ये श्रीविमलनाथप्रासादे श्रीतपागच्छे भट्टारिकप्रभुश्रीहेमविमलसूरिशिष्य चारित्रगणिनामुपदेशेन श्रीवीरमपुरवासि सकलश्रीसंघेन कारापिता रंगमंडपः सूत्रधारदोलाकेन कृतं शुभं भवतु श्रीरस्तु."

આ સિવાય ૧૬૩૩ અને ૧૮૬૫ના પણ લેખો છે. લંબાણના ભયથી નથી આપ્યા. આ મંદિર સુંદર કળામય અને દર્શનીય છે.

૩ ત્રીજું મંદિર શ્રી શાન્તિનાથજીનું છે. ઉપરનાં બન્ને મંદિરો કરતાં ઊંચા ભાગમાં બન્યું હોવાથી આ મંદિરની ઊંચાઇ બન્ને કરતાં વધુ છે તેમજ આ મંદિર પહોળું પણ સારૂ છે. મૂલનાયકની જમણી બાજુમાં આવ્યું છે. અને દૂર દૂરથી આ મંદિરનાં દર્શન થાય છે. આ મંદિર શેઠ માલાશાહે બધાવ્યું છે. આ મદિરની સ્થાપના માટે જુદી જુદી ત્રણ કિવદન્તીઓ ચાલે છે પરતુ ત્રણેનો મૂળધ્વનિ એક જેવો છે—

૧. માલાશાહ એક વાર નાકોડા પાર્શ્વનાથજીનાં દર્શન કરવા ગયા. ત્યાં દર્શન કરી એક શ્રાવકને કહ્યુ કે આ મંદિર ઊંચાણમાં બધાવ્યું હોય તો સારું. પાસેના શ્રાવકે કહ્યુ કે ત્યારે તમે જ બધાવોને ? આ સાંભળી માલાશાહ ઘેર ગયા.

૨. બીજી બાજુ એવુ બને છે કે એમનાં સ્ત્રી દર્શન કરવા ગયાં છે. આગળ બેઠેલી સ્ત્રીઓને તેમણે કહ્યું લગાર પાછાં બેસો, અમારે જલ્દી ચૈત્યવંદન કરવું છે. સ્ત્રીઓએ કહ્યું ઉતાવળ હોય તો તમે જ મદિર જુદુ બધાવી લ્યો અને એમાં સૌથી આગળ બેસી તમે જ પહેલું ચૈત્યવંદન કરજો. આ સાંભળી માલાશાહના પત્ની ઘેર આવ્યાં. પતિપત્નીએ આ વસ્તુની આપસમાં વાતચિત કરી, પછી આહારપાણીનો ત્યાગ કરી દેવી ચક્રેશ્વરીની આરાધના કરી રાત્રે દેવીએ પ્રગટ થઈને કહ્યું તમે ચિન્તા ન કરશો. તમારા પાણીનાં ટાંકા ઉપર તમને જે મલે તે સ્હવારમાં લેજો. બસ બધું કામ પાર પડી જશે. સ્હવારમાં ટાંકા ઉપર જોયું તો સુંદર પારસમણિ ચળકતો હતો. માલાશાહે સોનુ બનાવી આ સુંદર મદિર બંધાવ્યું.

૩. માલાશાહનાં માતાજી દર્શન કરવા ગયાં ત્યાં એમણે વાતચિતમાં મંદિરની ત્રુટીઓ બતાવી પાસે રહેલી સ્ત્રીએ કહ્યું. માજી તમે દોષ રાહત મંદિર બંધાવો, બીજાના દોષ આપણે ન જોઇએ. માતાએ ઘેર જઈ પુત્રને આ વાત

કહી. માતાનું દુઃખ—મ્હેણું ટાળવા માલાશાહે દોષ રહિત આવું ઊંચું ભવ્ય મંદિર બંધાવ્યું અને ઉત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરી ઘણું દાન આપ્યું.

માલાશાહે:મંદિરમાં બિરાજમાન કરેલા મૂલનાયક શ્રી શાંતિનાથજી હતા પરન્તુ કાળવશાત્ એ મૂર્તિ ખંડિત થઇ હોય કે કોઈ હુમલા સમયે છુપાવી દીધી હોય તે ગમે તે બન્યું હોય એની કોઇને ખબર નથી, પરન્તુ મૂલમૂર્તિના અભાવે વીસમી સદીમાં–સં. ૧૯૧૦ શાંતિ ભગવાનની નવી પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવીને સ્થાપેલ છે. મૂલનાયકજી ઉપર સં. ૧૯૧૦ નો લેખ[1] છે.

આ સિવાય શ્રી જિનભદ્રસૂરિજીની મૂર્તિ ઉપર નીચે પ્રમાણે લેખ છે—

" संवत १५१८ वर्षे ज्येष्ठशुदि ४ दिने उपकेशवंशे काकुशलाकेन सपरिकरेण श्रेयोर्थं श्रीजिनभद्रसूरीश्वराणां मूर्तिः कारिता प्रतिष्ठिता खरतरगच्छे श्रीजिनचंद्रसूरिभिः ।

આવો જ એક લેખ ૧૬૧૪ નો છે લેખ લાંબો છે. પણ શરૂઆતનો ગદ્ય વિભાગ આપું છું—

" संवत १६१४ वर्षे वीरमपुरे श्रीशान्तिनाथ चैत्ये मार्गशीर्षमासे प्रथमद्वितीयादिने श्रीखरतरगच्छे श्रीजिनचंद्रसूरिविजयराज्ये " આગળ પદ્યબદ્ધ લેખ છે લંબાણના ભયથી નથી આપ્યો.

બસ, ત્રીજું શ્રી શાન્તિનાથજીનું મંદિર છે. એમાં ૨૭ જિનપ્રતિમાઓ અને ૮ ચરણપાદુકાઓ છે.

આ નગર, આ તીર્થસ્થાન સત્તરમી સદી સુધી બહુ જ સૌભાગ્યશાલી હતું પરંતુ ત્યારપછી ધીમે ધીમે પડતીના મુખમાં પડયું જે આખરે બરબાદ થયું. અત્યારે તો ગામડું છે. સુંદર ધર્મશાળા વગેરે છે. તીર્થ એકાન્તમાં સુંદર આત્મધ્યાનને યોગ્ય છે.

## કાપરડાજી તીર્થભૂ : : સ્વયં પાર્શ્વનાથજી

ભારતવર્ષમાં રજપુતાના પ્રાંત બહુ જ પ્રસિદ્ધ છે. જેમ રાજપુતાના વીરપ્રસુ-વીરભૂમિ તરીકે વિખ્યાત છે તેમજ એની ધર્મભાવના અને પ્રાચીન તીર્થભૂમિઓ માટે પણ આ પ્રદેશ પ્રસિદ્ધ છે. રાજપુતાનામા પાંચ ભાગ પ્રસિધ્ધ છે, મારવાડ, ઝાલાવાડ, મેવાડ, મેરવાડા, ... . ... છે

---

૧. શિલાલેખ નવો છે એટલે આખો નથી આપ્યો પરન્તુ તેનો સાર આ પ્રમાણે છે સંવત ૧૯૧૦ મહા શુદિ ૫ ને ગુરુવારે જોધપુરનિવાસી ઓસવાલ મુતા આભયચંદજીના પુત્રોએ પ્રતિષ્ઠા કરાવી છે. પ્રતિષ્ઠાપક ખરતરગચ્છીય આચાર્યશ્રી જિનપ્રભસૂરિજી છે.

મારવાડમાં જોધપુર, બિકાનેર, જેસલમેર, નાગોર, સીરોહી, મેડતા, કીશનગઢ, માલપુરા આદિ મોટાં શહેરો છે તેમજ આ શહેરો પાસે જૈન તીર્થભૂમિઓ જેવાં પ્રાચીન સ્થાનો પણ છે બિકાનેરમાં ભાંડાસર, જેસલમેરમા લોદ્રવ, નાગોરમાં ચિન્તામણી પાર્શ્વનાથ, સીરોહીમા એક જ લાઇનમાં ૧૪ મંદિરો, સીરોહીની આજુબાજુ નાણા, બેડા, નાંદીયા, બામણવાડા આદિ જૈન તીર્થો છે. આ સ્થાનો એ નગરોથી પ્રાચીન છે.

ઐતિહાસિક ઘટનાઓથી સમજાય છે કે ૧૫૪૧ માં વૈ. શુ. ૩ શનિવાર રોહીણી નક્ષત્રમાં બીકાજીએ બીકાનેર વસાવ્યું, ૧૨૧૨ ના શ્રા શુ ૧ ( આષાઢ શુ. ૧ ) એ રાવલ જેસાજીએ જેસલમેર વસાવ્યું, ૧૫૧૫ માં જેઠ શુ ૧૧ રાઉ જોધાજીએ જોધપુર વસાવ્યું. ૧૩૦૦ માં જાલોર વસ્યું, ૧૬૧૯ માં માલપુરા અને ૧૬૬૯ માં કિશનગઢ વસ્યું

જોધપુર તો વસ્યું ૧૫૧૫ માં કિન્તુ આ સ્ટેટમાં આવેલાં ઓસિયા, ફ્લોધી વગેરે તો જોધપુર પહેલાંનાં સ્થપાયેલા છે. જૈનસાહિત્યમાં ઉલ્લેખ મળે છે કે આજથી ૨૪૭૩ વર્ષ પહેલાં શ્રી રત્નપ્રભસૂરિજીએ ઓસીયાનગરીમાં ઓસવાલ વંશની સ્થાપના કરી શ્રી મહાવીર પ્રભુનું મંદિર સ્થાપ્યું, તેમણે પ્રતિષ્ઠા કરી—જે મંદિર અદ્યાવધિ વિદ્યમાન છે. આ નગર જોધપુરથી ચાલીસ માઈલ દૂર છે

ફ્લોધી પાર્શ્વનાથ તીર્થની સ્થાપના શ્રી વાદિદેવસૂરિજીએ ૧૧૮૧ માં કરી છે-સૂરિજીના હાથથી પ્રતિષ્ઠા થઈ છે. સાંડેરાવમાં એક પ્રાચીન જૈન મંદિર છે જેની સ્થાપના વિક્રમાદિત્યના પિતા ગન્ધર્વસેનના હાથે થઇ છે, જે મંદિરનો જીર્ણોદ્ધાર ૧૦૧૦ માં સંડેરગચ્છીય શ્રી ઇશ્વરસૂરિજી શિષ્ય શ્રી યશોભદ્રસૂરિજીએ કરી છે. એ સૂરિજી રોજ આંબિલની તપસ્યા કરતા અને આહારમાં માત્ર આઠ કવલ જ આહાર લેતા હતા.

આવા તપસ્વી સૂરિપુંગવના હાથે આ મંદિરની પ્રતિષ્ઠા થઇ છે. શ્રી યશોભદ્રસૂરિજી નાડલાઇમાં ચોમાસું રહ્યા હતા, એ વખતે આ સ્થાન( નાડલાઇ ) તીર્થરૂપે પ્રસિદ્ધ જ હતું. જોધપુર સ્ટેટમાં ઓસીયા, ફ્લોધી, (મેડતારોડ) રાણકપુર, વરકાણા, નાડોલ, નાડલાઈ, મુછાળા મહાવીર ( ઘાણેરાવ ), રાતા મહાવીર (બીજાપુરા, બાલીની પાસેનું સેસલી, સાંડેરાવ આદિ જૈન તીર્થો પ્રસિદ્ધ છે, તેવી જ રીતે જોધપુર બીકાનેર રેલ્વે લાઇનના પીપાડ રોડ જંકશનથી બીલાડા જતી રેલ્વેના શલારી સ્ટેશનથી ચાર માઇલ દૂર કાપરડા નામનું ગામ છે. અહીંઆ એક સુંદર જૈન મંદિર તીર્થરૂપ છે. અહીંઆ અત્યારે તો મામુલી વસ્તી છે. પરંતુ સારી રીતે જોનારને એમ જરૂર સમજાય એમ છે કે આ સ્થાન એક વાર સારી આબાદીવાળું શહેર હશે

ગામમાં શ્રી સ્વયંભૂ પાર્શ્વનાથજીનું ચાર માળનું વિશાળ ગગનચુમ્બી ભવ્ય મંદિર છે. આ મંદિર ૧૬૭૫ માં જૈતારણવાસી ઓસવાલ ભાણાજી ભંડારીએ

બનાવરાવ્યું હતું. ભંડારીજીએ અહીં મંદિર કેવી રીતે બનાવ્યું તેની ચમત્કારપૂર્ણ કથા આ પ્રમાણે મળે છે—

"ભાણુજી ભંડારી જોધપુર રાજ્ય તરફથી જૈતારણના રાજકર્મચારી તરીકે નિયુક્ત થયા હતા. સારી રીતે વ્યવસ્થા ચાલતી પરંતુ એક ચુગલખોરે જઇને જોધપુર ફરિયાદ કરી. ત્યાંથી હુકમ આવ્યો ભંડારીજીને હાજર કરો. હુકમ મળતાં જ ભંડારીજી જૈતારણથી નીકળી ચૂક્યા. રસ્તામાં કાપરડા આવ્યું. ત્યાં નોકરોએ રસોઇ બનાવી. ભોજનનો સમય થતાં નોકરે કહ્યું–જમવા પધારો. ભંડારીજીએ કહ્યું–હું નહીં જમું, તમે બધા જમી લ્યો. નોકરે પૂછ્યું–કારણ શું છે? ભંડારીજીએ કહ્યું–મારે નિયમ છે કે જિનેશ્વરદેવનાં દર્શન કર્યા સિવાય જમવું નહિં. આખરે ગામમાં તપાસ કરતાં એક યતિજીને ત્યાં મૂર્તિ હોવાના સમાચાર મળતાં ભંડારીજી દર્શન કરવા ગયા. દર્શન, પૂજન પછી યતિજીએ પૂછ્યું–કેમ ઉદાસ છો? ભંડારીજીએ સ્ટેટનો હુકમ જણાવ્યો. યતિજીએ કહ્યું–તમે સાચા છો, ગભરાશો નહિં. નિર્દોષ છૂટશો. ભંડારીજી જોધપુર ગયા. નિર્દોષ થઈને આવ્યા પછી યતિએ કહ્યું–ભંડારીજી અહીં એક મંદિર બંધાવો. ભંડારીજીએ કહ્યું–ખુશીથી બનાવું પરંતુ મારી શક્તિ એટલી નથી. યતિજીએ જણાવ્યું–શો ખર્ચ કરશો? ભંડારીએ કહ્યું–પાંચસો રૂપીયા. યતિજી–ઠીક લાવો પાંચસો. પાંચસો લઇ યતિજીએ એક વાસણમાં ભરી ઢાંકી દીધા અને કહ્યું આમાંથી ખર્ચજો પણ અંદર જોશો નહિ કે કેટલા બાકી છે. ભંડારીજીએ કામ શરૂ કર્યું. ૧૬૭૫ માં મંદિર બનાવવાનું શરૂ થયું અને ૧૬૭૮ માં પ્રતિષ્ઠા થઇ. મંદિરનું ભોંયરૂ, ઉપરનો માળ, પાંચ ખંડ, ચાર મંડપ વગેરે બન્યું હતું ત્યાં એક વાર ભંડારીજીએ રૂપિયાવાળું વાસણ ઊંધુ કરી રૂપિયા ગણી જોયા, પરંતુ ત્યારથી રૂપીયા નવા ન નીકળ્યા. પાંચસો રૂપીઆ ખર્ચાઇ ગયા. શેઠને પાછળથી ઘણો પશ્ચાત્તાપ થયો પણ હવે શું થાય? ચારે માળમાં ચૌમુખજી છે. પરમ દર્શનીય અને ભવ્ય સ્થાન છે. મૂલનાયકજીની પ્રતિષ્ઠાનો લેખ આ પ્રમાણે છે–

"संवत १६७८ वर्षे वैशाख सित १५ तिथौ सोमवारे स्वातौ महाराजाधिराज महाराजश्री गजसिंहविजयराज्ये उकेशवंशे राय लाखण–सन्ताने भंडारीगोत्रे अमरापुत्र भानाकेन भार्या भक्तादेः पुत्ररत्न नारायण नरसिंह सोढा पौत्र ताराचंद खंगार नेमिदासादि परिवारसहितेन श्रीकर्पट-हेटके स्वयंभूपार्श्वनाथचैत्ये श्रीपार्श्वनाथ...इत्यादि."

આ પ્રતિમાજીના પરિકરમાં નીચે પ્રમાણે લેખ છે--

संवत १६८८ वर्षे श्रीकापडहेडा स्वयंभू पार्श्वनाथस्य परिकरः कारितः प्रतिष्ठितः श्रीजिनचंद्रसूरिभिः ॥

વચમાં પણ આ તીર્થનો જીર્ણોધ્ધાર થયો છે. ત્યારપછી સૂરિસમ્રાટ્ તપગચ્છાધિરાજ શ્રી વિજયનેમિસૂરિજી મહારાજના ભગીરથ પ્રયત્નથી તીર્થરક્ષા, તીર્થવ્યવસ્થા અને જીર્ણોદ્ધાર થયો છે. સં. ૧૯૭૫ ના મહા શુદિ ૫ ને બુધવારે જીર્ણોધ્ધારની પ્રતિષ્ઠા સૂરિસમ્રાટના હાથથી થઇ છે. અત્યારે દરવર્ષે ત્યાં મેળો પણ આ તીથીએ ભરાય છે.

અહીં શેઠ માણેકલાલ મનસુખભાઇ તરફથી મોટી ધર્મશાળા બંધાઇ છે. બધી વ્યવસ્થા સારી છે. કમીટીદ્વારા વહીવટ સારો ચાલે છે.

યાત્રિકોએ ખાસ કરીને જોધપુરથી બિકાનેર જતી રેલ્વેમાં થઈ પીપાડરોડ સ્ટેશનથી બીલાડા જતી રેલ્વેમાં પીપાડસીટી સ્ટેશને ઉતરવું. અહીં સુંદર બે જિનમંદિર, ધર્મશાળા વગેરે સગવડ છે. અહીંથી કાપરડાજી જવાને વાહન વગેરે મળે છે. અહીંથી કાપરડાજી ૮-૯ માઇલ દૂર છે, શલારીથી કાપરડાજી ચાર જ માઈલ છે પણ ત્યાં વાહનની સગવડ પૂરી નથી મળતી.

તીર્થયાત્રા કરવાલાયક અને પરમ શાંતિનું ધામ છે.

મૂલનાયકજી શ્રી સ્વયંભૂ પાર્શ્વનાથજી ઉત્તર સન્મુખ છે. પૂર્વમાં શાંતિનાથજી, અભિનંદન દક્ષિણમાં, પશ્ચિમમાં મુનિસુવ્રતજી, બીજા માળમાં ઋષભદેવ, અરનાથ, વીરપ્રભુ અને નેમિનાથજી છે. ત્રીજા માળમાં નમિનાથ, અનંતનાથ, નેમિનાથ અને મુનિસુવ્રત, ચોથા માળમાં પાર્શ્વનાથ, મુનિસુવ્રત, શીતળનાથ, પાર્શ્વનાથજી તેમજ સંપ્રતિ મહારાજાના સમયની શ્રી શાંતિનાથજી છે, એ પણ પરમ ચમત્કારી છે.

આ ગામનું નામ કાપરડા, કાપર્ડા, કર્પટહેટક, કરપટહેટક વગેરે મળે છે.

## ફલવર્ધી ( ફ્લોધી ) તીર્થનો ઇતિહાસ

ફ્લોધી તીર્થ મારવાડ( રાજપુતાના )નું એક પ્રાચીન તીર્થ છે. આ તીર્થની સ્થાપના ક્યારે અને કયા મહાપ્રભાવિક આચાર્યમહારાજના હાથથી થઇ તે માટે શોધખોળ કરતાં નીચેના પ્રમાણો મળી આવ્યાં છે.

### फलवर्धी तीर्थप्रबन्धः( P.=B. R. प्रति )

( ૫૭ ) अथैकदा श्रीदेवाचार्याः शाकंभरी प्रति विजहुः । अन्तराले मेडतकपुरपार्श्वे फलवर्धिकाग्रामे मासकल्पं स्थिताः । तत्र पारसनामा श्राद्धस्तेन जालिवनमध्ये लेष्टराशिर्दृष्टः । अम्लानशितपत्रिकापुष्पैः पूजितः । लेष्टवो विरलीकृताः । मध्ये बिम्बं दृष्टम् । तेन श्रीदेवसूरिभक्तेन गुरवो विज्ञापिताः । तैः सूरिभिर्धामदेवं सुमतिप्रभगणीवासान् दत्त्वा प्रहितौ । धामदेवगणिना वासक्षेपः कृतः । पश्चाद्देवगृहे निष्पन्ने श्रीजिनचन्द्रसूरयः । स्वशिष्याः वासानर्पयित्वा प्रहिताः ।

तैश्च ध्वजारोपः कृतः। पश्चात्तत्र प्रासादेऽजमेरीयश्रेष्ठिवर्गो नागपुरीयजाम्बडवर्गः समायातः। ते गोष्ठिका जाताः। संवत ११९९ वर्षे (P प्रतौ ११८८) फाल्गुणसुदि १० गुरौ बिम्बस्थापनम्। संवत १२०४ वर्षे महासुदि १३ शुक्रे कलशध्वजारोपः॥ इति फलवर्द्धिकातीर्थप्रबन्धः।

( સિંધી જૈન ગ્રંથમાળા તરફથી પ્રકાશિત પુરાતન પ્રબંધસંગ્રહ પૃ. ૩૧, રચયિતા નાગેંદ્રગચ્છીય શ્રી ઉદયપ્રભસૂરિ શિષ્ય જિનભદ્ર, વિ. સં. ૧૨૯૦માં રચના થઈ. )

ભાવાર્થઃ—એક વાર આ. શ્રીવાદિદેવસૂરિજી શાકંભરી તરફ પધાર્યા ત્યારે વચમાં મેડતા પાસે ફ્લોધી ગામમાં માસકલ્પ રહ્યા. ત્યાં પારસ નામના શ્રાવકે જાલીવનના મધ્યમાં શ્રી પાર્શ્વનાથનું તીર્થ પ્રકટાવ્યું. તેણે એક દિવસ જોતાં જોતાં જાલીવનના મધ્યમાં ઢેફાંનો ટીંબો દેખ્યો. જે અકરમાએલ ફૂલોથી પૂજિત હતો. તેણે ઢેફાં દૂર કર્યાં તો વચમાં જિનબિંબના દર્શન થયાં. તે શ્રીવાદિદેવસૂરિનો ઉપાસક હતો. તેણે આવી ગુરુમહારાજને વિજ્ઞપ્તિ કરી એટલે પૂ. આચાર્ય મહારાજે શ્રી ધામદેવગણી અને સુમતિપ્રભ ગણિને વાસક્ષેપ આપીને મોકલ્યા અને ત્યાં જઇને શ્રી ધામદેવગણીએ તે જિનબિંબ પર વાસક્ષેપ કર્યો. બાદમાં મંદિર બન્યું ત્યારે પોતાના શિષ્ય શ્રી જિનચંદ્રસૂરિજીને વાસક્ષેપ આપીને ત્યાં મોકલ્યા હતા. શ્રી જિનચંદ્રસૂરિજીએ ત્યાં જઇ ધ્વજારોપણ કર્યું. (ઇંડુ-કળશ ચઢાવ્યાં, તેને વાસક્ષેપ કર્યો). પછી તે જિનાલયમાં અજમેરવાળા શેઠો અને નાગોરવાળા જામ્બડ આવીને વસ્યા અને તેના વ્યવસ્થાપક બન્યા. સં. ૧૧૯૯ (P. પ્રતના પાઠ પ્રમાણે સં. ૧૧૮૮)ના ફાગણ શુદિ ૧૦ ને ગુરુવારે શ્રી પાર્શ્વપ્રભુના બિંબની પ્રતિષ્ઠા થઈ અને સં. ૧૨૦૪ના મહા શુદિ ૧૩ ને શુક્રવારે કલશારોપણ તથા ધ્વજારોપણ કરવામાં આવ્યા.

श्रीफलवर्द्धितीर्थ—पारसश्रेष्टिदृष्टान्तः—देवसूरयो मेडताग्रामे चातुर्मासकं कृत्वा फलवर्द्धिग्रामे मासकल्पं स्थिताः। तत्रैकदा श्रे० पारसेन तत्रत्य जालिमध्ये स्मिताम्लानपुष्पार्चितो लेष्टुराशिर्दृष्टः। गुर्वादेशेन स विरलीकृतः पार्श्वबिम्बं दृष्टं, स्वप्ने श्रीपार्श्वेनोक्तम्—मम प्रासादं कारय मामर्चय, पार्श्वेन स्वद्रव्याभावे उच्यमाने मदग्रढौकिताक्षतस्वर्णभवनेन द्रव्यं यद्यपि भावीति प्रत्ययो दर्शितः। ततः कारितः। एकपार्श्वे मण्डपादिसर्वं निष्पन्नं, तावता तत्पुत्रेणाऽऽगृह्य द्रव्यागमस्वरूपे पृष्टे पारसेन यथावत्कथिते तत्सुवर्णाभवनं स्थितम्। द्रव्याभावात् प्रासादस्तावानेव तस्थौ। सं. ११९९ वर्षे फाल्गुन शु० १० दिने बिम्बस्थापनं

सं. १२०४ माघ सुदि १३ ध्वजारोपः फलवर्द्धिपार्श्वस्थापना अजमेरुनागपुरादिश्राद्धाः सर्वे चिन्ताकराः संजाताः ॥

॥ इति सप्तमोपदेशः ॥ ઉપદેશતરંગિણી પૃ૦ ૨૨૦

( રચયિતા શ્રી રત્નમંદિર ગણી પંદરમી સદીનો અંત અને સોલમીનો પ્રારંભ )

ભાવાર્થ—આ. શ્રી. વાદીદેવસૂરિ મેડતામાં ચોમાસું કરી ફ્લોધી ગામમાં પધાર્યા અને ત્યાં માસકલ્પ રહ્યા. ત્યાં એક દિવસે પારસશેઠે ત્યાંની જાળીમાં વિકચિત અને નહીં કરમાએલ એવા ફૂલોથી પૂજાએલ ઢેફાનો ઢગલો દેખ્યો. શેઠે ગુરુની આજ્ઞાથી તેને ઉખેળ્યો એટલે ત્યાં શ્રી પાર્શ્વનાથ ભગવાનનું બિંબ દેખ્યું. ભગવાન શ્રી પાર્શ્વનાથે સ્વપ્નમાં જણાવ્યું કે-મારું મંદિર કરાવ, મારી પૂજા કર. શેઠે કહ્યું કે-મારી પાસે તેટલું દ્રવ્ય નથી. ભગવાને જણાવ્યું કે-મારી સન્મુખ ચઢાવેલ ચોખા સોનાના બની જશે અને એ રીતે ઘણું ધન મળશે. તે પ્રમાણે જ થયું. શેઠે મંદિર શરૂ કરાવ્યું. એક તરફના મંડપ વગેરે તૈયાર થઈ ગયાં એટલામાં તેના પુત્રે આ ધન ક્યાંથી મળે છે? એ પ્રમાણે પૂછ્યું અને પારસ શેઠે યથાર્થ વાત કહી સંભળાવી. આથી સોનાનાં ચોખા થવાનું દૈવી કાર્ય બંધ થઇ ગયું અને દ્રવ્ય ન હોવાના કારણે તે જિનપ્રાસાદ પણ જેટલો તૈયાર થયો હતો તેટલો જ રહ્યો ( પૂરો બની શક્યો નહીં ). સં. ૧૧૯૯ના શ્રા. શુ. ૧૦ ના દિવસે શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રતિષ્ઠા થઇ અને સં. ૧૨૦૪ ના મહા શુદિ ૧૩ ના દિવસે ધ્વજારોપણ કરવામાં આવ્યું. શ્રી ફ્લોધી પાર્શ્વનાથનું તીર્થ સ્થપાયું. અજમેર અને નાગોરના શ્રાવકો વ્યવસ્થાપક બન્યા.

## ફ્લોધી પાર્શ્વનાથ કલ્પ

શ્રી ફ્લોધીના ચૈત્યમાં બિરાજમાન પાર્શ્વનાથ ભગવાનને નમસ્કાર કરીને કલિયુગના દર્પને હણનાર, મેં જેવો સાંભળ્યો છે તેવો તેમનો કલ્પ કહું છું. સવાલક્ષ દેશમાં મેડતા નગરની સમીપમાં વીર મંદિર વગેરે અનેક નાનાં મોટાં દેવાલયોથી શોભતું ફ્લોધી-ફલવર્ધિ નામનું નગર છે, ત્યાં ફલવર્ધિ નામની દેવીનું ઊંચા-શિખરવાળું મંદિર છે.

ઋદ્ધિથી સમૃદ્ધ તે નગર કાળક્રમે ઉજ્જડ જેવું થયું તો પણ ત્યાં કેટલાક વાણીયા આવીને વસ્યા. તેમાં શ્રીશ્રીમાલ વંશમાં ઉત્તમ અને ધર્મી લોકોમાં અગ્રગામી ધંધલ નામનો પરમ ઉત્તમ શ્રાવક વસે છે. વળી એવા જ ગુણવાળો બીજો ઓસવાલ કુલરૂપી આકાશમાં ચંદ્ર સરીખો શિવંકર નામનો શ્રાવક હતો. તે બંનેને ત્યાં ઘણી ગાયો હતી. તેમાં ધંધલની એક ગાય રોજ દોવા છતાં દૂધ નહોતી દેતી ત્યારે ધંધલે ગોવાલને પૂછ્યું કે-આ ગાયને બહાર તમે દોવો છો કે બીજો કોઇ દોઇ લ્યે છે કે જેથી તે દૂધ નથી આપતી? ત્યારે ગોવાલે સોગન ખાઇને પોતાને નિર્દોષ જાહેર કર્યો ( અર્થાત્ આ સંબંધી પોતે કશું નથી જાણતો એમ કહ્યું. )

ત્યારપછી બરાબર ચોકસાઇથી જોતાં એક વાર તેણે જણાવ્યું કે ટીંબા ઉપર બોરડીના ઝાડ નીચે ગાયનું ચારે સ્તનોમાંથી દૂધ ઝરે છે. આમ રોજ જોતાં તેણે ધંધલને પણ આ દ્રશ્ય બતાવ્યું. તેણે ( ધંધલે ) મનમાં ચિંતવ્યું કે–નક્કી આ ભૂમિમાં કોઈ જક્ષ યા તો કોઈ દેવતાવિશેષ હશે–હોવો જોઇએ.

ત્યારપછી ઘેર આવીને નિરાંતે સૂતો ત્યાં તેને સ્વપ્નું આવ્યું તેમાં એક પુરુષે આ પ્રમાણે કહ્યું કે–આ સ્થાનમાં ભૂમિગર્ભ ઘરમાં દેરીમાં શ્રી પાર્શ્વનાથ ભગવાન બિરાજમાન છે તેને બહાર કાઢીને પૂજા કરો. ત્યારબાદ સવારમાં ધંધલે જાગીને શિવંકરને પોતાના સ્વપ્નનું વૃત્તાંત–સમાચાર કહ્યા.

ત્યારપછી કુતુહલ મનવાળા તે બન્ને જણાએ બલિપૂજાપૂર્વક ટેકરાની ભૂમિ ખોદાવી અને ગર્ભગૃહની દેવલિકા–દેરી સહિત સાત ફણાથી શોભતા શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાને બહાર કાઢી. પછી બન્ને જણા રોજ ઉત્સવપૂર્વક પ્રભુપૂજા કરે છે. આવી રીતે ત્રિલોકનાથની પૂજા કરતા એક વાર પુનઃ અધિષ્ઠાયકદેવે સ્વપ્નમાં આવીને કહ્યું કે–તે સ્થાને જ મંદિર બનાવો ( અર્થાત્ જે સ્થાને પ્રતિમાજી છે ત્યાં જ મંદિર બનાવો ). આ સાંભળી ખુશી થયેલા બન્ને જણાએ પોતાની શક્તિ અનુસાર ચૈત્ય કરાવવુ શરૂ કર્યું. કુશલ સૂત્રધારો–કારીગરો તે કાર્ય માટે નિયુક્ત કર્યા; જ્યારે અગ્રમંડપ તૈયાર થયો ત્યાર પછી અલ્પ ધનના કારણે ( કારીગરોનો ) પગાર આપવાની શક્તિ ન રહેવાથી કારીગરો ચાલ્યા ગયા. આથી બન્ને શ્રાવકો ખેદ પામ્યા–અધીર થયા.

ત્યારપછી એક વાર રાત્રિમાં પુનઃ સ્વપ્નમાં અધિષ્ઠાયકદેવે કહ્યું–આજથી તમે સવારમાં કાગડા બોલે તે પહેલાં પ્રભુજીની આગળ રોજ દ્રમ્મ( સોનામહોરો )નો સાથીઓ જોશો. તેનું દ્રવ્ય મંદિરજીના કાર્યમાં વાપરજો. તેમણે તે દ્રવ્યથી મંદિરજીનું કામ આગળ શરૂ કરાવ્યું. યાવત્ પાંચ મંડપ પૂરા થયા અને નાના મંડપો પણ ત્રણ ભુવનના મનુષ્યોને ચમત્કાર પમાડે તેવા તૈયાર થયા. મંદિર ઘણું તૈયાર થઇ ગયું ત્યારે તેમના પુત્રોએ વિચાર્યું કે–આટલું દ્રવ્ય ક્યાંથી આવે છે ? જેથી અખંડપણે કામ ચાલ્યા જ કરે છે. એક વાર ખૂબ વ્હેલી સવારમાં મંદિરજીના ખંભાની પાછળ છુપાઇને જોવા લાગ્યા. તે દિવસે દેવોએ દ્રમ્મોનો સાથીઓ ન પૂર્યો. થોડા સમયમાં મિથ્યાત્વીઓનું રાજ્ય થશે એમ જાણીને પ્રયત્નથી આરાધેલા દેવો પણ દ્રવ્યને ન પૂરે એટલે તે અવસ્થામાં જ મંદિર રહ્યુ.

અનુક્રમે વિક્રમનાં વર્ષ ૧૧૮૧ જતાં રાજગચ્છના મંડનરૂપ શ્રીશીલ(સીલ)ભદ્રસૂરિજીના પાટ ઉપર આવેલા મહાવાદી દિગંબર ગુણચંદ્રના વિજેતા શ્રીધર્મઘોષસૂરિજીએ ચતુર્વિધ સંઘ સમક્ષ મંદિરજીમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનના ચૈત્યશિખરની પ્રતિષ્ઠા કરી

કાલાંતરે કલિકાલના માહાત્મ્યથી વ્યંતરો કેલીપ્રિય અને અસ્થિર ચિત્તવાળા હોય છે તેથી અધિષ્ઠાયક દેવ પ્રમાદી બન્યા હતા ત્યારે સુરત્રાણ સાહાબાદીને

(શાહબુદ્દીન ઘોરી સંભવે છે) મૂલ બિંબ ભાંગ્યું. પુનઃ અધિષ્ઠાયક દેવ સાવધાન થયે છતે મ્લેચ્છ રાજાનું મિથ્યા કાર્ય જોઇને તેને આંધળો કર્યો, લોહીવમન વગેરે ચમત્કારો દેખાડ્યા, જેથી સુરત્રાણે ફરમાન કાઢ્યું કે–આ દેવમંદિરનો કોઇએ ભંગ ન કરવો (અર્થાત્ મંદિર અખંડિત જ રાખવું.) અધિષ્ઠાયક દેવમંદિરમાં મૂલનાયક તરીકે અન્ય બિંબની સ્થાપનાને સહન નથી કરતા માટે શ્રીસંઘે બીજું બિંબ ન સ્થાપ્યું. ખંડિત અંગવાળા પ્રભુજીના મહાપ્રભાવો પ્રત્યક્ષ દેખાય છે, દરેક વર્ષે પોશ વદી દશમે શ્રી પાર્શ્વનાથ પ્રભુજીના જન્મકલ્યાણક દિવસે–ચારે દિશામાંથી શ્રાવક સંઘ આવે છે, અને ન્હવણ, ગીત, નાટક, વાજિંત્ર, પુષ્પાભરણ, ઇન્દ્રધ્વજ વગેરેથી મનોહર યાત્રોત્સવ કરતાં શ્રી સંઘની પૂજાવડે શાસનપ્રભાવના કરતાં દુષમકાળનાં દુઃખો (વિલાસો) દૂર કરે છે અને ઘણો સુકૃત-સંભાર એકઠો કરે છે, પુન્ય સંચય કરે છે. આ ચૈત્યમાં ધરણેંદ્ર, પદ્માવતી, ક્ષેત્ર અધિષ્ઠાયકદેવ વિઘ્નો દૂર કરે છે અને નમસ્કાર કરતાં ભક્તોના મનોરથ પૂરે છે.

અહીં જે ભવિકજનો સમાધિપૂર્વક રાત્રે રહે છે તે અહીં ચૈત્યમાં હાથમાં સ્થિર દીપકને ધરનાર અને હાલતાચાલતાં માણસો–આકૃતિને જુએ છે. જેમણે આ તીર્થની યાત્રા કરી છે તેમણે શ્રી પાર્શ્વનાથ ભગવાનનાં મહાતીર્થભૂત કલિકુંડ, કુક્કુડેસર, સિરિપર્વત, સંખેસર, સેરીસા, મથુરા, બણારસી (બનારસ), અહિચ્છત્રા, સ્થંભણ (ખંભાત), અજાહર (અજારા પાર્શ્વનાથ), પવરનયર, દેવપટ્ટણ, કરેડા, નાગહૃદ, સિરિપુર, (અંતરીક્ષ પાર્શ્વનાથ), સમિણિ (સમી પાર્શ્વનાથ), ચારૂપ, ઢિંપુરી, ઉજ્જેણી, સુધ્ધદંતી, હરીકંખી, લિંબોડીયા વગેરે તીર્થસ્થાનોની યાત્રા કરી છે એમ સંપ્રદાયના પુરુષો માને છે અર્થાત્ જે મહાનુભાવે ફલોધી પાર્શ્વનાથની યાત્રા કરી તે મહાનુભાવે ઉપરનાં બધાં તીર્થોની યાત્રા કરી એમ વૃધ્ધ પુરુષો માને છે. આ પ્રમાણે ફલોધીપુરમાં રહેલા શ્રી પાર્શ્વનાથજીનો કલ્પ સાંભળનાર ભવિકોનું કલ્યાણ થાઓ.

इत्याप्तजनस्य मुखात् किमप्युपादाय संप्रदायलवम् ।
व्यधित जिनप्रभसूरिः कल्पं फलवर्द्धिपार्श्वविभोः ॥२॥

આ પ્રમાણે આપ્ત જનના મુખથી સાંભળીને, સંપ્રદાયાનુસાર શ્રીજિનપ્રભસૂરિજીએ આ કલ્પ બનાવ્યો. [શ્રી*જિનપ્રભસૂરિજીએ સં. ૧૩૮૯ પછી આ ગ્રંથ સમાપ્ત કર્યો છે]

* મુસલમાન બાદશાહે મૂલનાયકજીની મૂર્તિ ખંડિત કરી કિન્તુ મંદિર ન તોડ્યું અને અધિષ્ઠાયક દેવના આગ્રહથી ખંડિત મૂર્તિ જ મૂલનાયકજી તરીકે બિરાજમાન કરી અર્થાત્ જિનપ્રભસૂરિજીના સમય સુધી શ્રી ધર્મઘોષસૂરિજીસ્થાપિત અને પાછળથી મુસલમાનોએ ખંડિત કરેલી મૂર્તિ જ મૂલનાયક તરીકે વિદ્યમાન હતી, જેના ચમત્કારો ગ્રંથકારે નજરે જોયા છે એમ લખે છે.

## વર્તમાન ફલોધી.*

મારવાડ જંકશનથી નીકળતી જોધપુર રેલ્વેની જોધપુરથી મેરટા ( મેડતા ) રોડ લાઈનમાં મેડતા રોડ જંકશન છે. સ્ટેશનથી માત્ર બે ફર્લાંગ દૂર આ ફલોધી તીર્થ આવેલું છે. અહીં બે જિનમંદિરો, ધર્મશાળા, દાદાવાડી વગેરે છે.

ફલોધી પાર્શ્વનાથજીનું પ્રાચીન મંદિર વિદ્યમાન છે. મૂલનાયકજીની શ્યામવર્ણી સુંદર પ્રાચીન પ્રતિમા પરમ દર્શનીય છે. આ મોટુ મંદિર છે અંદર સુંદર મીનાકારી કામ પણ જોવાલાયક છે. અષ્ટાપદજી તથા નદીશ્વર દ્વીપના પટ બહુ જ આકર્ષક અને મનોહર છે. રંગમંડપમાં ત્રણ મોટી મૂર્તિઓ છે, જેના ઉપર સંવત ૧૬૫૩માં જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીના શિષ્ય વિજયસેનસૂરિજીના શિષ્ય વિનયસુંદર ગણિએ પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખ છે. આ ત્રણે મૂર્તિઓ શ્રી પાર્શ્વનાથજી, શીતલનાથજી તથા અરનાથજીની છે. ચારે બાજુ સુંદર ચોવીશી દેરીઓ છે.

બીજું દેરાસર શ્રી શાન્તિનાથ પ્રભુજીનું છે. આમાં પણ પંચકલ્યાણકના ભાવ સારા છે.

મૂલમંદિરના ભારવટીયામાં પ્રાચીન બે લેખો છે.

" संवत् १२२१ मार्गसिर सुदी ६ फलवर्द्धिकायां देवाधिदेवश्रीपार्श्वनाथचैत्ये श्रीप्राग्वटवंसीय "रोपी" मुणिमं दसाडाम्यो आत्मश्रेयार्थं श्रीचित्रकूटीय सिलफटसहितं चंद्रको प्रदत्तः शुभं भवतु "

( બાબુ પુ. ના. સં. પ્રા. લે. મં બા. ૧-લેખાંક ૮૭૦ )

બીજા લેખમાં સંવત્ નથી એટલે નથી આપતો, પરંતુ ઉત્તાન પટ કરાવ્યાની સૂચના છે.

અહીં દર વર્ષે આસો શુદિ દશમે મોટો મેળો ભરાય છે તેમજ પોષ દશમે પણ ૮-૯-૧૦નો મેળો ભરાય છે. મંદિર મોટું અને ભવ્ય છે. ૫૦૦ માણસ સમાઈ જાય એવડું છે. અહીં એક પણ જૈનનું ઘર નથી બન્ને મંદિરોને ફરતા

---

* એક બીજું ફલોધી પણ છે જેને પોકરણ ફલોધી કહે છે, જેમાં ઓસવાલ જૈનોનાં ૭૦૦ ઘર છે. ૭ જિનમંદિરો છે તેમજ ઉપાશ્રય છે. દાદાવાડીઓ છે. એક મંદિર ગામ બહાર તળાવ ઉપર છે. જિનમંદિરો આ પ્રમાણે છે ગોડી પાર્શ્વનાથજી, આદીશ્વરજી, શીતલનાથજી, શાંતિનાથજી, આદિનાથજી, મહાવીર પ્રભુ અને ચિન્તામણિ પાર્શ્વનાથજી. દરેક મંદિરના અનુક્રમે આ મૂલનાયકજી છે ગામ બજારના નાકા ઉપર ગોડીપાર્શ્વનાથજીનું મંદિર છે જેમાં શ્રી ગોડીપાર્શ્વનાથજી આદિ ત્રણની ચરણપાદુકાઓ છે જ્યાં મંદિરો વીસમી સદીનાં છે, પરંતુ રંગ-મીનાકારી કામ વગેરેથી સુશોભિત અને દર્શનીય છે. જોધપુરથી અહીં જવાય છે.

કિલ્લા છે. વિશાળ ધર્મશાળા છે. કારખાનાની પણ સગવડ સારી છે. પાછા મેરટા સીટી જવું. અહીં ૧૪ મંદિરો છે.

૧ મહાવીરસ્વામીનું, ૨. વાસુપૂજ્યસ્વામી, ૩ અજિતનાથજી, ૪. કુંથુનાથજી, ૫. શાંતિનાથજી, ૬. ચિન્તામણિ પાર્શ્વનાથ, ૭. આદિનાથ ભગવાન, ૮. ધર્મનાથજી, ૯. અજિતનાથજી, ૧૦. શાંતિનાથજી, ૧૧. આદીશ્વરજી, ૧૨. ગોડીપાર્શ્વનાથજી, ૧૩. વાસુપૂજ્યજી ભગવાન અને ૧૪. શાંતિનાથ ભગવાન. અહીં એક પ્રાચીન જ્ઞાનભંડાર, મોટો ઉપાશ્રય છે. આનંદઘનજી મહારાજનો ઉપાશ્રય છે. અહીં તેમનું સ્વર્ગગમન થયું છે. ગામ બહાર બગીચો છે. શ્રાવકોનાં ઘર થોડાં છે. જૂની હવેલીઓ, કૂવા, વાવો ઘણાં છે.

## ઓશિયાજી

શ્રી પાર્શ્વનાથ ભગવાનના સંતાનીય-તેમની સાતમી પાટે થયેલા આચાર્યશ્રી રત્નપ્રભસૂરિજીએ વીર નિર્વાણ સંવત ૭૦ માં અહીં જિનમંદિરની સ્થાપના કરી હતી. આ સંબંધી ટૂંકો ઈતિહાસ આ પ્રમાણે મલે છે.

ભીન્નમાલ નગરમાં ભીમસેન નામનો પ્રતાપી રાજા હતો. તેને શ્રીપુંજ અને ઉપલદેવ નામે બે પુત્રો હતા. બે ભાઈઓમાં આપસમાં મતભેદ પડયો અને ઉપલદેવ રાજ્ય છોડી ચાલી નીકળ્યા. તેમણે મંડોવરની પાસે ઉપકેશ અથવા ઓશીયા નગરી વસાવી. આ વખતે આ નગરમાં જૈનોની વસ્તી ન હતી. એક વાર શ્રી રત્નપ્રભસૂરિજી મહારાજ પોતાના પાંચસો શિષ્યો સાથે અહીં પધાર્યા અને લુણાદ્રિની પહાડીમાં રહી ધ્યાન કરવા લાગ્યા. સૂરિજી મહારાજનું તપ-ધ્યાન-જ્ઞાન અને ઉજ્જ્વલ ચારિત્ર જોઈ રાજા અને પ્રજા સૂરિજીના અનુરાગી ઉપાસક થયા. એક વાર રાજપુત્રને સર્પ ડસ્યો. સૂરિજી મહારાજે શાસનપ્રભાવનાનું નિમિત્ત જાણી રાજપુત્રનું ઝેર ઉતાર્યું. આમ જોઇ ચમત્કારથી આશ્ચર્ય પામેલા રાજાએ અને પ્રજાએ બધાએ સૂરિજી પાસે જૈન ધર્મ સ્વીકાર્યો. આચાર્યશ્રીના ઉપદેશથી ત્રણ લાખ અને ચોરાશી હજાર રાજપુતોએ જૈન ધર્મ સ્વીકાર્યો. રાજમંત્રી ઉહડે શ્રી વીરપ્રભુનું ભવ્ય ગગનચુમ્બી જિનમંદિર બંધાવ્યું. શ્રી વીરપ્રભુની વેળુની સુંદર પ્રતિમાની શ્રીરત્નપ્રભસૂરિજીએ વીર સં. ૭૦માં પ્રતિષ્ઠા કરી. અને આ જ સમયે કોરટાજીમાં પણ સૂરિજીએ પ્રતિષ્ઠા કરી હતી. આ સંબંધી નીચે પ્રમાણે ઉલ્લેખ પ્રાપ્ત થાય છે.

"सप्तत्यावत्सराणां चरमजिनपतेर्मुक्तजातस्य वर्षे पञ्चम्यां शुक्लपक्षे शुभगुरुदिवसे ब्रह्मणः सन्मुहूर्ते

रत्नाचार्यैः सकलगुणयुतैः सर्वसंघानुज्ञातैः ।
श्रीमद्वीरस्य बिम्बे भवशतमथने निर्मितेयं प्रतिष्ठा ॥ १ ॥

उपकेशे चकोरं हेतुलयं श्रीवीरबिम्बयोः ।
प्रतिष्ठा निर्मिता शक्त्या श्रीरत्नप्रभसूरिभिः ॥ २ ॥

આવી રીતે અહીં ૨૪૦૦ વર્ષ પૂર્વેનું મંદિર છે.

બાદ ચૌદમી પાટે થયેલા શ્રી કક્કસૂરિજીના ઉપદેશથી જીર્ણોધ્ધાર પણ થયો હતો. અહીં એક લેખ ૧૦૩૫ નો છે જેમા તોરણ બનાવ્યાનો ઉલ્લેખ છે. આ સિવાય એક સ્તભ પર ૧૨૧૩ માગશર શુદિ ૫ નો લેખ છે ૧૨૫૯ ને શ્રીકક્કસૂરિજીના હાથે પ્રતિષ્ઠા થયાનો ૨૪ માતના પટ્ટ પર લેખ છે. ૧૦૮૮ ફાગણ વદિ ૪ નાગેન્દ્રગચ્છે શ્રી વાસદેવસૂરિ પ્રતિષ્ઠિત મૂર્તિ છે.

આવી જ રીતે વિ. સં. ૧૨૩૪, ૧૨૩૪, ૧૪૩૮, ૧૪૯૨, ૧૫૧૧, ૧૫૩૪, ૧૫૪૯, ૧૬૧૨, ૧૬૮૩ અને ૧૭૫૮ ના લેખો છે અર્થાત્ લગભગ હજાર વર્ષના તો લેખો પ્રાપ્ત થાય છે

મંદિરજીના પાયાના ખોદાણમાંથી એક ખંડિત ચરણપાદુકા નીકળ્યાં તેની ચોકી ઉપર સં ૧૧૦૦ નો લેખ છે.

તેમજ સચ્ચિયા( સચ્ચિકા ) માતાના મંદિરમાં સં. ૧૨૩૬, ૧૨૩૪, ૧૨૪૫ ના લેખો છે. ( બા. પુ. ના. પ્રા. લે સ. ભા. ૧ )

આ જૂનું મંદિર ભવ્ય અને દર્શનીય છે મહાવીર ભગવાનની પ્રાચીન પ્રતિમા રા ફૂટની છે તે પણ સુંદર અને દર્શનીય છે. રંગમંડપમાં શ્રીઋષભદેવજી ભગવાનની બે પ્રતિમા ૩ા ફૂટ ઊંચી બન્ને બાજુના બે ગોખલામાં છે મુખ્ય મંદિરના સામેના ઝરૂખામાં શ્રી ગૌતમસ્વામીની સુંદર આરસની મૂર્તિ છે. મુખ્ય મંદિરની બહારની ભમતિમાં બન્ને બાજુ ચાર ચાર દેરીઓ છે, જેમાં એકમા આચાર્ય પ્રતિમા, એકમાં અધિષ્ઠાયકા દેવી, એકમાં નાગદેવની મૂર્તિ અને બાકીની દેરીઓમાં જિનેશ્વર પ્રભુની મૂર્તિઓ છે,

ઓશીયાજીના પૂર્વોત્તર ખૂણામાં એક નાની ટેકરી ઉપર શ્રી 'સચ્ચાયિકા' માતાનુ મંદિર છે. ઓશવાલોની ઉત્પત્તિનુ મૂળ સ્થાન આ ઓશીયાનગરી છે અને આ તેમની કુલદેવી છે ચારે બાજુ ચાર નાની નાની દેરીઓ છે. રાજા ઉપલદેવે અહીં શ્રી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ બિરાજમાન કરી હતી અને પાછળથી આ મૂર્તિ ઉઠાવરાવી સચ્ચાઇકા દેવીની મૂર્તિની સ્થાપના કરવામાં આવ્યાનું કહેવાય છે. દેવીના મંદિર પાસે નાનો ઉપાશ્રય છે. આની પાસેના એક મંદિરમાં (દેરીમાં) ભગવાનની મૂર્તિનાં ચિહ્ન દેખાય છે પહેલા તો મૂલનાયક શ્રી પાર્શ્વનાથજીના મંદિરની પાસેની દેરીમાં આ કુલદેવી હતી પરન્તુ પાછળથી જૈનોની વસ્તીના અભાવે ઉપરનું પરિવર્તન થયું છે. ઓશિયામાં અત્યારે તો ત્રણ

જૈનનાં ઘર છે; બાકી મહેશ્વરી મહાજન અને પુષ્કરણા બ્રાહ્મણોનાં ઘર છે.

ગામમાં શ્રી મહાવીર પ્રભુના મંદિરની પાસે જ ડાબી તરફ એક મોટી ધર્મશાળા છે. જેમાં કારખાનું, લાયબ્રેરી, રત્નાશ્રમ-જ્ઞાનભંડાર અને વર્દ્ધમાન જૈન વિદ્યાલય છે, જેમાં લગભગ ૧૨૫ છોકરાઓ અભ્યાસ કરે છે ધાર્મિક અને વ્યવહારિક જ્ઞાન અપાય છે. મરુધર દેશમાં શિક્ષણ ઓછું છે તેમાં આ સંસ્થાએ સારું કામ કર્યું છે. અહીંથી એક માઈલ દૂર ×જોધપુર રેલ્વેનું ઓશીયા સ્ટેશન છે.

## જેસલમેર

જેસલમેર તીર્થનો પરિચય આપતાં પહેલાં યાત્રિકોની અનુકૂળતા માટે જેસલમેર જવા માટેના જે મુખ્ય ત્રણ રસ્તાઓ છે, તેનો પરિચય નીચે આપ્યો છે–

(૧) બી. બી. એન્ડ સી આઈ. રેલ્વેની મીટરગેજ લાઈનના બાડમેર સ્ટેશન·

× જોધપુરમાં (૧) શ્રી આદિનાથજી (૨) શાન્તિનાથજી (૩) સંભવનાથજી (૪) શ્રીપાર્શ્વનાથજી (૫) મુનિસુવ્રતસ્વામી જેમાં સ્ફટિકની સુંદર સફેદ મૂર્તિ છે (૬) ગોડી પાર્શ્વનાથજી (૭) કુંથુનાથ ભગવાન (૮) શાંતિનાથજીનું મંદિર જેને રાણીસાગરનું મંદિર કહે છે. (૯) ચિંતામણી પાર્શ્વનાથજી. શાંતિનાથજી અને સફેદ રત્નની સ્ફટિકની પ્રતિમાજી દર્શનીય છે. આ મંદિર દર્શનીય અને સૌથી મોટું છે (૧૦) આ સિવાય ભેરૂબાગમાં પાર્શ્વનાથજીનું મંદિર છે. (૧૦) શહેરથી ત્રણ માઈલ દૂર ગુરાંજીનું મંદિર છે જેમાં મૂલનાયક ભગવાન પાર્શ્વનાથજીની સુંદર મૂર્તિ છે. આ બધાં મંદિર અઢારમી સદીથી ઓગણીસમી સદી સુધીમાં બન્યાં છે. આમા બિરાજમાન મૂર્તિઓ બારમી સદીથી તે ઠેઠ ઓગણીસમી સદી સુધીની પ્રતિષ્ઠિત છે.

બે મોટી જૈન ધર્મશાળાઓ છે. ઘણા ઉપાશ્રય છે. અહીં ઓસવાલ જૈનોનાં ઘર ૨૦૦૦ હજાર કહેવાય છે પણ તેમાં દાદુપંથી, કબીરપંથી, રામાનંદી, થાનકમાર્ગી, તેરાપંથી વગેરે ઘણાયે મતો પ્રવર્તે છે. શ્વે. મૂર્તિ જૈનોના ઘર ૪૦૦ થી ૫૦૦ કહેવાય છે. જોધપુર ૧૫૧૬માં રાઠોડરાવ જોધાજીએ વસાવ્યું છે. જૂના રાજમહેલો, બગીચા, પુસ્તકાલય-પ્રદર્શન વગેરે જોવા લાયક સ્થાનો પણ છે.

જોધપુર જવા માટે મારવાડ જંકશનથી પાલી થઈને જતી રેલ્વે લાઈનમા જવાય છે.

પાલીમાં પણ ૭ જિનમંદિરો છે, ચાર ઉપાશ્રય છે, પાંચ ધર્મશાળાઓ છે. મોટું મંદિર નવલખા પાર્શ્વનાથજીનું બાવન જિનાલયનું ભવ્ય મંદિર છે. આ મંદિર બારમી સદીમા બન્યું છે. એક લેખમાં આ મંદિર મહાવીર પ્રભુનું મંદિર હતું એવું સૂચવ્યું છે પરન્તુ સં. ૧૬૮૩ માં જીર્ણોદ્ધાર સમયે પાર્શ્વનાથ પ્રભુજીને પધરાવ્યા અને તે નવલખા પાર્શ્વનાથજીના મંદિરરૂપે પ્રસિદ્ધિ પામ્યું છે. એ શહેર બહાર સ્ટેશન પર પણ એક નાનું મંદિર છે તેમજ દોઢ ગાઉ દૂર લાખરીના ડુંગર ઉપર ૧૭૮ પગથિયાં ચઢીને ઉપર જવાય છે ત્યાં શ્રી પાર્શ્વનાથજીનું સુંદર મંદિર છે. મંદિરની ચારે બાજુ કોટ છે. પરમ શાંતિનું સ્થાન છે. અહીં ૭૦૦ ઘર ઓસવાલ જૈનોનાં છે તેમાં ૩૦૦ મૂર્તિપૂજકનાં છે.

થી મોટર રસ્તો છે, જે રસ્તો જેસલમેર જનાર મુસાફરોને સુપરિચિત છે. બાડમેર સ્ટેશન મારવાડના લૂણી જંકશનથી સિંધ-હૈદ્રાબાદ જતી બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેની મીટર ગેજ લાઈનનું સ્ટેશન છે બાડમેરથી જેસલમેર જવા માટે મોટર હંમેશાં નિયમિત મળે છે બાડમેરથી જેસલમેરની કાચી ખાડા ટેકરાવાળી સડક છે અને જેસલમેર બાડમેરથી ૧૧૦ માઇલ દૂર આવેલું છે. આ મોટર રસ્તામાં પણ જુદાં જુદાં ગામોએ પેસેન્જરો તથા સામાન ઉતારવા ચઢાવવા ખોટી થાય છે અને એકંદરે રસ્તામાં બીજો અકસ્માત્ ન થાય તો લગભગ બાર કલાકે બાડમેરથી જેસલમેર પહોંચાડે છે. બાડમેરમાં પાંચ જૈન દેરાસરો છે

(૨) મારવાડ રાજ્યની જોધપુર સ્ટેટ રેલ્વેના પોકરણ સ્ટેશનેથી બીજો એક મોટર રસ્તો છે. પોકરણ સ્ટેશન જવા માટે હંમેશાં જોધપુર સ્ટેશનેથી રાતના ૧૦-૨૫ વાગે એક ટ્રેઇન ઉપડે છે. આ ટ્રેઇન સવારના લગભગ ૮-૩૦ વાગે પોક- રણ પહોંચી જાય છે. સ્ટેશનની સામે જ જેસલમેર મોટર સર્વીસની ઑફિસ છે. અહીંયા નિયમિત મોટર મળતી નથી પરંતુ જો અગાઉથી જેસલમેર મોટર સર્વી- સના મેનેજરને લિખિત ખબર આપવામાં આવે અને ઓછામાં ઓછા આઠ પેસે- ન્જરો હોય તો મોટર તરત મળી શકે છે. બાકી બહુ તો એકાદ દિવસ મોટરની રાહ જોવી પડે છે. પોકરણમાં જૈનોની વસ્તી બિલકુલ નથી એમ કહીએ તો પણ ચાલે, કારણ કે માત્ર એક જ જૈનનું ઘર છે તે પણ કોઇ વખત હાજર હોય અને ન પણ હોય. પોકરણમાં શિખરબંધી દેરાસરો ત્રણ છે. દેરાસરની નજીક જ ઉપાશ્રય છે અને તેનો ઉપયોગ ધર્મશાળા તથા ઉપાશ્રય તરીકે કરવામાં આવે છે. પોકરણથી જેસલમેર માત્ર ૭૦ માઈલ દૂર થાય છે. સડક અહીંની પણ પાકી તો ખાસ નથી જ છતા પણ બાડમેરની સડકની સરખામણીમા તો ઘણી જ સારી કહી શકાય જેસલમેર જવા માટે સૌથી ટૂંકો અને સારો રસ્તો આ જ છે. બાડમેર તથા પોકરણ બન્ને રસ્તે જેસલમેર જવા માટે 'જેસલમેર મોટર સર્વીસ' તરફથી મોટરો ચાલે છે અને બન્ને રસ્તે મોટર ભાડું પેસેન્જર દીઠ ૪-૦-૦—ચાર રૂપિયા લેવામાં આવે છે. આઠ વર્ષની ઉપરના બાળકની આખી ટિકીટ લેવામાં આવે છે અને પેસેન્જર દીઠ પાંચ શેર બંગાલી વજન મફત લઇ જવા દેવામાં આવે છે.

( ૩ ) જેસલમેર જવાનો ત્રીજો રસ્તો જોધપુરથી છે. જોધપુર રેલ્વે સ્ટેશનની નજીકમાં જ ગણેશમલજી મુતાની ધર્મશાળાની પાસે એમ બી. બ્યાસ મોટર સર્વિસની ઓફિસ આવેલી છે. આ ઓફિસ તરફથી જોધપુર જેસલમેર જવાની મોટર સર્વીસ ચાલુ કરવામાં આવેલી છે. આ રસ્તાની સડક ઉપરનાં બન્ને રસ્તાઓ કરતાં પણ ખરાબ છે, વળી જોધપુરથી જેસલમેર જવાનો રસ્તો પણ સૌથી લાંબા અને કંટાળાભર્યો છે. આ રસ્તે ૧૭૦ માઈલ જેસલમેર આવેલું છે. રસ્તામાં રાત રોકાવું પડે છે એટલે કે આજનો નીકળેલો માણસ બીજે દિવસે અને કોઈક વખત તો ત્રીજે દિવસે પણ જેસલમેર પહોંચે છે જોધપુરથી જેસલમેરનું મોટર

ભાડું પેસેન્જર દીઠ ૬-૦-૦ છ રુપિયા લેવામાં આવે છે. જોધપુર તથા જોધપુરની આજુબાજુ નાનાં મોટાં ૨૦ દેરાસરો આવેલાં છે. વળી જોધપુરથી જેસલમેર જતાં રસ્તામાં નીચે મુજબ જૈન દેરાસરોવાળાં ગામો પણ આવે છે. જોધપુરથી ૪૨ માઇલ દૂર બાલેસર આવેલું છે. જોધપુરથી ૨૯ માઈલ દૂર આગોલાઇ આવેલું છે જોધપુરથી શેરગઢ ૬૩ માઈલ દૂર આવેલું છે. વળી ડોંગરી તથા દેવીકોટમાં પણ જૈન દેરાસર છે. આ પ્રમાણેના ત્રણ રસ્તા છે આ પૈકી પોકરણથી જેસલમેર જવાનો રસ્તો જરા ખર્ચમાં વધુ છે, પરંતુ ઓછા કંટાળાભર્યો અને સુલભ છે. સારો ડ્રાઇવર હોય તો સાડાત્રણ કલાકમાં સહેલાઈથી મોટર પહોંચી જાય છે.

**તાર ટપાલનું સાધન**--જેસલમેરમાં ટપાલની વહેંચણી હંમેશાં થતી નથી. દર ત્રીજે દિવસે ટપાલ નીકળે છે. વળી તારની પણ ખાસ સગવડ નથી છતાં પણ જેસલમેરથી પોકરણ ટેલીફોન લાઇન હોવાથી કાંઇ વાંધો આવતો નથી. ઇલેક્ટ્રીક અને રેડીઓની સગવડ છે. ખાવાપીવાની વસ્તુઓ ઘણી જ મોંઘી મળે છે અને કેટલીક સારી પણ મળતી નથી વળી મોટા ભાગે ચૈત્ર શુદિ પૂર્ણિમા પછી તો પાણીની પણ તંગાશ પડે છે. બાકી ખાસ પાણીની અગવડ બે મહિના રહે છે.

**ધર્મશાળા**--શહેરની મધ્યમાં જ પટવાઓની કલાપૂર્ણ હવેલીઓની નજીકમાં જ એક ધર્મશાળા નવી બંધાય છે. આ ધર્મશાળામાં જ જેસલમેર, અમરસાગર તથા લોદ્રવાજી તીર્થનો વહીવટ કરનાર પેઢીની ઓફિસ આવેલી છે. પેઢીનું નામ શ્રી જૈન શ્વેતાંબર પાર્શ્વનાથ ભંડાર છે

× × ×

રાજપુતાનામાં અનેક શહેરોમાં જેસલમેર એક પ્રાચીન શહેર કહેવાય છે. અહીંના રાજાઓ ભાટી રાજપુતો કહેવાય છે. સં. ૧૨૧૨ માં રાવલ દુસાજીના મોટા પુત્ર જેસલરાજે પોતાના ભત્રીજા મહારાવલ ભોજદેવને શાહબુદ્દીન ગોરીની સહાયતાથી હરાવ્યો અને તેને મારી લોદ્રવપુર-લોદ્રવા ઉપર પોતાની સત્તા જમાવી પરંતુ ત્યાં ઠીક ન લાગવાથી લોદ્રવાથી દશ માઈલ દૂર એક ટેકરી ઉપર કિલ્લો બંધાવી પોતાના નામથી 'જેસલમેર' શહેર વસાવ્યું. ત્યારપછી અત્યારસુધીમાં ૩૮ રાજાઓ ગાદીએ આવ્યા છે. અહીં પહેલાં ૨૭૦૦ ઘર ઓસવાલ જૈનોનાં હતાં. અત્યારે તો દોઢસો બસો ખુલ્લાં હોય તો હોય. અહીં ૧૮ ઉપાશ્રય છે. સાત મોટા જ્ઞાનભંડારો છે. દસ જિનમંદિરો છે. અહીંનાં મંદિરો અને જ્ઞાનભંડારો ખાસ દર્શનીય છે.

સાત જ્ઞાનભંડારોનાં નામ આ પ્રમાણે છે—

૧. બૃહત્ભંડાર—કિલ્લાના શ્રીસંભવનાથજીના દેરાના ભોંયરામાં. આ ભંડારમાં બધાં તાડપત્રીય પ્રાચીન પુસ્તકોનો સુંદર સંગ્રહ છે. આ ભંડારની દેખરેખ જેસલમેર સંઘ રાખે છે. સંઘની રજા સિવાય આ ભંડાર નથી ઉઘડતો.

૨. તપાગચ્છીય ભંડાર—તપગચ્છના ગામના ઉપાશ્રયે છે.
૩. આચાર્યગચ્છીય ભંડાર—આચાર્યગચ્છના મોટા ઉપાશ્રયમા છે
૪ બૃહત્ખરતરગચ્છીય ભંડાર—ભટ્ટારકગચ્છના ઉપાશ્રયમાં છે.
૫. લોંકાગચ્છીય ભંડાર—લોંકાગચ્છના ઉપાશ્રયમાં છે.
૬. ડુંગરસી જ્ઞાનભંડાર—ડુંગરસીજીના ઉપાશ્રયમાં છે
૭. થીરૂશાહ શેઠનો જ્ઞાનભંડાર—થીરૂશાહ શેઠના હવેલીમાં છે

જેસલમેરનો કિલ્લો બહુ મજબૂત છે અને તેમાં પ્રવેશમાર્ગની ઉપર ચાર પોળો–દરવાજા છે. હાથીપોળ, સૂરજપોળ, હવેલીપોળ અને ભૂતાપોળ. કિલ્લામાં બે કોટ છે. અંદરનો કોટ અને રાજમહેલ સાંડાશાહ શેઠે બનાવ્યાનું કહેવાય છે.

મંદિરોનો પરિચય આ પ્રમાણે છે—

૧ શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથજીનું મંદિર—૧૨૧૨ના આષાઢ શુદી ૧ ને રવિવારે રાવ જેસલજીના હાથથી આ નગરનો પાયો નખાયો ત્યારે તેમની સાથે આવેલા જૈનો લોદ્રવામાથી શ્રી ચિન્તામણી પાર્શ્વનાથજીની ચમત્કારિક મૂર્તિ પણ સાથે જ લાવ્યા હતા ત્યારપછી ઘણા વર્ષો સુધી આ પ્રતિમાજી પરોણા દાખલ જ રહ્યા છે. ૧૪૫૯ માં જિનરાજસૂરિજીના ઉપદેશથી મંદિર બનવાની શરૂઆત થઇ ચૌદ વર્ષે મંદિરનું કામ પૂરું થયું. રાંકા ગોત્રના શેઠ જયસિંહ નરસિંહજીએ જિનચંદ્રસૂરિજીના હાથે ૧૪૭૩માં પ્રતિષ્ઠા કરાવી. ચિન્તામણિ પાર્શ્વનાથજીની મૂર્તિની નીચે વિ સં. ૨૦૦ નો લેખ છે. શ્રી ચિન્તામણી પાર્શ્વનાથજીની મૂર્તિ વેળુની છે. સોનાની સમાન વર્ણવાળી છે. પ્રતિમાજી સુંદર અને દર્શનીય છે. જેસલમેરના તીર્થનાયક આ જ માનવામાં આવે છે બાવન જિનાલયનું ભવ્ય મંદિર છે. આ મંદિરનું બીજું નામ લક્ષ્મણવિહાર છે. આ મંદિરજીમાં જિનગુણસૂરિજીકૃત ૧૭૭૧ ની ચૈત્ય પરિપાટી માં લખ્યું છે કે-૬૧૦ જિનપ્રતિમાઓ હતી અને મુનિ વૃદ્ધિચંદ્રજીરચિત ચૈત્ય પરિપાટી અનુસાર આ મંદિરમા ૬૨૫૨ જિનપ્રતિમાઓ છે

૨ સંભવનાથજીનુ મંદિર—આ મંદિરમા પ્રતિષ્ઠા ૧૪૯૭ માં જિનભદ્રસૂરિજીના હાથે થઈ છે આ મંદિર ચોપડા ગોત્રીય ઓસવાલ હેમરાજ પુના આદિએ બનાવરાવ્યું છે. આ મંદિરના ભોંયરામાં તાડપત્રીય મોટો પુસ્તકભંડાર છે ને ખાસ દર્શનીય છે આ મંદિરની પ્રતિષ્ઠા વખતે શ્રી જિનભદ્રસૂરિજીએ ૩૦૦ જિનપ્રતિમાઓની અંજનશલાકા કરાવી હતી. પહેલા ૫૫૩ મૂર્તિઓ હતી ત્યારે મુનિ વૃદ્ધિરત્નજીના જણાવ્યા મુજબ ૬૦૪ મૂર્તિઓ વિદ્યમાન છે.

૩-૪. શ્રી શાંતિનાથજી અને અષ્ટાપદનુ મંદિર—આ બન્ને મંદિરો એક સાથે ઉપર નીચે છે નીચે અષ્ટાપદજીનું મંદિર અને ઉપર શ્રી શાંતિનાથજીનું મંદિર છે. આ મંદિરોને સંખવાલેચા ગોત્રના ઓસવાલ ખેતાજીએ, અને ચોપડા ગોત્રીય ઓસવાળ પાંચાએ બનાવેલ છે. આની પ્રતિષ્ઠા ૧૫૩૬ માં થઇ છે.

અષ્ટાપદજીના મંદિરમાં મૂલનાયકજી શ્રી કુંથુનાથજી છે આની પ્રતિષ્ઠા કરાવનાર જિનસમુદ્રસૂરિજી તથા જિનમાણિક્યસૂરિજી છે. ૧૫૮૦-૮૧માં પ્રતિષ્ઠા થઈ છે શાન્તિનાથજીના મંદિરમાં પ્રથમના મહાત્માના લખાણ મુજબના ૬૪૦ મૂર્તિઓ હતી અને યતિ વૃદ્ધિરત્નજીના લખાણ મુજબ ૮૦૪ મૂર્તિઓ છે, અને અષ્ટાપદજીના મંદિરમાં ૪૨૫ મૂર્તિઓ હતી અને ત્યારપછીના લખાણ અનુસાર ૪૪૪ મૂર્તિઓ છે.

૫ શ્રી ચંદ્રપ્રભસ્વામિનું મંદિર-આ મંદિર ત્રણે ખંડનું ઉત્તમ કારીગરીવાળું અને વિશાળ છે. ત્રણે ખંડમાં દરેક દિશામાં એક એક શ્રીચંદ્રપ્રભસ્વામીની મૂર્તિ બિરાજમાન છે. આથી આ મંદિરને ' ચતુર્મુખવિહાર ' પણ કહે છે. ૧૫૦૯ માં જિનભદ્રસૂરિજીના હાથે પ્રતિષ્ઠા થઇ છે. આ મંદિરના બીજા માળમાં ધાતુની મૂતિઓ-પંચતીર્થીનો સંગ્રહ ઘણો સારો છે જેમાં પ્રાચીન અર્વાચીન દરેકનો સંગ્રહ છે. આ મંદિરમાં પ્રાચીન લખાણ મુજબ અને યતિજીના લખાણ મુજબ ૧૬૪૫ મૂતિઓ છે.

૬ શીતલનાથજીનું મંદિર-આ મંદિરમાં મૂલનાયકજી શ્રી શાન્તિનાથજી છે. ડાગા ગોત્રીય ઓસવાલોએ મંદિર બનાવ્યું છે. ૧૫૮૧ માં પ્રતિષ્ઠા થઇ છે. અહીં પહેલાં ૩૧૪ પ્રતિમાઓ હતી. યતિવર્યશ્રી વૃદ્ધિરત્નજીની વૃદ્ધિરત્નમાલામાં ૪૩૦ પ્રતિમાઓ આ મંદિરમાં છે એવો ઉલ્લેખ છે. આ મંદિર પણ બહુ જ રોનકદાર અને દર્શનીય છે.

૭. શ્રી ઋષભદેવજીનું મંદિર-ચોપડા ગોત્રીય શેઠ ધન્નાશાહ ઓસવાલે બનાવ્યુ છે. ૧૫૩૬ માં પ્રતિષ્ઠા શ્રી જિનચંદ્રસૂરિજીના હાથે થઈ છે. આ મંદિરનું બીજું નામ "ગણધરવસહી" પણ છે. આ મંદિરમાં ચૈત્યપરિપાટીમાં ૬૩૧ મૂતિઓ હોવાનું લખ્યુ છે જ્યારે વૃધ્ધિરત્નમાલામાં ૬૦૭ મૂતિઓ હોવાનું લખ્યું છે.

૮. શ્રી મહાવીર સ્વામીનુ મંદિર-આ મંદિર રાજમહેલની પાસે છે, બરડીયા ગોત્રીય ઓસવાલ શેઠ દીપાએ આ મંદિર બનાવરાવ્યું છે. પ્રતિષ્ઠા ૧૪૭૩માં થઇ છે. વૃદ્ધિરત્નમાલામાં ૧૫૮૧ માં પ્રતિષ્ઠા થયાનું લખ્યું છે. ચૈત્યપરિપાટીમાં ૨૨૨ મૂતિઓ હોવાનું લખ્યું છે. વૃદ્ધિરત્નમાલામાં ૨૯૫ મૂતિ હોવાનું લખ્યું છે.

શહેરમાં શ્રી સુપાર્શ્વનાથજી અને વિમલનાથજીનાં એમ બે મન્દિરો છે. આ મંદિરો તપગચ્છનાં છે એમ કહેવાય છે. બન્ને મૂલનાયકજી ઉપર અનુક્રમે શ્રી વિજયદેવસૂરિજી અને શ્રી વિજયસેનસુરિજીએ પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખ છે.

શહેરમાં ૭ ઘરમંદિરો* છે ત્રણ ઉપાશ્રય છે. ગામ બહાર દાદાવાડી છે, જે સત્તરમી સદીની છે.

---

* શહેરનાં દેરાસરો—જેસલમેર શહેરમાં તેના કિલ્લાની માફક આઠ નાનાં મોટાં જિનમંદિરો આવેલાં છે, જેમાથી બે દેરાસરો શિખરબંધી તથા બીજાં ૭ ઘર-દેરાસરો છે, જે નીચેના સ્થળોએ આવેલાં છે,

દસે મન્દિરોની મૂર્તિઓ ૭૨૮૧ છે આઠ મન્દિરોમાં ૬૦૮૧ મૂર્તિઓ છે અને બે મદિરોમાં નાની મોટી મૂર્તિઓ ૧૨૦૦ લગભગ છે, એટલે કુલ ૭૨૮૧ થાય છે.

જેસલમેરમાં મહાન ક્રિયાદ્ધારક તપસ્વી શ્રી આણંદવિમલસૂરિજીના વિદ્વાન શિષ્ય બાલબ્રહ્મચારી, આજીવન છઠ્ઠની તપસ્યા કરી પારણે આયંબિલ તપ કરનાર મહાતપસ્વી મહોપાધ્યાયજી શ્રી વિદ્યાસાગરજી પધાર્યા હતા. એવો ઉલ્લેખ મલે છે કે–શ્રી સોમપ્રભસૂરિજીએ આ પ્રદેશનો વિહાર અતિશય કઠણ ધારી સાધુઓનો વિહાર બંધ કરવાની આજ્ઞા ફરમાવી હતી. ઘણાં વર્ષો વિહાર બંધ રહ્યો પણ ખરો. બાદમાં શ્રી આણંદવિમલસૂરિજીને જેસલમેર આદિના સંઘોએ આગ્રહભરી વિનંતિ કરી સાધુઓનો વિહાર ખુલ્લો કરાવ્યો હતો. ઉપાધ્યાયજી શ્રી વિદ્યાસાગરજીએ આ પ્રદેશમા વિહરી ઘણાં કષ્ટો સહી ધર્મનો મહાન પ્રચાર કર્યો હતો. શ્રાવકોને ધર્મમાં સ્થિર કર્યા હતા અને શુદ્ધ માર્ગ બતાવી સન્માર્ગે વાળ્યા હતા. જેસલમેર ત્યારપછી સારી રીતે ધર્મમાં આગળ વધ્યું હતું. આ પ્રસગ વિ. સં. ૧૫૮૨ પછીનો છે. ( પટ્ટાવલી સમુચ્ચય—તપગચ્છ પટ્ટાવલી )

---

(૧) કોઠારી પાડામા શ્રી સુપાર્શ્વનાથજીનું શિખરબંધી દેરાસર આવેલું છે. આ દેરાસરમાં બીજા ત્રણ ગભારામાં જુદા જુદા મૂળનાયકો પણ છે. નીચેના ભાગમાં શ્રી સુપાર્શ્વનાથજી તથા શ્રી સીમધરસ્વામી તથા મેડા ઉપર ગોડીપાર્શ્વનાથજી તથા સકટહરા પાર્શ્વનાથજી મૂળનાયક તરીકે બિરાજમાન છે જેસલમેર શહેરના દેરાસરોમાં ગેટામાં મોટું આ જ દેરાસર છે અને તપાગચ્છવાળાઓએ બધાવેલુ દેરાસર પણ આ એક જ છે.

(૨) આચાર્ય ગચ્છના ઉપાશ્રયમાં શ્રી વિમળનાથજીનું દેરાસર આવેલું છે, આ દેરાસરનો વહીવટ શ્રીયુત પ્યારેલાલજી જન્દાણી કરે છે

(૩) પટવોંકી હવેલીમાં શેઠ હિંમતરામજી બાફણાએ બધાવેલું ઘર દેરાસર આવેલું છે આ દેરાસરનો વહીવટ શેઠ આઈદાનજી બાફણા કરે છે.

(૪) પટવોંકી હવેલીમાં શેઠ અખાસિંહજીએ બધાવેલું ઘરદેરાસર આવેલું હતું તે હાલ જેઠમલજી સેવક પટવેકી હવેલી પાસે બીજી હવેલીમાં છે ત્યાં ત્રીજે માળે લઈ જવામાં આવેલું છે. આ દેરાસરનો વહીવટ શેઠ વિજયસિંહજી કરે છે.

(૫) થેયા પાડામાં શેઠ ચાંદમલજીની હવેલીમાં ત્રીજે માળે ઘર દેરાસર આવેલું છે. દેરાસરનો વહીવટ શેઠ ગીરમલજી બાફણા કરે છે.

(૬) મહેતા પાડામા શેઠ રામસિંહજી મુનાનું ઘરદેરાસર તેમના રહેવાના મકાનમાં ત્રીજે માળે આવેલુ છે તેનો વહીવટ શેઠ રામસિંહજી મુના પોતે જ કરે છે

(૭) મહેતા પાડામા શેઠ મનરાજજી મુનાનું ઘરદેરાસર તેમના રહેવાના મકાનમાં બીજે માળે આવેલું છે, તેનો વહીવટ [illegible] કરે છે

(૮) [illegible] હવેલીમા ત્રીજે માળે [illegible] ઘર દેરાસર આવેલું છે, જેનો વહીવટ શેઠ [illegible] જન્દાણી કરે છે.

અહીંના પુસ્તકભંડારોનું લીસ્ટ ગાયકવાડ સરકારની સહાયતાથી શ્રીયુત ચીમનલાલ ડી દલાલે તૈયાર કર્યું હતું. બાદ ગાયકવાડ ઓરિયેન્ટલ સીરીઝ દ્વારા પં. શ્રી લાલચંદભાઈ દ્વારા ખૂબ પ્રયત્ન કરી સારી રીતે પ્રકાશિત કરાયું છે. તેમજ જેસલમેરનો ઇતિહાસ, શિલાલેખો વગેરેનો અપૂર્વ સંગ્રહ બાબૂ પુરણચંદજી નહારે "જેસલમેર" નામક પ્રાચીન લેખ સંગ્રહ ભા. ૩ માં પ્રકાશિત કરેલ છે. ચંદનમલજી નાગોરીએ પણ જેસલમેરમાં ચમત્કાર પુસ્તકમાં જેસલમેરનો ટૂંકો ઇતિહાસ અને ચમત્કારો આપ્યા છે. જિજ્ઞાસુઓએ પુસ્તકો ખાસ જોવા યોગ્ય છે.

અહીંનાં ભવ્ય મંદિરો જોઈને જ ખાસ કહેવાયું છે કે—

" જેસલમેર જુહારીયે, દુઃખ વારિયે રે;
અરિહંત બિંબ અનેક, તીરથ તે નમું રે "

જેસલમેરના જ્ઞાનભંડારોમાંના પુસ્તકો ગુજરાત પાટણમાંથી આવેલાં છે જે વખતે ગુજરાત ઉપર વારંવાર મુસલમાની હુમલા થવા માંડ્યા ત્યારે ત્યાંના સંઘે, આચાર્યોએ આ પુસ્તકોની રક્ષા માટે જેસલમેરને યોગ્ય સ્થાન માન્યું અને ૧૬૪૨ પછી પાટણથી પચાસ ગાડાં ભરી શાસ્ત્રો, તાડપત્રની પ્રતો અને પુસ્તકો અહીં મોકલ્યાં. આ. શ્રી જિનભદ્રસૂરિજીએ બધાની સારી વ્યવસ્થા કરાવી હતી, પરંતુ વિ સં. ૧૫૦૦ લગભગમાં પૂજારીઓએ સોનેરી અને રૂપેરી પ્રતો ને બાળી રાખ કરી તેનું સોનુ-રૂપું વેચ્યું હતું ત્યાર પછી સંઘને ખબર પડવાથી વ્યવસ્થા સારી થઈ.

## અમરસાગર

જેસલમેરથી એક કોશ અમરસાગર છે. અહીં અનેક બાગબગીચા અને આરામનાં સ્થાનો છે. ધર્મશાળાઓ છે અને ત્રણ સુંદર જિનમંદિરો છે.

૧. બાફણાગોત્રીય શેઠ હિમ્મતરામજીએ બનાવ્યું છે. ૧૯૨૮માં આ મંદિર સ્થપાયું છે મૂલનાયક શ્રી આદિનાથ ભગવાન છે. મંદિરની સામે એક નાની ધર્મશાળા અને જમણી તરફ એક બગીચો છે. આમાં એક મોટો શિલાલેખ છે. આ લેખમાં શેઠ બાફણાજી તરફથી જેસલમેરથી સિદ્ધાચળજી વગેરેનો જે મોટો સંઘ નીકળ્યો હતો તેનો ઇતિહાસ છે. લેખ ૬૬ પંક્તિઓમાં પીળા પત્થર પર જેસલમેરી રૂપમાં ખોદાયેલો છે.

૨. ૧૯૮૭માં બાફણા સવાઈરામજીએ બનાવ્યું છે, જેમાં મૂલનાયકજી શ્રી ઋષભદેવ ભગવાન છે.

૩ ૧૯૦૩ માં પંચો તરફથી આ મંદિર બન્યું છે. મૂલનાયકજી શ્રી ઋષભદેવની પ્રતિમા બહુ જ સુંદર અને મનોહર છે

અમરસાગરમાં પીળા પત્થરની મોટી ખાણો છે. આ પ્રદેશમાં આ પત્થરો મકાનો મંદિરો, મૂર્તિઓ બનાવવામાં ખૂબ વપરાય છે પત્થર મજબૂત, ચળકતો

અને પાસાદાર હોય છે. આ પત્થરોમાં એક ખૂબી છે કે જેમ જેમ એના ઉપર પાણી પડે તેમ તેમ આ પત્થર મજબૂત બને છે. અહીંથી પત્થરો બહુ દૂર દૂર સ્થાનોમાં પણ જાય છે

## લોદ્રવા

અમર સાગરથી ૪ કોશ અને જેસલમેરથી પાંચ કોશ દૂર લોદ્રવા-લોધ્રવા છે. અહીં પહેલાં લોધ્ર યા લોડ઼ જાતિનાં રાજપુતોનું રાજ્ય હતું પરંતુ વિ. સં. ૧૦૮૨માં દેવરાજ ભાટીએ લોડ઼ સરદારોને હરાવી લોદ્રવામાં પોતાની રાજધાની બનાવી, પરંતુ ૧૨૧૨ લગભગમાં જેસલ ભાટીએ મહમદ ઘોરીની સહાયતાથી લોદ્રવા ઉપર ચઢાઈ કરી, ભોજદેવ રાવલને હરાવી પોતે રાજ્ય મેળવ્યું અને પછી લોદ્રવાને બદલે જેસલમેરમાં રાજગાદી સ્થાપી ત્યારપછી લોદ્રવાની પડતી દશા થઈ. અત્યારે આ નગરના ખંડિયરો ચારે તરફ દેખાય છે. આ લડાઈમાં શ્રી ચિન્તામણી પાર્શ્વનાથજીના મંદિરને પણ ખૂબ હાનિ પહોંચી, પરંતુ ૧૬૭૫માં ભણુશાલી ગોત્રીય શેઠ થીરૂ શાહે આ મંદિર બનાવ્યું. અહીં પાંચ અનુત્તર વિમાનના આકારનાં પાંચ મંદિર બનાવ્યાં. વચમાં પાર્શ્વનાથજીનુ મોટું મંદિર છે. બાકીનાં ચારે દિશામાં એક એક મંદિર છે મુખ્ય મંદિરની ડાબી બાજુ એક સમવસરણની ઉપર અષ્ટાપદ તથા તેની ઉપર કલ્પવૃક્ષ બહુ સરસ બનેલ છે.

આ તીર્થના મૂલનાયક શ્રી પાર્શ્વનાથજીની શ્યામ મૂર્તિ એક હજાર ફણાવાળી છે. કહેવાય છે કે-શેઠ થીરૂ શાહે ૧૬૯૩માં સિદ્ધાચલજીનો મોટો સંઘ કાઢ્યો હતો. તે વખતે પાછા વળતાં પાટણથી મૂર્તિના તોલનું સોનું આપીને પાર્શ્વનાથ ભગવાનની બે મૂર્તિઓ લાવ્યા હતા. જેમાંની એક તો શ્રી મૂલનાયકજી તરીકે સ્થાપી અને બીજી મૂર્તિ ઉત્તર-પૂર્વના નાના મંદિરમાં સ્થાપી છે. શેઠ થીરૂશાહ જે રથ સંઘમાં લઈ ગયા હતા તે રથ પણ અદ્યાવધિ સાચવી રાખેલ છે.

અહીં ત્રણ ઉપાશ્રય છે, ધર્મશાળા છે. અહીં પૂજારી અને ગારી લોકોનાં પાંચ સાત ઘર સિવાય બીજી વસ્તુ નથી.

સહસફણા પાર્શ્વનાથ ઉપર સિવાય નીચેનાં સ્થાનોમાં પણ પ્રસિદ્ધ છે

૧. ઉદયપુરમાં ૨. રાધનપુરમાં, સહસ્રફણા પાર્શ્વનાથજીનું સુંદર મંદિર છે.

૩. સણુવાસમાં વિ. સં. ૧૭૦૦નું સુંદર મંદિર છે.

૪. પાટણમાં સહસફણાજીનું મંદિર છે.

૫. અમદાવાદમાં દેવશાને પાડે તથા શાંતિનાથજીની પોળમાં એક મૂર્તિ છે.

૬. જુનાગઢમાં સગરામ સોનીની ટૂંકમા મૂલનાયકજી શ્રી સહસફણા પાર્શ્વનાથજી છે.

૭. કરાંચીમાં સહસફણાજીનું સુંદર મંદિર છે.

૮. ઓંકારજીમાં સહસફણાજીનુ મંદિર હતુ.

દક્ષિણમાં વિજાપુરમાં જૂના ખંડિયેરો ખોદતાં એક ભોંયરામાંથી સહસ્રફણા પાર્શ્વનાથજીની તેરમા સૈકાની પ્રતિમાજી નીકળી હતી, જે વિજાપુરમાં વિરાજમાન છે. શિખરજીમાં પણ સહસ્રફણા પાર્શ્વનાથની મૂર્તિ છે.

## દેવીકોટ

જેસલમેર સ્ટેટનું એક પ્રાચીન ગામ છે. અહીં એક સુંદર જિનમંદિર છે જે ૧૮૬૦માં બનેલું છે. શ્રી ઋષભદેવજીની સુંદર પ્રતિમા છે શ્રાવકોના પંદર ઘર છે. આ સિવાય બીજું એક જીર્ણ જિનમંદિર પણ છે. ૧૮૭૪માં બનાવેલી દાદાવાડી પણ છે. અહીં સં. ૧૮૬૦થી ૧૮૯૭ના લેખો મલે છે. ઉપાશ્રય છે. અહીંથી જેસલમેર બાર ગાઉ દૂર છે.

## બ્રહ્મસર

અહીં એક પાર્શ્વનાથજીનું સુંદર મંદિર છે. ચમત્કારી દાદાવાડી છે.

## બાડમેર

કરાંચી લાઈનમાં સ્ટેશન છે. અહીંથી જેસલમેર પણ જવાય છે. અહીં ૭૦૦ ઘર ઓસવાલ જૈનોનાં છે. સાત જિનમંદિર છે ચાર મોટા ઉપાશ્રય છે અને બે ધર્મશાળાઓ છે. યદ્યપિ મંદિરો બહુ પ્રાચીન નથી પરંતુ એમાં પ્રાચીન મૂર્તિઓ છે. શ્રી ઋષભદેવજીના મંદિરમાં ૧૬૭૮નો લેખ પણ છે.

ચારે ઉપાશ્રયોમાં વિદ્વાન યતિવર્યો રહે છે.

## પોકરણ

જેના નામથી પોકરણ ફલોધી કહેવાય છે તે આ પોકરણ છે. અહીં ત્રણ સુંદર શિખરબદ્ધ મંદિરો અને બે ઉપાશ્રયો છે. શ્રાવકોનાં ૮ ઘર છે. એકમાં શ્રી ઋષભદેવજીના મૂલનાયક છે અને બીજામા શ્રી પાર્શ્વનાથજી મૂલનાયક છે.

## પોકરણ-ફલોધી

જેનો પરિચય પાછળ આપ્યો છે. ૫૦૦ થી વધારે ઘર શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોના છે. ગામમા છ જિનમંદિરો તેમજ એક તલાવ ઉપર મંન્દર છે. ચાર પાંચ ઉપાશ્રયો છે. ચાર દાદાવાડીઓ છે. અહીંના મંદિર વીસમી સદીનાં બનેલા છે.

## બીકાનેર

પંદરમી સદીમાં રાવ વિકાજીએ આ નગર વસાવ્યું છે. અહીં એક હજાર ઘર શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોનાં છે. લગભગ ૩૦ જિનમંદિરો છે તેમજ ૪-૫ જ્ઞાનભંડારો પણ છે. સ્ટેટ લાયબ્રેરી પણ સારી છે.

(૧) અજિતનાથ ભગવાનનું દહેરાસર-આ દેહરાસર પ્રાચીન છે. શ્રી હીર-

વિજયસૂરિ મહારાજના સમયનું કહેવાય છે. ( ૨ ) આદીશ્વરજી ( ૩ ) પાર્શ્વનાથજી ( ૪ ) શાંતિનાથજી, ( ૫ ) વિમલનાથજી, ( ૬ ) અજિતનાથજી ( ૭ ) કુંથુનાથજી. આ મંદિરમાં પાર્શ્વનાથજીની રત્નની પ્રતિમા છે. ( ૮ ) શાંતિનાથજી ( ૯ ) સુપાર્શ્વનાથજી ( ૧૦ ) આદીશ્વર ભગવાન ( ૧૧ ) પદ્મપ્રભુ, ( ૧૨ ) મહાવીરસ્વામીનું ( ૧૩ ) પાર્શ્વનાથ ભગવાનનું ( ૧૪ ) શંખેશ્વરજી ( ૧૫ ) શાંતિનાથજી ( ૧૬ ) સહસ્રફણા પાર્શ્વનાથજી, ( ૧૭ ) મલ્લિનાથજી, ( ૧૮ ) ગૌડ પ્રભુજીનું ( ૧૯ ) મહાવીર પ્રભુનું ( ૨૦ ) મલ્લિનાથજી ( ૨૧ ) સુમતિનાથ સ્વામીનું. આ મંદિર વિશાલ ત્રણ માળનું અને મોટું છે. ( ૨૨ ) શ્રી મંદિરસ્વામીનું ( ૨૩ ) નેમનાથજી ભગવાનનું ( ૨૪ ) પાર્શ્વનાથજી, ( ૨૫ ) ઋષભદેવજી, ( ૨૬ ) ગોડી પાર્શ્વનાથજી, ( ૨૭ ) શાંતિનાથજી, ( ૨૮ ) કુંથુનાથજી, ( ૨૯ ) શામળીયા પાર્શ્વનાથજી, ( ૩૦ ) આદીશ્વરજી

અહીં ઉપાશ્રયો પણ ઘણા છે. યતિઓ-યતિણીઓ પણ રહે છે. અહીંની નોકારવાળી પ્રસિદ્ધ છે. વિદ્વાન યતિઓ-શ્રીપૂજ્યો પણ અહીં રહે છે. અહીંનો પ્રદેશ રેતાળ છે. ઉંટનાં વાહનો ઘણાં મળે છે. ખેતી પણ ઉંટથી થાય છે ખરી. દાદાવાડીયો પણ છે મંદિરો અને જ્ઞાનભંડારો દર્શનીય છે.

## ઉદયપુર

મેવાડની વર્તમાન રાજધાનીનું શહેર છે આખા મેવાડમાં અત્યારે તો ઉદયપુર જેવું શહેર નથી. મહારાણા ઉદયસિંહજીએ સત્તરમી સદીમાં-૧૬૨૪ માં ઉદયપુર વસાવ્યું છે. ઉદયપુર વસ્યું એ જ સાલમાં ઉદયપુરના સુપ્રસિદ્ધ શ્રી શીતલનાથજીના મંદિરનું ખાતમુહૂર્ત થયું હતું મેવાડના રાજાઓ શરૂઆતથી જ જૈનધર્મ પ્રતિ બહુ ઉદાર, ભક્તિવાળા અને શ્રદ્ધાળુ રહ્યા છે. મેવાડની જૂની રાજધાની આહડ-અઘાટપુર હતું તે વખતે ત્યાં બનેલાં બાવન જિનાલયનાં મંદિરો એ વાતની સાક્ષી પૂરે છે તેમજ આ જ અઘાટપુરમાં મેવાડના મહારાણા તરફથી શ્રી* જગચ્ચંદ્રસૂરિજીને તેરમી સદીમાં 'મહાતપા 'નું બિરુદ મળ્યું હતું.

* તપગચ્છની ચુંમાલીસમી પાટે આચાર્ય થયા છે તેમણે આઘાટપુર-મેવાડના રાણાની સમક્ષ બત્રીસ દિગંબર વાદીઓને જીત્યા હતા, અને વાદમાં હીરાની જેમ અભેદ્ય રહેવાથી 'હીરલા' જગચ્ચંદ્રસૂરિ આવું બિરુદ રાણાએ આપ્યું. [illegible] સૂરિજીની મહાન તપશ્ચર્યા જોઈ મેવાડના રાણા જૈત્રસિંહે તપાનું બિરુદ ૧૨૮૫ માં આપ્યું ત્યારથી વડગચ્છનું તપગચ્છ નામ પડ્યું. ( [illegible] પટ્ટાવલી )

મેવાડનરેશ સમરસિંહ અને તેમની માતા [illegible] દેવેન્દ્રસૂરિજી [illegible] ભક્તિ હતી સૂરિજીના ઉપદેશથી રાજમાતાએ ચિત્તોડના કિલ્લામાં [illegible] પાર્શ્વનાથજીનું મંદિર બંધાવ્યું હતું. સૂરિજીના [illegible]

આ સિવાય દેવાલી, સેસાર, સમીના ખેડા વગેરેનાં પ્રાચીન મંદિરો પણ આ જ વસ્તુ સૂચવે છે. મેવાડ રાજ્યના જ્યાં જ્યાં કિલ્લા બન્યા છે ત્યાં ત્યાં શ્રી ઋષભદેવજીનું મંદિર બનશે. આવા ઉલ્લેખો પણ મલે છે. અને એ જ પ્રમાણે અત્યારે તે દરેક સ્થાનોમાં જૈનમંદિરો છે.

પંદરમી સદીમાં (૧૪૫૦) મેવાડના મુખ્ય મંત્રી રામદેવ અને ચુંડાજી હતા, જેમના આગ્રહથી શ્રી સોમસુંદરસૂરિજી એ મેવાડમાં ખૂબ વિહાર કરી જૈનધર્મની જ્યોતિ જગાવી હતી. આ સમયે દેવકુલપાટક(દેલવાડા)માં નીમ્બ શ્રાવકે ખૂબ ખર્ચ કરી મોટો મહોત્સવ કર્યો હતો. અને શ્રી ભુવન વાચકને આચાર્યપદ આપવામાં આવ્યું હતું. આવી રીતે મહારાણા લાખાજીના પરમ વિશ્વાસુ શ્રાવક વિસલદેવે ૧૪૩૯ માં શ્રેયાંસનાથ ભગવાનના મંદિરની પ્રતિષ્ઠા કરાવી હતી. ૧૪૪૪માં જિનરાજસૂરિજીના હાથે આદિનાથજીની પ્રતિષ્ઠા થઈ હતી. ૧૪૮૯ માં પણ શ્રી સોમસુંદરસૂરિજીએ ઘણાં સ્થળોએ પ્રતિષ્ઠા કરાવી હતી. રાણા મોકલજીના સમયમાં તેમના મુખ્ય મંત્રી ચયણુપાલજીએ ઘણાં જૈન મંદિરો બનાવ્યાં હતાં. ત્યારપછી રાણા કુમ્ભાજીના સમયમાં મેવાડમાં ઘણાં જૈન મંદિરો બન્યાં છે. તેમાંયે ચિત્તોડનું કુંભારાણાનું મંદિર એની સાક્ષી પૂરે છે. રાણા કપુરનું મંદિર પણ આ સમયે બન્યું છે રાણા કુંભાજીએ પણ એમાં મદદ-સહાયતા આપી છે. તેમજ નાગદાનાં મંદિરો તેમાંયે શ્રી અદ્દબદજીનું મંદિર બન્યું છે અને શ્રી શાન્તિનાથજીની સાત ફૂટ ઊંચી ભવ્ય પ્રતિમા ૧૪૯૪ મહાશુદિ ૧૧ ગુરૂવારે શેઠ લક્ષ્મીધરજીએ અને તેમના પુત્રોએ પ્રતિષ્ઠા કરાવી છે તે પણ એ જ સમય છે.

ત્યારપછી રાણા ઉદયસિંહના સમયે ઉદયપુરમાં બનેલ જૈન મંદિર તેમજ મહારાણા પ્રતાપ અને ભામાશાના સમયે અને ત્યારપછી પણ મેવાડ સદાયે જૈન ધર્મની જ્વલંત જ્યોતિ રૂપ જ રહ્યું છે.

---

જે ફરમાન બહાર પડ્યું હતું તે ખાસ વાંચવા યોગ્ય છે. આ ફરમાન પણ એ વસ્તુ સાફ કરે છે કે રાજાને જૈનધર્મ ઉપર કેટલો સુંદર અનુરાગ હતો.

स्वस्तिश्री एकलिंगजी परमादातु महाराजाधिराज श्री कुंभाजी आदेसातु मेदपाटरा उमराव थावोदार कामदार समस्त महाजन पंचाकस्य अप्र आपणे अठे श्रीपुज तपगच्छका तो देवेन्द्रसूरिजीको पथका तथा पुनम्या गच्छ का हेमाचारजजी को परमोद है। धर्मज्ञान बतायो सो अठे आणाको पंथको होवेगा जाणीने मानांगा, पुजांगा। परथम (प्रथम) तो आगे सुदी आपणे गढकोट मे नींवदे जद पहेला श्री रिषभदेवजीरा देवरा की नींव दंवाडे है, पूजा करे है अपे अजु ही मानेगा। सिसोदा पगका होवेगा नेसरे पान (सुरापान) पीवेगा नहि और धरम मुरजाद में जीव राखणो या मुरजादा लोपगा जणीने महासत्रा (महासतियों की आण है) औ फेल करे गाजणींने तलाक है।

મહારાણા સર ફત્તેસિંહરાવે શ્રી કેશરીયાજી ભગવાનને સવાલાખની આંગી અર્પણ કર્યા-ચઢાવ્યાના પ્રસંગો પણ તાજા જ છે. વર્તમાન મહારાણાનો પણ જૈન સંઘ સાથે સારો સંબંધ છે. બન્ને રાજાઓના સમયમાં અનેક વિદ્વાન જૈન આચાર્યો ઉદયપુરમાં પધાર્યા છે. અને રાણાઓએ વ્યાખ્યાનોનો લાભ લીધો છે. શ્રી વિજયધર્મસૂરિજી, શ્રી વિજયવલ્લભસૂરિજી આદિ સૂરિપુંગવોનું બહુમાન અને આદર જળવાયાં છે એ જાહેર હકીકત છે.

ઉદયપુરમાં કુલ ૩૫-૩૬ જિનમંદિરો છે જેમાં શ્રી શીતલનાથસ્વામીનું મંદિર સૌથી પ્રાચીન છે, અર્થાત્ ઉદયપુર વસ્યા પછી તરતમાં જ આ મંદિર સ્થાપિત થયું છે. તેનું મિનાકારી કામ દર્શનીય છે તેમજ વાસુપૂજ્ય ભગવાનનું કાચનું મંદિર પણ સુંદર છે. ચોગાનનું મંદિર, વાડીનું, શેઠનું કેશરીયાનાથજીનું વિગેરે મંદિરો બહુ જ સુંદર, વિશાલ ને દર્શનીય છે. ચોગાનના મંદિરમાં આવતી ચોવીશીના પ્રથમ તીર્થંકર શ્રી પદ્મનાભ પ્રભુની બેઠેલી લગભગ બાવીશ પુટની મોટી પ્રતિમા છે.

ઓગણીસમી સદીના જૈન કવિએ ઉદયપુરનાં મંદિરોનું સંક્ષિપ્ત વર્ણન આપ્યું છે, તે વખતે ૨૪ મંદિરો હતાં. એ વર્ણન એમના શબ્દોમાં જ જોઈ લઈએ—

અશ્વસેન જિનંદ, તેજ દિણંદ શ્રી સહસ ફણા નિત મહમાટં
મહિમા વિખ્યાતં જગ ત્રહી ત્રાતં અઘ મલિન હરે નિમાટં
શ્રી આદિ જિનેશં ભેટણ હમેશં જસ્સ સુગત ભલહલમાનં
શ્રી ઉદયપુર મંડાણં-૧૨

શ્રી શીતલસ્વામં કરું પ્રણામં, ભવિજન પૂજિત નવ અંગં;
ચોતીસ જિનાલયં, ભુવન રસાલં, સર્વ જિનેશ્વર સુખસંગં
સત્તરભેદ પૂજ ઉમેદં, ખગ ગેવિત જસ્સ સુર ગાન શ્રી ઉ ૧૩
સંવેગી સાલં વડી વિશાલં પ્રાસાદ જ્પાસ ધારે ભારં;
શ્રી આદિ જિણંદં તેજ દિણંદં જનવરિયા દેહરા પારં
ચોમુખ પ્રાસાદં અતિ આલ્હાદ, દર્શન શોભા ધ્યાનં શ્રી ઉ ૧૪
વળી કુથલજ્પોલં અતિરમરોલ મગ સ્વાડી ચોરીય તામ
શ્રી શાંતિજિણંદં વિમલેશં પાનમડી મામર પાસં,
દાદાવલી દેહરી સિખરાં મેહરી પ્રાસાદ મહા જ્ઞાની ધ્યાન શ્રી ઉ ૧૫

આ પછી કવિ કોટ બહારનાં મંદિરોનું વર્ણન કરે છે.—

શ્રી શાંતિનાથ ની જિન જોા મહિમા અધિક મંડાણ,
ચિત્રિત [illegible] ની નવરંગ, દર્શન દેખીયા ઉમંગ. ૫
શીખરબંધ દી પ્રાસાદ કરત [illegible] [illegible];
શ્રી પદ્મનાભ [illegible] જિનાલય [illegible] ૬

પૂનિંમ વાસરે મેલ઼ક નર થટ્ટ હોત હે ભેલાક;
અગ્રે હસ્તિ હે ચોગાન હસ્તિ લડત હે તિહીઆન. ૭

× × ×

જિનપ્રાસાદ જૂ ભારીક સૂરત બહોત હે પ્યારીક;
સચ્ચા સોલમા જિણુંદ, પેખ્યાં પરમ હે આનંદ. ૧૧
આદિ ચરણુ હે મંડાણુ, પૂજ્યાં હોત હે સુંમખાન;
જંગી ઝાડ હે અતિ ખંગ ચાદ જ્યૂ પોલહી દૂરંગ. ૧૨

આ જૈન મંદિરોનાં દર્શન ઉપરાંત ઉદયપુરમાં—

રાજમહેલ, તેની પાસેનું વિશાળ તળાવ, તેના મધ્ય ભાગમાં રહેલો રાજમહેલ, હાથીખાનું, કોર્ટ, કોલેજ આદિ ઘણું જોવા જેવુ છે. ગામ બહાર હાથી પોળ પાસે જ મોટી જૈન ધર્મશાળા છે. અહીંથી કેસરીયાજી દક્ષિણમાં ૪૦ માઇલ દૂર છે. ઉદયપુર મેવાડની જૈન પુરી છે. અહીં શ્વેતાંબર જૈન સભા, મંદિરો જીર્ણોદ્ધાર આદિની વ્યવસ્થા સારી કરે છે ઉપાશ્રયો, ધર્મશાળા, લાયબ્રેરી, પુસ્તકભંડાર વગેરે પણ છે.

## સમીના ખેડા

ઉદયપુરથી બે માઇલ દૂર આ સ્થાન છે. અહીં પાર્શ્વનાથજીનું સુંદર મંદિર છે. પોષ દશમનો મોટો મેળો ભરાય છે. કવિ હેમ અહીંના મંદિરનું વર્ણન આ પ્રમાણે આપે છે—

મગરા માછલા ઉત્તંગ, કિસન પોલ હી અતિ વંક;
ખેડા સમીને શ્રી પાસ, પૂજે પરમ હી હુલાસ,
દશમી દિવસ કામેલાંક, નર થટ્ટ હોત હે ભેલાંક
સાહમી વચ્છલ પકવાન અર્ચા અષ્ટ કા મંડાણુ

આ સ્થાન પણ દર્શનીય છે

## અઘાટપુર

ઉદયપુરથી ૧॥ માઇલ દૂર એક પ્રાચીન જૈનતીર્થ અઘાટપુર છે. અઘાટપુર એક વાર મેવાડની રાજધાની હતી. અહીં મહાતપસ્વી મહાત્મા જગચ્ચંદ્રસૂરિજીને મેવાડના મહારાણા જૈત્રસિંહે વિ.સં ૧૨૮૫માં તપાબિરૂદ આપ્યુ હતુ. એક વિદ્વાન આ પ્રસંગનો ઉલ્લેખ કરતાં લખે છે કે " આ. શ્રી જગચ્ચંદ્રસૂરિ વિહારાનુક્રમે સં. ૧૨૮૫માં મેવાડમાં અઘાટનગરમાં પધાર્યા. મેવાડપતિ રાણા જૈત્રસિંહ સૂરિજી ના દર્શન માટે આવ્યો. બાર બાર વર્ષોના આંબેલના તપથી તેજસ્વી શુધ્ધ ચારિત્ર પાળતાં દેદીપ્યમાન કાંતિપિંડ જોતા જ રાણાનુ શિર સૂરિજીના ચરણુમાં ઝૂકી ગયુ. તે સહસા બોલ્યો કે "અહો આ તો સાક્ષાત્ તપોમૂર્તિ છે." એમ કહી

મેવાડાધીશ રાણા જૈત્રસિંહે* વીર નિર્વાણ સં. ૧૭૫૫માં, વિ. સં. ૧૨૮૫માં આચાર્ય શ્રી જગતચંદ્રસૂરિજીને તપ'ની પદવીથી અલંકૃત કર્યા. ત્યારથી તેઓનો શિષ્ય-પરિવાર "તપગણ" નામથી પ્રસિદ્ધિ પામ્યો."

અઘાટપુરમાં સાંડેરક ગચ્છના શ્રી યશોભદ્રસૂરિજીના હાથે અલ્લટસવે (અલ્લૂએ) શ્રી પાર્શ્વનાથપ્રભુની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી હતી.

આજ અઘાટપુરમાં જૈત્રસિંહના રાજ્યકાલમા હેમચંદ્ર નામના શ્રેષ્ઠીએ બધાં આગમો તાડપત્ર ઉપર લખાવ્યાં હતાં જેમાંથી દશવૈકાલિકસૂત્ર, પાક્ષિકસૂત્ર અને ઓઘનિર્યુક્તિની તાડપત્રીય પ્રતો ખંભાતના શ્રી શાંતિનાથજીના ભંડારમાં છે

આ જૈત્રસિંહનો રાજ્યકાલ ૧૨૭૦થી૧૩૦૯ સુધી હતો.

આ આઘાટપુર એક પ્રકારનું તપઃતીર્થ છે. સુપ્રસિધ્ધ વડગચ્છમાં જગચ્ચંદ્ર-સૂરિજીના શિષ્યોનું તપગચ્છ નામ પડયું. અઘાટમા પ્રાચીન ચાર જિનમંદિરો છે. તેમાં એક તો મહારાજા સંપ્રતિના સમયનું છે. તેમાં ૨॥ હાથ મોટી શ્રી ઋષભદેવ ભગવાનની પ્રાચીન પ્રતિમા છે. આ સિવાય શ્રી શાંતિનાથજી, શંખેશ્વર પાર્શ્વનાથજી, અને સુપાર્શ્વનાથજીનાં ભવ્ય મંદિરો છે. સુપાર્શ્વનાથજીની મૂર્તિ પણ રાજા સંપ્રતિના સમયની છે. આ મંદિરમાં રંગમંડપમાં ત્રણ ચરણ-પાદુકાઓ છે તેના ઉપર ૧૬૯૨માં ભટ્ટારક શ્રી હીરવિજયસૂરિજીના સમુદાયના સુપ્રસિધ્ધ ભાનુચંદ્ર ઉ. નુ નામ છે. ઉદેપુર આવનાર દરેક યાત્રી આ તપસ્તીર્થ-નાં અવશ્ય દર્શન કરે.

કવિ હેમ અઘાટપુરનાં મંદિરોનું વર્ણન આ પ્રમાણે આપે છે—

" આઘાટ ગામ હે પ્રસિદ્ધ તપાબિરૂદ હી ત્તિહા કીધ,
દેહરા પંચકા મંડાણ શિખરબંધ હે પહિચાન;
પાર્શ્વપ્રભુજી જિનાલય પેખ્યાં પરમહે દયાલ,
શ્રી ભીમરાણા કા મુકામ તિસ કહોત હે અબ કામ."

## મેવાડની પંચતીર્થી

મેવાડમાં અત્યારે લગભગ પોણો લાખ જૈનોની વસ્તી છે, પરંતુ નાગદા, આહડ, કુંભલગઢ, જાવર, ચિત્તોડ, દેલવાડા, ઝીલવાડા, કેલવા અને કેલવાડા આદિના અનેક વિશાલ પ્રાચીન મંદિરો, અને પ્રાચીન મંદિરોનાં ખંડેરો જોતાં એ કલ્પના કરવી અસ્થાને નથી કે એક સમયે મેવાડમાં લાખો જૈનોની વસ્તી હોવી જોઈએ. કહેવાય છે કે-એક સમયે સાડા ત્રણસો મંદિરો હતાં તેવી જ રીતે કુંભલગઢમાં લગભગ તેટલાં જ મંદિરો હતાં. ઉજ્જડ થએલી જાવર નગરીનાં

* મેવાડના રાણા જૈત્રસિંહના સં. ૧૨૭૦થી૧૩૦૯ના શિલાલેખો મળે છે. સૂરિજીના ઉપદેશથી મેવાડ રાજ્યમા જ્યાં કિલ્લો બને ત્યા પ્રથમ ઋષભદેવજીનું મંદિર બને તેવી રીતે ગ્રથા છે.

ખંડેરો જોનાર સ્હેજે કલ્પના કરે છે કે અહીં એક સમયે સંખ્યાબંધ મંદિરો હોવાં જોઇએ. ચિત્તોડના કિલ્લાથી ૭ માઇલ ઉત્તરમાં 'નગરી' નામનું એક પ્રાચીન સ્થાન છે આ સ્થાનમાં પડેલાં ખંડેરો ઘડેલા પત્થરો અને અહિંથી મળેલા શિલાલેખો તથા સિક્કાઓ ઉપરથી રાયબહાદુર પંડિત ગૌરીશંકરજી ઓઝા, આ સ્થાન પર એક મોટી નગરી હોવાનું અનુમાન કરે છે. તેમનું તો કથન છે કે-આ 'નગરી'નું પ્રાચીન નામ મધ્યમિકા હતું. અજમેર જીલ્લાના બર્લી ગામથી મળેલ વીર સંવત ૮૪ના શિલાલેખમાં મધ્યમિકાનો ઉલ્લેખ આવે છે 'મધ્યમિકા' નગરી ઘણી પ્રાચીન નગરી હતી. અહીં પણ સંખ્યાબંધ મંદિરો હોવાનું અનુમાન થઇ શકે છે. આવાં અનેક સ્થાનો હજુ પણ મેવાડમાં મોજુદ છે અને ત્યાં એક સમયે અનેક મંદિરો હોવાનું અનુમાન થઇ શકે છે. અત્યારના એ વિદ્યમાન મંદિરોની પ્રાચીનતા, વિશાળતા અને મનોહરતા જોતાં જ એમ જ કહેવું જોઈએ કે મોટાં મોટાં તીર્થસ્થાનોને ભુલાવે એવાં તે મંદિરો છે. એ મંદિરોના સંબંધમાં અનેક પ્રકારની ચમત્કારિક વાતો આજે પણ પ્રચલિત છે.

સહાદુઃખનો વિષય છે કે-આવાં પ્રાચીન, ભવ્ય, તીર્થ સમાન મંદિરો અને મૂર્તિયો હોવા છતાં એ સ્થાનોમાં એના પૂજનારા કોઇ રહ્યા નથી. એવાં મંદિરોના જે પૂજનારા હતા તે કાલક્રમે ઘટી ગયા અને જે રહ્યા છે તેઓ બિચારા બીજા ઉપદેશકોના ઉપદેશથી અંજાઇ પ્રભુ-ભક્તિથી વિમુખ થઇ બેઠા છે. પરિણામે બચ્યાં બચાવ્યાં એ મંદિરો અને મૂર્તિઓ પણ વેરાન-નિર્જન અવસ્થાને ભોગવી રહ્યા છે. કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે કે-કોઈ મંદિર યા મૂર્તિનો મહિમા એના ઉપાસકો-પૂજનારાઓ ઉપર રહેલા છે, અસ્તુ.

મેવાડની આવી હીનાવસ્થામાં પણ આજે એવાં અનેક સ્થાનો છે કે જે તીર્થસ્થાન તરીકે ઓળખાય છે અને જ્યાં જવાથી ભવ્યાત્માઓને જેમ અપૂર્વ આહ્‌લાદ થાય છે એવી જ રીતે શોધખોળ કરનારાઓને અનેક પ્રકારની ઐતિહાસિક સામગ્રી પ્રાપ્ત થાય છે, મેવાડમાં હિંદુઓના જેમ પાંચ તીર્થો પ્રસિદ્ધ છે, તેવી જ રીતે જૈનોનાં પણ પાંચ તીર્થો પ્રસિદ્ધ છે. તેનો સંક્ષિપ્ત પરિચય આ પ્રમાણે છે:—

## શ્રી કેસરીયાજી

મારવાડમાં મુખ્ય તીર્થસ્થાન શ્રીકેશરીયાજી છે

શ્રી કેશરીયાજી તીર્થ ધુલેવા ગામમાં આવેલું છે. આ સ્થાન ઉદયપુરથી લગભગ ૪૦ માઇલ દૂર છે. ગામમાં પંડાઓની વસ્તી ઘણી જ વધારે સંખ્યામાં છે. આ જૈનતીર્થ ઉપર જ તેઓ નભે છે. ઉદેપુરથી કેશરીયાજી જતા વચમાં ૯ ચોકીઓ આવે છે. રસ્તો એકાન્ત પહાડી જંગલનો બીહામણો છે, તેથી ચોકી માટે ભીલ લોકો સાથે આવે છે. દરેક ચોકી દીઠ ચાર ચાર આના આપવા પડે

શ્રી કેસરીયાજી : મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાન

શ્રી કરેડા પાર્શ્વનાથ

ઉદેપુર નજીકનું એક ભવ્ય બાવન જિનાલય

છે. નવે ચોકીનાં નામ નીચે મુજબ છે. બલીચા, કાચ્યાં, બારાંપાલ, બોરીકુંડા, ટીડી, પડોગા, બારાં, પરસાદ અને પીપલી. વળતી વખતે ધૂલેવાજીની એક ચોકીનો વધારે કર આપવો પડે છે. પરસાદની ચોકીએ આઠ આના લ્યે છે. ઉદયપુરથી કેસરીયાજી જતાં સીધી સડક છે. વાહન મળે છે હમણાં તો મોટરો પણ દોડે છે.

ધૂલેવામાં શ્વેતાંબર જૈનોની ચાર વિશાલ ધર્મશાલાઓ છે. અહીં શ્રી કેશરીયા નાથજીનુ મંદિર છે. મૂર્તિ મનોહર અને ચમત્કારી છે. મૂલનાયક શ્રી ઋષભદેવજીની મૂર્તિ છે પરન્તુ કેશર વિપુલ પ્રમાણમાં ચઢતું હોવાથી કેશરીયાજી તરીકે ખૂબ પ્રસિદ્ધ છે. આ મૂર્તિ લગભગ એક હજાર વર્ષ પહેલાં ધૂલેવા ગામથી બહાર થોડે દૂર જંગલમાંથી નીકળી હતા. જે વખતે સૂર્યવંશી રાણા મોકલજી ચિત્તોડની ગાદી પર હતા અને મેવાડની સત્તા તેમના હાથમાં હતી. તે સમયે હાલનું કેશરીયાજીનું મંદિર સ્થપાયુ એમ કહેવાય છે. મંદિરમાં પ્રાચીન શિલાલેખો પણ ઉપલબ્ધ થાય છે. સં ૧૪૩૧ માં આ મંદિરના જીર્ણોધ્ધારને સૂચવતો લેખ છે. આ સિવાય ૧૪૪૩; ૧૫૧૯ ના અને બાદમાં સત્તરમી અઢારમી સદીના પુષ્કળ લેખો મળે છે. ચોતરફ ફરતી દેરીઓમાં પણ ઘણા લેખો મળે છે.

મેવાડના ઉદ્ધારક મહારાણા પ્રતાપના સ્હાયક, દાનવીર, કર્મવીર ભામાશાહે કેસરીયાજીના મંદિરનો જીર્ણોધ્ધાર કરાવ્યો હતો તેનો લેખ નીચે પ્રમાણે છે.

सम्वत् १६४३ महासुदि १२ शाह भामाजीकेन धुलेवरा श्रीऋषभदेवजी महाराजके मन्दिरको जीर्णोध्धार करापितं दंडप्रतिष्ठा कराइ पछे यात्रा सम्वत १६५२ रा वर्षसुं लगाय सम्वत १६५३ वर्ष सुदी माघ शुक्ला १५ तिथी शाह भामाजी सव देशरी यात्रा कीधी पाने लेण बांटी ६९००००० गुणसठ लाख खर्च कीधा, पुन्य अर्थ मेदपाट, मारवाड, माळवो, मेवात, आगरा, अहमदावाद, पाटण, खम्भाइत, गुजरात, काठीयावाड, दक्षिण, वगैरा सर्व देशे लेण बांटी मोर १ नाम.......... ...... संग हस्ते दत्वा नामणाने जीव धर्म वराव्या जाचेकां ने प्रवल दान दीधां भोजक पोखरणा पोलवालने जगन हजीने मोहरां ५०० वटवो, मोत्यांरी माला १ घोड ५०० सर्व करी एक लक्ष मुको दान देअ जाकता कुल गुरांने जाये परणे मोहर २ चवरीरी लागकर दीधी पोसालरा भट्टारपजी, श्री नरवद राजेन्द्रसूरिजी ने सोनेरी सूत्र वेराव्या मोत्यांरी माला १ कडा जोडी १ डोरो १ गछ पेरामणी इं सुजव दीधी । वगैरा ।

મેવાડનું શ્વેતાંબર જૈનોનું આ પ્રાચીન તીર્થ છે. પ્રભુજીને મુગટ, કુંડલ, આંગી વગેરે રોજ ચઢે છે. શ્રી કેસરીયાજીની મૂર્તિની રચના શ્વેતાંબર માન્યતા પ્રમાણે છે. શ્વેતાંબરો તરફથી જ ધ્વજાદંડ ચડાવાય છે. સ્વર્ગસ્થ મહારાણા ફતેસિંહજીએ શ્વેતાંબર ધર્મની માન્યતા અને વિધિ મુજબ સવા લાખ રૂપિયાની આંગી પ્રભુજીને ચઢાવી હતી—છે. મૂલ મંદિર પણ પ્રાચીન અને ભવ્ય છે. મંદિર બંધાવવામાં ૧૫૦૦૦૮૦ રૂા. લાગ્યા છે એમ કહેવાય છે. ભમતીમાંની મૂર્તિઓ શ્વેતાંબરી જ છે હાલ કોઇ પણ યાત્રી, ૨૭ રૂપિયા નકરાના આપે તો સવા લાખ રૂપિયાવાળી આંગી ચઢાવાય છે. એટલે આ તીર્થ શ્વેતાંબર જૈનોનું જ છે એમાં લેશ માત્ર સંદેહ નથી. આ સિવાય મોગલસમ્રાટ્ બાદશાહ અકબરે જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીને જૈનોનાં મહાન્ તીર્થોની રક્ષાના પરવાના આપ્યા હતા તેમાં કેસરીયાજી તીર્થનો પણ સમાવેશ કર્યો હતો.

મૂલનાયકજીની મૂર્તિ અતિશય પ્રભાવશાલી અને ચમત્કારી હોવાથી આ પ્રદેશના ભિલ્લો* તે મૂર્તિને કાળીયા બાબા તરીકે પૂજે છે અને કેસર આદિ ચઢાવે છે. તેમજ શું બ્રાહ્મણ કે રાજપુત, વાણીયા કે ભીલ કોમ કોઇ પણ ભેદભાવ સિવાય આ મૂર્તિને નમે છે અને પૂજે છે. આ સંબંધી વિશેષ જાણવા ઇચ્છનારે શ્રીયુત ચન્દનમલજી નાગોરી સંપાદિત "કેસરીયાજી તીર્થ" પુસ્તક વાંચી લેવું.

અહીં ફાગણ વદિ ૮મે મોટો મેળો ભરાય છે મોટી સવારી નીકળે છે. રાજ્ય તરફથી હાથી, ઘોડા, નગારખાનું, ઊંટ વગેરે સરંજામ આપવામાં આવે છે. તેમજ પ્રભુજીની સુંદર અંગરચના પણ કરાવવામાં આવે છે. બને ત્યાં સુધી સવારીમાં ખુદ્દ રાણાજી અથવા બીજા સરદારો વગેરે હાજર રહે છે.

આ મૂર્તિની પ્રાચીનતા માટે ઉલ્લેખ મળે છે કે—

લંકેશ રાવણના સમયે આ મૂર્તિ સ્થાપિત થઈ હતી. બાદમાં ભગવાન્ રામચંદ્રજી લંકા જીત્યા પછી ત્યાંથી અયોધ્યા આવ્યા ત્યારે આ મૂર્તિ લાવ્યા અને ઉજ્જૈનીમાં સ્થાપી. ત્યાં તેની પૂજા અને ભક્તિ કરવાથી મયણાસુંદરી-

---

* કેસરીયાજીને ભિલ્લ લોકો ઘણી જ શ્રદ્ધાથી માને છે અને પૂજે છે. તેમનું પ્રિય નામ કાળીયાબાબા ( બાવા ) છે. તેમના કસમ ખાઇ તેઓ કોઇ પણ અકાર્ય નથી કરતા. તેમનું નામ લેનારને લૂંટતા કે પીડતા પણ નથી. તેઓ પણ ભક્તિથી કેસર ચઢાવે છે. જૈન જૈનેતર દરેક આ મહાપ્રભાવિક દેવને પૂજે છે અને નમે છે.

x આ સંબંધી શ્રીયુત્ ગૌરીશંકર ઓઝા રાજપુતાનાના ઇતિહાસમાં લખે છે કે-યહ પ્રતિમા ડુંગર રાજ્ય કી પ્રાચીન રાજધાની બડૌદ કે મંદિરસે લાકર યહાં પધરાઇ ગઇ હૈ.

ઉજ્જૈનીથી કાલાનુક્રમે આ પ્રતિમાજી વાગડ દેશમાં આવ્યા અને ત્યાં વડોદમાં હતાં ત્યાંથી ઘણા સમય પછી આ પ્રતિમાજી નીકળ્યાં. જે સ્થાનથી આ પ્રતિમાજી નીકળ્યાં હતાં ત્યાં અત્યારે પાદુકા બિરાજમાન છે.

ના પતિ શ્રીપાલરાજાનો કોઢ ગયો. ત્યાંથી દેવસાન્નિધ્યથી આ પ્રતિમાજી ધૂલેવ આવ્યાં. એટલે પ્રતિમાજી ઘણાં જ પ્રાચીન છે એમાં સન્દેહ નથી. ઉદેપુરથી કેશરીયાજી આવતાં રસ્તામાં રાત રોકાવું પડે છે. વચમાં મંદિર અને ધર્મશાળાની સગવડ છે. કેસરીયાજીમાં વિ. ૧૯૮૩-૮૪માં ધ્વજાદંડ ચઢાવવાનો ઉત્સવ થયો હતો અને શ્વેતાંબર જૈનોએ જ ધ્વજાદંડ ચઢાવ્યો હતો. તેમાં શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાલા મુખ્ય હતા તેમજ શ્રી સાગરાનંદસૂરિજી મહારાજની અધ્યક્ષતા હતી.

બાવન જિનાલયની દેરીઓમાં વિ. સં. ૧૭૪૬ શ્રી વિજયસાગરજીએ પ્રતિષ્ઠા કરાવી હતી. નવ ચોકી પર પણ લેખ શ્વેતાંબરી જ છે.

બહારનું શ્રી જગવલ્લભ પાર્શ્વનાથજીનુ મંદિર પણ શ્વેતાંબર સંઘનું છે. ૧૮૦૧ માં શ્રી સુમતિચંદ્રજીએ તેની પ્રતિષ્ઠા કરી હતી.

સુરમન્દિર કારક સુમદ, સુમતિચંદ્ર મહાસાધ
તપે ગચ્છમેં તપ જપતણો ઉપત ઉદધિ અગાધ
પુણ્યથાને શ્રી પાર્શ્વનો પુહવી પરગટ કીધ
એમ તણો મનખા તિણુ લાહો ભવનો લીધ.
રાજમાન મુહતા રતન ચાતુર લખમીચંદ
ઉચ્છવ કીધા અતિઘણા આણી મન આનદ
દિલ સુધ ગોકલદાસ રે કીધે પ્રતિષ્ઠા પાસ
સારે હિ પ્રગટયો સહી જગતિ મેં જસ વાસ.

શ્રી કેસરીયાનાથજીની પ્રતિમા લગભગ ૩ ફૂટ ઊંચી અને બહુ પ્રાચીન છે.

કેશરીયાજી આવવા માટે અમદાવાદથી ઇડર થઈને મોટર રસ્તે અવાય છે. ઉદયપુરથી સીધી મોટર સડક છેઃ મોટરો, ટાંગા, ગાડાં, ઉંટ આવે છે. આ સિવાય, બ્રહ્માની ખેડ, રાણકપુર, અજારી વગેરેનો નળ ઉતરીને પહાડી રસ્તે પણ અવાય છે.

## સાંવરાજી તીર્થ

કેસરીયાજીથી પાંચ કોશ દૂર આ તીર્થસ્થાન છે. અહીં દેરાસરજી પહાડ ઉપર છે. મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથજીની સુંદર શ્યામ મૂર્તિ છે. સાંવરા પાર્શ્વનાથ તરીકે આ તીર્થ પ્રસિદ્ધ છે.

## કરેડા

ઉદયપુર ચિત્તોડ રેલ્વેના કરેડા સ્ટેશનથી અર્ધાથી પોણો માઇલ દૂર સફેદ પાષાણનું પાર્શ્વનાથ ભગવાનનું વિશાલ મંદિર દેખાય છે. આ મંદિર ક્યારે બન્યું તે સંબંધી કોઇ પ્રાચીન લેખ નથી મળતો, પરન્તુ મંદિરજીની બાંધણી અને

આકાર ઉપરથી અનુમાન કરી શકાય છે કે મંદિર ઘણું જ પ્રાચીન હશે. પુરણચંદજી નહારે કરેડાના શિલાલેખો લીધા છે તેમાં બાવન જિનાલયની પાટ ઉપરનો લેખ ૧૦૩૯ નો છે, જે આ પ્રમાણે છે—

(१) "संवत १०३९ (व)र्षे श्रीसंडेरकगच्छे श्रीयशोभद्रसूरिसंताने श्रीश्यामा (?)चार्यो...

(२) प्र. म. श्रीयशोभद्रसूरिभिः श्रीपार्श्वनाथबिंबं प्रतिष्ठितं ॥ न ॥ पूर्वचंद्रेण कारितं ..."

સંડેરકગચ્છના શ્રીયશોભદ્રસૂરિજીએ પાર્શ્વનાથબિંબની પ્રતિષ્ઠા કરી હતી. આ સિવાય બારમી શતાબ્દિથી માંડી ૧૯મી શતાબ્દિથી સુધીના લેખો મળે છે.

એટલે લગભગ હજાર વર્ષ પહેલાંનું આ તીર્થસ્થાન છે. આ સિવાય સુકૃતસાગરમાં ઉલ્લેખ છે કે-મહામંત્રી પેથડના પુત્ર ઝાંઝણે આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યાનો ઉલ્લેખ મળે છે જે સંક્ષેપમાં આ પ્રમાણે છે. આખા મેવાડમાં આવો વિશાલ અને સુંદર રંગમંડપ બીજે ક્યાંય જોવામાં નથી આવ્યો.

"માંડવગઢના મહામંત્રી પેથડકુમારના પુત્ર ઝાંઝણકુમાર મોટા સંઘ સહિત તીર્થયાત્રાએ નીકળ્યા. શ્રી ધર્મઘોષસૂરિજી આદિ અનેક સૂરિપુંગવો સંઘમાં સાથે હતા. સંઘ અનેક સ્થાનોની યાત્રા કરતો ચિત્તોડ આવ્યો ત્યાં અનેક જિનમંદિરોનાં દર્શન કરી ત્યાંથી સંઘ કરહેડા આવ્યો. અહીં ઉપસર્ગને હરવાવાળી સુંદર શ્યામ રંગની શ્રી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિનાં દર્શન કર્યા ××× " ત્યાં ઉત્સવ થયા પછી સંઘપતિને તિલક કરવામાં આવ્યું. આ વખતે સૂરિજી મહારાજે ઉપદેશ આપ્યો કે-જ્યાં જ્યાં સંઘને પડાવ થાય ત્યાં મંદિર બનાવવું જોઈએ, છેવટે જ્યાં તિલક થાય ત્યાં તો અવશ્ય મંદિર બંધાવવું જોઈએ. સંઘપતિએ ઉપદેશ માન્ય રાખી ત્યાં મંદિર બંધાવવાનું કાર્ય શરૂ કરાવ્યું, પરંતુ દિવસે કાર્ય થાય એટલું રાત્રે પડી જતું એ વસ્તુસ્થાનો ફેરવી બીજે ઠેકાણે પણ મંદિર કરાવ્યું તો ત્યાં પણ દિવસે એટલું થાય એટલું રાત્રે પડી જતું.

જૂનું પાર્શ્વનાથ ભગવાનનું જે નાનું મંદિર હતું તેનો જીર્ણોદ્ધાર આરંભ્યો. તો ત્યાં પણ વિઘ્ન આવવા માંડ્યું. સમસ્ત સંઘમાં ઉપદ્રવ થવા માંડ્યો. આખરે આ કોઈ દેવતાનો ઉપદ્રવ છે એમ સમજી દેવતાને પૂજા-સત્કાર આદિથી પ્રસન્ન કરી મૂલ મંદિરને સુંદર બનાવવાની આજ્ઞા માગી અને દેવે આજ્ઞા આપી પછી પ્રાચીન મંદિર ઉપર મંત્રીશ્વરે સાત માળનું ભવ્ય મંદિર બંધાવ્યું.

तच्चैत्यमंतः क्षिप्त्वा, पादाक्रान्तोदकस्ततः प्रासादः सप्तभूमोऽभ्रमंडपादियुतोऽकारि ॥

( सुकृतसागर तरंग ८ )

આ ઉપરથી એમ લાગે છે કે-હાલનું મંદિર મંત્રીશ્વર ઝાંઝણનું હોય યદ્યપિ પાછળથી તેનો જીર્ણોધ્ધાર થયો છે તેમાં સન્દેહ નથી કિન્તુ મંદિરની *ભવ્યતા જે છે તે તો પ્રાચીન જ છે.

આ મંદિરમાં બે વિશેષતાઓ છે. એક તો રંગમંડપના ઉપરના ભાગમાં મસ્જીદનો આકાર દેખાય છે. કહે છે કે-બાદશાહ અકબર જ્યારે અહીં આવ્યો ત્યારે તેણે આ આકાર બનાવરાવ્યો હતો કે જે જોઇ મુસલમાન તોડી ન શકે, પરંતુ આ વાતમાં કેટલું તથ્ય છે તે તપાસવાની ખાસ જરૂર છે. અથવા તો મુસલમાની જમાનામાં મંદિરની રક્ષા માટે પાછળથી આ આકાર કોઇએ બનાવ્યો હોય.

બીજી વિશેષતા એ છે કે-મૂલનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ એવી રીતે બિરાજમાન છે કે સામેના એક છિદ્રમાંથી પોષ વદિ દશમે સૂર્યનાં કિરણો બરાબર પ્રભુ ઉપર પડતાં પરન્તુ પાછળથી જીર્ણોદ્ધાર કરાવનાર મહાનુભાવે દિવાલ ઊંચી કરાવી કે જેથી હવે તે પ્રમાણે નથી થતું.

આ તીર્થની ઘણા સમયથી પ્રસિધ્ધિ ન હતી કિન્તુ સ્વર્ગસ્થ શેઠ લલ્લુભાઇએ આ તીર્થને પ્રસિદ્ધિમાં આણ્યુ. હાલમાં ઉદેપુર શ્વે. જૈન સંઘતીર્થકમેટી તીર્થ સંભાળે છે. તીર્થની દેખરેખ શ્રીયુત કનકમલજી બહુ જ સારી રીતે રાખે છે.

શાંતિનાથજીનું-અદબદજીનું મંદિર છે. બાકી હાલમાં ખંડિયેરો પડ્યાં છે ત્યાં ઘણી પ્રાચીન વસ્તુઓ અને શિલાલેખો, ખંડિત મૂર્તિઓ વગેરે ઉપલબ્ધ થાય છે.

ઉદેપુર આવનાર દરેકે આ તીર્થની યાત્રા અવશ્ય કરવી.

એકલિંગજીનું પ્રસિધ્ધ ગણાતુ વૈષ્ણવ મંદિર પણ જૈન મંદિર છે. અત્યારે પણ ત્યાં મૂળ મંદિરની બાજુમાં જે દેરીઓ છે ત્યાં પાટડા ઉપર નાની નાની જૈન મૂર્તિઓના આકાર છે. મૂલ મંદિરની મૂલ મૂર્તિ પણ દરેકને બતાવતા નથી. બહારથી વસ્ત્રથી આચ્છાદિત મૂર્તિને વૈષ્ણવ ભાવિકો નમે છે. આનું પ્રાચીન નથી. નામ કાલપુર પણ છે. અહીં સિધ્ધસેન દિવાકરના ઉપદેશથી જૈન મંદિર બન્યું છે.

## દેલવાડા—દેવકુલપાટક

એકલિંગજીથી ૩-૪ માઇલ દૂર દેલવાડા નામનું ગામ છે. દેલવાડામાં અનેક પ્રાચીન જિનમંદિરો હતાં. અહીંથી મળેલા શિલાલેખો માટે શ્રી વિજય ધર્મસૂરિજી મહારાજે દેવકુલપાટક પુસ્તક પ્રકાશિત કર્યું છે તથા પુરણચંદજી નહારે જૈન લેખ સંગ્રહ ભા. ૨ માં પણ ઘણા લેખો પ્રકાશિત કર્યા છે. હાલમાં તો ત્રણ મંદિરો વિદ્યમાન છે.

* ગુર્વાવલીમા લખ્યું છે કે-મંત્રીશ્વર પેથડે કરહેડામાં પાર્શ્વનાથજીનું મંદિર બંધાવ્યું શ્રીપાર્શ્વः करहेडके ।

આ નગરી પ્રાચીન સમયમાં ઘણી જ ભવ્ય અને વિશાલ હતી પંદરમી, સોલમી અને સત્તરમી શતાબ્દિ સુધી આ શહેર પૂરી જાહોજલાલી ભોગવતું હતું. અહીં પ્રાચીન જૈન મંદિરો ઘણાં હતાં અને શ્રાવકોની વસ્તી પણ પુષ્કળ હતી. કહેવાય છે કે-અહીં ત્રણસો ઘંટોના નાદ સભળાતા હતા

આચાર્ય સોમસુંદરસૂરિજી અને તેમનો પરિવાર અહીં અનેક વાર પધારેલ અને તેઓની અધ્યક્ષતામાં પ્રતિષ્ઠા આદિ ઉત્સવો પણ ઘણા થયેલા. તેઓ એક વાર પોતાને વાચક પદવી મળ્યા પછી સં. ૧૪૫૦ આવેલા તે વખતે તેમની ઉમર માત્ર ૨૦ વર્ષની જ હતી. તે વખતે મહારાણા લાખાના માનીતા મંત્રી રામદેવ અને ચુંડ વગેરે મહામાન્ય અને ધનાઢ્ય પુરૂષો સામે ગયા હતા. આ સબધી વિગતવાર ઉલ્લેખ સોમસૌભાગ્યકાવ્યમાં મળે છે. આ સિવાય જિનવર્દ્ધન-સૂરિ, જિનસાગરસૂરિ, જિનચંદ્રસૂરિ, સર્વાનંદસૂરિજી વગેરે પણ અહીં પધાર્યો છે અને પ્રતિષ્ઠાઓ કરાવી છે

હાલમાં જે ત્રણ મંદિરો છે તે પણ ઘણાં વિશાલ અને બાવન જિનાલયનાં છે. તેમાં ભોંયરાં પણ છે, વિશાલ જિનમૂર્તિ ઉપરાન્ત ગુરુમૂર્તિઓ પણ છે. ૧૯૫૪ ના અહીંના જીર્ણોધ્ધાર પ્રસંગે ૧૨૪ મૂર્તિઓ જમીનમાંથી નીકળી હતી. ત્રણ મંદિરોમાં બે ઋષભદેવ ભગવાનનાં અને એક પાર્શ્વનાથ ભગવાનનું છે. એક ચોથું મંદિર યતિજીનું મંદિર છે.

અહી શત્રુંજય અને ગિરનારની સ્થાપનાનો ઉલ્લેખ મળે છે.

"દેલવાડિ છિ દેવળ ઘણાં બહુ જિનમંદિર રળીયામણાં;
દોઇ ડુંગર ત્યાં થાપ્યા સાર શ્રી શત્રુંજે ને ગિરનાર."

(શીલવિજયકૃત તીર્થમાલા, સં. ૧૭૪૬ રચના)

આ સ્થાન તીર્થરૂપ હતું તેને માટે જુઓ શ્રીમાન્ મેઘ પોતાની તીર્થ માલામાં પણ જણાવે છે.

દેઉલવાડા નાગદાહા ચિત્રોડ, 'આહડ કરહેડઉ વઘણોર;
જાઉર જાઉર નૈં સાદડી, જિનવરના મન મૂકઉં ઘડી.

વાચનાચાર્ય શ્રીમાન કીર્તિમેરૂએ પોતાની શાશ્વત તીર્થમાલામાં દેલવાડાનું નામ આપ્યુ છે.

નગર કોટ નઇ દેઉલવાડઇ, ચિત્રકૂટ નય;
સિરિતલ વાડઇ જે છઇ જીદા જીનરાજ (પંદરમી શતાબ્દિ)

તેમજ અહીં નીંબ, વીસલ, મેઘ, ડેહલ, ભીમ તથા કટુક વગેરે શ્રીમાન અને ધીમાન શ્રાવકોએ શ્રીઋષભદેવ ભગવાનનું વિશાલ મંદિર બનાવ્યાનો ઉલ્લેખ મુનિસુંદરસૂરિજી મહારાજ ગુર્વાવલીમાં નીચે પ્રમાણે આપે છે.

" मेदपाटपतिलक्ष्मभूमिभृद्रक्ष्यदेवकुलपाटकपुरे ।
मेघ–वीसल–केहल–हेम–सद–भीम–निंब–कचेकाद्युपासकैः ॥३५३॥
श्रीतपागुरुगुरुबुध्धिभिः कारितं तदुपदेशसंश्रुतेः ।
तैः प्रतिष्ठितमथाऽऽदिमाऽर्हतो मंदिरं हरनगोपमं श्रिया ॥३५४॥ युग्मम्॥

અહીં અત્યારે મૂર્તિપૂજક શ્રાવકોનાં ઘર થોડાં છે. મહાત્મા શ્રી લાલજી અને મહાત્મા રામલાલજી વગેરે મહાત્માઓ સજ્જન છે. અહીં ૧૦-૧૨ તો પોષાલો છે. ઉદેપુર આવનાર દરેક યાત્રી અહીં દર્શન કરવા જરૂર આવે.

## દયાળ શાહનો કિલ્લો

અઢારમી શતાબ્દીમાં ઉદયપુરના મ્હારાણા રાજસિંહના મંત્રી દયાળશાહે એક કરોડ રૂપિયાના ખર્ચે કાંકરોલી અને રાજસાગરની વચ્ચે રાજસાગરની પાસેના પહાડ ઉપર ગગનચુમ્બી ભવ્ય જિનાલય બંધાવ્યું છે. આ મંદિર નવ માળનું હતું પરન્તુ બાદશાહ ઔરંગઝેબે એક મોટો કિલ્લો ધારી આ મંદિર તોડાવ્યું. અત્યારે આ મંદિર બે માળનું છે.

દયાળ શાહ સંઘવી ગોત્રના સરૂપચી ઓસવાલ હતા તેમણે તે વખતના મેવાડના રાણા રાજસિંહની વફાદારીભરી રાજસેવા બજાવી હતી. તેમજ પ્રસંગ આવ્યે મુસલલમાન બાદશાહ ઔરંગજેબ સામે બહાદૂરીથી લડી વિજય પતાકા મેળવી હતી.

દયાળશાહે બંધાવેલા મંદિર માટે એક કિંવદન્તિ છે કે–રાણા રાજસિંહે રાજસાગર તળાવની પાળ બંધાવવા શરૂ કરી પણ તે ટકતી ન હતી. છેવટે એવી દૈવી વાણી થઈ કે કોઇ સાચી સતી સ્ત્રીના હાથે પાયો નખાવવામાં આવે તે કાર્ય ચાલે. ત્યાર પછી શેઠ દયાળ શાહની પુત્રવધૂએ બીડું ઝડપ્યું. તેના હાથે પાયો નાંખી કાર્ય શરૂ કરાવ્યું જેથી કામ બરાબર ચાલ્યું. આના બદલામાં દયાલ શાહને પહાડ ઉપર મંદિર બંધાવવાનો મંજૂરી મળી.

પહાડ ઉપર એક કરોડ રૂપિયા ખર્ચી નવ માળનું આ વિશાલ મંદિર બંધાવ્યું એની ધ્વજાની છાયા છ કોસ ( બાર માઇલ ) ઉપર પડતી હતી. આ કાંઇ કિલ્લો નથી, એક વિશાલ મંદિર છે આ મંદિરની પાસે નવ ચોકી નામનું એક સ્થાન છે જેની કારીગરી ઘણી જ સુંદર છે. આબૂ–દેલવાડાના મંદિરોની કારીગરીના નમૂનારૂપ છે. નવ ચોકીમા પચીસ સર્ગના શિલાલેખરૂપ એક પ્રશસ્તિ કાવ્ય છે. તેમાં રાણાઓથી પ્રશંસા છે. આ પ્રશસ્તિમાં દયાળશાહનુ પણ નામ છે. યાત્રિકોએ કરેડા સ્ટેશને ઉતરવુ. ત્યાં એક નાની ધર્મશાલા છે. ત્યાંથી બે અઢી માઇલ આ મંદિર છે. કિલ્લાની તલેટીમાં ધર્મશાલા છે મંદિરમાં જે મૂર્તિઓ બિરાજમાન છે તે બધી ઉપર એક જ જાતનો લેખ છે. તેમાં લખ્યું છે

કે "સં. ૧૭૩૨ના વૈશાખ શુદિ ૭ ને ગુરુવારે મહારાણા રાજસિંહના રાજ્યમાં સંઘવી દયાળદાસે ચતુર્મુખ પ્રાસાદ કરાવ્યો, અને વિજયગચ્છીય વિનયસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી. શિલાલેખમાં દયાળશાહના પૂર્વજોનાં નામ તેજા, તેનો પૌત્ર ગજૂ, તેનો પૌત્ર રાજૂ, તેને ચાર પુત્ર હતા. તેમાં સૌથી નાનો દયળશાહ હતો. આ મંદિર, ચોકી અને તળાવના ખર્ચનો દુહો આ પ્રમાણે પ્રસિદ્ધ છે.

નવ ચોકી નવ લાખની, કોડ રુપિયો રો કામ,
રાણો બંધાયો રાજસિંહ રાજનગર રે ગામ;
વો હી રાણા રાજસિંહ વો હી શાહ દયાળ,
વણે બંધાયા દેહરો, વણે બંધાઈ પાળ.

મેવાડની યાત્રા કરનારે આ સ્થળની યાત્રાનો લાભ લેવો જરૂરી છે.

## નાગદા—અદબદજી

ઉદયપુરથી લગભગ ૧૩-૧૪ માઈલ ઉત્તરમાં વૈષ્ણવોના એકલિંગજી તીર્થની પાસે લગભગ એક માઈલ દૂર પહાડોની વચમાં અદબદજીનું તીર્થ છે. આ સ્થાને પ્રાચીન કાલમાં એક મોટું નગર હતું જેનું નામ નાગહ્રદ–નાગદા હતું આ નગર મેવાડના રાજાઓની રાજધાની થવાનું માન પામ્યું હતું અને પ્રસિદ્ધ જૈન તીર્થ-રૂપે પણ આ સ્થાનની ઘણી ખ્યાતિ હતી આ નગરમાં કેટલાં જૈન મંદિરો હતાં એનું અનુમાન તો એક માઈલના વિસ્તારમાં રહેલાં જૈન મંદિરોના ખંડિયેરોથી જ થઈ જાય છે. હાલમાં મંદિર વિદ્યમાન છે, અને તે શાંતિનાથજીનું છે. મૂલનાયકજી શ્રી શાંતિનાથ ભગવાનની મૂર્તિ ઉપર લેખ છે જેમાં સં. ૧૪૯૪માં માઘ શુદિ-૧૧ ગુરુવારે જિનસાગરસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવ્યાનો ઉલ્લેખ છે. એ લેખમાં "નિરુપમ અદ્ભુત" શબ્દોથી આ સ્થાન-મૂર્તિ અદ્ભુત-અદબદજી રૂપે પ્રસિદ્ધ છે.

શાંતિનાથ ભગવાનના મંદિરની પાસે એક વિશાલ મંદિર તૂટીફૂટી હાલતમાં પડ્યું છે. આમાં એક પણ મૂર્તિ નથી આ મંદિર પાર્શ્વનાથ યા નેમિનાથજીનું હોય એમ સમજાય છે. પ્રાચીન-તીર્થમાલા અને ગુર્વાવલી વગેરેમાં પાર્શ્વનાથજી અને નેમિનાથજીના મંદિર હોવાનો ઉલ્લેખ મળે છે. મુનિસુંદરસૂરિ મહારાજ લખે છે કે—

खेमाणभूभृत्कुलजस्ततोऽभूत 'समुद्रसूरिः' २७ स्ववशं गुरुर्यः चकार
नागहृदपार्श्वतीर्थं विद्याम्बुधिर्दिग्वसनान् विजित्य ॥२९॥

ખેમાણરાજાના કુલમાં થયેલ સમુદ્રસૂરિજીએ દિગમ્બરોને જીતી નાગહ્રદ પાર્શ્વનાથનું તીર્થ પોતાને સ્વાધીન કર્યું હતું. શ્રી મુનિસુંદરસૂરિજીએ બનાવેલા અહીંના શ્રી પાર્શ્વનાથજીના સ્તોત્ર ઉપરથી જણાય છે કે—શ્રી પાર્શ્વનાથજીનું મંદિર સંપ્રતિ રાજાએ બનાવ્યું હતું.

શ્રી નેમિનાથજીના મંદિરનું નામ શીલવિજયજી અને જિનતિલકસૂરિજીએ પોતાની તીર્થમાળાઓમાં પણ લીધું છે. શ્રી સોમતિલકસૂરિજીએ બનાવેલા એક સ્તોત્રમાં અહિંનું નેમિનાથનું મંદિર પેથડશાહે બનાવ્યાનો ઉલ્લેખ* છે.

## ચિત્તોડગઢ

મેવાડની પ્રાચીન રાજધાની વીરપ્રસુ ચીત્તોડથી ભાગ્યે જ કોઇ ભારતીય વિદ્વાન અનભિજ્ઞ હશે. ઇતિહાસમાં આ વીર ભૂમિ અદ્વિતીય ગણાય છે.

ચિત્તોડ ગામ ચિત્તોડ જંકશનથી સ્ટેશનથી બે માઇલ દૂર છે અને ગામની તલાટીથી પાંચસો ફીટની ઊંચાઇ પર ચિત્તોડગઢ છે. ગઢ ઉપર જતાં ફેર ખાતા સાત દરવાજા વટાવવા પડે છે. ગઢની લંબાઇ સવાત્રણ માઇલ અને પહોળાઇ અર્ધો માઇલ જેટલી છે. ગઢ ઘણો જ પ્રાચીન છે. પાંચ પાંડવોમાંના સુપ્રસિધ્ધ બલવાન ચોથા ભીમે બનાવેલો આ ગઢ છે. અહી ભીમના નામથી ભીમગોડી, ભીમતલ આદિ સ્થાનો વિદ્યમાન છે. ત્યારબાદ આ ગઢનો મોર્યવંશી રાજા ચિત્રાંગદે ઉધ્ધાર કરાવ્યો તેથી ગઢનું નામ ચિત્રકૂટ પ્રસિદ્ધ થયું. અમારી પાસેના એક હસ્તલિખિત પાનામાં કે જેમાં હિન્દના ઘણાં નગરો વસાવ્યાનું સંવત વાર જણાવ્યું છે તેમાં લખ્યુ છે કે "સંવત ૯૦૨ વર્ષે ચિત્રોડ-ચિત્તોડગઢ અમરસિંહ રાણે વસાવ્યો અને કિલ્લો કરાવ્યો." સુપ્રસિદ્ધ ક. કા. સર્વજ્ઞ આચાર્ય હેમચંદ્રસૂરિજી મહારાજ સકલાર્હતસ્તોત્રમાં ચિત્તોડને યાદ કરતાં જણાવે છે—

वैभारः कनकाचलोऽर्बुदगिरिः श्रीचित्रकूटादय-
स्तत्र श्रीऋषभादयो जिनवरा कुर्वंतु वो मंगलम् ॥ २३ ॥

અર્થાત્ ચિત્તોડ એક પ્રાચીન જૈનતીર્થ છે. સુપ્રસિદ્ધ ૧૪૪૪ ગ્રંથોના પ્રણેતા આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજીનું જન્મસ્થાન ચિતોડ જ હતુ. તેમનો ઉપાશ્રય અને પુસ્તકભંડાર અહીં કહેવાય છે. સિદ્ધસેનદિવાકર પણ અહીં વિદ્યા સિદ્ધ કરવા પધારેલા.

અહીં ૧૪૩૯માં વીસલ શ્રાવકે પ્રતિષ્ઠા કરાવી હતી. બાદમાં ૧૪૪૪માં જિનરાજસૂરિજીએ આદિનાથબિંબની, ૧૪૮૯મા શ્રી સોમસુંદરસૂરિજીએ પંચતીર્થીની પ્રતિષ્ઠા કરાવી હતી. આ સિવાય મહારાણા મોકલજીના સમયમાં તેમના મુખ્ય પ્રધાન સરણુપાલજીએ પુષ્કળ દ્રવ્ય ખર્ચી ઘણાં જિનમંદિરો બંધાવ્યાં હતાં. આજે તો ઘણાં જૈન મંદિરોના ખંડિયેરો પડયા છે તેનાં નામ પણ બદલાઈ

* અત્યારે તો શ્રી પાર્શ્વનાથજી કે નેમિનાથજીનું મંદિર નથી. ગુર્વાવલીમાં શ્રી મુનિસુંદરસૂરિજીમહારાજ પણ લખે છે કે-પેથડશાહે નાગહદમા મંદિર બંધાવ્યું હતું. "नागह्रदे श्रीनेमिः"

ગયાં છે. અત્યારે મુખ્ય જિનમંદિરો શૃંગારચંવરી, શતવીશદેવરી, ગોમુખીવાળું જિનમંદિર, મહાવીરસ્વામીનું મંદિર, કીર્તિસ્તંભ, વગેરે કુલ ૨૭ જિનમંદિરો છે. અત્યારે તે મંદિરના જીર્ણોદ્ધારનું કાર્ય ચાલે છે. શૃંગારચોરીનું મંદિર; તથા તેનાં ભોયરાંમા હજારો જિનમૂર્તિઓ છે. શતવીસ દેવરીના મંદિરમાં તેની સુંદર કોરણી ખાસ દર્શનીય છે તેની રચના અને અપૂર્વ વિશાળતા જોતાં તેમાં બે હજારથી વધુ પ્રતિમાઓ હશે. સાત માળનો વિશાલ કીર્તિસ્થંભ જેની નીચેનો ઘેરાવો ૮૦ ઘન ફૂટના વિસ્તારમાં છે. અહીં જૈનધર્મની અપૂર્વ જાહોજલાલી હતી. ખાસ દર્શનીય સ્થાન છે લાખ્ખોની કિંમતનાં પ્રાચીન મંદિરોના જીર્ણોધ્ધાર કરાવી આવાં સ્થાનોની રક્ષા કરવાની દરેક જૈનની ફરજ છે.

ચિત્તોડગઢમાં શ્રી જિનવલ્લભસૂરિજીએ બે સુંદર વિધિ ચૈત્યો કરાવ્યાં હતાં. ત્યાં શ્રાવકોને ધર્મોપદેશ પણ સારો આપ્યો હતો. સં. ૧૧૬૭નો પ્રસંગ છે. તેમના ગ્રંથો અષ્ટસપ્તતિકા, સંઘપટ્ટક, ધર્મશિક્ષા ગ્રંથો ચિત્તોડના મંદિરમાં પ્રશસ્તિરૂપે કોતરાવ્યા હતા.

ચિત્તોડ સૂર્યવંશી સિસોદીયા રાજાઓના હાથમાં ક્યારે ગયું તેનો ઇતિહાસ મળે છે કે-વિક્રમના આઠમા સૈકાના અંતમાં મેવાડના ગુહિલવંશી રાજા બાપા રાવળે મૌર્ય વંશના છેલ્લા રાજા માનને હરાવી એ કિલ્લો હાથ કર્યા પછી માળ-વાના પરમારોના હાથમા ગયો. બારમા સૈકામાં ગુજરાતના રાજા જયસિંહે આ કિલ્લો જીત્યો હતો. બાદમાં અજયપાલને મેવાડના રાજા સામન્તસિંહે હરાવ્યો અને એની ઉપર ગુહિલ વંશનુ સામ્રાજ્ય સ્થાપ્યું. વચમાં થોડો સમય મુસલમાનો-ની સત્તા આવી. બાદમા તે ગઢને સિસોદીયાઓએ જીત્યો. છેલ્લે રાણા સંગ સાથે મોગલ સમ્રાટ્ બાબરે યુધ્ધ કરીને કિલ્લો જીત્યો. ત્યાર પછી ઉદેપુર મેવાડની રાજગાદી બની. અકબરે ચિત્તોડને સર્વથા જીત્યો હતો. મુગલાઈ પછી ચિત્તોડ મેવાડના રાજાઓના હાથમાં ગયુ જે અત્યારે પણ છે.

ચિત્તોડનો કિલ્લો સમુદ્રની સપાટીથી લગભગ ૧૮૫૦ ફૂટ ઊંચાઇએ છે.

ચિત્તોડગઢ ઉપરના સુપ્રસિધ્ધ કીર્તિસ્થંભને બનાવનાર શ્વેતાંબર જૈન શ્રાવક હતા. ત્યાંના એક શિલાલેખમાં લખ્યુ છે કે " આ કીર્તિસ્થંભ પ્રાગ્વંશ(પોરવાડ) સંઘવી કુમારપાલે આ મંદિરની દક્ષિણ બાજુએ કરાવ્યો. સ્થંભની ઉત્તર તરફ શ્રી વર્ધ્ધમાન જિનના મંદિરનો જીર્ણોદ્ધાર શ્રી સોમસુંદરસૂરિજીના અનન્ય અનુરાગી શ્રાવક ગુણરાજે કરાવ્યો હતો અને તેની પ્રતિષ્ઠા વિ. સં. ૧૪૮૫માં શ્રી સોમસુંદર સૂરિજી મહારાજે કરી હતી. આ મંદિર ચિત્રકૂટના જ રહેવાસીઓસવાલ તેજાના પુત્ર ચાચાએ કરાવ્યું હતું.

આ મંદિરની પ્રશસ્તિ ચારિત્રરત્નગણિએ વિ. સં. ૧૪૯૫મા રચી હતી તે આખી પ્રશસ્તિ રો. એ. જ. પુ ૩૩ નં. ૬૩ સન ૧૯૦૮ પૃ. ૪૦ થી ૬૦માં ડા દેવધર ભાંડારકરે પ્રકાશિત કરાવી છે. જુઓ જૈન. સા. ઈ. પૃ. ૪૫૫.

અર્થાત્ ચિત્તોડનો સુપ્રસિદ્ધ કીર્તિસ્થંભ અને ત્યાંના મંદિરો શ્વેતાંબર જૈન સંઘનાં જ છે.

ચિત્તોડનો ઈતિહાસપ્રસિદ્ધ કીર્તિસ્થંભ બન્યાનો ઉલ્લેખ આપણે ઉપર જોયો પરન્તુ આથી પણ એક પ્રાચીન પ્રમાણ મલે છે કે મેવાડના ઇતિહાસ પ્રસિદ્ધ આલુ રાવલ, કે જેમનું નામ અલ્લટ-અલ્લ હતું અને જેમણે સાંડેરક ગચ્છના આચાર્ય શ્રી યશોભદ્રસૂરિજીને ચીત્તોડથી વિનંતિ કરીને-આમંત્રણ આપી આઘાટપુરમાં પધરાવ્યા હતા, અને તેમના હાથથી પાર્શ્વનાથજીની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી હતી. આ અલ્લટરાજના સમયમાં જ શ્રી યશોભદ્રસૂરિજીના ઉપદેશથી આ પ્રસિદ્ધ કીર્તિસ્થંભ રાજાએ બનાવી એમાં જિનેશ્વર પ્રભુની ચોમુખજીની પ્રતિષ્ઠા કરાવી હતી એટલે એમ લાગે છે કે-આ કીર્તિસ્થંભ પ્રાચીન હોય. આ સિવાય ચિત્તોડનો પ્રાચીન જૈન ઇતિહાસ પણ આ સાથે ટૂંકાણુમાં મૂકયો છે.

માંડવગઢના મહામંત્રી પેથડ કુમારે ચિત્તોડગઢમાં મંદિર બંધાવ્યું હતું. જુઓ चन्द्रावर्तौ चित्रकूट આ ચિત્રકૂટ એ જ ચિત્તોડ છે. તેમના પુત્ર ઝાંઝણકુમારે ચિત્તોડના મંદિરની ચૈત્યપારિપાટી કરી હતી.

બહુશ્રુતાતિશાયી શ્રી સોમપ્રભસૂરિજીએ ચિત્તોડમાં બ્રાહ્મણોની સભામાં જય મેળવ્યો હતો. તેઓ અપૂર્વ સાહિત્યશાસ્ત્રી હતા. યતિજીતકલ્પ વગેરે પ્રકરણો બનાવ્યાં હતાં.

જિનભદ્રસૂરિજીએ ચિત્રકૂટ આદિમાં મંદિરો બંધાવ્યાનો ઉપદેશ આપ્યો હતો.

૧૫૦૫માં રાણા કુંભાના ભંડારી વેલાકશાએ શાંતિનાથ ભગવાનું અષ્ટાપદ નામનું મંદિર બંધાવ્યું જેની પ્રતિષ્ઠા ખરતરગચ્છીય શ્રી જિનસેનસૂરિજીએ કરી હતી. આ મંદિરને શૃંગારચોર-શૃંગારચોક (સિંગારચૌરી) કહેવામાં આવે છે, જેનો શિલાલેખ અંદર છે.

શત્રુંજયના ઉધ્ધારક કર્માશાહ ઓસવાલ ચિત્તોડના જ નિવાસી હતા. એમણે અમદાવાદના સૂબાના પુત્ર બહાદુરશાહને આશ્રય આપ્યો હતો. ૧૫૮૩માં ત્યાર-પછી એ ગાદીએ બેઠો અને એના મદદથી કર્માશાહે ૧૫૮૭માં શત્રુંજયનો ઉધ્ધાર કરાવ્યો. તે વખતે પ્રતિષ્ઠા શ્રી ધર્મરત્નસૂરિશિષ્ય વિદ્યામંડનસૂરિજીએ કરી હતી. અત્યારના મૂલનાયકજી કર્માશાહના સમયનાં છે.

વિ. સં. ૧૫૧૨ માં આ. શ્રી જયકીતિ સૂરિજીએ નલદમયંતીરાસ ચિત્તોડમાં બનાવ્યો હતો. વિ. સં ૧૫૬૩ માં રાજશીલ ઉપાધ્યાયે વિક્રમાદિત્ય ખાપરા રાસરચ્યો હતો. ૧૬૩૮ માં શ્રી હીરવિજયસૂરીશ્વરજીના ઉપદેશથી સંઘવી ઉદય-કરણે ખંભાતથી આબૂ અને ચિત્તોડગઢની યાત્રાનો સંઘ કાઢ્યો હતો. ભામાશાહનો મહેલ ચિત્તોડમાં હતો

અત્યારે વર્તમાનમાં ચિત્તોડમાં નીચે પ્રમાણે પ્રાચીન ઐતિહાસિક શિલા-લેખો મળે છે.

૧. ગઢ ઉપર રામપોળની અંદર થઈને જતાં એક સુંદર જિનમંદિર છે. મંદિર ખંડિત છે. અંદર મૂર્તિયો નથી બહાર કોરણી સુંદર છે. આ મંદિરના અંદરના ભાગમાં એક લેખ છે પરંતુ સમયાભાવે આખો લેખ નથી લીધો કિન્તુ તેનો સાર એ છે કે-સં. ૧૫૦૫(૪) ખરતરગચ્છીય આચાર્યશ્રી જિનસેનસૂરિજીએ અહીં પ્રતિષ્ઠા કરાવી છે.

૨. આગળ જતાં સત્યાવીશ દેવરી જિનમંદિર કે જેનો જીર્ણોધ્ધાર હમણાં થયો છે અને-પ્રતિષ્ઠા પણ હમણાં થઇ છે એમાં નીચે પ્રમાણે છે.

कार्तिक शुदि १४ चैत्रगच्छे रोहणाचल चिंतामणी......सा माणिभद्र सा. नेमिभ्यां सह सैवणिकां वंडाजितायाः सं राजन श्रीभुवनचंद्रसूरिशिष्यस्य विद्वत्तया सुहृत्तया च रंजितं श्रीगुर्जरराज श्रीमेदपाट प्रभु प्रभृति क्षितिपति-मानितस्य श्री. (२) × × × लघुपुत्र देदासहितेन स्वपितुरात्मिय प्रथमपुत्रस्य वर्मनसिंहस्य पुण्याय पूर्वप्रतिष्ठित श्री सीमंधरस्वामी श्री युगमंधरस्वामी "

લેખમાં સંવત નથી વંચાતો ચૈત્રવાલગચ્છના પ્રતાપી આચાર્યશ્રી ભુવનચંદ્ર-સૂરિશિષ્ય; કે જેમણે ગુર્જરેશ્વરને પ્રતિબોધ આપી રજીત કર્યો હતા, મેદપાટ-( મેવાડ )ના મહારાણા પણ જેમને બહુમાન આપતા હતા; તેમના ઉપદેશથી વર્મનસિંહે સીમંધરસ્વામી અને યુગમંધરસ્વામીની પ્રતિષ્ઠા કરાવી છે. આ લેખ પત્થર પર છે.

(૨) બીજો એક ખંડિત સફેદ મૂર્તિ ઉપર છે. લેખ વંચાતો નથી. માત્ર ૧૪૬૯ સંવત વંચાય છે. મૂર્તિ શ્વેતાંબરી છે. લંગોટ વગેરે છે.

(३) × × × सवत् १५१३ वर्षे ज्येष्ठ वदि ९ उकेशवशे भ. गोत्रे भं०तोला पुत्र देवाल राजा म × × × × राजत्र प्रासाद तत्पुत्र भ. कु × × × कारित प्रति. खरतरगच्छे श्रीजिनभद्रसूरिभिः "

ભાવાર્થ-સવત ૧૫૧૩ માં ઓસવાલ વશમાં ભં( ભંડારી ) ગોત્રના તોલા તેના પુત્ર દેવા અને રાજાએ મૂર્તિ કરાવી અને પ્રતિષ્ઠા ખરતરગચ્છી શ્રી જિનભદ્ર સૂરિજીએ કરાવી છે.

(४) संवत् १५०५ वर्षे पोष शुदि १५ श्री उपके० सतानीय × × × × × × करवा पुत्रधना × × × પંકિત નથી વચાતી-છેલ્લી પંકિતમાં प्रति भ० श्री सोमसुंदरसूरि " આટલું વંચાયું છે.

સં. ૧૫૦૫માં ઉપકેશવંશીય કરવ'ના પુત્ર ધનાએ મૂર્તિ ભરાવી છે અને તે પ્રતિષ્ઠા ભટ્ટારક શ્રી સોમસુંદરસૂરિજીએ કરાવી છે.

ઉપરના એક પરિકરની મોટી મૂર્તિ અમે શ્રીમહાવીરસ્વામીના મંદિર પાસેના કર્માશાના મંદિરમાં એક સ્થાન પર બિરાજમાન થયેલી જોઇ હતી. એની ઉપર નીચે પ્રમાણે લેખ વંચાયો છે.

(૫) " સં. ૧૧૫૦ (૭) શ્રીયશોભદ્રસૂરિ સંતાનીય " આગળ લેખ ચાર પંક્તિનો છે પણ વંચાતો નથી.

( ૬ ) સં. ૧૫૩૬ વર્ષે પોષ......નથી વંચાતું.

અત્યારે તો આગળ જણાવ્યું તેમ આ સત્યાવીશ દેવરીના મંદિરનો સુંદર જીર્ણોધ્ધાર તથા પ્રતિષ્ઠા આદિ થયાં છે.

આગળ જતાં સુપ્રસિધ્ધ કૃષ્ણભક્ત મીરાંબાઇનું મંદિર જોયું. આ મંદિરનો જીર્ણોધ્ધાર મેવાડના સદ્ગત મહારાણા ફતેહસિંહજીએ કરાવ્યો છે મંદિર ભવ્ય અને વિશાલ છે, ડબલ આ મલસારાની સુંદર ગોઠવણી છે. શિખર ઉપરના ભાગમાં એક મંગલ ચૈત્ય છે તેમાં ડાબી અને જમણી બાજુ એક × × × દેવ છે તેમના ઉપર છાજલીમાં સુંદર જિનમૂર્તિ છે, તેના ઉપર તોરણમાં બીજી નાની જિનમૂર્તિ છે આ નાની નાની જિનમૂર્તિઓ મનોહર અને લંગોટથી શોભતી શ્વેતાંબરી છે. મીરાંબાઇના મંદિરના ચોકમાં જમણી બાજુના મંદિરની પાછળની દિવાલમાં પાષાણની સુંદર પંચતીર્થીની જૈન શ્વેતાંબરી મૂર્તિ છે, જે પરમદર્શનીય છે.

અહીંથી આગળ જતાં મોકલરાણાનું મંદિર જેનું બીજું નામ સમિધેશ્વર મહાદેવનું મંદિર કહેવાય છે. આ મંદિરની રચના માટે અનેક મતભેદો છે, અંદર ૧૨૦૭ના મહારાજા કુમારપાલનો બીજો લેખ ૧૪૮૫ નો મોકલરાણાનો છે.

આ મંદિરની બહારની ડાબી બાજુની દિવાલમાં બે સુંદર જિનમૂર્તિઓ છે. એક મૂર્તિ તો અભિષેકના સમયની છે, દેવો અભિષેક માટે હાથમાં કલશો લઇને ઊભાનું–સ્હેજ અવનતભાવે હાથમાં કલશ લઇને ઉભેલા છે એનું મનોહર દ્રશ્ય છે. એ જ દિવાલમાં આગળ ઉપર જૈન સાધુની સુંદર મૂર્તિ છે. સાધુજીના જમણા હાથમાં મુહપત્તિ છે, ડાબા હાથમાં શાસ્ત્ર છે, સામે ઠવણી છે સ્થાપનાચાર્યજી રાખવાનું સ્થાન, પછી સામે સાધુ બેઠા છે, તેમની પાછળ શ્રાવક શ્રાવિકાઓ હાથ જોડીને બેઠા છે. ધર્મોપદેશ સાંભળે છે. આગળ એક બાજુ જૈનાચાર્યની મૂર્તિ છે. સામે ઉપદેશ શ્રવણ કરવા રાજા બેઠા છે નામ અને લેખ બંને છે પણ ઉતાવળમાં અમે ઉતારી ન શકયા. ઉત્સવપૂર્વક ગાજાવાજા સાથે રાજા વગેરે વંદન કરવા જાય છે.

આગળ ઉપર જિનવરેંદ્ર દેવને ઇંદ્રરાજ ખોળામાં લઇને બેઠા છે. દેવો અભિષેક કરે છે. આખું સ્થાન જોતાં તીર્થંકર દેવનાં પાંચે કલ્યાણકો જણાયાં.

આગળ ઉપર પણ જૈન, શ્વે. જૈન સંઘના સાધુમહારાજના સુંદર દશ્યો બગલમાં ઓઘો, એક હાથમાં દાંડો, એક હાથમાં મુહપત્તિ વગેરે જણાય.

આ બન્ને મંદિરોના બહારનાં ભાગમાં જૈન તીર્થંકરદેવો, આચાર્યો, મુનિવરો, શ્રાવકો વગેરે જોઈ જરૂર એમ કલ્પના સ્ફુરે છે કે–આ મંદિરો ભૂતકાળમાં જૈન મન્દિરો હોય તો ના નહિ.

આગળ ઉપર ગૌમુખ કુંડ પર જૈન મંદિરને કે જેને સુકોશલ સાધુની ગુફા કહેવામાં આવે છે. કુંડ ઉપર જતાં પ્રથમ ઉપરના ભાગમાં ધર્મશાળા જેવું આવે છે. પગથીયાં ઉતરીને નીચે જતાં જૈન મંદિર આવે છે તેમાં આ રીતે મૂર્તિ છે. વચમાં આદિનાથજીની મૂર્તિ છે. જમણી બાજુ કીર્તિધર મુનિ છે, તેમની જમણી બાજુ પ્રાકૃતમાં લેખ છે. ડાબી બાજુ સુકોશલ મુનિ ધ્યાનમગ્ન છે. તેમની ડાબી બાજુ તેમની માતા વ્યાઘ્રીના જીવ ઉપસર્ગ કરે છે.

પ્રાકૃતમાં લેખ | કીર્તિધરઋષિ | પ્રભુમૂર્તિ | સુકોશલઋષિ | માતૃજીવ વ્યાઘ્રી બધે નામ કોતરેલાં છે. પ્રાકૃતમાં લેખ છે તેમાં શરૂઆતમાં—

॥६॥ ॐ ह्रीँ अर्हं नमः स्वाहा ॥

મૂલનાયકજી પ્રભુજી ઉપર કાનડીમાં લેખ છે.

આ મંદિરમાં એક પરિકર ઉપર ૧૧૧૪નો લેખ છે.

संवत् × × १४ वर्षे मार्गशुदि २ श्री चैत्रपुरीय गच्छे श्रीचुडागणि मन्नुपुर महादुर्गे श्री गुहिलपुत्रवि × × × द्वार श्रीमहादेव आदिजिन वामांग दक्षिणाभिमुखद्वारगुफायां कन्हि श्रुतदेवीनां चतु × × × × लानां चतुर्णां विनायकानां पादुकाघटितमहमाकारमहिता श्री देवी चित्तोडरी मूर्ति × × × श्रीभर्तृगच्छीय महाप्रभावक श्रीआम्रदेवसूरिभिः × × श्री सा. वामासु सा० हरपालेन श्रेयसे पुण्योपार्जना × कथयिषते ”

ચિત્તોડમાં આવાં અનેક પ્રાચીન જૈન સ્થાપત્યો, ત્યાં–મૂર્તિઓ, મંદિરનાં ખંડિયેરો ઉપલબ્ધ થાય છે. આ બધાં પ્રાચીન જૈન સ્થાપત્યો એ જ સૂચવે છે કે–મેવાડમાં જૈન ધર્મનું મહાન પ્રભુત્વ હતું.

અહીં આવનાર નીચેનાં સ્થાનોનાં દર્શન કરે.

જૈન કીર્તિસ્થંભ જે સાત માળનો અને સુંદર કારીગરીવાળો છે. વિક્રમના ચૌદમા સૈકામાં આપણા શ્વેતાંબર જૈને બંધાવેલ છે, જેનો ઉલ્લેખ ઉપર આપી ગયા છીએ.

૨. કીર્તિસ્થંભની પાસેનું જ શ્રી મહાવીર પ્રભુનું મંદિર. આ મંદિરનો જીર્ણોધ્ધિાર મહારાણા કુંભાના સમયમાં ૧૪૩૮ થયો હતો.

૩ ગોમુખની પાસે બીજું એક જૈન મંદિર છે, જેમાં સુકોશલ મુનિરાજ વગેરેના ઉપસર્ગની મૂર્તિ છે.

૪ સત્તાવીશ દેવળ–બડી પેળ પાસે છે ને જેમા કોરણી સુંદર દર્શનીય છે, જેનો હમણાં જ જીર્ણોધ્ધિાર અને પ્રતિષ્ઠા સ્વ. પૂ પા આ. શ્રી વિજયનીતિસૂરીશ્વરજીના ઉપદેશથી થયો છે.

૫ શૃંગારચોકી જૂના રાજમહેલની પાસે ઉત્તર તરફ નાનું કળાયુકત મંદિર છે. જેને શૃંગારચાવડી પણ કહેવાય છે.

આ સિવાય જયસ્તંભ, કુંભારાણાનો મહેલ, મીરાંબાઇનું દેવળ જેની ભીંતોમાં જૈન ધર્મનાં સુંદર ભાવવાહી પુતળાં છે. મોકલશાહનું મંદિર જેમાં મહારાજ કુમારપાળનો લેખ છે તે કવાયતના મેદાન પંનુ ભામાશાહનું મકાન, નવો રાજમહેલ.

૬ ચિત્તોડગઢ ગામમાં (ઉપર જ છે.) સુંદર જિનમંદિર છે. ઉપાશ્રય છે. શ્રાવકોનાં ઘર છે.

નીચે પણ જૈનોની વસ્તી છે. ધર્મશાળા છે એક યતિજીનો ઉપાશ્રય છે.

હમણાં મેવાડના ઉધ્ધાર અને શિક્ષણપ્રચાર માટે આ શ્રી વિજયકલ્યાણસૂરિજીના ઉપદેશથી ચિત્તોડગઢ જૈન ગુરૂકુળ પણ સ્થપાયું છે.

## મક્ષીજી પાર્શ્વનાથ

માલવામાં ઉજ્જયીની નગરીથી પૂર્વમાં ૧૨ કોષ દૂર મકસીજી G. I. P. R. નું સ્ટેશન છે, સ્ટેશનથી અધો માઇલ દૂર મકસી ગામ છે, અહીં મકસીજી પાર્શ્વનાથજીનું વિશાલ ગગનચુંબી ભવ્યં મંદર છે મૂલનાયક મકસીજી પાર્શ્વનાથજીની શ્યામ રંગની સવાબે હાથની વિશાલ પ્રતિમાજી છે. મંદિરજીની નીચે એક ભોંયરામાંથી આ પ્રતિમાજી નીકળ્યાં હતાં. મૂલ સ્થાને અત્યારે આરસનો ચોતરો છે. મકસીજી પાર્શ્વનાથજીની પ્રતિમાજી નીકળ્યાં ત્યારે હજારો મનુષ્યો એકઠા થયા હતા બાદમા લાખો રૂપિયા ખર્ચી શ્વેતાંબર જૈન સંઘે ભવ્ય મંદિર બંધાવ્યું છે. મૂલનાયકજીની એક તરફ ચિંતામણી પાર્શ્વનાથજી અને બીજી તરફ શ્રી નેમિનાથ ભગવાનની શ્યામરંગની મૂર્તિ છે. મંદિરજીની ચારે તરફ ૪૨ જિનાલય દેરીઓ છે. મંદિરોમાં બિરાજમાન મૂર્તિઓ ઉપર પ્રાયઃ બધા ઉપર ૧૫૪૮ ના શિલાલેખો છે. પાસે જ કારખાનું છે–અત્યારે વ્યવસ્થા શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી ચાલે છે. નજીકમાં સુંદર વિશાલ શ્વેતાંબર જૈન ધર્મશાલા છે અને મંદિરજીની પાછળ સુંદર બગીચો છે.

જૈન જૈનેતર બધા યે પ્રભુજીને પૂજે છે અને માને છે માલવામાં આ તીર્થ ઘણું જ પ્રસિધ્ધ અને મહત્વનું છે.

મક્ષીજી પાર્શ્વનાથજીના એક પ્રાચીન સ્તવનમાં કેટલીક વિશેષતા મળી છે, જે નીચે મુજબ છે.

"જિનમંદિરથી જીમણે દેવરીયાં છત્રીશ.

× × ×

પ્રભુના મંદિર આગલે ચૌમુખ દેવલ એક.

× × ×

વલી ચૌમુખને આગલે રાયણ રૂખ ઉદાર
તિહાં પગલાં પરમેસતણા ભેટી હરષ અપાર
રાયણતલ લગુ દેહરી જીહા શ્રી જિનવર પાસ

× × ×

જિનમંદિર જીમણુઈ ત્રિહુ દેવરીયાં ઠામ

× × ×

શ્વેતાંબરી વિવહારિહો દા. તેહ શ્રાવક સમકિત ધારી

× × ×

કેઇ હીન્દુ તુરક હજારી આવઈ તો પ્રભુ જાત્રા તુમારી

× × ×

ઇહપાસસામી મુગતીગામી, દેસમાલવ મંડણો મગ સીયગામઈ અચલ ઠામઈ પાપ તાપ વિહડણો. (રચના સં. ૧૭૭૮ નરસીંહદાસ જૈન સત્ય પ્રકાશ અં.૨,વ.૫.

## અવંતી પાર્શ્વનાથ

ઉજ્જયિની માલવામાં અવન્તિ પાર્શ્વનાથજી–ઉજ્જયિની નગરી બહુ જ પ્રસિધ્ધ તીર્થસ્થાન છે. માલવામાં ક્ષિપ્રાનદીના કિનારે ઉજ્જૈની નગર વસેલુ છે. અહીંના રાજા પ્રજાપાલની પુત્રી મયણાસુંદરીનું જન્મસ્થાન. પ્રજાપાલ રાજાએ શ્રીપાલ સાથે કન્યા પરણાવી તેને કોઢનો રોગ હતો. મયણાસુંદરી અને શ્રીપાલ નવપદજી ઓળીનું વિધિપૂર્વક આરાધન કર્યું અને તેમનો રોગ મટી ગયો. નવનિધાન પ્રાપ્ત થયાં અને પોતાનુ રાજ્ય મળ્યું. આ સમયથી આ નગરી ઘણી જ પ્રસિધ્ધિમા આવી છે. તે વખતે અહી આદીશ્વર ભગવાનનું મંદિર હતું. બાદમાં ભગવાન્ શ્રી મહાવીર દેવના સમયમાં રાજા ચંડપ્રદ્યોત અહીંનો રાજા હતો. વિતભયપત્તનના રાજા ઉદાયીના સમયમાં ચંડપ્રદ્યોતે ઉદાયી રાજાની પૂજનીય જિનપ્રતિમા અને દાસીનુ અપહરણ કર્યું.

મક્ષીજીતીર્થ–ચોક વચ્ચેનુ જિનાલય

કાનપુરનું અદ્વિતીય મીણાકારી મંદિર

મેવાડના મહારાણા મોકલસિંહજીના સમયના પ્રધાન સરણ-
પાલજીએ બહોળો ખર્ચ કરીને બંધાવેલ ભવ્ય જિનાલય જે
આજે જીર્ણ અવસ્થામાં ચીતોરગઢના કિલ્લામાં પડ્યું છે

અજમેરનું સોનીનું પ્રખ્યાત લાલ મંદિર

આખરમાં બન્ને વચ્ચે ભયંકર યુદ્ધ થયું. યુદ્ધમાં ચંડપ્રદ્યોત હાર્યો અને કેદ પકડાયો. ઉદાયી રાજા તેમને પકડીને વિતભયપત્તન લઈ જતા હતા. રસ્તામાં ચાતુર્માસ આવવાથી રાજા ઉદાયીએ દશ રાજાઓ સહિત વચ્ચે જ પડાવ નાંખ્યો જેથી દશપુર નગર વસ્યું. બાદમાં પર્યુષણા પર્વના દિવસોમાં ઉદાયી સાથે ચંડપ્રદ્યોતે પણ ઉપવાસ કર્યો હતો જેથી ઉદાયી રાજાએ તેને પોતાનો સ્વધર્મી સમજી ક્ષમાપના કરી અને તેને છૂટો કર્યો. ચંડપ્રદ્યોત અવન્તિ આવ્યો અને ઉદાયી વિતભયપત્તન ગયો.

રોહા નામનો બુદ્ધિશાલી નટપુત્ર અહીંનો જ રહેવાસી હતો.

કોકાસ નામના ગૃહસ્થે અહીં ધન કમાઈ ધર્મારાધન કર્યું હતું.

અટનમલ્લ નામનો પ્રસિદ્ધ પહેલવાન અહીંનો હતો.

ચંડરૂદ્રાચાર્ય અહીં પધાર્યા હતા.

આ ઉલ્લેખો નંદી સૂત્ર, આવશ્યક ટીકા અને ઉત્તરાધ્યયનમાં છે.

ભગવાન્ મહાવીરસ્વામી પછી ૨૯૦ વર્ષે સમ્રાટ્ સંપ્રતિએ આર્યસુહસ્તિસૂરિજીના ઉપદેશથી જૈન ધર્મ સ્વીકાર્યો હતો. તેઓ અહીં જ થયા હતા.

અવન્તિસુકુમાલે આર્યસુહસ્તીસૂરિજીના ઉપદેશથી નલીનીગુલ્મ વિમાનની ઇચ્છાથી અહીં જ દીક્ષા લીધી હતી. તેઓ અહીંના નિવાસી હતા. તેમનું સ્વર્ગગમન અહી ક્ષીપ્રા કાંઠે થયેલું અને જેમની સ્મૃતિરૂપે તેમના પુત્રે અવન્તિ પાર્શ્વનાથજીની સ્થાપના કરી હતી. બાદ આ સ્થાન બ્રાહ્મણોના હાથમાં ગયું. તેમણે જિનબિંબ આચ્છાદિત કરી મહાદેવજીનું લિંગ સ્થાપ્યું પરન્તુ સુપ્રસિદ્ધ દાનવીર પરદુઃખભંજન રાજા વિક્રમાદિત્ય અહી રાજ્ય કરતા હતા ત્યારે વૃદ્ધવાદી સૂરિજીના શિષ્ય પ્રખર નૈયાયિક તાર્કિકશિરોમણી શ્રી સિદ્ધસેન દિવાકરે અહીં આવી, જ્ઞાનથી અહીંનું સ્વરૂપ જાણી, મંદિરમાં જઇ, કલ્યાણમંદિર સ્તોત્ર બનાવ્યું. સત્તરમી ગાથાએ લિંગ ફાટયું અને શ્રીઅવન્તિ પાર્શ્વનાથજીની મૂર્તિ નીકળી એ મૂર્તિ એક ઘોડેસ્વાર જાય એટલી ઊંચે ગઇ. પછી સ્થિર થઈ અને કલ્યાણમંદિર સ્તોત્ર સમાપ્ત થયું. આજ તો ક્ષીપ્રાકાંઠે નજીકમાં અનંત પેઠમાં અવન્તિ પાર્શ્વનાથજીનું મંદિર છે, તેમાં એ મૂર્તિ ગાદી ઉપર બિરાજમાન છે. પાસે જ સુંદર શ્વેતાંબર જૈન ધર્મશાળા છે, ક્ષીપ્રાકાંઠે અનેક ઘાટો બનેલા છે, બીજા ઉજ્જૈનીમાં મહામંત્રી પેથડકુમારે મંદિર બંધાવ્યું હતું. જુઓ, श्रीयादुज्जयिनी- पुरे फणिशिरा ( ગુર્વાવલી )

ઉજ્જયિનીમાં યતિનો પ્રાચીન ગ્રંથભંડાર છે. ગામમાં શરાફામાં શ્રીશાન્તિનાથજી તથા મંડીમાં વાસુપૂજ્યસ્વામિ, બારાકુવા શ્રી ચિંતામણી પાર્શ્વનાથજી તથા સહસ્રફણા પાર્શ્વનાથજી, તથા દેરાખડકી અને નયાપુરીમાં સુંદર મંદિરો છે. દેરાખડકીમાં

શ્રી ઋષભદેવજીના પ્રાચીન મંદિરનો હમણાં જીર્ણોદ્ધાર થયો છે અને શ્રી સિદ્ધચક્રજીનો સુંદર પટ કરાવ્યો છે. મુનિરાજ શ્રી ચંદ્રસાગરજી વગેરેએ આ વિષયમાં સારો પ્રયત્ન ઉઠાવ્યો છે. કુલ ૧૫-૧૭ જિનમંદિરો છે. શહેરથી ચાર માઇલ દૂર ભૈસેગઢમાં શ્રી પાર્શ્વનાથ પ્રભાવતીનું મંદિર છે. તેમજ બે માઇલ દૂર જયસિંહપરામાં અને આઠ માઇલ દૂર હસામપુરમાં પણ જિનમંદિર છે. શ્રાવકોની વસ્તી શહેરમાં સારી છે.

તેરમા સૈકામાં ઉજ્જૈન મુસલમાનોના હાથમાં ગયું. ૧૫૬૨ માં મોગલસમ્રાટ્ અકબરે તેને જીત્યું અને ૧૭૫૦ માં સિંધીયા સરકારે જીત્યું.

અહીં ભર્તૃહરી ગુફા, સિદ્ધવડ વગેરે જોવા લાયક છે. મહારાજા સવાઈ જયસિંહ જયારે માળવાના સૂબા હતા ત્યારે તેમણે એક સુંદર વેધશાળા બનાવી હતી તે પણ ક્ષિપ્રાકિનારે આ જ વિદ્યમાન છે. ઉજ્જૈન ભારતવર્ષનું ગ્રીનીચ ગણાય છે. ક્ષિપ્રાનદીની વચમાં રહેલ કાલીયાદેહ મહેલ પણ જોવા લાયક છે.

## રતલામ.

માળવામાં રતલામ મોટું શહેર ગણાય છે અહીં સુંદર દશ જિનમંદિરો છે. આમાં શ્રી શાંતિનાથજીનું તપગચ્છનું મંદિર કહેવાય છે તે ભવ્ય અને પ્રાચીન છે. મૂર્તિ સંપ્રતિ મહારાજાના સમયની પ્રાચીન છે. મંદિરો સુંદર અને દર્શનીય છે. શ્વેતાંબર જૈન ધર્મશાળા છે. જૈનોની વસ્તી પણ સારા પ્રમાણમાં છે. રતલામના દરબાર સાહેબે મોટા મન્દિરના જીર્ણોધ્ધાર સમયે સારી સ્હાયતા આપેલી અને મંદિરખર્ચ પેટે બે ગામ આપ્યાં છે.

## સૈલાનીયા

રતલામથી પાંચ કોશ દૂર અને નીમલીના સ્ટેશનથી એક કોશ દૂર સૈલાનીયા આવેલું છે. અહીં શ્રી શાંતિનાથજીનું પ્રાચીન ભવ્ય મંદિર છે. પ્રતિમાજી વેણુનાં છે. બહુ જ પ્રભાવિક અને ચમત્કારી છે. અહીંની મૂર્તિ પૂર્વાચાર્યજી મહારાજે આકાશમાર્ગેથી લાવી સ્થાપન કરેલી છે. ભાદરવા શુદિ બીજે પ્રભુજીના અંગમાંથી અમી ઝરે છે. દેરાસરજીની પાસે જ સુંદર ધર્મશાળા છે. સૈલાનીયાના ઠાકોરસાહેબે મંદિરજી માટે બગીચો-વાવડી વગેરે આપેલ છે.

## સાવલીજી તીર્થ

રતલામથી આગળ જતા નીમલી સ્ટેશનથી ૪ માઇલ દૂર સાવલીયાજી તીર્થ આવેલુ છે. અહીં શ્રી પાર્શ્વનાથજીનુ સુંદર મંદિર છે. પ્રતિમાજી મનોહર શ્યામ છે. અહીં પણ ભા. શુ. બીજના અમી ઝરે છે. કોઇ મુસલમાને આ મૂર્તિને ખંડન કરવા પ્રયત્ન કર્યો હતો જેનું નિશાન નજરે પડે છે.

## અજમેર

રાજપુતાનાના મધ્ય ભાગમાં વસેલું અને ચારે બાજુ પહાડોથી ઘેરાયેલું 'अजयमेरु दुर्ग' એ જ આજનું અજમેર છે. આ શહેર વિ. સ. ૨૦૨માં વસ્યું છે એમ કહેવાય છે. રાજા અજયપાળે આ નગર વસાવ્યું છે. અજમેર પૃથ્વીરાજ ચૌહાણનું જન્મસ્થાન છે. પૃથ્વીરાજ ચૌહાણ દિલ્હી અને અજમેરનાં રાજ્ય સંભાળતો હતો. આજે પણ પહાડ ઉપર પ્રાચીન ધ્વસ્ત કિલ્લો પડ્યો છે. પહાડો અને કિલ્લાથી સરક્ષિત આ શહેર એક વાર ભારતવર્ષમાં પ્રસિદ્ધ હતું.

અત્યારે એની પૂર્વ જાહોજલાલી તો નથી રહી છતાંયે અજમેર-મેરવાડા પ્રાંતનું મુખ્ય શહેર છે. રાજપુતાનાના પોલીટીકલ એજન્ટ અહીં રહે છે, તેના બંગલા-ઓફિસો અહીં છે.

લાખણ કોટડીમાં શ્રી સંભવનાથજીનું મોટું મંદિર છે. બીજું મંદિર શ્રી ગોડીજી પાર્શ્વનાથજીનું છે. ત્રીજું કોઠીનું મંદિર જેમાં ઋષભદેવજી( કેસરીયાજી )નું મંદિર છે. બુદ્ધકરણજી મુતાનું ઘરમંદિર છે. જ્યાં ચન્દ્રપ્રભુની સ્ફટિકની મૂર્તિ છે. તેમજ ગામ બહાર મોટી વિશાલ દાદાવાડી છે. ખરતરગચ્છના મહાન્ આચાર્ય શ્રી જિનચન્દ્રસૂરિજીની સ્વર્ગભૂમિ છે. સ્થાન ચમત્કારી છે. ત્યાં પણ નાનું સુંદર જિનમંદિર છે. દાદાવાડી શહેરથી લગભગ બે માઈલ દૂર છે. તેમજ દિગંબર મંદિર ભાગચંદ્રજી સોનીનું સુંદર કારીગરીવાળું ભવ્ય મંદિર જોવા યોગ્ય છે.

અજમેરમાં એક સુંદર અજાયબઘર-મ્યુઝીયમ છે, જેમાં અનેક પ્રાચીન જૈન મૂર્તિઓ પણ છે. પંદરમી અને સોળમી સદીની પણ કેટલીક મૂર્તિયો છે. અહીં જૈન ધર્મનો હિન્દભરમાં પ્રાચીન એક સુંદર શિલાલેખ છે. "वीराय भगवते चतुरशीति ८४ वसस्स" ભગવાન મહાવીર પછી ૮૪ વર્ષ વીત્યા બાદ જે મંદિર બન્યું છે તેનો આ શિલાલેખ છે. આ શિલાલેખ અજમેરથી સાત ગાઉ દૂર બડલી ગામથી મળેલો છે. રાયબહાદુર ગૌરીશંકર હીરાશંકર ઓઝાએ આ લેખ વાંચવા માટે સારી જહેમત ઉઠાવી હતી. આ લેખ જૈન, બૌદ્ધ અને વૈદિક ધર્માવલંબીઓમાં સૌથી પ્રાચીન લેખ છે.

અહીં મેયો કોલેજ, રાજકુમાર કોલેજ, હોસ્ટેલ, મોટું પુસ્તકાલય વગેરે જોવા લાયક છે.

"ढाइ दिन का झोंपडा" અઢી દિનની ઝુંપડી સ્થાન પ્રસિદ્ધ છે એ પણ જોવા લાયક છે. આ એક પ્રાચીન જૈન મંદિર છે. અમે ઉપર ચઢી જોયું હતું. ઉપર શિખર દેખાય છે તેમજ આજુબાજુ પણ જે કોરણી છે તે જૈન મંદિરને મળતી છે. બાદ મુસલમાની સમયમાં આ ભવ્ય મંદિર મસિદરૂપે બનાવાયું છે.

મુસલમાનોની પણ ખ્વાજાપીરની ચીસ્તી પ્રસિધ્ધ સ્થાન છે સમ્રાટ્ અકબરે આ તીર્થની પગે ચાલતાં યાત્રા કરી હતી. મોટી કબર છે અને ભાવિક મુસલમાનો ધૂપ-દીપ-ફૂલની માળા વગેરે ધરે છે-નમે છે.

ઓસવાલ જૈન હાઇસ્કુલ પણ ચાલે છે.

## કેસરગંજ

અહીં શ્રી વિમલનાથજીનું સુંદર ઘરમંદિર છે. પૂ. પા. મુનિ મહારાજ શ્રી દર્શનવિજયજી આદિ ત્રિપુટી મુનિ મહાત્માઓના ઉપદેશથી આ મંદિર સ્થપાયું છે. શ્વેતાંબર પલ્લીવાલ જૈન મંદિર છે. મહારાજશ્રીના ઉપદેશથી ૩૫-૪૦ પલ્લીવાલ.શ્રાવકોએ આ મંદિર સ્થાપ્યુ છે આગળ ઉપર ભરતપુર, હીંડૌન વગેરે પલ્લીવાલ પ્રાંતમાં ત્રિપુટી મહારાજના ઉપદેશથી શ્વેતાંબર જૈન મંદિરોના જીર્ણોધ્ધાર, હીંડૌન શ્વેતાંબર પલ્લીવાલ જૈન બોર્ડીંગ વગેરે ચાલે છે. આ પ્રદેશમાં શેઠ જવાહરલાલજી નાહટાજી સુંદર પ્રચારકાર્ય કરે છે.

અજમેરથી કિશનગઢ થઇ જયપુર જવાય છે ગામ બહાર સુંદર દાદાવાડી છે અને બીજું એક મંદિર છે. શ્રાવકોનું ઘર અને ઉપાશ્રય છે.

અજમેરથી ૩ ગાઉ પુષ્કર તીર્થ વૈષ્ણવોનું છે. આમાં બ્રહ્માજીનું મંદિર જૈન મંદિર જેવુ લાગે છે.

કલ્પસૂત્રની સુબોધિકા ટીકામાં આઠમા વ્યાખ્યાનમાં અજયમેરૂ દુર્ગ (અજમેર) નજીક હર્ષપુરનગરની પ્રશંસા આવે છે તે હર્ષપુર અત્યારે હાંસોટીયા તરીકે પ્રસિધ્ધ છે. પુષ્કરથી પાંચ ગાઉ દૂર છે. ચારે તરફ નગરનાં ખંડિયેરો પડ્યાં છે. પ્રાચીન નગરીનો ભાસ કરાવે છે.

## જયપુર

રાજપુતાનામાં જયપુર બહુ જ પ્રસિધ્ધ શહેર છે. એની બાંધણીથી એ Indian Paris કહેવાય છે. અહીંનો બજાર, રાજમહેલ, બગીચો, અજાયબઘર, ઓબ્ઝર્વેટરી-જ્યોતિષી યંત્રાલય (વેધશાળા) વગેરે વગેરે ઘણું ઘણું જોવા લાયક છે. અહીં જૈનોનાં ૩૦૦ ઘર છે. નવ મંદિરો છે. આમાં શ્રીઋષભદેવજીનું કેશરીયાજીનું, સુમતિનાથજીનું, સુપાર્શ્વનાથજીનું, મહાવીર ભગવાનનું વગેરે પ્રસિધ્ધ છે. એક શેઠ ગુલાબચંદજીનું શ્રીઋષભદેવજીનું ભવ્ય મંદિર પુરાણાઘાટમાં છે. ખરતરગચ્છના મંદિરમાં, શેઠ ગુલાબચંદજી ઢઢ્ઢાને ત્યાં તથા શ્વેતાંબર પાઠશાળામાં ઘરમંદિર છે.

જયપુરથી ત્રણેક માઇલ દૂર બો ગામમાં સુંદર પ્રાચીન ઋષભદેવજીનું મંદિર છે.

જયપુરથી આમેર પાંચ માઇલ દૂર છે. તથા અહીં શ્રી ચંદ્રપ્રભુજીનું મંદિર છે. ધર્મશાળા છે. પહાડ ઉપર શહેર વસેલું. જયપુર વસ્યા પહેલાંનું જયપુર સ્ટેટની

પ્રાચીન રાજધાનીનું સ્થાન છે. પહેલાં જૈનોની વસ્તી ઘણી હતી. અહીંની વ્યવસ્થા જયપુર શ્રી સંઘ જાળવે છે.

જયપુરથી સાંગાનેર છ માઇલ દૂર છે. અહીં બે મંદિરો છે. દાદાવાડી છે. ધર્મશાળા છે, ઉપાશ્રય છે જયપુરથી પચ્ચીશ માઇલ દૂર "બર" છે. અહીં શ્રી ઋષભદેવજીનું પ્રાચીન ભવ્ય મંદિર છે. મૂલનાયકજી શ્રી ઋષભદેવજીની પ્રાચીન ભવ્ય મૂર્તિ છે. જયપુરથી અમે 'બર' નો સંઘ કઢાવ્યો હતો. જયપુરના સુપ્રસિધ્ધ ગુલેચ્છા ધીસુલાલજી સંઘપતિ થયા હતા જયપુર વસ્યા પછી આ પહેલો જ આવો મોટો છ'રી' પાળતો સંઘ નીકળ્યો હતો.

જયપુરથી માલપુરા થોડે દૂર છે. અહીં વાચક સિધ્ધિચંદ્રજીના ઉપદેશથી ભવ્ય મંદિર બન્યું છે. ચંદ્રપ્રભુજી મૂલનાયકજી છે. આ સિવાય બીજું એક વિજય ગચ્છનું મંદિર પણ છે. અહીં દાદાવાડી પણ ભવ્ય અને ચમત્કારી છે.

જયપુરથી સાંભર ૪૨ માઇલ દૂર છે. અહીં શ્રી કેસરીયાજીનું ભવ્ય મંદિર છે.

જયપુરથી પચાસ માઇલ દૂર વેરાટનગર છે. અહીં જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીના ઉપદેશથી ઇન્દ્રમલજીએ સુંદર મંદિર બંધાવ્યું હતુ. અને વિ. સં. ૧૬૪૪ માં જગદ્‌ગુરુના શિષ્ય પં. શ્રી કલ્યાણવિજયજીએ પ્રતિષ્ઠા કરાવી હતી. આ મંદિરનું નામ ઇન્દ્રવિહાર અને બીજું નામ મહોદયપ્રાસાદ હતું-છે.

આ મંદિર મુસલમાની જમાનામાં ધ્વસ્ત થયું છે પરંતુ એનો શિલાલેખ મંદિરની દિવાલ ઉપર જ રહી ગયો છે. આવું જ એક બીજું મંદિર પણ ત્યાં છે. વરાટ જયપુરસ્ટેટનો અન્તિમ સરહદ પર આવ્યું છે. અહીંથી બે માઇલ પછી અલ્વરની સરહદ શરૂ થાય છે.

## અલ્વર—( રાવણા પાર્શ્વનાથજી )

**હવે મેવાત દેશ વિખ્યાતા, અલવરગઢ કહેવાયજી;**
**રાવણ પાસ જુહારો રે, રંગે સેવે સુર નર પાયજી.**

બી બી. એન્ડ સી. આઇ રેલ્વે દિલ્હીથી જયપુર જતાં અલ્વર સ્ટેશન છે. અલ્વર સ્ટેશનથી અલ્વર શહેર બે માઇલ દૂર છે. શહેરમાં એક સુંદર જિનમંદિર છે જેમાં પ્રાચીન પ્રતિમાઓ છે નીચે ભોંયરું છે તેમાં પણ પ્રતિમાઓ છે. મંદિરમાં પ્રતિમાઓ ભવ્ય અને વિશાલ છે.

શહેરથી ૪ માઇલ દૂર પહાડની નીચે " રાવણા પાર્શ્વનાથજી "નું સુંદર જિનમંદિર ખંડિયેર રૂપે છે. સુપ્રસિદ્ધ લંકેશ રાવણ અને તેમની સતીશિરોમણી મંદોદરીદેવી વિમાનમાં બેસી આકાશમાર્ગે જતાં હતાં ત્યાં અલ્વરની નજીક ઉતર્યા. તેમને નિયમ હતો કે-જિનવરદેવની પ્રતિમાનાં દર્શન કરીને જમવુ. મંદોદરીને યાદ આવ્યું કે પ્રતિમાજી લેવાનું ભૂલી ગયા છીએ એટલે ત્યાં જ વેળુની સુંદર

પ્રતિમાજી બનાવ્યાં તેમના શિયલના પ્રભાવે પ્રતિમાજી વજ્રમય થઈ ગયાં. પતિ પત્ની દર્શન પૂજન કરીને ગયાં અને પ્રતિમાજી ત્યાં જ રહ્યા. બાદ અહીં મંદિર બન્યું અને રાવણા પાર્શ્વનાથજીના નામથી તીર્થ પ્રસિદ્ધ થયું. અત્યારે પણ મંદિર વિશાલ અને ભવ્ય છે એમ તેનાં ખંડિયેરો પરથી જણાય છે. મંદિરજી ખાલી પડયું છે. વિચ્છેદ તીર્થ છે.

અલ્વરના કિલ્લાનો ભાગ ખોદતાં ત્યાંથી પ્રાચીન મંદિર, ઉપાશ્રયનું સ્થાન નીકળ્યું છે. લેખ ૧૬૨૩નો છે.

## મહાવીરજી.

આ તીર્થસ્થાન જયપુર સ્ટેટમાં આવેલું છે ચંદનગાંવ સ્ટેશનથી થોડે દૂર છે. આ તીર્થ શ્વે. પલ્લીવાલોનું સ્થાપિત છે. વિ સં ૧૮૨૬માં દિવાન જોધરાજજી પલ્લીવાલે અહીં મંદિર બંધાવ્યું. મૂલનાયક શ્રી મહાવીર ભગવાનની મૂર્તિ છે. જો કે હાલના જયપુર રાજ્યના કેટલાક દિગંબરી જૈનોએ સત્તાધીશ બની આ તીર્થ દિગંબર બનાવવા કોશીશ કરી છે, પૂજનવિધિ શ્વેતાંબરી ચાલે છે.

આ તીર્થને જૈન જૈનેતરો બધાય માને છે દિવાન જોધરાજજીએ બનાવેલાં બીજાં મંદિરો અત્યારે પણ શ્વેતાંબરી છે. (૧) ભરતપુરના મંદિરમાં મૂલનાયકજી તેમના બનાવેલા છે. તે શ્વેતાંબરી છે. (૨) હિગનું મંદિર અને કરમપુરાનું મંદિર પણ શ્વેતાંબરી જ છે તેમજ દિવાન જોધરાજજીની વિ સં ૧૮૨૬ની બનાવેલી મૂર્તિ મથુરાના અજાયબઘરમાં છે તે પણ શ્વેતાંબરી છે. દિવાન જોધરાજજી શ્વેતાંબર મૂર્તિપૂજક પલ્લીવાલ જૈન હતા.

## માંડવગઢ

ભારતની પ્રાચીન ગણાતી નગરીઓમાં આ એક પ્રાચીન નગરી ગણાય છે. એક જૂનું માંડુ ગામ જ્યાં થોડાં ભીલોનાં ઝુંપડા હતાં ત્યાં આ ગામમાં મંડન નામે એક લુહાર રહેતો હતો. એને એક પશુ ચરાવનાર ભિલ્લ પાસેથી પારસમણિ મળ્યો અને રક્ષણ માટે લોઢાનું સોનું બનાવી, એક મોટો કિલ્લો બનાવ્યો. આ કિલ્લો ચાલીસ માઇલના ઘેરાવામાં હતો. લુહારે પોતાનું નામ રાખવા આ ગઢનું નામ માંડવગઢ રાખ્યું. આગળ ઉપર આ પારસમણિ આ લુહારે તેની કન્યાને કન્યાદાનમાં આપ્યો, પરન્તુ કન્યાને આની કાંઈ કદર ન થઇ અને કન્યાએ આ પારસમણિ નર્મદાના પાણીમાં ફેંકી દીધો.

બીજી દંતકથા એવી મલે છે કે પેથડકુમારે પારસમણિ, કામગવી, કામધેનુ અને ચિત્રાવેલી ભેટ આપી તેથી તે વખતના પરમાર રાજા જયસિંહદેવે આ વિશાલ દૃઢ, અભેદ્ય કિલ્લો બનાવ્યો અને નગરને સુરક્ષિત બનાવ્યું. જે કિલ્લો અદ્યાવધિ પોતાની જીર્ણશીર્ણ હાલતમાં પણ પૂર્વ ઈતિહાસને ભાખતો પડ્યો હોય એમ લાગે છે

રાજા કીર્તિવીર્યાર્જુનના સમયમાં, કે જે પૌરાણિક સમયનો મહાપ્રતાપી રાજા થયો છે એણે આ કિલ્લો બંધાવ્યો છે, પરંતુ કિલ્લાનું સ્વરૂપ જોતાં આ વાતમાં બહુ તથ્ય નથી જણાતું

વળી ઉપદેશતરંગિણીમાં ઉલ્લેખ મલે છે કે " વનવાસના સમયમાં રામચંદ્રજીના અનુજ બન્ધુ લક્ષ્મણજીએ સીતાજીને પૂજા કરવા માટે છાણ અને વેળુની મનોહર શ્રી પાર્શ્વનાથજી મૂર્તિ બનાવી. સીતાજીના શિયલ પ્રભાવથી આ મૂર્તિ વજ્રમય બની ગઇ. આ જ પ્રતિમા મંડપદુર્ગમાં પૂજાય છે, જેના દર્શન અને પૂજનથી બધા ઉપદ્રવો શાન્ત થાય છે. પછી લાંબા સમયે પરમાર રાજાઓએ આ નગરીને આબાદ બનાવી હતી. "

અહીં એક વાર ભર્તૃહરી અને વિક્રમ રાજાની પણ સત્તા હતી. પછી લાંબો ઇતિહાસ તો નથી મળતો કિન્તુ ઉપેંદ્રરાજ, વૈરિસિંહ, ( શિવરાજ ) સીયક વાક્પતિરાજ ( પ્રથમ ) વૈરિસિંહ દ્વિતીય, સીયક બીજો વગેરે પરાક્રમી રાજાઓ થયા હતા. પછી પ્રસિદ્ધ માલવપતિ મુંજરાજ, વિદ્યાવિલાસી રાજા ભોજ વગેરે રાજાઓએ આ નગરી ઉપર પોતાની સત્તા ચલાવવામાં ગૌરવ માન્યું છે. તેમની પછી પરમાર રાજાઓએ આ નગરીમાં ૧૧૧૫ સુધી પ્રથમ જયસિંહદેવ, ૧૧૩૭ સુધી ઉદયાદિત્ય, ૧૧૬૦ સુધી લક્ષ્મણદેવ, ૧૧૮૩ નરવર્મદેવ, ૧૧૯૮ યશોવર્મદેવ, ૧૨૧૬ જયવર્મન દેવ પછી ઠેઠ ચૌદમી સદી સુધી ચાલ્યું અને પછી મુસલમાન બાદશાહોની સત્તા વધી અને છેવટે ૧૩૬૬માં અલ્લાઉદ્દીન ખીલજીના સેનાપતિ મલીક કાફૂરે ધારનો કબ્જો લીધો. અને ૧૪૫૪માં દિલ્હીના સમ્રાટ ફિરોજ તઘલખે દિલાવરખાનને માળવાનો સૂબો નીમ્યો. જેણે આ પ્રદેશ ઉપર ખૂબ સત્તા જમાવી.

પંદરમી સદીમાં તમુરલંગે હિન્દ ઉપર ચઢાઈ કરી. દિલ્હીથી સમ્રાટ્ મહમદ-શાહ ભાગ્યો. ગુજરાતમાં ગયો અને ત્યાંથી ધારમાં ત્રણ વરસ રહ્યો. એના ગયા પછી દીલાવરખાન આ પ્રાંતમાં સ્વતંત્ર સૂબો બન્યો. એણે માંડવગઢની પ્રાચીનતા, હિન્દુ અને જૈન દેવનાં ધાર્મિક સ્થાનોનો નાશ કર્યો, માંડવગઢનું નામ બદલી 'શાદીયાબાદ' નામ રાખ્યું. મુસલમાન યુગમાં માળવાના સૂબેદારોએ માંડવગઢને રાજધાનીનું શહેર બનાવ્યું. મંદિરો-ઉપાશ્રયો અને દેવળોને બદલે મસ્જીદો, મકબરા, વગેરે બન્યાં પછી મરાઠાઓએ આ પ્રાંત ઉપર સત્તા જમાવી જે અદ્યાવધિ ચાલુ છે. અત્યારે એની રાજધાની માંડવગઢ નહિ કિન્તુ 'ધાર' છે.

માંડવગઢ ચૌદમી સદીમાં ઉન્નતિના શિખરે હતુ. આ વખતે અહીંના દાન-વીર, ધર્મવીર શ્રીમંત જૈનોએ આ નગરમાં સેંકડો જિનમંદિરો બનાવ્યાં હતાં. મહામંત્રી પેથડકુમાર;* અહીંના મંત્રી નીમાયા અને સંપત્તિવાન બન્યા પછી માંડવગઢના ત્રણસો જિનમંદિરોના જીર્ણોદ્ધાર કરાવી ઉપર સોનાના કલશો ચઢાવ્યા હતા. જુઓ એનું પ્રમાણ—

" यः श्रीमंडपदुर्गस्य जिनचैत्यशतत्रये ।
अरथापयत्स्वर्णकुम्भान् स्वप्रतापमिवोज्ज्वलान् " ( ઉપદેશસપ્તતિકા )

આ મંત્રીશ્વરે ૮૪ નગરોમાં સુંદર ભવ્ય જિનાલયો બંધાવ્યાનો ઉલ્લેખ, ઉપદેશસપ્તતિકા, સુકૃતસાગર વગેરે ગ્રંથોમાં મલે છે. મંત્રીશ્વરે માંડવગઢમાં અઢાર લાખ રૂપિયા ખર્ચી બ્હોંતેર દેવકુલિકાથી શોભતું વિશાલ મંડપોથી અલં-કૃત શત્રુંજયાવતાર નામનું ગગનચુમ્બી ભવ્ય જિનમંદિર બંધાવ્યું હતુ. પોતાના ગુરુદેવ શ્રી ધર્મઘોષસૂરીશ્વરજીના પ્રવેશોત્સવમાં બહોંતેર હજારનો દ્રવ્યવ્યય

---

* તેમનું જન્મસ્થાન, વિદ્યાપુર, તેમના પિતાનું નામ દેદાશાહ.

કર્યો હતો. ગુરુજી પધાર્યાની વધામણી લાવનારને સોનાની જીભ, હીરાના બત્રીશ દાંત, રેશમી વસ્ત્રો, પાંચ ઘોડા અને એક ગામ ભેટ આપ્યું હતું. ગુરુ પાસે ભગવતી સૂત્ર સાંભળી તેમાં આવતા 'ગોયમ' શબ્દે સોનામહોર મૂકી હતી, જે છત્રીશ હજાર સોનામહોર થઈ હતી. ભરૂચમાં સાત જ્ઞાનભંડાર તથા બીજે ઠેકાણે જ્ઞાનભંડારો કરાવ્યા હતા અને આગમો લખાવ્યાં હતાં.

મંત્રીશ્વરે માંડવગઢથી સિદ્ધાચલજી અને ગિરનારનો મોટો સંઘ કાઢયો હતો, જેમાં સંઘ શત્રુંજય પહોંચ્યો ત્યારે શત્રુંજય ઉપર શ્રી મૂલનાયક આદીશ્વર ભગવાનના પ્રાસાદને ૨૧ ઘડી સુવર્ણનો વ્યય કરી સુવર્ણથી મઢાવ્યો, અને અઢાર ભાર સોનાના દંડકળશ કરાવી ચઢાવ્યા. તેમજ આ સંઘ જ્યારે ગિરનાર પહોંચ્યો ત્યારે દિલ્હીથો સમ્રાટ અલ્લાદીનનો માન્ય પૂરણ નામનો અગ્રવાલ જે દિગંબર હતો તે પણ સંઘ લઈ ગિરનાર આવ્યો હતો. તીર્થની માન્યતા માટે બન્ને સંઘોમાં વિવાદ થયો આખરે એમ ઠર્યું કે જે વધારે બોલી બોલે એનુ તીર્થ. પેથડ શાહ ૫૬ ભાર સોનાની ઉછામણી બોલ્યા અને તીર્થમાળ પહેરી તીર્થને શ્વેતાંબર સંઘનું કર્યું. તેમજ અગિયાર લાખ દ્રવ્ય ત્યાં સાધર્મિક વાત્સલ્યાદિમાં ખર્ચ્યાં બત્રીશ વર્ષની ભરજુવાનીમાં બ્રહ્મચર્ય સ્વીકાર્યું. દેવગીરીમાં સુંદર ભવ્ય જિનમંદિર બનાવ્યું જેમાં ચોરાશી હજાર ટાંક ખર્ચ્યા. ૧૩૩૫ માં આ મંદિર બન્યું છે. આ સિવાય ઝાંઝણકુમાર, મંત્રી ચંદાશા, ઉપમંત્રી મંડન*, સંગ્રામસિંહ સોની (જેમણે બે લાખ અને આઠ હજાર સોનામહોરો ખરચી પીસ્તાલીશ આગમની સુવર્ણમય પ્રતો લખાવી હતી.) જીવણ અને મેઘરાજ દિવાન, ઉપમંત્રી ગોપાલ, પુંજરાજ અને મંત્રી મુંજરાજ, શ્રીશ્રીમાલ ભૂપાલ, લઘુ શાલિભદ્ર જાવડશા, ચેલ્લાકશાહ, ધનકુબેર ભેસાશાહ, જેઠાશાહ, અમ્બદેવ, નિમ્બદેવ, ગદાશાહ, આસૂદેવ આદિ આદિ ઘણા પવિત્રાત્માઓ, ધનકુબેરો, દાનવીર, ધર્મવીર, શૂરવીર સરસ્વતીપુત્રો અહીં થયા છે અને જેમની કીર્તિ અદ્યાવધિ જૈન સાહિત્યગ્રંથોમાં સુવર્ણાક્ષરે લખાયેલ છે તેમજ મહાન જૈનાચાર્યો શ્રી ધર્મઘોષસૂરિજી, જ્ઞાનસાગરસૂરિજી, સાધુરત્નસૂરિજી, સુમતિરત્નસુંદરસૂરિજી, જિનચંદ્રમુનિ, જિનભદ્રસૂરિજી વગેરે અનેક સાધુ મહાત્માઓ ચૌદમી સદીથી તે ઠેઠ સોલમી સદી સુધી અહીં પધાર્યા હતા. અને ધર્મોપદેશ આપી, ગ્રંથરત્નો બનાવી આ પ્રાંતને પૂનિત અને અમર કર્યો છે.

---

* જેમણે નવ ગ્રંથો બનાવ્યા છે અને દરેક ગ્રંથને અંતે મંડન નામ આવે તેમ રાખ્યું છે. સાથે જ તેમના કુટુંબી ધનદ પણ મહાવિદ્વાન થયા છે અને તેમણે શૃંગારધનદ, નીતિધનદ અને વૈરાગ્યધનદશતક ગ્રંથો બનાવ્યા છે. તેમનાં લખાવેલાં પુસ્તકો પાટણના ભંડારમાં છે. આ દરેક મંત્રીઓ, શ્રીમંતો, દાનવીરો, ધર્મવીરોનો પરિચય 'અમારા મહાન જૈનાચાર્યો' નામના પુસ્તકમાં આવશે ત્યાંથી જોઈ લેવા ભલામણ છે.

સોળમી સદી પછી મુસલમાનોના આક્રમણે આ નગરીને પતનના ગર્તમાં ધકેલી દીધી. ભવ્ય આલેશાન જિનમંદિરો, બંગલા અને બગીચાઓ, મોટાં મોટાં ભોંયરાં, ગુફાઓ જમીનદોસ્ત થયાં, મસ્જીદો બન્યાં, મકબરા બન્યા. માત્ર આજે તો જૂના ખંડિયેરો ટીંબા અને ટેકરા ખાડારૂપે દેખાય છે.

જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીના પ્રશિષ્યરત્ન શ્રી વિજયદેવસૂરિપુંગવ, સમ્રાટ્ જહાંગીરની વિનંતિથી અહીં પધાર્યા હતા અને તેમના સત્સંગથી બાદશાહ ખૂબ જ પ્રસન્ન થયો અને સૂરિજીને 'મહાતપાનું' માનવંતું બિરુદ આપ્યું હતું. આ મુલાકાત ૧૬૭૪ માં થઈ હતી. શ્રી નેમિસાગરજીને 'જગદીપક' નું બિરુદ આપ્યું હતું.

ઉપાધ્યાયજી શ્રી ભાનુચંદ્રજી પણ સમ્રાટ્ જહાંગીરની વિનંતિથી માંડવગઢ પધાર્યા હતા. સમ્રાટ્ અકબરની માફક જહાંગીરની પણ ભાનુચંદ્રજી ઉપર બહુ શ્રધ્ધા હતી. જ્યારે જહાંગીર માંડવગઢ હતો ત્યારે તેણે ગુજરાતમાં માણસ મોકલી ભાનુચંદ્રજીને પોતાની પાસે તેડાવ્યા હતા. અહીં તેણે પોતાના પુત્ર શહરયારને ભાનુચંદ્રજી પાસે ભણવા મૂકયો હતો. ભાનુચંદ્રજી જ્યારે માંડવગઢમાં આવ્યા ત્યારે બાદશાહ જહાંગીરે શું કહ્યું હતું તે વાંચો—

'મિલ્યા ભૂપનઈ, ભૂપ આનંદ પાયા, ભલઈ તુમે ભલઈ અહીં ભાણચંદ આયા.
સહરિઆર ભણવા તુમ વાટ જોવઈ, પઢાઓ અમ્હ પૂતકું ધર્મ્મ વાત.
જીઉ અવલ સુણતા તુમ્હ પાસિતાત ભાણચંદ! કદી ન તુમે હો હમારે,
સબહી થકી તુમ્હ હો હમ્મ હિ પ્યારે "

સૂરીશ્વર ને સમ્રાટ પૃ. ૨૩૯ (ઐ. રા. સં. ભા. ૪, પૃ. ૧૦૯)

જે શહેરના કિલ્લામાં ત્રણ લાખ જૈનો રહેતા અને સેંકડો જિનમંદિરો હતાં ત્યાં આજે માત્ર નાનું ગામડું જ છે

માંડવગઢમાં અત્યારે શ્રી શાંતિનાથજી ભગવાનનું મંદિર છે. મૂલનાયકજી શ્રી શાંતિનાથજીના મૂર્તિની પાછળ આ પ્રમાણે લેખ છે.

" संवत् १५४७ वर्षे महाशुदि १३ रवौ श्रीमंडणसोनीज्ञातीय श्रेष्ठी अर्जुन सुत श्रे. गोवलभार्या हर्षु-सुतपारिप मांडणभार्या श्राविकार्तीलासो... मांदराजभार्या दत्वा विह्लादे द्वि. लाललतादे पुत्र २ सो. टोडरमल्लसोनी कृष्णदास पुत्री बाइ हर्षाई परिवारस. "

આ સિવાય તાલનપુરના મંદિરમાં મૂલનાયકની જમણી બાજુની શ્રી ચંદ્રપ્રભુજીની પ્રતિમાજી ઉપર પ્રાચીન લેખ છે, જે આ પ્રમાણે છે.

" संवत् ९१२ वर्षे शुभचैत्रमासशुक्ले च पञ्चम्यां तिथौ भौमवासरे श्रीमंडपदुर्गे तारापुरस्थितपार्श्वनाथप्रासादे गगनचुम्बीशिखरे श्रीचन्द्रप्रभबिंबस्य प्रतिष्ठाकार्यं प्रतिष्ठाकर्ता च धनकुबेर शा चन्द्रसिंहस्य भार्या यमुना पुत्रश्रेयोऽर्थं प्रजगच्चन्द्रसूरिभिः "

આ લેખનો સંવત ૯૧૨ છે એ બહુ જ વિચારણીય છે. લેખની ભાષા-શંકાસ્પદ છે શ્રી જગચ્ચંદ્રસૂરિજીનું નામ પણ ખૂબ વિચારણા માગે છે. ( માંડવગઢની આ પ્રતિમા અત્યારે તાલનપુરમાં બિરાજે છે. )

આ સિવાય એક પ્રતિમાજી ઉપર " संवत् १३३३ वर्षे माघ शुदी ७ सोमे आचार्यश्री " આટલું જ વંચાય છે.

એક મૂર્તિ કારખાનામાં છે જે ૧૪૮૩માં સાહ સાંગણે ભરાવેલ છે અને પ્રતિષ્ઠા શ્રી કક્કસૂરિજીએ કરેલી છે. આ મૂર્તિ શ્રી સંભવનાથ ભગવાનની છે અને ખંડિત છે.

માંડવગઢમાં પ્રતિષ્ઠિત અનેક ધાતુમૂર્તિઓ પણ જુદાં જુદાં સ્થાનોમાં મલે છે, જેમાં સોળમી સદીના પ્રારંભથી સત્તરમી સદીના ઉત્તરાર્ધ સુધીના લેખો છે.

માંડવગઢમાં જેઠાશાની હવેલી પાસે ૧૪૦૦ મણિ અને સ્ફટિક આદિના બિંબો ભંડાયાની વાતો સંભળાય છે. જગડુશાહે પાંચ જિનમંદિરો અને ૧૧ શેર સોનાનાં તથા ૨૨ શેર રૂપાનાં બિંબ ભરાવ્યા હતાં.

**માંડવગઢનો રાજીયો નામે દેવ સુપાસ;**
**ઋષભ કહે જિન સમરતાં પહોંચે મનની આશ.**

આ સુપાર્શ્વનાથજીની મૂર્તિ અત્યારે નથી. અને ઠેઠ રામચંદ્રજીના સમય-ની પ્રાચીન મૂર્તિ એક વાર અહીં મૂલનાયક તરીકે હતી. અત્યારે આ પૂનિત પ્રાચીન મૂર્તિનો પત્તો નથી.

ઔરંગઝેબના સમયમાં માંડવગઢની પૂરી પડતી થઈ. મંદિરો પણ ધ્વસ્ત થયાં, મૂર્તિઓ પણ ભંડારી દેવાઈ ઠેઠ ૧૮૫૨માં એક ભિલ્લને એક મૂર્તિ પ્રાપ્ત થઈ. થોડો વખત તો પ્રતિમાજી એમજ રહ્યાં. પછી ત્યાંના જૈનોને ધાર સ્ટેટના મહારાજા યશવંતરાવ પાવરને ખબર પડવાથી તેઓ અહીં આવ્યા. અહીંથી હાથી ઉપર બેસારી પ્રતિમાજીને ધાર લઈ જવાનો મહારાજાનો વિચાર હતો, પરંતુ દરવાજા બહાર હાથી જ ન નીકળે. છેવટે શ્રાવકના કહેવાથી ભગવાનને અહીં જ રાખવાનું નક્કી કર્યું અને એક જૂના ખાલી જૈન મંદિરમાં ભગવાનને બેસાર્યા.

પછી આ મંદિરને સુધરાવ્યું. આજુબાજુની જમીન પણ સાફ કરાવી. ૧૮૯૯માં અહીં વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી ભગવાનને બિરાજમાન કર્યા. રાજાએ

૧૬૭, અગરચંદજીએ ૫૦, ધારના પોરવાડ પંચે ૧૦૭, મંદિરના નિભાવ ખર્ચ માટે આપ્યા. ચાલુ ખર્ચ માટે પણ રાજાએ ૧૦૦ આપ્યા હતા. તેમજ તે સમયે કસ્ટમની આવક થાય તે જૈનો ઉઘરાવે અને મંદિરની વ્યવસ્થા માટે વપરાય એવું ઠરાવ્યું. કહે છે કે ૧૮૫૨માં દિગંબરોએ પણ આ મૂર્તિ પોતાને મળે તે માટે કેસ કરેલો પરન્તુ આમાં દિગંબરો હાર્યા અને શ્વેતાંબરોએ ૧૮૯૯માં પ્રતિષ્ઠા કરાવી.

આ પછી ૧૯૫૭માં પૂ પા. શ્રીહંસવિજયજી મહારાજ પધાર્યા. સાથે બુર્હાનપુર-આમલનેર વગેરે ગામોના શ્રાવકો હતા. અહીંના મંદિરની સ્થિતિ જોઇ સુધરાવવા માટે તેમણે ઉપદેશ આપ્યો. મંદિર સુધરાવ્યું. ધર્મશાળાને દરવાજો કરાવ્યો. ધર્મ-શાળા માટે ખોદકામ કરતાં નવ પ્રતિમાજી નીકળ્યાં. પછી સં. ૧૯૬૪માં વૈ. શુ. દશમે ઉત્સવપૂર્વક પ્રતિમાઓને પ્રતિષ્ઠિત કરવામાં આવ્યાં આ પ્રસંગે પાંચમનું ઉજમણું પણ અહીં થયું. ત્યાર પછી વ્યવસ્થા માટે ધાર, બદનાવર, કુકસી, શિરપુર, બુરાનપુરના જૈનોની કમિટી નિમવામાં આવી.

અહીં અત્યારે પણ વિવિધ ચમત્કારો દેખાય છે ૧૯૯૨માં અહીં મૂલનાયક-જીની પાસે શ્રી પાર્શ્વનાથજીનાં પ્રતિમાજી છે, ત્યાં એક કાળો નાગ આવ્યો જે ત્રણ દિવસ સુધી ન ખસ્યો. ત્રીજે દિવસે પૂજારીએ કહ્યું. નાગદેવતા હવે જાઓ પૂજા કરવામાં અમને ડર લાગે છે. બસ, સાપ અદૃશ્ય થયો.

મૂલ મંદિરની સામે એક રસ્તો જાય છે. એ રસ્તે લાલ મહેલ તરફ જતાં બે ફર્લાંગ દૂર એક ધ્વસ્ત જૈન મંદિર દેખાય છે આજુબાજુમાં બીજા પણ ઘણાં જૈન મંદિરો દેખાય છે. ઘણીવાર ખોદકામ કરતાં જૈન મૂર્તિઓ પણ નીકળે છે. તેમજ જંગલમાંની મલિક મુગીસની મસજીદ પણ સુંદર જૈન મંદિર હતુ તે સ્પષ્ટતયા સમજાય છે. આ સિવાય બીજાં અને જામી મસજીદ વગેરે જૈન મંદિર હશે તેમ સમજાય છે.

ઇતિહાસપ્રસિદ્ધ રૂપમતીનો મહેલ પણ અહીં જ છે. આ સિવાય મુસલમાની જમાનાના રાજમહેલો, મસજીદો, તલાવો કે જે અત્યારે ખંડિયેર હાલતમાં છે તે પણ જોવાય છે.

અત્યારે નવીન જિનમંદિર ભવ્ય બને તે માટે પાયો નંખાયેલો છે. સારી ધર્મશાળાની પણ જરૂર છે તેમજ યાત્રિકોએ પણ થોડું કષ્ટ ઉઠાવી અહીં યાત્રાએ આવવાની જરૂર છે.

## તારાપુર

માંડવગઢથી લગભગ ચાર ગાઉ દૂર આ પ્રાચીન નગર છે. અહીં સુંદર ભવ્ય, કલામય અને વિશાલ જૈનમંદિર છે, જે અત્યારે તદ્દન ખાલી છે. અંદર એક પણ મૂર્તિ નથી. આ મંદિર ૧૫૫૧માં ગ્યાસુદ્દીન બાદશાહના મંત્રી ગોપાળ શાહે બંધા-

વ્યાનો લેખ મંદિરમાં વિદ્યમાન છે. અહીં સૂર્યકુંડ છે. મંત્રીશ્વરે ચાર તીર્થોના ચાર પટો પણ કરાવ્યાનો ઉલ્લેખ છે. અહીં પ્રયત્ન કરી ભગવાનની મૂર્તિ સ્થાપવા જરૂર છે. અહીં અખાત્રીજે એક સફેદ સાપ નીકળે છે. અત્યારે તો પાંચ પચ્ચીશ ભીલોનાં ઝુંપડાં જ છે.

માંડવગઢ મહુની છાવણીથી ત્રીસ માઈલ દૂર દક્ષિણમાં છે, અને ધારથી ૨૪ માઈલ દૂર માંડવગઢનો કિલ્લો છે.

## લક્ષ્મણી તીર્થ

માળવા પ્રાંતમાં લક્ષ્મણી તીર્થ પ્રાચીન છે. અલીરાજપુર સ્ટેટનું એક નાનું ગામડું છે, જે એક પ્રાચીન સુંદર તીર્થ હતું. અહીં *ખોદકામ કરતાં ચૌદ જૈનમૂર્તિઓ નીકળી હતી એમાં શ્રી મહાવીર પ્રભુની પ્રતિમા સંપ્રતિ રાજાના સમયની જણાય છે. બીજી ત્રણ મૂર્તિઓ ઉપર સં. ૧૩૧૦નો લેખ આ પ્રમાણે છે—

" संवत् १३१० वर्षे माघसुदि ५ सोमदिने प्राग्वाटज्ञातीय मंत्रीगोसल, तस्य चि० मंत्री गंगदेव तस्य पत्नी गांगदेवी तस्याः पुत्र मंत्रीपदम् तस्य भार्या गोमतीदेवी तस्य पुत्र मं संमाजीना प्रतिष्ठितं "

* ખોદકામ કરતા જે ચૌદ મૂર્તિઓ નીકળી તે આ પ્રમાણે છે.

| નામ | ઉંચાઇ | ઇંચ | નામ | ઉંચાઇ | ઇંચ |
|---|---|---|---|---|---|
| શ્રી પદ્મપ્રભસ્વામી | ૩૭ | " | શ્રી ચંદ્રપ્રભસ્વામી | ૧૩ાા | " |
| શ્રી મહાવીરસ્વામી | ૩૨ | " | શ્રી અનન્તનાથજી | ૧૩ાા | " |
| શ્રી આદિનાથજી | ૨૭ | " | શ્રી ઋષભદેવજી | ૧૩ | " |
| શ્રી અજિતનાથજી | ૨૭ | " | " | " | " |
| શ્રી મલ્લિનાથજી | ૨૬ | " | શ્રી સંભવનાથજી | ૧૦ાા | " |
| શ્રી નમિનાથજી | ૨૬ | " | શ્રી મહાવીરસ્વામી | ૧૦ | " |
| ચોમુખજી | ૧૫ | " | શ્રી અભિનંદનસ્વામી | ૯ાા | " |

આમાંથી શ્રી અભિનંદન સ્વામી અને મહાવીરસ્વામીની મૂર્તિ ખંડિત છે.

સૌથી પ્રાચીન અને ભવ્ય મૂર્તિ છે—૩૨ ઈંચવાળી શ્રી મહાવીર પ્રભુની મૂર્તિ.

આમાં ત્રણ મૂર્તિઓ તો વિ. સં. ૧૦૯૩માં પ્રતિષ્ઠિત છે. બાકીની મૂર્તિઓ ૧૩૧૦ મહાશુદિ ૫ પ્રતિષ્ઠિત છે જેના શિલાલેખો વિદ્યમાન છે.

આ સિવાય તોરણ, પરિકર, પબાસન વગેરે પણ ઘણાં મળે છે જેમના ઉપર પણ પ્રાચીન લેખો દેખાય છે.

પ્રતિમાઓ નિકળ્યા પછી ખોદાણકામ થતાં જુદા જુદા ટીબાઓમાંથી લગભગ પાંચેક મંદિરો દેખાય છે. એક મંદિર તો બાવન જિનાલયનું ભવ્ય મંદિર હોય તેવું દેખાય છે.

આ સિવાય બીજાં તોરણો, પરિકર, પદ્માસન, દેવ અને દેવીઓની મૂર્તિઓ મળે છે જેમાં ૧૦૯૩થી તે ઠેઠ ૧૫૬૮ના જુદા જુદા લેખો ઉપલબ્ધ થાય છે.

ચૌદમી સદીમાં લક્ષ્મણુપુર બહુ જ ઉન્નત અને ગૌરવશાલી હતું.

મંત્રીશ્વર પેથડકુમારે માંડવગઢથી કાઢેલો સિધ્ધાચલજી અને ગિરનાર વગેરેનો સંઘ વળતી વખતે લક્ષ્મણુપુર આવ્યો છે અને પછી અહીંથી માંડવગઢ ગયો છે. આ વખતે લક્ષ્મણુપુરના શ્રીસંઘે મંત્રીશ્વરના સંઘનું સુંદર સ્વાગત કર્યું છે, જેનો ઉલ્લેખ સુકૃતસાગરમાં છે.

મૂર્તિઓ પ્રગટ થવા પછી અલીરાજપુરના મહારાજાએ જૈન શ્વેતાંબર સંઘને મોટી જમીન આપી છે જેમાં વિશાલ ધર્મશાળા-ઉપાશ્રય-કૂવા-બાગબગીચાની વ્યવસ્થા છે. પ્રાચીન જિનમંદિરનો જીર્ણોદ્ધાર થયો છે. સુંદર ત્રિશિખરી ભવ્ય મંદિર છે.

અહીં આવવા માટે B. B & C I. રેલ્વેના ગોધરાથી રતલામ લાઈનમાં દાહોદ સ્ટેશને ઉતરવુ. ત્યાંથી અલીરાજપુર સુધી મોટર મલે છે. ત્યાંથી લક્ષ્મણી તીર્થ જવાય છે. વાહન મલે છે.

## તાલનપુર

આ નગરનું પ્રાચીન નામ તુંગીયાપત્તન અને ક્યાંક તારણપુર મલે છે. સોળમી સદીના પ્રારંભમાં પણ તુંગીયાપત્તન નામ મલે છે.

" सं. १५२८ वर्षे आश्विनसिते ५ तिथौ तुंगीयापत्तने लिखितमिदं श्रीमहावीरजिनश्राद्धकुलकं परमदेवार्येण स्वपरपठनार्थं. "

તાલનપુરની ચારે બાજુ પ્રાચીન મંદિરોના પત્થરો નીકળે છે જે સુંદર કલાપૂર્ણ અને ભાવવાહી છે સં. ૧૯૧૬માં એક ભિલ્લના ખેતરમાંથી શ્રી આદિનાથ ભગવાન વગેરે ૨૫ સુંદર ભવ્ય મૂર્તિઓ નીકળી હતી. પછી અહીં સુંદર જિનમંદિર બંધાવી પ્રતિષ્ઠા કરાવી છે. અહીંના શ્રી મૂલનાયકજીની બાજુની મૂર્તિનો લેખ કે જે ૬૧૨ની પ્રતિષ્ઠિત છે એ લેખ માંડવગઢમાં આપ્યો છે આ લેખવાળી પ્રાચીન મૂર્તિ અહીં છે. આ સિવાય તેર, ચૌદ, પંદરમી સદીના લેખોવાળી પ્રતિમાઓ તેમજ ધાતુ મૂર્તિઓ અહીં છે. એક ગોખડા વાવમાંથી શ્રી ગોડીજી પાર્શ્વનાથજીની ચમત્કારી મૂર્તિ સં. ૧૯૨૮માં નીકળી હતી જેની દંતકથા આ પ્રમાણે છે—

એક વાર એક પરદેશીને રાત્રે સ્વપ્નુ આવ્યું કે પૂર્ણિમાના દિવસે સવારમાં સવા પહોર દિવસ ચઢ્યા પછી શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમાજી વાવડીમાંથી પોતાની મેળે જ ઊંચી આવશે. આ મુસાફરે શ્રાવકોને વાત કરી. આજુબાજુના ગામોમાંથી જૈનો આવ્યા. બરાબર જણાવેલા સમયે પ્રતિમાજી પ્રગટ થયાં. જનતાએ પ્રેમથી-ભક્તિથી પ્રભુજીનાં દર્શન-પૂજનાદિ કર્યાં. પ્રતિમાજી બહાર કાઢી ગાદી ઉપર બેસાર્યાં. પાંચ દિવસ ઉત્સવ રહ્યો. આખરે ૧૯૫૦માં સુંદર મંદિરમાં ભગવાનને

બિરાજમાન કર્યા. આ મૂર્તિ શ્રી ગોડીપાર્શ્વનાથજીની છે અને તેના ઉપર લેખ આ પ્રમાણે છે.

"स्वस्तिश्रीपार्श्वजिनप्रासादात् संवत् १०२२ वर्षे मासे फाल्गुने सुदिपक्षे ५ गुरुवारे श्रीमान् श्रेष्ठिसुराजराज्ये प्रतिष्ठितं श्रीबप्पभट्टसूरिभिः तुंगीयापत्तने"

જ્યાંથી આદિનાથજી વગેરે પ્રતિમા નીકળ્યાં છે ત્યાં ચોતરો બંધાવી પાદુકા પધરાવી છે. આ સિવાય નીમાડ પ્રાંતમા બડવાની, બુહરાનપુર ( કે જેને પરિચય આપ્યો છે ), ખરગોન, સિંગાણુ, કુકશી, બાગ, પાંચ પાંડવોની ગુફાઓ ( બાગ ટપ્પાથી ચાર માઈલ દૂર વાઘળી નદીના દક્ષિણ તટ પર કેટલીક પ્રાચીન બૌધ્ધ ગુફાઓ છે. કુલ નવ ગુફાઓ છે), જે સુંદર દર્શનીય અને પ્રાચીન છે. પ્રાચીન ભારતના વિદ્યાર્થીઓને ભણવાના વિદ્યાપીઠ, સાધુઓના વિહારસ્થળો, મઠો વગેરે છે. તેમજ પાંચ પાંડવોની ગુફા છે ખાસ જોવા લાયક છે. ચિકલીઢોલા નાંઢોરી, અલીરાજપુર, રાઢપરગણુ, વગેરે સ્થાનોમાંથી કેટલાક સ્થાનોમાં જૈન મંદિરો સુંદર દર્શનીય છે. શ્રાવકોની વસ્તી છે. નીમાર પ્રાંતનાં પંદરમી સદીની સ્થિતિને દેખાડનાર સાથેની પ્રવાસગીતિકા જરૂર વાંચવા યોગ્ય હોવાથી સાથે આપી છે. આથી આપણુને આ પ્રાંતની પ્રાચીન મહત્તા, ગૌરવ અને ધર્મપ્રેમને ખ્યાલ આવશે. આ પ્રાંતમા અત્યારે કુલ ૧૭ શ્વેતાંબર જૈન મંદિરો છે. આ-માંથી ૧૪ શિખરબંધ્ધ મંદિરો છે. આ પ્રાંતમાં સોળમી સદી સુધી જૈન ધર્મીઓ બહુ જ વિપુલ સંખ્યામાં અને ગૌરવશીલ હતા.

## ધાર

માળવાની પ્રાચીન રાજધાની ધારાનગરી એ જ અત્યારે ધાર રૂપે પ્રસિધ્ધ છે. અગિયારમી શતાબ્દીના ઉત્તરાર્દ્ધમાં ગદ્ય મહાકાવ્ય તિલકમંજરીના રચયિતા પરમાર્હતોપાસક મહાકવિ ધનપાલ અને તેમના ભાઈ શોભન સ્તુતિના રચયિતા શોભનમુનિ પણુ અહીંના હતા અહીં અનેક પ્રભાવશાલી આચાર્યો પધાર્યા હતા. સિંધુલ, મુંજ, ભોજ, યશોવર્મા વગેરે પ્રસિદ્ધ રાજાઓ થયા છે. બાણુભટ્ટ-મયૂર-કાલિદાસ વગેરે પંડિતો થયા છે. ગૂર્જરસમ્રાટ્ સિદ્ધરાજ જયસંહે માળવા જીતી ગુજરાત સાથે મેળવ્યું હતું. પછી કુમારપાલે પણુ માળવા જીત્યું છે.

આ એક મહાન ઐતિહાસિક નગરી છે. અહીં એક પ્રાચાન સુંદર જિનમંદિર છે. મૂલનાયક શ્રી ઋષભદેવજી છે સુંદર જૈન ધર્મશાળા છે. શ્રાવકોનાં ઘરો છે. અહીંથી ઈંદોર ૪૦ માઉ દૂર છે ધારથી માંડવગઢ ૧૨ ગાઉ દૂર છે.

## મંદસોર

માળવા પ્રાંતમાં મંદસોર પ્રાચીન નગર છે. વિતભયપત્તનના પરમાર્હતોપાસક રાજા ઉદાયી, ઉજ્જૈનીના ચંડપ્રદ્યોતને હરાવી પાછા વળતા દશ રાજાઓ સાથે અહીં

ચાતુર્માસ રહ્યા હતા. સંવત્સરીના દિવસે ઉપવાસ કરી ઉદાયી રાજાએ પોતાના સ્વધર્મી બન્ધુ બનેલા રાજા ચંડપ્રદ્યોતને સાચી ક્ષમાપના આપી હતી. પછી અહીં દશપુર નગર વસાવ્યુ હતું જે એક તીર્થરૂપે ગણાયુ છે. પાછળથી દશપુર મંદસોર બન્યું છે. અહીં સુંદર દશ જિનમંદિર છે શ્રાવકોનાં ઘર પણ સારી સંખ્યામાં છે ઉપાશ્રય-પુસ્તકાલય વગેરે છે. ગામ બહાર ઘણા પ્રાચીન ટીંબા પણ છે. ખોદકામ કરતાં જૈન પ્રાચીન સ્થાપત્ય મળવાનો સંભવ છે.

## ભોપાવર

ગ્વાલીયર સ્ટેટમાં આવેલા રાજગઢથી દક્ષિણ પશ્ચિમે પાંચ માઇલ દૂર ભોપાવર તીર્થ છે. આનું પ્રાચીન નામ ભોજકુટ હતુ. ભોપાવરની પાસે જ સુંદર મહીનદી કલકલ નિનાદે વહે છે. વૈષ્ણવો એમ માને છે કે આ ભોજકુટ (ભોપાવર) નગરની નજીકમાં અમીઝરાની પાસે ' અમકાઝમકા ' દેવીના સ્થાનકથી કૃષ્ણજી રૂકમણીનું અપહરણ કરી ગયા હતા. આ વખતે પણ આ ભોજકુટ નગર પુરી જાહોજલાલીમા હતુ. જ્યારે જૈન સાહિત્યમાં ઉલ્લેખ મલે છે કે "શ્રી કૃષ્ણના પુત્ર રૂકમા કુમારે શ્રી નેમનાથ પ્રભુજીના શાસનકાળમાં અહીં ભોજકુટનગર વસાવ્યુ હતું અને આ નગરમાં પૂજન, દર્શન માટે સુમેરુ શિખરવાળું સુંદર જિનમંદિર બનાવી શ્રી શાંતિનાથ ભગવાનની ઊભી કાયોત્સર્ગ મૂર્તિ બિરાજમાન કરી હતી. પ્રતિમાજી સુંદર, શ્યામ, મનોહર અને ભવ્ય છે. એ પ્રાચીન પ્રતિમાજી ભોપાવરમાં અત્યારે વિદ્યમાન છે. મહાપ્રભાવિક ચમત્કારી અને પરમશાંતિદાયક આ પ્રતિમાજીના દર્શન જરૂર કરવા યોગ્ય છે. શ્વેતાંબર જૈનસંઘ તરફથી હમણાં જ સુંદર જીર્ણોધ્ધાર થયો છે. સુમેરૂ શિખરના સ્થાને ચોમુખજી છે અને તેની ઉપર શિખર છે. મંદિરજીમાં ગિરનાર, પાવાપુરી, ચમ્પાપુરી, સમેતશિખર અને તારંગાજીના દિવાલ પર કોતરેલા રંગીન પટો પણ દર્શનીય છે. અહીં અત્યારે બે શ્વેતાંબર જૈન ધર્મશાળાઓ, એક બગીચો અને એક ચતુર્મુખ જલકુંડ વિગેરે છે. તેનો વહીવટ જૈન શ્વેતાંબર સંઘ કરે છે. અત્યારે તો મુંબઈની સુવિખ્યાત શ્રી ગોડીજી પાર્શ્વનાથજીની પેઢી વહીવટ સંભાળે છે. દર વર્ષે ત્યાંથી ૬૦૦ રૂપિયા આવે છે અને વ્યવસ્થા થાય છે.

## અમીઝરા તીર્થ

ગ્વાલીયર સ્ટેટના એક જીલ્લાનુ મુખ્ય સ્થાન અમીઝરા છે* પરન્તુ આ નામ અહીં જિનમંદિરમાં બિરાજમાન શ્રી અમીઝરા પાર્શ્વનાથજીની ચમત્કારી પ્રભાવિક મૂર્તિ ઉપરથી રાખવામાં આવ્યું છે. આ નગરનુ નામ કુન્ડપુર હતું. શ્રી કૃષ્ણજી રુકિમણીનું અપહરણ આ નગરમાથી કરી ગયેલા અને ગામ બહાર રહેલા અમકાઝમકા

* જીલ્લાનું નામ અમીઝરા છે, તેમજ રાજગઢ વગેરે આ જીલ્લામાં ગણાય છે.

દેવીના સ્થાને જઇ રૂકમણી સાથે લગ્ન કર્યું હતું અર્થાત્ આ નગર પ્રાચીન છે. અહીં રાઠોડ રાજાઓનું રાજ્ય હતું. એમણે સન ૧૯૧૪ માં અહીંની અંગ્રેજોની છાવણીમાંના કેટલાક અંગ્રેજોને મારી નાંખ્યા અને છાવણીને આગ લગવી દીધી તેથી અંગ્રેજ સરકારે આ ઠાકોરને ફાંસીએ દીધા અને રાજ્ય સિન્ધીયા નરેશને સોંપ્યું. સિંધિયા નરેશે આ નગર આબાદ કર્યું. અહીંના જૈનમંદિરની ચમત્કારી મૂર્તિના નામથી શહેરનું નામ અમીઝરા રાખ્યું અને એ જ નામનો એક જીલ્લો બનાવ્યો.

શહેરની વચ્ચોવચ એક સુંદર ભવ્ય જિનમંદિર છે. મૂલનાયકજી શ્રી પાર્શ્વ-નાથજીની ત્રણ હાથ મોટી વિશાલ મૂર્તિ છે. આ સિવાય શ્રીચંદ્રપ્રભસ્વામીજીની પણ સુંદર મૂર્તિ છે. બીજી બે શ્યામવર્ણી પ્રતિમાઓ છે.

આ મંદિરમાં ભગવાન ઉપરથી એક વાર ખૂબ જ અમી ઝર્યું. કહે છે કે ડબાના ડબા ભરીને ખાલી કરે પણ અમી ઝરવા જ માંડયું. ત્રણ દિવસ લાગટ આવી રીતે અમી ઝર્યું હતુ. અહીં ૩૬ હાથનું સુંદર ભોંયરું છે. મૂલનાયકજી ઉપર લેખ આ પ્રમાણે છે.

"संवत १५४८ माघकृष्णे तृतीयातिथौ भौमवासरे श्रीपार्श्वनाथ-बिंबं प्रतिष्ठितं प्रतिष्ठाकर्त्ता श्रीविजयसोमसूरिभिः । श्रीकुन्दनपुरनगरे श्रीरस्तु ॥"

આ સિવાય નીચેનાં સ્થાનોમાં પણ અમીઝરા પાર્શ્વનાથજીની પ્રાચીન મૂર્તિઓ છે.

૧. ખેડામાં શ્રી અમીઝરા પાર્શ્વનાથજીનું મંદિર છે. આ મૂર્તિ રૂપાલમાંથી નીકળી છે. ખેડામાં ૧૮૭૧ માં શ્રાવણ શુદિ ૬ ના રોજ શ્રી પુણ્યરત્નસૂરિએ પ્રતિષ્ઠા કરેલી છે. ભગવાનના શરીરમાંથી અમી ઝરતું માટે અમીઝરા પાર્શ્વનાથજી કહેવાયા છે. અત્યારે પણ કદી કદી અમી ઝરે છે.

૨. કુવા ગામમાં છે, ત્યાં દર વર્ષે મોટો મેળો ભરાય છે.

(૩) થરાદ (૪) ખેરાલુ (૫) સાણંદમાં ( આ પ્રતિમાજી સં. ૧૪૦૦ માં પ્રતિષ્ઠિત છે.) ગીરનાના પહાડ ઉપર ભોંયરામાં ઘણા જ ચમત્કારી અમીઝરા પાર્શ્વનાથજીની મૂર્તિ છે. (૬) વડાલીમાં પણ ,અમીઝરાજી હતા (૭) ગંધારમાં પણ શ્રી અમીઝરા પાર્શ્વનાથજીનું ભવ્યમંદિર છે અહીં પણ અમી ઝરે છે. (૮) સિદ્ધાચલજી ઉપર પણ અમીઝરા પાર્શ્વનાથજી બહુ ચમત્કારી છે. (૯) ગોલવાડ જીલ્લામાં ખેડામાં પણ અમીઝરા પાર્શ્વનાથજી છે.

અમીઝરા પાર્શ્વનાથજી મૂર્તિ બહુ ચમત્કારી અને પ્રભાવિક છે.

## બુરાનપુર

નીમાડ પ્રાંતનાં પ્રસિદ્ધ બે તીર્થો સાથે બુરાનપુરનો ટૂંક પરિચય જરૂરી ધારી આપ્યો છે.

અહીં ૧૯૫૩ પહેલાં લગભગ ૩૦૦ ઘર જૈનોનાં હતાં તેમજ સુંદર ભવ્ય ૧૮ જિનમંદિરો હતાં. આમાં શ્રી મનમોહન પાર્શ્વનાથજીનું ભવ્ય મંદિર મોટું મંદિર ગણાતું તેમાં સમેતશિખર તીર્થનો પટ સુંદર કારીગરી અને બીજાં ચિત્રોથી સુશોભિત હતો. બીજાં મંદિરો પણ કલાથી શોભિત હતાં. મોટા મંદિરમાં ત્રણ ત્રણ ચાર ચાર ફૂટનાં ભવ્ય પ્રાચીન જિનબિંબો હતાં. સં. ૧૯૫૩માં બુરાનપુરમાં ભયંકર આગ લાગી ઘણું જ નુકશાન પહોંચ્યું એમાં આ મોટું મંદિર પણ બળીને ભસ્મીભૂત થયું. બીજી પ્રજાને અને જૈનોને પણ નુકશાન થયું. જૈનોની વસ્તી ઘટવા માંડી ૩૦ વર્ષ પૂર્વે ૫૦ થી ૬૦ ઘર હતાં. અત્યારે ફક્ત ૮થી ૧૦ ઘર છે.

અહીંના ૧૮ મંદિરોમાંથી ૧૯૫૭માં નવ મંદિરો બનાવ્યાં. ત્યારપછી પણ વ્યવસ્થા સચવાવાના અભાવે ૧૯૭૩-૭૪માં એક ભવ્ય મંદિર બનાવ્યું. અઢારે મંદિરોના મૂલનાયકો આ નૂતન ભવ્ય મંદિરમાં પધરાવ્યા છે.

આ સિવાય ત્રણસો જેટલાં જિનબિંબો કચ્છ વગેરે દૂર દૂરના દેશોમાં મોકલાવ્યાં હતાં. ૧૯૫૮માં પોણા પાંચસો (૪૭૧) ધાતુની જિનપ્રતિમાઓ પાલીતાણા મોકલાવ્યાં. ૧૯૭૬માં ૨૮ પ્રતિમાજી 'ભાંડુકતીર્થ' લઇ ગયાં છતાંયે અત્યારે પણ ઘણાં જિનબિંબો વિદ્યમાન છે. મંદિરજીના વચલા ભાગમાં મૂલનાયકજી શ્રી શાંતિનાથજીની ભવ્ય મૂર્તિ છે. નીચે ભોંયરામાં શ્રીશીતલનાથજી મૂલનાયકજી છે, અને ઉપર શિખરના ભાગમાં ચોમુખજીનાં ચાર પ્રતિમાજી છે.

અહીં એક એવી દંતકથા ચાલે છે કે માંડવગઢના પ્રસિદ્ધ-"માંડવગઢનો રાજીયો નામે દેવ સુપાસ" સુપાર્શ્વનાથજી માંડવગઢમાંથી લગભગ અઢીસો વર્ષ પહેલાં માંડવગઢથી અદૃશ્ય થઈ અહીં આવેલાં છે. આ પ્રતિમાજી પંચ ધાતુમય લગભગ ત્રણ મણ વજનના છે. પરિવરના બે ખંડ થાય છે અને પરિઘર મૂલનાયકજીથી જુદું પણ પડી શકે તેવું છે. મૂર્તિ ઉપર લેખ આ પ્રમાણે છે.

"स्वस्ति संवत १५४१ वैशाख शुदि ५ तिथौ गुरुवारे श्रीमालज्ञातीय-गोत्रे उडक पजोलीया संघवी मोलासंताने संघवी हरवण पुत्रसंघवी पकदेव, पुत्र संघवी राणा भार्या तिलक पुत्र संघवी घरणा संघवी सुहणा। घरणा भार्या सेढी पुत्र पदमशी। संघवी सुहाणा भार्या मानु द्वितीय भार्या लाढी पुत्री संग्रामेण, वीरयुतेन संघवी सहाणाकेन आत्मपुण्यार्थं श्रीसुपार्श्वविंवं कारितं प्रतिष्ठितं च श्री धर्मघोषगच्छे भट्टारक श्रीविजयचंद्रसूरिपट्टे भट्टारक श्रीसाधुरत्नसूरिभिः मंगलं अस्तु शुभं भवतु ॥

એનો પરિકરનો લેખ નીચે પ્રમાણે છે—

"संवत १५४१ वर्षे वैशाख शुदि ५ श्रीमालज्ञातीय संघवी राणा सुत संघवी घरणा भार्या सेढी संघवी सुहणा भार्या मानु द्वितीय भार्या लाढी

सहवीरयुतेन श्रीसुपार्श्वबिंबं कारितं प्रतिष्ठितं च धर्मघोषगच्छे श्रीसाधुरत्न सूरिभिः मंगलं ॥

બન્ને લેખો એક જ સંવત્ ૧૫૪૧ ના છે.

અહીં આવનાર ભાઇઓ કે જેઓ માંડવગઢથી અહીં આવવા ધારે તેઓ મહુની છાવણીથી ખંડવા લાઇનમાં થઇ બુરાનપુર સ્ટેશને ઉતરે. ત્યાંથી ગામમાં જવાને ઘોડાગાડીયો મળે છે, તેમજ અંતરીક્ષ પાર્શ્વનાથજીની યાત્રા કરીને આવનારને આકોલા થઈ ભુસાવલ થઇ બુરાનપુર અવાય છે અને માંડવગઢથી અંતરીક્ષ પાર્શ્વનાથજી જતાં વચ્ચે બુરાનપુર આવે છે.

અહીં આવનાર મહાનુભાવોને બુરાનપુરથી ત્રણ માઈલ દૂર 'સોનબરડી' માં શ્રી કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજીની પાદુકાનાં દર્શન થશે.

બુહરાનપુરમાં ઉ. શ્રી ભાનુચંદ્રજી પધાર્યા હતા. તેમના ઉપદેશથી અહીં દશ જિનમંદિરો બન્યાં હતાં અને દશ જણની દીક્ષાઓ થઇ હતી. અર્થાત્ સત્તરમી સદીમાં તો બુરાનપુર બહુ જ ઉન્નત અને ગૌરવશીલ હતુ.

### " नेमाड प्रवासगीतिका "

मांडव नगोवरी सगसया, पंच तारा उर वरा ।
विस-इगसिंगारी-तारण, नन्दुरी द्वादस परा ॥
हत्थिनी सग लख मणीउर इक्कसय सुह जिणहरा ।
भेटिया अणूवजणवए, मुणिजयाणंद पवरा ॥ १ ॥
लक्ख तिय सहस-विपलसय पण सहस्स सगसया ।
सय इगविस दुसहसि सयल, दुन्निसहसकणयमया ॥
गाम-गामि भत्तिपरायण, धम्मम्म सुजाणगा ।
मुणि जयाणंद निरक्खिया, सवलसमणोवासगा ॥ २ ॥

ગુરૂ સાથઇ નેમારની યાત્રા કરિવા ગયા, મંડપાચલિં ૭૦૦ તારાપુરઈ ૫ શૃંગાર અનઈ તારણપુરઈ ૨૧ નાહુરીઈ ૧૨ હસ્તિનીપત્તનઈ ૭ અનઇ લક્ષ્મણપુરઈ ૧૦૧ જિનવરના ચૈત્ય જુહારિયા તિમજ મંડપાચલિઇ ત્રણ લાખી તારાપુરઈ ૨૫૦૦ તારણપૂરઈ ૫૦૦૦ શૃંગારપુરઈ ૭૦૦ નાહુરીઈ ૨૧૦૦ હાથિનપત્તનઈ ૨૦૦૦ અનઈ લક્ષ્મણપૂરઈ ૨૦૦૦ ઇમ ગામિં ગામિ ઠામ ઠામિં ઘણુ કણ કનકવંતા ભક્તિવંતા ધર્મ મર્મના જાણ સબલ શ્રમણોપાસિકના ગૃહ જોઇયા આત્મા ઘણી પ્રસન્ન થઇ છે. ઇ. સ. ૧૪૨૭ ના મગસરઈ યાત્રા કીધઇ છઈ.

લિ. જયાનંદ મુનિના હસ્તિનીપત્તને

ઇતિ નેમાડ પ્રવાસગીતિકા

## કુલ્પાકજી

આ તીર્થ દક્ષિણ દેશમાં (મહારાષ્ટ્રમાં) નિઝામ રાજ્યમાં આવેલું છે. નિઝામ સ્ટેટના મુખ્ય પાટનગર *હૈદ્રાબાદથી ઇશાન ખૂણામાં ૪૭ માઇલ દૂર કુલ્પાકજી શહેર છે. આ પ્રદેશની મુખ્ય ભાષા કનડી અને રાજભાષા ઉર્દુ છે. આ પ્રાંતમાં કુલ્પાકજીને કુલીપાક, કુલ્પ્યપાક, કુલ્પયપાક અને કુલ્પાક તરીકે ઓળખે છે. મંદિરજીનું નાનકડું શિખર અને તેનો આકાર દેવવિમાનને મળતો છે. શિખર ૬૮ ફૂટ ઊંચું છે. મંદિરજીમાં મૂર્તિ ભવ્ય અને શ્યામ છે. શ્રી આદિનાથ પ્રભુજીની ભવ્ય નીલ રત્નમય-માણેકની મૂર્તિ મૂળનાયકજી તરીકે બિરાજમાન છે. મૂર્તિ માણેક રત્નની બનાવેલી હોવાથી આ મૂર્તિને માણેકસ્વામી તરીકે ઓળખાવાય છે. મૂલનાયકજીની બાજુના ગભારામાં પીરોજા રંગની અલૌકિક ભવ્ય મૂર્તિ છે; જે જીવિતસ્વામિ ભગવાન શ્રી મહાવીરદેવની છે. પ્રતિમાજી અદ્‌ભુત, મનોહર અને એટલી આકર્ષક છે કે ત્યાંથી ખસવાનું મન જ ન થાય. આ તીર્થમાં બધી પ્રતિમાઓ પ્રાયઃ અર્ધ પદ્માસનસ્થ છે. આ મૂર્તિમાં કોઈ અનેરું ઓજસ પ્રકાશી રહ્યું છે. શાંતિદેવીના ઉપાસકોને તો અહીં ખૂબ જ આનંદ અનુભવાય તેવું

* નિઝામ હૈદ્રાબાદમાં શ્વેતાંબર જૈનોની વસ્તી છે. પાંચ સુંદર મંદિરો છે

૧. સરદારી કોઠી પાસે મૂળનાયક શ્રી પાર્શ્વનાથસ્વામીનું

૨. ચાર કમાન પાસે શ્રી પાર્શ્વનાથજીનું

૩. સાહુકારી કારવાનમાં પાર્શ્વનાથજી

૪. બેગમ બજારમાં પાર્શ્વનાથજીનું

૫. દાદાજીના બાગમાં દાદાજીની પાદુકા

અહીં નજીકમાં સિકંદ્રાબાદ છે, ત્યાં પણ એક સુંદર ભવ્ય જિનમંદિર અને ધર્મશાળા છે.

પરમ શાંતિનું ધામ છે. કળા અને રચનાની દૃષ્ટિએ પણ આ મૂર્તિ કોઈ અનેરી ભાત પાડે છે.

આ તીર્થનો ઇતિહાસ શ્વેતાંબર જૈનસાહિત્યમાં શૃંખલાબદ્ધ મળી આવે છે. ×કર્ણાટક દેશની રાજધાની કલ્યાણ નગરીમાં શંકર નામે પ્રભાવશાલી મહાન રાજા થઈ ગયો. કર્ણાટક અને તિલંગ દેશમાં તેનું આધિપત્ય હતું. એ રાજા પરમ આર્હદ્‌ભકત હતો. એક વખત રાજ્યમાં કોઈ મિથ્યાદૃષ્ટિ દેવે મારીનો રોગ ફેલાવી મહાઉપદ્રવ મચાવ્યો આથી રાજા અને પ્રજા ઘણાં દુઃખી થયા. આ વખતે ધર્મના પ્રભાવથી શ્રી જિનશાસનની અધિષ્ઠાયિકા પદ્માવતી દેવીએ રાત્રિના સમયે સ્વપ્નમાં આવી રાજાને કહ્યું કે-સમુદ્ર દેવ પાસેથી માણિકસ્વામિની મૂર્તિ લાવીને પધરાવ જેથી તારા દેશમાં શાંતિ થશે. રાજાએ આનંદ સહિત પ્રાતઃકાલે સમુદ્ર તરફ પ્રયાણ આદર્યું અને સમુદ્રકાંઠે જઈ †ઉપવાસ કરી લવણનાથ—સમુદ્રાધિષ્ઠાયક દેવની આરાધના કરી. સમુદ્રદેવે પ્રસન્ન થઈને મંદોદરી રાણીએ સમુદ્રમાં પધરાવેલ નિર્મલ રક્તમણિનાં જિનબિંબ-શ્રી માણિક સ્વામિની પ્રતિમા આપી અને સાથે જ કહ્યું કે 'આ પ્રતિમાજીથી* તારા દેશમાં લોકો સુખી થશે. આ બિંબ ગાડાદ્વારા પોતાની મેળે જ આવી જશે પરંતુ રસ્તામાં જતા તને જ્યાં સંશય થશે ત્યાં આ પ્રતિમાજી સ્થિર થઈ જશે." રાજાએ તે કથન માન્ય રાખ્યુ. રાજાએ પ્રતિમાજીને ગાડામાં સ્થાપિત કરી અને પોતે સૈન્ય સહિત આગળ વધ્યો, પરતુ આગળ ઉપર રસ્તો ઘણો વિકટ આવ્યો. પહાડો અને જંગલોમાંથી રસ્તો જતો હતો. આથી રાજાને સંશય થયો કે-પ્રતિમાજી આવે છે કે નહિં. બસ શાસનદેવીએ તિલંગદેશમાં દક્ષિણની કાશી કુલ્પાક નગરમાં પ્રતિમાજી સ્થિર ‡કરી દીધાં. રાજાએ ત્યાં જ મંદિર બંધાવ્યું. એ મંદિરજીમાં પ્રતિમાજી અદ્ધર જ રહ્યાં. આ પ્રસંગ વિક્રમ§ સંવત ૬૮૦ માં બન્યો. રાજાએ મંદિરજીમાં દેવપૂજન માટે બાર ગામ આપ્યાં. ત્યારપછી મિથ્યાત્વનો પ્રવેશ જાણી પ્રતિમાજી સિંહાસન સ્થિત થયાં. ૧૧૫૦ પછી મૂલનાયકજી સિંહાસન પર સ્થિત થયાં.

વિવિધ તીર્થકલ્પમાં શ્રી માણિકસ્વામિની મૂર્તિના ચમત્કારો જણાવતાં શ્રી જિનપ્રભસૂરિજી લખે છે કે-"હાલ પણ ભગવાનના અભિષેક જલથી દીપકની

× कण्णडदेसे कल्लाणनयरे संकरो नाम राया जिणभत्तो हुत्था ॥

† तओ राया सायरपासे गंतूण उववास करेइ ॥ (વિવિધતીર્થકલ્પ પૃ ૧૦૧)

* तुहदेसे सुही लोओ होही ॥

‡ तओ सासणदेवीए तिलंगदेसे कोल्लपाकनयरे दक्खिणवाणारसित्तिपंडिएहिं वणिज्जमाणे पडिमा ठाविआ । × × × तत्थ रायापवरं पासाय कारवेइ । किं च दुवालसगामे देवपूअट्ठ देइ । तम्मि भयवं अंतरिक्खे ठिओ छसयाइं असीआइं विक्कमवरिसाइं । तओ मिच्छपवेस नाउं सीहासणे ठिओ ।

§ षडशताशीति(६८०)वर्षाणि तत् बिंब गगने स्थितं ॥ २८ ॥　　　ઉપદેશસપ્તતિ.

જ્યોતિ પ્રગટે છે. પ્રતિમાજીના સ્નાત્રજલથી ભીંજાયેલી માટી નેત્રદોષી-આંધળો મનુષ્ય પોતાની આંખો ઉપર લગાવે તો દેખતો થાય છે. દેરાસરજીના મૂલ મંડપમાં કેસરના છાંટા વરસે છે; જેથી યાત્રીઓનાં કપડાં પણ ભીંજાય છે. જે માણસને સાપ કરડયો હોય તે જો મંદિરજીમાં જઈને ઊભો રહે તો સાપનું ઝેર ઉતરી જાય છે.

આ પ્રતિમાજી બહુ જ પ્રાચીન છે. ભરત મહારાજાએ અષ્ટાપદ પર્વત ઉપર ચોવીશ તીર્થંકરોની દેહમાન પ્રમાણવાળી પ્રતિમાઓ બનાવરાવી પરન્તુ અષ્ટાપદ પર્વત ઉપર હરેક મનુષ્ય જઈ શકે તેમ ન હોવાથી મનુષ્ય લોકના ઉપકાર માટે સ્વચ્છ મરકતમણિની શ્રી ઋષભદેવ પ્રભુ મૂર્તિ બનાવરાવી અને જેની પ્રતિષ્ઠા શ્રી પુંડરીક ગણધરસ્વામીના હાથે કર વિનીતા નગરીમાં સ્થાપિત કરી હતી. ત્યારપછી ઘણો સમય એ પ્રતિમાજી વિનીતામાં જ પૂજાયાં. બાદ વિદ્યાધરો આ ચમત્કારી પ્રતિમાજીને વૈતાઢય પર્વત ઉપર લઈ ગયા. ત્યાંથી આ પ્રતિમાજી ઈન્દ્ર લોકમાં લાવવામાં આવ્યાં અને દેવતાઓએ તેની પૂજા કરી. ત્યાંથી ઈન્દ્રને આરાધી રાવણે પ્રતિમાજી મંગાવી સતી મંદોદરીને પૂજા કરવા આપ્યાં. બાદ શ્રી રામ અને રાવણના યુદ્ધસમયે મંદોદરીએ આ પ્રતિમાજી સમુદ્રમાં પધરાવ્યાં અને છેલ્લે વિક્રમની સાતમી શતાબ્દિમાં કુલ્પાકજીમાં સ્થાપિત થયાં. આ પ્રતિમાજી પહેલાં ખૂબ જ ઉજ્વલ હતાં પરંતુ લાખો વર્ષ સમુદ્રમાં રહેવાથી કાળા (શ્યામ) થઈ ગયાં છે. દેવલોકમાંથી મનુષ્ય લોકમાં આ પ્રતિમાજીને આવ્યે અગીયાર લાખ એંશી હજાર નવસો ને પાંચ વર્ષ* થયાં છે.

ઉપદેશતરંગીણિમાં પણ ઉપર્યુક્ત કથનનુ જ સમર્થન કરે છે

"श्रीभरतचक्रिणा स्वांगुलीयपाचिमणिमयी श्रीआदिनाथप्रतिमा कारिता साद्याऽपि देवगिरिदेशे कुल्यपाके माणिक्यस्वामीति प्रसिद्धा ॥

આપણે પહેલાં જણાવી ગયા તેમ કર્ણાટક દેશના કલ્યાણીના શંકર રાજાએ આ પ્રતિમાજીની કુલ્પાકજીમાં સ્થાપના કરી. એ શંકરરાજાને જૈનેતર વિદ્વાનો શંકર ગણ માને છે. એ શંકર ગણનો પુત્ર ૬૪૮થી ૬૯૭ લગભગમા વિદ્યમાન હતો એમ ઇન્દુ માસિકમાં સાહિત્યાચાર્ય વિશ્વેશ્વરનાથ રેઉ શાસ્ત્રીનો ઉલ્લેખ છે.

આ કલ્યાણી નગરી તેરમી શતાબ્દિ સુધી જૈન પુરી હતી. વિ. સં. ૧૨૦૮માં કલ્યાણી નગરીમાં બીજલરાજ× નામે જૈન રાજા રાજ્ય કરતો હતો. આ વખતે

* શ્રી જિનપ્રભસૂરિજીના સમય સુધીનો આ આંક છે.

× સં. ૧૨૦૮ લગભગમાં ખિડનગરથી ચાલીશ ગાઉ દૂર કલ્યાણ નામથી જૈનોની રાજધાની હતી. તે મંડળમાં બિજ્જલ નામનો સાર્વભૌમ રાજા પરમ જૈન હતો, તેની સ્તુતિરૂપે જૈનોએ બિજ્જલકાવ્ય બનાવ્યું છે. ( સિધ્ધાંતશિરોમણી )

કર્ણાટક દેશમાં જૈન ધર્મનું સામ્રાજ્ય હતું. રાજાએ એક બ્રાહ્મણ કન્યા સાથે લગ્ન કર્યું હતું. રાજાએ એના આગ્રહથી પોતાના સાળા બસવને (વાસવને) પોતાનો મંત્રી નીમ્યો. આ સાળા મંત્રીએ રાજાને વિશ્વાસમાં લઇ વિશ્વાસઘાત કરી, રાજાને મારી નાંખી પોતાની બ્હેનને વિધવા બનાવી અને પોતે રાજા બની બેઠો. પછી તેણે લીંગાયત ધર્મની સ્થાપના કરી તેને રાજધર્મ બનાવ્યો. અને જૈન ધર્મને બને એટલી હાનિ પહોંચાડી કેટલાંયે જૈન મંદિરોમાં શિવલિંગ પધરાવ્યાં. કુલ્પાકજીમાં આજે પણ એ નિશાનીઓ મળે છે. તેમ કલ્યાણી નગરી કે જે અત્યારે પણ નિઝામ સ્ટેટના જાગીરદારની રાજધાની છે ત્યાંથી પણ ઘણીવાર જૈન મૂર્તિઓ વગેરે નીકળે છે.

કુલ્પાકજી પણ પ્રાચીન કાલમાં મોટું શહેર હશે. ત્યાં અનેક જિનમંદિરો હતાં. ત્યાં આજ પણ ખોદતાં કોઈ કોઇ સ્થાનેથી જિનમંદિરના મોટા મજબૂત પથ્થરના સ્થંભો, દરવાજાના બારણા ઉપર મૂકવાની મોટી મોટી શિલાઓ, જિન-મૂર્તિનાં આસનો-ગાદી અને બીજા લક્ષણોથી યુક્ત પથ્થરો, વાવો, કૂવા અને નાની મોટી જિનમૂર્તિઓ તેમજ બીજા જૈન દેવદેવીઓની આકૃતિ તથા જૈનાચાર્યોની મૂર્તિઓ મળી આવે છે. બધા કરતાં નાની નાની વાવો ઘણી હાથ આવે છે. હમણાં જ કસોટીની શ્રી મહાવીર પ્રભુની મૂર્તિ તથા એક જૈનાચાર્યની મૂર્તિ મળી આવી હતી. તેનો લેખ કનડી ભાષામાં છે.

કુલ્પાકજીનું અત્યારનું જિનમંદિર નાનું, નાજુક અને દેવભૂવન જેવું છે. તેની બાંધણી ઘણી પ્રાચીન અને મજબૂત છે. પ્રાચીન મંદિર મૂલ સ્થાને જ કાયમ રાખી, આજુબાજુ સુધારો-વધારો કરી પ્રાચીન ખોદકામમાંથી મળી આવેલી મૂર્તિઓ બિરાજમાન કરી છે. છેલ્લો જીર્ણોદ્ધાર હૈદ્રાબાદના શ્વેતાંબર શ્રી સંઘે કરાવેલ છે. બહારથી પણ સારી મદદ મળેલી છે. એક લાખ એંશી હજાર રૂ ખર્ચ થયો છે અને હજુ કામ ચાલુ જ છે. આ જીર્ણોદ્ધાર વિદ્યાસાગર ન્યાયરત્ન શ્રીશાન્તિવિજય-જીના ભગીરથ પ્રયત્નથી પુનમચંદજી છલ્લાણીએ શ્વેતાંબર સંઘ તરફથી કરાવ્યો છે.

આ પુનિત તીર્થને જિનપ્રભસૂરિજી દક્ષિણનો કાશી તરીકે ઓળખાવે છે. અહીંની નદીને અજૈનો ગંગા તરીકે ઓળખે છે. શ્રાદ્ધાદિ પણ તે નદીમાં કરે છે.

મૂળનાયક શ્રી માણેકસ્વામીનું માહાત્મ્ય અદ્‌ભૂત છે. જેમ શ્રી કેશરીઆજીને ત્યાંની અજૈન પ્રજા કાળા બાબા તરીકે પૂજે છે તેમ અહીંની કનડી, તેલુગી પ્રજા, હિન્દુ અને મુસલમાન બધાય ભક્તિથી આ માણેકસ્વામિને નમે છે. પ્રભુના દર્શન કરી ભંડારમાં પૈસા નાંખે છે. શિવરાત્રિનો અજૈનોનો મોટો મેળો ભરાય છે ત્યારે પણ અજૈન અહીં પણ આવે છે. ચૈત્રી પૂર્ણિમા ઉપર જૈનોનો મોટો મેળો ભરાય છે ત્યારે પણ અજૈનો સારી સંખ્યામાં આવે છે. અને દર્શન કરી પુનિત થાય છે. અહીંના જાગીરદાર કે જેઓ મુસલમાન છે, તેઓ અમુક વર્ષો સુધી સો રૂપિયા

વર્ષાસન આપતા હતા. ખુદ નીઝામ સરકારે પણ અહીં આવતી દરેક ચીજ ઉપરની જકાત માફ કરી છે.

અહીં શિલાલેખો પણ વિપુલ સંખ્યામાં વિદ્યમાન છે.

વિક્રમની ચૌદમી સદીથી લઈને અઢારમી સદી સુધીના લેખો વિદ્યમાન છે. ૧૪૮૩માં તપાગચ્છાધિરાજ શ્રી સોમસુંદરજીનો સમુદાય તેમના શિષ્ય શાંતિ ગણી સાથે પધારેલો હતો. મોગલસમ્રાટ્ અકબરપ્રતિબોધક જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરશિષ્યરત્ન શ્રી વિજયસેનસૂરિજી આદિ સં. ૧૬૬૭ માં અહીં પધાર્યા હતા. શ્રી વિજયદેવસૂરિજી તથા પં. ભાવવિજયજી ગણિવર આદિ પણ પધાર્યા હતા.

શ્રી કુલ્પાકજી તીર્થનો છેલ્લો જીર્ણોદ્ધાર શક સં. ૧૬૩૩ માં થયો હતો જે નીચેનો શિલાલેખ જોવાથી ખાત્રી થશે

स्वस्तिश्रीयत्पदांभोजमेजुपासन्मुखी सदा
तस्मै देवाधिदेवाय श्रीआदिप्रभवे नमः

संवत्(१७६७)वर्षे चैत्रशुद्धदशम्यां पुष्यार्कदिने विजयमुहूर्त्ते श्रीमाणिक्यस्वामिनाम्नः आदीश्वरभगवतो चिरत्नं प्रतिष्ठितं-दील्लीश्वरबादशाह औरंगजेब, आलमगीर पुत्र बादशाह श्रीबहादूरशाहविजयराज्ये सुबेदार नवाब मुहम्मद युसुफखानबहादूर सहाय्यात् तपागच्छे भट्टारक श्रीविजयप्रभसूरिशिष्य भ० श्रीविजयरत्नसूरिवरे सति पंडित श्रीधर्मकुशलगणिशिष्य पंडित केशरकुशलेन चैत्योद्धारः कृतः...केन प्राकारः कारितः शाके १६३३ प्रवर्तमाने इति श्रेयः ॥

હૈદ્રાબાદની દાદાવાડી માટે પણ આ જ વિદ્વાન ગણિવરને બાદશાહના સૂબાએ જમીન ભેટ આપ્યાનો શિલાલેખ મળે છે.

આ ઉપરથી એમ સૂચન થાય છે કે એક વાર આ પ્રદેશમાં તપાગચ્છીય આચાર્યોનું સામ્રાજ્ય હશે. તેમજ આ પ્રદેશના મંદિરોમાં માણિભદ્રની સ્થાપના હોય જ છે આ પણ મારા કથનની પુષ્ટિ કરે છે.

આ સિવાય સં. ૧૪૬૫ લગભગના ચાર શિલાલેખો છે. ૧૪૮૧ અને ૧૪૮૭ ના પણ શિલાલેખો છે. ૧૪૮૭ના એક શિલાલેખમાં મલધારગચ્છીય શ્રી વિદ્યાસાગરસૂરિજીનું નામ છે. ૧૪૮૧ના એક લેખમાં શ્રી રત્નસિંહસૂરિજી ખંભાતથી સંઘ સહિત આવ્યાનો ઉલ્લેખ છે. તેમજ ૧૪૬૫-૧૪૬૬ અને ૧૪૭૫ના શિલાલેખો પણ છે. ૧૪૭૫ના લેખમાં તપાગચ્છીય વિદ્વાન શ્રી સોમસુંદરસૂરિજીના શિષ્યપરિવારનું અને " સાધ્વીજી જયરત્નગણી " નું નામ જોવામાં આવે છે.

ઉપરના શિલાલેખમાં, કેટલાક ત્રુટિત છે અને કેટલાકમાં આચાર્યોનાં નામ નથી. ખાસ કરીને મલધારગચ્છ અને તપગચ્છનાં આચાર્યોનાં નામો જ મળે છે.

મુસલમાની જમાનામાં-મુસલમાની રાજ્યમાં જૈનાચાર્યોએ અને શ્રાવકોએ કેટલી કુશલતાથી તીર્થોની રક્ષા કરી છે તે આ શિલાલેખોથી સમજાય તેમ છે. આખા નીઝામ રાજ્યમાં આવું મોટું શિખરબંધ ભવ્ય મંદિર કુલ્પાકજીનું જ છે.

હમણાં ૧૯૬૫ ના જીર્ણોધ્ધાર સમયે શિલાલેખો જુદા કરી નાંખ્યા છે. મૂલનાયકજીની જમણી તરફની શાસનનાયક શ્રી વર્ધ્ધમાનસ્વામિની મૂર્તિ અદ્ભુત અને અનુપમ છે. ડાબી તરફ શ્રી નેમનાથજીની ભવ્ય મૂર્તિ છે. બીજી મોટી વિશાલ ૧૪ મૂર્તિઓ ખાસ દર્શનીય છે. દરેક જૈને તીર્થની યાત્રા કરવા જેવી છે. ધર્મશાલા આદિની વ્યવસ્થા સારી છે. ચોતરફ ફરતો મજબૂત કોટ છે. તીર્થની વ્યવસ્થા હૈદ્રાબાદ-સિકંદરાબાદના શ્રી શ્વેતાંબર જૈન સંઘ તરફથી થાય છે.

રેલ્વે માર્ગે જનાર શ્રાવકો મનમાડ જંકશનથી હૈદ્રાબાદ ગોદાવરી લાઇનમાં સીકંદરાબાદ જાય છે ત્યાંથી વરંગલ લાઇનના અલીર ( Alir ) સ્ટેશને ઉતરે છે. અહીંથી ચાર માઇલ કુલ્પાકજી છે. પાકી સડક છે. સ્ટેશન ઉપર કારખાના તરફથી ગાડી આવે છે.

૧. મંદિરજીમાં મૂલનાયકજી શ્રી માણેકસ્વામી આદિનાથ પ્રભુજીની ભવ્ય વિશાલ શ્યામ મૂર્તિ છે. ભરત મહારાજાના સમયની આ પ્રાચીન મૂર્તિ છે. અર્ધપદ્માસન પરમ દર્શનીય પ્રાચીન મૂર્તિ છે. પાસે ચક્રેશ્વરી દેવીની મૂર્તિ છે.

૨. મૂલનાયકજીની જમણી બાજુ મહાવીર પ્રભુની મનોહર હાસ્ય ઝરતી અદ્ભુત મૂર્તિ છે. પીરોજા પત્થરની છે. આકાશી રંગની આ પ્રતિમાજી ખૂબ જ દર્શન કરવા લાયક, દર્શન કરતાં તૃપ્તિ જ ન થાય એવું અદ્ભુત સિદ્ધાસનનું આ બિંબ આખા ભારતવર્ષમાં એક અદ્ભુત નમૂનો જ છે.

૩. નેમિનાથજીની મોટી શ્યામ પ્રતિમાજી છે. પાસે જ પદ્માવતીદેવીની મૂર્તિ છે.

જમણા હાથની લાઇન તરફ બહારના ભાગમાં

૪. શ્રી પાર્શ્વનાથજીની ભવ્ય શ્યામ મોટી ઊભી મૂર્તિ છે.
૫ શાંતિનાથજીની શ્યામ સુંદર અર્ધ પદ્માસન મૂર્તિ છે.
૬. શીતળનાથજીની શ્યામ સુંદર અર્ધ પદ્માસન મૂર્તિ છે.

પાછળના ભાગમાં

૭. શ્રી અનંતનાથજી (૮) અભિનંદન પ્રભુ, બન્નેની શ્યામ મોટી પ્રતિમાઓ છે.
૯. એક ગોખમાં શ્રી ચોવીશ જિનની સુંદર મૂર્તિઓ છે.

ડાબા હાથ તરફ

૧૦ શ્રી સુપાર્શ્વનાથજીની તથા ચંદ્રપ્રભુજીની (૧૧) મોટી શ્યામ પ્રતિમાઓ છે. કુલ ૧૪ મોટી પ્રતિમાઓ છે.

આ બધી પ્રતિમાઓ અર્ધપદ્માસન, પ્રાચીન, ભવ્ય અને મનોહર છે. આખા દક્ષિણ પ્રાંતમાં આના જેવું પ્રાચીન તીર્થ નથી.

અહીં મુનિમજી સિવાય શ્રાવકનું ઘર નથી. માત્ર ૪૦૦ થી ૫૦૦ ઘરનાં ઝુંપડાની વસ્તી છે.

આપણા ભવ્ય મંદિરની સામે ૧ ફર્લાંગ દૂર મોટું શિવાલય છે. કહે છે કે-પહેલાં આ જૈન મદિર હતું. બસવ મંત્રીએ જોરજુલ્મથી આ મંદિરને મહાદેવજીનુ મદિર બનાવ્યું. જૈનમંદિર ધ્વસ્ત કર્યું. અત્યારે થોડે દૂર નદીમાંથી પણ જૈન મૂર્તિઓ નીકળે છે. મદિરની સામે મોટો બગીચો છે. અંદર વાવો છે. ચારે બાજુ વાવ-કૂવા ઘણા છે. મંદિર અને ધર્મશાળા પણ પાકા કિલ્લાથી સુરક્ષિત છે.

## શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથજી

### "શ્રી અંતરીખ વરકાણો પાસ"

દક્ષિણમાં વરાડમાં આકોલાથી ૪૭ માઈલ દૂર શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથનું તીર્થ આવ્યું છે. આ તીર્થની સ્થાપના તેરમી શતાબ્દિમાં મલધારી શ્રી અભયદેવસૂરિજીના હાથે થયાના ઉલ્લેખો મળે છે; કિન્તુ શ્રી જિનપ્રભસૂરિજી પોતાના વિવિધતીર્થકલ્પમાં આ સબંધી કાંઈ જ ઉલ્લેખ નથી કરતા. તીર્થનો ઇતિહાસ તેઓશ્રી નીચે પ્રમાણે આપે છે.

લંકા નગરીમાં પ્રતિવાસુદેવ રાવણ રાજા રાજ્ય કરતા હતા. એક વાર તેમણે માલી અને સુમાલી નામના પોતાના બે નોકરોને કંઇક કાર્યપ્રસગે બહાર મોકલ્યા. પોતાના વિમાન ઉપર બેસીને ઘણે દૂર જતાં ભોજનનો સમય થયો. તે વખતે તેમના સેવકને યાદ આવ્યું કે જિનપ્રભુનો પૂજાનો કરંડીઓ તો ઘેર ભૂલી આવ્યો છું. દેવપૂજા કર્યા સિવાય તે બંને ભોજન કરતા નથી, અને જિનપ્રતિમાનો કરંડીયો નહિં જુવે તો મારા ઉપર ક્રોધિત થશે તેથી તેણે વિદ્યાના બલથી શુદ્ધ વેળુની ભાવી જિન પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાજી બનાવ્યાં. માલી અને સુમાલીએ ભક્તિથી પ્રભુપૂજા કરી. પછી જમ્યા. સેવકે કોઈ આશાતના ન કરે તેવી રીતે પ્રતિમાજીને લઇને સરોવરમાં પધરાવ્યાં. દેવના પ્રભાવથી સરોવરમાં એ પ્રતિમાજી વજ્ર સરખાં થયાં. સરોવર જલથી સપૂર્ણ ભરાઈ ગયું.

ત્યારપછી ઘણાં વર્ષો બાદ [1]ચિં(પિં)ગઉલ્લદેશમા (જેને અત્યારે વરાડ-સી. પી. કહે છે) સિરપાલ ([2]શ્રીપાલ) નામનો રાજા થયો. તેને શરીરે ભયંકર કોઢનો રોગ થયો હતો જેથી રાજ્ય છોડી અતઃપુર સહિત જંગલમાં ચાલી નીકળ્યો. એક વાર બહુ દૂર ગયા પછી તેણે એક નાના સરોવરમાં હાથ પગ ધોયા અને પાણી પણ

૧. બીજા ગ્રંથોમાં ખરદૂષણનું નામ મળે છે.

૨. ઇતિહાસમાં જણાવ્યું છે કે-એલચપુરનો રાજા શ્રીપાલ હતો. આ એલચપુર અમરાવતી(ઉમરાવતી)થી ૨૨ માઇલ દૂર છે.

પીધું. તંબુમાં જઈ રાત્રે સૂતો. સવારમાં રાણીએ જોયું કે રાજાનો કોઢનો રોગ મટી ગયો છે. તેણે રાજાને પૂછ્યું-નાથ ! આ આશ્ચર્યજનક ફેરફાર કેવી રીતે થયો ? રાજાએ જણાવ્યું કે-સરોવરમાં હાથ પગ ધોઇ જલ પીધું હતું. બીજે દિવસે આખું શરીર ધોયું. રાજાને તેથી વધારે આરામ થયો. પછી રાણીએ ધૂપદીપપૂર્વક વિનયથી પૂછ્યું કે-અહીં કયા દેવ છે ? રાત્રે રાણીને સ્વપ્ન આવ્યું કે-" અહીં શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની પ્રતિમા છે તેના પ્રભાવથી રાજા નિરોગી થયો છે. આ પ્રતિમાજીને ગાડામાં બેસાડીને સાત દિવસના તાજા જન્મેલા વાછડા જોડવા, કાચા સુતરના તાંતણાના દોરડાથી લગામ બનાવી સારથી વિના જ રથ ચાલશે. પરન્તુ પાછા વળીને જોવું નહિં કે શંકા કરવી નહિં. જ્યાં પાછું વાળીને જોશો કે રથ ત્યાં જ સ્થિર થઈ જશે." પછી રાજાએ પ્રતિમાજી મેળવ્યા અને દેવતાના કથન મુજબ રથ તૈયાર કરી પ્રતિમાજી બિરાજમાન કર્યા. રથ ચાલ્યો. થોડે દૂર ગયા પછી રાજાએ પાછું વાળીને જોયું કે પ્રતિમાજી આવે છે કે નહિં ? બસ, પ્રતિમાજી ત્યાં જ અધ્ધર-આકાશમાં સ્થિત થઈ ગયાં. રથ આગળ નીકળી ગયો. રાજાએ તે જોયું. બાદ ત્યાં જ પોતાના નામથી સિરિપુર નગર વસાવ્યું. ત્યાં જ જિનમંદિર બનાવ્યું અને ત્રિકાલ પૂજા કરવા લાગ્યો. ગ્રંથકાર કહે છે કે-પ્રતિમાજી પહેલાં તો ઘણાં અધ્ધર હતાં. હેલ ભરીને બાઇ પ્રતિમાજી નીચેથી નીકળી જાય તેટલી અધ્ધર પ્રતિમાજી હતાં. કાલસંયોગે જમીન ઊંચી થઇ અથવા તો મિથ્યાત્વના કારણોથી પ્રતિમાજી નીચે ઉતરતાં ગયા તેમ દેખાય છે અત્યારે તો પ્રતિમાજી નીચેથી ઉત્તરાસન ચાલ્યુ જાય છે અથવા દીપકનો પ્રકાશ પ્રતિમાજીની નીચેથી નીકળે છે એટલી અધ્ધર પ્રતિમાજી છે. ( અત્યારે પણ આટલી જ છે. ) આ પ્રસંગ તેરમી શતાબ્દિનો છે. " વ્હરાડચા ઇતિહાસ " માં પણ ઉલ્લેખ મળે છે કે-તેરમી શતાબ્દિમાં એલચપુરમાં શ્રીપાળ રાજા હતો.*

અનુક્રમિ એલચરાયનો રોગ દૂરી ગયો તે જલ સંયોગ;
અંતરીક પ્રભુ પ્રગટ્યા જામ સ્વામિ મહીમા વાધ્યો તામ. ૧૮
આગે તો જાતો અસવાર એવડો અંતર હુંતો સાર;
એક દોરાનું અંતર આજ દિન દિન દીપીએ મહારાજ. ૧૯

( પ્રાચીન તીર્થમાલા, પૃ. ૧૧૪, શીલવિજયજી )

---

* અન્ય ગ્રંથમાં ઉલ્લેખ મળે છે કે-રાજાએ પોતાના દ્રવ્યથી વિશાલ મંદિર બનાવ્યું તેથી તેને અભિમાન થઇ ગયું જેથી અધિષ્ઠાયક દેવે કહ્યું કે-પ્રભુજી સંઘે બનાવેલા મંદિરમાં બિરાજશે સંઘે પુનઃ જિનમંદિર બનાવ્યું અને તે વખતે દક્ષિણમાં વિચરતા શ્રી મલ્લધારી શ્રી અભયદેવસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવી, તે વખતે પણ પ્રતિમાજી અદ્ધર જ હતા. ૧૧૪૨ મહાશુદિ ૫ ને રવિવારે મલધારી શ્રી અભયદેવસૂરિજીએ પ્રતિષ્ઠા કરી હતી. આ સમયે પ્રતિમાજી સાત આગળ અદ્ધર હતા.

આ કવિરાજના લખવા મુજબ અઢારમી સદીમાં અંતરીક્ષ પાર્શ્વનાથનાં પ્રતિમાજી એક દોરા જેટલા અધ્ધર હતાં.

બાદ અઢારમી સદીની શરૂઆતમાં જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી પ્રશિષ્ય શ્રી વિજયદેવસૂરિજીના ભાવવિજયજી ગણી નામે શિષ્ય હતા. પૂર્વ કર્મના ઉદયથી તેઓ આંખોથી અપંગ ( આંધળા ) થયા. એક વાર દેવીએ સ્વપ્નમાં આવી, અંતરીક્ષ પાર્શ્વનાથજીનાં દર્શન કરાવી, ઇતિહાસ જણાવી ત્યા આવવા જણાવ્યું. શ્રી ભાવવિજયજીએ બીજે દિવસે બધી વાત સંઘને જણાવી. પાટણના શ્રીસંઘે (બીજે ખંભાતનું નામ મળે છે.) અંતરીક્ષજીનો નાનો સંઘ કાઢ્યો. શ્રીભાવવિજયજી મહારાજ સંઘ સહિત અંતરીક્ષજી પધાર્યા. ખૂબ જ ભક્તિભાવથી પ્રભુસ્તુતિ કરી. હૃદયના ઉલ્લાસથી કરેલી ભક્તિના પ્રતાપે નેત્રપડલ ખુલી ગયાં અને પ્રભુજીની પ્રતિમાનાં દર્શન થયાં. તેમણે બનાવેલ પ્રભુસ્તુતિ-રૂપ સ્તોત્ર પણ અદ્યાવધિ વિદ્યમાન છે *

પૂર્વ મંદિર જીર્ણ થઈ ગયું હતું. શ્રીભાવવિજયજી મહારાજને અધિષ્ઠાયક દેવે સ્વપ્નમાં આવી નૂતન મંદિર બંધાવવાનું જણાવ્યું. ગણિજી મહારાજે શ્રીસંઘ-ને ઉપદેશ આપી નૂતન મંદિર બનાવવાને જણાવ્યું. નૂતનમંદિરનું કાર્ય શરૂ થયું. અનુક્રમે ૧૭૧૫ માં ચૈત્ર શુ. ૬ ને રવિવારે નૂતન મંદિરજીમાં પ્રતિષ્ઠા કરી ત્યારે પણ પ્રતિમાજી સિંહાસનથી અધ્ધર જ હતાં. આજે પણ એ જ પ્રતિષ્ઠા વિદ્યમાન છે. સુંદર ભોંયરામાં સૂરક્ષિત સ્થાનમાં પ્રભુજી બિરાજમાન છે. તેમજ શ્રી વિજયદેવ-સૂરિજીની તથા પં. શ્રી ભાવવિજયજી ગણીની પાદુકાઓ પણ છે. પ્રાચીન મહા ચમત્કારી શ્રી મણીભદ્રજીની સ્થાપના પણ છે. મૂલનાયકજીની બસો અઢીસો વર્ષ-ની જૂની ચાંદીની આંગી મળે છે

આ સ્થાનમાં દિગંબરોએ ઘણા ઝઘડા કર્યા હતા પરન્તુ તેઓ કયાંય ફાવ્યા નથી. અત્યારે શ્વેતાંબર શ્રી સંઘ બાલાપુરની વ્યવસ્થા છે. શેઠ હવસીલાલ પાનાચંદ અને તેમના સુપુત્રો શેઠ સુખલાલભાઈ, શેઠ હરખચંદભાઇ વગેરે મુખ્ય વ્યવસ્થાપકો છે. શ્વેતાંબર શ્રી સંઘ તરફથી સુંદર ધર્મશાળાઓ છે. મુનીમ રહે છે. હમણાં જીર્ણોદ્ધાર પણ શ્વેતાંબર સંઘ તરફથી ચાલે છે મંદિરના નાના દ્વારમાંથી

* શ્રી ભાવવિજયજી ગણીવર (મારવાડ) સાચોરનગરમાં જન્મ્યા હતા. તેમના પિતાજીનું નામ રાજમલ્લજી હતું. તેઓ ઓસવાલ હતા. તેમની પત્નીનું નામ મૂગીબ્હેન હતું. તેમની કુક્ષીથી ભાનુરામ નામે પુત્ર થયો તે વખતે મહાપ્રતાપી શ્રી વિજયદેવસૂરિજી ત્યાં પધાર્યા, અને તેમના ઉપદેશથી વૈરાગ્યવાસિત બની ભાનુરામજીએ દીક્ષા લીધી. તેમનું નામ ભાવવિજયજી રાખ્યું. ટૂંક સમયમાં શાસ્ત્રબોધ પ્રાપ્ત કરી; ગણિપદવી પણ પ્રાપ્ત કરી. તેઓશ્રીએ ઉત્તરાધ્યયન સૂત્ર ઉપર સુંદર, સરલ ,અને સંક્ષિપ્ત ટીકા બનાવી છે જે આજ ઘણી જ પ્રસિદ્ધ છે.

પ્રવેશતાં સામે જ માણેકસ્થંભ પાસે શ્વેતાંબર તીર્થંરક્ષક પેઢી આવે છે. પછી નાના દ્વારમાં થઇ ભોંયરામાં ઉતરી પ્રભુજીનાં દર્શન થાય છે.

શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથજી જવા ઇચ્છનાર શ્રાવકોએ *આકોલાથી ૪૩ માઇલ દૂર માલેગામ મોટરમાં જવું અથવા બીજા વાહનો પણ મળે છે. ત્યાંથી ૪ માઇલ દૂર કાચા રસ્તે સીરપુર જવાય છે. ત્યાં તીર્થસ્થાન અને શ્વેતાંબર ધર્મશાલાઓ પેઢી વગેરે છે. વ્યવસ્થા ઘણી જ સારી છે. ખાસ તીર્થયાત્રાનો લાભ લેવા જેવું છે.

અહીં અત્યારે સુંદર જૈન મંદિર છે. મૂલનાયકજી શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથની ભવ્ય મનોહર વિશાલ શ્યામ મૂર્તિ છે-લેપ છે. ડાબી બાજુ બીજી ત્રણ મૂર્તિઓ છે. પાસે ખોળામાં એક મૂર્તિ છે. અંધારા ભોંયરામાં આ મૂર્તિઓ હોવાથી શિલાલેખ વગેરે જોયા નથી. ગામ બહાર જૂનું શ્વેતાંબર મંદિર છે, બગીચો છે. મૂલ મંદિરના ઉપરના ભાગમાં સારૂં છે. બહારના ભાગમાં ચોક ઉપર માણેક-સ્થંભ છે.

## મુક્તાગિરિ

આ તીર્થ વરાડમાં આવ્યું છે. અમરાવતીથી ૩૨ માઇલ દૂર એલચપુર અને ત્યાંથી માઈલ દૂર ગામ છે, ત્યાંથી ૧ માઇલ દૂર મુક્તાગિર પહાડ છે. લગભગ એક માઇલનો ચઢાવ છે. આ તીર્થની સ્થાપના શ્રીપાલે શ્રી મલ્લધારી અભય-દેવસૂરિજીના હાથથી કરાવી હતી. આ રાજાએ અંતરીક્ષ પાર્શ્વનાથજીના તીર્થની સ્થાપના કરી અને સિરપુર શહેર વસાવ્યું, એ જ રાજાએ એલચપુર વસાવ્યું અને મુક્તાગિરિ તીર્થ સ્થાપ્યું. મૂલનાયક શ્યામરંગની શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની પ્રતિમાજી છે.

એ તરફ શ્વેતાંબર શ્રાવકોની વસ્તી થોડી છે. એલચપુરમાં સુંદર શ્વેતા-મ્બર જિનમંદિર છે. મુક્તાગિરિ તીર્થની યાત્રા અમે કરી આવ્યા છીએ. વિ. સં. ૧૯૩૮ સુધી તો શ્વેતાંબર ઓસવાલ શેઠ માણેકચંદ ડાહ્યાભાઈ જૈની તેની વ્ય-વસ્થા રાખતા હતા. મૂલનાયકજી તો શ્વેતાંબરી છે. ચોતરફ ફરતી નાની નાની દેરીઓ છે. શ્વેતાંબર જૈન વસ્તી થોડી હોવાના કારણે શ્વે. વ્યવસ્થાપકોએ પોતાની ઉદારતા અને મહાનુભાવતાથી દિ. ભાઇઓના હાથમાં વ્યવસ્થા સોંપી છે.

મુક્તાગિરિ તીર્થ શ્વેતાંબર સંઘનું જ છે એમાં તો લગારે સન્દેહ જ નથી. પં. શ્રી શીલવિજયજી કે જે અઢારમી સદીના પ્રખર વિહારી અને યાત્રા કરનાર છે તેઓ લખે છે કે

> શેત્રુંજ રૈવત અરબુદગિરીં, સમેતાચલનિં મુગતાગિરી
> પાંચે તીરથ પરગટ ઉદાર, દિન દિન દીપઇ મહીમા ધાર
> ધન ધન નરનારી વલી જેહ, પ્રણમિં પૂજી તીરથ એહ ॥ ૫૦ ॥

* આકોલામાં ૧ શ્વેતાંબર મંદિર, ધર્મશાળા, ઉપાશ્રય તથા શ્રાવકોના ઘર છે.

આ સિવાય એ જ વિદ્વાનનો નીચેનો ઉલ્લેખ પણ બહુ જ મહત્ત્વનો છે.

"હવિ મુગતાગિરિ જાત્રા કહુ, શેત્રુંજ તોલીં તે પણ લહું,

તે ઉપરી પ્રાસાદ ઉત્તંગ, જિન ચોવીશતણા અતિ ચંગ." (તીર્થમાલા પૃ ૧૧૪)

એટલે આ તીર્થ શ્વેતાંબરી છે તેમાં સન્દેહ જ નથી અઢારમી શતાબ્દીમાં તો દક્ષિણમાં આ તીર્થ શત્રુંજય સમાન મનાતું. ત્યાં ચોવીશ જિનના પ્રાસાદ હતા.

## ભાંડુકજી

મહારાષ્ટ્રમા વરાડ દેશમા ભાંડુકજી બહુ જ પ્રાચીન તીર્થ છે. અહીં પહેલાં વિશાલ ભદ્રાવતી નગરી હતી. કાળબળે એ નગરી આજે માત્ર ભયંકર જંગલમાં ખંડિયેરરૂપે ઊભી છે. ભયંકર જંગલમાં યત્ર તત્ર ઉભેલાં ખંડિયેરો અને મોટા મોટા ટીંબા જોતાં આ નગરીની પ્રચીનતા, ભવ્યતા અને વિશાલતાનો કંઈક ખ્યાલ આવે છે. ત્યાં અનેક વાવો, કુંડો અને સરોવરો છે જેમાં કેટલાંક તળાવનાં નામ જૈન તીર્થંકરના નામથી અદ્યાવધિ પ્રસિદ્ધ છે. જેમકે અનંતનાથ સરોવર, શાંતિનાથ કુંડ, આદિનાથ સરોવર વગેરે, આ નગરીનો પ્રાચીન ઈતિહાસ ઉપલબ્ધ થાય તો દક્ષિણમાં જૈન ધર્મના ગૌરવનું એક સુવર્ણ પાનુ આપણને મળી આવે તેમ છે. આ સ્થાને જૈન ધર્મનાં અનેક પ્રાચીન સ્થાનો મળી આવે છે. સં ૧૯૬૬માં શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથજીના મુનીમને સ્વપ્ન આવ્યું કે-ભદ્રાવતી નગરીમાં શ્રી પાર્શ્વનાથજીની ભવ્ય પ્રતિમા છે. મુનિમ ચત્રભુજ પુંજાભાઈએ તપાસ કરી મહ મહેનતે વર્ધાથી થોડે દૂર આ સ્થાન શોધ્યું અને જંગલમાં તપાસ કરતાં એક વેદી ઉપર દોા ફૂટ ઊંચી ફણાધારી શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની દિવ્ય મૂર્તિનાં દર્શન કર્યાં.

અનુક્રમે મૂલસ્થાને ભવ્ય જિનમંદિર શ્રી સઘે બધાવ્યું. વર્ધા-નાગપુર, હીંગણઘાટ, ચાંદા વગેરે સી. પી. ના સમસ્ત શ્વેતાંબર શ્રી સઘે તીર્થોધ્ધારમાં તન, મન, ધનથી મદદ કરી એક પ્રાચીન તીર્થનો જીર્ણોધ્ધાર કરી આપણી સમક્ષ રજુ કર્યું.

ભાંદકજી( ભદ્રાવતી )માં ૨૨૦૦ વર્ષ પુરાણી જિનમૂર્તિઓ મળી આવી છે. અહીંના શ્રી પાર્શ્વનાથજીને કેશરીયા પાર્શ્વનાથજી તરીકે ઓળખાવાય છે શ્યામ ફણધારી મૂર્તિ ખાસ આકર્ષક અને ચમત્કારી છે

સી પી. ગવર્નરે મંદિરજીની આજુબાજુની લગભગ સો વીઘાં જમીન શ્વેતાંબર સંઘને ભેટ આપી છે, જેમાં બગીચો, વિદ્યાલય, ઉદ્યોગશાલા વગેરે બની શકે તે માટે આપેલી છે.

નાગપુરવાળા શેઠ હીરાલાલજી કેશરીમલજી તરફથી એક બીજું મંદિર ત્યાં જ બંધાવરાવ્યું છે. ધર્મશાલા પણ છે, બીજી ધર્મશાલાઓ પણ છે. ફા. શુ.

ત્રીજને દિવસે મેળો ભરાય છે અને સી. પી. ના ઘણા શ્વે. જૈનો યાત્રાએ આવે છે. યાત્રાળુઓને નાગપુરથી મદ્રાસ જતી લાઇનમાં વર્ધા પછી ભાંડુ સ્ટેશને ઉતરવુ ઠીક છે. ત્યાંથી ૧ માઇલ દૂર તીર્થસ્થાન છે. ત્યાં શ્વેતાંબર પેઢી તરફથી બધી વ્યવસ્થા સારી સચવાય છે. ખાસ દર્શનીય છે. ઇતિહાસવિદોએ આ તીર્થનો ઇતિહાસ શોધી બહાર મૂકવાની જરૂર છે.

મંદિરજીથી ૧ માઇલ દૂર એક ટેકરી છે, એમાં ત્રણ મોટી ગુફાઓ છે. ત્રણેમાં મોટી એક એક ખંડિત મૂર્તિઓ છે.

ચારે બાજુએ ખોદતાં જૈન મૂર્તિઓ નીકળવાની સંભાવના છે. મોટા મોટા ટીંબા ચારે બાજુ નજરે પડે છે. ભદ્રાવતી નગરી પ્રાચીન જૈન પુરી હશે એમ લાગે છે. મૂલનાયકજી શ્રી કેસરીયા પાર્શ્વનાથજીની સુંદર શ્યામ અર્ધપદ્માસન મૂર્તિ છે. આ સિવાય બીજી પણ અર્ધપદ્માસન સુંદર મૂર્તિઓ છે.

ઉપરના માળે ચોમુખજીનો પ્રતિમાઓ છે. બીજા મંદિરમાં શ્રી આદિનાથ ભગવાન મૂલનાયક છે. ત્રીજા પ્લોટમાં દાદા સાહેબની દેરી છે.

અહીં મૂર્તિ હોવાનું સ્વપ્ન જેમ અંતરીક્ષજીના મુનિમને આવેલું તેવુ જ સ્વપ્ન તે વખતની રેલ્વેના એક અગ્રેજ ગાર્ડને પણ આવેલુ. આ વાત એણે પોતાના ઉપરી યુરોપિયન અધિકારીને સમજાવી. સરકારે આ જમીન મંદિર, ધર્મશાળા, બગીચો, ગુરૂકુલ, વિદ્યાલય આદિ કાર્યો માટે શ્વેતાંબર જૈનને આપી અને ખોદતાં નીકળેલી જૈન મૂર્તિઓ પણ શ્વેતાંબર જૈન સંઘને આપી. જે જમીન ઉપર મંદિર, ધર્મશાળા, બગીચો વગેરે છે ત્યાં બંને અગ્રેજ અધિકારીના સ્મારક-રૂપે બંનેનાં બાવલાં બનાવીને રાખવામાં આવ્યા છે. આ તીર્થની વ્યવસ્થા શ્વે-તાંબર તીર્થરક્ષક કમેટી સી પી. કરે છે. તેમના તરફથી મુનિમજી વગેરે રહે છે.

મંદિર અને ધર્મશાળા ફરતા પાકો મજબૂત કિલ્લો છે.

ભાંડુકજી તીર્થ સી પી. માં ગણાય છે. આ ઉપરાંત અમરાવતી, નાગપુર, જબલ પુર, કટંગી, સાવની, ચેવર્તમાલ, દારવા, આદા, હીંગનઘાટ, વર્ધા વગેરે સ્થાનોમા સુંદર જિનમંદિરો અને શ્રાવકોના ઘર છે. નાગપુરમાં બે સુંદર જિનમંદિર છે. જબલપુરમાં બે મંદિરો છે. કટગીમાં બે મંદિરો છે.

## કુંભોજ તીર્થ

આ તીર્થ મહારાષ્ટ્રમાં આવેલુ છે. એક સુંદર નાની ટેકરી ઉપર શ્રી જગ-વલ્લભ પાર્શ્વનાથજીનું ભવ્ય જિનાલય છે. ત્રણ માળનું ભવ્ય મંદિર છે. મૂલ-નાયક શ્રી જગવલ્લભ પાર્શ્વનાથજી છે. નીચે ભોયરામાં શ્રી અજિતનાથ પ્રભુજી છે. ઉપર ત્રીજે માળે શ્રી ચંદ્રપ્રભુજી મુખ્ય છે. વચલા ભાગમાં ચાર દેરીઓ છે. બે દેરી-ઓમાં જિનવરેંદ્ર દેવની પ્રતિમાઓ છે; જયારે બીજી દેરીઓમાં શ્રી પદ્માવતી

માતાજી અને શ્રી માણિભદ્ર યક્ષની મૂર્તિ છે. આ ડુંગર ઉપર ચઢવાનો પાકો પગથિયાંનો રસ્તો શ્રી શ્વેતાંબર જૈન સંઘે બંધાવ્યો છે. ઉપર થોડો કાચો રસ્તો પણ છે. ઉપર શ્વેતાંબર સુંદર ધર્મશાળાઓ પણ છે. બીજી બાજુ દિગંબર મંદિર અને ધર્મશાળા જુદા જ છે.

નીચે પણ ધર્મશાળા વગેરે છે. કુમ્ભોજ તીર્થથી કુમ્ભોજ ગામ થોડું દૂર છે.

આ તીર્થ કોલ્હાપુર સ્ટેટમાં આવેલું છે. આ તીર્થની વ્યવસ્થા શ્વેતાંબર સંઘ કમિટીવતી કોલ્હાપુરનો શ્વેતાંબર જૈન સંઘ કરે છે.

અહી છેલ્લા જીર્ણોધ્ધારની પ્રતિષ્ઠા સં. ૧૯૨૬ શાકે ૧૭૯૧ થયેલી છે અને તપાગચ્છીય શ્રીપૂજ્ય શ્રી વિજયાનંદસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવી છે. અહીં નજીકમાં સાંગલી, કોલ્હાપુર વગેરે મોટા શહેરો છે જ્યાં સુંદર શ્વેતાંબર જૈન મંદિરો અને જૈન શ્રાવકોની વસ્તી ઠીક ઠીક છે.

## દક્ષિણનાં કેટલાંક નાનાં તીર્થો

સતારા જીલ્લામાં કુતલગિરિ અને કુમ્ભોજ નામનાં બે તાર્થો છે. કુંભોજ જવા માટે M. S. M. ની M. C બ્રાંચ લાઇનમાં મોરજથી માઇલ ૧૭ પશ્ચિમમાં, કોલ્હાપુરથી માઈલ ૧૩ હાથ કલંગડા સ્ટેશન છે ત્યાંથી બે માઈલ ઉત્તરમાં કુંભોજ ગામ છે પોષ્ટ ઓફીસ તથા તાર ઓફીસ છે, પાસે જ તીર્થક્ષેત્ર બાહુબલી પહાડ ઉપર જગવલ્લભ પાર્શ્વનાથજીનું તીર્થ છે. ત્યાં શ્વે. ધર્મશાલા છે. કા. શુ. ૧૫, ચૈ. શુ. ૧૫ પુનમે મેળો ભરાય છે, તીર્થનો વ્યવસ્થા મહારાષ્ટ્ર શ્વે. જૈન પરિષદ કરે છે.

કોલ્હાપુરમાં ૧ મંદિર, સાંગલીમાં મંદિર છે; બોર્ડીંગ છે, હુબલી પાસે હોલીપટ્ટનમાં સમ્રાટ સંપ્રતિના ૧૦ મંદિર હતાં.

## નાશીક

નાશીક રોડ સ્ટેશનથી છ માઈલ દૂર ગોદાવરી નદીના કાંઠે નાશીક શહેર આવેલું છે. અહીં પૂર્વે પદ્મપ્રભસ્વામીનુ તીર્થ હતું, તેથી આ શહેર પદ્મપુર નામે પ્રસિદ્ધ હતુ. ચંદ્રપ્રભુજીનુ સુંદર મંદિર હતું. અહીં અત્યારે ત્રણ જિનમંદિર છે. શ્રાવકોની વસ્તી થોડી છે.

અહીં રામચંદ્રજીએ વનવાસનો અમુક સમય પસાર કર્યો હતો. વૈષ્ણવોનું યાત્રાનું ધામ છે. નદીમાં ન્હાવાનુ ઘણું પુણ્ય મનાય છે. વૈષ્ણવ અને શૈવ મંદિરો પુષ્કળ છે. રામકુંડ, સીતાવન વગેરે જોવા જેવા છે. ચાર માઈલ દૂર ટેકરી ઉપર ગુફાઓમાં બૌદ્ધ સ્થાપત્યના નમૂના છે- તેની મૂર્તિઓ પણ છે, પરંતુ અત્યારે તે પાંડવો તરીકે ઓળખાય છે. તેને પાંડવ ગુફા કહે છે.

આ સિવાય અહીંથી વીશ માઈલ દૂર ત્રંબક વૈષ્ણવ તીર્થ છે.

## થાણા

શ્રી મુનિસુવ્રતસ્વામીના સમયમાં શ્રીપાલરાજા અહીં આવ્યા હતા. સુંદર જૈનમંદિરો તે વખતે પણ વિદ્યમાન હતાં. અત્યારે શ્રીઋષભદેવજીનું સુંદર મંદિર છે. તેમજ શ્રીપાલ મયણાસુંદરી અને નવપદારાધનના ઉલ્લેખવાળું નવું જિન-મંદિર બન્યું છે.

સોપારપુરપટ્ટણમાં પણ શ્રીપાલરાજા ગયા હતા. શ્રી પાર્શ્વનાથ ભગવાનનાં ૧૦૮ નામોમાં સોપારી પાર્શ્વનાથજીનું પણ નામ છે વસ્તુપાલ તેજપાલના સમયે અહીં શ્રી ઋષભદેવજીનું મંદિર હતું. તેઓ અહીં દર્શનાર્થે આવ્યા હતા. મંત્રી પેથડકુમારે અહીં પાર્શ્વનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું હતું. "श्रीसोपारपुरे पार्श्वजिनः"

## વિજાપુર

વિજાપુરમાં તેરમા સૈકાની સહસ્રફણા પાર્શ્વનાથજીની સુંદર પ્રતિમાજી ભોંયરામાંથી નીકળેલ છે. ખાસ દર્શનીય છે. પ્રતિમાજી શ્વેતાંબરી છે. આ સિવાય આ શહેર પ્રાચીન જૈન રાજાઓની રાજધાની તરીકે રહેલ છે.

## જાલના

નિઝામ સ્ટેટમાં જાલના મોટું ગામ છે. ત્યાં મહારાજ કુમારપાલના સમયનું પ્રાચીન ભવ્ય મંદિર છે. ત્યાં પટવા લોકો રહે છે તે બધા શ્વે. જૈની છે. ત્યાં જૂની પટ્ટાવલીઓ ઘણી મળે છે.

દિગંબરોનું ગોમટ સ્વામીનું તીર્થ પણ પ્રસિદ્ધ છે તેની પાસે શ્રવણ બેલગુલ શહેર છે. ત્યાં ડુંગર ઉપર ૬૦ ફૂટ ઊંચી દિ. મૂર્તિ છે.

## હેમકૂટગિરિ

કર્ણાટકમાં બલારી જીલ્લામાં કિષ્કિંધાથી શરૂ થતી પર્વતશ્રેણીમાં શિખર પર કિલ્લામા ભ. શ્રી શાંતિનાથજીનું તીર્થ હતું. હાલ વિચ્છેદ છે.

## તિનાલી

બેજવાડાથી મદ્રાસ લાઈનમાં તિનાલી જંકશન છે. પ્રતિમાજી જમીનમાંથી નીકળેલ છે. શ્વેતાંબરી છે. ત્યાં તીર્થ સ્થાપન થયેલ છે. પોષ્ટ તથા તાર ઓફિસ બધું છે. મછલીપટ્ટન પાસે ગુડીવાડામાં પણ ભૂમિમાંથી ભવ્ય જિનમૂર્તિ નીકળેલી છે. તીર્થરૂપ છે.

મહારાષ્ટ્રમાં પુના, સોલાપુર, કોલ્હાપુર, સાંગલી, હુબલી, અહમદનગર, યેવલા વગેરે સ્થાનોમાં પણ સુંદર જૈનમંદિરો, ધર્મશાળા, ઉપાશ્રય, જૈનોની વસ્તી છે.

પુનામાં ૮ સુંદર મંદિરો છે. આત્માનંદ જૈન પુસ્તકાલય છે. પાઠશાળા છે.

## ભેરા

જૈન સૂત્ર ગ્રંથોમાં સિન્ધુ-સૌવીરના રાજા *ઉદાયીનું વીતભયપત્તન પ્રસિદ્ધ નગર છે. આ સિન્ધુ-સૌવીર એ જ અત્યારનું જેહલમના કિનારે રહેલું ભેરા છે. આ ભેરા પંજાબ ભરમાં પ્રાચીન સ્થાન કહેવાય છે. અહીંથી જેહલમ નદી લગભગ

---

*સિન્ધુ-સૌવીરના રાજા ઉદાયીનું પાટનગર વીતભયપત્તન હતું. આ રાજાએ ચેડા મહારાજાની પુત્રી પ્રભાવતીની સાથે લગ્ન કર્યા પછી રાણીના સંસર્ગથી જૈન ધર્મનો દઢ રંગ લાગ્યો હતો. રાણી પરમ જૈન ધર્મી હતી વિદ્યુન્માલીદેવે પોતાના આત્મકલ્યાણ માટે-સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે, ગૃહસ્થદશામાં ચિત્રશાળામાં કાઉસ્સગ્ગ ધ્યાને રહેલા અને ભાવ-સાધુરૂપ શ્રી વીરપ્રભુની પ્રતિમા; હુબહુ પ્રભુના જેવી જ બનાવી કપિલ કેવલી પાસે પ્રતિષ્ઠા કરાવી. પછી આ પ્રતિમા સમુદ્રમાં વહાણદ્વારા પ્રયાણ કરતા વ્યાપારીને કપાટમાં પેક કરીને આપી વ્યાપારીએ પ્રતિમાજીને વીતભયપત્તન લાવ્યો. અહીં આખરે જ્યારે રાણી પ્રભાવતીએ વિધિપૂર્વક દર્શન સ્તુતિ કરી ત્યારે કપાટમાથી પ્રતિમાજી નીકળ્યાં. રાણી આ પ્રતિમાજીને રાજમહેલમા લઇ ગયા. ત્યા ભક્તિપૂર્વક નિરંતર પૂજન સ્તવન દર્શનાદિ કરે છે. રાજા પણ ભક્તિ-ઉપાસના કરે છે. એક વખત નિમિત્તથી પોતાનું મૃત્યુ નજીક જાણી રાજાની રજા લઇ પ્રભાવતી દીક્ષા સ્વીકારી મૃત્યુ પામી સ્વર્ગે સિધાવે છે. પાછળથી કુબ્જ-દાસી દેવદત્તાને પણ ભક્તિનો લાભ મલે છે અને તે સુંદર સ્વરૂપવાન થાય છે. એનું નામ સુવર્ણગુલીકા પડે છે. અવન્તિનાથ ચંડપ્રદ્યોતે સુવર્ણગુલીકાનું અને પ્રભાવિક શ્રી મહાવીર દેવની મૂર્તિનું પણ સાથે જ અપહરણ કર્યું. આખરે ઉદાયીએ ચંડપ્રદ્યોત ઉપર હુમલો કરી હરાવી તેના મસ્તક ઉપર મમ દાસીપતિ શબ્દ કોતરાવી, કેદ પકડી સાથે લીધો. રસ્તામાં દશપુર(મંદસોર)માં પર્યુષણાના સંવત્સરીના દિવસે ચંડપ્રદ્યોતે પણ ઉપવાસ કરવાથી પોતાના સ્વામી ભાઇ ધારી ઉદાયીએ ચંડપ્રદ્યોતને મુક્ત કર્યો. પછી વીતભયપત્તન આવી રાણી પ્રભાવતી કે જે દેવ થઇ હતી, તેના ઉપદેશથી પ્રતિબોધ પામી, શ્રીવીરપ્રભુના હાથે દીક્ષા લેઇ આત્મકલ્યાણ સાધ્યું ઉદાયીએ રાજ્ય પોતાના પુત્રને બદલે ભાણેજને આપ્યું હતું.

ત્રણથી ચાર કોશ દૂર છે. પંજાબથી પેશાવર જતાં લાલામૂસા નામનું જંકશન આવે છે અને અહીંથી ભેરા તરફ રેલ્વે જાય છે. ભેરા સ્ટેશન છે.

વર્તમાન ભેરાને વસ્યા લગભગ ૮૦૦ થી ૯૦૦ વર્ષ થયાં છે. અહીં પહેલાં જૈનોની વસ્તી સારી હતી. અત્યારે ત્યાં જૈનોનાં ઘર નથી, માત્ર એક પ્રાચીન જૈન મંદિર છે. અહીં અત્યારે भावड़ों ( આ પ્રદેશમાં જૈનોને ઓસવાલોને ભાવડા કહે છે. પ્રાચીન કાલમાં ભાવડાગચ્છ પણ હતો. ) का मुहल्ला ( જૈનોનો વાસ ) છે.

આ પ્રાચીન મંદિરનો પૂ. આ. શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીના શિષ્યરત્ન શ્રી સોહનવિજયજી મહારાજના ઉપદેશથી પંજાબના જૈન સંઘે-શ્રી આત્માનંદ જૈન મહાસભાએ જીર્ણોદ્ધાર કરાવ્યો છે. સાથે એક નાની ધર્મશાળા પણ બંધાવી છે. તીર્થસ્થાન પ્રભાવિક અને ચમત્કારી છે.

## તક્ષશિલા

આ સ્થાન પંજાબમાં રાવલપિંડીથી નૈરૃત્યમાં ૩૨ માઈલ દૂર જે **ટેક્ષીલા** **Texila** એજ તક્ષશિલા છે. તેનો ઈતિહાસ પાછળ વિચ્છેદ તીર્થોમાં આપ્યો છે.

પંજાબનું આ પ્રાચીન તીર્થધામ અને જ્ઞાનવિદ્યાપીઠનુ કેન્દ્રસ્થાન છે. તક્ષશિલા શ્રી આદિનાથજી પ્રભુના સુપુત્ર બાહુબલીની રાજધાની હતું. અને ઋષભદેવ પ્રભુ પણ વિહાર કરતા છદ્મસ્થકાલમાં અહીં પધાર્યા હતા. પ્રભુજીના સ્મારક નિમિત્તે બાહુબલીજીએ ધર્મચક્રની સ્થાપના કરી હતી, માટે હિન્દભરનું આ પ્રાચીન તીર્થ-ધામ છે. ત્યાર પછી આ પાંચમા આરામાં વિક્રમની પ્રથમ શતાબ્દીમાં થયેલા અને શત્રુંજયોદ્ધારક શ્રીભાવડશાહના સુપુત્ર જાવડશાહ, તક્ષશિલામાંથી શત્રુંજયગિરિ રાજ ઉપર બિરાજમાન કરવા શ્રી ઋષભદેવજીની ભવ્ય મૂર્તિ લાવ્યા હતા. પછી શ્રી લઘુશાન્તિસ્તોત્રના કર્તા શ્રી માનદેવસૂરિજીએ તક્ષશિલાના શ્રી સંઘની શાંતિ માટે લઘુશાન્તિસ્તોત્ર બનાવ્યું હતું. ત્રણ વર્ષ બાદ આ નગરનો મ્લેચ્છોએ ધ્વંસ કર્યો હતો. વિક્રમની પાંચમી શતાબ્દિનો આ પ્રસંગ છે.

તક્ષશિલાનો ઉચ્ચાનગર નામનો એક પાડો હતો. અહીં જૈન વિદ્યાપીઠ હતું. વાચક ઉમાસ્વાતિજીએ તત્ત્વાર્થસૂત્ર આ વિદ્યાપીઠમાં અધ્યયન કરાવવા માટે રચ્યું હતું એમ મનાય છે.

અત્યારે તો તક્ષશિલાની ચારે બાજુ ખંડિયેરો છે પ્રાચીન સ્તૂપ, સિક્કા, જૈન મૂર્તિઓ નીકળે છે. (વિશેષ માટે જુઓ વિચ્છેદ તીર્થોમાં તક્ષશિલા.

---

પોતાના દિવાનના કહેવાથી ભાણેજે આ રાજર્ષિને વિષ અપાવ્યું. આખરે રાજર્ષિ મોક્ષે પધાર્યા. પછી નગરરક્ષક દેવે ધૂળનો વરસાદ વરસાવી વીતભયપત્તનને દટાવી દીધુ-વિનાશ કર્યો. આ નગરનો ઉદ્ધાર મહારાજા કુમારપાલે વીર નિ. સં. ૧૬૬૯ માં કરાવ્યો અને મૂર્તિ બહાર કાઢી લીધી. બસ, એજ પુરાણું વીતભયપત્તન આજે ભેરા તરીકે પ્રસિદ્ધ છે.

# કાંગડા

પંજાબમાં કાંગડા પણ એક પ્રાચીન તીર્થ છે. સં. ૧૦૦૦થી લઈને સં. ૧૬૦૦ સુધી જૈનધર્મનું એક મહત્વનું કેંદ્રસ્થાન કાંગડા રહ્યું છે. કાંગડા લાહોર-(લાભપુર)થી રેલ્વેરસ્તે ૧૭૦ માઈલ દૂર પૂર્વોત્તર દિશામાં છે નગરના નામથી જ જીલ્લાને પણ કાંગડા કહેવામાં આવે છે. બાકી જીલ્લાની ઓફિસો વગેરે તો કાંગડાથી ૧૧ માઈલ દૂર 'ધર્મશાલા' ગામમાં છે. આ પ્રદેશ ત્રિગર્ત કહેવાય છે. પહાડી વિભાગની રાજધાની કાંગડા હતું.

કાંગડાનું પ્રાચીન નામ 'સુશર્મપુર' હતું. આ નગર મહાભારત કાલના મુલતાનના રાજા સુશર્મચંદ્રે વસાવ્યું હતું. આ રાજાએ મહાભારતના યુધ્ધમાં દુર્યોધન તરફથી વિરાટનગર ઉપર ચઢાઇ કરી હતી અને તેમાં હાર પામી, ત્યાંથી નાસી ત્રિગર્તમાં આવીને ભરાયો અને અહીં પોતાના નામથી આ નગર—સુશર્મપુર વસાવ્યું.

વિજ્ઞપ્તિત્રિવેણીમાં લખ્યું છે કે-કાંગડામાં બિરાજમાન શ્રી આદિનાથ ભગવાનની મૂર્તિ, નેમિનાથ ભગવાનના સમયના રાજા સુશર્મે સ્થાપિત કરી હતી.

કાંગડાનુ બીજું પ્રાચીન નામ 'ભીમકોટ' પણ મલે છે. તેમજ નગરકોટ નામ પણ મલે છે. કાંગડાની આજુબાજુના પ્રદેશને 'કટોચ' પણ કહેતા હતા.

વિજ્ઞપ્તિત્રિવેણી જેની રચના સં. ૧૪૮૪માં થઇ છે તેમાં કાંગડાને માટે 'सुशर्मकमहादुर्ग' ઉલ્લેખ કરાયો છે. કાંગડાનો કિલ્લો પ્રસિદ્ધ છે માટે તેને કોટકાંગડા પણ કહે છે. કાંગડા બાણુગંગા અને માંઝી નદીના સંગમ ઉપર એક નાના પહાડી ટીલા ઉપર વસેલું છે.

અહીં લક્ષ્મીનારાયણનું એક મંદિર હતુ, જે ૧૯૬૨ના ધરતીકમ્પમાં નષ્ટ થયું. અમ્બિકાના મંદિરમાં બે નાનાં નાનાં જૈનમંદિરો છે, જેનો દરવાજો પશ્ચિમ તરફ છે. એક મંદિરમાં એક સિંહાસન રહ્યું છે અને બીજા મંદિરમાં શ્રી ઋષભદેવજીની બેઠી મૂર્તિ છે. આ મૂર્તિ નીચે ૧૫૨૩નો સંવત્ છે, જેનો ઉલ્લેખ કનિંગહામે કર્યો છે. તેમણે અહીંના કાલિકાદેવીના મંદિરમાંથી એક બીજા લેખની પણ કોપી લીધી છે જેમાં શરૂઆતમાં "ॐ स्वस्ति श्रीजिनाय नमः" લખ્યું છે. આમાં સં. ૧૫૬૬ અને શક સંવત્ ૧૪૧૩*નો ઉલ્લેખ છે.

કાંગડામાં અત્યારે સૌથી પ્રાચીન મંદિર ઇંદ્રેશ્વરનું છે, જે રાજા ઇંદ્રચંદ્રે બનાવ્યુ છે. આ રાજાનો સમય સં. ૧૦૮૫-૧૦૮૮ છે. મંદિરમાં તો એક શિવલિંગ છે પરન્તુ મંદિરની બહારના ભાગમાં બે મૂર્તિઓ છે, એક મૂર્તિ ઉપર વૃષભનું લછન છે એટલે તે શ્રી ઋષભદેવજીની સુંદર મૂર્તિ છે. આ મૂર્તિ સુંદર

*૧૪૩૧ સંવત્ બરાબર મળે છે.

પદ્માસને બેઠેલી છે. બીજી મૂર્તિ પણ બેઠી જ છે. આ બન્ને મૂર્તિઓ દરવાજાની દિવાલમાં મજબૂત ચોડેલી છે. એક મૂર્તિ ઉપર લેખ આ પ્રમાણે છે—

(१) ओम् संवत् ३० गच्छे राजकुले सूरिरभूद
(२) भयचंद्रमाः [।] तच्छिष्यो मलचंद्रारव्य [ स्त ]
(३) त्पदांभोजपट्पदः [ ।। ] सिद्धराजस्ततः ढङ्ग
(४) ढङ्गादजनि [च]ष्टकः । रल्हेति गृ[ हणी ] [त-
(५) [स्य ] पा-धर्म-यायिनी । अजनिष्टां सुतौ
(६) [ तस्य ]ां [ जैन ]धर्म(प)रायणौ । ज्येष्ठः ' कुण्डलको '
(७) [ श्र ] ा [ ता ] कनिष्ठ कुमराभिधः । प्रतिमेयं [ व ]
(८) .......जिना.........ो.......नुज्ञया । कारिता.......।।

ભાવાર્થ—ઓમ સં. ૩૦ માં *રાજકુલગચ્છમાં શ્રી અભયચંદ્રસૂરિજી થયા. તેમના શિષ્ય અમલચંદ્ર(સૂરિજી) હતા તેમના ચરણકમલોમાં ભ્રમર સમાન સિદ્ધ થયા. તેમની પછી ઢંગ, અને ઢંગથી ચષ્ટક થયો. તેમની ભાર્યા રલ્હા હતી. તે (પાર્શ્વ) ધર્માનુયાયિની હતી. એને જૈન ધર્મમાં તત્પર બે પુત્ર થયા. તેમાં મોટાનું નામ કુંડલક અને નાનાનું નામ કુમાર હતું......ની આજ્ઞાથી આ પ્રતિમાજી બનાવ્યાં છે.

જ્યારે બીજી મૂર્તિની ગાદીમાં બે, ચાર હાથવાળી સખીઓ ભક્તિથી નમે છે અને બીજી બાજુ હાથીઓ નમે છે તેવાં ચિત્ર છે.

આ સિવાય એક બૈજનાથના મંદિર પાસે, જે સ્થાન નગરકોટથી પૂર્વમાં ૨૩ માઈલ છે, તે સ્થાન પર મંદિર બન્યું છે. તેનું પ્રાચીન નામ કીરગ્રામ હતું. વૈદ્યનાથના મંદિરના બહારના ભાગમાં બીજા ઘણાં મંદિરો છે. એમાં વચલું મંદિર સવિતાનારાયણ-સૂર્ય દેવનું છે. એમની ગાદી ઉપર જે લેખ છે તે જૈન ધર્મના ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર પ્રભુનો છે. આ પ્રતિષ્ઠા સં. ૧૨૯૬ માં દેવભદ્રસૂરિજીએ કરાવી છે. જુઓ તે લેખ આ પ્રમાણે છે—

" ओं संवत् १२९६ वर्षे फागुणवदि ५ रवौ कीरग्रामे ब्रह्मक्षत्र-गोत्रोत्पन्न व्यव० मानू पुत्राभ्यां व्य० दोल्हण आल्हणाभ्यां स्वकारित-श्रीमन्महावीरदेवचैत्ये ।।

* રાજકુલગચ્છ શ્વેતાંબર સંઘમાં છે. સન્મતિતર્ક ઉપર સુંદર વિસ્તૃત ટીકા કરનાર—ટીકાકાર તાર્કિકપંચાનન શ્રી અભયદેવસૂરિજી રાજગચ્છના જ છે. ઉપર જે ત્રીસનો સંવત આપ્યો છે. એમાં હજારનો આંકડો ચઢાવવાનો છે.

श्रीमहावीरजिनमूलबिंबं आत्मश्रेयो[ र्थं ] कारितं प्रतिष्ठितं च श्रीजिनवल्लभसूरिसंतानीय रुद्रपल्लीय श्रीमदभयदेवसूरिशिष्यैः श्रीदेवभद्रसूरिभिः ।"

આ બન્ને લેખો એ જ વસ્તુ સૂચવે છે કે-શ્વેતાંબર જૈનાચાર્યોએ અહીં પ્રતિષ્ઠા કરાવી છે. ઉપર્યુક્ત બન્ને મંદિરો સાથે આ મૂર્તિઓને કે લેખોને સંબંધ નથી; માત્ર આપણે તો આ પ્રાંતમાં પ્રાચીન સમયમાં પણ જૈન મંદિરો, તીર્થો-મૂર્તિઓ વગેરે હતાં એ જ જાણવાનું છે.

આ સિવાય આ ત્રિગર્ત પ્રાંતમાં ઘણાં સ્થાનોમાં જૈન મૂર્તિઓ અને જૈન મંદિરોના અવશેષો ઉપલબ્ધ થાય છે. વૈજનાથ પપરોલાના સ્ટેશન અને ડાક બંગલાની વચ્ચેનું ગણુપતિનું મંદિર જૈન મંદિર જેવું દેખાય છે.

કાંગડામાં અત્યારે તો માત્ર આ પ્રમાણે સ્થિતિ છે—

૧. કિલ્લામાં અંબિકાદેવીના મંદિર પાસે બે નાનાં જિનમંદિરો છે જેમાં એકમાં શ્રી આદિનાથ પ્રભુની મૂર્તિ છે, જેના ઉપર ૧૫૨૩ના લેખ છે.

૨. ઈંદ્રેશ્વરના મંદિરમાં મંડપની દીવાલમાં બે જૈનમૂર્તિયો છે.

વિજ્ઞપ્તિત્રિવેણી કે જેમાં ફરીદકોટથી જૈનસંઘ યાત્રાએ આવ્યો છે, તે વખતે અહીં અર્થાત્ આજથી લગભગ ૬૦૦ વર્ષ પહેલા નીચે પ્રમાણે સ્થિતિ હતી.

કિલ્લામાં શ્રી આદિનાથ પ્રભુનું મંદિર હતું. એની પાસે જ શાસનદેવી શ્રી અમ્બિકાની મૂર્તિ હતી.

શહેરમાં ત્રણ મંદિરો હતાં ૧. સીમસિંહે બનાવેલું શ્રી શાન્તિનાથજીનું મંદિર ૨. રાજા રૂપચંદનિર્મિત શ્રી મહાવીર મંદિર ૩ આદિનાથજીનું મંદિર. આ મંદિર પ્રાયઃ હોશીયારપુર જીલ્લાના 'જેજો' તાલુકામાં કે જ્યાં જૈનોની પુરાણી વસ્તી છે ત્યાં દંતકથા ચાલે છે કે આજથી ૬૦૦ વર્ષ પહેલાં કહાનચંદ કટોચે શ્રી આદિનાથજીનું મંદિર બનાવ્યું હતું. આ એ જ મંદિર લાગે છે.

આ સિવાય વિજ્ઞપ્તિત્રિવેણીના લેખ મુજબ અહીં ગોપાચલપુર, નન્દનવનપુર, કોટિલ્લગ્રામ અને કોઠીપુરમાં જૈન મંદિરો હતા. એક રીતે આ પચતીર્થી યાત્રા* થાય છે

* આ ગામોનાં વર્તમાન નામો આ પ્રમાણે ક્રમશઃ છે. ગુલેર કે જે કાંગડાથી ૧૦ માઈલ દૂર છે. 'નાદોન' જે કાંગડાથી ૨૦ માઈલ દૂર છે, કોટલા જે નાદોનથી ૨૦ માઈલ દૂર છે. કોઠીપુર આ ગામનો નિર્ણય નથી થઈ શક્યો, પરંતુ અહીં શ્રાવકોની વસ્તી ઘણી હતી.

પંજાબના આ પ્રાચીન તીર્થના જીર્ણોધ્ધારની ખાસ જરૂર છે. યદ્યપિ પૂ. શ્રી આ. શ્રી વિજયવલ્લભસૂરિજીએ, આત્માનંદ જૈનમહાસભાદ્વારા આ મંદિરના જીર્ણોધ્ધાર માટે પ્રયત્ન શરૂ કરાવ્યો હતો પરન્તુ સરકારની રજા ન મળવાથી આ કામ અટક્યું છે. જૈનસંઘે સંગઠિત થઈ પ્રયત્ન કરવાની જરૂર છે.

આ ઐતિહાસિક સ્થાનનો વિશેષ પરિચય વિજ્ઞપ્તિત્રિવેણી અને ડૉ. બનારસીદાસજી જૈન લાહોરના "जैनइतिहास मे कांगडा" નામક લેખમાં વિસ્તારથી આપ્યો છે. જિજ્ઞાસુઓએ તે વાંચી લેવા ભલામણ છે. મેં પણ એમનો જ આધાર અહીં લીધો છે

## પંજાબમાં પૂર્વાચાર્યોનું પરિભ્રમણ

પંજાબમાં અને યુ. પી. પ્રાંતમાં જૈન ધર્મ બહુ જ પ્રાચીન કાલથી પ્રચલિત છે. શ્રી ઋષભદેવ પ્રભુ છદ્મસ્થકાલમાં તક્ષશિલા, હસ્તિનાપુર* વગેરે પધાર્યા છે અને ત્યાં તીર્થો સ્થપાયાં છે. આવી જ રીતે મથુરા પણ જૈન ધર્મનું પ્રાચીન તીર્થધામ છે. શૌરીપુર પણ પ્રાચીન તીર્થ સ્થાન છે.

ભગવાન શ્રી મહાવીર પ્રભુ વિતભયપત્તન પધાર્યા હતા અને સિન્ધુ–સૌવીરના પ્રતાપી રાજાને દીક્ષા આપી રાજર્ષિ બનાવ્યા હતા.

૧ આર્યસુહસ્તિસૂરિનો શ્રમણ સંઘ પંજાબમાં વિચર્યો છે. સૂરિજીના ઉપદેશથી સમ્રાટ્ સંપ્રતિએ તક્ષશિલાના પ્રાચીન ધર્મચક્રરૂપ તીર્થનો ઉદ્ધાર કરી સ્તૂપ બનાવ્યો હતો, એ અદ્યાવધિ વિદ્યમાન છે. આ સ્તૂપ અત્યારે પણ સંપ્રતિના સ્તૂપ તરીકે પ્રસિદ્ધ છે.

૨ મૂંડીવતસૂરિજી અહીં વિચર્યા છે.

૩ સંવત્સરી પરિવર્તનકાર અને ગર્દભિલ્લોચ્છેદક કાલિકાચાર્યજીએ આ પ્રદેશના રાજાઓને જૈનધર્મી બનાવ્યા હતા. અહીંનો શ્રમણ સંઘ ભાવડા ગચ્છનો કહેવાતો જેથી અહીંના જૈનો અત્યારે પણ ભાવડા જ કહેવાય છે.

૪ આચાર્ય શ્રી શાંતિશ્રેણિક આ પ્રદેશમાં વિચરતા હતા અને ઉચ્ચાનગર શાખાના કહેવાતા હતા. આ ઉચ્ચાનગર તક્ષશિલાનો પાડો હતો અહીં જૈન શ્રમણોના વિદ્યાભ્યાસ માટે વિદ્યાપીઠ હતાં.

૫ આર્યસમિતસૂરિજી કે જેઓ વજ્રસ્વામીના મામા હતા, તેમણે અહીં જૈન ધર્મનો સુંદર પ્રચાર કર્યો હતો. ૫૦૦ તપસ્વીઓને જૈન ધર્મની દીક્ષા આપી હતી. બ્રહ્મદીપિકા શાખાના સ્થાપક તેઓ હતા. તેમજ દક્ષિણાચાર્ય, લોહાચાર્ય વગેરે પણ વિચર્યા છે અને અગ્રવાલોને જૈન ધર્મના ઉપાસક બનાવ્યા છે.

---

* હસ્તિનાપુર, મથુરા, શૌરીપુર વગેરે તીર્થસ્થાનોના પરિચય માટે પૂર્વદેશનાં જૈન તીર્થો જુઓ તેમજ યુ. પી ના તીર્થો અયોધ્યા, કાશી વગેરે પૂર્વદેશનાં જૈન તીર્થોમા વર્ણવ્યાં છે.

૬ માનદેવસૂરિજીએ તક્ષશિલાના જૈન સંઘની શાંતિ માટે લઘુશાન્તિસ્તોત્ર બનાવ્યું હતું

૭ વાચક ઉમાસ્વાતિજી ઉચ્ચાનગરી શાખાના વાચનાચાર્ય હતા. તેમણે અહીંના વિદ્યાપીઠ માટે તત્વાર્થ સૂત્ર બનાવ્યું હતું

૮ ચીની યાત્રી હુએનસંગ લખે છે કે-સિંહપુરમાં ઘણા જૈન શ્રમણો અને જૈન મંદિરો એણે જોયાં હતાં

સર એલેકઝાન્ડર કનિંગહામ લખે છે કે-સિંહપુરનું અર્વાચીન નામ કટાક્ષ તીર્થ છે અને સર ઓરલસ્ટાઈન લખે છે કે-સિંહપુરના જૈન મંદિરનાં ખંડિયેરો કટાસથી બે માઇલ દૂર 'મૂર્તિ' ગામમાં વિદ્યમાન છે. પુરાત્તવ વિભાગે અહીંથી ૨૬ ગાડા ભરી પત્થર વગેરે લઇ જઇ લાહોરના મ્યુઝીયમમાં રાખેલ છે.

૯. આચાર્ય શ્રી હરિગુપ્તસૂરિજી અહીં પધાર્યા હતા અને અહીંના હુણવંશીય રાજા તોરમાણુને પ્રતિબોધી જૈન બનાવ્યો હતો. એમના શિષ્ય આ. શ્રી પ્રદ્યોતનસૂરિજીએ 'કુવલયમાલા કથા'ની પ્રાકૃતમાં રચના કરી હતી.

૧૦. આ. શ્રી અમલચંદ્રસૂરિજી કે જેઓ રાજગચ્છના હતા, તેમણે અહીં વિચરી કાંગડામાં જૈનતીર્થ સ્થાપ્યું હતું.

૧૧. આ. શ્રી જિનદત્તસૂરિજી અહીં પધાર્યા ત્યારે પંજાબમાં જૈનધર્મની પૂરેપૂરી ઉન્નતિ-જાહોજલાલી હતી. તેમણે અહીં પાંચ નદીયોના સંગમસ્થાને પાંચ પીરોની સાધના કરી હતી જિનકુશલસૂરિજી દેરાઉલમાં સ્વર્ગવાસી થયા હતા. દેવભદ્રસૂરિજી પણ અહીં વિચર્યા છે.

૧૨. ઉ. શ્રી જયસાગરસૂરિજીએ ફરીદપુરથી કાંગડાનો સંઘ કઢાવ્યો હતો.

૧૩. જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી (૧૬૪૦ થી ૧૬૪૩) સમ્રાટ્ અકબરને પ્રતિબોધ આપવા ગુજરાતથી ફતેહપુરસીક્રી પધાર્યા હતા અને અહિંસાના અને તીર્થરક્ષાનાં ફરમાનો મેળવ્યાં હતા. આગરા, શૌરીપુર, ફતેહપુરમાં પ્રતિષ્ઠાઓ કરાવી છે. મથુરાના ૫૨૭ સ્તૂપોનાં દર્શન કર્યાં છે. શૌરીપુરનો સંઘ કાઢયો હતો.

૧૪. સૂરિજી પછી ઉ. શ્રી શાંતિચંદ્રજી, ઉ. શ્રી ભાનુચંદ્રજી, સિધ્ધિચંદ્રજી, આ. શ્રી જિનચંદ્રસૂરિજી, ઉ. શ્રી જયસોમ, ઉ. શ્રી સમયસુંદરજી, આ. શ્રી વિજયસેનસૂરિજી, ૫ શ્રી નંદિવિજયજી વગેરે વગેરે જૈનશાસનના સમર્થ વિદ્વાનો-જ્યોતિર્ધરો અહીં પધાર્યા હતા. મુગલસમ્રાટ અકબરને અને જહાંગીરને ધર્મોપદેશ આપ્યો હતો. મંદિરો તથા ગ્રંથો બનાવ્યા હતા. મહાન પદવીઓ મેળવી હતી. શાસ્ત્રોમાં વિજયપતાકા ફરકાવી હતી. અનેક ધાર્મિક શુભ કાર્યો કરાવ્યાં હતાં.

ઔરંગઝેબના જુલ્મી સમયમાં જૈન સાધુઓનો વિહાર ઓછો થયો. શ્રીપૂજ્યોની ગાદી સ્થપાઇ અને અઢારની સદીમાં ઢુંઢક મતનો પ્રચાર થયો. મંદિરોની માન્યતા ઓછી થઇ, અજ્ઞાનાંધકાર ફેલાયો. ગાઢ તિમિર છવાયું હતું ત્યાં ધર્મવીર શ્રી બુટેરાયજી-બુધ્ધિવિજયજી ગણિ પંજાબદેશોધ્ધારક થયા,

તેમના શિષ્યરત્ન શ્રી મૂલચંદજી–મુક્તિવિજયજી ગણિ થયા. ગુરૂશિષ્યે પંજાબમાં મહાન ક્રાંતિ ફેલાવી પંજાબ સુધાર્યો. પંજાબ દેશના આદ્યઉધ્ધારક આ ગુરૂશિષ્યની બેલડી છે. બુટેરાયજી મહારાજના ઉપદેશથી પંજાબમાં સાત જિનમંદિરો નવા બન્યા છે. પાછળથી પૂ. પા. આ. શ્રી વિજયાનંદસૂરિજી અને તેમના વિદ્વાન શિષ્યરત્નોએ પંજાબમાં જૈનધર્મની જ્યોતિ જ્વલંત કરી. અત્યારે શ્રી વિજયવલ્લભ-સૂરિવરજી પંજાબમાં ગુરૂકુલ, કૉલેજ અને નૂતન જિનમંદિરો સ્થપાવી પંજાબને જાગૃત કરી રહ્યાં છે. આવી જ રીતે મુક્તિવિજયજી ગણિવરના સમુદાયના મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી આદિ ત્રિપુટી મહાત્માઓએ મેરઠ, મુજફ્ફરનગર, સરધના, બંસોરી, પારસી, પીઠલોકર, ઝુંડપુર, રારધના વગેરે સ્થાનોમાં જૈન ધર્મનો પ્રચાર, મંદિર લાયબ્રેરી, પાઠશાળા સ્થપાવ્યાં છે. મથુરાના જીર્ણોધ્ધારની પ્રતિષ્ઠા કરાવી છે. આગ્રાથી શૌરીપુરનો સંઘ કઢાવ્યો છે વગેરે વગેરે ધર્મપ્રચાર ચાલે છે. ભવ્ય વિદ્યાલય–ગુરૂકુલની તૈયારી ચાલે છે પલ્લીવાલ પ્રાંતમાં પણ પ્રચાર કરે છે. ટૂંકમાં પંજાબ અને યુ. પી. જૈન ધર્મના ભૂતકાળમાં કેંદ્રસ્થાનો હતાં તેમ અત્યારે પણ બને તે જરૂરી છે.

વિશેષ જાણવા માટે 'પંજાબમેં જૈન ધર્મ" લેખક મુનિ મહારાજ શ્રી દર્શનવિજયજી મહારાજનો લેખ જૈન સત્ય પ્રકાશના પાંચમા વર્ષની ફાઇલ જુઓ. અત્યારે પંજાબના દરેક મુખ્ય શહેરોમાં સુંદર જૈન મંદિરો છે. ખાસ અંબાલા, લુધીયાના, જીરા, અમૃતસર, માલેરકોટલા, ગુજરાંવાલા, હોશીયારપુર, શીયાલકોટ, રાયકોટ, મૂલતાન, લાહોર, જમ્મુ, ડેરાગાજીખાન, ખાનકાડોગરા, પેશાવરમાં બન્નુ વગેરે વગેરે સ્થાનોમાં જૈનોની વસ્તી અને મંદિરો છે. ગુજરાં-વાલાનું પૂ. શ્રી આત્મારામજી મહારાજનું સમાધિસ્થાન દર્શનીય છે. ત્યાંનું ગુરૂકુલ પણ પ્રસિધ્ધ છે. આત્માનંદ જૈન કોલેજ, સ્કુલ, અંબાલા વગેરે જોવા લાયક છે.

## બનારસ

આ નગરી બહુ પ્રાચીન છે. અહીં સાતમા તીર્થંકર *શ્રીસુપાર્શ્વનાથજી અને તેવીશમા તીર્થંકર ×શ્રી પાર્શ્વનાથજીનાં ચાર ચાર કલ્યાણક થયાં છે. હાલમાં અહીં શ્વેતાંબરોનાં નવ જિનમંદિરો છે. તેમાં રામઘાટનું મંદિર મુખ્ય છે. તેની વ્યવસ્થા યતિવર્ય શ્રીમાન નેમિચંદ્રસૂરિજી તથા વિદ્યાલંકાર શ્રીમાન

---

* શ્રી સુપાર્શ્વનાથ ભગવાનના પિતાનું નામ સુપ્રતિષ્ઠ રાજા, માતાનું પૃથ્વી રાણી. માતા પૃથ્વીરાણીનાં બંને પડખાં રોગથી વ્યાપ્ત હતાં પરંતુ જ્યારે ભગવાન માતાની કુક્ષીમાં આવ્યા પછી બંને પડખા રોગરહિત અને સુવર્ણવર્ણી તથા ઘણાં સુકોમળ થયાં માટે પુત્રનું નામ સુપાર્શ્વ રાખવામાં આવ્યું. (બીજે એવો પણ ઉલ્લેખ મળે છે કે-પ્રભુના પિતાનાં બંને પડખામાં કોઢનો રોગ હતો; ભગવંતની માતાએ ત્યા હાથ ફેરવવાથી તે રોગ મટયો હતો.) શ્રી સુપાર્શ્વનાથ પ્રભુજીનાં ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન આ ચાર કલ્યાણક બનારસમાં થયા હતા. તેમનું બસો ધનુષ પ્રમાણ શરીર અને વીશ લાખ પૂર્વનું આયુષ્ય હતું. સુવર્ણ વર્ણ અને લંછન સાથીયાનું હતું.

× શ્રી પાર્શ્વનાથ ભગવાનના પિતાનું નામ અશ્વસેન રાજા, માતાનું નામ વામા રાણી. ભગવાન ગર્ભમાં આવ્યા પછી માતાએ અંધારી રાત્રે પોતાની પાસેથી જતો સર્પ દીઠો હતો. તે સર્પના જવાના માર્ગમાં વચમા રાજાનો હાથ હતો તે દેખી રાણીએ હાથ ઊંચો કર્યો. રાજાએ જાગીને પૂછ્યું કેમ હાથ ઊંચો કર્યો? રાણીએ સર્પ દીઠાનું કહ્યું. રાજા કહે એ જૂઠું છે. પછી દીપકથી જોતાં સાપ જોયો. આથી પુત્રનું નામ પાર્શ્વકુમાર રાખ્યું. તેમનું નવ હાથપ્રમાણ શરીર અને સો વર્ષનું આયુષ્ય હતું. શ્રી પાર્શ્વનાથ પ્રભુજીનાં ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવલજ્ઞાન ચાર કલ્યાણક થયાં છે. પ્રભુજીનો નીલ વર્ણ અને સર્પનું લાછન હતું.

હીરાચંદ્રજી રાખે છે. આ સિવાય શ્રી ચિંતામણી પાર્શ્વનાથ પ્રભુજીનું, આદિનાથ પ્રભુજીનું, શ્રીઋષભદેવ પ્રભુજીનું, શ્રી કેશરીયાનાથ પ્રભુજીનું, શ્રી ગોડી પાર્શ્વનાથ પ્રભુજીનું, શ્રી શાન્તિનાથ પ્રભુજીનું વગેરે મંદિરો છે. અહીંયાં મંદિરો પ્રાયઃ ત્રીજે કે ચોથે માળે હોય છે. ઘણી આડીઅવળી નિસરણીઓ ચડવી પડે છે. અંધારી ગલીયો જેવું લાગે છે. યાત્રાળુઓએ બહુ સાવધાનીથી દર્શને જવું. કેટલાંક મંદિરો શિખરબંધ છે અને કેટલાંક ઘરદહેરાસરજી જેવાં છે (ચૈત્યાલય છે.) વ્યવસ્થા બાબુશાહી છે. રામઘાટનું મંદિર ગંગાકાંઠે આવેલું છે, એ ઘાટથી બીજા ઘાટો પણ નજરે પડે છે.

શહેરમાં ઉતરવા માટે ઠઠેરી બજારમાં અંગ્રેજી કોઠીનું સ્થાન છે. સાધુઓને ઉતરવાનું પણ આ જ સ્થાન છે. યાત્રાળુઓ પણ અહીં જ ઉતરે છે. અહીંથી ૦।। માઈલ દૂર ભેલુપુર છે.

## ભેલુપુર

આ બનારસનું પરૂં છે. શ્રી પાર્શ્વનાથ પ્રભુનું ચ્યવન અને જન્મકલ્યાણક સ્થાન મનાય છે. અહીં શ્રી પાર્શ્વનાથ પ્રભુનું સુંદર મંદિર છે. વિશાલ ધર્મશાળા પણ નજીકમાં જ છે મોટા સંઘો પ્રાયઃ અહીં જ ઉતરે છે. અહીંથી ૦। માઈલ દૂર ભદૈનીઘાટ છે.

## ભદૈની

ભદૈનીમાં ગંગાકાંઠે વચ્છરાજ ઘાટ ઉપર સુંદર મંદિર છે. શ્રી સુપાર્શ્વનાથ પ્રભુજીનું ચ્યવન અને જન્મસ્થાન મનાય છે. ઘાટ ઉપર આ મંદિર બહુ જ મહત્ત્વનું અને ઉપયોગી છે. નીચે ઉતરવાનાં પગથિયા બાંધ્યાં છે. ઠેઠ ગંગા નદીમાં ઉતરાય છે. અહીં જીર્ણોધ્ધારની જરૂર છે. ઘાટમાં મોટી ફાટ પડી છે. જલ્દી સમરાવવામાં નહિં આવે તો મંદિરને પણ નુકશાન પહોંચવા સંભવ છે. ઘાટ ઉપર સવારનું દૃશ્ય બહુ જ મનોરમ લાગે છે. બનારસની મહત્તાનો ખ્યાલ ત્યાંથી આવે છે આ ઘાટ વચ્છરાજજીએ બંધાવેલ હોવાથી વચ્છરાજ ઘાટ કહેવાય છે. ઘાટ ઉપરથી ગંગાને સામે કાંઠે રહેલ સુંદર ઉપવનભૂમિ, કાશી નરેશના રાજમહેલ અને તેમની રાજધાની રામનગરનુ દશ્ય બહુ જ સુંદર દેખાય છે.

આ વચ્છરાજ ઘાટ ઉપર રહેલા આપણા મંદિરનો અને ઘાટનો જીર્ણોધ્ધાર થવાની બહુ જ જરૂર છે. ગંગાને પવિત્ર કરી રહેલ આ મંદિર અને ઘાટના ઉધ્ધારમાં બહુ વિલંબ થશે તો પરિણામ બહુ જ અનિષ્ટ આવશે. ઘાટમાં નીચે મોટી ફાટ પડી છે. ગંગાનું પાણી સામેથી જોરથી અફળાઈ અંદર જાય છે, જે ઘાટને નુકશાન કરે છે. લાખો રૂપિયાના ખર્ચે બંધાયેલ આ ઘાટના જીર્ણોધ્ધાર તરફ્ક્ષ દુર્લક્ષ કરીશું તો આપણે પાછળથી પસ્તાવું પડશે. શ્રી આણંદજી

કલ્યાણજીની પેઢી, કલકત્તા, મુંબઈ શ્રી સંઘ વગેરેએ લક્ષ આપી શીઘ્રાતિશીઘ્ર જીર્ણોદ્ધાર કરાવવાની જરૂર છે.

વિવિધ તીર્થકલ્પકાર " વારાણસીકલ્પમાં " કાશીમાં બનેલી ઘટનાઓ આપે છે, જેનો સાર નીચે મુજબ છે.

" દક્ષિણ ભરતાર્ધના મધ્ય ખંડમાં કાશી નામની નગરી છે. વરણા અને અસિ નામની બે નદીઓ અહીં નજીકમાં જ ગંગા નદીને મળે છે તેથી બીજું નામ વારાણસી છે.

અહીં સાતમા તીર્થંકર શ્રી સુપાર્શ્વનાથજી ઇક્ષ્વાકુ કુલના રાજા મહિપતિની પટ્ટરાણી પૃથ્વીદેવીની કુક્ષીમાં જન્મ્યા હતા. અનુક્રમે રાજ્યલક્ષ્મી ભોગવ્યા પછી સંવત્સરી દાન આપી દીક્ષા પણ ગ્રહણ કરી હતી. બાદમાં નવ મહીના છદ્મસ્થાવસ્થામાં વિચરી, કેવળજ્ઞાન પણ અહીં જ પ્રાપ્ત કર્યું હતું. આ રીતે શ્રી સુપાર્શ્વનાથ ભગવાનના ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવલ એમ ચાર કલ્યાણક થયાં છે.

ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ ભગવાન પણ ઇક્ષ્વાકુ વંશના અશ્વસેન રાજાની પટ્ટરાણી વામાદેવીની કુક્ષીથી અહીં જ જન્મ્યા હતા. તેમના પણ ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવલ ચારે કલ્યાણક અહીં જ થયા છે મણીકિર્ણકાના ઘાટ ઉપર પંચાગ્નિ તપશ્ચર્યા કરતા કમઠ નામના તાપસને શ્રી પાર્શ્વનાથ ભગવાને કુમારપણામાં જ તેની સામે બળતી ધૂણીના કાષ્ઠ(લાકડા)માંથી બળતા સાપને બહાર કઢાવી, જીવનદાન આપી નવકાર મહામંત્ર સંભળાવ્યો હતો અને કુપથ-(મિથ્યાત્વમાર્ગ)નું નિરસન કર્યું હતું.

આ નગરીમાં જ કાશ્યપ ગોત્રવાળા ચાર વેદના જાણકાર ષટ્કર્મમાં કુશળ અને સમૃદ્ધશાલી અને સાથે જ જન્મ પામેલા જયઘોષ અને વિજયઘોષ નામના બે ઉત્તમ બ્રાહ્મણો થયા હતા. એક વાર જયઘોષ ગંગા નદીમાં સ્નાન કરવા ગયો ત્યાં સાપે પકડેલો દેડકો જોયો અને સાપને નોળીઆએ પકડેલો જોયો. નોળીઓ સર્પને ખાઈ રહ્યો હતો અને સર્પ દેડકાનું ભક્ષણ કરી રહ્યો હતો. દેડકો ચિત્કાર શબ્દ કરી રહ્યો હતો આ ભીષણ પ્રસંગ જોઈને જયઘોષ પ્રતિબોધ પામ્યો અને જૈનાચાર્ય પાસે સાધુપણું ગ્રહણ કર્યું. દીક્ષા લઈ એક રાત્રીની પ્રતિમા વહન કરી વિહાર કર્યો. ફરતા ફરતા જયઘોષ મુનિ પુનઃ આજ નગરીમાં આવી પહોંચ્યા. માસખમણના પારણે બ્રાહ્મણોના યજ્ઞના પાડામાં ગૌચરીએ ગયા. ત્યાં બ્રાહ્મણોએ આહાર ન આપ્યો અને તે સ્થાનમાં આવવાનો પણ નિષેધ કર્યો.

જયઘોષ મુનિએ તેમને મુનિધર્મ સમજાવ્યો અને શાસ્ત્રાનુસાર સાધુઓના આહાર લેવાનો વિધિ સમજાવ્યો અને બ્રાહ્મણોને પ્રતિબોધ આપ્યો. વિજયઘોષ વિરક્ત થયો અને ભાઈની પાસે જ દીક્ષા લીધી. અનુક્રમે બન્ને ભાઈઓ કર્મ ખપાવી મોક્ષે ગયા.

આ નગરીમાં નંદ નામનો નાવિક થયો જેણે ધર્મરૂચિ અણગારની વિરાધના કરી, તેમના હુંકારથી ભસ્મીભૂત થઇ, મૃત્યુ પામી, તે નાવિક ગૃહકોકીલ થયો અને આટલા ભવ કર્યા.

" गंगाए नाविओ नंदो सभाए घर कोइलो ।
हंसो मयंगे तीराए सीहो अंजणपव्वए ॥ १ ॥
वाराणसीए बडुओ राया तत्थेव आयओ ।
एएसिं घायगो जो उसो इत्थेव समागओ ॥ २ ॥ "

છેલ્લા ભવમાં એ નાવિક કાશી નગરીમાં જ રાજા થયો અને જાતિસ્મરણ જ્ઞાન થયું. તેણે એક અર્ધો શ્લોક બનાવ્યો જેની પૂર્તિ ધર્મરૂચિ અણગારે કરી. રાજાએ પોતાના પાપની આલોચના કરી ક્ષમા માંગી અને પરમાર્હંતોપાસક થયો. ધર્મરૂચિ અણગાર કર્મ ખપાવી મોક્ષે ગયા.

આ નગરીમાં સંવાહન નામનો રાજા થયો. તેને એક હજાર કન્યાઓ હતી, એક વાર શત્રુ રાજા આ નગરી ઉપર ચઢી આવ્યો ત્યારે રાણીના ગર્ભમાં રહેલા અંગવીરે રાજ અને રાજલક્ષ્મીની રક્ષા કરી હતી.

આ નગરીમાં બલ નામના ચંડાલ મુનિ થયા. તેમણે ત્યાંની રાજપુત્રી ભદ્રાને, અને તેના દ્વારા ત્યાંના બ્રાહ્મણોને પ્રતિબોધ આપ્યો હતો.

વારાણસી નગરીમાં ભદ્રસેન શેઠ હતા. તેમની નંદા નામની પત્ની હતી. તેમને નંદશ્રી નામની પુત્રી હતી. ત્યાં કોષ્ઠકચૈત્યે શ્રી પાર્શ્વનાથ પ્રભુ પધાર્યા. નંદશ્રીએ પ્રભુ પાસે દીક્ષા લીધી. પછી કંઈક શિથિલતા આવી ગઇ. ત્યાંથી કાળ કરી શ્રીદેવીપણે ઉત્પન્ન થઇ. ભગવાન્ મહાવીરસ્વામી રાજગૃહમાં પધાર્યા ત્યારે શ્રીદેવીએ ત્યા આવી નાટ્યવિધિ બતાવ્યો હતો.

આ નગરમાં ધર્મઘોષ અને ધર્મયશ નામના બે અણગારો ચાતુર્માસ હતા. નિરંતર માસક્ષમણ કરતા. એક વાર ચોથા માસક્ષમણને પારણે ત્રીજી પોરસીમાં વિહાર માટે ચાલ્યા. શરદ્ ઋતુની ગરમીને અંગે તરસ લાગી. ગંગા ઉતરતાં મનમાં લેશ પણ અનેષણીય પાણીની ઇચ્છા ન કરી. તેમના ગુણોથી આકર્ષાઈ દેવતાએ દધિ આદિ વ્હોરાવવા માંડયું; તૃષાથી અત્યંત પીડાવા છતાં ય મુનિઓએ તે ન લીધું. ઉપયોગથી દેવને જાણી લીધા. આખરે દેવતાએ વાદળો વિકુર્વી ઠંડક કરી દીધી. મુનિરાજો શાંતિથી વિહાર કરી નજીકના ગામમાં ગયા અને શુદ્ધ આહારપાણી લીધાં.

આ જ નગરીમાં અયોધ્યાપતિ રાજા હરિશ્ચંદ્રના સત્યની પરીક્ષાની કસોટી થઇ હતી અને તેમણે સ્ત્રી-પુત્ર સહિત અનેક કષ્ટો સહ્યાં હતાં છતાં પોતાની પ્રતિજ્ઞાનું દ્રઢતાથી પાલન કર્યું હતું.

ગ્રંથકાર કહે છે કે-કાશી માહાત્મ્યમાં બ્રાહ્મણોએ લખ્યું છે કે-કાશીમાં કલિયુગનો પ્રવેશ નથી અને ગમે તેવો પાપી, હત્યાકારી પણ મરીને શિવજીની પાસે વાસો કરે છે વગેરે. તેમજ ધાતુવાદ, રસવાદ, અન્યવાદ, મંત્રવાદ આદિ વિદ્યાઓના જાણકાર; શબ્દાનુશાસન, તર્ક, નાટક, અલંકાર, જ્યોતિષ, ચૂડામણિ, નિમિત્ત-શાસ્ત્ર, સાહિત્ય આદિ વિદ્યામાં પારંગત પંડિતો; પરિવ્રાજકો, જટાધારીઓ, યોગીઓ આદિ બાવા સાધુઓ; તથા ચારે વર્ણના મનુષ્યો, અનેક રસિકો અને ચારે દિશાના અનેક કલાકાર મનુષ્યો અહીં જોવાય છે. ગ્રંથકારનું આ વચન આજે પણ પ્રત્યક્ષ અનુભવાય છે.

વારાણસી નગરી અત્યારે (ગ્રંથકારના સમયે) ચાર ભાગમાં વહેંચાયેલી છે. (૧) દેવ વારાણસી‑કે જ્યાં વિશ્વનાથ મહાદેવનું મંદિર છે .અને જેમાં ચોવીશ તીર્થંકરોનો* પાષાણનો પટ્ટ પૂજાય છે. ( પાષાણની ચોવીશી. ) (૨) રાજધાની વારાણસી કે જેમાં યવનો-મુસલમાનો રાજ કરે છે. (૩) મદન ×વારાણસી, (૪) વિજય વારાણસી. અહીં અજૈનોનાં એટલાં બધાં મંદિરો છે કે જેની ગણના નથી.

અહીં એક વનમાં + દન્તખાત નામના સરોવરમાં (પાસે) અનેક પ્રતિમાઓથી વિભૂષિત શ્રી પાર્શ્વનાથ ભગવાનનું ચૈત્ય છે આ તળાવમાં સુગંધમય અનેક કમળો ખીલેલાં છે અને તેની સુગંધીથી આકર્ષાઇને આવેલા ભ્રમરા સુંદર ગુંજારગાન કરે છે.

અહીંથી-કાશીથી ત્રણ કોશ દૂર ધર્મેક્ષા નામનું નગર છે. ત્યાં ગગનચુમ્બી

---

* પૂ. પા. આચાર્યશ્રી વિજયધર્મસૂરિજી મહારાજ કે જેમને કાશીનો વર્ષોનો પરિચય છે તેઓશ્રી "પ્રાચીન તીર્થમાળા સંગ્રહ ભા. ૧ "માં લખે છે કે-જિનપ્રભસૂરિ જેને દેવ-વારાણસી કહે છે ત્યાં વિશ્વનાથના મંદિરમાં ચોવીશ તીર્થંકરનો એક પાષાણનો પટ્ટ તેમના સમય સુધી વિદ્યમાન હોવાનું જણાવે છે. તેઓ એક સ્થળે એમ પણ લખે છે કે—

"वाराणस्यां विश्वेश्वरमध्ये श्रीचंद्रप्रभुः"

આ ઉપરથી એમ પણ જણાય છે કે-વિશ્વેશ્વરના મંદિરમાં ચંદ્રપ્રભુની પણ મૂર્તિ હશે.

× એ જ પુસ્તકમાં સૂરિજી મહારાજ જણાવે છે કે-અત્યારે કાશીમાં જે સ્થાન 'મદનપુરા' ના નામથી ઓળખાય છે, એ જ કદાચ તે વખતે 'મદન વારાણસી' હોય.

+ આ તળાવ અને મંદિરનો પરિચય સૂરિજી મહારાજ આ પ્રમાણે આપે છે. "આ દન્તખાત તળાવ કયું; તે અત્યારે કહી શકાય નહિં પરન્તુ સંભવ છે કે-આ મંદિર ભેલુપુરનું મંદિર હોય કારણ કે ભેલપુંની નજીક જ સઘન વન હતું; જો કે અત્યારે તો ત્યાં પણ ઘણાખરા મકાનો બની ગયા છે.

( પ્રાચીન તીર્થમાળા સંગ્રહ ભા. ૧, પૃ. ૧૨-૧૩ )

બોધીસત્વનું મંદિર સ્તૂપ છે. (જેને 'અત્યારે' બૌદ્ધો સારનાથ કહે છે અને આપણે જૈનો સિંહપુરી કહીએ છીએ.)

કાશીથી અઢી યોજન દૂર ચંદ્રાવતી નગરી છે જ્યાં ત્રણ જગતને કલ્યાણકારી શ્રી ચંદ્રપ્રભુનાં ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન આ ચાર કલ્યાણક થયાં છે. અન્તમાં ગ્રંથકાર કહે છે કે—

**गंगोदकेन च जिनद्वयजन्मना च प्राकाशि काशीनगरी नगरीयसीकैः ।**
**तस्या इति व्यधितकल्पमनल्पभूतेः, श्रीमान् जिनप्रभ इति प्रथितो मुनींद्रः ॥१॥**

પૂર્વદેશીય ચૈત્યપરિપાટીમાં કવિ હંસસોમ કાશીનો પરિચય આ પ્રમાણે આપે છે–

" હવઇ દેષી જઇ જૂની કાસી આસસેણ રાંઇજે વાસી, ભવિયા દૂર જઇ નાસી;
પાસ સુપાસ તીર્થંકર જનમ તેહનાં થૂભ અચ્છંઇ અતિરમ્મ
પ્રતિમા પૂજ્યઇ ધરમ " ॥ ૯ ॥

પાસ સુપાસ જનમહ જાણી સયલ તીરથના પાણી આણી, ઇન્દ્રઇ નિરમીત કૂપ;
તે દેપી નય આણુદ હુઉ પાસઈ કમઠ તપ તપઈ જૂઉ દીસઇ કોપસરૂપ ॥૧૦॥"

પં. વિજયસાગર "સમ્મેતશિખર-તીર્થમાલા"માં લખે છે—

" ગંગાતટી ત્રિણિ ચૈત્ય વલિ જિનપાદુકા પૂજી અગર ઉખેવીયએ,
દીસઈ નગર મઝારિં પગિર જિનપ્રતિમા, ગ્યાન નહિં શિવલીંગનો એ ॥૪॥ "

કાશીના બ્રાહ્મણો કાશી માટે કેટલો પક્ષપાત રાખે છે અને તીર્થંકરોથી પવિત્ર મગધ ભૂમિ માટે કેટલો દ્વેષ રાખે છે. તે માટે કવિના શબ્દો વાંચવા જેવા છે.

' કાંસીવાસી કાગ મૂઉઇ સુગતિ લહઇ, મગધિ મૂઓ નર ખર હુઇએ,
તીરથવાસી એમ અસમજસ ભાષઈ, જૈનતણા નિંદક ઘણા એ. ॥ ૬ ॥ "

કાશીનું અસલ નામ તો વાણારસી; તે ઉપરથી બનારસ થયું અને કાશી પણ કહેવાયું. અહીં વરણા અને આસા (અસી) આ બન્ને નદીઓ નગરમાં વહેતી જેથી વાણારસી નામ પડ્યું. આ માટે પં. સૌભાગ્યવિજય " તીર્થમાલા " માં લખે છે—

" એક વરણા હો દુજી આસા નામ કે દોય નદિ મધ્ય ભાગમેં જી;
વસી વારૂ હો નગરાનો નામ કેં દીધો વાણારસી રામીઈ જી." ॥૧॥

× × × ×

ઈણ નગરી હો રાજા હરિચંદકેં વાચા પાલણ પ્રેમસ્યું જી,
પાણી ભરીઓ હો ચંડાલને ગેહકેં ચૂકો ન આપણા નીમસ્યું જી. ॥ ૯ ॥

કવિ પં. જયવિજયજી સમ્મેતશિખર તીર્થમાલામાં કાશીનું જે વર્ણન આપે છે અને એમાં લખે છે કે-ઠેર ઠેર જિનપ્રતિમાઓ છે. જુદે જુદે સ્થાનકે-

મંદિરોમાં, ઝાડ નીચે અને બ્રાહ્મણોના ઘરના આંગણામાં પણ જિનપ્રતિમાઓ છે. આ વાંચી હૃદય દ્રવે છે. જુઓ તેમના શબ્દો—

× × × × ×

"પરતષિ અલકાપુરી જીસીએ દીસઈં જીહાં બહુ ચિત્રતઉ ॥ ૧૨ ॥
એહ્ણી નયરિં હોય જીનવરૂએ જનમ્યા પાસ સુપાસ તઉ
તિણિં ઠામઈ હોઈ જીણહરૂએ પુહવિં કરઈ પ્રકાસ તઉ ॥ ૧૩ ॥
પ્રથમ ચતુર્મુખ ચર્ચઇએ પગલા કરીએ પ્રણામ તઉ
સુરનર જસ સેવા કરઈએ ભવિજણ મન વિશ્રામ તઉ ॥ ૧૪ ॥
મૂરતિ મોહનવેલડીએ બઇઠા પાસ જિણુંદ તઉ
કેસર ચંદન કુસમરચુએ પૂજઇ પરમાણુંદ તઉ ॥ ૧૫ ॥
જઈ સુપાસનઇ દેહરઈ એ પૂજ પ્રભુ જયકાર તઉ
નયરમાં હિતવ નિરખીઇએ પ્રતિમાસંખ ન પારતઉ ॥ ૧૬ ॥
કેઇ દીસઇ રૂદ્ર ભવનમાં એ કેઇ થાપી તરૂ છાહિ તરૂ
કેઇ દીસઇ વિપ્ર આંગણુઇએ કેઈ માંડી મઠમાહિ તઉ" ॥ ૧૭ ॥

ત્રણસો વરસ પહેલાં કાશીમાં આ સ્થિતિ હતી.

## વર્તમાન બનારસનો પરિચય

બનારસમાં અત્યારે નવ જિનમંદિરો છે.

૧. ઠઠેરીબજારમાં શ્રી યશોવિજયજી જૈન પાઠશાળાના મકાનમાં શ્રી પાર્શ્વનાથજીનું મંદિર–સુંદર સફેદ ત્રણ વિશાળ મૂર્તિઓ છે.

૨. ચિન્તામણી પાર્શ્વનાથજીનું–રામઘાટનું મંદિર. આ મંદિર મોટું છે. આ મંદિરમાં ચાર જુદા જુદા ભાગમાં ચારે દેરીઓમાં પાર્શ્વનાથ ભગવાન મૂલનાયકજી છે. બીજી પણ ઘણી મૂર્તિયો છે. ભંડારમાં બીજી પણ પ્રતિમાઓ છે. જેમાં પાનાની લીલી, પરવાળાની લાલ તથા કસોટીની શ્યામ પ્રતિમાઓ છે. ભોંયરામાં પણ ત્રણે લાઈનમાં મૂર્તિઓ છે. વચમાં શ્રીપાર્શ્વનાથજીની મોટી મૂર્તિ છે.

૩. આદિ ભગવાનનું. ૪. ગોડીપાર્શ્વનાથજીનું.

૫. કેશરીયાજી પાર્શ્વનાથજીનું. આ પ્રતિમાજી સંપ્રતિ મહારાજના સમયનાં પ્રાચીન કહેવાય છે.

૬. શામળીયા પાર્શ્વનાથજીનું. ભોંયરામાં પાર્શ્વનાથજીની શ્યામ પ્રતિમાજી છે. માળ ઉપર પણ ચોમુખજીની ચાર શ્યામ પ્રતિમાઓ છે.

૭. આદિનાથજીનું. ૮. શાંતિનાથજીનું. ૯. આદિનાથજીનું.

ઝવેરીના ઘરમંદિરમાં સુંદર સફેદ હીરાની શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમા છે. પ્રતિમાજીમાં અંદર આભૂષણો–લંગોટ વગેરેની રચના બહુ જ બારીકાઇથી સુંદર રીતે આલેખેલ છે. ખાસ દર્શનીય છે.

અહીં બીજાં જોવા લાયક સ્થાનોમાં (૧) ગૌતમબુધ્ધનું મંદિર, (૨) મ્યુઝીયમ કે જેમાં ઓરંગજેબે બૌધ્ધધર્મની તથા વૈષ્ણવ ધર્મની મૂર્તિઓ ખંડિત કરેલી તેનો સંગ્રહ છે. તથા ખાસ કરીને શ્રી કૃષ્ણજીએ ગોવર્ધન પહાડ તોળ્યો હતો તે ઈમેજ, તથા શિવજીની મોટી ઈમેજ, ગૌતમબુધ્ધની મોટી લાલ-ઈમેજ (આકૃતિ) ખંડિત સ્થિતિમાં છે. (૩) મોતીચંદ રાજાનો બાગ, (૪) જ્ઞાન વાવ, (૫) કાશીવિશ્વનાથનું મંદિર, (૬) કાશીનગરી ગંગાના કિનારે વસેલી હોવાથી ત્યાં રહેલા વિવિધ ઘાટો (૭) સામે કાંઠે રહેલ રામનગરના રાજાનો મહેલ (૮) મૃતદેહને બાળવાનો હરિચંદ્ર ઘાટ, કુંડવાળો મણિકર્ણિકા ઘાટ, દશાશ્વમેધ ઘાટ (૯) આ સિવાય ગંગાને કિનારે રાજા મહારાજાએ બંધાવેલા રાજમહેલો, આશ્રમો, ભજન મંડલીઓ વગેરે. *કાશીવિશ્વનાથનું મંદિર, તેનો પુરાતત્ત્વ વિભાગ સંગ્રહસ્થાન, હિન્દુ વિશ્વ વિદ્યાલય, નાગરી પ્રચારણી સભા, જયપુરના રાજા માનસિંહે બંધાવેલ માનભૂવન વેધશાળા ( આ રાજાએ જયપુર, બનારસ અને દિલ્હી ત્રણે ઠેકાણે વેધશાળા બનાવી છે જે ખાસ જોવા લાયક છે.) હિન્દુ વિશ્વ વિદ્યાલયમાં જૈન વિદ્યાર્થીઓ ભણે છે. હમણાં ત્યાં જૈન ચેર સ્થપાઈ છે.

અંગ્રેજી કોઠીમાં શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા સ્વ૦ પૂજ્ય આચાર્યશ્રી વિજયધર્મસૂરિજી મ. ના અથાગ ને અવિરત પરિશ્રમથી સ્થાપાઈ હતી. જૈનેતરોને જવાબ આપનાર વિદ્વાન્ જૈનો ઉત્પન્ન થાય તે માટે આ સંસ્થા સ્થપાઈ હતી. અત્યારે આ પાઠશાળા બંધ છે. પછી દિગંબરો તરફથી શરૂ થયેલ સ્યાદ્વાદ વિદ્યાલય ચાલે છે જેમાંથી ચુસ્ત દિગંબર જૈન વિદ્વાનો પાકે છે. ભારતની વિદ્યાપુરી કાશીમાં શ્વેતાંબર જૈન વિદ્યાપીઠની અનિવાર્ય જરૂર છે.

વિવિધ સંસ્કૃત પાઠશાળાઓ, અનાથાશ્રમ, સદાવ્રત, અન્નસત્રો, ન્યાય, વ્યાકરણ, સાહિત્ય, કાવ્યના આચાર્યાદિ પરીક્ષાના સ્થાનો, વગેરે વગેરે ઘણું ઘણું જોવા લાયક છે.

---

* ભારતના હિન્દુઓનું મુખ્ય યાત્રાધામ કાશી. અહીંનું કાશી વિશ્વનાથનું મંદિર જોઈને ભલભલાને આશ્ચર્ય થયા સિવાય નહિં રહે. આના કરતાં નાના ગામનું જૈન મંદિર વધુ સ્વચ્છ, સુઘડ અને સુંદર લાગે તેમ છે. કાશી વિશ્વનાથનું આ મંદિર તો બંધાયેલું છે. જૂનું મંદિર હતું તેની મસ્જીદ બની છે. મુસલમાન બાદશાહ આ શિવાલય તોડવા આવ્યો અને મહાદેવજી મંદિરમાંથી અદશ્ય થાય છે. કૂવામાં પડી જાય છે. એ કૂવો અત્યારે વિદ્યમાન છે. નજીકમાં કાશી કરવતનો કૂવો છે. અંધાર કોટડી અને મંદિરની મસ્જીદ બની તે ત્યાં હિન્દુ યાત્રીઓ રોજ જુએ છે અને ભૂતકાલીન ગૌરવ યાદ કરી દુઃખી થાય છે.

# સિંહપુરી

બનારસ (કાશી)થી ચાર માઈલ દૂર શ્રી સિંહપુરી તીર્થ છે, જ્યાં શ્રી *શ્રેયાંસનાથ પ્રભુનાં ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન એમ ચાર કલ્યાણક થયાં છે. સિંહપુરીના સ્થાને અત્યારે હીરાપુર–હીરાવનપુર નામે ગામ છે. સામાન્ય રીતે તે ગામ ઠીક છે. સિંહપુરીનું શ્વેતાંબર જૈન મંદિર ગામથી એક માઈલ દૂર જંગલમાં છે, ત્યાં આંબાવાડીયું છે. સ્થાન એકાંતમાં ધ્યાન કરવા લાયક છે. ત્યાં એક સુંદર ધર્મશાલા છે અને તેની બાજુમાં જ સુંદર મંદિરનું વિશાલ કમ્પાઉન્ડ છે. કમ્પાઉન્ડના મધ્ય ભાગમાં એક સુંદર જિનમંદિર છે જેમાં શ્રી શ્રેયાંસનાથ ભગવાનની ભવ્ય મૂર્તિ બિરાજમાન છે. તેની સામે જ સમવસરણના આકારનું એક મંદિર છે, જે શ્રેયાંસનાથ પ્રભુના કેવળજ્ઞાન કલ્યાણકનું સૂચન કરે છે. તેમાં પ્રભુની ચાર ચરણપાદુકા છે. અગ્નિ ખૂણામાં ઉપરના ભાગમાં નાનું મંદિર છે, જેમાં અધિષ્ઠાયક દેવની મૂર્તિ સ્થાપી છે. નૈઋત્ય ખૂણામાં શ્રી શ્રેયાંસનાથ પ્રભુનાં માતા સૂતેલાં છે અને ચૌદ સુપન જુએ છે તે આરસમાં કોતરેલાં છે. વાયવ્ય ખૂણામાં જન્મ કલ્યાણકની સ્થાપના છે અને ઈશાન ખૂણામાં પ્રભુના દીક્ષા કલ્યાણકની સ્થાપના છે. તેમાં સુંદર અશોક વૃક્ષ આરસનું બનાવેલું છે અને તેની નીચે પ્રભુ દીક્ષા લે છે એવો દેખાવ છે. નીચેની છત્રીમાં પ્રભુના ચ્યવન કલ્યાણકની સ્થાપના છે અને બીજી એક છત્રીમાં મેરુપર્વતનો આકાર, ઇન્દ્રાદિકનું આવાગમન અને પ્રભુને ન્હવણ આદિનું દૃશ્ય આરસમાં આળેખેલ છે. તેમજ એક છત્રીમાં શ્રી શ્રેયાંસનાથ પ્રભુની સુંદર પાદુકાઓ બિરાજમાન છે.

એક બાજુ આ તીર્થોદ્ધારક યતિવર્યશ્રી કુશલાજી મહારાજની ભવ્ય મૂર્તિ બિરાજમાન છે. કહેવાય છે કે–બનારસમાં બ્રાહ્મણોના પરિબળને લીધે જૈન મંદિરોની વ્યવસ્થા બરાબર ન હતી. તે વખતે યતિવર્યશ્રી કુશલાજી મહારાજે જગ્યા મેળવી જૈનોના મંદિર આદિ બધું સમરાવ્યું. જૂનું જે મંદિર હતું તેનો પણ ઉદ્ધાર કરાવ્યો. પછી ધીમે ધીમે મંદિરો વધતાં ગયાં. તેમણે અને ત્યાંના

---

* શ્રી શ્રેયાંસનાથજી—તેમનું જન્મસ્થાન સિંહપુરી. પિતાનું નામ વિષ્ણુ રાજા. માતાનું નામ વિષ્ણુ રાણી. કોઈ દેવાધિષ્ઠિત પરંપરાગત દેવતા અધિષ્ઠિત સજ્જાની પૂજા થતી હતી, તેના ઉપર ન કોઈ બેસતું કે સૂતું તે સજ્જા ઉપર જે બેસે કે સૂવે તેને ઉપદ્રવ થતો. પ્રભુ માતાના ગર્ભમાં આવ્યા પછી માતાના મનમાં આવ્યું કે–દેવગુરુની પ્રતિમાની તો પૂજા થાય પરન્તુ સજ્જાની પૂજા ક્યાંયે સાંભળી નથી. એમ વિચારી ત્યાંની ચોકી કરનાર પુરુષોની મનાઈ છતાં; પ્રભુ માતા ત્યાં જઈ સૂતાં અને દેવતાએ ઉપદ્રવ ન કર્યો. ત્યાર પછી એ સજ્જાનો રાજા પ્રમુખે ઉપયોગ કર્યો. આવો ગર્ભનો મહિમા જાણી પુત્રનું નામ શ્રેયાંસકુમાર રાખ્યું. એંશી ધનુષ્યપ્રમાણ શરીર, ચોરાશી લાખ વર્ષનું આયુષ્ય, સુવર્ણ વર્ણ અને લાંછન ગેંડાનું હતું.

સંઘે મળીને ભેલુપુર, ભદૈની અને સિંહપુરી આદિમાં જીર્ણોદ્ધાર કરાવી મંદિરો ટકાવી રાખ્યાં. શ્રી સંઘે ભક્તિ નિમિત્તે શ્રી કુશલાજી મહારાજની મૂર્તિ અહીં સ્થાપન કર છે.

પં. વિજયસાગરજી સિંહપુરીનો પરિચય નીચે પ્રમાણે આપે છે.

ગંગાત્તટિ દુહેઠિ સીહપુરિ ત્રિણિ કોસ જનમ શ્રેયાંસનો એ,
નવા જીર્ણ દોઇ ચૈત્ય પ્રતિમા પાદુકા સેવઈ સિંહ સમીપથીએ. (પૃ ૪, ગાથા. ૮)

× × ×

વાણારસી નયરી થકીએ સિંહપુરી ત્રિકોસ તઉ. ॥ ૧૮
જનમભૂમી શ્રેયાંસની એ દેષી અનોપમ ઠામ તઉ
જિનમૂરતિ જિનપાદુકાએ પૂજી કરૂં પ્રણામ તઉ ॥ ૧૯

(જયવિજયવિરચિત સમ્મેતશિખરતીર્થમાલા પૃ ૨૪.)

અહીંથી ૦ાા–૦ાા માઈલ દૂર બુદ્ધદેવનો એક મોટો સ્તૂપ છે. જે નેવું ફુટ ઊંચો અને ત્રણસો ફુટના ઘેરાવાવાળો છે. અહીંની જમીનનું ખોદકામ થતાં પ્રાચીન બૌદ્ધ મૂર્તિઓ અને બીજી કેટલીક વસ્તુઓ નીકળી છે. તેમાં એક પત્થરનો ચતુર્મુખ સિંહ પણ થાંભલા ઉપર કોરેલો છે, જે જોવા લાયક છે. હમણાં બૌદ્ધોએ પોતાના ધર્મના પ્રચાર માટે મોટુ મંદિર, વિશાળ લાયબ્રેરી, એક વિદ્યાલય અને પુસ્તક પ્રકાશન આદિ સંસ્થાઓ સ્થાપન કરી છે. મંદિરમાં બુદ્ધ દેવના જિંદગીના ચિત્રો અને ઉપદેશસૂત્રો આળેખેલાં છે.

## ચંદ્રપુરી

સિંહપુરીથી ચાર કોશ દૂર અને કાશીથી ૭ કોશ દૂર ચંદ્રપુરી તીર્થ છે. ગામનું નામ પણ ચંદ્રપુરી જ છે. અહીં શ્રી ચંદ્રપ્રભુના ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન એમ ચાર કલ્યાણકો થયેલા છે. * ગામમાં મોટી સુંદર શ્રી શ્વેતાંબર જૈન ધર્મશાળા છે. ગામ બહાર અનેક ખંડેરો અને ટીંબા ઊભા છે. ધર્મશાળાથી એક ફર્લાંગ જેટલે દૂર ગંગાને કાંઠે જ સુંદર ઘાટ ઉપર ટીલા ઉપર મનોહર શ્રી જિનમંદિર છે. મંદિર મનોહર, શાન્ત અને એકાન્ત સ્થાનમાં છે. તે ટીલાને રાજાનો કિલ્લો પણ કહે છે. મંદિરની નજીકમાં દાદાજીની ચરણપાદુકા છે. આ ટીલાવાળું સ્થાન અનેક પ્રાચીન વસ્તુઓથી ભરેલું છે. ખોદાણકામ થવાથી જૈન ધર્મની અનેક પ્રાચીન વસ્તુઓ નિકળવાનો સંભવ છે. અહીંથી પટણા ૧૪૬ માઈલ છે. બનારસથી ૧૬૦ માઈલ દૂર પટણા તીર્થ છે

*શ્રી ચંદ્રપ્રભુ સ્વામી ચંદ્રપુરી નગરીમાં જન્મ્યા હતા. તેમના પિતા મહસેન રાજા અને લક્ષ્મણા રાણી માતા હતા. ભગવંત ગર્ભમાં આવ્યા પછી માતાને ચંદ્રમાનું પાન કરવાનો ડોહલો ઉપન્યો, જે પ્રધાને બુદ્ધિવડે કરીને પૂર્ણ કરાવ્યો. એ ગર્ભનો પ્રભાવ જાણી ચંદ્રપ્રભ નામ દીધું. તેમનું એકસો પચાસ ધનુષ્યપ્રમાણ શરીર અને દશ લાખ પૂર્વનું આયુષ્ય હતું. શ્વેત વર્ણ અને લાંછન ચંદ્રનું હતું.

ચંદ્રાવતી તીર્થનો પરિચય પં. શ્રી વિજયસાગરજી મહારાજ પોતાની સમ્મેત-શિખર તીર્થમાળામાં નીચે પ્રમાણે આપે છે-

ચંદ્રપુરિ ચ્યાર કોશ ચંદ્રપ્રભ જનમ ચંદનંઈ ચરચિઉ ચઓત્તરૂં એ;
પૂજું પગલાં પુલિંત ચંદ્ર માધવ હવડાં પ્રથમ ગુણુઠાણીઆ એ "

શ્રીજયવિજયજી પોતાની સમ્મેતશિખર તીર્થમાલામાં જ જણાવે છે કે-

ચંદ્રપ્રભ જિન અવતર્યાએ ચંદ્રપુરી સુવિસાલ તઉ
શ્રી ચંદ્રપ્રભ પાદુકાએ નિત નમીઇં ત્રિણુ કાલ તઉ (૨૦)

## પટણા

મગધસમ્રાટ્ શ્રેણિકના પૌત્ર ઉદાયીએ આ નગર વસાવ્યું છે. ગંગાને કિનારે અર્ણિકાપુત્રના હાડકાં (ખોપરી) પર પાટલી વૃક્ષ ઊગેલું હતું તે સ્થાને નગર વસાવ્યુ છે. પાટલી વૃક્ષ ઉપર નગર સ્થપાયું હોવાથી નગરનું નામ પાટલી-પુત્ર પડ્યું. તેમજ ત્યાં ફૂલો ઘણાં થતાં હોવાથી તેનું નામ કુસુમપુર પડ્યું. રાજાએ દરેક સામગ્રી સહિત તેમજ જિનમંદિરોથી વિભૂષિત ચાર ખૂણાવાળું નગર વસાવ્યું હતું.

ઉદાયીરાજાએ અહીં શ્રી નેમિનાથ પ્રભુજીના સુંદર મંદિરની સ્થાપના કરી હતી. તેમજ હસ્તિશાળા, અશ્વશાળા, રથશાળા, પ્રાસાદ, મહેલ, કિલ્લો, દાનશાળા, પૌષધશાળા વગેરે બનાવ્યું. રાજા પરમ આર્હતોપાસક જૈન હતા. એક વાર રાજા પૌષધ લઇને સુતા હતા ત્યારે તેના દુશ્મને તેમને મારી નાંખ્યા. શુભ ભાવનાએ મરી રાજા સ્વર્ગે ગયા.

શ્રીવીર ભગવાનના નિર્વાણ પછી સાઠ વર્ષે અને મહારાજા ઉદાયી પછી હજામ અને વેશ્યાનો પુત્ર નંદ ગાદીએ બેઠો. આ વંશમાં બીજા આઠ રાજાઓ થયા અને નંદ વંશ ચાલ્યો. નવમા નંદના વખતમાં પરમ શ્રાવકના કલ્પકના વંશમાં થયેલા શકડાલમંત્રી હતા. તેને સ્થૂલભદ્રજી અને સિરીયક બે પુત્રો, યક્ષા, યક્ષદત્તા, ભૂતા, ભૂતદત્તા, એણા( સેણા ),વેણા, રેણા આ નામની સાત કન્યાઓ હતી. તેઓ અનુક્રમે એક એક વાર સાંભળે તે સર્વ તેમને યાદ રહી જતું. આ નગરમાં કોશા અને તેની બ્હેન ઉપકોશા નામની વેશ્યાઓ હતી.

આ નગરમાં ચાણાક્ય મંત્રી રહેતો. તેણે નંદરાજાના વંશને મૂળથી ઉખેડી મૌર્ય વંશની સ્થાપના કરી, ચંદ્રગુપ્તને ગાદી પર બેસાડ્યો. તેની પછી તેના વંશના બિંદુસાર, અશોક અને કુણાલ નામના રાજાઓ થયા. પછી કુણાલપુત્ર સંપ્રતિ રાજા થયા તે ત્રણ ખંડ ભરતક્ષેત્રના સ્વામી હતા. પરમ શ્રાવક થયા. અનાર્ય દેશોમાં પણ સાધુઓનો વિહાર કરાવી જૈન શાસનની પ્રભાવના કરી હતી.

સુપ્રસિધ્ધ વાચક ઉમાસ્વાતિજી મહારાજે સભાષ્ય તત્ત્વર્થાધિગમસૂત્ર અહીં જ બનાવ્યું.

અહીં ચોરાશી વાદશાળાઓ હતી અને ગંગા નદી પણ અહીં જ વહે છે.

કલ્કી રાજા, પ્રાતિપદાચાર્ય પ્રમુખ શ્રી સંઘ પાણીમાં ડુબતા બચી જશે. તે જ નગરમાં પુનઃ બીજો કલ્કી થશે. તેના વંશમાં ધર્મદત્ત, જીતશત્રુ અને મેઘઘોષ આદિ રાજાઓ થશે.

આ નગરીમાં નંદરાજાએ નવ્વાણું કરોડ દ્રવ્ય દાટયું હતું. તેના ઉપર પાંચ સ્તૂપ હતા. આ દ્રવ્ય મેળવવાની લાલસાથી લક્ષણાવતીના સૂરત્રાણે અનેક ઉપાયો કર્યો પણ કાંઇ મળ્યું નહિં.

અહીં શ્રી ભદ્રબાહુસ્વામી, આર્ય સુહસ્તિસૂરિ, અને વજ્રસ્વામી વગેરે મોટા યુગપ્રધાન આચાર્યો વિચર્યા છે. પ્રાતિપદાચાર્ય પ્રમુખ આચાર્યો વિચરશે.

આ જ નગરમાં ધન શેઠની પુત્રી રૂકમણિ ક્રોડો સોનામ્હોરો સાથે શ્રી વજ્રસ્વામીને પરણવા ચાહતી હતી. વજ્રસ્વામીએ તેનો ત્યાગ કરી, તેને ઉપદેશ આપી દીક્ષા આપી હતી.

મહાત્મા સુદર્શન શેઠ દીક્ષા લઈ અહીં પધાર્યા ત્યારે મરીને વ્યંતરી થયેલી અભયા રાણીએ બહુ ઉપસર્ગો કર્યાં હતાં છતાં સુદર્શન શેઠ અચલ રહ્યા હતા.

અહીં બાર વર્ષનો દુકાળ પડવાથી સુસ્થિતાચાર્યે પોતાનો સાધુસમૂહ દેશાન્તર મોકલ્યો. માત્ર બે નાના શિષ્યોને રાખ્યા હતા. તેમને ભિક્ષા સુલભતાથી ન મળતી તેથી અંજનબળે રાજા ચંદ્રગુપ્તની થાળીમાંથી ભોજન લઇ જતા પછી ચાણક્યે યુક્તિથી તેમને ઓળખ્યા. ગુરૂએ ચાણકયને ઠપકો આપ્યો કે તારા જેવો જૈન મંત્રી હોવા છતાં સાધુને આહાર ન મલે ? એટલે ચાણાકયે બધી વ્યવસ્થા કરી.

આ નગરીમાં મહાપ્રભાવિક શ્રી વજ્રસ્વામીએ પોતાના રૂપ-પરાવર્તનનો ચમત્કાર બતાવ્યો હતો.

આ નગરમાં માતૃ દેવતા નામની દેવીનું ચમત્કારી સ્થાન હતું. તેના પ્રભાવથી નગર જીતાતું ન હતું. ચાણકયે યુક્તિથી નગરજનોદ્વારા જ તે સ્થાન ઉખેડી નંખાવ્યુ અને પછી ચંદ્રગુપ્ત તથા પર્વત રાજાએ તે નગર જીતી લીધું.

આ નગરમાં ચૌદ વિદ્યા, સ્મૃતિ, અઢાર પુરાણ અને પુરુષની બ્હોંતેર કલામાં નિપુણ ભરત, વાત્સાયન અને ચાણુકયરૂપ ત્રણ રત્નો થયાં છે. તેમજ અનેક વિદ્યાઓના પારગામી વિદ્વાનો પણ અહીં થયા છે.

પ્રાતસ્મરણીય શ્રી આર્યરક્ષિતસૂરિ ચૌદ વિદ્યા ભણીને અહીંથી દશપુર પધાર્યા હતા.

અહીં અનેક ધનાઢયો ધનકુબેરો, ધનભંડારીઓ થયા છે.

પટણા નગરી સેંકડો વર્ષ સુધી ભારતની રાજધાની અને જૈનપુરી રહી હતી. મહારાજ ઉદાયીના સમયથી લઇને ઠેઠ સમ્રાટ્ સંપ્રતિ સુધી પટણા મુખ્ય રાજધાની-

નું સ્થાન રહ્યું છે. અને સમ્રાટ્ અશોકના સમયને બાદ કરતાં બાકીના સમયમાં તેણે જૈન પુરીનું ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

આજે એ નગરીમાં મહાન્ પરિવર્તન થઇ રહ્યું છે. પટના પાથડીપને ૨૨ થી ૨૫ માઇલ લાંબું છે તેની બન્ને બાજુ નદી આવેલી છે. પટણાથી પશ્ચિમમાં આઠ કોશ દૂર *સોનભદ્રા નદી છે તેમજ નજીકમાં જ સરયુ નદી વહે છે. તે બન્ને નદીઓ અહીં ગંગા નદીને મળે છે.

પટણામાં સાત પાંચ શ્વેતાંબર શ્રાવકોની વસ્તી છે. ચોક બજારમાં એક સુંદર ભવ્ય શ્વેતાંબર જૈન મંદિર છે. (જો કે તેને બે મંદિર કહે છે પણ બન્ને મંદિરો સાથે હોવાથી અહીં એક જ લખેલ છે). તેમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુની ભવ્ય મૂર્તિ છે. નજીકના મંદિરમાં પણ શ્રી પાર્શ્વનાથ પ્રભુ મૂલનાયક છે. અહીં અમે એક સુંદર વસ્ત્રધારી પત્થરમાંથી કોતરેલ વસ્ત્રનાં આકારથી અને અલંકારોથી વિભૂષિત જિનમૂર્તિ જોઇ. જેઓ આભૂષણો અને વસ્ત્રાદિનો વિરોધ કરે છે, તે મહાશયો એક વાર આ મૂર્તિ જુએ અને પછી જ પોતે અભિપ્રાય વ્યક્ત કરે તે ઉચિત છે.

મંદિરજીની નજીકમાં જ એક સુંદર શ્વેતાંબર જૈન ધર્મશાલા છે. આ સિવાય ગામમાં એક બીજી પણ ધર્મશાળા છે. પટણાથી પશ્ચિમમાં આપણા મંદિરથી બે માઇલ દૂર અને ગુલાબજાર સ્ટેશનની સામે જ તુલસીમંડીમાં મહાત્મા સ્થૂલિભદ્રજીની ચરણપાદુકાની દેરી છે. નજીકમાં સુદર્શન શેઠનું શૂલીના સિંહાસનનું સ્થાન છે. શ્રી સ્થૂલભદ્રજીની પાદુકાનું સ્થાન નીચાણમાં છે. ત્યાં એક મીઠા પાણીનો કૂવો, આંબાવાડીયું અને સામે જ સુંદર તળાવ છે જેમાં સુંદર કમલો થાય છે.

સુદર્શન શેઠની દેરી ઉપર જવાની સીડી તદ્દન જીર્ણ થઈ ગઈ છે. રસ્તો પણ સારો નથી. જીર્ણોદ્ધારની ઘણી જ જરૂર છે. ગામથી ૧ માઇલ દૂર દાદાજીનો બગીચો, મંદિર અને ધર્મશાળા છે.

---

*આ સોનભદ્રા નદી એ જ છે કે જેનો જૈન સૂત્રોમાં સુવર્ણવાલુકા નામે ઉલ્લેખ મળે છે. ભગવાન્ શ્રી મહાવીર પ્રભુનું અર્ધું વસ્ત્ર અહીં જ પડી ગયું હતું. પ્રાચીન તીર્થમાળામાં કવિ લશ્રી સૌભાગ્યવિજયજી આ પ્રમાણે લખે છે—

"અનુક્રમે હો સોવન નદિ ધાટકે વાટ વહે પટણાતણીજી;
જીહાં વીરનો હો વલગો રહી.વસ્ત્ર કે સ્વર્ણવાલકા તે ભણીજી. ૧૫
વડ વિસ્તારે હો નદીનો પાટ કે ત્રિણ કોસડકી તદાજી;
એક વાટે હો ગયા દિશિ જાયકે અટવિ દુખદાયક સદાજી." ૧૬
(પ્રાચીન તીર્થમાળા પૃ. ૭૯)

આ સોનભદ્રા નદી આ જ પણ બહુ જ લાંબી ચોડી છે. સામે કાંઠે જતાં રેતીના ટમના ઢમ ખૂદવા પડતા. સાધુ સાધ્વીઓને આ નદી ઉતરતાં ભારે મુશ્કેલી પડતી હતી હમણાં તો મોટો પુલ થઇ ગયો છે એટલે એટલી બધી મુશ્કેલી પડતી નથી.

ત્રણુસો વર્ષ પહેલાં અહીં મોગલકુલતીલક સમ્રાટ્ અકબર પ્રતિબોધક જગદ્ગુરુ શ્રી હીરવિજયજીસૂરીશ્વરજીનો મનોહર સ્તૂપ હતો પણ અત્યારે તે સ્થાનનું પરિવર્તન થયું છે યા તો ઉપલબ્ધ નથી. પટણાની ઉત્પત્તિથી માંડીને સત્તરમી શતાબ્દિ સુધીનું પટણાનગરનું વર્ણન શ્રી સૌભાગ્યવિજયજી પોતાની તીર્થમાલામાં નીચે પ્રમાણે આપે છે. સંક્ષેપમાં પણ રસભરી બધી વિગતો આ પ્રમાણે છે કે:-

કોશ એંસી કાશીથકી, પટણો લોક પ્રસિધ્ધ;
પાડલિપુર વર મૂલગો, નામ ઉદાઇ કીદ્ધ.

ઢાલ ૫ મી.

ઉતપતિ પટણા નગરીની, સુણજો શાસ્ત્ર મઝાર હો સુંદર
શ્રેણિકપુત્ર કોણિકતણો, રાજ્ય ચપામાં સાર હો સુંદર. સુ. ૧
સુણજો સુગુરૂ વાણી સદા આણી ભાવ ઉદાર હો સુદર
ગુરુ વિના જ્ઞાન ન પામીએ, ઈ છે ગુરૂ જ્ઞાન દાતાર હો. સું. સુ. ૨
નામ ઉદાઈ રૂઅડો, કોણિકનો અંગજાત હો સું.
તાત મરણથી મન વિષઇ, રાજ્ય તિહાં ન સુહાત હો. સું. સુ. ૩
મત્રીસર રાય વિનવ્યો, કરો નવ નગરી મંડાણ હો સું.
ગંગાતટ જોતાં થકાં, આયા સેવક રાય આણ હો સું. સુ. ૪
અરણીકા પુત્રની ખોપરી, વહતી ગંગા વાર હો સું.
તિણમેં પાડલી નીપની, તે દેખી નિરધાર હો. સું. સુ. ૫
મન્નકીઓમાં મંત્રીસરૂ, ઈણે તટ કીજે વાસ હો સું.
પાડલી પુલી પરગડી, ઉદય હોસ્યે ઉલ્લાસ હો. સું. સુ. ૬
નગર વસાવ્યો રૂઅડો, રાજા પ્રસન્ન કાજ હો સુંદર
પાડલીપુર નામ થાપીઓ, પટણો પ્રસિદ્ધ છે આજ હો. સું. સુ. ૭
પ્રથમ રાજાએ નગરમાં, હુઓ ઉદાયી ઉદાર હો સુંદર
હેમાચાર્ય ઉપદેશથી, પારશિષ્ટ પર્વ મોઝાર હો. સુ. સુ. ૮
તદંતર નવ નંદ હુઆ, ઈણ નગરીમાં રાય હો સુદર
લોભાલોભ લાગા થકા, ધન કીધા ઇક ઠાય હો. સું. સુ. ૯
ચદ્રગુપ્ત પણ ઇહાં થયો, મત્રી ચાણક્ય જાસ હો સુદર
શ્રાવક શુદ્ધ સમકિત ધરે, ચિત્ત જિન ધર્મ પ્રકાશ હો સુ. સુ ૧૦
દોઈ દેહરા થા નગરમા, એક વેગમપુર સાર હો સુંદર
શુભ હુતો ગુરૂ હીરનો, છે પગલા સુખકાર હો સું. સુ. ૧૧
પાંચ પહાડી પરગડી જીહાં, છે ઇંટની ખાણ હો સુંદર
તેહને ગુરૂમુખ સાંભળી, નંદ પહાડી જાણ હો. સું. સુ ૧૨

'શેઠ સુદર્શન તીહાં થયાં, કેવલજ્ઞાન ઉદાર હો સુંદર
ઉપસર્ગ અભયાઈ કીયો, સહિઓ પીમા ભંડાર હો સું. સુ. ૧૩
તિણુ થાનક શુભ છે, નામઈ મન વચ કાય હો સુંદર
પૂજો પગલા પ્રીતશું, કેવલજ્ઞાની જાય હો. સું. સુ. ૧૪
શુલભદ્ર પણ ઈણપુરી, અવતરિયા બ્રહ્મચાર હો સુંદર
કોશયા પ્રતિબોધી ભલી, કીધી શ્રાવિકા સાર હો સું. સુ. ૧૫
ઇમ અનેક ઇહાં હુઆ, પુન્યવી પુરૂષ વિખ્યાત હો સુંદર
હિવે કહણ્યું સમેતશિખરની, જાત્રાની વાત હો. સું. સુ. ૧૬
શ્રાવક પટણા નગરમાં, ધરમી ને ધનવંત હો સુંદર
સામગ્રી દીઇ પંથની, સાધુસેવા કરે સંત હો. સુ. સુ. ૧૭

( પં. સૌભાગ્યવિજયજી વિરચિત તીર્થમાલા પૃ. ૮૦ )

આવી જ રીતે શ્રી વિજયસાગરજી પણ પટણામાં શ્રી હીરવિજયસૂરીશ્વરજીના સ્થંભનો ઉલ્લેખ કરે છે.

"પહુતા પુરવર પાડલી ભેટયા શ્રી ગુરૂ હીરોજી,
શુભિ નમું થિર થાપનાનંદ પહાડીની તીરોજી"

આ સિવાય વિવિધ તીર્થકલ્પકારે પણ પટણાનું વિસ્તારથી વર્ણન શ્રી પાટલીપુત્રકલ્પમા આપ્યું છે. મુમુક્ષુઓએ તેમાંથી જોઇ લેવું. લંબાણના ભયથી નીચે ટૂંકાણમાં જ આપું છું. પટણાનું બીજું નામ કુસુમપુર પણ છે. પાટલીપુત્ર કલ્પમાં શ્રી જિનપ્રભસૂરિ આ પ્રમાણે લખે છે–

" असमकुसुमबहुलतया च कुसुमपुरमित्यपि रूढम् "

( વિવિધ તીર્થકલ્પ પૃ ૬૮ )

પ્રાચીન સમયમાં શાસ્ત્રચર્ચા, વાદવિવાદ કરવો એ મુખ્ય કળા ગણાતી. કહે છે કે–પટણામાં આવી ૮૪ વાદશાળાઓ હતી. પટણામાં અનેક શાસ્ત્રના જાણકાર વિદ્વાનો, મંત્રવાદીઓ, કળાકારો, મોટા વ્યાપારીઓ વસતા. તેમજ તલવારની ધાર પર, સરસવનો ઉપર સોયો રાખી તેના ઉપર નાચ કરવાની કુશલતા મેળવનારાઓ પણ વસતા હતા. ઈન્દ્રજાળીયાઓ, જાદુ વિદ્યાના જાણકારો પણ ઘણા રહેતા હતા. મેગેસ્થનીઝે લખ્યું છે કે " મે પોતે પટણાનો વિસ્તાર ૨૪ માઇલના ઘેરાવામાં નજરે નિહાળ્યો હતો " હુંનસેંગે પણ ૧૧ માઇલના વિસ્તારવાળું પટણા જોયું હતું.

સુપ્રસિધ્ધ મંત્રવાદી આર્ય ખપુટાચાર્યે પાટલીપુત્રના રાજા દાહડે કે જે મહામિથ્યાત્વી હતો, જેણે જૈન શ્રમણોને સુરાપાન કરવાનો હુકમ કર્યો હતો અને નહિં તો બ્રાહ્મણોને નમસ્કાર કરવાનો હુકમ કર્યો હતો. તે ઉપદ્રવ ટાળવા પોતાના

શિષ્ય મહેન્દ્રસૂરિજીને મોકલી ચમત્કાર બતાવી બ્રાહ્મણોને નમાવી દીક્ષા લ્યે તો છોડવાનું કહ્યું, આખરે બ્રાહ્મણોએ દીક્ષા લેવાનું સ્વીકાર્યું અને પછી છોડયા. પછી તેમને આર્યખપુટાચાર્યે દીક્ષા આપી હતી. આ આચાર્ય વિક્રમની બીજી શતાબ્દિમાં થયા છે.

આ જ સમય લગભગમાં સુપ્રસિધ્ધ પાદલિપ્તસૂરિજી થયા છે. તેમણે પણ પટણાના રાજા મુરૂંડરાજને પ્રતિબોધી જૈન બનાવ્યો હતો (જુઓ, પ્રભાવક ચરિત્ર પાદલિપ્તસૂરિ પ્રબંધ.)

પટણાથી બખ્ત્યારપુરથી એક નાનો ફાંટો-નાની રેલ્વે નીકળે છે અને તે બિહાર થઇ રાજગૃહી જાય છે.

પટણાથી બખ્ત્યારપુરથી એક બીજી લાઇન બાઢ સ્ટેશન જાય છે. ત્યાંથી ઉતરી પાંડરાક-મોર જવાય છે કલ્પસૂત્રમાં આવતું મોરાકસન્નિવેશ આ હોય, એમ કેટલાક માને છે. અહીંથી મુકામા જંકશન થઈ સીતામઢી જાય છે અને ત્યાંથી વિદેહની રાજધાની મિથિલા જવાય છે.

પટણામાં કે. પી. જાયસવાલ બેરીસ્ટર બહુ જ સારા વિદ્વાન અને પ્રખર પુરાતત્ત્વવિદ રહે છે, તેઓ જૈન સાહિત્યના પણ સારા અભ્યાસી છે

પટણાથી બખ્ત્યારપુર થઇ બિહાર થઇ, પાવાપુરી જવાય છે. આ પ્રદેશ મગધ દેશ કહેવાય છે. ત્યાંના અજૈનોમાં એક વહેમ છે કે " મગધ દેશમા મરે તે નરકે જાય. " આ વહેમથી પ્રેરાઇ મરી ગયેલા માણુસને મગધમાં ન બાળતાં ગંગાકાંઠે લઇ જઈ બાળે છે. ઠેઠ ૪૦-૪૫ માઇલ દૂરના માણુસો પણ આ વહેમને લીધે ગંગા કાંઠો શોધે છે અને શબને ત્યાં ઉંચકી લાવીને બાળે છે. પટણામાં શ્વેતાંબર જૈન મંદિરો અને ધર્મસ્થાનોની વ્યવસ્થા સુશ્રાવક ગંગળચંદજી શિવચંદજી સંભાળે છે.

પટણા અત્યારે બિહાર સરકારનું રાજધાનીનું મુખ્ય શહેર છે. જો કે કોઈ પણ તીર્થંકર ભગવંતના કલ્યાણકો આ સ્થળે થયા નથી તેમજ તીર્થભૂમિ તરીકે પણ પ્રસિધ્ધ નથી, છતાં પ્રાચીન નગરી અને જૈનધર્મની જાહોજલાલીનું એક વખતનું મહાકેંદ્ર હોવાથી તેને લગતો થોડો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

## બિહાર

અહીં અત્યારે બે સુંદર જિનમંદિરો છે. તેમાય ગામનું દહેરાસર તો બહુ જ સુંદર અને રળીયામણું છે. તેની પાછળ ધર્મશાળા ( ઉપાશ્રય ) છે. હમણાં દસ બાર શ્રાવકોનાં જ ઘર છે. તેમાં ધનુલાલજી સુચંતિ અને તેમના નાના ભાઇ લક્ષ્મીચંદજી સુચંતિનું કુટુમ્બ મુખ્ય છે. બિહાર, પાવાપુરી અને કુંડલપુર આદિ તીર્થોની વ્યવસ્થા પણ તેઓ જ જાળવે છે. શાસ્ત્રપ્રસિધ્ધ તુગીયા નગરી બીહારની

નજીકમાં જ છે. પં. શ્રી જયવિજયજી પોતાની સમ્મેતશિખરતીર્થમાળામાં જણાવે છે તેમ બીહારનું અસલ નામ તુંગીઆ નગરી છે. જુઓ

દસ કોસ નયરી તુંગીઆએ સંપ્રતિ નામ વિહાર તઉ;
ત્રિણુ જિનભવનઈ પૂજીઇ એ બિંબ પંચવીશ ઉદાર તઉ. ॥ ૨૬ ॥

બીહારથી આઠ માઈલ દૂર શ્રી પાવાપુરી તીર્થ છે અને ત્યાં જવા માટે સીધી સડક છે. બીહારને મુસલમાનો બીહાર શરીફ કહે છે. મુસલમાનોનું તે યાત્રાધામ ગણાય છે.

## કુંડલપુર

પાવાપુરીથી વિહાર કરી ટૂંકી પગદંડીને રસ્તે પશ્ચિમમાં આવેલ કુંડલપુર જવાય છે. પગદંડીને રસ્તે પાવાપુરીથી કુંડલપુર ૩ ગાઉ થાય છે. કુંડલપુરનું બીજું નામ વડગામ-ગુબ્બર ગામ છે પ્રભુ મહાવીરના પ્રથમ ગણધર શ્રી ઇન્દ્રભૂતિ (ગૌતમસ્વામી), અગ્નિભૂતિ અને વાયુભૂતિ ત્રણે ગણધરોની (તેઓ પરસ્પર બન્ધુઓ હતા.) આ જન્મભૂમિનું સ્થાન છે. એક વાર બહુ સારી સ્થિતિ હશે તેમ તેના ખંડિએરો ઉપરથી જણાય છે. હાલમાં તો નાનુ ગામ છે. અહીં સત્તર જિનમંદિર હતાં, હાલમાં તો એક વિશાળ જિનમંદિર છે. નજીકમાં બહાર વિશાળ ધર્મશાળા છે. વચમાં શ્રી ગૌતમસ્વામીની પાદુકાની દહેરી છે.

કુંડલપુરથી પૂર્વમાં એક માઈલ દૂર *નાલંદા પાડો છે જેમાં પ્રભુ શ્રી મહાવીરદેવના ચૌદ ચાતુર્માસો થયાં હતાં. તે સ્થાન તો અત્યારે જંગલ જેવું જ પડ્યું છે, પરંતુ હાલમાં ખોદકામ ચાલુ થવાથી બૌદ્ધ સ્થાપત્યના અપૂર્વ નમૂના નિકળ્યા છે. બૌદ્ધોનું નાલંદા વિદ્યાપીઠ આખુંયે જમીનમાંથી નિકળ્યું છે. બૌદ્ધધર્મની યશોપતાકા ફરકાવતું આ વિદ્યાપીઠ જોવા દૂર દૂરથી ઘણા ભારતીય અને વિદેશી વિદ્વાનો આવે છે, પાશ્ચાત્ય ઇજનેરો આની બાંધણી અને રચના જોઈ દીગ થઇ જાય છે. જમીનમાંથી નીકળેલી પુરાણી વસ્તુઓનો સંગ્રહ ત્યાંના મ્યુઝીયમમાં રહેલ છે (રાખેલ છે.) મ્યુઝીયમ જોવાનો ટાઇમ બહુ જ થોડો અને કઢોડો છે. માત્ર બપોરના એકથી બે એક જ કલાક ખુલ્લું રહે છે. હજી બે જ ટીંબા ખોદાયા છે અને ઘણુયે બાકી છે કહે છે કે;-એમાંથી જૈનધર્મની ગૌરવસૂચક પ્રાચીન વસ્તુઓ લભ્ય થશે. રાજા શ્રેણિકના સમયમાં અહા બહુ જ જાહોજલાલી હતી. મગધની રાજધાનીના એક વિભાગની એ જાહોજહાલી અને વૈભવ માત્ર ગ્રન્થોમાં જોવા વાંચવા મળે છે. આ વિદ્યાપીઠ નીકળવા પછી જંગલમાં મંગલ થયું છે. વડગામ (કુંડલપુર) અને ખાસ કરીને નાલંદાનો ભુતપૂર્વ વૈભવ જૈન કવિઓએ નીચે પ્રમાણે વર્ણવ્યો છે.—

* नालंदालंकृते यत्र वर्षारात्रा चतुर्दश । अवतस्थे प्रभुवीरस्तत्कथं नास्तु पावनम् ॥ २४ ॥
यस्यानैकानि तीर्थानि नालन्दानत्यनश्रियाम् । भव्यानां जनितानन्दा नालन्दा न. पुनातु सा ॥ २५ ॥
( વૈભારગિરિકલ્પ, વિવિધતીર્થકલ્પ, પૃ. ૨૨ )

ચોપાઇ

નાલંદઇ સવિ લોક પ્રસિદ્ધ, વીરઇ ચઉદ ચઉમાસા કીધ;
મુગતિ પહોતા સવે ગણહાર, સીધા સાધ અનેક ઉદાર. ૬૭
દસઇ તેહ તણું અહિનાણુ, પુહવઇ પ્રગટી યાત્રાષાણિ;
પ્રતિમા સત્તર સત્તર પ્રાસાદ, એક એકસ્યું મંડઇ વાદ. ૬૮
પગલાં ગૌતમસ્વામીતણા, પૂજી નઈ કીજઇ ભામણા;
વીર જિણેસર વારાતણી, પૂજી પ્રતિમા ભાવઇ ઘણી. ૬૯

( જયવિજયજીવિરચિત સમ્મેતશિખર તીર્થમાલા પૃ. ૩૦ )

રાજગૃહીથી ઉત્તરે ચિત્ત ચેતોરે નાલંદા પાડો નામ; જીવ ચિત્ત ચેતો રે.
વીર જિણંદ જિહાં રહ્યા ચિ. ચઉદ ચોમાસા તામ જી.
વસતા શ્રેણિક વારમાં ચિ. ઘર સાઢી કોડી બાર જી.
તે હમણાં પ્રસિધ્ધ છે ચિ. વડગામ નામ ઉદાર જી. ૧
એક પ્રાસાદ છે જિનતણો ચિ. એક થુભ ગામમાંહી જી.
અવર પ્રાસાદ છે જૂના જિકે ચિ. પ્રતિમા માંહી નાહી જી. ૨
પાંચ કોષ પશ્ચિમ દિશે ચિ. થુભ કલ્યાણક સાર; જી.
ગૌતમ કેવલ તીહાં થયા ચિ. યાત્રાષાણ વિચાર જી. ૩
વડગામે પ્રતિમા વડી ચિ. બૌદ્ધમતની હોય જી.
તિલિયાભિરામ કહે તીહાં ચિ. વાસી લોક જે હોય જી. ૪

( સૌભાગ્યવિજયવિરચિત તીર્થમાલા પૃ. ૯૧, ૯૨ )

વિજયસાગરજી પણ પોતાની તીર્થમાલામાં બે મંદિર અને સો પ્રતિમાજી હોવાનું જણાવે છે. જુઓ આ તેમની નોંધ—

બાહરી નાલંદા પાડો, સુણો તસ પુણ્ય પાવડો;
વીર ચઉદ રહ્યા ચોમાસ, હવણાં વડગામ નિવાસ. ૨૩
ઘર વસતાં શ્રેણિક વારઈ, સાઢી કુલ કોડી બારઈ
બિહું દહેરે એક સો પ્રતિમા, નવિ લહઇ બોધની ગણિમા ૨૪

કવિ હંસસોમ સોળ જિનમંદિર હોવાનું જણાવે છે. આ ઉપરથી એમ લાગે છે કે–એક વાર આ સ્થાને હજારો લાખો શ્રાવકો અને અનેક જિનમંદિરો હશે–તેથી વિભૂષિત હશે. કવિ સૌભાગ્યવિજયજીએ જણાવેલ બૌધ્ધની બન્ને પ્રતિમાઓ અદ્યાપિ પર્યંત વિદ્યમાન છે. અહીંના ભૂદેવો–બ્રાહ્મણો તેમાંથી એકને બળીયા કાકા અને બીજી પ્રતિમાને રામચંદ્રજી તરીકે પૂજે છે; જ્યારે કેટલાકો તેને ભૈરવજી અને કેટલાક તેને ક્ષેત્રપાળ તરીકે માને છે. તેને ચમત્કારી માની અનેક માનતા, બાધા, આખડી રાખે છે. ભૂદેવોના તો એ અન્નદાતા છે, એમ કહું તો ચાલે. અત્યારે પણ વડગામમાં બ્રાહ્મણોની વસ્તી વધારે છે. કવિ સૌભાગ્યવિજયજી પોતાની તીર્થમાલામાં અહીંથી પાંચ કોશ દૂર ગૌતમસ્વામીના કેવલ કલ્યાણકના

સ્થાને સ્તૂપ હોવાનું જણાવે છે, પરંતુ અત્યારે તેમાંનું કશું વિદ્યમાન નથી. શ્રી જયવિજયજીએ પોતાની સમ્મેતશિખર તીર્થમાળામાં ગૌતમ ગણધરોના નિવાસ-સ્થાન તરીકે આ સ્થાનને ઓળખાવ્યું છે તે તો રાજગૃહીની અપેક્ષાએ છે. વડ-ગામ તે વખતે રાજગૃહીનું તદ્દન નજીકનું જ નાનું ગામ હોય એમ લાગે છે. શ્રાવકો માટે તો બિહારથી રાજગૃહી જતી લાઇનનું નાલંદા સ્ટેશન આવે છે. ત્યાંથી વડગામ ( કુંડલપુર ) બે માઇલ અને નાલંદા દોઢ માઇલ દૂર છે. કેટલાક ભાવિક શ્રાવકો તો ગાડામાં જાય છે-પગ રસ્તે જાય છે એટલે પાવાપુરીથી બિહાર થઇ કુંડલપુર થઇ રાજગૃહી જાય છે. નાલંદા B B L, નું સ્ટેશન છે અને કુંડલપુરનું પોસ્ટનું ગામ સિલાવ છે. કુંડલપુર તીર્થની વ્યવસ્થા શ્વેતાંબર પેઢીના મેનેજર બાબુ ધન્નુલાલજી સુચન્તિ કરે છે.

## ગુણાયાજી— (ગુણશીલવન ચૈત્ય-ઉદ્યાન)

પાવાપુરીથી ૧૨ માઇલ દૂર, અને રાજગૃહથી પહાડને* રસ્તે પણ ૧૨ માઇલ દૂર; આ સ્થાન ગુણશીલ વન-ઉદ્યાન તરીકે પ્રસિધ્ધ છે. જેને અત્યારે લોકો ગુણાયાજી તરીકે ઓળખે છે. ગુણશીલ વન-ઉદ્યાનમાં ભગવાન્ મહાવીરસ્વામી અને ગોતમસ્વામી ઘણી વાર પધાર્યા છે. દેવોએ સમવસરણ રચ્યું છે અને પ્રભુએ ઉપદેશ આપ્યો છે.

અત્યારે એક નાના સુંદર તળાવની વચમાં જિનમંદિર છે. ચોતરફ ખેતરો-દૂર દૂર પહાડો અને વચમાં આ સ્થાન બહુ જ સુંદર લાગે છે. તળાવમાં પાણી થોડું રહે છે. પાવાપુરી જલમંદિર જેની રચના કરવાની ભાવના હશે પરંતુ પાવાપુરી જેવી અનુકૂલતા નથી. મંદિરજીમાં જવા માટે નાની પાજ બાંધેલી છે.

મંદિરજીમાં મૂલનાયક શ્રી મહાવીર પ્રભુની મૂર્તિ છે; બાજુમાં શ્રી મહાવીર ભગવાન્ અને ગૌતમગણધરની પાદુકાઓ છે. બન્ને ઉપર ૧૬૮૬ અને ૧૬૮૮ ના લેખો છે. અગ્નિ ખૂણાની છત્રીમાં વીસ તીર્થંકર દેવોની પાદુકાએ છે. વાયવ્ય ખૂણાની છત્રીમાં નેમિનાથજીની પાદુકા છે. નૈઋત્ય ખૂણાની છત્રીમાં ઋષભદેવની પાદુકા છે અને ઇશાન ખૂણાની છત્રીમા વાસુપૂજ્યસ્વામિની પાદુકા છે. તળાવને કિનારે-મંદિરની બાજુમાં ધર્મશાલા છે. ત્યાં એક મુનિમ રહે છે. અહીંથી નવાદા સ્ટેશન બે જ માઇલ દૂર છે. ગુણાયાજી ગામ દૂર છે અહીંથી પહાડી રસ્તે ગયાજી ૩૨ માઇલ દૂર છે. વિજયસાગરજી પોતાની સમ્મેતશીખર તીર્થમાલામાં આ સ્થાનનું વર્ણન નીચે મુજબ આપે છે.

---

* ગુણશીલ વન-ચૈત્ય રાજગૃહની પાસે હતું. વિવિધ તીર્થકલ્પમાં વૈભારગિરિ કલ્પમાં ગુણશીલવન માટે તેમણે નીચે મુજબ લખ્યું છે.—

"अत्र चासद्गुणशि(शि)लं चैत्य शैत्यकरं दृशाम्।
श्रीवीरो यत्र समवसमारगणशः प्रभुः ॥१५॥"

ગામ ગુણાઉઅ જણ કહઈ ત્રિહું કોસે તસ તીરોજી;
ચૈત્ય ભલું જેહ ગુણુસિંલ, સમોસર્યા જહાં વીરોજી." ગાથા ૧૭

## રાજગૃહી

કુંડલપુરથી ૪ કોશ દૂર રાજગૃહી નગરી છે. રાજગૃહી નગરી બહુ જ પ્રાચીન સ્થાન છે. વીશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીના ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળ એમ ચાર કલ્યાણુક અહીં થયા છે ત્યારપછીનો જરાસંધનો ઇતિહાસ થોડો જ ઉપલબ્ધ થાય છે, પરન્તુ છેલ્લા ત્રણુ હજાર વર્ષથી પણુ પહેલાનો ઇતિહાસ જૈન ગ્રન્થોમાં શૃંખલાબધ્ધ મળે છે. પરમ અર્હંતોપાસક ભાવી તીર્થંકર મગધસમ્રાટ મહારાજ બિંબિસાર(શ્રેણિક)ના પિતા રાજા પ્રસેનજીતની રાજધાની આ જ નગરી હતી; તેમજ રાજા શ્રેણિકે પણુ રાજગૃહીને જ પોતાની રાજધાનીનું પાટનગર રાખ્યું હતું. મગધની રાજધાની રાજગૃહનગર હતું. ભગવાન્ શ્રી મહાવીર દેવ અહીં ઘણી વખત પધાર્યા હતા. આઠમું ચાતુર્માસ અહીં થયું છે. રાજગૃહીના નાલંદા પાડામાં તો અનેક ચોમાસા થયાં હતા, જ્યારે નજીકના ગુણુશીલવન ઉદ્યાનમાં પણુ વિચરી જ્ઞાનપ્રકાશ જગત્માં ફેલાવ્યો હતો. ભગવાન શ્રી મહાવીરદેવના અગિયારે ગણુધરો અહીં નજીકમાં જ પહાડ પર નિર્વાણુપદ પામ્યા હતાં. અન્તિમ કેવલી શ્રી જમ્બૂસ્વામી, ધન્નાજી, શાલિભદ્ર, મેઘકુમાર, સુલસા, શ્રાવિકા વિગેરે વિગેરે અનેક મહાપુરુષો આ નગરમાં જ જન્મ્યા હતા. અને શ્રી વીર પ્રભુના ઉપદેશામૃત પીને વૈરાગ્ય પામી દીક્ષિત પણુ આ જ નગરમાં થયા હતા. બુદ્ધિનિધાન મંત્રીશ્વર શ્રી અભયકુમારે પણુ અહીંજ દીક્ષા લીધેલી અને પ્રસન્નચંદ્ર રાજર્ષિને કેવળજ્ઞાન પણુ આ જ નગરીમાં થયું હતું. વિંધ્યાદ્રિ નજીકના જયપુરના રાજા વિંધ્યના પુત્ર પ્રસિદ્ધ ચોર પ્રભવાજી પણુ પ્રતિબોધ પામી અહીં જ દીક્ષિત થયા હતા, પ્રસિધ્ધ ચોર રોહણીયાજી પણુ અહીં જ વૈભારગિરિની ગુફામાં રહેતા હતા, અત્યારે તો આ ઇતિહાસપ્રસિધ્ધ મહાન વૈભવશાલી નગરીનું વર્ણુન વાંચીને જ સંતોષ માનવા જેવું છે, તેનો પુરાણો વૈભવ અને ગૌરવ આજે ધૂળમાં રગદોળાઇ ગએલ છે. મનુષ્યે આમાંથી કેવા કેવા બોધપાઠ લેવાના છે, તેના જર્જરીત ખંડિયેરો પોતાના પૂર્વના વૈભવ જોવા માટે જાણે મનુષ્યને બોલાવી તેમાંથી ઉપદેશ આપતા હોય તેમ ઊભા છે. રાજગૃહી અત્યારે તો નાનું શહેર છે, પરન્તુ ભારતના પુરાતત્ત્વવિદો અને વિજ્ઞાનશાસ્ત્રીઓ અહીં આવે છે અને નૂતન શોધખોળ ચલાવે છે. મહાન વિજ્ઞાનશાસ્ત્રી શ્રી જગદીશચંદ્ર બોઝ અમને અહીં જ મળ્યા હતા. અહીંના ઉના પાણીના કુંડોમાં રહેલ તત્ત્વોની શોધ કરી રહ્યા હતા. અને અમને કહ્યું હતું કે "જૈનો પોતાનો *શૃંખલાબધ્ધ પ્રમાણિક પ્રાચીન ઇતિહાસ બહાર મૂકે તે બહુ *જરૂરનું છે." રાજગૃહી બીહારથી

* આ સંબંધી વિશેષ ખુલાસા માટે મારો 'જગદીશચંદ્ર બોઝની પ્રયોગશાળા' નામનો જૈન જ્યોતિમાં આવેલ લેખ જુઓ.

રાજગૃહી લાઇનનું છેલ્લું સ્ટેશન છે. અહીં પોસ્ટ અને તાર ઓફિસ છે. સ્ટેશનથી ૦। માઇલ દૂર જૈન શ્વેતાંબર વિશાલ ધર્મશાળા છે. તેની નજીકમાં કિલ્લેબંધીમાં બે જિનમંદિરો છે. એકમાં શ્રી મુનિસુવ્રતસ્વામી મૂળનાયક છે. બીજામાં શ્રી પાર્શ્વનાથજી પ્રભુ મૂળનાયક છે. આમાં બુધ્ધકાલીન શિલ્પકળાના નમૂનારૂપ જૈન મૂર્તિ ખાસ દર્શનીય છે. બૌધ્ધકાલીન શિલ્પના ઉદય વખતે તેનું અનુકરણ જૈન શિલ્પીએ પણ કર્યું છે. આવા પ્રદેશમાં તેના ઘણા નમૂના મળે છે. આ વિષય તરફ જૈન વિદ્વાનોએ ખાસ લક્ષ આપવાની જરૂર છે, ત્રીજું મંદિર અત્યારે ખાલી છે. ઉપર પણ નેમનાથ પ્રભુનું મંદિર છે. નીચે મંદિરની બાજુમાં દાદાજીની દેરી છે. અને અંદરના દરવાજામાં પેસતાં જ એક મોટો શિલાલેખ નજરે પડે છે. આમાં મંદિરના ઉધ્ધારનું વર્ણન છે. તેની બાજુમાં જ શ્વેતાંબર પેઢી છે, જીર્ણોધ્ધારની ખાસ આવશ્યકતા છે. સામે જ ધર્મશાળા છે. ગામ બહાર પહાડની નજીકમાં નહાર બિલ્ડીંગ છે, જે કલકત્તાના પ્રસિધ્ધ ઇતિહાસજ્ઞ બાબુ પુરણચંદ્રજી નહારે બંધાવેલ છે.

ધર્મશાળાથી એક માઇલ વિપુલગિરિ પહાડ છે. રસ્તામાં જતાં દિગંબરી ધર્મશાળા તથા મંદિર તેમજ સરકારી ડાક બંગલો આવે છે. ત્યાર પછી ગરમ પાણીના પાંચ કુંડો આવે છે પહાડનો રસ્તો વાંકોચુકો અને ચઢાવ સામાન્ય રીતે કઠણ છે મોટા મોટા પત્થરો વચમાં પડયા છે એટલે રસ્તો કઠણ લાગે છે, અહીં પ્રાચીન કાલીન નાની દેરીઓ-નાનાં દેરાં છે, જેમાં એકમાં અઇમુત્તા મુનિની મનોહર પાદુકા છે. ત્યાર પછી અનુક્રમે કમળપત્ર પર પધરાવેલ શ્રી વીરપ્રભુની પાદુકાઓ છે. ( જે ચૌદ ચોમાસાના સ્મરણરૂપે છે ) ઉત્તરાભિમુખ શ્રી મુનિસુવ્રત સ્વામીનું* મંદિર ( ચાર કલ્યાણકનું ) ચંદ્રપ્રભુનું મંદિર, સમવસરણની રચનાવાળું શ્રી વીર પ્રભુનું અને ઋષભદેવનું મંદિર છે. વિપુલગિરિથી ઉતરી રત્નગિરિ જવું.

રત્નગિરિ—અહિં ઉત્તરાભિમુખ શ્રી શાન્તિનાથનું મંદિર છે. તેમજ વચમાંના સ્તૂપમાંના ગોખમાં શાન્તિનાથ, પાર્શ્વનાથ, વાસુપૂજ્ય અને નેમનાથ પ્રભુની ચરણપાદુકાઓ છે. ત્યાંથી ઉદયગિરિ જવાય છે.

ઉદયગિરિ—પહાડનો ચઢાવ કઠણ છે. મૂળ સીધો પહાડ હોવાથી કઠણ લાગે

* શ્રી મુનિસુવ્રતસ્વામીનો રાજગૃહનગરમાં જન્મ થયો હતો. તેમના પિતા સુમિત્ર રાજા, અને પદ્માવતી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતાપિતા મુનિરાજની પેઠે શ્રાવકના ભલાં વ્રત આચરવા લાગ્યાં; એવો ગર્ભનો પ્રભાવ જાણી મુનિસુવ્રત નામ દીધું. તેમનું વીશ ધનુષ્ય શરીરમાન, અને ત્રીશ હજાર વર્ષનું આયુષ્ય જાણવું. કૃષ્ણ વર્ણ તથા લાંછન કાચબાનું જાણવું.

છે. અહીં પૂર્વાભિમુખ કિલ્લામાં પશ્ચિમાભિમુખ મંદિર છે. મૂળનાયક શ્રી શામળીયા પાર્શ્વનાથજીની સુંદર મૂર્તિ છે. જમણી બાજુમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ તથા ડાબી બાજુમાં મુનિસુવ્રતસ્વામીની પાદુકાઓ છે. ચાર બાજુમાં જ દેવકુલિકાઓ છે, જેમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ, શ્રી આદિનાથ પ્રભુ, શ્રી નેમિનાથજી તથા શ્રી પદ્મનાથજીની પાદુકા છે. ઉદયગિરિથી ઉતરી નીચે આવતાં શ્વેતાંબર પેઢી તરફથી ભાતું અપાય છે. ગરમ પાણીની સગવડતા રહે છે. અહીં ભાતા તલાટીના મકાનની જરૂર છે, સગવડ થાય છે. જે શક્તિવાળા હોય છે તે અહીંથી ચોથા પહાડ તરફ જાય છે, અને નહીં તો સીધા ધર્મશાળાએ જાય છે. અહીંથી ધર્મશાળા ૧ાા માઇલ દૂર છે. ચોથા પહાડનું નામ સુવર્ણગિરિ છે.

સુવર્ણગિરિ—પહાડનો ચઢાવ ઠીક છે. ઉપર પૂર્વાભિમુખ મંદિર છે. શ્રીઋષભદેવ પ્રભુની મૂર્તિ મૂલનાયક છે. અહીંથી ઉતરી વૈભારગિરિ જવાય છે.

**વૈભારગિરિઃ**—આ પહાડનો ચઢાવ બહુ સારો છે–રસ્તો પણ સારો છે. શ્વેતાંબર ધર્મશાળાથી ૦ાા માઇલ દૂર છે. અહીંથી પહાડ ઉપર ચઢવાનો રસ્તો સરલ છે. પહાડની પાછળ શ્રેણિક રાજાનો ભંડાર અને રોહણીયા ચોરની ગુફા આવે છે અહીંથી પણ પહાડ ઉપર જવાનો માર્ગ છે પણ પૂરેપૂરો મુશ્કેલીભર્યો છે. અમે થોડું ચક્કર ટાળવા માટે અહીંથી જ ચઢયા પરન્તુ પાછળથી એમ લાગ્યુ કે આ સાહસ કરવા જેવું નહોતુ. પાંચે પહાડોમાં આ પહાડનો રસ્તો બહુ જ સરલ અને સીધો છે. પહાડ પણ બહુ જ સારો છે. પૂર્વ દિશામાં શ્રી ગુણાયાજીનું મંદિર તથા ઉત્તર તરફ શ્રી પાવાપુરીનું જલમંદિર આ પહાડ ઉપરથી જણાય છે. દૃશ્ય બહુ જ હૃદયંગમ અને ચિત્તાકર્ષક લાગે છે. (૧) પહાડ ઉપર પૂર્વાભિમુખ મંદિરમાં જિનમૂર્તિ છે. જમણી બાજુ નેમિનાથ પ્રભુ અને ડાબી બાજુ શાન્તિનાથ પ્રભુની પાદુકા છે. (૨) ઉત્તરાભિમુખ ધન્નાશાલિભદ્રની મૂર્તિ હમણાં નવી થયેલી છે પ્રતિષ્ઠા થવાની છે. (પહેલાં જૂની મૂર્તિ હતી તે ખંડિત થઇ ગઈ છે.) (૩) પૂર્વાભિમુખ મંદિર છે. તેમાં વચમા દેરીમાં શ્રી શાન્તિનાથ પ્રભુની પાદુકા છે. ચાર ખૂણાની ઘુમટીમાં શ્રી નેમિનાથ, શાન્તિનાથ, કુન્થુનાથ તથા આદિનાથ પ્રભુના ચરણ છે. (૪) શ્રી મુનિસુવ્રતસ્વામીનું પૂર્વાભિમુખ સુંદર મંદિર છે. જમણી બાજુ શ્રી વીરપ્રભુની પાદુકા છે. (પ્રભુની મૂર્તિ બેસારવાની છે.) ડાબી બાજુ શ્રી વીરપ્રભુની મૂર્તિ છે. આ મંદિરની ડાબી બાજુ શ્રી જગતશેઠનું મંદિર છે અને જમણી બાજુમાં પુરાણા જૈન મંદિરનું ખંડિએર છે.

અત્યારે આ સ્થાન P. W. D. ના તાબામા છે. બૌદ્ધકાલીન શિલ્પને અનુરૂપ પ્રાચીન શ્વેતાંબરી જિનમૂર્તિઓ છે. લગભગ આને મળતી મૂર્તિઓ અમે નીચેના મંદિરમાં (રાજગૃહીના મંદિરમાં) અને પટણાના મંદિરમાં જોઈ હતી. આ મંદિરની નીચે બે ગુફાઓ છે, જેમાં અનેક સુવિહિત મુનિપુંગવોએ અનશન

કરી આત્મકલ્યાણનો માર્ગ પ્રાપ્ત કર્યો હતો, મનુષ્યભવ અજવાળ્યો હતો. (૫) ઉપર ચઢતાં બે ખડિઓરો આવે છે જે જિનમંદિર હશે પહાડની તદ્દન ઉપર જતાં ઉત્તરાભિમુખ શ્રી ગૌતમસ્વામીનું મંદિર છે. જેમાં અગ્યાર ગણધરોની પાદુકા છે તથા નવીન પાદુકા પણ છે સ્થાન બહુ જ આહ્‌લાદક તથા ચિત્તાકર્ષક છે, ધ્યાન માટે બહુ જ સુંદર અને એકાન્ત સ્થાન છે. પ્રભુ મહાવીરના મુખ્ય શિષ્યો ગણધર દેવોએ અહીં જ અણુસણ કર્યું હતું અને ભવનો અંત કરી નિર્વાણ પામ્યા હતા. આ સ્થાનથી આખી રાજગૃહીનું અને બીજા ચારે પહાડોનું દૃશ્ય બહુ જ સુંદર લાગે છે. નીચે ઉતરતાં ઉના પાણીના કુંડ આવે છે. આ સિવાય ગરમ અને ઠંડા પાણીના કુંડો પણ આવે છે જેનો ઉલ્લેખ ભગવતીસૂત્ર શ. ૨, ઉ ૫, સૂ. ૧૬૩ તથા વિશેષાવશ્યક ગાથા ૨૪૨૫ માં મળે છે. રાજગૃહીની આ વર્તમાન પરિસ્થિતિ આપી જે અમે નજરે નિહાળી હતી. હવે પ્રાચીન પરિસ્થિતિ કે જેમણે નજરે જોઈ નોંધ કરેલી છે, જેને ત્રણસોથી વધુ વર્ષ નથી વીત્યા તેમની વીગત આપું છું.

. રાજગૃહીના પાંચે પહાડોમાં એક વૈભારગિરિ ઉપરજ ચોવીશ જિનમંદિરો અને સાત સો જિનમૂર્તિઓ હતી, એમ કવિ રત્નહંસસોમ પોતાની પુર્વદેશીય ચૈત્યપરિપાટીમાં આપે છે. કવિશ્રી જસવિજયજી વૈભારગિરિ ઉપર ૨૫ મંદિર, વિપુલગિરિ ઉપર ૬ મંદિર, ઉદયગિરિ ઉપર ૧ ચોમુખ અને સોવનગિરિ ઉપર પાંચ મંદિરોનો ઉલ્લેખ પોતાની સમ્મેતશિખર તીર્થમાળામાં કરે છે. કવિશ્રી જયસાગરજી તો " ગિરિ પચે દોઢસો ચૈત્ય ત્રિણુ બિંબ સમેત " પાચે પહાડ ઉપર ૧૫૦ જિનમંદિર અને ૩૦૨ મૂર્તિઓ હોવાનું કહે છે જ્યારે શ્રી સૌભાગ્યવિજયજી તીર્થમાલામાં વૈભારગિરિ ઉપર બાવન મંદિર, વિપુલાચલમાં ૮, રત્નગિરિમાં ૩ મંદિર, સુવર્ણગિરિમાં ૧૬ અને ઉદયગિરિમાં ૧ જિનચૈત્યનો ઉલ્લેખ કરે છે. તેમજ ગામમાં ૮૧ જિનપ્રાસાદ વર્ણવે છે. જુઓ " વસતિ એકમાંહિ વળી દેહરા રે એકયાશી પ્રસાદ વખાણુ રે " ભૂતકાલીન ગૌરવાન્વિત સ્થિતિ અને વર્તમાન અધોગતિ જોઈ કોને દુઃખ નહિં થાય ? પૂજારી પૂજા કરે અને મુનિમજી દેખરેખ રાખે. બસ આમાં જ વ્યવસ્થાપકો પોતાની કર્તવ્યનિષ્ઠા બજાવી છે એમ માની રહ્યા છે. તીર્થોની રક્ષાનો અમે (શ્રાવકો) દાવો કરીએ ત્યારે અમારી (શ્રાવકોની) ફરજ છે કે વ્યવસ્થા તદ્દન ચોકખી અને પ્રમાણિક હોવી જોઇએ. અજૈન પૂજારીઓને આપણા ભગવાનની પૂજાની દરકાર કેવી હોય તે કોનાથી અજાણ્યું છે ? પર્વતના જિનમંદિરના પૂજનવિધિ સામગ્રીમાં ઘણી ખામી છે.

રાજા શ્રેણિકનો ભંડાર—આ ભંડાર અઢળક દ્રવ્યથી ભરપૂર છે એમ કહેવાય છે. આ ભંડાર તોડવા માટે અનેક રાજા-મહારાજાઓએ પ્રયત્ન કર્યા પણ બધાય ભગ્નમનોરથી થયા છેલ્લે બ્રિટીશ સરકારે તેને તોડવાનું બીડું ઉઠાવ્યું. તેની સામે તોપના મોરચા માંડયા, પણ થોડા ખાડા પથ્થર ઉપડવા

સિવાય તેની કાંઈ અસર ન નીવડી. આ ખાડા અત્યારે પણ પ્રેક્ષકોને બતાવવામાં આવે છે. આમાં ન ફાવવાથી બહારના ભાગમાં લાકડાં ભરી અગ્નિ સળગાવ્યો, જેની ગરમીથી થોડો સોનાનો રસ ઝરીને બહાર આવ્યો, તે પણ અત્યારે બતાવાય છે. આવી રીતે આ રાજભંડાર હજુ તો અસ્પૃશ્ય જ રહ્યો છે. સરકાર વિફળ મનોરથવાળી થઈ જવાથી અન્તે ભંડાર તોડવાનું કામ પડતું મૂકવામાં આવેલ છે.

નિર્માલ્ય કૂઈ–મહાપુણ્યનિધાન શાલિભદ્રજીના પિતા દેવલોકમાંથી રોજ તેત્રીસ પેટી પુત્ર અને પુત્રવધૂઓ માટે મોકલાવતા. તે પુત્ર અને પુત્રવધૂ તે આભૂષણો–શૃંગાર બીજે દિવસે ઉતારી આ કૂવામાં નાંખતા જેથી આને નિર્માલ્ય કૂવો કહેવામાં આવે છે આ સ્થાને પુષ્કળ ધન હોવાનું કહેવામાં આવે છે. સરકારે થોડો પ્રયત્ન કરી જોયો માણસો હથિયાર લઇ ખોદવા ગયા હતા, પરન્તુ ભમરોના ઉત્પાતથી બધાને જીવ બચાવવા ચાલી નીકળવું પડ્યું એટલે તેમાં સફળતા ન મળી. અત્યારે તો તેને ચણાવી, ઉપર પતરાથી ઢાંકી લઇ, ચોતરફથી લોઢાના સળીયાની વાડ કરી સ્થાનને સુરક્ષિત બનાવી દીધું છે. કોઈને અંદર જોવાનો સમય પણ નથી મળતો.

આ સિવાય વીરપોસાલ, નંદન મણિયારની વાવ, પાલી લીપીનો લેખ તથા જરાસંધનો કિલ્લો આદિ જોવાનાં ઘણાં સ્થાનો છે.

આ સ્થાનને જૈનોએ પરમતીર્થ માન્યુ છે તેમ બીજાઓએ પણ પોતાના તીર્થ બનાવ્યાં છે–સ્થાપ્યાં છે. રાજગૃહીની બહાર બૌદ્ધોએ નવો વિહાર–મઠ સ્થાપ્યો છે. મુસલમાનોની મોટી કબર–મસીદ છે. ત્યાં મેળો ભરાય છે. બ્રાહ્મણો પણ એક કુંડ પાસેના સ્થાનમાં મકરસંક્રાન્તિ, રામનવમી ઉપર મોટો મેળો ભરે છે. અહીં હિન્દુ–મુસલમાન બધાય તીર્થ માને છે.

વિવિધ તીર્થકલ્પમાં વૈભારગિરિકલ્પ છે જેનો સંક્ષિપ્ત ભાવ નીચે આપું છું. આ વૈભારગિરિમાં અનેક રસકુપિકાઓ છે. ઠંડા અને ગરમ પાણીના આશ્ચર્યકારક કુંડો છે. ત્રિકૂટખંડાદિ અનેક શિખરો છે. સરસ્વતી આદિ પવિત્ર નદીઓ છે. માગધ, આલોચનાદિ લૌકિક તીર્થો છે; અને જ્યાં મંદિરોમા ખંડિત જિનમૂર્તિઓ છે. શાલિભદ્ર અને ધન્ન ઋષિએ તપ્તશિલા ઉપર અહીં જ અનશન કર્યું હતું અને સદ્ગતિ પ્રાપ્ત કરી હતી. તીર્થના મહાત્મ્યથી શિકારી પશુપક્ષીઓ પણ પોતાનું વૈર ભૂલી જાય છે. પ્રસિદ્ધ રોહણીયા ચોરની ગુફા પણ અહીં છે. સ્થાન સ્થાન પર બૌદ્ધ મંદિરો–મઠો છે.

જે પર્વતની તલાટીમાં રાજગૃહીપુર વસેલુ છે, તેનાં ક્ષિતિપ્રતિષ્ઠ, ચણકપુર, ઋષભપુર, કુશાગ્રપુર અને રાજગૃહી પાંચ નામ છે. તેની નજીકમાં ગુણશીલવન–

ઉદ્યાન છે કે જેમાં ભગવાન્ શ્રીમહાવીરદેવ પધાર્યા હતા. મેતાર્યઋષિ અહીં થયા. મહાદાની અને ભોગી શાલિભદ્રાદિ અનેક ગૃહસ્થો અહીં હતા. ૩૬૦૦૦ હજાર વણિકો વસતા તેમાં અર્ધા જૈન અને અર્ધા બૌદ્ધ-(સૌગત) હતા. અશ્વાવબોધ તીર્થને પ્રગટ કરનાર શ્રી મુનિસુવ્રતસ્વામિની આ જન્મભૂમિ છે. જરાસન્ધ, શ્રેણિક, કોણિક, અભયકુમાર, મેઘકુમાર, હલ્લ, વિહલ્લ, નન્દિષેણ આદિ અહીં થયા. જંબૂસ્વામી, કૃતપુણ્ય, શય્યંભવ આદિ મુનીંદ્રો-યતીશ્વરો થયા; નંદા આદિ પતિવ્રતા નારીઓ થઈ. ભગવાન મહાવીરદેવના અગીયારે ગણધરો અહીં પાદોપગમન અનશન કરી મોક્ષે પધાર્યા હતા. પ્રભુ શ્રીમહાવીરદેવના અગિયારમા ગણધર શ્રી પ્રભાસનું જન્મસ્થાન પણ આ જ છે. નાલંદાપાડામાં ભગવાન શ્રીમહાવીરદેવનાં ૧૪ ચાતુર્માસ થયાં હતાં. મેઘનાદ નામનો ક્ષેત્રપાલાર્થિણ અહીં વસે છે જે બધાની ઇચ્છાપૂર્તિ કરે છે.

नालंदालंकृते यत्र वर्षारात्रांश्चतुर्दश ।
अवतस्थे प्रभुर्वीरस्तत् कथं नास्तु पावनं ॥२५॥

यस्यां नैकानि तीर्थानि नालंदानयनश्रियां ।
भव्यानां जनितानन्दा नालन्दा नः पुनातु सा ॥ २६ ॥

श्रीगौतमस्यायतनं कल्याणस्तूपसंनिधौ ।
दृष्टमात्रमपि प्रीतिं पुष्णाति प्रणतात्मानां ॥ २७ ॥

(વૈભારગિરિકલ્પ પૃ. ૨૨)

કવિ હંસસોમ રાજગૃહીનુ ભૂતકાલીન વર્ણન આ પ્રમાણે આપે છેઃ—

રાજગૃહપુર નયણે દીઠ તતખિણ હીયડઇ અમી પઇઠઉ પૂરવ પુન્ય સંભાર;
ચઉદ કુંડ ઉન્હવઇ જલ ભરીયાં અંગ પખાલી પાજઈ ચઢીઆં પુહુતી ગિરિ વૈભાર (૧૪)
તે ઉપરિ ચોવીશ પ્રાસાદ દેવલોક સ્યું મંડઇ વાદ દેહરી ઝાકઝમાલ;
મૂલનાયક મુનિસુવ્રતસ્વામિ દરિસણ ભવિયા આનંદ પામી પૂજ રચઇસુ વિશાલ. (૧૫)
સવલે દેહરે સાત સઇ દેવ સુરનર કિન્નર સારઇ સેવ આગલિ મોટઉ શૃંગ;
અરાધ કોસ તે ઊંચો સુણીઇ ઈગ્યારઇ ગણધર તીહાં થુણીઇ વાંદિજઈ ધરિ રંગ. (૧૬)
રોહણીઆની ગુફા જવ દીઠી પુસ્તક વાત હુઈ સવિ મીઠી, અઠોત્તર સો બાર;
જાત્રા કરિ સારિયા સવિ કામ આગલિ ધન્ના શાલિભદ્ર ઠામ કાઉસ્સગીયા બેહુ સાર (૧૭)
વૈભારગિરિ હુંતિ ઉતરીઇં જઈ વિપુલગિરિ ઉપરરિ ચઢીઇં ભેટીયા પાસ જિણંદ;
છઈં પ્રાસાદઇ પૂજ કરી નઈ સાહમે ઉદયગિરિ દેખિનઈં ચઉમુખ નમું નરિંદ (૧૮)
સોવનગિરિ નયણે નિહાલું પાપપંક સવિ દૂરિ ટાલું જોઉં નયરવિલાસ;
શ્રેણિક સાલિભદ્ર ધન્નાવાસ ગ્રહણુંઈં ભરીયો કૂઉપાસ દેખું વીરપોષાલ (૧૯) (પૃષ્ઠ ૧૬)

વૈભાર, વિપુલગિરિ, ઉદયગિરિ સુવર્ણ, રતનગિરિસદય;
વૈભાર ઉપર નિશદિશ ઘર વસતાં સહસ છત્રીશ. (૧૭)
ગિરિપંચે દઓઢસો ચૈત્ય ત્રિણિસિં ત્રિણુ બિંબ સમેત;
સીધા ગણુધર જીહાં ઈગ્યાર, વંદું તસ પદ આકાર. (૧૮)

વસ્તુ

વૈભાર ગિરિવર વૈભાર ગિરિવર ઉપનિ ઉદાર,
શ્રી જિનબિંબ સોહામણાં એક સો પચાસ શુણીઇ;
નવ વિપુલગિરિ ઉપરઇં ઉદયગિરિ સિરિ ચ્યારરી ભણીઇં,
વીશ સોવનગિરિ ઉપરઈ રયણુગિરિ સિરિપંચ;
રિષભ જિણેસર પૂજી થઇ રાજગૃહી રોમાંચ (૧૯)

(જયવિજયકૃત સમેતશિખર તીર્થાવલી પૃ ૩૦)

આ રીતે અનેક જિનમંદિરોથી અહીંના પાંચે પહાડો વિભૂષિત હતા. આની ભૂતકાલીન અને વર્તમાન સ્થિતિ સરખાવી દરેક જૈને તેમાંથી બોધ લેવાની જરૂર છે.

## પાવાપુરી

ભગવાન મહાવીરસ્વામીને ઋજુવાલિકાને તીરે કેવલજ્ઞાન ઉત્પન્ન થયું અને ત્યાં દેવતાઓએ સમવસરણુ રચ્યું. ત્યાં ક્ષણુ વાર ઉપદેશ આપી, ત્યાંથી વિહાર કરી બાર યોજન દૂર આવેલી અપાપાપુરી નામની નગરીમાં પધાર્યા. દેવતાઓએ સમવસરણુ રચ્યું. પ્રભુ શ્રી મહાવીર દેવે તેમાં બિરાજી, પ્રાણીમાત્રના કલ્યાણુને માટે મધુરી દેશના શરૂ કરી. આ વખતે જ સોમીલ ભટ્ટને ત્યાં યજ્ઞ કરાવવા શ્રીઈન્દ્રભૂતિ ગૌતમ આદિ હજારો બ્રાહ્મણો એકઠા થયા હતા. તેમાં ઈન્દ્રભૂતિએ જ્યારે સાંભળ્યું કે—જ્ઞાતપુત્ર શ્રમણુ ભગવાન શ્રી મહાવીર સર્વજ્ઞ સર્વદર્શી થઇ અહીં પધાર્યા છે અને ઉપદેશામૃત વર્ષાવી રહ્યા છે ત્યારે અનેક સંકલ્પવિકલ્પ પછી ઈન્દ્રભૂતિ ગૌતમ પ્રભુશ્રી મહાવીર દેવ પાસે વાદ કરવા આવે છે. પરન્તુ પોતે જીતાઇ જાય છે અને પ્રભુશ્રી મહાવીર દેવના પ્રથમ શિષ્યરત્ન બને છે. બાદ અગ્નિભૂતિ અને વાયુભૂતિ આદિ વિદ્વાન બ્રાહ્મણો પ્રભુ પાસે આવી પોતાની શંકાઓનું સમાધાન પામી પ્રભુના શિષ્ય બને છે. કુલ ૪૪૪૪ બ્રાહ્મણો એકી સાથે દીક્ષા ગ્રહણુ કરે છે. તેમાંથી મુખ્ય અગિયારને ગણધર પદે સ્થાપ્યા. આ ગણુધરોએ " उप्पेइ वा,, विगमेइ वा, धुवेइ वा " આ ગંભીર ત્રિપદી પામીને શ્રી દ્વાદશાંગીની રચના અહીં જ કરી. અને પ્રભુ શ્રી મહાવીર દેવે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપી શ્રી ચતુર્વિધ સંઘની સ્થાપના અહીં જ કરી.

અહીં નજીકના વનમાં શ્રી મહાવીર ભગવાનના કાનમાંથી સિદ્ધાર્થ વણિકના કહેવાથી ખરક વૈદ્યે ખીલા કાઢ્યા હતા તે વખતે ભગવાનને અતિશય પીડા થવાથી મોટી ચીસ પાડી, તેથી પર્વતમાં ફાટ પડી તે અત્યારે પણ થોડે દૂર વિદ્યમાન છે.

ભગવાન મહાવીર દેવના જ્ઞાન-સૂર્યના પ્રકાશ-કિરણો જગતમાં અહીંથી જ પ્રથમ ફેલાયા હતાં. પ્રભુ શ્રી મહાવીર દેવનો અહિંસા અને સત્યનો ડિંડિમનાદ માનવજાતને આ સ્થાનેથી જ પ્રથમ મળ્યો હતો. માનવ જાતિની સમાનતાનો મહામંત્ર આ સ્થાનેથી જ સંભળાયો હતો. તે વખતે બ્રાહ્મણશાહીએ ચલાવેલ ધર્મના પાખંડો ઉપર પ્રથમ કુઠારાઘાત આ સ્થાનમાં જ થયો હતો.

જેમ જગતને શાંતિનો મહામંત્ર આ સ્થાનેથી મળ્યો હતો તેમ અન્તિમ મંત્રનું પણ આ જ સ્થાન હતું. પ્રભુશ્રી મહાવીર દેવે પોતાના નિર્વાણ પહેલાં સોલ પહોરની અન્તિમ દેશના પણ અહીં જ આપી હતી. અહીં તે સમયે અનેક ભવ્યાત્માઓ પ્રભુમુખથી ઝરતા એ જ્ઞાનામૃતને પીને કેવો આત્મસંતોષ અનુભવતા હશે? ત્રણુ લોકના જીવો અહીં એકત્ર થઈ પરમ શાંત ચિત્તે પ્રભુની દેશના સુણી કૃતકૃત્ય થયા હતા.

પોતાના કુદરતી વૈરભાવ છોડી, પરમ મિત્ર બની એ અમૃત વાણી પીને તેઓ કેવા તૃપ્ત થયા હશે! તેમનું એ મહાસૌભાગ્ય આજે ય બીજાને ઈર્ષ્યા ઉત્પન્ન કરાવે તેવું છે. ધન્ય છે! ધન્ય છે! તે ભવ્ય આત્માઓને જેમણે પ્રભુ-મુખથી અન્તિમ દેશના સાંભળી, આત્મકલ્યાણનો માર્ગ સ્વીકાર્યો છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૧૧૦ અધ્યયનો અહીં જ રચાયા હતા. અને છેલ્લે જગત્પ્રભુ શ્રી મહાવીર દેવ આ જ નગરમાં હસ્તિપાલ રાજાની સભામાં નિર્વાણપદ પામ્યા હતા. એ ભાવ ઉદ્યોત અસ્ત થવાથી નવ મલ્લીકી અને નવ લિચ્છિવી રાજાઓએ પ્રભુશ્રીના સ્મરણરૂપે દ્રવ્ય ઉદ્યોત પ્રગટાવ્યો અને દિવાળીપર્વ બન્યું, તે પણ અહીંથી જ. જે પર્વ અદ્યાવધી ભારતમાં ઘેર ઘેર ઉજવાય છે.

ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણ પછી કાર્તિક સુદી ૧ મે ગૌતમસ્વામીને કેવળજ્ઞાન પ્રગટ્યું અને દેવતાઓએ તેમનો ઉત્સવ કર્યો ત્યારથી નવા વર્ષની પણ શરૂઆત થઇ. ભગવાન મહાવીર દેવના દેહને દેવતાઓએ જે સ્થળે અગ્નિ-સંસ્કાર કર્યો ત્યાંની રાખ અનેક ભવ્ય ભક્તો લઇ ગયા, જેથી ત્યાં મોટો ખાડો થઇ ગયો. આ જ સ્થાને પ્રભુશ્રી મહાવીરદેવના વડિલ બંધુ રાજા નંદિવર્ધને સુંદર સરોવર બનાવરાવી તેની વચમાં મનોહર જિનમંદિર બધાવ્યું. તે મંદિર "જલમંદિર" તરીકે પ્રસિદ્ધિ પામ્યુ. ચોરાશી વીઘાનું વિશાલ સરોવર અને વચમાં મંદિર છે. મંદિરમાં જવા માટે પત્થરની પાજ બાંધેલી છે. મંદિર જોનારને એમ જરૂર લાગે કે આ સ્થાન ઘણુ જ પ્રાચીન કાળનું હશે. પરમ શાન્તિનું ધામ છે અને ખાસ દર્શનીય છે.

## શ્રી ગુણાયાજી તીર્થ

શ્રી ગુણશીલવન વચ્ચેનુ ભગવાન મહાવીરનું પ્રખ્યાત વિહારસ્થાન

શ્રી કુંડલપુર:—ગૌતમસ્વામીનું જન્મસ્થાન

પ્રથમ આ નગરીનું નામ અપાપાપુરી હતું. તેને મધ્યમ પાવાપુરી પણ કહેતા પણ ભગવાન્ શ્રી મહાવીર દેવનું નિર્વાણ થવાથી એનું નામ પાવાપુરી પ્રસિદ્ધ થયું. અત્યારે પાવા અને પુરી બન્ને જુદાં પડી ગયાં છે. વચ્ચે એક માઈલનું અંતર છે.

નિર્વાણ—સ્થાનને આજે પુરી કહે છે. ત્યાં આપણું–શ્વેતાંબરોનું ભવ્ય મંદિર અને વિશાળ ધર્મશાળા છે. આ મંદિરને ગામમંદિર કહેવામાં આવે છે. મંદિરની મધ્યમાં ભગવાન મહાવીરની પ્રાચીન સુંદર મૂર્તિ બિરાજે છે. આસપાસ ઋષભદેવ, ચંદ્રપ્રભુ, સુવિધિનાથ અને નેમનાથ ભગવાનની મૂર્તિઓ છે. મૂળનાયકની જમણી બાજુ મહાવીર પ્રભુની અતિ પ્રાચીન પાદુકાઓ છે. હવે એ જીર્ણ બની છે. પ્રાયઃ નિર્વાણની પછી થોડા જ અરસામાં બનેલી હશે નવી પાદુકાઓ પ્રભુની સન્મુખ પધરાવવામાં આવી છે. ડાબી બાજુએ અગ્યાર ગણધરોની પાદુકાઓ છે. પુસ્તકારૂઢ આગમો કરાવનાર દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણની મનોહર મૂર્તિ પણ ત્યાં જ છે. મભારાની ચારે બાજુ ખૂણામાં ચારે દેરીઓ છે. તેમાં વીરપ્રભુ, સ્થૂલિભદ્રજી, મહાસતી ચન્દનબાલા તથા દાદાજીની ચરણપાદુકાઓ છે. મંદિર આકર્ષક અને પુલકિત બનાવે એવું છે.

ગામમંદિરથી પૂર્વ દિશામાં અડધા પોણા માઈલને આંતરે એક ખેતરમાં એક સ્તૂપ* છે. પહેલાં ત્યાં સમવસરણ મંદિર હોવાનું કહેવાય છે. પ્રભુની છેલ્લી દેશના પણ આ સ્થળે જ વર્ષી હશે. ત્યાં જે પાદુકાઓ હતી તે જળમંદિરની નજીકમાં ધર્મશાળાની પાછળ સમવસરણ મંદિરમાં પધરાવવામાં આવી છે.

એ પાદુકા જયારે એના મૂળસ્થાને હતી અને ત્યાં રોજ પૂજારી કે ચોકીદાર કોઈ ન હોય ત્યારે ભરવાડના છોકરાઓ એની આશાતના કરતા. એમ પણ કહેવાય છે કે–એ તોફાની છોકરાઓ પાદુકા ઉખાડીને પાસેના કૂવામાં નાખતા ત્યારે તે પાદુકા પાણી ઉપર તરતી. આજે પણ પાદુકાના મૂળસ્થાન પાસે એક મીઠા પાણીની કુઇ છે. પાણી દુકાળમાં પણ નથી સુકાતું. સ્તૂપની આસપાસની ભૂમિ શ્વેતાંબર સંઘને આધીન છે.

---

* આ સ્તૂપની આજુબાજુની અમુક જગ્યા શ્વેતાંબર પેઢીના તાબામાં છે. આ સ્થાનના જીર્ણોદ્ધારની પરમ આવશ્યકતા હતી. પ્રાચીન પુનિત ભૂમિના સ્થાને એક નાનકડું મંદિર બંધાય તો જૂનું સ્થાન જળવાઈ રહે તે જરૂરી છે. તે માટે પૂ. પા. મુનિમહારાજશ્રી દર્શનવિજયજી મહારાજ (ત્રિપુટી)એ એરનપુરાથી નીકળેલ શ્રી સંઘના સંઘપતિને ઉપદેશ આપી સુંદર સમવસરણના આકારનું મંદિર બંધાવવાનું નક્કી કરાવ્યું હતું. હવે ત્યાંના કાર્યકર્તા ધન્નુલાલજી સુચન્તિ તે સંઘપતિના કથન મુજબ વ્યવસ્થા કરી જલ્દીથી મંદિર તૈયાર કરાવે એ જરૂરી છે. સંઘપતિ મહાશય પણ તે કાર્ય તરફ લક્ષ આપી પોતે કબૂલેલ પ્રતિજ્ઞાને જલ્દીથી સફળ કરે અને પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરે.

ગામનું મોટું ભવ્ય જિનમંદિર તેની પાસેની વિશાળ ધર્મશાળાઓ કે જેમાં શ્વેતામ્બર જૈન સંઘની પેઢી છે, જે આ તીર્થની વ્યવસ્થા કરે છે. તે તથા સમવસરણ જિનમંદિર અને જળમંદિર તથા અનેક જૈન શ્વેતાંબર ધર્મશાળાઓ કે જે શ્વેતામ્બર જૈન સંઘના તાબામાં છે. શ્રી શ્વેતાંબર જૈન સંઘ તરફથી જળમંદિરના તળાવની ચોતરફ ફરતી જમીન ઉપર ખેઠકો રાખવામાં આવી છે. ત્યાં રથયાત્રાનો વરઘોડો શ્વેતાંબર તરફથી નીકળે છે તથા તળાવની રક્ષા, સુધારોવધારો બધું શ્વેતાંબર જૈન કારખાના તરફથી જ થાય છે.

શ્રી શ્વેતાંબર જૈન પેઢીના વ્યવસ્થાપક બાબુ ધન્નુલાલજી સુચન્તી ઘણી જ સારી વ્યવસ્થા રાખતા હતા-હાલમાં લક્ષ્મીચંદજી સુચન્તી વહીવટ કરે છે. દિવાળીના દિવસોમાં મોટો મેળો ભરાય છે; હજારો જૈનયાત્રીઓ આવે છે. આ વખતે અજીમગંજના શ્વેતાંબર જૈન સદ્ગૃહસ્થો વ્યવસ્થા સારી જાળવે છે, શ્વેતાંબર પેઢી પણ ખૂબ સેવા બજાવે છે અને તીર્થનો હિસાબ જાહેરમાં જ સંભળાવાય છે.

પાવાપુરીને અંગે શ્વેતાંબર તથા દિગંબર વચ્ચે અદાલતોમાં વિવાદ ચાલે છે. એની પાછળ બન્ને સમાજના લાખો રૂપીઓ વેડફાઇ ગયા છે. દિગંબર ભાઈઓ કહે છે કે-જળમંદિરમાં પહેલાં પ્રતિમાજી ન હતા. જ્યારે આજથી લગભગ ત્રણસો વર્ષ પહેલાં લખાએલી તીર્થમાળામાં એક-બે નહીં, પાંચ-પાંચ પ્રતિમાઓ હોવાનો ઉલ્લેખ છે:

"સરોવરમાંહિ શુદ્ધ વિહાર, જાણે ભવિયણનો આધાર;
જિનપ્રતિમાં પાંચ પગલાં, પૂજી પ્રણામી કીજઇ સેવ."

મંદિરમાં જીર્ણોદ્ધાર વખતે પાયામાંથી બે હજાર વર્ષ પહેલાંની ઇંટો મળી આવવાનું પુરવાર થયું છે, અને એ જીર્ણોદ્ધાર કરાવનાર શ્વેતામ્બર શેઠજીનો લેખ છે.

સરોવરમાં સાપ, માછલાં, દેડકાં પુષ્કળ પ્રમાણમાં છે પણ એમ કહેવાય છે કે-એ જીવો એક-બીજાને બીલ્કુલ રંજાડતા નથી. વીર પ્રભુની છાયામાં પ્રાણી માત્ર અહીં અભય-આશ્રય અનુભવે છે.

દિવાળી ઉપર અહી મોટો મેળો ભરાય છે. એ વખતે એટલે કે ભગવાનના નિર્વાણસમયની પળોમાં ભગવાનની પાદુકા ઉપરનું છત્ર આપોઆપ ફરકે છે. ભગવાનની ભસ્મ-રજથી પવિત્ર બનેલી ભૂમિનો એ એક ચમત્કાર ગણાય છે.

બધી રીતે જોતાં પાવાપુરી શ્રી જૈન સંઘનું મહાન તીર્થક્ષેત્ર છે. વિવિધ તીર્થકલ્પકાર પાવાપુરી તીર્થ માટે લખે છે કે:-

"મધ્યમ પાવાનું પહેલાં નામ અપાપા(અપાવા)પુરી નામ હતું. ભગવાન મહાવીર દેવના નિર્વાણ પછી ઇન્દ્રમહારાજે તેનું નામ પાવાપુરી જાહેર કર્યું" આગળ વિશેષતા દેખાડતાં કહે છે કે "ભગવાન શ્રી મહાવીર દેવના કાનમાં

ગોવાળીઆએ ખીલા ઠોકયાં હતા, તે ખીલા આ અપાપાનગરીના વણિક*સિધ્ધાર્થે અને ખરક વૈદ્યે આ જ નગરીના નજીકના જ સ્થાનમાં કાઢયા હતા. જે વખતે ખીલા કાઢવામાં આવ્યા તે વખતે ભગવાને જે ચીસ પાડી તેથી નજીકના પહાડમાં બે ભાગ થઇ ગયા જે અદ્યાવધિ પણ વિદ્યમાન છે પહાડમાં પડેલી તરાડ હજી સુધી દેખાય છે." વળી આ જ નગરીમાં કાર્તિક વદી અમાવાસ્યાના દિવસે (આસો વદિ અમાવાસ્યાના રોજ) કે જે દિવસે પ્રભુ શ્રી મહાવીરદેવનું નિર્વાણ થયું હતું, તે દિવસે નિર્વાણસ્થાને ભગવાન શ્રી મહાવીરસ્વામીના સ્તૂપના નાગમંડપમાં અન્યદર્શીઓ તેમજ ચારે વર્ણના લોકો યાત્રાએ જાય છે અને ઉત્સવ કરે છે.

પ્રભુ શ્રી મહાવીરસ્વામી નિર્વાણ પામ્યા તે જ રાત્રીએ ભગવાન્ શ્રી મહાવીરસ્વામીના નિર્વાણસ્થાનની પાસે રહેલા કૂવાના પાણીથી દેવોના પ્રતાપથી વિના તેલનો-અર્થાત્ તેલ વિના× પાણીથી દીવો બળે છે.

આ નગરીમાં ભગવાન શ્રી મહાવીરસ્વામીએ પહેલાં ઘણીવાર દેશના આપી હતી. અને તેઓશ્રી નિર્વાણ પણ અહીં જ પામ્યા. આ રીતે અદ્દભૂત મહાત્મ્ય આ શ્રી પાવાપુરી તીર્થનું છે. વિવિધતીર્થ-કલ્પકાર એક વિશેષતા જણાવતાં લખે છે કે-આ નગરીમાં પુન્યપાલ રાજા ભગવાન શ્રી મહાવીરદેવને વંદના કરવા આવ્યો હતો. તેણે ભગવાન શ્રી મહાવીરસ્વામીને તેને આવેલા આઠ સ્વપ્નોનું ફળ પૂછ્યું હતું, અને પ્રભુશ્રી મહાવીરદેવે તેનો જવાબ આપ્યો હતો. સ્વપ્નોનું ફળ સાંભળીને પુન્યપાળરાજાએ પ્રતિબોધ પામી દીક્ષા અંગીકાર કરી. આ સંબંધી વિશેષ જાણવાની ઇચ્છાવાળાઓએ "અપાપાપુરી બૃહત્કલ્પ" જોઇ લેવો.

સૌભાગ્યવિજયજી પોતાની તીર્થમાળામાં લખે છે કે "દિવાળીના દિવસોમાં અહીં પાંચ દિવસ ઉત્સવ રહે છે." જુઓઃ—

દિપોત્સવી ઉપરિ ઘણા ચિ૦ આવે શ્રાવક લોક, જી૦
મહોત્સવ મનમાન્યા કરે ચિ૦ મૂકી સઘલો શોક. જી૦ ૧૦

---

* सिध्धार्थीख्या वणिन्ते खरकसुभिषजाभ्यञ्जनद्रोणिभाजः,
शल्ये नि ष्क(ष्कृ?)ष्यमाणि श्रुतियुगविरवात्तीव्रपीडार्दितस्य ।
यस्या अभ्यर्णभागेऽन्तिमजिनमुकुटस्योग्रदाश्चर्यमुच्चैः—
श्चञ्चच्चीत्काररावस्फुटितगिरिदरी दृश्यतेऽद्यापि पुरः ॥ २ ॥

× नागा अद्यापि यस्यां प्रतिकृतिनिलया दर्शयन्ति प्रभावं,
निःतैले नीरपूर्णे ज्वलति गृहमणि· कौशिके यत्रिशासु ।
भूयिष्ठाश्चर्यभूमि धरमजिनव स्तूपरम्यदुरा,
साऽपापा मध्यमादिर्भवतु वरपुरीभूतये यात्रिकेभ्य· ॥ ४ ॥
( अपापापुरी [संक्षिप्त] कल्पः )

પંચરાત્રી નિવસે સદા ચિ૦ નરનારીના વૃન્દ; જી૦
દાનપુણ્ય પૂજા કરે ચિ૦ જનમ સફળ કરે નંદ. જી૦ ૧૧

પાવાપુરીની મહત્તાસૂચક નીચેના પ્રાચીન પદ્યો ખાસ મનનીય છે. જલ-મંદિરમાં કેટલી મૂર્તિઓ હતી તે આજથી ત્રણસો વર્ષ પહેલાં યાત્રાએ આવેલ વિદ્વાન જૈન સાધુ શું લખે છે તે પણ જુઓ.

"કનક કમલ પરિઠય તકિ પાય પાવાપુરી આવઇ જિણરાય. ૭૨

ઇન્દ્રભૂતિ પ્રમુખ ઇગ્યાર યજ્ઞકર્મ કરઇ તેણીવાર;
સઇ ચોમાલીસ બ્રાહ્મણ મિલ્યા મિથ્યામતિ મોહઇ ઝલહલ્યા. ૭૩

મન અભિમાન ધરી આવીઆ નામ લઇ જિન બોલાવીઆ;
મન સશય ટાલઇ જિણવરૂ દેઈ દીક્ષા થાપ્યા ગણધરૂ ૭૪

સઘ ચતુર્વિધ થાપી તામ વિચરઇ દેસ નયરપુર ગ્રામ;
ભવિકજીવ પ્રતિબોધિ કરી, અનુક્રમઈ આવઈ પાવાપુરી. ૭૫

જીવિત વરસ બહુત્તરી જાણુ પુણ્ય પાપ ફળ કહઇ સુજાણ,
પધાન અધ્યયન મનિ ભાવઇ ધિર સુગતિ પહોંતા શ્રીમહાવીર. ૭૬

ગૌતમસ્વામી કેવલ વરઈ ચોસઠી ઈન્દ્ર મહોચ્છવ કરઈ,
સઘ ચતુવિધ હર્ષ અપાર જગમાં વર્ત્યો જયજયકાર. ૭૭

વીર જિણેસર ગણધરવાદ, પૂજી પગલાં તિહાં પ્રાસાદ,
સુગતિ પહોંતા જીહાં જિન વલી, પૂજી જઈ પગલાં નીરમલી. ૭૮

સરોવરમાહી શુદ્ધ વિહાર, જાણે ભવિયણનો આધાર,
જિનપ્રતિમા પચ પગલાં હવે પૂજી પ્રણમી કીજઇ સેવ. ૭૯"

(જયવિજયવિરચિત સમ્મેતશિખરતીર્થમાલા પૃ. ૩૧)

"કનક સરોવર વીચ છે, ચિ. જીવયોનિની રાસ; જી૦
પિણ કોઇ વધ નવિ કરે ચિ. અમર દેવની ભાસ. જી૦ ૯

આ તીર્થનો છેલ્લો ઉદ્ધાર હાલમાં જ બિકાનેરનિવાસી પુનમચંદજી શેઠીઆ તરફથી જલમંદિરને આરસમય બનાવી થયો છે. તેમની તરફથી મંદિરજી નિમિત્તે સવા લાખ રૂપીઆ ખર્ચાયા છે. ટકોરખાનું અને તળાવથી મંદિરની સડકનો પુલ બાંધવા માટે રૂા પાંસઠ હજાર મુંબઇનિવાસી બાબુ પન્નાલાલજી તરફથી ખર્ચાવાના છે. આ દેરાસર નિરખતાં જ તાજમહાલ યાદ આવે છે. જૈનોનું તાજ કહીએ તો પણ ખોટું નથી. પૂર્વના સર્વે તીર્થો પૈકી આ તીર્થની વ્યવસ્થા, ઉજ્વલતા વગેરે પ્રથમ પંકિતની છે.

## ગીરડી

શિખરજીની યાત્રાએ આવતા યાત્રિકોને શિખરજી પહોંચવાના બે રસ્તા છે. એક તો ગીરડી, ઋજુવાલુકા થઇ મધુવન–શિખરજી. બીજો રસ્તો પારસનાથ હીલ સ્ટેશનથી સીધી સડકે મોટર દ્વારા *મધુવન થઇ શિખરજી જવાય છે. અમે પાવાપુરીથી ચાલી પગરસ્તે નવાદા–કોડારમા× થઇ **ગીરડી** આવ્યા.

ગીરડીમાં એક સુંદર શ્વેતાંબર જિનમંદિર અને રાયબહાદુર ધનપતસિંહજીએ બંધાવેલ સુંદર વિશાલ ધર્મશાળા છે શ્વેતાંબર જૈન યાત્રીઓ અહીં જ ઉતરે છે. સામે જ રેલ્વે સ્ટેશન છે, એટલે યાત્રીઓને અનુકૂળતા સારી રહે છે. સાધુઓ પણ આ જ ધર્મશાળામાં ઉતરે છે. અહીંથી ૧૮ માઇલ દૂર મધુવન છે. ગૃહસ્થોને માટે વાહનની સગવડ મળે છે. રોજ મોટરો દોડે છે. ગીરડીની આસપાસ કોલસાની ખાણો પુષ્કળ છે તેમજ ગામને ફરતાં ચોતરફ રેલ્વે પાટા પથરાયા પડ્યા છે. ગામમાં સાંજ અને સવારમા તો ધૂમાડો જ ધૂમાડો દેખાય છે મંદિરજી અને ધર્મશાલાની વ્યવસ્થા શ્વેતાંબર પેઢી તરફથી રાખવામાં આવે છે. વ્યવસ્થાપકોએ વ્યવસ્થા સુધારવાની જરૂર છે.

## ઋજુવાલુકા

ભગવાન્ શ્રી મહાવીરદેવને કેવળજ્ઞાન ઉત્પન્ન થયાનું સ્થાન છે. બ્રાકર નદીને કાંઠે જ નાની સુંદર શ્વેતાંબર જૈન ધર્મશાળા છે. તેની પાછળ શ્રી વીરપરમાત્માનું નાનું નાજુક અને ભવ્ય મંદિર છે. અંદર શ્રી વીરપ્રભુની પાદુકા છે. જે સ્થાને પ્રભુ શ્રી મહાવીરદેવને કેવળજ્ઞાન ઉપજ્યું હતું તે ઋજુવાલુકા નદીને અત્યારે બ્રાકર નદી કહે છે, કિન્તુ વસ્તુત. નદીનુ નામ બ્રાકર નહિ પરન્તુ ઋજુપાલ (ઋજુવાલ) છે. નદીની એક બાજુ બ્રાકર ગામ હોવાથી અને તેની પાસેથી જ નદી વહેતી હોવાથી તેનું નામ બ્રાકર પડયુ છે. બાકી ખરી રીતે નદીનું નામ ઋજુપાલ જ છે તેમજ હાલના આપણા મંદિરથી નદી તરફ જ ત્રણેક માઇલ દૂર જમક ગ્રામ પણ વિદ્યમાન છે, તેને જમગામ પણ કહે છે. ત્યા શાલનાં વૃક્ષોનું ગાઢ

* પારસનાથ હિલ સ્ટેશનનું નામ છે. અહીં સ્ટેશન સામે જ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીની ધર્મશાળા છે ત્યાં મુનિમ અને બીજા માણસો રહે છે, જેમાં પેઢી તરફથી શિખરજી પહાડની પૂરેપૂરી વ્યવસ્થા જાળવે છે યાત્રિકો અહીંથી નીમીયાઘાટને રસ્તે થઇ સીધા પહાડ ઉપર પાર્શ્વનાથ ભગવાનની ટુંક ઉપર જઇ શકે છે. ટુંકની નીચે જ એક ડાક બંગલો છે, પરંતુ યાત્રીઓને તો મધુવનમાં રહેલાં જિનમંદિરોનાં દર્શનનો લાભ મળે અને બીજી પણ બધી અનુકૂળતા રહે માટે સ્ટેશનથી મધુવન જઇએ. કોઠીમા ઉતરી પછી જ શિખરજી પહાડ ઉપર જવું ઉચિત છે.

× કોડારમામાં અબરખની ખાણો પુષ્કળ છે. એ રસ્તે જંગલ પણ ઘણા આવે છે.

જંગલ પણ છે. આપણે જ્યાં કેવળજ્ઞાનસ્થાન માની પૂજીયે છીએ ત્યાં ચોતરફ શાલનાં વૃક્ષો વિપુલ પ્રમાણમાં હતાં, પરંતુ હમણાં થોડાં વર્ષો પહેલાં જ તે ઝાડો કપાવી નાખવામાં આવ્યાં છે. એટલે અત્યારનું જમકગ્રામ એ જ જંભીય (જૃમ્ભક) ગ્રામ છે, અને ઋજુપાલ નદી એ જ ઋજુવાલુકા છે.

જે સ્થળે પ્રભુને કેવળજ્ઞાન થયું છે અને જે સ્થાને પ્રભુએ પ્રથમ દેશના આપી છે તે સ્થાનનું વાતાવરણ એટલું બધું શાંત અને પૂનિત છે કે આપણને ત્યાંથી ઉઠવાનું મન જ ન થાય. બાર બાર વર્ષો પર્યંત ઘોર તપશ્ચર્યા કરી, જે સ્થાને ભગવાન્ શ્રી મહાવીરદેવે અણમૂલ રત્ન-કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું તે સ્થાનના અણુએ અણુમાં હજી પણ અપૂર્વ શક્તિ ભરી છે. જે મહાપુરુષે કેવળજ્ઞાનરૂપી મહાન્ રત્ન પ્રાપ્ત કરી તેનો પ્રથમ પ્રકાશ જે સ્થાનેથી પ્રગટ કર્યો ત્યાં હજી પણ તેવા વાતાવરણનું મધૂરું ગુંજન ચાલતું હોય એમ ભવ્ય ભક્તોને જરૂર લાગે છે. જે સ્થાને પ્રભુ મહાવીરદેવે શુકલધ્યાનના બે પાયા વટાવી ત્રીજાનો આરંભ કરી જે વખતે કેવળજ્ઞાનનો સાક્ષાત્કાર કર્યો તે સ્થાને બેસી આપણને પણ તેમ કરવાનું મન તો થાય છે. પરન્તુ मार्गद्रंगा० એ શ્લોક યાદ આવી જાય છે આત્મવિશુદ્ધિની અપૂર્વ જડીબુટ્ટી અહીં ભરી છે. હૃદયને હચમચાવી મનુષ્યને પોતાના પૂર્વકૃત્યોનું પુનઃ પુનઃ સ્મરણ કરાવી, પશ્ચાત્તાપના અગ્નિમાં તપાવી, આત્મ વશુદ્ધિ કરાવે તેવું પૂનિત આ સ્થાનનું વાતાવરણ અદ્યાવધિ વિદ્યમાન છે.

આત્માર્થીઓએ અહીં આવી એક વાર અવશ્ય અનુભવ કરવા જેવો છે. બીજી નદીઓ ઘણી હશે, શાંત વાતાવરણ પણ હશે કિન્તુ અહીંના વાતાવરણમાં જ કંઇક અપૂર્વ ભવ્યતા, કાંઇક તાઝગી અને પવિત્રતા ભરી છે, કે આત્માને અપૂર્વ વીર્ય ફોરવવા પ્રેરે, ઉચ્ચ અતીવ આદર્શને પ્રાપ્ત કરવા લલચાવે અને વિભાવ દશાનો ત્યાગ કરાવી, સ્વભાવ દશામાં રમણ કરાવી, આધ્યાત્મિક સુખની સાચી ઝાંખી કરાવે તેવું આ સ્થાન છે. જે મહાનુભાવને બહિર્મુખ વૃત્તિઓનો ત્યાગ કરી આંતરમુખદશા પ્રાપ્ત કરવી હોય, આત્મિક આનંદના અનહદ નાદનો અનુભવ કરવો હોય તેઓ એક વાર અહીં જરૂર આવે. ખાસ કરીને શ્વેતાંબર જૈન મંદિરથી પૂર્વ ઉત્તર તરફ બે એક માઇલ દૂર જઇ બેસવાથી, થોડીવાર નિશ્ચિત મને ધ્યાન કરવાથી કંઇક અપૂર્વતાનું જ્ઞાન જરૂર થશે જ થશે.

આ સ્થાન પરત્વે કેટલાક મહાનુભાવો એમ કહે છે કે–આ સ્થાપનાતીર્થ છે. અમારી દૃષ્ટિએ એ વાત લગારે સાચી નથી લાગતી. અહીંથી ભગવાન શ્રી મહાવીર દેવ પાવાપુરી ગયા છે. શાસ્ત્રોમાં વર્ણન આવે છે કે–આ સ્થાનથી પાવાપુર ( અપાપાપુરી ) ૧૨ યોજન દૂર છે. આજે પણ પ્રાયઃ અહીંથી પાવાપુરી એટલી જ દૂર છે. પગરસ્તે લગભગ સો માઇલ દૂર અહીંથી પાવાપુરી છે. બાર યોજનની દૃષ્ટિએ આ વસ્તુ બરાબર મળી રહે છે. બીજુ જમગ્રામ અને

ઋજુપાલ નદી પણ વિદ્યમાન છે એટલે પ્રભુ શ્રી મહાવીરદેવના કેવલજ્ઞાનનું સ્થાન આ જ છે એમ અમને નિર્વિવાદ લાગે છે.

આ સ્થાનને શ્વેતાંબર જૈનો જ તીર્થરૂપે માને છે. દિ. જૈનો અહીં તીર્થ જેવું કશું જ નથી માનતા. અહીંનો વહીવટ શ્વેતાંબર જૈન કોઠી તરફથી મેનેજર શ્રીયુત મહારાજ બહાદુરસિંહજી કરે છે.

પ્રાચીન તીર્થમાલાઓમાં આ સ્થાન માટે વિવિધ મતભેદો છે. બાકી અત્યારે તો ગીરડીથી શિખરજી જતાં વચમાં જ આવે છે. ત્યાંથી શિખરજી આઠ માઇલ દૂર છે.

## મધુવન

ઋજુવાલુકાથી મધુવન જતાં રસ્તામાં ચોતરફ જંગલ આવે છે. વચમાંથી નાના નાના રસ્તા પણ ઘણા નીકળે છે. સાથે ભોમિયો હોય તો જ એ નાના નાના રસ્તે જવું ઉચિત છે, નહિં તો સડક રસ્તે જ જવું હિતાવહ છે. મધુવનમાં વિશાલ શ્વેતાંબર જૈન ધર્મશાળા* છે. શ્વેતાંબર ધર્મશાળાના રસ્તા તરફ જતાં દરવાજાના નાકે જ વિશાળ વટવૃક્ષની નીચે જ તીર્થરક્ષક શ્રી ભોમિયાજી દેવનું મંદિર છે. તીર્થ—પહાડના આકારની ભવ્ય આકૃતિ છે. સ્મરણ કરનાર ભક્તનું વિઘ્ન હરનારી સાક્ષાત્ જાગતી જ્યોત રૂપ છે. દરેક શ્વે. યાત્રી અહીં આવતાં, પહાડ ઉપર જતાં, અને નીચે આવી ધર્મશાળામાં જતાં આ તીર્થરક્ષક દેવને ભક્તિથી વંદના-નમસ્કાર જરૂર કરે છે.

ધર્મશાળાનો આગળનો ભાગ વટાવીને આગળ જતાં સામે જ શ્વેતાંબર પેઢી છે, જે આ તીર્થનો સંપૂર્ણ વહીવટ કરે છે. અંદર એક જ કિલ્લામાં ૧૨થી૧૩ જિનમંદિરો છે ૧-૨-૩મા શ્રી પાર્શ્વનાથ પ્રભુજી મૂલનાયકજી છે ચોથામાં શ્રી વીશ જિનની પાદુકા છે. પાંચમામાં શ્રી શુભ ગણધરની સુંદર મૂર્તિ છે છઠ્ઠામાં શ્રી ગોડીપાર્શ્વનાથજી પ્રભુ મૂલનાયકજી છે. તથા ઉપર શ્રી સંભવનાથ પ્રભુ મૂલનાયકજી છે સાતમામાં શ્રી શામળીયા પાર્શ્વનાથજી મૂલનાયક છે. આ મુખ્ય મંદિર છે જેની આજુબાજુ બીજા જિનમંદિરો છે આઠમામાં શ્રી પાર્શ્વનાથ પ્રભુજી, ઉપર શ્રી સુપાર્શ્વનાથ પ્રભુજીના ચોમુખજી, નવમામાં શ્રી ચંદ્રપ્રભુજી, દશમામાં શ્રી સુપાર્શ્વનાથજી મૂલનાયક છે બારમામાં ગામ બહાર રાજા કોઠીના મંદિરમાં શ્રી સુધર્માસ્વામીજી છે અને તેરમુ શ્રી ભોમિયાજીનું મંદિર. મધુવનથી પહાડ ઉપર જવાનો સીધો રસ્તો છે. એકાદ ફર્લાંગ દૂર જતાં પહાડનો ચઢાવ આવે છે.

* મધુવનની શ્વેતાંબર જૈન ધર્મશાળાની બન્ને બાજુ અનુક્રમે વીશપંથી અને તેરાપંથી દિગંબરોની ધર્મશાળા નવી બની છે, પરંતુ શ્વેતાંબરો જેવી રોનક, અનુકૂલતા તેમજ એટલાં મંદિરો વગેરે ત્યાં નથી

## શ્રી સમ્મેતશિખરજી

મધુવનથી એક ફર્લાંગ દૂર શ્રી શિખરજી પહાડનો ચઢાવ શરૂ થાય છે. હાલમાં આ પહાડને-પાર્શ્વનાથ હીલ કહે છે. મધુવનની પોસ્ટ ઓફિસનું નામ પારસનાથ છે. હમણાં ઇસરી સ્ટેશનનું નામ પણ પારસનાથ સ્ટેશન રાખવામાં આવ્યું છે. આ સ્થાન આખા બંગાળમાં ખૂબ જ પ્રસિદ્ધ છે અહીંના લોકો પૂછે છે 'કોથાઇ જાઈઓ' જવાબમાં-'પારસનાથ' એટલું કહ્યું એટલે બસ; તમને ભક્તિ અને માનથી બધી અનુકૂળતા કરી આપશે. પહાડ ઉપર છ માઇલ ચઢવાનું છે. વચમાં શાસનરક્ષક દેવીની દેરીઓ આવે છે. પહાડ ઉપર ગયા પછી લગભગ અર્ધે રસ્તે-૩ માઇલે ગંધર્વ નાલું આવે છે. ત્યાંથી ૦।। માઇલ શીતાનાલા-શીતનાલું આવે છે. ગંધર્વનાલા પાસે શ્વેતાંબર તલાટી-ધર્મશાલા છે. અહીં સગવડ સારી છે. શ્વે. જૈન યાત્રીઓને લાડુ અને સેવ યાત્રા કરીને પાછા વળતાં અપાય છે. ગંધર્વનાલાનું જલ મીઠું અને પાચક છે રાત્રે અહીં પહાડના જંગલી પ્રાણીઓ-વાઘ વગેરે પ્રાણીઓ પાણી પીવા આવે છે. પહાડમાં પહેલા હાથીઓ ઘણા રહેતા હતા તેમજ ગેંડા, સાબર, રીંછ, વાઘ, શિયાળ વગેરે ઘણાં પ્રાણીઓ રહેતા હતાં. હમણાં શીકારી પ્રાણી ઓછાં થઇ ગયાં છે. તેમ જ વિવિધ પ્રકારના સાપ પણ રહે છે આખો પહાડ સુંદર :વનરાજીથી લીલોછમ રહે છે. હરડે વગેરે ઔષધીઓ-જડીબુટ્ટીઓ પણ પુષ્કળ થાય છે. બધાયથી વધારે વાંસ થાય છે. તેમજ ચા અને બીજાં સ્વાદીષ્ટ ફલોના બગીચા તથા ખેતરો પણ ઘણાં છે. અહીં લાકડું અને ઘાસ પણ પુષ્કળ થાય છે. પહાડની આવક સારી છે.

ગરમીમાં પણ દર મહિને એકાદ બે વાર વર્ષાદ પણ જરૂર પડી જાય છે. અને વર્ષાઋતુમાં તો પહાડ સાથે વાદળાં અથડાય છે. વાદળાંથી પહાડ ઢંકાઇ જાય છે. ગરમીની ઋતુમાં હજારીબાગ જીલ્લાના કલેક્ટર અને બીજા ઉપરી અધિકારીઓ ઘણી વાર અહીં આવે છે. આ પહાડ ઉપર કોઇને પણ શિકાર ખેલવાની-કરવાની સખ્ત મનાઈ છે. અધિકારીઓ નિયમ બરાબર જાળવે છે અને મંદિરોમાં જાય ત્યારે પણ જૈન ધર્મના નિયમો પાળે છે.

છ માઇલનો કઠણ ચઢાવ ચઢ્યા પછી ઉપર જતાં પ્રથમ જ શ્રી ગણધરની દેરીનાં દર્શન થાય છે. અહીં ચોવીશ ગણધરનાં પગલાં છે. આને ગૌતમસ્વામીની દેરી કહે છે. અહીંથી શ્રી ચંદ્રપ્રભુની ટુંક, શ્રી પાર્શ્વનાથ પ્રભુની ટુંક અને મેઘાડંબરની ટુંકો તથા જલમંદિર જવાના અને નીચે ઉતરવાના એમ વિવિધ રસ્તાઓ નીકળે છે. દેરીની સામે જ શ્વેતાંબરો તરફથી પુરાણી રક્ષણ ચોકી છે, જેમાં શ્વેતાંબરો તરફથી જ નેપાલી ચોકીદારો રહે છે. તેઓ થોડા પગારે તીર્થની સેવા ખૂબ નીમકહલાલીથી બજાવે છે.

પહાડ ઉપર કુલ ૩૧ મંદિરો છે, જેમાં ચોવીશ તીર્થંકરની ચોવીશ દેરીઓ,

શાશ્વતાજિનની ૪ દેરીઓ; ગૌતમાદિ ગણધરોની ૧ દેરી, શુભ ગણધરની ૧ દેરી, અને એક જલમંદિર છે. જલમંદિરની પાસે જ શ્વેતાંબર ધર્મશાલા, શ્વેતાંબર કોઠીના નોકરો, પૂજારીઓ આદિને રહેવાની એક બીજી સ્વતંત્ર ધર્મશાળા છે. અને પાસે જ એક મીઠા પાણીનો સુંદર ઝરો છે. આખા પહાડમાં ઉપરના ભાગમાં અહીં જ બારે માસ પાણી રહે છે. શ્વે. જૈન યાત્રિકોને પૂજા અર્થે ન્હાવા વગેરેની સગવડ અહીં સુંદર રીતે મળે છે. ધર્મશાળામાં બેસી બાળકો વગેરે જલપાન, નાસ્તો વગેરે કરે છે.

ઉપર બધે પ્રદક્ષિણા કરનારા શ્રી ગૌતમસ્વામીની દેરીથી જ તેની શરૂઆત કરે છે. અનુક્રમે શ્રી કુંથુનાથજી, શ્રી ઋષભ પ્રભુજી, શ્રી ચંદ્રાનન પ્રભુજી, શ્રી નેમિનાથ પ્રભુજી, શ્રી અરનાથ પ્રભુજી, શ્રી મલ્લિનાથ પ્રભુજી, શ્રી શ્રેયાંસનાથ પ્રભુજી, શ્રી સુવિધિનાથ પ્રભુજી, શ્રીપદ્મ પ્રભુજી, શ્રી મુનિસુવ્રતસ્વામિ, શ્રી ચંદ્ર પ્રભુજી ( બધાયથી દૂર અને કઠિણ માર્ગ આ દેરીએ જવાનો છે ), શ્રી ઋષભદેવજી, શ્રી અનંતનાથ પ્રભુજી, શ્રી શીતલનાથ પ્રભુજી, શ્રી સંભવનાથ પ્રભુજી, શ્રી વાસુપૂજ્ય પ્રભુજી, શ્રી અભિનંદનસ્વામિ અને ત્યાંથી વાસુપૂજ્ય પ્રભુજીની દેરી પાસે થઇ જલમંદિર જવું.

## જલમંદિર

આખા પહાડ ઉપર અહીંના મંદિરમાં જ મૂર્તિઓ છે. મૂળનાયક શ્રી પાર્શ્વનાથ પ્રભુની ચમત્કારિક મૂર્તિ છે. મંદિર બહુ જ સુંદર અને રળીયામણું છે. હમણાં સુંદર રંગોથી વિવિધપ્રકારનું ચિત્રલેખન ઝરીયાના ધર્મનિષ્ઠ શેઠ કાલીદાસ જશરાજ તરફથી કરાવવામાં આવેલ છે. બીજી મૂર્તિઓ પણ સુંદર અને પ્રભાવશાલી છે. મંદિરને ફરતો કિલ્લો છે, જેથી વ્યવસ્થા સારી રહે છે. આ સ્થાન શ્વે. દિ. ઝઘડાથી મુક્ત છે. અહીં એકલા શ્વેતાંબર જૈનો જ દર્શને આવે છે.

જલમંદિરની સામે જ શ્રી શુભ ગણધરની દેરી છે. મંદિરજીની સામેથી જ રસ્તો નીકળે છે. રસ્તો વિકટ છે અને દેરી ખંડિત થયેલી હોવાથી ત્યાંથી પાદુકાઓ લઇને જલમંદિરમાં બિરાજમાન કરવામાં આવેલ છે. દેરીના જીર્ણોદ્ધારની જરૂર છે. પહેલાં પહાડ ઉપર આવવાનો સરલ માર્ગ અહીંથી હશે. શુભ ગણધરની દેરીથી પુનઃ જલમંદિર આવી ત્યાંથી અનુક્રમે, શ્રી ધર્મનાથ પ્રભુ, શ્રી સુમતિનાથ પ્રભુ, શ્રી શાંતિનાથ પ્રભુ, શ્રી મહાવીરસ્વામી, શ્રી સુપાર્શ્વનાથજી, શ્રી વિમલનાથ પ્રભુજી અને શ્રી નેમનાથ પ્રભુજી, સૌથી છેલ્લે શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની દેરીએ જવું. જલમંદિરથી ૧॥ માઇલ દૂર મેઘાડંબર ટુંક ઉપર શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની સુંદર દેરી છે. આને શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની ટુંક પણ કહે છે.

શ્રી પાર્શ્વનાથ પ્રભુનું મંદિર આખા પહાડમાં ઊંચી ટેકરી ઉપર આવેલ છે. ઉપર મંદિરજીમાં જવા માટે ૮૦ પગથિયાં ચઢવાં પડે છે. એક તો શિખરજીનો

પહાડ જ ઊંચો છે; તેમાં વળી આ ઊંચામાં ઊંચું શિખર છે. તેની ઉપર દૂરથી દેખાતું અને જાણે આકાશની સાથે વાતો કરતું હોય તેવું મંદિરનું સફેદ-ઉજ્જ્વલ શિખર ખરેખર બહુ જ હૃદયાકર્ષક લાગે છે. જેને ઉચ્ચ દશા પ્રાપ્ત કરવી હોય તે અહીંથી જઈ શકે છે એમ કહેતું હોય તેમ એ સ્થાન બહુ જ ભવ્ય અને પવિત્ર છે. અહીંથી આખા પહાડનો દેખાવ બહુ જ રળીયામણો લાગે છે. આખા પહાડની લગભગ ઘણીખરી દેરીઓનાં અહીંથી દર્શન થાય છે. નીચે ચોતરફ લીલીછમ હરીયાળી ભૂમિ નજરે પડે છે. દૂર દૂર ચાના બગીચા દેખાય છે. દક્ષિણમાં દૂર સુદૂર દામોદર નદી દેખાય છે. ઉત્તરે ઋજુવાલુકા દેખાય છે. પૂર્વમાં સામે જ શ્રી ચંદ્રપ્રભુની દેરી દેખાય છે. આખા પહાડ ઉપર ફરતાં કુલ છ માઈલ થાય છે. આ મંદિરજીનો જીર્ણોદ્ધાર કલકત્તાના પ્રસિદ્ધ દાનવીર રાય બદ્રીદાસ મુકીમ ઝવેરીએ કરાવેલો છે. મંદિરજીની બાજુમાં નીચે એક ઓરડીમાં પેઢીનો પૂજારી તથા સિપાઈ રહે છે

આ પ્રદેશમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની માનતા બહુ જબરી છે. અહીંની પ્રજા શ્રી પાર્શ્વનાથજીને વિવિધ નામે પૂજે છે અને શ્રદ્ધાથી નમે છે. "પારસનાથમણિ મહાદેવ, પારસમણિ મહાદેવ, પારશનાથ મહાદેવ, પારસનાથ બાબા, ભયહરપાર્શ્વનાથ, કાળીયાબાબા આદિ અનેક ઉપનામોથી અહીંની અજૈન જનતા પ્રભુજીને રોજ સંભારે છે, ભક્તિથી નમે છે અને ચરણ ભેટે છે. આ તીર્થ માટે ત્યાં સુધી સાંભળ્યું છે કે "જે પારસનાથ નથી ગયો તે માતાના પેટે જન્મ્યો જ નથી" અર્થાત્ તેનો જન્મ વ્યર્થ ગયો છે

શિખરજી ગિરિરાજ ઉપર શ્રી આદિનાથ પ્રભુ, શ્રી વાસુપૂજ્યસ્વામી, શ્રી નેમનાથ પ્રભુ અને પરમાત્મા શ્રી મહાવીરદેવ સિવાયના વીશ તીર્થંકરો અહીં જ આખરી અણસણ કરી *મુક્તિ પામ્યા છે. આ સિવાય અનેક ગણધરો, સૂરિપુંગવો અને સ્થવિર મહાત્માઓ અણસણ કરી અહીં નિર્વાણ પામ્યા છે. છેલ્લે છેલ્લે શ્રી પાર્શ્વનાથ પ્રભુજી અને તેમનો શિષ્યસમૂહ અહીં નિર્વાણ પામ્યા હોવાથી પહાડનું નામ પારસનાથ પહાડ કહેવાય છે. શિખરજીને શ્રી શત્રુંજય-સિદ્ધાચલની સમાન ગણ્યો છે.

---

* આ વસ્તુ નીચેની સ્તુતિમાંથી સરલતાથી સમજાશે

"અષ્ટાપરે શ્રી આદિ જિનવર, વીર પાવપુરી વરૂ
વાસુપૂજ્ય ચંપાનયર સિદ્ધા, નેમ રેવા ગિરિવરૂ
સમ્મેતશિખરે વીશ જિનવર મુક્તિ પહોંચ્યા મુનિવરૂ
ચોવીશ જિનને નિત્ય વંદું સયલ સંઘ સુહંકરૂ"

" સમેતાચલ શત્રુંજઇ તોલે; સીમંધર જિણુવર ઈમ બોલઇ, એહ વયણુ નવિ ડોલઇ ॥ ૪૯ ॥
સીધા સાધુ અનંતા કોડી અષ્ટકર્મ ઘન સંકલ ત્રોડી વંદું બે કર જોડી ।
સિદ્ધક્ષેત્ર જિણુવર એ કહઈ પૂજી પ્રણમી વાસઈ રહી મુગતિતણા સુખ લહીયઇ॥૫૦॥
( શ્રી જયવિજયવિરચિત સમ્મેતશિખરતીર્થમાળા પ્રા. તી. પૃ. ૨૮ )

આ આખો શિખરજી પહાડ મોગલસમ્રાટ અકબરે કરમુક્ત કર્યો હતો અને જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીને અર્પણ કર્યો હતો. બાદશાહ અકબરના ફરમાનમાં લખ્યું છે કે–

" सिद्धाचल, गिरनार, तारंगा, केसरीया और आबू के पहाड जो गुजरात में है, तथा राजगृही के पांच पहाड और सम्मेतशिखर उर्फ पार्श्वनाथ पहाड, जो बंगाल में है तथा और भी श्वेतांबर संप्रदाय के धर्मस्थान जो हमारे तावे के मुल्कों में हैं वे सभी जैन श्वेतांबर संप्रदाय के आचार्य हीरविजयसूरि के स्वाधीन किये जाते हैं । जिससे शान्तिपूर्वक ये इन पवित्र स्थानों में अपनी ईश्वर-भक्ति किया करे । " (કૃપારસ કોપ પૃષ્ઠ ૪૦)

આ પછી બાદશાહ અહમદશાહે ઈ. સ. ૧૭૫૨માં મધુવનકોઠી, જયપાર યા નાલુ, પ્રાચીન નાલુ, જલહરી કુંડ, પારસનાથ–તલાટી વચ્ચેનો ૩૦૧ વીઘા પારસનાથ પહાડ, જગતશેઠ મહેતાબરાયને ભેટ આપ્યો છે. અહીં જગતશેઠે મંદિર પણ બંધાવ્યું હતું ( આમાં વચમાં શીતા નાલાનું નામ શીતનાલું લખ્યું છે. તા. ૧૯–૩–૧૮૩૮માં શામાચરણુ સરકારે કરેલ પર્શયન્ ભાષાંતરનો સાર છે ) તથા પાદશાહ અબુ અલ્લિખાન બહાદુરે ૧૭૧૫મા પાલગંજ–પારસનાથ પહાડ કરમુક્ત કર્યો હતો.

પહાડ ઉપર જવાના રસ્તા પણુ અનેક છે. ટોપચાચીથી તો પગદંડીને રસ્તે માત્ર ચાર જ ગાઉ થાય છે. ચંદ્રપ્રભુની ટુંકથી પણુ ચડાય છે અને શુભ ગણુધરની દેરીથી પણુ રસ્તો નીકળે છે. પણુ અત્યારે તો માત્ર બે રસ્તા પ્રસિદ્ધ છે. ઇસરી અને મધુવનથી બધાય યાત્રીઓ ચઢે છે પહાડમાં અનેક ગુફાઓ છે. તેમા શ્રી ચંદ્રપ્રભુની ગુફા સૌથી મોટી છે.

આવા પવિત્ર સ્થાનોમાં જ ત્યાગમૂર્તિ મુનિ–મહાત્માઓએ શુકલધ્યાન ધરી કેવલજ્ઞાન યાવત્ મોક્ષ પ્રાપ્ત કર્યું છે. આજે પણુ આ સ્થાન પૂનિત વાતાવરણુથી ઓતપ્રોત છે. મુમુક્ષુ જીવોને આ વાતાવરણુની ઘણી જ અસર થાય છે. ઘડીભર તો સંસારની ઉપાધી અને અશાંતિ ભૂલાવી આત્માની સ્વદશાનું ભાન કરાવે છે. તીર્થની યાત્રા કા. શુ. ૧૫થી લઇને ફા. શુ. ૧૫ સુધી સુખરૂપ થાય છે.

બાદ યાત્રા કરવામાં તો વાંધો નથી પરંતુ ગરમીની ઋતુમાં પાણી બગડી જાય છે અને મેલેરીયાની અસર કરે છે.

મધુવનથી પહાડમાં થઈ પગદંડી રસ્તે ઈસરી (પાર્શ્વનાથ) માત્ર દશ માઈલ જ થાય છે. જે E. I. R મેનલાઈનનું સ્ટેશન છે. મધુવનથી મોટર રસ્તે ફરીને પણ ઈસરી જવાય છે. પહાડ ઉપરથી નીચે ઉતરતાં ગંધર્વનાલા તલાટીમાંથી ભાતુ લઈ જમીને નીચે મધુવન ઉતરવું.

આ તીર્થ-ગિરિરાજ શિખરજી પહાડ મૂલથી જ શ્રી શ્વેતાંબર સંઘની માલીકીનો જ હતો. છેલ્લાં દોઢસોથી બસો વર્ષમાં પાલગંજના રાજાની દખલ શરૂ થઈ હતી. તેણે અગ્રેજોને હવા ખાવાના બંગલા બંધાવવા પરવાનો આપ્યો હતો. આ સમયે ભારતવર્ષના શ્વેતાંબર જૈન સંઘે સખ્ત પ્રોટેસ્ટ ઉઠાવેલો. આ વખતે કલકત્તાના સુપ્રસિદ્ધ ઝવેરી રાય બદ્રીદાસજી મુકીમે અસાધારણ પ્રયત્ન ઉઠાવ્યો હતો અને અમદાવાદના સુપ્રસિદ્ધ ધર્મવીર આ. ક. ની પેઢીના પ્રમુખ શેઠ લાલભાઈ દલપતભાઈએ આખો પહાડ વેચાતો લઈ શ્વેતાંબર સમાજની મુખ્ય તીર્થરક્ષક આણંદજી કલ્યાણજીની પેઢીને અર્પણ કર્યો હતો. આજે આખા પહાડ ઉપર આ. ક. પેઢીની સાર્વભૌમ સત્તા છે અર્થાત્ નીચેથી લઈને ઠેઠ ઉપર સુધીનો આખો પહાડ આ. ક. પેઢીનો છે. જો વ્યવસ્થા સારી રહે અને પ્રમાણિક મેનેજર હોય તો આવક પણ સારી થાય તેવું છે.

શિખરજી માટેનું સુંદર ઐતિહાસિક વર્ણન ઘણું મળે છે પરન્તુ લંબાણના ભયથી એ બધું ન આપતાં ટૂંકમાં જ જરૂરી ઉતારા આપું છું.

"ઇન્દ્રા પદ્મ પ્રભુ જિનદેવ ત્રણ સઇ અઠુતરંસી સિઉ હેવ, મુગતિ વર્યાં ઝસ્તેવ;
શ્રી સુપાસ સમેતાચલ શ્રૃંગઇ પચ સયા મુનિ સિઉં મુનિ ચગઇ મુગતિ ગયા રંગઇ ॥૪પ॥
છ સહસ મુનિવર સાથઈ સિધવિમલજીને સર શિવપદ લીધ, સયલ કરમ ખય કીધ
સાત સહસ મુનિસ્યું પરિવરિયા અનંતનાથ સિવરમણી વરીયા, ભવસાયર ઉતરીયા॥૪૬॥
અઠસયાં મુનિવર સ્યું જુત્તા ધર્મનાથ જિન મુગતિ પહુતા, તિત્થેસરજયવંતા;
શાંતિનાથ નવસય સિઉ જાણુ પચ સયાસ્યું મલ્લિવખાણ, સમેતશિખર નિરવાણુ ॥૪૭
તેત્રીસ મુનિવરસ્યું જિન પાસ મુગતિ પહુતા લીલવિલાસ, પુરઇ ભવિયણ આસ;
અજિતાદિ જિણવર સુઉકાર સહસ સહસ મુનિવર પરિવાર, પામ્યા ભવનો પાર ॥૪૮॥
ઓણું ગિરિ વીસ તીર્થંકર સીધ્ધા વીસ ટુક જગિ હુઆ પ્રસિધા, પૂજી બહુ ફલ લીધા,
સમેતાચલ શત્રુંજય તોલઈ સીમંધર જિણવર ઇમ બોલઇ, એહ વયણ નવિ ડોલઇ ॥૪૯
સીધા સાધુ અનંતા કોડી અષ્ટ કર્મ ઘન સકલ ત્રોડી, વંદું બે કર જોડી;
સિધ્ધક્ષેત્ર જિણવર એ કહીઇ પૂજી પ્રણમી વાસઇ રહીઇ મુગતિતણા સુખ લહઇ.
ત્રિભુવનમાંહે તીરથ રાજઇ દેવહ હણી દીન પ્રતિ વાજઇ, મહિમા મહિઅલ ગાજઈ;
કીજઇ વલી તીરથ ઉપવાસ તો નવિ અવતરીઇ ગ્રભ(ગર્ભ)વાસ, કહિ મહિમા જિન પાસ.

શ્રી સમેતશિખરજી પહાડ ઉપરનું મુખ્ય જિનાલય

શ્રી સમેતશિખરજી તળેટીનું મુખ્ય જિનાલય

શ્રી સમેતશિખરજી પહાડનું એક વિરળ દૃશ્ય

શ્રી સમ્મેતશિખરજી જળમંદિરનું દૃશ્ય

કીજઈ પૂજા દીજઈ દાન સમેતશિખરનું કીજઇ ધ્યાન, લહઇ કેવલગ્યાન,
એહ ગિરિ દીઠઇ મનિ ઉલ્લાસ એહગિરિ ફરસઇ કર્મ વિણાસ, હોવઇ સુગતિનિવાસ.

(વસ્તુ)

સમેતગિરિવર સમેતગિરિવર કરૂં વખાણ, રસપુરિ રસકુંપિકા વિવિધવેલી ઉષધી સોહઇ
અચમ્છાંહ દ્રુમ દીપતો વજ્રખાણી ત્રિભુવન મોહઈ, સયલ તીર્થમાંહિં રાજીઉ એ
સિદ્ધક્ષેત્ર સુખધામ,
મહિમા પાર ન પામયઇ વલિ વલિ કરૂં પ્રણામ,

( શ્રી જયવિજયવિરચિત સમ્મેતશિખરતીર્થમાલા. )

× × × ×

કવિ હંસસોમજી પોતાની તીર્થમાલામાં શિખરજીની યાત્રાનું જે વિવેચન આપે છે તે પણ ધ્યાનમાં લેવા જેવું છે.

" વીસ થૂભ પ્રતેકઈં વંદુ પાપરાસિહુ સય નિકંદુ,
છેદું મોહનું માન તુ જય જય છે. ॥ ૩૫ ॥
તીહાં કીજઇ તીરથ ઉપવાસ રહીઆઇ રાતિ ગુફામાંહિ વાસ,
આસ ફલી સવિ ચંગ તુ જય જય આ૦
પ્રાહ ઉઠી ચાંજઈ ઉતરીઇ તલહટ્ટિ જઇ પારણુ કરીઇ;
આણીજઈ મનિ રંગ તુ જય જય આ ॥ ૩૬ ॥

શ્રી સૌભાગ્યવિજયજી પણ શિખરજીનું માહાત્મ્ય આ પ્રમાણે લખે છે.
વીસ તીર્થંકર ઇણે ગિરિ સિદ્ધ હુઆ સાધુતણો નહિ પાર, સં.
વલિ સિધ્ધ થાસ્યે ઇણ ગિરિ ફરસતાં પામી શ્રી જિનધર્મ સાર
છે અવદાત ઘણા એ ગિરિતણા કહેતાં નાવે રે પાર.

શિખરજી ઉપર આજે જેમ એક જલમંદિરમા જ મૂર્તિઓ છે તેમ પહેલાં નહિ હોય. ગિરિરાજ શિખરજી ઉપર ઘણાં જિનમંદિરો અને ઘણી મૂર્તિઓ હશે એમ નીચેનાં પ્રમાણોથી જણાય છે.

सोप्युचे यत्र संप्राप्ता, विंशतिस्तीर्थनायकाः ।
निर्वाणं तेन शैलोऽसौ, संमेतस्तीर्थमुत्तमम् ॥ १३ ॥ (પૃ. ૫૮)

× × ×

ततश्च सम्मुखायातदेवार्चकनरानुगः ।
आरोहत्सपरीवारस्तं शैलं नृपतिर्मुदा ॥ २३ ॥
जिनायतनमालोक्य नृत्यति स्म दधत्तनौ ।
असंमान्तमिवानन्दं रोमाञ्चव्याजतो बहिः ॥ २४ ॥

चैत्यान्तर्विधिवद्गत्वा कृत्वातिस्रप्रदक्षिणाः ।
स्नपयित्वा जिनानुच्चैरर्चयामास सादरः ॥ २५ ॥
दत्त्वा महाध्वजार्दीश्च कृत्वा चाष्टाह्निकोत्सवम् ।
ततश्चाशातनाभीरुस्तत्रार नृपो नगात ॥ २६ ॥

( શેઠ દેવચંદલાલભાઈ પુસ્તકોધ્ધાર ફંડ તરફથી પ્રકાશિત વૃન્દારૂવૃત્તિ પૃ. ૭૮ ૭૯, કર્તા શ્રી દેવેન્દ્રસૂરિ )

श्रीनागेन्द्रगणाधीशैः श्रीमद्देवेन्द्रसूरिभिः,
प्रतिष्ठितो मंत्रशक्तिसंपन्नसकले हितैः ॥
तैरेव सम्मेतगिरेर्विंशतिस्तीर्थनायकाः,
आनिन्यिरे मंत्रशक्त्या त्रयः कान्तिपुरीस्थिताः ॥

( પં. શ્રી દમયવિજયજી મહારાજ તરફથી પ્રકાશિત શ્રી ચંદ્રપ્રભચરિત્રની મો. દ. દેશાઈ લિખિત પ્રસ્તાવનામાંથી.)

આ સિવાય કુંભારીયાજી તીર્થમાં શ્રી નેમિનાથજીના મંદિરજીમાં દેવકુલિકાઓ છે તેમા એક દેવકુલિકાના દરવાજા ઉપર લેખ છે. લેખ બહુ મોટો હોવાથી અહીં નથી આપતા, પરંતુ તેમાં લખ્યું છે કે-શરણદેવ પુત્ર વીરચંદ્રે ભ્રાતા પુત્ર પૌત્ર પરિવાર સાથે ૧૩૪૫ માં શ્રી પરમાણંદસૂરિજીના ઉપદેશથી સમેતશિખર તીર્થ ઉપર મુખ્ય પ્રતિષ્ઠા કરી હતી. ( હિંદી આત્માનંદપ્રકાશ ૧૯૩૩ ના 'મે' મહિનાના અંકમાં પં. શ્રી કસ્તૂરવિજયજીનો કુંભારીયાજીની યાત્રામાં આ આખો શિલાલેખ પ્રગટ થયો છે. )

આ બધા પ્રમાણો એમ સૂચવે છે કે-શ્વેતાંબર આચાર્યોએ ત્યાં વિપુલ પ્રમાણમાં પ્રતિષ્ઠાઓ કરાવી હતી. ત્યા મોટા મંદિરો અને અનેક જિનમૂર્તિઓ હતી અને તે બધી શ્વેતાંબરી જ. એક સાથે વીસ પ્રતિમાઓ અહીંથી ગુજરાતમાં શ્વે. જૈન મંદિર માટે શ્વે. આચાર્ય લઈ જાય છે ત્યારે અહીં કેટલી બધી પ્રતિમાજીઓ હશે ? એનો વિચાર સુજ્ઞ વાંચકો સ્વયં કરી લ્યે. આ બધાં પ્રમાણો સમ્મેતશિખર પહાડ અને મંદિરો શ્વે. જૈનોનાં જ છે તેનાં જીવતાજાગતા પુરાવારૂપ છે

તેમજ આજ પણ ગિરિરાજ શિખરજી ઉપર જેટલી દેરીઓ છે કે જેમાં ચરણપાદુકાઓ છે તેના ઉપરના લેખો પણ શ્વેતાંબર આચાર્યોના જ છે. આ બધા લેખોનુ એક સચિત્ર પુસ્તક નથમલજી ચંડાલીયાએ બહુ જ મહેનતપૂર્વક પ્રકાશિત કર્યું છે જે ખાસ વાંચવા જેવું યોગ્ય છે. દિ. ભાઈઓ આ બધાં પ્રમાણો તટસ્થભાવે વાંચી-વિચારી જૂઠા કેસો કરવાનું માંડી વાળી, શાન્તિથી આત્મકલ્યાણના પરમમાર્ગે પ્રવર્તે એજ શુભેચ્છા.

સમેતશિખરજીના વર્ણન સબંધમાં 'પારસનાથ પહાડ' નામનું શાંતિવિજયકૃત પુસ્તક વાંચવાથી જિજ્ઞાસુઓને વિશેષ જાણવાનું મળશે.

## શ્રી શિખરજી ગિરિરાજ ઉપર ટુંકોની દેરીઓમાં રહેલી પાદુકાઓના લેખોની નોંધ.

| | |
|---|---|
| શ્રી આદિનાથ ભગવાન | ૧૯૪૯માં રાય ધનપતસિંહ બહાદુરે પ્રતિષ્ઠા કરાવી. પ્રતિષ્ઠાપક શ્રી વિજયરાજસૂરિજી તપાગચ્છીય |
| અજિતનાથ | વિ. સં ૧૮૨૫ માં શેઠ ખુશાલચન્દે કરાવી, તપાગચ્છી. |
| ,, ,, | ,, ૧૯૩૧ જીર્ણોધ્ધાર થયો. પ્રતિષ્ઠાપક મલધાર પૂર્ણિમા શ્રી વિજયગચ્છના આચાર્યભટ્ટારક શ્રીજિન શાન્તિસાગરસૂરિ. |
| સંભવનાથ | વિ. સં. ૧૮૨૫ માં શેઠ ખુશાલચન્દે કરાવી, તપાગચ્છીય. |
| ,, ,, | વિ. સં. ૧૯૩૦ માં વિજયગચ્છીય શ્રી જિનશાન્તિસાગર જીર્ણોધ્ધાર સમયના પ્રતિષ્ઠાપક છે. |
| અભિનંદન | ૧૯૩૩ શ્રી સંઘે જીર્ણોધ્ધાર કરાવ્યો. પ્રતિષ્ઠાપક વિજયગચ્છીય શ્રી જિનશાન્તિસાગરસૂરિ છે. |
| સુમતિનાથ | વિ. સં ૧૮૨૫ શેઠ ખુશાલચંદે પાદુકા કરાવી. પ્રતિષ્ઠાપક છે સર્વસૂરિભિઃ તપાગચ્છે. |
| ,, ,, | વિ. સં. ૧૯૩૧માં ગુજરાતી સંઘે જીર્ણોદ્ધાર કરાવ્યો છે તે સમયના પ્રતિષ્ઠાપક છે વિજયગચ્છીય શ્રી જિનશાન્તિસાગરસૂરિજી |
| શ્રીપદ્મપ્રભુ | ૧૯૪૯માં તપાગચ્છીય શ્રી વિજયરાજસૂરિજી પ્રતિષ્ઠાપક છે. |
| શ્રીસુપાર્શ્વનાથ | ૧૮૨૫માં શેઠ ખુશાલચંદે પ્રતિષ્ઠા કરાવી. |
| ,, ,, | વિ. સ. ૧૯૩૧માં શેઠ ઉમાભાઇ હઠીસીંહે જીર્ણોદ્ધાર કરાવ્યો. પ્રતિષ્ઠાપક વિજયગચ્છીય શ્રી જિનશાન્તિસાગરસૂરિજી |
| શ્રીચન્દ્રપ્રભુ | ૧૮૯૪માં પ્રતિષ્ઠાપક છે ખરતરગચ્છીય ભટ્ટારક શ્રીજિનચંદ્રસૂરિજી |
| સુવિધિનાથ | વિ. સં. ૧૯૩૧ શેઠ ઉમાભાઇ હઠીસિંહ, પ્રતિષ્ઠાપક વિજયગચ્છીય ભટ્ટારક શ્રી જિનશાન્તિસાગરસૂરિજી. |
| ,, ,, | બધું ઉપર પ્રમાણે છે. જીર્ણોધ્ધાર થયો છે. |
| શીતલનાથ | ૧૮૨૫માં શેઠ ખુશાલચંદે પ્રતિષ્ઠા કરાવી, તપાગચ્છી |
| ,, ,, | ૧૯૩૧માં ગુજરાતી સંઘે જીર્ણોધ્ધાર કરાવ્યો. પ્રતિષ્ઠાપક વિજયગચ્છીય શ્રી જિનશાન્તિસાગરસૂરિજી. |
| શ્રેયાંસનાથ | વિ. સં. ૧૮૨૫ શેઠ ખુશાલચંદે પાદુકા કરાવી, તપાગચ્છે. |
| ,, | ૧૯૩૧માં ગુજરાતી શ્રીસંઘે જીર્ણોધ્ધાર કરાવ્યો પ્રતિષ્ઠાપક વિજયગચ્છીય શ્રી જિનશાન્તિસાગરસૂરિજી, |
| વાસુપૂજ્ય | વિ. સ. ૧૯ ૫માં રાય ધનપતસિંહજીએ સ્થાપિત પ્રતિષ્ઠાપક ખરતરગચ્છીય શ્રી જિનહંસસૂરિજી. |

| | |
|---|---|
| શ્રીવિમલનાથ | વિ. સં. ૧૮૨૫ શાહ ખુશાલચંદે પ્રતિષ્ઠા કરાવી તપાગચ્છે. |
| ” | વિ. સં. ૧૯૩૧માં ગુજરાતી શ્રીસંઘે જીર્ણોદ્ધાર કરાવ્યો. પ્રતિષ્ઠાપક વિજયગચ્છીય શ્રી જિનશાન્તિસાગરસૂરિજી. |
| અનંતનાથ | ૧૮૨૫માં શાહ ખુશાલચન્દે પ્રતિષ્ઠા કરાવી, તપાગચ્છે |
| ” ” | ૧૯૩૧માં જીર્ણોદ્ધાર થયો. પ્રતિષ્ઠાપક વિજયગચ્છીય ભટ્ટારક શ્રી જિનશાન્તિસાગરસૂરિજી. |
| ધર્મનાથ | વિ. સં. ૧૯૩૧માં શેઠ નરશી કેશવજી સ્થાપિત પ્રતિષ્ઠાકારક વિજયગચ્છિય ભટ્ટારક શ્રી જિનશાન્તિસાગરસૂરિજી. |
| શાન્તિનાથ | વિ. સ. ૧૮૨૫માં શાહ ખુશાલચંદ સ્થાપિત પ્રતિષ્ઠિત સર્વસૂરિભિઃ તપાગચ્છે. |
| ” ” | વિ. સં. ૧૯૩૧ જીર્ણોદ્ધારે શેઠ ભગુભાઇ પ્રેમચંદ અમદાવાદવાસી સ્થાપિત વિજયગચ્છીય ભટ્ટારક શ્રી જિનશાન્તિસાગરસૂરિજી પ્રતિષ્ઠાપક. |
| કુંથુનાથજી | વિ. સં. ૧૯૨૫ (૧૮૨૫ જોઇએ) શાહ ખુશાલચંદ સ્થાપિત પ્રતિષ્ઠિત તપાગચ્છે. |
| ” ” | વિ. સં. ૧૯૩૧ (૧૮૩૧ છપાયો છે પણ અશુદ્ધ છે) જીર્ણોદ્ધાર કરાવનાર શેઠ કેશવજી નાયક પ્રતિષ્ઠાપક શ્રી જિનશાન્તિસાગરસૂરિ. |
| અરનાથજી | વિ. સં. ૧૮૨૫ શાહ ખુશાલચંદજી સ્થાપિત પ્ર૦ તપાગચ્છે. |
| ” ” | વિ. સં. ૧૯૩૧ ગુજરાત સંઘે જીર્ણોદ્ધાર કરાવ્યો. પ્રતિષ્ઠાપક શ્રી જિનશાન્તિસાગરસૂરિજી. |
| મલ્લિનાથ | વિ. સં. ૧૮૨૫ શાહ ખુશાલચંદ સ્થાપિત પ્ર૦ તપાગચ્છે |
| ” ” | વિ. સં. ૧૯૩૧માં શેઠ ભગુભાઈ પ્રેમચંદે જીર્ણોદ્ધાર કરાવ્યો. પ્રતિષ્ઠાપક વિજયગચ્છી શ્રી જિનશાન્તિસાગરસૂરિજી. |
| મુનિસુવ્રતસ્વામિ | વિ. સં. ૧૮૨૫ શાહ ખુશાલચંદ સ્થાપિત પ્ર૦ તપાગચ્છે. |
| ” ” | વિ. સં. ૧૯૩૧ ગુજરાત સંઘે જીર્ણોદ્ધાર કરાવ્યો. પ્રતિષ્ઠાપક શ્રી વિજયગચ્છીય જિનશાન્તિસાગરસૂરિજી |
| નમિનાથ | વિ. સં. ૧૮૨૫ શાહ ખુશાલચંદ સ્થાપિત, તપાગચ્છે. |
| ” ” | વિ. સં. ૧૯૩૧ શેઠ ઉમાભાઇ હઠીસીંહે જીર્ણોદ્ધાર કરાવ્યો. પ્રતિષ્ઠાપક શ્રી વિજયગચ્છીય શ્રી જિનશાન્તિસાગરસૂરિજી. |
| નેમિનાથ | વિ. સં. ૧૯૩૪ રાય ધનપતસિંહજી કારિત પ્રતિષ્ઠાપક ખરતરગચ્છીય શ્રી જિનહંસસૂરિજી. |
| ” ” | |
| પાર્શ્વનાથ | વિ. સં. ૧૮૪૯માં પ્રતિષ્ઠાપક ખરતરગચ્છીય ભટ્ટારક શ્રી જિનચંદ્રસૂરિજી. |

મહાવીરસ્વામી વિ. સં. ૧૯૪૫માં રાય ધનપતસિંહજી સ્થાપિત.
વિ. સં. ૧૯૬૫માં કચ્છ-માંડવીવાસી જગજીવન વાલજીએ જીર્ણોધ્ધાર કરાવ્યો.

| | | | | |
|---|---|---|---|---|
| શ્રી ઋષભાનન | જિનચરણ | પ્રતિષ્ઠિત | શ્રી જૈન | શ્વેતાંબરસંઘેન |
| શ્રી ચંદ્રાનન | " | " | " | " |
| શ્રી વારિષેણ | " | " | " | " |
| વર્દ્ધમાન | " | " | " | " |

ચોવીશ જિન.સાધુ પાદુકા વિ. સં. ૧૯૪૨ પ્રતિષ્ઠાપક ખરતરગચ્છે શ્રી હિતવલ્લભમુનિજી.

આવી રીતે શિખરજી પહાડ ઉપર બધી દેરીઓ અને ચરણપાદુકાઓ શ્રી શ્વેતાંબર જૈન સંઘે સ્થાપિત છે અને જલમંદિરમાં પણ બધી શ્વેતાંબર મૂર્તિઓ જ છે તેના શિલાલેખ પણ છે. લંબાણના ભયથી તે નથી આપ્યા. મધુવનમાં ૧૩ શ્વેતાંબર જૈન મંદિરો છે

## બરદ્વાન-વર્ધમાનનગરી*

શિખરજીથી કલકત્તા જતાં આ નગર વચમાં જ આવે છે. ભગવાન્ શ્રી મહાવીરદેવને શૂલપાણિ યક્ષે આ સ્થાને ઉપસર્ગ કર્યો હતો. અત્યારના બરદ્વાન શહેરથી ત્રણેક માઇલ દૂર વર્ધમાનનગરનાં ખંડિયેર પડ્યાં છે ત્યાં નદીકાંઠે કોઈક દેવની દેરી પણ હતી પરન્તુ કરાલ કાલના મોઢામાં બધું હોમાઇ ગયું છે. જૂની નગરીનાં ખંડિયેરો પાસે નદીકાંઠે એક ખંડિત દેવીની દેરી વિદ્યમાન છે. ત્યાં દર વર્ષે મેળો ભરાય છે. લોકો અનેક પ્રકારની માનતાઓ પણ કરે છે. એટલે ભગવાન્ શ્રી મહાવીરદેવને થયેલો શૂલપાણી યક્ષના ઉપસર્ગનું સ્થાન આ લાગે છે. આ સિવાય પં. સૌભાગ્યવિજયજી પોતાની તીર્થમાલામાં લખે છે કે—

"તિહાં જીર્ણહર એક વિશાલ વંદ્યા પ્રભુચરણ રસાલ હો સું.
તિહાંથી મારગ દોય થાઈ એક વર્દ્ધમાન થઇ જાઈ હો સું. ૫
શૂલપાણિ જક્ષ ઠાંમ જસ કહેતા અસ્થિગ્રામ હો સું.
અબ વર્દ્ધમાન વિખ્યાતાં જાંણે એ કેવલી વાતાં હો. સું ૬

કાઠિયાવાડમાં આવેલ વર્દ્ધમાનપુર( વઢવાણ શહેર )ના નદીકાંઠે પ્રભુ શ્રી મહાવીરદેવને શૂલપાણીયક્ષે કરેલ ઉપસર્ગના સ્થાનનિમિત્તે, એક દેરી છે. પરન્તુ આ તો સ્થાપનાતીર્થ છે. અહીંથી× આસનસોલ+ થઇ કલકત્તા જવાય છે.

---

* શિખરજીથી પગરસ્તે જતાં મધુવનથી ઝરીયા થઇને જાય છે. ઝરીયામાં શ્રાવકોનાં ઘર છે, સુંદર જિનમંદિર છે. એક ધર્મશાળા-ઉપાશ્રય છે. અહીંની કોલસાની ખાણો પ્રસિદ્ધ છે. કચ્છ અને કાઠિયાવાડના જૈનો આવીને વસેલા છે ખાસ ગો. કાલીદાસ જસરાજ પ્રસિદ્ધ છે.

× બરદ્વાનમાં બે ઘર જૈનોના છે.

+ આસનસોલમાં એક બે ઘર જૈનોનાં છે.

## કલકત્તા

પૂર્વ દેશની કલ્યાણક ભૂમિઓની યાત્રાએ આવનાર આગન્તુક કલકત્તા અવશ્ય આવે છે એ દૃષ્ટિએ તીર્થસ્થાન ન હોવા છતાંયે કલકત્તાનો સંક્ષેપમાં પરિચય આપ્યો છે.

કલકત્તા ભારતના અંગ્રેજી રાજ્યનું ભૂતપૂર્વ પાટનગર અને આખા હિન્દુસ્તાનમાં પ્રથમ નંબરનું શહેર ગણાય છે. અહીંઆ આવનાર શ્વે જૈન યાત્રીઓ માટે નીચેનાં સ્થાનો ઉતરવા માટે બહુ જ અનુકૂલ છે

૧ બાબુ પુલચંદ મુકીમ જૈન ધર્મશાલા
૨ તપાગચ્છ જૈન ઉપાશ્રય કેનીંગ સ્ટ્રીટ ૯૬
આ બન્ને સ્થાનોએ પૂરતી સગવડ છે.
૩ શેઠ ધનસુખદાસ જેઠમલ જૈન ધર્મશાળા.
ઠે. અપર સરક્યુલર રોડ, બદ્રિદાસ ટેમ્પલ સ્ટ્રીટ
૪ રાય બદ્રીદાસ બાબુના કાચના મંદિરની સામે,
અહીં જિનમંદિરો નીચે પ્રમાણે છે

૧. તુલાપટ્ટીમાં એક મોટું ભવ્ય પંચાયતી જિનાલય છે. તેના ટ્રસ્ટીઓ તરીકે ઝવેરી સાથ, શ્રીમાલ સાથ, ઓસવાળ મારવાડી સાથ, ગુજરાતી સંઘ, અને અજીમગંજ સાથના ભાઈઓ છે. દરેક ગચ્છવાળાનું આ મંદિર છે, તેમાં બધા પ્રેમથી કામ કરે છે અને લાભ લ્યે છે આ મંદિરજીમાં ઉપર શ્રી આદિનાથ પ્રભુજી મૂલનાયક છે; નીચે શ્રી શાન્તિપ્રભુ મૂલનાયક છે, ચોમુખજીમાં શ્રી વીરપ્રભુ આદિ છે તથા એક દેરીમાં શ્રી શામળીયા પાર્શ્વનાથજી ની મનોહર પ્રતિમાજી છે

૨ ઈન્ડીયન મીરર સ્ટ્રીટ ધર્મતલા નં ૯૬ કુમારસિંહ હોલમાં ઉપર મંદિર છે. મૂળનાયક શ્રી આદિનાથ પ્રભુજી છે. તેમજ સ્ફટિકની પ્રતિમાઓ બહુ જ સુંદર અને દર્શનીય છે.

૩. કેનીંગ સ્ટ્રીટ નં ૯૬ * તપાગચ્છ ઉપાશ્રયના ઉપરના માળે થોડા સમય પહેલાં જ નવું નાનું અને રમણીય મંદિર બન્યું છે તેમાં શ્રી વીરપ્રભુ, શ્રી આદિનાથ પ્રભુ અને શ્રી શાંતિનાથ પ્રભુની મનોહર પ્રાચીન પ્રતિમાઓ છે

* કલકત્તામાં અમારે બે ચાતુર્માસ કરવા પડયાં હતાં. બીજા ચાતુર્માસ પહેલાં જ ગુજરાતી તપગચ્છ શ્રી સંઘે ઉત્સાહપૂર્વક નવીન ભવ્ય ઉપાશ્રય અને મંદિર બંધાવ્યું હતું. પૂ. મુનિ મહારાજ શ્રી દર્શનવિજયજી (દિગ્જ ત્રિપુટી)ના ઉપદેશથી આ શુભ કાર્યો થયાં હતાં. આ સ્થાનમાં નિત્યવિનયમણિ મંદિર ( મણીવિજય ગણીના સંગ્રહ ) જ્ઞાનભંડાર પણ જ સારો છે. પુસ્તકોનો સંગ્રહ સારો છે, વ્યવસ્થા ગુજરાતી તપગચ્છ જૈન સંઘના હાથમાં છે.

૪. અપર સરક્યુલર રોડ ઉપર ( શ્યામ બજાર ) મુકિમ જૈન ટેમ્પલ ગાર્ડનમાં પાર્શ્વનાથ બગાનમાં વિશાલ સુંદર ત્રણ જિનાલયો છે. શ્રી મહાવીરસ્વામીનું પંચાયતી મંદિર છે. પાસે જ દાદાવાડી છે. દાદાસાહેબના મંદિરમાં અમરનામા શકટાલસુત શ્રી સ્થૂલભદ્રજી મહારાજ તથા દાદાજી ખરતરગચ્છાધીશ જં. યુ. પ્રધાન શ્રી જિનદત્તસૂરિજી મહારાજની પાદુકાઓ છે. શ્રી મહાવીર ભગવાનના મંદિરજીની પાસે જ સુંદર વિશાલ ધર્મશાલા છે. કાર્તિકીપૂર્ણિમાનો ભવ્ય, મનોહર અને અજોડ વરઘોડો અહીં જ ઉતરે છે અને બે દિવસ રહે છે. આ વરઘોડો એવો સુંદર અને ભપકાબંધ નીકળે છે કે માત્ર કલકત્તાના જ નહિં કિન્તુ સમસ્ત ભારતવર્ષના જૈનસંઘના ગૌરવરૂપ છે આવો ભવ્ય વરઘોડો કલકત્તા સિવાય કોઇ પણ સ્થાને જૈન કે જૈનેતર સમાજનો નથી નીકળતો. વરઘોડાની વ્યવસ્થા કલકત્તા અને અજીમગંજનો સંઘ કરે છે જેમાં બધા સમ્મિલિત છે. દરેક જૈને આ વરઘોડો અવશ્યમેવ જોવા જેવો છે. જરૂર જોવો જોઈએ. આખા હિન્દભરમા આ વરઘોડો અપૂર્વ છે, તેનું ખાસ વર્ણન પાછળ આપ્યું છે.

૫. શ્રી મહાવીરસ્વામીના મંદિરની બહારની ધર્મશાળા વટાવીને જતાં સામે જ રાયબદ્રીદાસજી મુકીમજીનું બંધાવેલુ શ્રી શીતલનાથપ્રભુજીનુ મંદિર આવે છે. આને કાચનુ મંદિર કહે છે. કલકત્તામાં આવનાર દરેક—પછી ભલે તે ભારતીય હોય કે અભારતીય ( પાશ્ચાત્યદેશનિવાસી ) હોય—આ મંદિરની મુલાકાત જરૂર લ્યે છે. રાય બદ્રીદાસજીએ તન, મન અને અઢળક ધન ખર્ચી આવુ ભવ્ય જિનમંદિર બનાવી અપૂર્વ પુણ્ય ઉપાર્જન કર્યું છે એમાં તો લગારે સંદેહ નથી. અંદર સુંદર ભાવનાવાહી કલાપૂર્ણ વિવિધ ચિત્રો, મીનાકારી કામ, સ્તોત્રોનું આલેખન અને રચના ખાસ દર્શનીય છે. આ મંદિરને " Beauty of Bengal " કહે છે એ તદ્દન સાચુ છે. લૉર્ડ કર્ઝને પણ આ મંદિર જોઇ જૈન સંઘની ઘણી જ પ્રશંસા કરી હતી

આ મંદિરમાં મૂલનાયકજી શ્રીશીતલનાથજી છે જે આગ્રાના શ્રી ચિંતામણી પાર્શ્વનાથજીના ભોંયરામાંથી લાવીને સં. ૧૯૨૩મા અહીં સ્થાપિત કર્યા છે. પ્રતિમાજી સુંદર સફેદ અને દર્શનીય છે. એક ગોખલામા એક પન્નાની સુંદર લીલી મૂર્તિ છે, તેની બે બાજુ સ્ફટિકરત્નની સફેદ બે પ્રતિમાઓ છે. નીચે એક શ્યામ સુંદર સાચા મોતીની મૂર્તિ છે અને એક માણેકની લાલ મૂર્તિ છે. આ પાંચે પ્રતિમાઓ નાની નાની છે પણ બહુ જ ચિત્તાકર્ષક છે. એક ગોખલામાં ઘીનો અખંડ દીપક બળે છે પરન્તુ આ દીવાના મેશ કાળી નહિં કિન્તુ પીળી હોય છે અહીં રોજ સેંકડો અજૈન બંગાલી બાબુઓ દર્શને આવે છે.

મંદિરની સામે જ એક વિશાલ ચોક આરસનો છે. વચમાં હોજ છે. ચાંદની રાતમાં જ્યારે મંદિરનો પડછાયો આ હોજમાં ( નાનુ બાંધેલું તળાવ ) પડે છે

ત્યારે તો અદ્‌ભૂત દૃશ્ય દેખાય છે. તેમજ રાત્રના મંદિરના શિખર ઉપર નાના નાના વીજળી દીવા મૂકે છે અને તેનું પ્રતિબિંબ તળાવમાં પડે છે ત્યારે પ્રેક્ષકોના દિલમાં બહુ જ કુતુહલ અને આનંદ થાય છે. સામે જ મંદિર બંધાવનાર દાનવીર શેઠ રાયબદ્રીદાસજીનું હાથ જોડીને બેઠેલું બાવલું છે કહેવાય છે કે-શેઠજી જીવ્યા ત્યાંસુધી રોજ નિયમિત મંદિરજીમાં કંઇક કામ ચાલતું જ રહેતું હતુ.

મંદિરની સામેના દાદાજીના બગીચામાં શ્રી મહાવીર પ્રભુનું સુંદર મંદિર છે. તેમજ દાદાવાડીમાં-દેરીમાં મહાત્મા શ્રી સ્થૂલભદ્રજી વગેરેની તેમજ દાદા સાહેબની પણ પાદુકાઓ છે.

આ દાદાવાડીમાં કલકત્તાનો વરઘોડો ઉતરે છે સ્વામીવાત્સલ્યનું જમણ થાય છે. કલકત્તાના જૈનો પણ અવારનવાર અહીં જમણ—સ્વામિવાત્સલ્યાદિ માટે આવે છે.

૬. આ મંદિરજીની બાજુમાં જ કપૂરચંદજી સોળા બાબુનું શ્રી ચંદ્રપ્રભુનું મદિર છે, જે વિશાલ અને સુદર છે.

૭. બાબુ બદ્રીદાસ પ્રતાપચંદનુ ઘર દેહરાસરજી હેરીસન રોડના મેઠા ઉપર છે. આ ઘરદેરાસરમાં શ્રી શાંતિનાથની પ્રતિમા છે.

૮. બાંસતલ્લા સ્ટ્રીટમા હીરાલાલ મુન્નાલાલના મકાનમાં કેસરીયાનાથજીનું ઘરમંદિર છે.

૯. માધવલાલ બાબુનું શ્રી સંભવનાથનું ઘર-દેરાસર

૧૦. શિખર પાડામાં હીરાલાલ સુકીમના મકાનમાં શ્રી પાર્શ્વનાથનું દેરાસર

૧૧. મુર્ગીહટામાં ટાવર સામે માધવલાલ બાબુનું સંભવનાથનું ઘર-દેરાસર

૧૨ ધરમતલા સ્ટ્રીટમાં આવેલ ઇંડીયન મીરર સ્ટ્રીટમાં કુમારસિંહ હોલમાં બાબુ પુરનચંદ્રજી નહારનું ઘરમંદિર છે, જેમાં મૂલનાયક શ્રી આદિનાથની સુંદર પ્રતિમા છે. પાસેની બીજી દેરીમાં શ્રી શાંતિનાથજી ભગવાનની સ્ફટિકની પ્રતિમા છે, જમણી બાજુ શ્રી આદિનાથજીની સ્ફટિકની પ્રતિમા છે અને ડાબી બાજુ શ્રી મહાવીરપ્રભુની સ્ફટિકની મૂર્તિ છે આ પ્રતિમાઓ સુંદર, ભવ્ય, વિશાલ અને દર્શનીય છે. ધાતુ-મૂર્તિઓ પણ સારી અને પ્રાચીન છે.

આ સિવાય ત્યાં રહેલ ગુલાબકુમારી લાયબ્રેરીમાં પ્રાચીન હસ્તલિખિત સુંદર સચિત્ર પ્રતો, ચિત્રરહિત સાદી પ્રતો, સુવર્ણાક્ષરી પ્રત, તથા અર્વાચીન પુસ્તકોનો સુંદર સંગ્રહ છે. પુરાતત્ત્વ વિભાગમાં અનેક શિલાલેખોની કોપીઓ, સિક્કાઓ, મથુરાનાં ચિત્રોની પ્રતિકૃતિ, કેટલાંક બાવલાં,-મૂર્તિઓનો સુંદર સંગ્રહ છે. એક જૈનગૃહસ્થને ત્યા આવો સુંદર સગ્રહ ખરે જ આશ્ચર્યજનક છે. કલકત્તા

કુંડલપુર (નાલંદા) જિનાલયનું ભવ્ય શિખર.

આવનાર દરેક જૈને આ સરસ્વતી મંદિરનાં જરૂર દર્શન કરવાં જ* જોઇએ.

તેમજ સુપ્રસિધ્ધ દાનવીર ઉદ્યોગપતિ શ્રીયુત્ બહાદુરસિંહજી સિંઘીનો સંગ્રહ કે જેમાં પ્રાચીન સિક્કાઓ-ચિત્રો-સુવર્ણચિત્રો, હસ્તલિખિત પ્રતો-સચિત્ર પ્રતો વગેરે જોવા લાયક છે

આ સિવાય સુપ્રસિધ્ધ વૈજ્ઞાનિક ભારતીય સુપુત્ર શ્રીયુત્ જગદીશચંદ્ર બોઝની લેબોરેટરી, કલકત્તાનું મ્યુઝીયમ, અજાયબઘર, ચિડીયાખાનું, કલકત્તા યુનિવર્સીટીહોલ, બીજા સરકારી મકાનો, મલીકબીલ્ડીંગ, વિકટોરીયા મેમોરીયલ, આક્ટરલ્યોનીમોન્યુમેન્ટ કિલ્લો, ઇન્ડીયન ગાર્ડન, ઇમ્પીરીયલ લાયબ્રેરી જેમાં હસ્તલિખિત ઘણાં પુસ્તકો છે, જૈનસાહિત્ય પણ તેમાં ઘણું છે, ધર્મરાજીકચૈત્ય (બૌધ્ધવિહાર), બંગીયસાહિત્ય પરિષદ, બોટેનિકલ ગાર્ડન, વિવેકાનદ મઠ, બ્લેક હોલ, (જો કે તે કલ્પિત કહેવાય છે) કાલીમંદિર વગેરે વગેરે સ્થાનો જેમને શોખ અને સમય હોય તેમને જોવા જેવાં છે.

કલકત્તાના જૈનો માટે ગૌરવભર્યો પ્રસંગ કાર્તિકી પુનમનો (પૂર્ણિમા) છે. આ પ્રસંગનો લાભ અમોને મળ્યો. આ મહોત્સવ એટલે જૈન સમાજની શ્રદ્ધાનો જ્યોતિપુંજ. બંગાળનું પૂર્ણ જૈનત્વ આ મહોત્સવ સમયે અપૂર્વ રીતે પ્રકાશે છે, અઢારે આલમના લોકો આ મહોત્સવ જોવા માટે અહીંયા ભેગા થાય છે અને વરઘોડાની તૈયારીઓ આઠ દિવસ અગાઉથી કરવામાં આવે છે. શહેરના તોલાપટીકંટ સ્ટ્રીટના શ્રી શાંતિનાથ ભગવાનના દેરાસરથી આ વરઘોડો નીકળે છે. આગળ જતાં દિગંબરોનો વરઘોડો ભેગો થાય છે. મોઢા આગળ શ્વેતાંબરોનો અને તેની પાછળ દિગંબરીનો એમ ચાલે છે. તેનો વિસ્તાર એક માઇલ કરતાં વધારે થાય છે. અમુક જગ્યા સુધી બન્ને વરઘોડા સાથે ચાલ્યા બાદ તે જુદા પડી જાય છે. શ્વેતાંબરોનો ઇન્દ્રધ્વજ એટલો બધો ઊંચો છે કે તેને આગળ ચલાવવા માટે થોડા વખતને માટે તાર, ટેલીફોન અને ટ્રામના સેંકડો દોરડાં કાપી નાખવામાં આવે છે પોલીસ ખાતું, યુરોપીઅન પોલીસ અમલદારો સહિત વરઘોડાના રક્ષણ માટે સારી સંખ્યામાં રોકાય છે. વરઘોડામાં સામેલ થનાર ક્રોડપતિ બાબુઓ અને તમામ જૈન ઉઘાડે પગે ચાલે છે અને શ્રી ધર્મનાથ પ્રભુની પાલખી ઉપાડવાનો લાભ હોંશથી લે છે. વરઘોડો ચારેક માઇલ ફરી દાદાવાડીના મંદિરે આવે છે જ્યાં મહોચ્છવ ઉજવી સ્વામિવાત્સલ્ય કરવામાં આવે છે શ્વેતાંબરી વરઘોડો ત્રણ દિવસ ત્યાં સ્થિરતા કરી પાછો શહેરમાં કારતક વદી ૨ ના રોજ આવે છે. દિગંબરી વરઘોડો પાછો કારતક વદી ૫ ના રોજ આવે છે. વરઘોડો ચાલતાં દરમ્યાન ટ્રામ, મોટર લોરીઓ, ઘોડાગાડી

* કમનસીબે બાબુજી શ્રીયુત પુરનચંદજી નહારના સ્વર્ગવાસ પછી તેમના પુત્રોએ પુસ્તકસંગ્રહ વગેરે વેચી નાખ્યાનું સાંભળ્યું છે બાગ ને જિનમંદિર તો દર્શનીય છે.

વિગેરે તમામ વહેવાર તે રસ્તે બંધ થઈ જાય છે અને વરઘોડાની અંદર ખોટી રીતે ઘુસી ન જાય તે માટે બંને બાજુ પાંચ પાંચ ફુટને અંતરે વાવટા ઝાલી લાલ દોરી દરેક વાવટા સાથે ભીડાવી માણસો ઊભા રહે છે. આ વાવટા રંગબેરંગી સાટીન અતલસ વીગેરે સુંદર કપડાનાં અને સોનેરી રૂપેરી ઝાલરવાળા હોય છે, તેના વાંસડાઓ કેટલાક ચાંદીના ખોળાવાળા હોય છે. વરઘોડો બરાબર સવારે ૧૧॥ વાગ્યે નીકળે છે અને સાંજરે સાડાચાર વાગ્યે નિર્ણય કરેલા મુકામે પહોંચે છે. વરઘોડાવાળા રસ્તાની બન્ને બાજુનાં મકાનોના તમામ માળા ઉપર અને છાપરાંઓ ઉપર સંખ્યાબંધ માણસો વરઘોડો જોવા, નીચે પડી જવાની ધાસ્તી બાજુએ મૂકીને, બેઠેલા જોવામાં આવે છે.

## કાસીમબજાર

કલકત્તા યાત્રા કરી આ પ્રદેશની મુખ્ય જૈન પુરી અજીમગંજના જિનમંદિરોનાં દર્શન કરવા યાત્રાળુઓ અજીમગંજ આવે છે.

સાધુઓને તો કલકત્તાથી વિહાર કરતાં રસ્તામાં ઘણાં સ્થાનોએ અહિંસાપ્રચારના સ્થાનો આવે છે. અજીમગંજ આવતાં મુર્શિદાબાદની પહેલાં કાસીમ બજાર આવે છે. અહીં પહેલા સુંદર ત્રણ જિનમંદિરો અને ત્રણસો શ્રાવકોનાં ઘર હતા. અત્યારે તો એક જિનમંદિરનું ખંડેર ઊભું છે. અહીંથી પ્રતિમાજી અજીમગંજ લાવ્યા છે. પં. સૌભાગ્યવિજયજી પોતાની તીર્થમાલામાં કાસીમ બજારમાં એક વિશાલ જિનમંદિર હોવાનું લખે છે, જુઓ—

> મક્ષુદાબાદથી આવ્યા કાસમ બજારે ભાવ્યા હો,
> ભાગીરથી તીહા ગંગા પશ્ચિમ દિશિ મનરંગા હો. સુ. ૪
> તિહાં જીણહર એક વિશાલ, પ્રભુ ચરણ રસાલહો; સું. (પૃ. ૮૪)

બાબુ બુધ્ધિસિંહજી દુધેરીયાએ આ મંદિરનો જીર્ણોધ્ધાર કરાવ્યાનો ઉલ્લેખ મળે છે પણ અત્યારે તો મંદિર ખંડિયેરરૂપે જ ઊભું છે. ત્યાંથી મુર્શિદાબાદ જવાય છે.

## મુર્શિદાબાદ–(મક્ષુદાબાદ)

મુગલાઇ જમાનામાં આ શહેર ઘણું જ આબાદ હતું અને અનેક કોટ્યાધીશ જૈનો વસતા હતા. બંગાલની તે સમયની રાજધાની હતી. જગતશેઠ જેવા નામાંકિત પુરુષ અહીંજ ગૌરવ અને વૃધ્ધિ પાસેલા આજ તો એ વૈભવવંતી રાજધાની ખંડિયેરરૂપે ઊભી છે. પુરાણા રાજમહેલો; સહસ બારી ( જેમાં એક હજાર બારીઓ છે) પુરાણાં મોગલ જમાનાના ચિત્રો, સિક્કા, હથિયારો; તથા લેખોનો સંગ્રહ વગેરે જોવા યોગ્ય છે આ નગરીના જૈનોની પુરાણી સાહ્યબીનું વર્ણન જૈન સાધુઓએ આપ્યું છે, જેની ટૂંકી નોંધ આપું છું.

" કોટીધ્વજ કોઈ સહસ રે રેશમીની કોઠી ઉછાહ રે "
" કોસ દોઢસો જાણુજો પટણાથી એ ગામ
સેયંવરા આસંવરા, સહુ રહે એક ઠામ. ॥ ૧ ॥
જીણુ ગામે જિનરાજને શ્રાવક સેવે નિત
ગુણુવંતા ગુરૂની ભક્તિ કરે ઉદારક ચિત્ત ॥ ૨ ॥
મક્ષુદાબાદ મઝાર શ્રાવક સઘલા સુખકાર હો; સુન્દર સુગુણુજયોજી
ઓસવંશ સિરદાર દાની ખણુ ઉદાર હો, સું. ॥ ૧ ॥
વીર ધીર વિખ્યાતા ધરમી ને સુપાત્રદાતા હો
વંદ્યા શ્રી ગુરૂના પાય હરખ્યા હીયડામાંહિ હો. સું ॥ ૨ ॥
આજે ત્યાં એક પણ શ્રાવકનું ઘર નથી

## મહિમાપુર

મુર્શિદાબાદથી મહિમાપુર ૧॥ માઈલ દૂર છે. અહીં ભારતબન્ધુ ભારતદીપક જગતશેઠના વંશજ રહે છે. જગતશેઠનું કસોટીનું જૈનમંદિર બહુ જ પ્રસિદ્ધ છે. આખા ભારતવર્ષમા કસોટીનું મંદિર જૈનોનું જ છે. આ મંદિરમાં પહેલાં હીરા, પન્ના, નીલમ, માણેક અને કસોટીની મૂર્તિઓ હતી. આ કસોટીનું મંદિર પહેલાં ગંગાનદીના કિનારે હતું. એની ભવ્યતા અને રચના માટે આખા હિન્દુસ્તાનમાં આ મંદિર અજોડ ગણાતું હતું પરન્તુ ભાગીરથીના ભીષણ પુરપ્રવાહમાં આ ભવ્ય મંદિર, જગતશેઠનો બંગલો અને લક્ષ્મીદેવી વગેરે બધું દણાઈ ગયું. પાછળથી મંદિરની દિવાલો, ખંભા વિગેરે મળ્યાં તે એકઠું કરી હાલનું નાનું નાજુક કસોટીનું મંદિર બનાવ્યું છે. અંદર જિનમૂર્તિઓ ભવ્ય અને દર્શનીય છે. જૈનધર્મના વીર પુરુષની, ભારતના સુપુતની અને મહાન્ કુબેરભંડાર જગતશેઠની સ્થિતિમાં આજે આકાશ પાતાળનું અંતર છે છતાંયે એમનું ગૌરવ અને મહત્તા ઓછા નથી.

જગતશેઠનું કસોટીનું મંદિર તેમાં મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથજીની શ્યામસુંદર પ્રતિમાજી છે જમણી બાજુ શ્રી સુમતિનાથજીની પ્રતિમાજી પણુ શ્યામ છે. અને ડાબી બાજુ શ્રી નેમિનાથજીની પ્રતિમા પણુ નીચે રત્નની સફેદ પ્રતિમા શ્રી કુંથુનાથજીની છે. અને હીરા, પન્ના, માણેક, નીલમ અને કસોટીની મૂર્તિઓ તેમના ધર્મશ્રદ્ધા અને વૈભવનું જીવંત દૃષ્ટાન્ત છે તેમજ ભૂતકાળમાં મણિનો પલંગ શાહજહાનના મયૂરાસનની પ્રતિકૃતિ આદિ પણુ તેમના વૈભવની યાદી કરાવે છે. મુગલાઈ જમાનામાં ભેટ એમને ત્યાં હતી અત્યારે વર્તમાન જગતશેઠ પણુ ધર્મશ્રદ્ધાળુ અને સજ્જન છે

* કેટલાક ઇતિહાસલેખકોએ જૈનજગતના આ સિતારા માટે ઘણો અન્યાય કર્યો છે, એઓ જૈન હોવાના કારણે વધારે નિંદાયા છે. તેમનો સાચો ઇતિહાસ તો તેમના વંશજો પાસેથી મળે તેમ છે પરન્તુ જગતશેઠ (બંગાળી) અને ભારતમાં અંગ્રેજ રાજ્ય આ પુસ્તકોએ પ્રામાણિક ઇતિહાસ આપવા પ્રયત્ન કર્યો છે જુઓ.

હાલની અંગ્રેજ સરકાર તેમના દાદીમાને વર્ષાસન આપતી અને જગતશેઠની ખુરશી પણ અલગ રહેતી, હમણાં તે પણ બંધ કર્યું છે.

અહિમાપુરથી કટગોલા ા માઈલ દૂર છે.

## કટગોલા

વિશાળ સુંદર બગીચામાં શ્રી આદિનાથ પ્રભુનું ભવ્ય મંદિર છે. મૂલનાયક શ્રી આદિનાથજીની પ્રતિમાજી ચમત્કારી અને પ્રભાવશાળી છે. તેના ઉપર જે લેખ છે તેટલી એ પ્રાચીન મૂર્તિ નથી. અક્ષરો પણ નવીન લીપીના જ છે. પન્નાની પ્રતિમા, પન્નાની પાદુકા, સોના ચાંદીની મૂર્તિઓ મૂલગભારામાં છે તેમજ સફેદ સ્ફટિકની સુંદર ત્રણ મૂર્તિઓ દર્શનીય છે. બાબુ લક્ષ્મીપતસિંહજીએ આ સુંદર જિનમંદિર અને બગીચો બનાવ્યો છે.

ત્યાંથી બાલુચર ચાર કોશ દૂર છે.

## બાલુચર

અહીં ચાર મંદિરો અને ૫૦ ઘર શ્રાવકોનાં છે. મંદિરોમાં શ્રી સંભવનાથ પ્રભુ, અરનાથ પ્રભુ, વિમલનાથ પ્રભુ, તથા આદિનાથ પ્રભુનાં ચાર મંદિરો છે. મંદિરો વિશાલ અને ભવ્ય છે. અહીંથી ા થી ાા માઈલ દૂર કીર્તિબાગમાં પાર્શ્વનાથભગવાનનું મંદિર છે. ત્યાં કસોટીની સુંદર મૂર્તિ છે. આ પ્રતિમાજી જગતશેઠના મંદિરમાંથી આવી હશે એવું અનુમાન કરાય છે. અહીંથી ગંગાના સામે કાંઠે ાા માઈલ દૂર અજીમગંજ છે.

## અજીમગંજ

કલકત્તાથી હાવરા થઈ અજીમગંજ સ્ટેશને ઉતરી યાત્રાળુઓ શ્વે. ધર્મશાળામાં આવે છે. અહીં આવનાર દરેક જૈન યાત્રીઓને પ્રથમ દિવસના જમણનું નિમંત્રણ બાબુજી સુરપતસિંહજી દુગડ તરફથી હોય છે.

અજીમગંજ અને બાલુચરની વચમાં નદી છે. યાત્રિકોને હોડીમાં બેસી સામે પાર જવું પડે છે અહીં શ્રાવકોનાં ૮૦ ઘર છે. તેમની ધર્મ ભાવના અને શ્રદ્ધા પ્રશંસનીય છે. જૈન પાઠશાળા, કંન્યાશાળા ચાલે છે. ઉપાશ્રય છે, યતિજી પણ રહે છે. જ્ઞાનભંડાર પણ છે. અહીં કુલ ૧૧ જિનમંદિરો છે જેનો ટૂંક પરિચય આ પ્રમાણે છે—

(૧) પદ્મપ્રભુનું (૨) ગોડીજી પાર્શ્વનાથજીનું ઘર દેરાસરજી (૩) સુમતિનાથજીનું (૪) પાર્શ્વનાથજીનું ઘર દેરાસર (૫) ચિંતામણી પાર્શ્વનાથજીનું (૬) નેમનાથજીનું આ દેરાસર મોટું છે. તેમાં નેમિનાથ પ્રભુજીની ત્રિગડા ઉપર સુંદર શ્યામ ત્રણ પ્રતિમાઓ છે. નવપદજીની પાંચ રત્નની પ્રતિમાઓ છે. (૭) શામળીયા પાર્શ્વનાથ-

જીનું રામબાગનું સુંદર મંદિર (૮) રામબાગનું બુદ્ધિસિંહજી બાબુવાળું મંદિર, શ્રી ચિંતામણી પાર્શ્વનાથજીનું મંદિર, અહીં રત્નોની ચાર પાદુકાઓ છે. (૯) રામબાગનું અષ્ટાપદજીનું મંદિર, આમાં મૂલનાયકજી શ્રી પાર્શ્વનાથજી છે. આ મંદિરમાં આઠ આઠની લાઇનમાં ચોવીશ તીર્થંકરની ચોવીશ પ્રતિમાઓ છે વચમાં પચીશમી શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમા છે (૧૦) સંભવનાથજીનું મંદિર, મૂલનાયકજી શ્રી સંભવનાથજી છે. મૂલનાયકજીની ભવ્ય વિશાલ મૂર્તિ છે; અહીં ધાતુમૂર્તિઓ પણ ઘણી છે અહીં એક પન્નાની શ્રી મલ્લિનાથજીની લીલારંગની, ચોવીશ રત્નની સફેદ રંગની, તેર પ્રતિમાઓ કસોટીની શ્યામ રંગની અને પચાસ ચાંદીની મૂર્તિઓ છે. આ બધી મૂર્તિઓ દર્શનીય છે. (૧૧) શાંતિનાથ પ્રભુનુ મંદિર–મૂલનાયકજી શ્રી શાંતિનાથજીની પ્રતિમા પાનાના લીલા રંગની છે. બન્ને બાજુ સ્ફટિકની સફેદ પ્રતિમાઓ છે.

અહીં નવલખાજીના બગીચામાં સફેદ ગુલાબ, કમલ વગેરે થાય છે અને પ્રભુપૂજામાં વપરાય છે. અહીંનાં બધાં મંદિરો દર્શનીય છે.

## ક્ષત્રિયકુંડ

નવાદા સ્ટેશનથી ૩૨ માઈલ, લખીસરાઈ જંક્શનથી ૨૨ થી ૨૪ માઈલ અને ચંપાપુરીથી થોડા માઈલ દૂર સ્થાન છે. કાકંદીથી ૧૦ માઈલ દૂર છે. નવાદાથી તો ગૃહસ્થોને મોટર દ્વારા અહીં આવતાં વધારે અનુકૂળતા છે. લખીસરાઈથી સીકંદરાજ જતી સડકથી આ સ્થાન દૂર છે. સડક રસ્તે કાકંદી થઈને જતાં ૧૮ માઈલ આવ્યા પછી કાચે રસ્તે ક્ષત્રિયકુંડ જવાય છે.

ક્ષત્રિયકુંડ ભગવાન શ્રી મહાવીર દેવના જન્મસ્થાન તરીકે બહુ પ્રસિદ્ધ છે. અહીં ક્ષત્રિયકુંડને બદલે "જન્મસ્થાન" નામ વધારે મશહૂર છે. જૈન મંદિર અહીંથી પાંચ માઈલ દૂર છે.

ક્ષત્રિયકુંડ જતાં પહેલાં લછવાડ ગામમાં રહેવું પડે છે. આ નગર લિચ્છવી રાજાઓની રાજધાની તરીકે પ્રસિદ્ધ છે. લછવાડમાં એક સુંદર વિશાલ શ્વેતાંબર ધર્મશાળા અને અંદર શ્વેતાંબર જૈન મંદિર છે. બહાર વિશાલ કમ્પાઉન્ડ છે. મંદિરમાં શ્રી વીર પ્રભુની સુન્દર પ્રતિમા મૂલનાયક છે. ધર્મશાળા જૂની અને તૂટેલી છે. કહે છે કે–જ્યારથી થઈ ત્યારથી જ તે અધૂરી જ રહી છે. ધર્મશાળાનું કામ ઘણા વખતથી અવ્યવસ્થિત છે. ધર્મશાળાથી ત્રણ માઈલ દૂર પહાડ છે. જતાં વચમાં ચોતરફ પહાડી નદીઓ અને જંગલો આવે છે. રસ્તો બિહામણો લાગે છે. એકાકી આદમીને ડર લાગે તેવું છે. એક ને એક જ નદી છથી સાત વાર ઉલ્લંઘવી પડે છે. નદીમાં ચોમાસા સિવાય પાણી રહેતું નથી. રસ્તામાં પત્થર અને કાંકરા ઘણા આવે છે. પહાડની નીચે તલાટીમાં બે નાના જિનમંદિરો છે તે સ્થાનને જ્ઞાતખંડવન કહે છે (હાલમાં કુંડઘાટ કહે છે). અહીં પ્રભુની દીક્ષાનું સ્થાન બતાવાય છે અર્થાત્ આ દીક્ષા કલ્યાણકનું સ્થાન છે. તલાટીમાં

જાતું અપાય છે. (તે તલાટીનું મકાન હમણાં નવું કરાવ્યું છે.) પહાડ ઉપરનો ચઢાવ કઠણ અને કંઇક વિકટ પણ છે. દેગઢાની, ડિંહુઆની, સકસકીઆની, અને ચીકનાની આદિ સાત પહાડી વટાવવી પડે છે. કુલ ત્રણ માઇલનો ચઢાવ છે. લછવાડ ગામથી કુલ ૭ માઇલ છે. દૂરથી મંદિરનું શિખર (લીલા પાનાના રંગનું) ધવલ દેખાય છે. મંદિરની નજીકમાં એક નિર્મળ મીઠા પાણીનો ઝરો છે. પાણીનો ખળખળ શબ્દ બહુ દૂર સુધી સંભળાય છે. દૂરથી આનો દેખાવ પણ રળીયામણો લાગે છે. કહે છે કે ગમે તેવા દુષ્કાળમાં પણ આ ઝરાનું પાણી ખૂટતું નથી.

મંદિર મજબૂત અને ઊંચા ગઢની અંદર આવેલું છે. મંદિરજીની બહાર ચોતરફ જંગલ જ છે જેથી વાઘ આદિ હિંસક પ્રાણીઓનો ભય રહે છે, પરંતુ મંદિરજીનો કોટ વગેરે મજબૂત છે જેથી અહીં રહેનારને કોઇ જાતનો ડર નથી રહેતો.

મંદિરજીમાં પરમ શાંતિદાયક આહ્લાદક વિઘ્નનિવારક શ્રીવીરપ્રભુની સુંદર પ્રતિમા છે. દર્શન કરવાથી બધો થાક ઉતરી જાય છે. યાત્રીઓને પૂજા આદિની સગવડ સારી છે. અહીંથી એક નવો રસ્તો મળે છે જે નવાદ રોડને મળી જાય છે. આ રસ્તે મોટર ઠેઠ મંદિરજી નજીક આવી શકે છે.

જે ક્ષત્રિયકુંડની યશગાથા, વૈભવ અને સમૃદ્ધિનું વર્ણન જૈન ગ્રંથોમાં મળે છે તે નગરમાં આજે ઝાડવાં ઊગ્યાં છે. માનવીઓને બદલે હિંસક પશુઓ વસે છે અને પક્ષીઓ કલ્લોલ કરે છે. માત્ર એ સ્થાન અને ભૂમિ છે. મંદિરજીમાં મૂર્તિ ઘણા સમય સુધી ગભારામાં બિરાજમાન હતી. હમણાં જ પ્રતિષ્ઠા થઇ છે.

હાલ જે ઠેકાણે આપણું મંદિરજી છે ત્યાંથી ત્રણેક માઇલ દૂર ઉત્તરે લોધાપાણી નામનું સ્થાન છે, જે મૂળ જન્મકલ્યાણક સ્થાન કહેવાય છે. ત્યાં જવાનો રસ્તો બહુ કઠણ છે. ત્યાં જતાં વચમાં છાતી સુધી ઊંચું ઘાસ વચમાં આવે છે, તેમ રસ્તા પણ ઘસાઇ ગયેલા છે એટલે અમે તો ન જઇ શકયા, પરંતુ ત્યાં એક મોટો ટીલો છે. ચોતરફ ફરતો કિલ્લો છે. અંદર મંદિરજીનાં ખંડિયેરો છે. ત્યાં એક વિશ્વાસુ અનુભવી માણસ મોકલી મુનિમજીએ ત્યાંની ઈંટો મંગાવી હતી. નાલંદા વિદ્યાપીઠ ખોદતાં જેવી અને જેવડી મોટી ઈંટો નીકળી છે, તેવડી મોટી ઈંટો અહીં પણ નીકળે છે જે અમે નજરે જોઇ. પ્રાયઃ બે હજાર વર્ષની પુરાણી ઈંટો છે મૂળ જન્મસ્થાનનું મંદિર પહેલાં આ સ્થાને હતું એમ સાંભળ્યું. બસો વર્ષ પહેલાં પણ અહીં તો આ જ સ્થિતિ હતી. તે વખતે પણ લોધાપાણીનું મૂળ સ્થાન અલગ જ હતું અને યાત્રીઓ પણ થોડા જ જતા હતા. તે વખતના વિદ્વાન યાત્રી જૈન સાધુ તે સમયનું વર્ણન આ પ્રમાણે આપે છે.

ઢાળ ૫

"ખાંતિ ખરી ખત્રીકુંડની જાણી, જનમકલ્યાણ હો વીરજી
ચૈત્રી સુકલ તેરસી દિને યાત્રા ચઢી સુપ્રમાણ હો વીરજી. (૧)

કુસુમ કલિમની મોકલી બિમણા દમણાની જોડી હો,
તલહટ ઇ દોય દેહરા પૂજ્યા જી નમની કોડિ હો. વી. ૪
સિદ્ધારથ ઘર ગિરિ શિરિ તિહાં વરુ એક બિંબ હો,
બિહું કોશે બ્રહ્મકુંડ છઇ વીરહમૂલ કુટુંબ હો. વી. ૫
પૂજીઅ ગિરથકી ઉતર્યા ગામિ કુમારિય જાય હો,
પ્રથમ પરિષહ ચઉતિરઈ વંદ્યા વીરના પાય હો. વી. ૬

× × ×

હવઈ ચાલિયા ક્ષત્રીકુંડ મનિ ભાવ ધરીજઈ,
તીસ કોસ પંથઇ ગયા દેવલ દેખીજઇ
નિરમલ કુંડી કરી સનાન ધોઅતિ પહિરીજઇ,
વીરનાહ વંદી કરી મહાપૂજ રચીજઈ
બાલપણિ ક્રીડા કરીએ દેખી આમલી રૂંખરાય
સિધ્ધારથ ઘરઈ નિરખેષતાં
દોઇ કોસ પાસિઈ અચ્છઈ મહાણુ કુંડગામ
– તસ દેવાણંદાતણી કૂખી અવતરવા ઠામ.
તે પ્રતિમા વંદી કરી સારિયા સવિ કામ;
પંચ કોસ કાકદ નયર શ્રી સુવિધહ જન્મ.
(શ્રી હંસસોમવિરચિત. પૃ ૧૮

× × × ×

કોસ છત્રીસ વિહારથી ચિ. ક્ષત્રિયકુંડ કહેવાય,
પરવત તલહટીયેં વસે ચિ. મથુરાપુર છે જાય.
કોશ દોય પરવત ગયાં ચિ. માહણકુંડ કહે તાસ,
ઋષભદત્ત બ્રાહ્મણતણો ચિ. હુંતો તિણે ઠામે વાસ
હિવણાં તિહાં તટની વહે ચિ. ગામઠામ નહિ કોય;
જીરણ શ્રી જિનરાજના ચિ. વરુ દેહરા દોય.
તિહાંથી પરવત ઉપરિ ચઢયા ચિ. કોશ છીમે છે ચ્યાર,
ગિરીકડખે એક દેહરો ચિ. વીર બિંબ સુખકાર.
તિહાંથી ક્ષત્રિકુંડ કહે ચિ. કોસ દોય ભૂમ હોય;
દેવલ પૂછી સહુ વદે ચિ. પિણ તિહા નાંવ જાયે કોય.
ગિરિ ફરસીને આવીયા ચિ. ગામ [illegible] નામ,
પ્રથમ પારસહ વીરને ચિ. વડ તણે છે તે ઠામ.
( શ્રી સૌભાગ્યવિજયજી પૃ. ૯૩ )

કવિઓના કથન પ્રમાણે આજે પણુ એ જ સ્થાન પ્રવર્તે છે. આ તીર્થના જીર્ણોદ્ધાર માટે પ્રયત્ન ચાલે છે.

## વર્તમાન સ્થિતિ

અત્યારે ક્ષત્રિયકુંડ ગ્રામ તદ્દન નાનું ગામડું છે. આ ગામ પહેલાં પહાડ ઉપર જ વસેલું. અત્યારે પણ તેમજ છે. નાનું ગામડું. ત્યાં વિદ્યમાન છે. અહીં પ્રભુની બાલક્રીડાની સ્મૃતિરૂપ આમલીના ઝાડ પણ હતાં. અહીં નવાદાથી સીધી મોટર આવી શકે તેવો રસ્તો છે. તે વખતનાં બીજાં જે ગામોનાં નામો હતાં તે નામનાં ગામો અત્યારે પણ વિદ્યમાન છે. જેમકે કુમારગામ, મહાણકુંડગામ, મોરાક, કોનાગ ( કોલ્લાગ ) વગેરે છે.

શ્રી વીર પ્રભુએ દીક્ષા લીધા પછી પ્રથમ કુમારગામમાં રાત્રિ ગાળી હતી તે ગામ અત્યારે છે; તે મહાણકુંડ ગ્રામ પણ અત્યારે છે જેમાં એકલા બ્રાહ્મણો જ વસે છે. કોનગ એ જ કોલ્લાગસન્નિવેશ છે, જ્યાં પ્રભુને પ્રથમ ઉપસર્ગ થયો હતો, તે આ સ્થાન લાગે છે. આ સ્થાને જિનમંદિર હતું. કુમાર ગ્રામમાં પણ જિનમંદિર હતું. અત્યારે ત્યાં મંદિર તો છે જ પરન્તુ તેમાં જિનેંદ્રદેવની પ્રતિમાજી નથી. તેને સ્થાને અન્યદેવની મૂર્તિ બેસાડવામાં આવેલી છે તેમજ ક્ષત્રિય કુંડથી પૂર્વમાં ૬॥ માઈલ દૂર મહાદેવ સીમરીયા નામનું ગામ છે. અહીં પહેલાં જિનમંદિરો હતાં પરન્તુ જૈન વસ્તીના અભાવે ત્યાંની જૈન મૂર્તિઓ પાસેના તળાવમાં નાખી દીધાનું અને તેને બદલે શિવલિંગ અને બુદ્ધમૂર્તિ આવી છે. અહીં પણ બ્રાહ્મણોનું જોર છે. તેમજ અગ્નિખૂણામાં બસણુટ્ટા (વૈસ્યપટ્ટી) ગામ છે આ બધા સ્થાને જિનમંદિરો હતાં, જૈનોની વસતી હતી. આ બધું હાલ માત્ર સ્મૃતિ રૂપ છે. આ આખો પ્રાંત જૈનોથી ભરેલો હતો. સમયે તેમને અન્યત્ર જવાની ફરજ પાડી જેના પરિણામે ત્યાંથી જૈનોનો અભાવ થયો, પરન્તુ હજીયે વીરપ્રભુની પૂજા અને જૈનત્વના સંસ્કાર રહ્યા છે. ભલે તે છાયામાત્ર છે પણ કેઇ સમર્થ જૈનાચાર્ય આ પ્રદેશમાં વિચરે તો ઘણો લાભ થાય તેમ છે.

કેટલાક મહાશયો આ સ્થાનને સ્થાપના તીર્થ માને છે અને કહે છે કે ખરૂ તીર્થ જન્મસ્થાન તો પટણાથી ઉત્તરે ગંગાપાર ૧૨ કોસ મુજફ્ફરપુર જીલ્લામાં ગંડકી નદીના કાંઠે બોસાઢપટ્ટી ગામ છે, જેને વિશાલા નગરી કહે છે. ત્યાં હમણાં ખોદકામ ચાલુ છે. ત્યાં ક્ષત્રિયકુંડગ્રામ, બ્રાહ્મણગ્રામ, વાણિજ્યગ્રામ, કુમારિયગ્રામ, જ્ઞાતવન, આમલકી ક્રીડાના સ્થાન વિગેરે પ્રાચીન સ્થાનો ત્યાં હોવાની માન્યતા છે પરંતુ અમે જે સ્થાન અને જે સ્થિતિ ઉપર્યુક્ત સ્થાનકે જોઇ છે તેથી તે મહાનુભાવોની આ માન્યતા સંદેહજનક છે. લગભગ સાડાત્રણસોથી ચારસો વરસ પહેલાથી આપણે આ સ્થાનને ક્ષત્રિયકુંડ માની તીર્થરૂપે માનતા આવ્યા છીએ. તે વખતના વિદ્વાન યાત્રી સાધુઓએ પણ આ જ સ્થાનને તીર્થરૂપ માન્યું છે.

અહીંથી પગરસ્તે પાવાપુરી જતાં મહાદેવ સમરીયા વચમાં આવે છે ત્યાં પહેલાંનું જિનમંદિર કે જે અત્યારે શિવાલય થયું છે તે જોયું. રસ્તામાં પહાડી

રસ્તો, વીરપ્રભુના વિહારસ્થાનો-વિહારભૂમિનું અવલોકન કરતાં કરતાં નવાદા જવાય છે.

## ગયાજી

પાવાપુરીથી ઉત્તરે ૩૯ માઇલ ગયાજી છે. બનારસથી કલકત્તા જતાં વચમાં જ ગયા જંકશન આવે છે. વૈષ્ણવો અને શૈવોનું પ્રસિદ્ધ તીર્થધામ છે. ફલ્ગુના કિનારે પોતાના પૂર્વજોને પિતૃપિંડ દેવા અનેક ભક્તો અહીં આવે છે. અહીં પંડાઓનું ઘણું જોર છે. ખાસ તેમનાથી સાવધાન રહેવાની જરૂર છે. ત્યાંથી બુદ્ધ ગયા ૫ માઇલ દૂર છે.

## બુદ્ધગયા

મૂળ તીર્થ તો બૌદ્ધોનું કહેવાય છે પરન્તુ બૌદ્ધોના ભારતમાંથી દેશનિકાલ થવા પછી શંકરાચાર્યજીના સમયથી આ સ્થાન શંકરાચાર્યના તાબામાં ગયું છે. મૂર્તિ તો બુદ્ધની છે પરન્તુ હિન્દુઓ એમ કહે છે કે-બુદ્ધદેવ અમારા એક અવતાર થયા છે. અહીં હમણાં કેટલાએ સૈકાથી શંકરાચાર્યજીનો કબ્જો છે. વહીવટ તેમના જ હાથમાં છે. અહીં તેમની પાસે જૈનમૂર્તિઓ છે જે અમને દેખાડી. કુલ ચાર જૈન મૂર્તિઓ છે. અહીં નેપાલ ભુતાનના, સિલોનના, રંગુનના, ચીન અને જાપાનના યાત્રીઓ અને બૌધ્ધસાધુઓ આવે છે.

અહીંથી ડોભી થઇ ભદ્દિલપુર જવાય છે.

## કાકંદી

અહીં સુવિધિનાથ પ્રભુનાં ચ્યવન,*જન્મ, દીક્ષા અને કેવલજ્ઞાન આ ચાર કલ્યાણક થયાં હોય તેમ કહેવાય છે. આને ધન્નાનગરી પણ કહે છે. (ધન્ના શાલિભદ્ર નહિં) આ સ્થાનનો વિશેષ ઇતિહાસ મળતો નથી. ગામ બહાર ટીલા ઘણા છે. નગરી પ્રાચીન જણાય છે. ખોદકામ થાય તો ઘણું જાણવાનું મળે.

અહી એક સુંદર શ્વે જૈન ધર્મશાળા અને શ્વે જૈન મંદિર છે. મંદિરમાં પાર્શ્વનાથ પ્રભુજી મૂળનાયકજી છે. અંદર સુવિધિનાથ ભગવાનની પાદુકા છે. હજી મૂળ ગભારામાં પ્રતિષ્ઠા થઇ નથી એટલે રંગમંડપમાં મૂર્તિ બિરાજમાન છે.

આ સ્થાન પ્રાચીન તીર્થરૂપ છે કે સ્થાપનાતીર્થ છે એ કાંઈ સમજાતું નથી.

---

*શ્રીસુવિધિનાથ ભગવાન-તેમનું બીજું નામ પુષ્પદંત છે. કાકંદીનગરીમાં તેમનો જન્મ થયો હતો તેમના પિતાનું નામ સુગ્રીવ રાજા, માતાનું નામ રામા રાણી, પ્રભુજીના ગર્ભમાં આવ્યા પછી માતાપિતાએ ધર્મારાધન સારી રીતે કર્યું જેથી તેમનું નામ સુવિધિનાથ રાખ્યું અને મચકુંદના ફૂલની કળી સરખા પ્રભુના ઉજ્જવળ દાંત હતા માટે બીજું નામ પુષ્પદંત રાખ્યું. તેમનું સો ધનુષ્યપ્રમાણ શરીર, બે લાખ પૂર્વનું આયુષ્ય, શ્વેત વર્ણ અને મગરમચ્છનું લાંછન હતું.

કેટલાક મહાનુભાવો લખે છે કે–અસલી કાકંદી તો નોનખાર સ્ટેશનથી બે માઇલ દૂર ખખુંદા ગામ છે તે જ હોવી જોઇએ એ સ્થળે શ્રીસુવિધિનાથ ભગવાનનાં ચાર કલ્યાણક થયાં હશે. અત્યારની કાકંદી જેને આપણે તીર્થરૂપ માનીએ છીએ એ તો ધન્ના અણુગારની કાકંદી છે. વિશેષ સંશોધન કરવાથી આ વિષયમાં નવો પ્રકાશ પડે તેમ છે. અત્યારનું શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર તો સોલમી શતાબ્દિ લગભગનું છે. પ્રાચીન તીર્થમાળાઓમાં પણ મતભેદ જોવાય છે, તે આ પ્રમાણે છે–

( ક્ષત્રિયકુંડની યાત્રા કરીને આવ્યા પછીનું કાકંદીનું વર્ણન કવિરાજે આ પ્રમાણે આપ્યું છે. )

સુવિધિ જનમભૂમિ વાંદીયઈ કાકંદ કોસ સાત હો;
કોસ છત્રીશ બિહારથી, પૂર્વ દિશિ દોય યાત્ર હો.
( વિજયસાગરવિરચિત સમેતશિખરતીર્થમાલા )

બિહારથી પૂર્વમાં છત્રીશ કોશ દૂર જે લખ્યું છે તે બરાબર છે. પાવાપુરીથી પગરસ્તે ૩૨ થી ૩૪ માઇલ ક્ષત્રિયકુંડ અને ત્યાંથી ૧૨ માઇલ કાકંદી નગરી છે. એટલે ૨૬ કોશ બરાબર થઈ રહે છે. બીજા કવિરાજ કહે છે–

પંચ કોસ કાકંદ નયર શ્રી સુવિધહ જનમ
તે વંદીજઇ ભાવિસિઉં એ આગલિ ચંપ વખાણુ (કવિ હંસસોમ)

આ કવિશ્રીના કથન પ્રમાણે ક્ષત્રિયકુંડથી પગદંડીવાળા રસ્તે કાકંદી પાંચ કોશ થાય છે. અને તેમના કથન પ્રમાણે શ્રી સુવિધિનાથ ભગવાનની જન્મભૂમિ આ જ છે. ત્રીજા કવિરાજ આ પ્રમાણે કહે છે–

" તિહાંથી ચિહું કોસે ભલી ચિ. કાકંદિ કહેવાયજી,
ધન્નો અણગાર એ નગરનો ચિ. આજ કાકંદી કહેવાયજી ।। ૧૯ ।।
કાકંદી એ જાણજો ચિ. વસતો ધન્નો એથજી,
સુવિધિ જિણેસર અવતર્યા ચિ. તે કાકંદી અનેથજી. ।। ૨૦ ।।"

પ્રથમના બે કવિરાજો વર્તમાન કાકંદીને જ તીર્થરૂપ માને છે જ્યારે ત્રીજા કવિરાજ બીજી કાકંદી તીર્થરૂપ છે એમ લખે છે.

આવાં પ્રાચીન સ્થાનોની શોધખોળ થવાની જરૂર છે. અહીં તીર્થની વ્યવસ્થા જોઈએ તેવી સારી નથી. લખીસરાઇ સ્ટેશનથી મોટરમાં કાકંદી થઇ ક્ષત્રિયકુંડ જવાય છે. પૂર્વમાં પાર્શ્વનાથ પ્રભુનું માહાત્મ્ય વિશેષ હોવાથી મૂળનાયક પાર્શ્વનાથ છે અને સુવિધિનાથજીની પાદુકા છે. નવી પ્રતિષ્ઠામાં મૂળનાયક સુવિધિનાથજીની પ્રતિમા સ્થાપવાની જરૂર છે જેથી તેમના કલ્યાણકોની આરાધના સુલભ ગણાય.

## નાથનગર

ભાગલપુરથી નાથનગર ૧।। માઇલ દૂર છે. અહીં સુખરાજરાયનું

સુંદર જિનમંદિર છે. મંદિર નાનું અને નાજુક છે. તેમાં છૂટુંછવાયું કાચનું મિણાકારી કામ કરાવેલું છે તે બહુ સુંદર છે. મંદિરજીની નીચે બાજુમાં જ ઉપાશ્રય છે અને પાસે જ બાબુજીનો બંગલો છે

## ચંપાપુરી

આ નગરી બહુ પ્રાચીન છે. બારમા તીર્થંકર શ્રી વાસુપૂજ્ય પ્રભુનાં પાંચે કલ્યાણક * અહીં થયાં છે, કોઇ પણ તીર્થંકરનાં પાંચે કલ્યાણક એક સ્થાને થયાં હોય તેવાં સ્થાનો અલ્પ હોય છે. નવપદારાધક સુપ્રસિદ્ધ પૂનિતાત્મા શ્રી શ્રીપાલ મહારાજા પણ આ ચંપા નગરીના જ હતા. ભગવાન મહાવીર દેવ પણ અહીં પધાર્યા હતા. સતી × સુભદ્રા, આદર્શ બ્રહ્મચારી શ્રી સુદર્શન શેઠ કે જેમના ઉચ્ચ શિયલના પ્રતાપે શૂળિનું સિંહાસન થયું હતું; તથા મહાસતી ચંદનબાળા, કામદેવ શ્રાવક, કુમારનંદી સુવર્ણકારાદિ અનેકાનેક મહાપુરુષો અહીં થયા છે.

આ નગરીની પુનઃ સ્થાપના શ્રી મહાવીરદેવના પરમ ભક્ત મહારાજા શ્રેણિકના પુત્ર કોણિકે કરી હતી. રાજા શ્રેણિકના મૃત્યુ પછી કોણિકને રાજગૃહીમાં પિતાનું સ્મરણ વારંવાર થઇ આવવાથી રાજગૃહીથી રાજધાની ઉઠાવી; ચંપા નગરીમાં સ્થાપી. આ નગરીનું સવિસ્તર વર્ણન જૈન આગમોમાં અને અન્ય અનેક જૈન ગ્રંથોમાં મલે છે. આ નગરી પ્રાચીન કાલની છે કિન્તુ પરિવર્તન થઇ જવાથી તેના ઉદ્યાનમાં નવી નગરી વસાવી પોતાની રાજધાની ત્યાં સ્થાપી હતી.

દશવૈકાલિક સૂત્રની રચના શ્રુતકેવલી શ્રી શય્યંભવસૂરિજીએ મનક મુનિજી

---

* શ્રી વાસુપૂજ્યસ્વામીનો ચંપા નગરીમાં જન્મ થયો હતો. તેમના પિતા વસુપૂજ્ય રાજા અને જયા રાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી ઇન્દ્ર મહારાજ વારંવાર આવી વસુ એટલે રત્નની વૃષ્ટિ કરીને માતાપિતાની પૂજા કરતા તેથી વાસુપૂજ્ય નામ દીધું. તેમનું સિત્તેર ધનુષ્યપ્રમાણ શરીર, અને બહોતેર લાખ વર્ષોનું આયુષ્ય હતું. રક્ત વર્ણ અને લાંછન પાડાનું હતું.

× સુભદ્રા સતી મૂળ વસંતપુરનિવાસીની હતી. તેની માતાનું નામ તત્ત્વમાલિની હતું. ચંપા નગરીનો બુદ્ધધર્મી બુદ્ધદાસ કપટી જૈન બની તેને પરણ્યો હતો. અને પછી સુભદ્રાને ચંપાનગરીએ લાવેલ હતો. પછીથી સુભદ્રાની સાસુએ આકરૂં તેના ઉપર આક્ષેપ મૂક્યો હતો. અન્તે શીયલના પ્રતાપથી કાચે તાંતણે કૂવામાંથી જળ કાઢી ચંપા નગરીના ત્રણ દરવાજા ઉઘાડી પોતાના પ્રેમ ગુણ ઉજ્જવલ કરીની ખ્યાતિ કરતી હતી. વિ. માટે જુઓ ભરતેશ્વર બાહુબલી વૃત્તિ તથા નીચેની પંક્તિઓ.

કાચે તાંતણે ચાલણી બાંધી, કૂવાથકી જલ કાઢીયું જી
કલંક ઉતાર્યા સતી સુભદ્રાએ ચંપા બાર ઉઘાડીયું જી ॥ ૧૬ ॥
(સો. સતીનો છંદ)

માટે અહીંજ કરી હતી. આ નગરીમાં અનેક ગગનચુમ્બી ભવ્ય જિનમંદિરો હતાં, તથા હજારોની સંખ્યામાં બલ્કે લાખોની સંખ્યામાં ત્યાગમૂર્તિ જૈન શ્રમણો વિચરતા હતા અને લાખ્ખો કરોડોની સંખ્યામાં શ્રમણોપાસકો-જૈનો વસતા હતા, ત્યાં આજે એક પણ જૈન શ્રાવકનું ઘર નથી. પૂર્વ દેશની યાત્રાએ આવતા સાધુઓ ક્વચિત્ ક્વચિત આવે છે.

ચંપાપુરી આવવા માટે શ્રાવકોને ભાગલપુર સ્ટેશનથી નાથનગર થઈને ચંપાપુરી પહોંચાય છે. ભાગલપુરમાં જૈન મંદિર છે. ભાગલપુરમાં સુખરાજરાયનો બંગલો જોવા લાયક છે.

ચંપાપુરીમાં બે શ્વેતાંબર જૈન મંદિરો છે. પાસે જ ત્રણ ધર્મશાલાઓ છે. બે મંદિરોમાં એક પ્રાચીન છે બીજું અવાચીન છે. બંનેમાં મૂલનાયકજી શ્રી વાસુપૂજ્ય ભગવાન છે. ભોંયરામાં પણ પ્રાચીન મૂર્તિઓ છે. બાબુજી શ્રીયુત પુરણચંદ્રજી નહારે અહીંના કેટલાક શિલાલેખો લીધા છે પણ તે અપૂર્ણ છે.

ચંપાનગરીથી ભાગલપુર જતાં નાથનગરની પછી બે અર્વાચીન દિગંબર મંદિરો તથા તેમની ધર્મશાળા આવે છે. શ્રી વાસુપૂજ્ય પ્રભુનાં જન્માદિ કલ્યાણક આ સ્થાને થએલા. દીક્ષા કલ્યાણક તથા કેવલજ્ઞાન કલ્યાણક ચમ્પા ઉદ્યાનમાં થયાં છે, જ્યાં અત્યારે શ્વેતાંબર મંદિરો છે અને જેને અત્યારે ચમ્પાનાલા કહે છે. મોક્ષ કલ્યાણક મંદારગિરિ થયું છે, જે ચમ્પાનો છેવાડાનો ગિરિ પહાડ છે. આ બધે સ્થાને શ્વેતાંબર મંદિર હતાં. શ્વેતાંબરો જ વ્યવસ્થા આદિ કરતા હતા. અહીં રાજા કરણનો કિલ્લો બહુ પ્રસિદ્ધ અને પ્રાચીન છે. અત્યારે તો કિલ્લો ખંડિયેરરૂપ થઈ ગયો છે. ત્યાં વસતી થઈ ગઈ છે. ત્યાંથી નજીકમાં જ પ્રભુના કલ્યાણકસૂચક બે સ્તભો જેને માણેકસ્તૂપ સ્તંભ કહે છે તેમાં પ્રભુની પાદુકા હતી. તેનો વહીવટ શ્વેતાંબર સંઘ કરતો હતો. આજથી ત્રણસો વર્ષ પહેલાં આવેલ જૈન સાધુઓ અહીંનું વર્ણન પોતાની આંખે જોયા પછી આ પ્રમાણે આપે છે.

"તે ઇહાં ગિરાથી જબ જાય રે દશ કોશે મારગ થાય રે;
ચંપા ભાગલપુર કહેવાય રે વાસુપૂજ્ય જનમ તીહાં ઠાય રે. ૭
ચંપામાં એક પ્રાસાદ રે, શ્રી વાસુપૂજ્ય ઉદાર રે;
પૂજ્યા પ્રભુજીના પાય રે, કીધી નિજ-નિર્મલ કાય રે. ૮
ચંપા ભાગલપુર અંતરાલ રે, એક કોશતણો વિચાલ રે;
વીચે કરણરાયનો કોટ રે, વહે ગંગાજી તસ ઓટ રે. ૯
કોટ દક્ષિણ પાસ વિશાલ રે, ઇહાં જિનપ્રાસાદ રસાલ રે;
મોટા દોઈ માણેક થંભ રે, દેખી મન થયો અચંભ રે. ૧૦

તીહાંના વાસી જે લોક રે, બોલે વાણી ઇહાં ઇમ ફોક રે;
એ વિષ્ણુપાદુકા જાણુ રે, અતિ જીરણ છે કમઠાંણુ રે. ૧૧
ત ં થંભની ઠામ હોય રે, પંચકલ્યાણક જિન જોય રે;
ાર થયા ઇણે ઠામ રે, કહિઇ કિણુ કિણુરાં નામ રે. ૧૨
નગરી સુદર્શન સાર રે, રહ્યા પ્રતિમા કાઉસગ્ગ દ્વાર રે;
અભયાદાસી લેવાય રે રાણીને દે મન લાય રે ૧૩
ન ચલ્યો બ્રહ્મચારી ચિત્ત રે, રાણી જગતમાંહી કિત્ત રે;
શૂળી સિંહાસન થાય રે, રાજાદિક પ્રણામે પાય રે. ૧૪
થઈ સતી સુભદ્રાનારી રે, ઉઘાડયા ચંપાબાર રે;
ચાલણીઇ કાઢયો નીર રે, ઇણુ ચંપાનગરી ધીર રે. ૧૫
( સૌભાગ્યવિજયજી પૃ. ૮૧-૮૨ )

× × ×

પટણાથી હિશિપૂર વિંસો કોશે પુર ચંપ,
કલ્યાણક વાસુપૂજ્યનાં પંચ નમીજઇ આપ હો. ૮
હિવાનો એક દેવસી કીધી, તેિગિં ઉપાધિ હો,
શ્વેતાંબર થિતિ ઉથપી થાપી દિગૂબ્ટ વ્યાધિ હો. ૯
પિણ પરપુત્ર સુપુત્રકો ન હુઓ કોઓ સભાલિ હો,
જે નર તીરથ ઉથપઇ તેહની મોટી ગાલ્ય હો. ૧૦
ચંપ વરાડી જણુ કહી ગગ વહઇ તસ હેઠિ હો,
સતીઅ સુભદ્રા ઇંહાં હૂઇ હૂઓ સુદર્શન શેઠ હો. ૧૧
( વિજયસાગરવિરચિત સમ્મેતશિખરતીર્થમાલા પૃ ૧૦ )

આ બન્ને કવિરાજોએ સાધુ મહાત્માઓએ લખેલી વિગત તદ્દન સાચી છે. હવે વર્તમાન સ્થિતિ તપાસીએ—

અમે ખાસ વર્તમાનમાં વિદ્યમાન માણિક સ્થંભના દર્શન કરવા-વંદન કરવા ગયા હતા. પ્રથમ એક અવાર્ચીન દિગંબર મંદિર આવ્યું. તેના પછી શ્વેતામ્બર મંદિર આવ્યુ. આમાં બન્ને માણિક સ્તંભ જોયા. હાલમાં તેમાંથી પાદુકા કઢાવીને મંદિરમા પધરાવી છે અમે તેને ખૂબ ભક્તિ અને પ્રેમથી વંદન કર્યું. આજુ-બાજુ ઘણું બારીક નિરીક્ષણ પણ કર્યું. પાદુકા અતિ પ્રાચીન અને જીર્ણ છે. અંદર શિલાલેખ વગેરે નથી પરંતુ દિગંબરમતાનુયાયીઓએ પોતાનું વર્ચસ્વ જમાવવા ખાતર જ નવા શિલાલેખ આજુબાજુ કોતરાવ્યા છે. લેખ નવા છે તેની ખાત્રી ભાષા અને રચના પણ આપે છે.

ત્યાર પછી અમે વિશેષ ખાત્રી માટે ત્યાંના મુનિમને મળ્યા. તેમણે અમોને નીચે પ્રમાણે કહ્યું.

"પહેલાં આ દિગંબરી મંદિર નહોતું. માત્ર આ માણેકસ્થંભ અને પાદુકા હતી. ધીમે ધીમે જૈનોની વસ્તી ઘટવાથી પૂજારી બ્રાહ્મણના કબજામાં પાદુકા આવી. તેણે પાદુકા પોતાને ઘેર લઈ જઈને લાવવાની ગોઠવણ રાખેલી અને દર્શન નિમિત્તે યાત્રાળુઓ પાસેથી પૈસા પડાવતો હતો. પછી ત્યાંના દિગંબરોએ તેને અમુક રૂપીઆ અને બીજી લાલચ આપી પાદુકા કબ્જે કરી. જો કે પાછળથી તેની સાથે કાંઈક ઝઘડો થએલો, પરન્તુ સમાધાન કરી લઈ ત્યાં મંદિર બંધાવ્યું અને પાદુકા બેસાડી. અમુક સમય બાદ ત્યાં મૂર્ત્તિ પધરાવી દિગંબર મંદિર કરી દીધું. એ બ્રાહ્મણના વંશજો અદ્યાવધિ પાદુકા સન્મુખ ચઢતી દરેક વસ્તુ લઈ જાય છે. બીજું મંદિર તો હમણાં જ બન્યું છે." વગેરે વગેરે.

અહીં અમને ૧૨૫-સવાસો વર્ષની ઉમરવાળો એક બુઢ્ઢો મળ્યો હતો. ૧૮૫૭ ના પ્રસિદ્ધ બળવા વખતે તેની ઉમ્મર ૪૭ વર્ષની હતી. આ બુઢ્ઢાએ ચંપા નગરીનો પ્રાચીન ઈતિહાસ તથા ઘણાં નવાં જૂનાં સ્થાનો બતાવ્યાં.

અમે પૂછ્યું; "આ દિગમ્બર મન્દિરો કયારે બન્યાં?" જવાબ "મારા દેખતાં બન્ને બન્યાં છે. આજે મન્દિરમાં બે મોટા થંભ ઊભા છે તે શ્વેતામ્બર જૈનોના છે; તેમજ એક પાદુકા હતી જે એક બ્રાહ્મણના કબ્જામાં હતી. જૈન યાત્રિઓને દર્શન કરાવતો અને જે આવે તે બધું લઇ જતો. ધીમે ધીમે ત્યાં ઓટો બંધાવ્યો. પછી એ પાદુકા દિગમ્બર જૈનોએ વેંચાતી લીધી અને તે જગ્યા પણ વેચાતી લઇ મંદિર બંધાવ્યું. અત્યારે પણ તેના વંશજોને મંદિરમાં આવતાં બદામ, ચોખા, લવિંગ આદિ મળે છે."

અહીં એક પ્રાચીન કરણનો કિલ્લો છે. તેમાં જૈન મંદિર હતું, પણ અત્યારે તો દેવીનું મંદિર છે. આ સિવાય બીજી પણ માહિતી આપી હતી.

આ માણસ અમને તો પ્રસિદ્ધ લાગ્યો. માણસ બુદ્ધિશાળી અને વિચક્ષણ હતો. અમને તરત જ જૈન સાધુ તરીકે ઓળખ્યા. ઘણો ઈતિહાસ જાણે છે. આવી જ રીતે બળવા વખતે ૬૭ વર્ષની ઉમ્મરવાળો બુઢ્ઢો મળ્યો. તેણે યુદ્ધનો ઘણો નવીન ઈતિહાસ સંભળાવ્યો હતો આ બધા ઉપરથી એટલું તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે અહીં શ્વેતામ્બર જૈનોની વસ્તી સારા પ્રમાણમાં હશે. માણેકસ્થંભ અને પાદુકા વિગેરે શ્વેતામ્બર જૈનોના હાથમાં હશે પરન્તુ મુગલાઇ હુલ્લડ વખતે જૈનોનું પ્રભુત્વ ઘટ્યા પછી દિગમ્બર જૈન દેવસીએ આ સ્થાનને દિગમ્બર સ્થાન તરીકે સ્થાપ્યું હશે. ત્યાર પછી વળી મરાઠી અને મુગલાઈ હુલ્લડ વખતે તે પૂજારીના તાબામાં ગયું. તે પૂજારી દરેકને દર્શન કરાવતો-કરવા દેતો અને વૈષ્ણવોને પણ દર્શન કરાવી પૈસા લેતો હશે. પછી દિગમ્બરોએ પોતાની સત્તાસમયે પાદુકા અને સ્થાન માણિકસ્થંભ વગેરે તેને ધન આપી પોતાના કબ્જામાં કર્યું અને ધીમે ધીમે દરેક જૈનોનું નહિં પણ પોતાનું તીર્થ સ્થાપવા દિગમ્બર મંદિર બંધાવ્યું.

અસ્તુ, જે બન્યું તે આજે પ્રત્યક્ષ છે, છતાં આનંદની વાત એટલી છે કે-શ્વેતામ્બરો અને દિગમ્બરનાં મંદિર જૂદાં છે. બન્ને પોતપોતાનું અલગ કાર્ય કરે છે. દરેક વાતે શાન્તિ છે. આટલો લાંબો ઇતિહાસ રજૂ કરવાનું કારણ માત્ર સત્ય સ્થિતિ જણાવવાનું જ છે. પંદરમી શતાબ્દિના પ્રસિદ્ધ ઇતિહાસકાર અને યાત્રાકાર આચાર્ય શ્રી જિનપ્રભસૂરિજી વિવિધ તીર્થકલ્પમાં ચંપાપુરીકલ્પમાં નીચે મુજબ લખે છે-

શ્રેણિકરાજાના પુત્ર અશોકચંદ્ર કે જેનું બીજું નામ કોણિક હતું તેણે પિતાના મૃત્યુના શોકથી રાજગૃહીનગરી ત્યજી ચંપાપુરીને સુંદર બનાવી રાજધાની સ્થાપી. વિવિધતીર્થકલ્પમાં ચંપાપુરીકલ્પ છે, જેમાં ઘણી વિગતો આપી છે. મારા આ લેખમાં જે વસ્તુ નથી આવી તે સંક્ષેપમાં અહીં આપું છુ.

આ નગરીમાં શ્રી વાસુપૂજ્યજિનેન્દ્ર ભગવાનના પુત્ર મઘવનૃપતિ; તેમની પુત્રી લક્ષ્મીની પુત્રી રોહિણી અહીં થયેલી. તેને આઠ ભાઇ હતા. રોહિણીએ સ્વયંવરમા અશોકરાજાના કંઠમાં વરમાલા નાખી; બન્નેનાં લગ્ન થયાં અને રોહિણી પટ્ટરાણી બની. અનુક્રમે તેને આઠ પુત્રો અને ચાર પુત્રીઓ થઇ. શ્રી વાસુપુજ્ય ભગવાનના શિષ્યરૂપ કુમ્ભ અને સુવર્ણકુમ્ભના મુખથી પોતે કદી દુઃખ જોયું નથી તેનું કારણ પૂછ્યું. મુનિઓએ તેણે પૂર્વભવમાં આરાધેલ રોહિણીતપ છે એમ સભળાવી તેનું મહાત્મ્ય અને તેની ઉદ્યાપનવિધિ વગેરે કહ્યું. તેણીથી રોહિણીતપની પ્રસિદ્ધિ થઇ. બાદ તેણી ચારિત્ર લઇ. કર્મ ખપાવી મોક્ષે ગઇ.

આ નગરીના કરકુંડ રાજાએ કાદંબરી અટવીમાં કલિગિરિની તલાટીમાં રહેલ કુંડસરોવરમાં પાર્શ્વનાથપ્રભુ છદ્મસ્થપણામાં વિચર્યા હતા તેથી હસ્તિબ્યંતસના અનુભાવથી કલિકુંડતીર્થ સ્થાપ્યું.

મહાસતી સુભદ્રા અહીં થઈ. તેણે પોતાના શીલના માહાત્મ્યથી કાચા સુતરના તાંતણાથી ચાલણીદ્વારા કૂવામાંથી જલ કાઢી, જલના છાંટવાથી ચંપાનગરીના પથ્થરના કિલ્લાના ચાર દરવાજા બંધ હતા તેમાં ત્રણ દરવાજા ઉઘાડ્યા હતા; એક દરવાજો બંધ જ રાખ્યો હતો કારણ કે મારા જેવી કોઇક સતી તે ઉઘાડે. આ દરવાજો ત્યારથી બંધ જ હતો. ઘણા લોકોએ ઘણા કાળ સુધી એ બંધ દરવાજો જોયો હતો. અનુક્રમે વિક્રમ સવત્ ૧૩૬૦ માં લક્ષણાવતીના હમ્મીર શ્રી સુરત્રાણ સમસદીને (સમ્સુદ્દીન) શંકરપુરના કિલ્લા માટે એ કિલ્લાના પથ્થરો ઉપયોગી જાણી, તે દરવાજો તોડી તેના પથ્થર લઇ ગયો.

દધિવાહન રાજા અને પ્રભાવતી રાણીના પુત્ર કંડુ પ્રત્યેકબુધ્ધ પણ અહીં થયા છે.

ચદનબાલાનું જન્મસ્થાન પણ આ નગરી છે.

ચદનબાલાએ કૌશંબીનગરીમાં છ મહીનામાં પાંચ દિવસ ઓછે ભગવાન્ મહાવીરસ્વામીને સુપડાના ખૂણામાંથી અડદના બાકુલા વહોરાવી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી પ્રભુનો અભિગ્રહ પૂર્ણ કર્યો હતો.

પૃષ્ઠચંપાની સાથે મળી આ ચંપાનગરીમાં ત્રણ ચાતુર્માસ કરી ભગવાને સમવસરણમાં નિરંતર ઉપદેશ આપ્યો હતો.

આ નગરીમાં પાંડુકુલમંડન મહાદાની કર્ણદેવ રાજા થયો હતો. તેના સમયનાં શૃંગારચોકી વગેરે હાલમાં પણ વિદ્યમાન છે.

સુદર્શનશેઠનું શૂળીસિંહાસન અહીં જ થયું હતું.

ભગવાન્ મહાવીરદેવના દશ મુખ્ય શ્રાવકોમાંના કામદેવ શ્રાવક આ નગરીના જ હતા. પાષધમાં મિથ્યાદૃષ્ટિદેવે તેમને ભયંકર ઉપસર્ગ કરાવેલા; તેઓ અક્ષોભ્ય રહ્યા અને ભગવાન્ શ્રી મહાવીરદેવે સમવસરણમાં તેમની પ્રશંસા કરી.

કુમારનંદી સુવર્ણકાર આ નગરીનો જ હતો. મૃત્યુ પછી પંચશૈલપર્વતનો અધિપતિ થયો. બાદ પૂર્વભવના મિત્ર કે જે દેવ થયો હતો તેના ઉપદેશથી પ્રતિબોધ પામી ગોશીર્ષચંદનમય અલંકારથી વિભૂષિત જીવંતસ્વામી દેવાધિદેવ મહાવીરપ્રભુની પ્રતિમા બનાવી.

આ નગરીમાં પૂર્ણભદ્રચૈત્યમાં ભગવાન્ મહાવીરદેવે ફરમાવ્યું હતું કે-જે અષ્ટાપદ તીર્થયાત્રા કરે તે તદ્ભવમોક્ષગામી હોય.

ભગવાન શ્રી મહાવીર દેવનો પાલીત નામનો શ્રાવક અહીં થયો. તેનો સમુદ્રપાલ નામનો છોકરો સમુદ્રની યાત્રાએ જતા સમુદ્રમાં પડી ગયો. તેને વધ કરવા લઇ જતા જોઇ પ્રતિબોધ પામ્યો અને દીક્ષિત થઇ મોક્ષે ગયો.

આ નગરીનો શ્રાવક સુનંદ સાધુઓનાં મલ અને દુર્ગંધ જોઈ તેની નિંદા કરતો હતો તે મરીને કૌશામ્બી નગરીમાં ગૃહસ્થને ત્યાં જન્મ્યો. બાદ દીક્ષા લીધી. શરીરમાં દુર્ગંધી ઉત્પન્ન થઈ. કાર્યોત્સર્ગથી દેવતાને આરાધી પોતાનું શરીર સુગંધમય બનાવ્યું.

## મંદારહિલ

અજીમગંજથી ચંપાપુરી જતાં મંદારહિલ વચમાં આવે છે. ભાગલપુરથી નવી નાની લાઇન નીકળી છે જેનું અન્તિમ સ્ટેશન મંદારહીલ છે. મંદારહીલથી ચંપાપુરી ૧૬ ગાઉ-૩૨ માઈલ દૂર છે.

મંદારગિરિ ઉપર શ્રી વાસુપૂજ્યસ્વામીનું નિર્વાણ કલ્યાણક થયું છે. ચંપાનગરીનો પ્રાચીન વિસ્તાર અહીં સુધી ગણાય છે. પહાડની નીચે બાંસીગામ છે. ત્યાંથી ા॥ માઇલ લગભગ પહાડ છે. પહાડનો ચઢાવ લગભગ ૧ માઇલથી ઓછો છે. ઉપર બે મંદિરો છે. ત્યાં શ્રી વાસુપૂજ્ય પ્રભુની પાદુકા છે. પાદુકા જીર્ણ છે, મંદિર પણ જીર્ણ થયેલ છે. આ તીર્થ પહેલાં હતું તો શ્વેતાંબર જૈન સંઘની વ્યવસ્થામાં. હમણાં ત્યાં શ્વેતાંબર જૈન વસ્તીના અભાવે દિગંબરો વ્યવસ્થા કરે છે. આ તીર્થ શ્વેતાંબરોનું હતું એમાં તો સંદેહ જ નથી. આજથી ત્રણસો વર્ષ પહેલાં યાત્રાર્થે આવેલ વિદ્વાન્ જૈન સાધુ આ તીર્થ માટે આ પ્રમાણે લખે છે—

" ચંપાથી દક્ષિણ સાર રે, ગિરિ મહુદા નામ મંદાર રે
કોશ સોલ કહે તે ઠાંમિ, તિહાં મુક્તિ વાસુપૂજ્યસ્વામિ રે.
પ્રતિમા પગલાં કહિવાય, પણિ યાત્રા થોડા જાય રે
એહવી વાણી વિખ્યાત રે, કહે લોક તે દેશી વાત રે
તે તીરથભૂમિ નિહાર રે આયા ભાગલપુર સુવિચાર રે.
( પ્રાચીન તીર્થમાલા પૃ. ૮૨, સૌભાગ્યવિજયજી )

એટલે અત્યારનું મંદારહીલ એજ પુરાણું મંદારગિરિ છે. ચંપાનગરીના ઉદ્યાનરૂપ મંદારગિરિ છે. અને વાસુપૂજ્ય પ્રભુનું ત્યાં જ નિર્વાણ થયું છે. ખાસ યાત્રા કરવા લાયક છે. આ પહાડ દિગંબરોએ વેચાતો લઇ પોતાનું તીર્થ કર્યું છે.

## સુલતાનગંજ ( અષ્ટાપદાવતાર )

ચંપાનગરીથી ૧૩-૧૪ માઇલ દૂર આ પવિત્ર સ્થાન આવેલું છે. અહીં ભગવતી ભાગીરથી-ગંગા પોતાનો વિશાલ દેહપટ પાથરીને પડયાં છે. પાણી ભરપૂર રહે છે. અંદર હોડીઓ ચાલે છે. અહીંથી ભાવિક વૈષ્ણવજનો અને શૈવ ભક્તો ગંગાનું જલ ભરી કાવડમાં ઉપાડી પગ-પાળા જ ચાલતા ૬૦ થી ૭૦ માઇલ દૂર આવેલ બૈજનાથ-વૈજનાથ મહાદેવના અભિષેક માટે લઈ જાય છે. રોજ સેંકડો કાવડિયા જલ લઇ જાય છે. નૂતન યાત્રીઓ સેંકડોની સંખ્યામાં આવે છે અને જાય છે. શિવરાત્રીના દિવસોમાં અહીં ઠઠ જામે છે. શિખરજીથી ચંપાનગરી આવતાં વચમાં બૈજનાથ આવે છે. તે એક વાર આપણું પ્રાચીન જૈન તીર્થ હતું, વ્રીજજીઓની રાજધાની ગણાય છે. અત્યારના વૈજનાથ મહાદેવના મંદિરમાં જૈન મૂર્તિઓ પણ હતી, પરન્તુ ભૂદેવોએ ત્યાંથી ખસેડી લીધી છે. હાલમાં તો નથી જૈન મંદિર કે નથી જૈન વસ્તી. વૈષ્ણવોની ધર્મશાળાઓ ઘણી છે, ઉતરવાનું સ્થાન મળે છે. વૈજનાથ સ્ટેશન અને તાર ઓફીસ પણ છે. બૈજનાથથી ચંપાનગર આવતાં રોજ સેંકડો કાવડિયા ગંગાજલ લઇને આવતા કે લેવા જતાં નજરે દેખાય છે.

સુલતાનગંજ તદ્દન ગંગાકાંઠે આવ્યું છે ગંગાની વચમાં નાનો પહાડ-ટેકરી છે. અત્યારે તે ટેકરી ઉપર એક મંદિર છે. પહેલાં આ જૈન મંદિર હતું પરન્તુ અત્યારે તો શિવમંદિર થઇ ગયું છે. અહીં પ્રથમ જૈનોની વસ્તી ઘણી હતી, મંદિરો પણ હતાં. હાલ તેમાંનું કંઇ નથી. ગંગાની વચમાં નાનો પહાડ અને તેની ઉપર સુંદર જિનમંદિરને અષ્ટાપદજીની ઉપમા આપી છે, જેમાં રત્નની સુંદર મૂર્તિ હતી. જુઓ પ્રાચીન તીર્થમાલામાં સૌભાગ્યવિજયજી આ સ્થાનનું વર્ણન આ પ્રમાણે આપે છે-

ઢાળ ૬

'પટણાથી કોસ પચાસ રે વૈકુંઠપુરી શુભ વાસ રે,
શ્રાવક સેવે જિનરાજ રે દેરાસર વંદ્યા પાજ રે. ૧

તિહાંથી દશ કોસે જાણુ રે ગામ નામે ચાઠવખાણુ રે,
ભગવંતદાસ શ્રીમાલરે નિત પૂજા કરે સુવિશાલરે. ૨

દેરાસર દેવ જુહાર રે વલી રયણની પ્રતિમા નિહાળ રે,
વંદી જિનજીના પાય રે જસ વંદ્યા શિવસુખ થાય રે. ૩

ગંગાજીની મધ્યભાગ રે એક ડુંગરી દીસે ઉદારરે,
તિહાં દેહરી એક પવિત્ર રે પ્રતિમા જિન પ્રથમની નિત રે. ૪

કહે અષ્ટાપદની રીત રે ગંગા મધ્ય થઈએ પ્રીત રે,
મિથ્યાતિરનાન વિચાર રે માંને ઉરવાહે નિરધાર રે. ૫

તિહાંથી દક્ષિણ કોસ ત્રીસરે જીહાં વૈજનાથ છે ઈસ રે,
કાવડી ગંગા નીર રે હેલાઈ લઈ શરીર રે. ૬

તે જીહાં ગિરાંથી મારગજ ખજાય રે દશ કોસે મારગ થાય રે,
ચંપા ભાગલપુર કહેવાય છે, વસુપૂજ્ય જન્મ જીહાં હાયરે. ૭

કવિશ્રીનું આ કથન અક્ષરશઃ સત્ય છે. જે ચાઠવખાણુ ગામ લખ્યું છે તે જ અત્યારનું સુલતાનગંજ છે. પટણાથી લગભગ ૧૦ કોસ થાય છે. ગંગાની વચમાં ટેકરી-નાનો પહાડ છે. જેને અષ્ટાપદની ઉપમા આપી છે તે જ પ્રમાણે અત્યારે છે. આદિનાથ પ્રભુનું એ સુંદર જિનમંદિર છે. માત્ર મૂર્તિ અને શ્રાવકોનાં ઘર નથી. તેને બદલે મંદિરમાં શિવલિંગ છે. હોડીદ્વારા ત્યાં જવાય છે મૈથિલી બ્રાહ્મણો અને અગ્રવાલોનાં ઘર છે. નદીકાંઠે મોટી ધર્મશાળા છે. અહીંથી કાવડિયા ગંગાજળ વૈજનાથ લઈ જાય છે. તે અહીંથી ૩૦ થી ૩૫ કોસ છે. તેમજ ભાગલપુર પણ દશ કોશથી થોડું ઓછું છે પણ તેટલું જ કહેવાય. એટલે જે સ્થાને રત્નની પ્રતિમાઓ હતી, ભગવાનદાસ જે સ્વાભાવિક શ્રમણોપાસક હતા અને અષ્ટાપદની ઉપમાવાળું સ્થાન હતું તે આ જ સ્થાન છે તેમાં લગારે શંકા જેવું નથી. પટણાથી ૫૦ કોસ દૂર જે વૈકુંઠપુરી લખી છે, તે પણ અત્યારે વિદ્યમાન છે. તેનું નામ અત્યારે મહાદેવા છે. જૈનોની વસ્તી કે જિનમંદિર કાંઈપણ નથી, પરન્તુ ગાઉના માપ અને સ્થાન ઉપરથી અનુમાન થાય છે કે વૈકુંઠપુરી એ જ મહાદેવા છે. અહીં અગ્રવાલોની વસ્તી વધારે છે. એક ધર્મશાળા છે અને એક તીર્થ જેવું મનાય છે. અહીંથી કાચે રસ્તે જમોઈ થઈ ક્ષત્રિયકુંડ જવાનો સીધો રસ્તો છે. સુલતાનગંજ પાસે ગંગાનદીના મધ્યભાગમાં રહેલ અષ્ટાપદાવતાર તીર્થનું સુંદર ચિત્ર લખનૌના દાદાવાડીના જિનમંદિરમાં અત્યારે વિદ્યમાન છે. તેમજ મહાદેવામાં પણ જિનમંદિર હતું.

## અયોધ્યા

આ નગરી બહુ જ પ્રાચીન છે. વર્તમાન ચોવીસીનું પ્રથમ નગર આ છે. દેવાધિદેવ શ્રી આદિનાથ પ્રભુના પ્રથમ રાજ્યાભિષેકસમયે ઇન્દ્રની આજ્ઞાથી કુબેરે આ નગરીની રચના કરી હતી. તેમજ યુગલિકોનો વિનય જોઇ, તેમની વિનીતતા જોઇ નગરીનું નામ વિનીતા રાખ્યું હતું. તેમજ પ્રથમ ચક્રવર્તી ભરત મહારાજાની આ પાટનગરી હતી. અહીં *પાંચ તીર્થંકરોનાં ૧૯ કલ્યાણક થયાં છે. આદિનાથ પ્રભુના

*શ્રીઋષભદેવજી–જન્મસ્થાન વિનીતા નગરી, તેમના પિતાનું નામ નાભિરાજા અને માતાનું નામ મરૂદેવા હતું. બધા તીર્થંકરોની માતાએ પ્રથમ સ્વપ્નમાં સિંહ દેખ્યો હતો જ્યારે મરુદેવા માતાએ સ્વપ્નમાં પ્રથમ વૃષભ જોયો હતો તેથી તેમનું નામ શ્રી ઋષભદેવ રાખ્યું હતું. તથા ધર્મની આદિના પ્રવર્તાવનાર હોવાથી તેઓશ્રીનું બીજું નામ આદિનાથ રાખ્યું હતું. તેમનું પાંચસો ધનુષ્યપ્રમાણ શરીર, ચોરાસી લાખ પૂર્વનું આયુષ્ય, સુવર્ણ વર્ણ અને વૃષભ લાંછન હતું.

તેઓશ્રીને સો પુત્ર હતા. મોટા પુત્રનું નામ ભરત ચક્રવર્તી હતું. તેમને અરિસાભુવનમાં કેવળજ્ઞાન થયું હતું. ૯૯ પુત્રો પણ દીક્ષા લઇ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે ગયા હતા. વિનીતા નગરીની સ્થાપના શક્રમહારાજે કરાવી હતી.

### શ્રી અજિતનાથજી

જન્મસ્થાન અયોધ્યા. પિતાનું નામ જિતશત્રુ રાજા, માતાનું નામ વિજયારાણી. રાજારાણી રોજ પાસાબાજી રમતાં હતા તેમાં રોજ રાણી હારી જતી હતી પરંતુ પ્રભુજી ગર્ભમાં આવ્યા પછી રાણી જીતવા લાગી હતી અને રાજા હારી જતા. ગર્ભનો આવો મહિમા જાણી પુત્રનું નામ અજિતનાથજી રાખ્યું. સાડા ચારશેં ધનુષ્યપ્રમાણ શરીર, બહોંતર લાખ પૂર્વનું આયુષ્ય, સુવર્ણ વર્ણ અને લાંછન હાથીનું હતું.

### શ્રી અભિનંદન સ્વામી

શ્રી અભિનંદન સ્વામીનો અયોધ્યા નગરીમાં જન્મ થયો હતો. તેમના પિતા સંવર રાજા અને સિદ્ધાર્થી રાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી ઇન્દ્ર–મહારાજ આવીને ભગવંતની માતાને ઘણીવાર સ્તવી જતા હતા. ત્યારે રાજા પ્રમુખે જાણ્યું કે એ ગર્ભનો જ મહિમા છે; માટે અભિનંદન નામ દીધું. સાડા ત્રણશેં ધનુષ્યપ્રમાણ શરીર તથા પચાસ લાખ પૂર્વનું આયુષ્ય હતું. લાંછન વાનરનું અને સુવર્ણ વર્ણવાળા હતા.

### શ્રી સુમતિનાથ

શ્રી સુમતિનાથ પ્રભુનો અયોધ્યા નગરીમાં જન્મ થયો હતો તેમના પિતા મેઘરથ રાજા અને સુમંગલા માતા હતાં. પ્રભુ ગર્ભમાં રહ્યા પછી તે ગામમાં એક વણિકની બે સ્ત્રીઓ હતી, તેમાં નાનીને પુત્ર હતો અને મોટી વંધ્યા હતી પણ તે છોકરાનું પ્રતિપાલન બન્ને માતાઓ કરતી હતી. જ્યારે તે વાણીયો મરણ પામ્યો ત્યારે ધનની લાલચે મોટી સ્ત્રીએ કહ્યું કે–પુત્ર મારો છે તેથી ધન પણ મારું છે. નાની સ્ત્રીનો તો હતો જ

ચ્યવન, જન્મ અને દીક્ષા તેમજ બીજા, ચોથા, પાંચમા તથા ચૌદમા આ ચાર તીર્થંકરોના ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવલજ્ઞાન એમ ચાર ચાર કલ્યાણકો મળીને કુલ ૧૯ કલ્યાણક થયાં છે. સ્થાન બહુ જ પવિત્ર, પ્રાચીન અને સુંદર છે. મહાસત્યવાદી રાજા હરિશ્ચન્દ્ર પણ અહીં જ થયા છે. તેમનો કુંડ પણ વિદ્યમાન છે, ભગવાન્ રામચંદ્રજી પણ અહીં થયા છે. મહાસતી સીતાજીની શુદ્ધિ-પરીક્ષા આ નગરીની બહાર જ થએલી અને અગ્નિ જળરૂપ બની ગએલો હતો. જૈનોનું આ મહાન્ તીર્થ છે, તેમ અજૈનોનું-જૈનેતરોનું પણ મહાન્ તીર્થ મનાય છે. આજ તો એ પુરાણી ભવ્ય નગરી દટ્ટનપટ્ટન થઇ ગએલ છે અહીં કટરા મહોલ્લામાં સુંદર વિશાળ જૈન શ્વેતાંબર ધર્મશાળા અને જૈન શ્વેતામ્બર મંદિર છે. શ્વે. મંદિરમાં પાંચે પ્રભુના કલ્યાણક સૂચવનારી દેરીઓ છે વચમાં અજિતનાથ પ્રભુનું સુંદર 'સમવસરણ મંદિર છે, તેમાં અજિતનાથ પ્રભુની કેવલજ્ઞાન પાદુકા વચમાં છે. બાજુમાં અભિનંદન પ્રભુ આદિની પ્રાચીન મૂર્તિઓ છે. મૂર્તિની રચનામાં બૌદ્ધ સ્થાપત્યની સ્પષ્ટ અસર દેખાય છે, પરન્તુ જિનેશ્વર પ્રભુની જ મૂર્તિ છે એ ચોક્કસ છે. બીજી બાજુમાં અનંતનાથ પ્રભુની પાદુકા છે. નીચે સમવસરણ મંદિરની સામે મંદિર છે, તેમાં મૂળનાયક શ્રી અજિતનાથ પ્રભુ છે. જમણી બાજુ આદિ-

---

તેથી તેણે કહ્યું કે-એ પુત્ર અને આ ધન તો મારાં જ છે. આ ટંટો દરબારમાં આવ્યો. તે વારે ગર્ભના મહિમાથી રાણીને ચુકાદો કરવાની ભલી બુદ્ધિ ઉત્પન્ન થઇ, તેથી તે બન્ને સ્ત્રીઓને રાણીએ કહ્યું કે " બન્ને મળીને અર્ધો અર્ધ વ્હેંચી લો અને છોકરાના પણ બે ભાગ કરી અર્ધો અર્ધ વ્હેંચી લો." તે સાંભળી નાની સ્ત્રી બોલી ઉઠી કે-" મારે દ્રવ્ય જોઇતું નથી, છોકરાના કાંઇ બે વિભાગ થાય નહિં, એ છોકરો એનો છે તે મારો છે " તે સાંભળી રાણી બોલી કે " એ છોકરો નાની સ્ત્રીનો છે કેમકે પુત્રનું મૃત્યુ થાય ત્યાં સુધી પણ મોટી સ્ત્રીથી ના કહેવાણી નહિં અને નાની સ્ત્રીએ મારવાની ના કરી માટે પુત્ર અને ધન તે નાની સ્ત્રીને હવાલે કરો અને મોટી સ્ત્રીને ઘરથી બહાર કાઢી મૂકો." ગર્ભના મહિમાથી પ્રભુની માતાને એવી બુદ્ધિ ઉત્પન્ન થઇ માટે પ્રભુનું નામ સુમતિ દીધું. તેમનું ત્રણસે ધનુષ્ય પ્રમાણ શરીર, ચાલીશ લાખ પૂર્વનું આયુષ્ય, સુવર્ણ વર્ણ તથા લંછન ક્રૌંચ પક્ષીનું હતું.

શ્રી અનંતનાથજી

તેમનો અયોધ્યા નગરીમાં જન્મ થયો હતો. પિતાનું નામ સિંહસેન રાજા અને માતાનું નામ સુયશારાણી હતું. માતાએ પુત્રના ગર્ભમાં આવ્યા પછી જેનો અંત ન આવે એવું એક મ્હોટું ભમતું ચક્ર દીઠું હતું તેમજ અનંતરત્નની માલા દીઠી અને અનંત ગાંઠના દોરા કરી બાંધ્યા તેથી લોકોના તાવ ગયા. આ બધો ગર્ભનો પ્રભાવ જાણી પુત્રનું નામ અનંતનાથ આપ્યું. તેમનું પચાસ ધનુષ્ય પ્રમાણ શરીર, ત્રીશ લાખ વર્ષનું આયુષ્ય, સુવર્ણ વર્ણ અને લાંછન સિંચાણાનું હતું.

નાથ પ્રભુ અને ડાબી બાજુ શ્રી મહાવીર પ્રભુની મૂર્તિ છે. મંદિરમાં પ્રવેશ કરતાં જમણી બાજુએ પાંચ પ્રભુના ચ્યવન કલ્યાણકની પાદુકાઓવાળી એક દેરી છે. સામે ચાર પ્રભુના ગણધરોની પાદુકા છે. સમવસરણ મંદિરમાં પ્રવેશ કરતાં એટલે મૂળ પ્રવેશદ્વારમાં જતાં પાંચ પ્રભુના જન્મ કલ્યાણકની પાદુકા છે અને ડાબી બાજુ ચાર પ્રભુના દીક્ષા કલ્યાણકની પાદુકા છે-દેરી છે. હવે ઉપર સમવસરણ મંદિરમાં પગથીયાં ચઢીને જવાય છે તેમાં પ્રથમ જમણી બાજુ અનંતનાથ પ્રભુના કેવલ કલ્યાણકની પાદુકા-દેરી હતી પરન્તુ ત્યાં વેદી તૂટી જવાથી સમવસરણ મંદિરમાં પાદુકા પધરાવેલ છે. તેની સામે સુમતિનાથ પ્રભુની કેવળ કલ્યાણક દેરીમાં પાદુકા છે. ડાબી બાજુ શ્રી ઋષભદેવ પ્રભુની દીક્ષા કલ્યાણકની દેરીમાં પાદુકા છે, અને સામી બાજુ અભિનંદન પ્રભુની કેવલ કલ્યાણક પાદુકા દેરીમાં છે. મંદિર સુંદર અને પ્રાચીન છે. મંદિર બહુ જ જીર્ણ થઇ ગયેલ છે. ચોતરફ નમી ગયું છે અને તરાડો પડી ગઇ છે. દરવાજા પણ તૂટી ગયા જેવા જ છે. લગભગ દશેક હજારનો ખર્ચ થતાં કામ સારું થઇ જાય તેવું છે. અત્રે જીર્ણોદ્ધારનું કામ શરૂ થયું છે. અત્રેનો વહીવટ મીરજાપુરવાળા મીશ્રીલાલજી રેદાની કરે છે. અહીં દિગમ્બર મંદિર પણ છે. આપણાં મંદિરથી દૂર છે. અહીં કોઇ વાતનો ઝગડો નથી. બન્ને સમાજના મંદિર અને ધર્મશાળા તદ્દન અલગ જ છે. શ્વે. મંદિર અને મૂર્તિઓ વધારે પ્રાચીન છે, જ્યારે દિગમ્બર મંદિર અર્વાચીન છે. અહીં વૈષ્ણવ અને શૈવ સમ્પ્રદાયના પણ મંદિરો છે, પરન્તુ સર્વથી વધારે મન્દિરો રામચંદ્રજીનાં અને હનુમાનનાં છે. કુલ પાચ હજાર ત્રણસેં ને ગ્યારશી અજૈન મન્દિરો છે. આ મંદિરોની સંખ્યા જ સૂચવે છે કે અજૈનો આ તીર્થને કેટલું મહત્ત્વનું માને છે. એક ભાઇ અમને આમાંથી કેટલાંક સ્થાનો જોવા લઈ ગયા હતા. પરન્તુ બધે ભોગ ધરવાનો સમય થયો હતો એટલે જ્યાં જઇએ ત્યાં કહે ભોગ લાગ્યા છે (?) અમને સાંભળી હસવું આવતું. દુઃખ પણ થતું કે બિચારા દેવના ભોગ છે. ખરી રીતે રાગાન્ધ ભક્તોએ દેવના ભોગ જ લગાડ્યા છે. બાકી દેવની આટલી પરવશતા અને નિરાધારતા બીજી કઇ હોઇ શકે? અમુક નિયમ સમયે જ દર્શન દે, અન્ધ ભક્તોની ઇચ્છા પ્રમાણે જુદા જુદા અભિનય કરવા જ પડે. કયાં વિરાગી વીતરાગની દશા-સ્વતંત્રતા અને કયાં આ રાગીપણાની પરવશતા?

રામચંદ્રજીના મૂળ સ્થાનમાં અત્યારે મસ્જીદ છે. હિન્દુઓની નિરાધારતા, અનાથતા, દીનતા અને કાયરતાનું સાચુ જીવતુંજાગતું ચિત્ર અહીં જોવાય છે. બહાર રામચંદ્રજીની દેરી છે જ્યાં પૈસાના લાલચુ પંડાઓએ જન્મસ્થાન મનાવ્યું છે. આ સિવાય કૈકેયી કોપભૂવન, રામચંદ્રજી શૃંગારભૂવન, શયનભૂવન, રાજ્યભુવન આદિ સ્થાનો પ્રાચીન કહેવાય છે બાકી અત્યારે તો રામલીલાને નામે બાળલીલા જ રમાય છે. નથી એ આદર્શ પુરુષની પૂજા કે આરાધના-છે સ્વાર્થ

અને ભોગની આરાધના. અહીં વાંદરાઓથી ખાસ બચવા જેવું છે. મોટા મોટા વાંદરાઓ માણસોને પણ ડરાવે છે. જો લગાર પ્રમાદી કે બેદરકાર રહે તો જરૂર કંઈક ચીજ ગુમાવો જ. તે ત્યાં સુધી કે જરા ખ્યાલ ચૂકી જવાય તો તે વાંદરાઓ ભાણામાંથી પણ હાથ મારી જાય. આ અયોધ્યાનગરી ઘણા વર્ષોથી ભારતની ખાસ રાજધાની રહી છે. છેલ્લે મુગલાઈ સમયમાં અવધની રાજધાની હતી.

વિવિધ તીર્થકલ્પમાં અયોધ્યા કલ્પમાં નીચે પ્રમાણે વિશિષ્ટતા વર્ણવી છે. અયોધ્યાના અયોધ્યા, અવધ્યા, કોસલા, વિનીતા, સાકેત, ઇક્ષ્વાકુભૂમિ, રામપુરી અને કૌશલ નામો છે. આ નગરી શ્રી ઋષભદેવજી, અજિતનાથજી, અભિનંદનસ્વામી, સુમતિનાથજી અને અનંતનાથજી તથા શ્રી વીર ભગવાનના નવમા ગણધર અચલભ્રાતાની જન્મભૂમિ છે. રઘુકુલમાં થયેલા દશરથ, રામચંદ્રજી અને ભરત વગેરેની રાજધાની હતી. વિમલવાહન વગેરે સાત કુલકર અહીં ઉત્પન્ન થયા હતા.

શ્રી ઋષભદેવ ભગવાનના રાજ્યાભિષેક સમયે યુગલીયાઓએ પલાશ પત્રમાં જલ ભરી લાવીને પગે અભિષેક કર્યો હતો; તેથી ઇન્દ્રરાજે કહ્યું કે-આ પુરુષો સારા વિનયી છે ત્યારથી આ નગરી વિનીતા નામથી પ્રસિદ્ધ થઇ.

જ્યાં મહાસતી સીતા દેવીએ પોતાના શિયલના બલથી અગ્નિકુંડ જલમય બનાવ્યો હતો. તે જલપુર નગરીને ડુબાવી દેતો હતો તે પણ સીતા દેવીએ રોક્યો હતો.

જે અર્ધભરતના ગોળામાં મધ્યભાગમાં રહેલી છે, જે નવ જોજન વિસ્તારવાળી અને બાર જોજન લાંબી છે.

જ્યાં રત્નમય પ્રતિમારૂપે રહેલ ચક્રેશ્વરી દેવી અને ગોમુખ યક્ષ સંઘના વિઘ્ન હરે છે. અને જ્યાં ઘગ્ઘર દ્રહ અને સરયુ નદી મળે છે-સંગમ થાય છે તે સ્થાન સ્વર્ગદ્વારથી પ્રસિદ્ધ છે.

एसा पुरी अउज्झासरउ जल सिच्चमाण गढभित्ती ।
जिणसमयसत्ततित्थीजत्तपवित्तिअ जणा जयइ ॥ १ ॥

જેની ઉત્તર દિશામાં બાર યોજન દૂર અષ્ટાપદ પર્વત છે; જ્યાં શ્રી ઋષભદેવ ભગવાન સિદ્ધિપદ પામ્યા હતા. જ્યાં ભરતરાજાએ ત્રણ કોસ ઊંચું સિંહનિષદ્યા ચૈત્ય બનાવ્યું હતું. જેમાં પોતપોતાના વર્ણ, શરીર, માપ અને સંસ્થાન મુજબ ચોવીશ જિનવરેન્દ્રોનાં બિંબ સ્થાપિત કર્યાં હતાં તેમાં પૂર્વ દિશાના દ્વારમાં શ્રી ઋષભદેવ અને અજિતનાથજી, દક્ષિણ દિશાના દ્વારમાં સંભવનાથજી, અભિનંદનસ્વામિ, સુમતિનાથજી અને પદ્મપ્રભુજી ચાર; પશ્ચિમ દિશાના દ્વારમાં શ્રી સુપાર્શ્વનાથજી, શ્રી ચંદ્રપ્રભુજી, શ્રી સુવિધિનાથજી, શ્રી શીતલનાથજી, શ્રી શ્રેયાંસનાથજી,

શ્રી વાસુપૂજ્ય પ્રભુ, શ્રી વિમલનાથજી અને શ્રી અનંતનાથજી વગેરે આઠ તથા ઉત્તર દિશાના દ્વારમાં શ્રી ધર્મનાથજીથી લઇને શ્રી મહાવીર પ્રભુ વગેરે દશ તીર્થંકરોની મૂર્તિઓ સ્થાપન કરી હતી અને પોતાના ભાઈના સો સ્તૂપો પણ તેમણે જ કરાવ્યા હતા.

જે નગરીના મનુષ્યો અષ્ટાપદ ગિરિરાજની ઉપત્યકા-તલાટીમાં ખેલવા-ક્રીડા કરવા જતા હતા.

ચંદ્રકુલીન નવાંગી વૃત્તિકાર શ્રી અભયદેવસુરિસંતાનીય શ્રી દેવેંદ્રસૂરિજીએ દિવ્ય શક્તિથી આ નગરીમાંથી ચાર મહાન્ જિનબિંબ આકાશમાર્ગે લાવી સેરીસામાં સ્થાપિત કર્યાં હતાં

આજ પણ શ્રી ઋષભદેવજીનું મંદિર છે; જ્યાં પાર્શ્વનાથ વાડી છે; અને સહસ્રદ્વારો સીતા કુંડ છે. કિલ્લામાં રહેલ મત્તંગજ યક્ષ છે, જેની સામે આજ પણ હાથી નથી ચાલતા; ચાલે છે તો મૃત્યુ પામે છે. ગોપરાઇ પ્રમુખ અનેક લૌકિક તીર્થો છે.

આ નગરીના કિલ્લાની દીવાલો સરયૂનદીના જળથી રોજ ભીંજાય છે. અયોધ્યાને જૈનાગમોમાં સત્ય ( સાચું ) તીર્થ કહ્યું છે, જેની યાત્રા કરવાથી મનુષ્યો પવિત્ર થાય છે. છેવટે —

પંડિત હંસસોમ આ તીર્થનો પરિચય આ પ્રમાણે આપે છે. તે જુઓ

× × ×

અવજઝ નયરી અતિ ભલી એ મા. ઈંદ્રઈં વાસી જાણિ સુણિ ૩૯
આદિ અજિત અભિનંદજીએ મા. સુમતિ અનંતહ નાથ સુણિ
જનમભૂમિ તિહાં વંદતાં એ મા. સફલ હુઆ મુઝ હાથ સુણિ ૪૦
મરૂદેવી મુગતિ ગઇએ મા. સરગ દુઆરી ઠામિ, સુણિ
તાસ પાસ નઈ પેખઇએ મા. અચ્છઇ સરજજુ નામિ સુણિ ૪૧
નયરમાંહિં હવઇ પૂજસિઉએ મા. ચઉવીસમો જિણંદ સુણિ.
સનાથ કરી હવઇ ચાલસ્યુંએ મા. હીઅલઇ અતિ આણંદ સુણિ ૪૨ (પૃ ૨૧)

× × × ×

પાંચે જિણવર પાદુકાએ કીજઇ તાસ ગુણગાન
પઢમ જિણેસર પૂજીઇ આણી નિરમલ ધ્યાન ॥૮૧॥

નયરી અયોધ્યારાજીઓ પૂજી પઢમ જિણંદોરો
રામચંદ્ર પગલાં નમું મનિ ધરી પરમાણંદોરે ॥૮૨॥
( પૃ ૩૨, જયવિજય )

વિવિધ તીર્થકલ્પકારે અયોધ્યાથી બાર જોજન દૂર અષ્ટાપદ ગિરિરાજ લખેલ છે, તે અયોધ્યા મૂલ સ્થાનથી દૂર થઇ છે. અત્યારની અયોધ્યા એ મૂલ અયોધ્યા નથી આ વાતની સાક્ષી વિજયસાગરજી પણ આપે છે.

" પંચ તીર્થંકર જનમીઆ મૂલ અયોધ્યા દૂરી
જાણી થિતિ થાપી ઇહાં ઇમ બોલઈ બહુ સૂરી." મ. ૬.
( વિજયસાગરજી સમ્મેતશિખર તીર્થમાલા )

અયોધ્યાથી ચાર માઇલ દૂર ફૈજાબાદ છે અહીં એક નાનું સુંદર શ્વે. જૈન મંદિર છે જે બાબુ મોતીચંદજી નખતે બંધાવ્યું છે. અહીં ધર્મશાળા શ્વેતાંબરી છે, વ્યવસ્થા સુધારની ઘણી જ જરૂર છે. અહીં એક મ્યુઝીયમ છે જે ખાસ જોવા જેવું છે. અહીંથી ૬૯ માઇલ દૂર ઉત્તરે શ્રાવસ્તી નગરી છે જેને અત્યારે Samapat સેટમેટ કિલ્લા તરીકે બધા ઓળખે છે. આ પ્રાચીન શ્રાવસ્તી નગરી છે ત્યા પ્રાચીન જિનમંદિર હતુ. અત્યારે ખાલી છે. ત્યાંથી મૂર્તિ ઉઠાવી ફૈજાબાદના મ્યુઝીયમમાં રાખવામાં આવી છે. મૂર્તિ પરિકર સહિત છે આ સિવાય બીજી પણ જૈન મૂર્તિઓ છે. ખાસ દર્શનીય છે.

## રત્નપુરી

આ નગરી અયોધ્યાથી ૧૪ માઈલ દૂર છે, સ્ટેશન સોહાવલથી જવાય છે. ધર્મનાથ* પ્રભુનાં ચાર કલ્યાણુક થયાં છે સ્થાન પ્રાચીન અને સુંદર છે, ગામની બહાર એકાન્ત સ્થાનમાં વિશાળ ધર્મશાળા છે, અને અંદર ( ધર્મશાળા અને મંદિરનો દરવાજો એક છે. ધર્મશાળાના દરવાજામાં થઇને મંદિરના દરવાજામાં જવાય છે ) મંદિર છે. ધર્મશાળામાં કેટલોક ભાગ જીર્ણ થઇ ગયેલ છે, મંદિરના કમ્પાઉન્ડમાં પેસતાં સામે જ સમવસરણ મંદિર આવે છે, તેમાં ધર્મનાથ પ્રભુના કેવળ કલ્યાણુકની પાદુકા છે. સમવસરણ મંદિરના ચારે ભાગ ખુલ્લા જ હતા પરન્તુ એક ભાગ બંધ કરી શ્રી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ બિરાજમાન કરવામાં આવેલ છે. તેની સામે એક જિનમંદિર છે. આઠ પ્રાચીન ભવ્ય મૂર્તિઓ છે. મૂળનાયકજી પ્રાચીન ભવ્ય અને ચમત્કારી છે. હમણાં મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી નવા રૂપમાં જ મંદિર તૈયાર કરાવી ગયે વર્ષે જ પ્રતિષ્ઠા કરાવેલ છે. મંદિરની આજુબાજુ ચારે ખૂણામાં ચાર દેરીઓ છે. બધામાં પાદુકા છે. એકમાં ગણધર મહારાજની પાદુકા છે, અને બાકીની ત્રણમાં ધર્મનાથ પ્રભુના કલ્યાણકની પાદુકા છે.

*ધર્મનાથજી આપનું જન્મસ્થાન રત્નપુરી. પિતા નામ ભાનુરાજા, માતાનું નામ સુવ્રતારાણી હતું. રાજારાણીને પૂર્વે ધર્મ ઉપર અલ્પ રાગ હતો. ભગવાનના ગર્ભમાં આવ્યા પછી બંનેને ધર્મ ઉપર અત્યંત રાગ થયો. ગર્ભનો આવો મહિમા જાણી પુત્રનું નામ ધર્મનાથ રાખ્યુ. તેમનું ૪૫ ધનુષ્યપ્રમાણ શરીર, દસ લાખ વર્ષનું આયુષ્ય, સુવર્ણ વર્ણ અને વજ્રનું લાંછન જાણવું.

મંદિર અને ધર્મશાળા બન્ને શ્રી શ્વેતામ્બર સંઘના જ છે, તેની વ્યવસ્થા બે શ્વેતામ્બર જૈન શ્રીમંત કરે છે. નવા મંદિરની વ્યવસ્થા લખનૌવાળા કરે છે, અને સમવસરણ મંદિર, દેરીઓ અને ધર્મશાળાની વ્યવસ્થા મિર્જાપુરવાસી શ્વેતામ્બર શ્રીમાન્ ગીશ્રીલાલજી રેદાની કરે છે. તેમના તરફથી પૂજારી મુનિમી પણ કરે છે. અહીં શ્વે૦ દિગં૦ ઝઘડા નથી, બધાય અલગ જ છે. ગામમાં બે દેરીઓ છે, જેમા પાદુકા છે. ત્યાં શ્વે૦ દિ૦ બધાય દર્શન કરવા જાય છે. અહીં દિગમ્બરોનું ખાસ સ્થાન કઇ નથી એમ કહીએ તો ચાલે. તેમના યાત્રી ઓછા આવે છે અને આવનારને ઉતરવાનું સ્થાન નથી મળતું. શ્વે. ધર્મશાળા છે તેમાં અરજી કરી રજા લેવી પડે છે, એટલે ગામની જે દેરીઓ છે, તેમાં દર્શન કરી તેઓ ચાલ્યા જાય છે; બાકી પૂજનવિધિ આદિ શ્વેતામ્બરી થાય છે. શ્વે. મંદિરનો પૂજારી પૂજા કરી આવે છે. અમે પણ ત્યાં ગયા હતા. ત્યાં દિગંબરોનું કાંઇ ખાસ નથી. અહીં મોટું દુઃખ એ જ છે કે ધર્મશાળાની બહાર કસાઇઓની બજાર ભરાય છે, તે વખતે કસાઇખાનાની પાર વિનાની દુર્ગંધ છૂટે છે. આશાતનાનો ઘણો સંભવ છે. આ માટે ખાસ પ્રયત્ન કરવાની જરૂર છે, પરંતુ દ્વિમુખી વહીવટ હોવાથી એક ગુરુના બે અવિનયી શિષ્યો જેવી દશા ચાલે છે.

અહીં આવનાર ગૃહસ્થોએ અયોધ્યા ઉતરવું અને ત્યાંથી વાહનદ્વારા ફૈઝાબાદ થઈ રત્નપુરી જવુ. આ રસ્તેથી યાત્રા કરવી વધારે સાનુકૂળ છે નહિં તો ફૈઝાબાદ જંકશનથી પાંચ કોસ દૂર પશ્ચિમમાં સોહાવલ સ્ટેશન છે. (અયોધ્યાથી લખનૌ જતી લાઇનમાં વચ્ચે સ્ટેશન આવે છે) ત્યાંથી ૧ માઇલ ઉત્તરમાં નોરાઈ ગામ આવે છે. ત્યાં આપણું મંદિર અને ધર્મશાળા છે. મૂળ આ માઇલ દોઢ માઇલના રસ્તામાં વાહનની સગવડ જલ્દી નથી મળતી એમ સાંભળ્યું હતુ એટલે અયોધ્યાથી જ જવું ઠીક છે. પોસ્ટ અને તારઓફિસ ફૈઝાબાદ છે.

વિવિધ તીર્થકલ્પમાં રત્નવાહપુર કલ્પ શ્રી જિનપ્રભસૂરિજીએ આપેલ છે જેનો સંક્ષિપ્ત સાર આ પ્રમાણે છે.-

અહીં ધર્મનાથ પ્રભુજીના ચ્યવન, જન્મ, દીક્ષા ને કેવલજ્ઞાન ચાર કલ્યાણક થયા છે.

આ જમ્બૂદ્વીપના ભરત ક્ષેત્રમાં કોશલ દેશમાં, કે જેમાં અનેક નિર્મળ જળવાળા ઝરણાં, વનખંડો, સુંદર ઉપવનો, બગીચા છે અને શીતલ જળવાળી ઘર્ઘરનદીથી શોભતુ રત્નવાહ નામનુ નગર છે. આ નગરમાં ઈક્ષ્વાકુ વંશના કુલદીપક સમાન શ્રી ભાનુરાજા છે. તેમને સુવ્રતારાણી છે. તેમની કુક્ષીથી પંદરમા તીર્થંકર શ્રીધર્મનાથજીનો જન્મ થયો હતો. તેમના ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન ચાર કલ્યાણક અહીં થયાં છે. નિર્વાણ સમ્મેતશિખરજી ઉપર થયું છે

આ નગરમાં મનુષ્યોનાં નેત્રોને શાંતિ આપનાર નાગકુમારદેવતાથી અધિષ્ઠિત શ્રી ધર્મનાથજી પ્રભુજીનું મનોહર મંદિર બન્યું છે.

આ નગરમાં એક કારીગરમાં કુશલ કુંભાર રહેતો હતો. એને એક મોઢે ચઢાવેલો પુત્ર હતો. આ છોકરો વ્યસની અને ઉદ્ધત હતો. સાથે જ અતિશય કુતુહલી હતો. એને નાગરાજ સાથે મૈત્રી થઇ. પિતાના અતિશય દબાણથી એ કામ કરવા જતો પરંતુ નાગરાજે કહ્યુ-તુ રોજ મ્હારું થોડુ પુછડું કાપીને લઇ જા. એનું સોનું થશે. છોકરો રોજ સોનું લાવીને બાપને આપે. પિતાએ પૂછ્યું-તું ક્યાંથી લાવે છે? આખરે તેણે નાગરાજના પુંછડાની વાત કરી પિતાએ કહ્યું-તું મોટું પુછડુ કાપી લાવ. છોકરે ડરના માર્યા એવું ન કર્યું પરંતુ એક વાર પિતાએ જઈ, પાછળથી જોઇ એકદમ અર્ધા પુંછડાને કાપવા માંડયું. એકદમ નાગરાજે ક્રોધિત થઇ પિતાને, પુત્રને, તેના કુટુમ્બી કુમ્ભારોને બાળીને ભસ્મ કરી નાખ્યા બસ ત્યારથી ડરના માર્યા કુંભારો અહી રહેતા નથી અહીંના લોકો માટીના વાસણ બહાર ગામથી લાવે છે.

તે મંદિરમાં નાગની મૂર્તિથી અધિષ્ઠિત શ્રી ધર્મનાથભગવંતની મૂર્તિ અદ્યાવધિ વિદ્યમાન છે. ભાવિક ભક્તો વિવિધ પ્રકારે ભક્તિથી પૂજે છે. અન્ય દર્શનીયો આ સ્થાનને ધર્મરાજ નામથી ઓળખે છે

કોઇક વખત ચોમાસામાં વર્ષાદ ન થાય ત્યારે શ્રી ધર્મનાથભગવંતની મૂર્તિને હજારો દૂધના ઘડાથી સ્નાન-અભિષેક કરાવે છે જેથી તરત જ પુષ્કળ વરસાદ થાય છે.

અહીં કંદર્પા નામની શાસનરક્ષિકા દેવી અને કિન્નર નામનો રક્ષક યક્ષ શ્રી ધર્મનાથ ભગવાનની સેવાભક્તિ કરનાર ભક્ત જનોનાં વિઘ્નો દૂર કરે છે અને ઇચ્છિત કાર્યો પૂર્ણ કરે છે. આ નગર અત્યારે રતનપુરના નામથી પ્રસિદ્ધ છે.

અત્યારે પણ આ સ્થાન છે અને લોકો ભક્તિથી સેવે છે.

પ્રાચીન તીર્થમાલામાં આ તીર્થનો પરિચય આ પ્રમાણે આપ્યો છે;-

"રતનપુરી રલિઆમણી જિનમંદિર શુભ હોય રે,
ધર્મનાથ પદ પૂજઈ જિનપ્રતિમા ત્રણ જોય રે."

(જયવિજયજી સમ્મેતશિખર તીર્થમાલા, પૃ. ૩૨)

"સાત કોસ રણવઇ અચ્છઇ મા, પહિલું રયણપુર નામ, સુણિ.
ધર્મનાથ તિહા જનમીઆએ મા, ચઉમુખ કરઇ ઠામ, સુણિ. ૪૩
પૂજી પ્રણમિ પાદુકાએ મા, મઇ કીધી જિનવર સેવ."

(જયસાગર સમ્મેતશિખર તીર્થમાલા, પૃ. ૨૧)

# લખનૌ

નવાબી સમયની અવધની રાજધાની, વર્તમાનમાં યુ. પી.ની રાજધાની અને ગોમતીને કિનારે આવેલું આ શહેર ખૂબ પ્રસિદ્ધ છે. તેની એશઆરામી, સંગીત અને કલાપ્રેમ પણ એટલાં જ પ્રસિધ્ધ છે. નવાબ અશફ—ઉદ્દૌલ્લાનો ઈમામવાડો વગેરે સ્થાનો જોવા લાયક છે. બાકી કેટલીક કોલેજો, અજાયબ ઘર–મ્યુઝીયમ, યુ. પી.ની ધારાસભાનો હોલ, કેસરબાગ વિગેરે જોવા લાયક છે.

અહીં કેસરબાગમાં મથુરાના કંકાલીટીલામાંથી નીકળેલ પ્રાચીન ભવ્ય જિન-પ્રતિમાઓ દર્શનીય છે. વિવિધ આયાગપટો, મંદિરોના તોરણો, ખંભાત તથા ખંડિત મૂર્તિઓનાં અંગોપાંગો મળી કુલ ૭૦૦ ટુકડા છે. મથુરાનો ઘણોખરો ભાગ અહીં જ રાખવામાં આવેલ છે. પ્રાચીન જૈનશિલ્પ–મૂર્તિવિધાન, પૂજાવિધાન વગેરે અહીં નજરે જોવાય છે. ભગવાન મહાવીર દેવના ગર્ભાપહરણ અને આમલકી ક્રીડાનાં ચિત્રો–પથ્થર ઉપર આલેખેલા દશ્યો બહુ જ સુંદર છે. આ બધું જોઇને તો પાશ્ચાત્ય વિદ્વાનોએ કબૂલ્યું છે કે–મથુરામાં અને ઉત્તર પ્રાંતમાં એક વાર જૈન ધર્મનું સામ્રાજ્ય હશે.

લખનૌમાં અત્યારે ભવ્ય વિશાલ પ્રાચીન ૧૪ જિનમંદિરો છે. કેટલાંયે મંદિરોમાં સુંદર ચિત્રકામ છે. સુલ્તાનગંજના અષ્ટાપદાવતાર તીર્થનું ચિત્ર અમે અહીંની દાદાવાડીમાં જોયું હતું. ચંપાપુરીની પ્રાચીન શ્વેતાંબર જૈન મંદિરોની સ્થિતિ વગેરેનાં ચિત્રો પરમ આકર્ષક છે. ચાર ઘરમંદિરો મળી ૧૮ જિનમંદિરો છે. શ્રાવકોનાં ઘર થોડાં છે. આ મંદિરો ચુડીવાળી ગલ્લી, સોની ટોલા, સીંધી ટોલા, ફૂલવાળી ગલ્લી, શાહાદતગંજ અને દાદાવાડી વગેરે સ્થાનોમાં આવેલાં છે.

લખનૌના મ્યુઝીયમમાં રહેલ કેટલીક જૈન મૂર્તિઓનો પરિચય આ સાથે આપ્યો છે. લખનૌનું મ્યુઝીયમ શહેરથી ત્રણ માઇલ દૂર છે. આ મ્યુઝીયમમાં જૈનોનો પણ જુદો વિભાગ છે.

લખનૌનું મ્યુઝીયમ જોવા ગયા ત્યારે ઉપરોકત શિલાલેખો અને ત્યાં રહેલ ધાતુની પ્રાચીન જૈનમૂર્તિઓનાં દર્શન કર્યાં હતાં. એક મૂર્તિ જે હરદ્વારથી આવેલી છે તેમાં ૧૨૦૦ ની સાલનો લેખ છે એકમાં ૧૫૫૧ ની સાલ છે જે બીથુરથી આવેલ છે અને બીજામાં ૧૬૫૨ ની સાલ છે જે જયપુરથી આવેલ છે. લખનૌની મૂર્તિમાં મારવાડી અક્ષરોવાળો લેખ છે. મૂર્તિ સુંદર છે. બે પાષાણુની મૂર્તિઓ અને એક અંબિકાની સુંદર કળાના નમૂનારૂપ મૂર્તિ છે જેની ઉપર યાદવકુલમણિ બાળબ્રહ્મચારી શ્રી નેમનાથ પ્રભુની મૂર્તિ છે.

અમારી દૃષ્ટિએ પ્રાચીન લેખોવાળી કુશાન, કનિષ્ક અને હવિષ્કકાલીન મૂર્તિઓ છે. એક કંકાલીટીલાનો શિલાલેખ શંખાકાર અક્ષરોમાં છે તે પણ પ્રાચીન લાગ્યો. આ સિવાય વિક્રમની નવમી શતાબ્દી પછીના શિલાલેખો છે જેમાંના

થોડા અમે વાંચ્યા હતા. કુશાન અને કનિષ્ક તથા હુવિષ્કકાલીન મૂર્તિઓના શિલાલેખો તો અમને ન વંચાયા પણ દરેક મૂર્તિની નીચે ઇગ્લીશ નોંધ હતી, કેટલાકમાં હિન્દી નોંધ પણ હતી જે વાંચી.

અહીં લગભગ દોઢસોથી બસો જિનમૂર્તિઓ છે. પચીસ ઉપરાન્ત તો ચોવીસીઓ (પથ્થર)ની મૂર્તિઓ છે. મૂર્તિઓમાં તો પાંચ પચીશથી વધારે ભાગ્યે જ તદ્દન અખંડિત નીકળશે, બાકી બધી ખંડિત છે કોઇકના કાન, તો કોઇકના નાક, કોઇકની આંખો તો કોઇકના હાથ, કોઇકના પગ તો કોઇકના ગોઠણ ખંડિત છે. કેટલીક મૂર્તિઓનાં તો ભવ્ય વિશાલ મસ્તક જ છે. જ્યારે કેટલીક મૂર્તિઓનાં ધડ અને શિલાલેખો છે. વળી કેટલીક મૂર્તિઓના માત્ર પગ અને શિલાલેખો છે. લગભગ પચાસેક આયાગપટના ટુકડા છે. દસ વીસ અર્ધા ઉપર છે, થોડા આખા છે અને બાકીના તો ખંડિત જ છે. મંદિરના શિખરો, શિખર ઉપરના ભાગ, સુંદર આરસ જેવા લીસા પથ્થરોમાં કોતરેલા મનોહર તોરણો, પથ્થર ઉપર આલેખેલાં સુંદર ચિત્રો, મંદિરના પ્રવેશદ્વારના ઉત્તરંગો, પીઠિકા, સિંહદ્વાર, સિંહ અને હાથીનાં બાવલાં-પૂતળાં, પથ્થર ઉપર ઝીણી કારીગરીથી અંકિત નાના સ્થંભો, વિશાલ સ્થંભોના ટુકડા આદિ અનેકવિધ વસ્તુઓ જોઈ હૃદય જેટલું પ્રફુલ્લિત થયું તેથી અનેકગણી વેદનાથી હૃદયમાં અદૃશ્ય વેદના અનુભવી. કેવાં સુંદર ગગનચુમ્બી આલેશાન મંદિરો હશે ? નિરંતર ઘંટાનાદથી ગાજતાં એ મંદિરો ભૂગર્ભમાં સમાયાં અને આજે અસ્તદશામાં અન્ય પ્રેક્ષકોનું કુતુહલ ભાજન બની રહેલ દશા જોઈ કયા ભક્તજનનું હૃદય ન દ્રવે ? આ અપૂર્વ દૃશ્ય જોઈ કંઇક આનંદ અને શોકમિશ્રિત લાગણી સહિત ઘવાતા હૃદયે મકાનમાંથી બહાર નિકળ્યા.

ત્રીજે દિવસે પુનરપિ ત્યાં ગયા અને પરમ સંતોષપૂર્વક બધી મૂર્તિઓના શિલાલેખો જોયા. પહેલે દિવસે નોંધેલા નંબરોમાં ટૂંક વિગત ઉમેરી અને બીજી પણ નવી વસ્તુઓ જોઇ. આમાં એક હરણગમેષી દેવ કે જે ભગવાન મહાવીરનું દેવાનંદાની કુક્ષીમાંથી હરણ કરે છે તે વિષય એક મનોહર પથ્થર ઉપર આલેખાયેલ છે. આની શોધ કરવામાં બધાયથી વધારે મહેનત પડી. અન્તે ત્રણ વિભાગવાળો તે પથ્થર હાથ લાગ્યો. બધાનું મિલન કરી બરાબર ચિત્ર મેળવ્યું ત્યારે જ શાન્તિ થઇ.

સંગ્રહસ્થાનના મકાનમાં મુખ્ય ત્રણ વિભાગ છે. જમણી બાજુના ત્રણ હોલ, ડાબી બાજુના ત્રણ હોલ અને એક વચલી લાઈન છે. જો કે જમણા હોલની પાછળ પણ એક લાંબી લાઈન છે જેમાં ખાસ કરીને કનિષ્ક અને કુશાનકાલીન મૂર્તિઓ છે. દરેક મૂર્તિઓ ઉપર ઇગ્લીશમાં J છે અને નંબરો છે તે પણ ઇગ્લીશમાં જ છે. લગભગ નવસોથી હજારના નંબરો છે. આખા મકાનમાં માત્ર થોડા અપવાદ સિવાય બધા જૈનધર્મદ્યોતક જ પ્રાચીન અવશેષો છે J એ ખાસ જૈન વિભાગનું સૂચન કરે છે. જો કે M તથા E સંજ્ઞાવાળી જૈનમૂર્તિઓ છે પણ તે થોડી જ.

પ્રથમ વચલા વિભાગમાં નાની સુંદર જિનમૂર્તિઓ ઘણી છે. આઠ-દસ મોટી મૂર્તિઓ છે. આમાં થોડી અખંડિત છે. શિલાલેખો પ્રાયઃ ઘણી મૂર્તિઓ ઉપર છે. તેમ જ શાસનદેવી, મંદિર અને આયાગપટ્ટના ટુકડાઓ અસ્તવ્યસ્ત પથરાયેલ છે. આમાં અમને J 776 નંબરવાળી પંચતીર્થી બન્ને બાજુ કાઉસ્સગીયાવાળી શ્રી મુનિસુવ્રતસ્વામિની પ્રતિમાજી બહુ જ મનોહર લાગી. પ્રભુના મસ્તક ઉપર સુંદર મુગુટ છે, આભૂષણો છે અને લંગોટ છે. આભૂષણો અને પંચતીર્થી બનાવવામાં તો શિલ્પીએ કમાલ કરી છે. સુંદર કાળા અને કંઈક લીલાશ પડતા પત્થર ઉપર બહુ જ મનોહર મૂર્તિ રચવામાં આવી છે. તેની સુંદર પરિકર સહિત એક બેઠા મનુષ્ય જેટલી ઊંચાઈ છે. અને નીચે લેખ આ પ્રમાણે છે.

सं १०६३ माघ शुदि १३ बु...स्रावट वास्तव्य प्रागूरट वलिकुरी, सीया। (१) ककुल्योः सुतनवीवाक नाम्न......(२) श्रावकेन कारितेयं मुनिसुव्र (३) तस्य प्रतिमा ॥

લેખ તો લાંબો હતો પરંતુ વાદળાંનું અંધારું અને ઘસાઈ ગયેલ હોવાથી તેમજ સાધનોનો પણ અભાવ હોવાથી આખો ઉતારી શકાયો નથી પરન્તુ અગીયારમી શતાબ્દીની આ મૂર્તિની રચના બહુ જ આકર્ષક છે. મુગટ, કુંડલ અને અન્ય આભૂષણો એવાં સુરુચિપૂર્ણ આલેખાયાં છે કે તે જોતા મન લલચાઈ જાય છે.

આવી જ રીતે વચલી ચાલીમાં જ J 790, J 793 સુંદર અર્ધચન્દ્રાકારમાં બે મનોહર ચોવીસીઓ છે. અર્ધચન્દ્રાકાર પથ્થરમાં નાના જિનેશ્વરોની મૂર્તિ બહુ જ આકર્ષક અને રમ્ય છે. આ સિવાય બીજી પણ નાની પ્રતિમાઓ બહુ જ સુંદર અને હૃદયંગમ છે.

જમણા મોટા હોલમાં તો ઘણી જ પ્રાચીન અને મનોહર પ્રતિમાઓ છે, જેમાં મુખ્ય પદ્માસનસ્થ ચોમુખજીની પ્રતિમાઓ છે. મથુરાના પ્રાચીન જૈન સંગ્રહના મુગુટમણિની આને ઉપમા આપવી યોગ્ય છે. તેના નંબરો અનુક્રમે ૧૪૨, ૧૪૩, ૧૪૪, ૧૪૫ છે.

J 142 પ્રતિમાજી બહુ જ સુંદર અને વિશાલ છે.

J 143 મા નંબરવાળી પ્રતિમાજી બહુ જ સુંદર અને આકર્ષક છે. મનોહર હૃદય આકર્ષક સુંદર હાસ્ય ઝરતી આ પ્રતિમાજી મૌનપણે ત્યાગ અને તપનો અમોઘ મંત્ર આપણને સુણાવતી હોય તેમ લાગે છે. તેમાં લેખ નીચે મુજબ છે.

संवत् १०७६ कार्तिक (१) शुक्ल Y द्वाश्यां श्वेतांबर (૨) (પછી ઘસાઈ ગયેલ છે.) माथुरी (३) कायां श्री देववि... (પંક્તિ પૂરી) (બીજી પંક્તિ ઘસાઈ ગયેલ છે.) ત્રીજા ખંડમાં प्रतिमा प्रतिष्ठापिता. ચોથામાં ઉપરની બે લકીરો છે.

J 144 પ્રાનમ જી ભવ્ય છે. લેખ નથી ઉકલતો.

J 146 આ સુંદર વિશાલ પ્રતિમાજી ઉપરથી નીચે મુજબ લેખ અમે લીધો છે.

સંવત્ ૧૧૬૪, શ્રી સેતમ્બર શ્રી, માથુર સંઘસ્ય, દેવન્તિ (?) નિર્મિત પ્રતિમાકારી આની નીચે વસ્ત્રધારી સાધુઓ ભક્તિભાવે અંજલિ જોડી ઊભા છે. બહુ જ રમ્ય અને મનોહર લાગે છે

ચારે એકી પ્રતિમાઓ એક જ સમયની અને સમાન આકૃતિવાળી જ હશે; પરન્તુ કોઈ કારણવશાત્ ત્રણ પ્રતિમાઓ ન રહેવાથી થોડા જ સમયમાં બીજી મૂર્તિઓ બનાવરાવી તેનું સ્થાન પૂરવામાં આવ્યું હશે.

યદ્યપિ પ્રતિમાઓ તો ચારે મનોહર છે કિન્તુ ૧૪૩ નંબરવાળી પ્રતિમામાં તો કોઈક કલાધર વિધાતાએ પરમ શાંતિના સમયે તેની રચના કરી સાક્ષાત્ પ્રભુતાને ઉતારી છે એમ કહું તો ચાલે. તેનું હૃદયંગમ હાસ્ય, અમૃત ઝરતું કાંઈક નમણું અને ખુલ્લું નેત્રકમલનું યુગલ પ્રેક્ષકને ત્યાંથી દૂર ખસવાનું મન જ નથી થવા દેતું. તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ઉપર બિરાજમાન યુગાદિદેવ શ્રી આદિનાથ પ્રભુથી સહેજ નાની આ ચારે પ્રતિમાઓ છે. આ જિનમૂર્તિઓ માટેનું સ્થાન મ્યુઝીયમ લાગતું નથી પરન્તુ પર્વતના શિખર ઉપર બિરાજમાન આલેશાન ગગનચુમ્બી જિનમંદિરો જ છે.

J 77 માં પ્રભુ પાર્શ્વનાથની મનોહર મૂર્તિ છે.

J 879 પણ પાર્શ્વનાથ પ્રભુની બહુ જ સુંદર પ્રતિમાજી છે. નાગરાજનું જ મનોહર આસન અને ધરણેંદ્રની સેવા આદિ દૃશ્ય બહુ જ રળીયામણું લાગે છે.

J 236 નાની સુંદર ચૌમુખજી છે. આકૃતિ નાની છે પરન્તુ વૈરાગ્ય અને શાન્તિના ઉપદેશામૃતનો ધોધ વહેવરાવતી એ મૂર્તિઓ છે.

J 626 હરિણગમેષી દેવ દેવાનંદાની કુક્ષીમાંથી ભગવાન મહાવીરને હસ્તસંપુટમાં ઉપાડીને રાણી ત્રિશલાની કુક્ષીમાં પધરાવવા લઈ જાય છે તે સમયનું આમાં આલેખન છે. એક બાજુ મનોહર શય્યામાં દેવાનંદા સૂતા છે. બીજી બાજુ રાજભુવનમાં પલ્યંકશય્યામાં ત્રિશલાદેવીજી સૂતાં છે. આનંદથી પરમ શાન્તિમાં લીન હોય તેમ નિદ્રાવસ્થામાં સૂતાં છે. પાસે દાસીઓ સૂતી છે. વચ્ચે હરિણગમેષી દેવી પ્રભુ વીરને આજ્ઞાથી હરતા ઉપાડીને દેવરાણી ત્રિશલાના ભુવન પાસે આવ્યા છે. એવું સરસ દૃશ્ય છે કે શિલ્પી જાણે તે સમયે દષ્ટારૂપે હાજર જ હોય ને દેવાનંદાના, ત્રિશલાદેવીના અને હરિણગમેષીના ભાવો જોયા હોય, સ્થિત્યંતર, પરાવર્તન નજરે નિહાળ્યું હોય તેમ મૂળ વસ્તુ જ સાક્ષાત્ કરાવી છે. આ ચિત્રપટ શોધનાં અમને એક કલાક થયો હતો; પથ્થર તુટી ગયેલ છે. મહામહેનતે મેળવી એક કરી ધારી ધારીને જોયું ત્યારે જ એનાં દર્શન થયાં હતાં

J 53 તથા 54 ભગવાનની મૂર્તિ છે; સિંહના પાયાવાળી પાટ; પાટ નીચે વચમાં ધર્મચક્ર અને બન્ને બાજુ વસ્ત્રધારી મનોહર સાધુઓની આકૃતિ છે. આવી જ બીજી બે પ્રતિમાઓ છે જેમાં એકમાં શ્રમણોપાસકો-શ્રાવકોની આકૃતિ છે જ્યારે બીજીમાં સાધુઓ અને શ્રાવકો બન્ને સાથે જ ભક્તિભાવે હાથ જોડીને ઊભા છે.

J 118 માં સુંદર ભામંડલ સહિત મનોહર મૂર્તિ છે.

J 18 એક સુંદર ચોવીસી છે, સાથે જ પંચતીર્થી છે અને વચમાં શ્રી ઋષભદેવ પ્રભુની મનોહર મૂર્તિ છે. ખભા સુધી વાળ ઉતર્યા છે. બહુ જ સરસ અને દર્શનીય છે. અર્ધ ખીલેલા કમલસમ નેત્રયુગલ અને શાંત સુધારસ વહેતું મુખમંડળ ખરે જ આકર્ષણીય છે.

J 880 A તેમાં નીચે મુજબ લેખ છે.

सं. ११३२ ज्येष्ठ शुदि २ शनौ पं. ऋ॰ सोमदेव तस्य शिष्य विशाल-देव प्रतिमं प्रणमति.

J 871 નેમનાથ પ્રભુના શાસનની અધિષ્ઠાયિકા અંબિકા દેવીની બહુ જ મનોહર આકૃતિ છે

J 258 એક અખંડિત આયાગપટ્ટ છે. મનોહર પથ્થર ઉપર આલેખેલ છે જે જૂના સમયમાં શ્રાવકો ઘરમાં પૂજા માટે રાખતા. વચમાં સુંદર જિનમૂર્તિ છે અને આજુબાજુ સુંદર કોતરણી છે. આવી જ રીતે J 249, J 250 માં પણ સુંદર આયાગપટ્ટ છે.

J 949 કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઊભેલી મનોહર જિનમૂર્તિ છે. તેમાંય તેના લંગોટની રચના બહુ જ ધ્યાન ખેંચે છે.

J 776 આ પણ સુંદર લંગોટબદ્ધ કાઉસ્સગ્ગ ધ્યાનમાં લયલીન જિનમૂર્તિ છે તેમજ તેની ઉપર પણ એક નાની રમ્ય જિનમૂર્તિ છે.

J 16 રાજા કનિષ્કના સમયની આ બહુ જ મનોહર મૂર્તિ છે.

J 1 એક જૈન આર્યાવર્તની મૂર્તિ છે. એક ગોળ પથ્થરમાં આકૃતિ આલે-ખેલી છે પરન્તુ ઘણા કાળથી જમીનમાં રહેવાથી બહુ જ ઘસાઇ ગયેલ હોવાથી સ્પષ્ટ આકૃતિઓ જણાતી નથી પરન્તુ બહુ જ ધારીને જોવાથી દેવનું પૂજન કરતી દેવીઓ અને પાસે જ ઉભેલી આર્યિકાઓ જણાય છે. પછી તો વિશેષ શોધ થવાથી જણાય તે ખરૂ.

J 24 આમાં એક સરસ્વતી દેવીની બહુ જ મનોહર આકૃતિ છે...વાહિની આ દેવીની મૂર્તિ જોઈ હૃદય બહુ જ આનંદિત થાય છે. કયા સરસ્વતી ઉપાસકે આ વાગ્દેવીની અર્ચના નથી કરી ? પણ આ મૂર્તિ જોતાં હૃદયમાં તરત જ ભક્તિ-ભાવના જાગૃત થાય છે અને તેનો કૃપાકટાક્ષ મેળવવા મન લલચાય છે.

J 35 કુશાનકાલીન મનોહર મૂર્તિ છે.

E 9 રાજા કનિષ્કના સમયની મૂર્તિ અને શિલાલેખ છે.

J 31 કુશાનકાલીન મનોહર મૂર્તિ છે જેમાં સં. ૯૩ નો ઉલ્લેખ છે.

J 27 કુશાનકાલીન મનોહર મૂર્તિ છે જેમાં સં. ૯૨ નો ઉલ્લેખ છે.

J 26 કુશાનકાલીન મનોહર મૂર્તિ છે જેમાં સ ૬૦ નો ઉલ્લેખ છે.

J 2 ભગવાન મહાવીરની સુંદર મનોહર પ્રાચીન પાદુકા છે. લગભગ ૧ થી ૪૦ સુધીના નંબરોમાં કુશાન અને કનિષ્કકાલીન મૂર્તિઓ છે.

J 777 નેમનાથ ભગવાનની સુંદર મૂર્તિ છે. ગાદીમાં સુંદર નકશીકામ ખાસ જોવા યોગ્ય છે.

આ સિવાય બહારના વરન્ડાની આકૃતિઓ પણ બહુ જ મનોહર છે જેમાં ચોવીસવટા સહિતની શ્રી આદિનાથ પ્રભુની મૂર્તિ સુંદર છે; મનોહર કોરણીવાળું પરિકર સુંદર વૃષભ લંછન અને શાસનદેવી આલેખેલ છે.

એક પથ્થર કે જેનો નંબર મને ન જડયો તેમાં ભગવાન મહાવીરનો જન્મોત્સવ દેવતાઓ આનંદથી ઉજવે છે તેનું મનોહર દૃશ્ય છે.

સુંદર બારીક નકશીથી ભરેલા મંદિરના સ્થંભો અને તેમાંય સિંહાસનના પાયાની કોરણીમાં તો શિલ્પકારે પોતાનું જીવન રેડયું હોય તેમ લાગે છે. કોઈ પણ કલા વર્ષોની આરાધના સિવાય સિદ્ધ નથી થતી પરન્તુ તે માટે અથાગ પરિશ્રમ, અપૂર્વ ત્યાગ અને ઉન્નત જીવન જોઈએ. આમાં એવા જ શિલ્પકારે પોતાની તપસ્યાની સિદ્ધિ અહીં કરી છે એમ લાગે છે.

## કાનપુર

યુ. પી નું પ્રસિદ્ધ વ્યાપારિક શહેર છે. મહેશ્વરી મહોલ્લામાં એક સુંદર કળામય ભવ્ય જિનમંદિર છે. મૂલનાયક શ્રી ધર્મનાથજી છે, મંદિરજી ખાસ દર્શનીય છે. કાચ તથા મીણાકારીના અદ્ભુત નમૂનારૂપ આ મંદિર છે. કલકત્તાના કાચના મંદિર કરતાં આ મંદિર નાનું છે છતાંયે મીનાકારીમાં તો અમુક અંશે વધી જાય છે. ચિત્રોમાં સાચા મોતીથી કામ કરેલું છે. સ્તોત્રોના શ્લોકો પણ સુંદર છે.

મંદિરજી પાસે નાનો બગીચો છે. સાથે જ સુંદર રાજસ્થાન કલાના નમૂનારૂપ છે. સંતોકચંદજી બાંઠારીની જાતમહેનત અને લાગણી પ્રશંસનીય છે કે જેમના પ્રયત્નથી આ મંદિર આવી ઉન્નત સ્થિતિએ આવ્યું છે.

મંદિરજીની સામે જ નાની ધર્મશાળા છે, ઉપાશ્રય છે. શ્રાવકોના ઘર થોડાં છે.

# શૌરીપુરી

યદુકુલતિલક બાળબ્રહ્મચારી શ્રી નેમિનાથજી* ભગવાનની જન્મભૂમિ તરીકે, આ સ્થાન બહુ જ પ્રસિદ્ધ છે. શૌરીપુરની સ્થાપનાનો પ્રાચીન ઉલ્લેખ વસુદેવ-હિંડી જેવા પ્રાચીન ગ્રંથમાં આ પ્રમાણે મળે છે.

"હરિવંશમાં સોરી અને વીર નામના બે ભાઇ હતા, જેમાં સોરીએ સોરીયપુર વસાવ્યું અને વીરે સોવીર વસાવ્યું. સોરીનો પુત્ર અંધકવૃષ્ણિ હતો જેને ભદ્રા રાણીથી ( નેમનાથ ભગવાનના પિતા ) વગેરે દસ પુત્ર તથા કુન્તી અને માદ્રી એમ બે પુત્રીઓ જન્મી. વીરનો પુત્ર ઉગ્રસેન થયો. ઉગ્રસેનને બન્ધુ, સુબંધુ અને કંસ વગેરે પુત્રો થયા."

આ સિવાય આગમ ગ્રંથો જેવાં કે શ્રી સમવાયાંગ સૂત્ર, ઉત્તરાધ્યયન સૂત્ર, આવશ્યકનિર્યુક્તિ, કલ્પસૂત્ર આદિ સૂત્રો તથા અનેક ચરિત્રગ્રંથોમાં શ્રી નેમિનાથ ભગવાનની જન્મભૂમિ શ્રી શૌરીપુરનો, અને તેના વૈભવનો સવિસ્તર ઉલ્લેખ મળે છે. આ પ્રદેશમાં જૈનોનું સામ્રાજ્ય હતું. ઉત્તર પ્રાંતમાં પ્રાચીન કાલમાં મથુરા અને શૌરીપુર જૈનપુરી કહેવાતી. આજે આ મહાન નગરીમાં થોડાં ઝુંપડાં જ વાસ કરે છે.

પુરાણી શૌરીપૂરી તો યમૂનાના તોફાની પ્રવાહમાં તણાઇ ગઇ છે. આજ તો ત્યાં ચોતરફ પહાડીઓ અને ટીંબા( ટીલા ) ઊભા છે. એક ઊંચી પહાડી ઉપર જૈન શ્વેતાંબર મંદિર, જૈન શ્વેતાંબર ધર્મશાલા જે ૫-૬ માઇલ દૂરથી દેખાય છે. સફેદ દૂધ જેવું મંદિર દૂરથી બહુ જ આકર્ષક અને રળીયામણું લાગે છે. મંદિર પણ સરસ અને સુંદર છે, પરમશાન્તિ અને આનંદનું ધામ છે. શ્વેતાંબર જૈન સંઘે જૂના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી નવું મંદિર બંધાવ્યું છે. મૂળનાયક શ્રી નેમનાથજી ભગવાનની શ્યામ પ્રતિમાજી ભવ્ય અને વિશાળ છે. મંદિરજીની સામે નાની જૂની ધર્મશાલા છે, તેની પાસે બહુ જ ઊંડો મીઠા પાણીનો કૂવો છે, અને તેની નજીકમાં કલકત્તાનિવાસી બાબુ લક્ષ્મીચંદજી કર્ણાવટના સુપુત્રોએ એક વિશાલ શ્વેતાંબર જૈન ધર્મશાલા બંધાવી છે.

અહીં જગદ્‌ગુરુ આચાર્યશ્રી હીરવિજયસૂરીશ્વરજી મહારાજ ૧૬૪૦ માં યાત્રાએ

---

* અરિષ્ટનેમિ-જન્મસ્થાન શૌરીપુર, પિતાનું નામ સમુદ્રવિજય રાજા અને માતાનું નામ શિવાદેવી રાણી હતું. પ્રભુ ગર્ભે આવ્યા પછી માતાએ સ્વપ્નમાં અરિષ્ટ એટલે કાળા રત્નની રેલ દીઠી તથા આકાશમાં ચક્ર ઉછળતું દીઠું એવો પ્રભાવ જાણી પુત્રનું અરિષ્ટનેમિ નામ રાખ્યું હતું તથા બીજું નામ શ્રીનેમિનાથ રાખ્યું હતું.; તેમનું દશ ધનુષ્યનું શરીરમાન અને એક હજાર વર્ષનું આયુષ્ય હતું. શ્યામવર્ણ અને લંછન શંખનું હતું.

પધાર્યા હતા અને પ્રતિષ્ઠા પણ કરાવી હતી, જેનો ઉલ્લેખ શ્રી હીરસૌભાગ્ય કાવ્ય, ઉ. શ્રી ધર્મસાગરજી કૃત તપગચ્છ પટ્ટાવલી, વિજયપ્રશસ્તિ અને પ્રાચીન તીર્થમાળામાં ઉપલબ્ધ છે તથા સૂરીશ્વર ને સમ્રાટ્ પટ્ટાવલીસમુચ્ચય ભાગ પહેલામાં પણ છે.

છેલ્લે છેલ્લે શૌરીપુરમાં સાત જિનમંદિર અને ૧૪ જિનમૂર્તિઓનો ઉલ્લેખ મળે છે.

શ્વેતાંબર ધર્મશાળાની બાજુમાં અને પાછળ નાની ઘુમટીઓ દેરી વગેરે છે જે બધું શ્વેતાંબરી જ છે, પરન્તુ હમણાં દિગંબર ભાઈઓએ ત્યાં ઝઘડો શરૂ કર્યો છે. ઘણા વર્ષ કેસ ચાલ્યા પછી શ્વેતાંબરો જીત્યાં છે. દિગંબરોએ હાઈકોર્ટમાં અપીલ કરી છે.

દિગંબરો આ સ્થાનને તીર્થભૂમિ નથી માનતા. માત્ર ઝઘડવા ખાતર જ ઝઘડો કરે છે. દિગંબરો બટેશ્વર કે જે શૌરીપુરથી ૧-૧॥ માઇલ દૂર છે ત્યાં જ જતા. યદ્યપિ બટેશ્વરનુ મંદિર પણ શ્વેતાંબરી હતું. ત્યાં મૂર્તિઓ શ્વેતાંબરી હતી જેના ફોટા પણ લેવાયા છે, પરન્તુ બાદ આગ્રહને વશ બની દિ૦એ તે મૂર્તિઓ, પ્રમાણો વગેરે હટાવી દીધાં છે. બટેશ્વરનું મંદિર યતિજીના મંદિર તરીકે પ્રસિદ્ધ હતુ. ૧૯૧૫ સુધી શ્વે. યતિજી વ્યવસ્થા કરતા હતા. દિ ગ્રંથોમાં તો દ્વારકાના પાંડારૂપ શૌરીપુરનો ઉલ્લેખ મળે છે એટલે દિગંબરોનું તીર્થ નથી છતાંયે લઢે છે.

શૌરીપુરમાં ચોતરફ ખોદકામ કરવાથી ઘણી નવીન વસ્તુઓ મળે તેમ છે. હાલમાં વર્ષાદમાં ધોવાઇ જતાં સીક્કા, પુરાણી ઈંટો વગેરે મળે છે.* અહીં આવ-

* અહીં આજુબાજુ જૈનોની વસ્તી ઘણી હતી, મંદિરો પણ હતાં. પીરોજાબાદ, ચંદાવાડી, સુપડી (રપડી) જેને માટે હીર સૌભાગ્યમાં લખ્યું છે, યમી સમીપે રપડીપુરે અહીથી શૌરીપુર નજીક છે. આ બધે સ્થાને જિનમંદિરો હતા. ચાંદાવાડી ફીરોજાબાદથી દક્ષિણે ત્રણ માઈલ દૂર યમુના કાંઠે છે. તેનું બીજું નામ સાદિયાબાદ છે. અહીં પુરાણું જિનમંદિરનાં ખંડિયેરો ઊભાં છે; શિખર છે, થાભલા છે. અહીં એક પ્રાચીન સ્ફટિકની મૂર્તિ હતી. આનો ઉલ્લેખ આ પ્રમાણે મળે છે.

ચંદ્રપ્રભ ચંદવાડિમાં રૂપડી રાખું પ્રેમ. પૃ. ૧૨

ચંદવાડિમાહે સુખદાતા ચંદ્રપ્રભ વંદો વિખ્યાતા. ॥ ૧૪ ॥

સ્ફટિક રત્નની મૂર્તિ સોહે ભવિ જનનાં દીઠાં મન મોહે. પૃ. ૭૪

તિહાંથી જઈઇ ચંદવાડ કરી નિરમલ કાય, ચંદ્રપ્રભુ પૂજી કરી વલી કીધ પયાણ; સરપાડનયરિ જઈ કરી કીજઈ મેલ્હાણ. પૃ. ૨૩

આ મૂર્તિ ત્યાંના માળીના હાથમાં ગઇ. તે પૈસા લઇને યાત્રિકોને દર્શન કરાવતો આ મૂર્તિ દિ. એ લઇ પોતાના મંદિરમાં પધરાવી છે. થોડા વર્ષ પહેલાં જ આ પ્રસંગ બન્યો છે.

નાર શ્રાવકોએ આગ્રાથી આવવું વધારે સારું છે. આગ્રાથી શૌરીપુર ૪૩-૪૪ માઈલ દૂર છે અને મોટરો મળે છે. વચમાં થોડો કાચો રસ્તો આવે છે પણ વાંધા જેવું નથી. તેમજ E. I. R. ની મેઈન લાઇનમાં સિકોહાબાદ જંકશનથી ૧૪ માઈલ દૂર શૌરપુર છે પણ ઘણીવાર વાહનની અડચણ પડે છે. છેલ્લા ચાર માઇલમાં જંગલનો રસ્તો છે. ડર લાગે તેવું છે બાહાથી પણ શૌરીપુર જવાય છે.

## આગરા

મુગલાઈ જમાનામાં આ શહેર આબાદ થયું અને ઉન્નતિના શિખરે પહોંચ્યું. દુનિયામાં આશ્ચર્યરૂપ ગણાતી વસ્તુઓમાં આગરાનો તાજમહેલ ખાસ ગણાય છે. એ તાજમહેલ અહી જ યમુનાકિનારે છે. ઇ. સ. ૧૬૪૮ માં શાહાંજહાંએ આ તાજમહેલ બંધાવ્યો હતો.

બાદશાહ અકબરનો પ્રસિદ્ધ કિલ્લો પણ અહીં જ છે. જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીએ વિ. સં. ૧૬૪૦ માં અહીં ચિન્તામણી પાર્શ્વનાથ જિનમંદિરની સ્થાપના કરી હતી. આ સિવાય ઉ. શાન્તિચંદ્રજી, ઉ. શ્રી ભાનુચંદ્રજી, સિદ્ધિચંદ્રજી વગેરે ઘણી વખત અહીં પધાર્યા હતાં. ઉ. વિવેકહર્ષ ગણીએ પણ અહીં પ્રતિષ્ઠાઓ કરાવી છે. તેમજ શ્રી જં. યુ. પ્ર. શ્રી જિનચંદ્રસૂરિજી પણ અહીં પધાર્યા છે અને પ્રતિષ્ઠા કરાવી છે.

રોશન મહોલ્લામાં શ્રી ચિન્તામણી પાર્શ્વનાથજીનું મંદિર; જગદ્ગુરુજીના સમયનો પ્રાચીન ઉપાશ્રય, જૈન શ્વેતાંબર ધર્મશાલા, શ્રી વીરવિજયજી લાયબ્રેરી, વીરવિજયજી પાઠશાલા, આત્માનંદ પુસ્તકપ્રચારકમંડલ વગેરે છે.

આગ્રામાં ૧૧ જિનમંદિરો છે. તેમાં સૌથી પ્રાચીન ૧ચિન્તામણી પાર્શ્વનાથજીનું મંદિર છે. બીજું શ્રી વાસુપૂજ્ય પ્રભુનું મંદિર છે, અને શ્રી ૨મંદીરસ્વામીનું મંદિર પણ પ્રાચીન છે. બાકી શ્રી શાન્તિનાથનું, ગોડીજી પાર્શ્વનાથજીનું, શ્રી સુવિધિનાથનું, નેમનાથજીનું, શ્રી કેસરીયાજીનું, શ્રીમહાવીર પ્રભુનું વગેરે મંદિરો છે. બેલનગંજમાં સુદર મંદિર છે દાદાવાડીમાં શ્રી મહાવીર પ્રભુનું સુંદર મદિર છે. નચે ભોંયરામાં પ્રાચીન વીર પ્રભુની પ્રતિમા તથા શ્રી મણિભદ્રજી ચમત્કારી છે. શ્રી

---

१ मणि सुराणां तनुमत्समीहितं प्रदित्सयेव त्रिदिवादुपागतम् ।
स तत्र चिन्तामणिपार्श्वतीर्थपं, महमहेन प्रतितस्थिवान्प्रभुः ॥१५२॥

જગતના મનુષ્યની ઇચ્છિતપૂર્તિ માટે દેવલોકમાથી આવેલ ચિન્તામણી રત્ન સમાન શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથના તીર્થની મોટા મહોત્સવપૂર્વક આગ્રામાં પ્રતિષ્ઠા કરી.

૨. ખરી રીતે શ્રી ચંદ્રાનન પ્રભુજીની મૂર્તિ જ મૂલનાયક છે. આખા શહેરમાં શ્રી સીમંધરસ્વામિજીના મંદિર તરીકે પ્રસિદ્ધ હોવાથી મેં તે જ નામ આપ્યું છે.

હીરવિજયસૂરિજીનો સ્તૂપ–પાદુકાની દેરી પણ દર્શનીય છે. કમ્પાઉન્ડની બહાર દાદાજીના પગલાંની દેરી છે. આ બાગ હીરાનંદ નીહાલચંદે બંધાવ્યો હતો.

આગ્રામાં શ્રી ચિન્તામણી પાર્શ્વનાથજીના મંદિરમાં પાછળના ભાગમાં માં પ્રાચીન કાલીન, કે જે વખતે શ્વે. દિ ના ભેદ નહોતા પડ્યા તે વખતની પરંતુ શ્વેતાંબર આચાર્ય પ્રતિષ્ઠિત શ્રી શીતલનાથજીની* વિશાલ સુંદર મૂર્તિ છે. જૈન જૈનેતર બધાય નમે છે. વિ. સં. ૧૮૧૦માં પં. શ્રીકુશલવિજયજીએ આ મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી છે જેનો શિલાલેખ પણ વિદ્યમાન છે. બાજુમાં અષ્ટાપદજી શાંતિનાથજીનું દેરૂં છે તેની બાજુમાં ચૌમુખજી છે. જે ઉ. શ્રી વિવેકહર્ષગણિ પ્રતિષ્ઠિત છે. બહારના ભાગમાં ચોકમાં શ્રી જગદ્‌ગુરુજી શ્રી હીરવિજયસૂરીશ્વરજીની મૂર્તિ છે તેમજ શ્રી પાર્શ્વનાથજી વિગેરે પ્રભુજીની મૂર્તિઓ છે.

આ મંદિરની વ્યવસ્થા શ્વેતાંબર શ્રી સંઘ સંભાળે છે. પૂજનવિધિ શ્વેતાંબરી જ થાય છે. અંગરચના, મુગુટ આદિ ચઢે છે.

આખો રોશન મહોલ્લો શ્વેતાંબર જૈનસંઘને શ્રી ચિન્તામણીજીના મંદિર માટે અર્પણ થયેલ હતો પરન્તુ શ્વે. સંઘની વસ્તી ઘટી, આપસમાં અનૈક્ય અને કમજોરીના કારણે થોડાં મકાનો સંઘના હાથમાં છે અહીંનો શ્રી સંઘ મથુરા તીર્થ અને શૌરીપુર તીર્થ સંભાળે છે. બેલનગંજમાં શ્રી વિજયધર્મલક્ષ્મી જ્ઞાનમંદિરનો બહુ જ સુંદર પુસ્તકસંગ્રહ છે. વ્યવસ્થા સારી છે. આ સિવાય ધર્મશાળાં અને પ્રેસ પણ તેમનો જ છે.

આગ્રા આવનાર યાત્રિકોએ આગ્રાફોર્ટ સ્ટેશન ઉતરવું. ત્યાંથી પાંચ જ મીનીટને રસ્તે રોશનમહોલ્લામાં જૈન શ્વેતાંબર ધર્મશાળા છે. વ્યવસ્થા સારી છે. બાબુજી શ્રીયુત દયાળચંદજી જોહરી વ્યવસ્થા સારી રાખે છે.

## મથુરા

ઉત્તર ભારતની પ્રાચીન કાલીન જૈનપુરી હતી. સાતમા તીર્થંકર શ્રી સુપાર્શ્વનાથજીના શાસનકાલથી મથુરા તીર્થરૂપ બન્યું હતું. વિવિધતીર્થકલ્પમાં શ્રી જિનપ્રભસૂરીશ્વરજી આ સંબંધી જણાવે છે કે–શ્રી સુપાર્શ્વનાથ ભગવાનના શાસનકાલમાં ધર્મરૂચી અને ધર્મઘોષ નામના બે મુનિ મહાત્માઓ અહીં પધાર્યા અને ચાતુર્માસ

* શ્રી શીતલનાથજીની દેરીનું પચરંગી કામ આગ્રા શ્રી શ્વેતાંબર સંઘે બહુ જ સુંદર કરાવ્યું છે, જેમાં હજારો રૂપીયાનો ખર્ચ કર્યો છે. ખાસ દર્શનીય સ્થાન છે. આગ્રામાં તાજ કોલેજે, દયાલબાગ, સિકન્દરા, એત્માદપુર વગેરે જોવાલાયક સ્થાન છે. આગ્રાથી ૨૨ માઈલ દૂર ફત્તેહપુરસિક્રી છે જ્યાં શ્રી હીરવિજયસૂરિજી બાદશાહ અકબરને મળ્યા હતા તે જ આ ફત્તેહપુરસિક્રી. જૈન સાધુઓને ઉતરવાનું સ્થાન અત્યારે પણ દેખાય છે.

રહ્યા. તેમણે નગર અધિષ્ઠાત્રી કુબારે દેવીને પોતાના તપોબલ અને ઉત્તમ ચારિત્રથી પ્રતિબોધી જૈન શ્રાવિકા બનાવી. પછી તેણે મુનિરાજોને કહ્યું-આપનું અભિષ્ટકાર્ય મને ફરમાવો. મુનિરાજોએ કહ્યું કે-અમને સંઘસહિત મેરુગિરિની યાત્રા કરાવો. દેવીએ કહ્યું-એટલું મારું સામર્થ્ય નથી. પછી તેણે મેરુગિરિ સમાન સુંદર સ્તૂપની ત્યાં જ રચના કરી. સંઘે શ્રી સુપાર્શ્વજીની પ્રતિમા સ્થાપી. આ સ્તૂપ ઠેઠ શ્રી પાર્શ્વનાથ ભગવાનના સમય સુધી રહ્યો. એક વાર ત્યાંના રાજાએ લોભગ્રસ્ત બની આ સ્તૂપ તોડવા પ્રયત્ન કર્યો. પરિણામે રાજા મૃત્યુ પામ્યો. સર્વજ્ઞ સર્વદર્શી થયા પછી શ્રી પાર્શ્વનાથ ભગવાન્ અહીં પધાર્યા અને દેવોએ સમવસરણ રચ્યું. પછી નગર અધિષ્ઠાત્રી દેવીએ ભાવી પડતો કાળ જાણી સંઘાજ્ઞા લઇ રત્ન-સુવર્ણમય મેરુ સ્તૂપને ઇંટોથી આચ્છાદિત કરી દીધો અને જણાવ્યું કે-બહાર પ્રતિષ્ઠિત શ્રી પાર્શ્વનાથ ભગવાન્‌ની તમે બધા પૂજા કરજો. સંઘે એ વાત સ્વીકારી.

ભગવાન્ મહાવીરસ્વામી પછી તેરસો વર્ષ જવા પછી મહાપ્રભાવિક શ્રી બપ્પભટ્ટીસૂરિજીએ આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવી તીર્થની પ્રભાવના કરી; બાદ સંઘે ચોતરફ પત્થરથી આ સ્તૂપને ઢાંકી દઈ હજારો જિનપ્રતિમાઓ અને દેવકુલિકાઓ સહિત સુંદર જિનમંદિર સ્થાપ્યું. આચાર્ય આર્યસ્કંદિલાચાર્યે ઉત્તરાપથના શ્વેતાંબર જૈન શ્રમણ સઘને મથુરામાં એકત્ર કરી ૮૪ આગમોની વાંચના કરી હતી, જેના સ્મરણરૂપે ચોરાશીનું મંદિર આજ પણ વિદ્યમાન છે.

મથુરામાં આગામી ચોવીશીમાં અમમ નામના બારમા તીર્થંકર થનાર શ્રી કૃષ્ણજીનો જન્મ અહીં થયો હતો. યક્ષ બનેલા આર્યમંગુ આચાર્યનું અને ચોરના જીવ હુંડીજ યક્ષનું મંદિર બનેલું છે. મથુરામાં પાંચ સ્થલો છે. અર્કસ્થલ, વીરસ્થલ, પદ્મસ્થલ, કુશસ્થલ અને મહાસ્થલ. મથુરામાં શ્રી બપ્પભટ્ટીસૂરિજીએ મહાવીર જિનબિંબની સ્થાપના કરી હતી. આ સિવાય પૂર્વકાલમાં અનેક મહાપુરુષો-આચાર્ય અહીં થયા છે. વિશેષ માટે જુઓ જૈન સત્યપ્રકાશની પહેલા વર્ષની ફાઇલ-'મથુરાકલ્પનો અનુવાદ.' નામનો મારો લેખ તથા વિવિધ તીર્થંકલ્પમાં મથુરાકલ્પ.

છેલ્લે જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી મથુરામાં પધાર્યા ત્યારે ૫૨૭ સ્તૂપોના અને અનેક જિનમંદિરોનાં દર્શન-વંદન કર્યાનો ઉલ્લેખ હીરસૌભાગ્યકાવ્ય સર્ગ ૧૪ માં મળે છે.

આ સ્તૂપો વગેરે ઔરંગઝેબના જમાનામાં નાશ પામ્યા; કેટલાંયે જૈન મંદિરો અને મૂર્તિઓ જમીનમાં દટાઈ ગઇ. ઇ. સ. ની ઓગણીસમી સદીમાં પાશ્ચાત્ય વિદ્વાનોએ અહીં ખોદકામ કરાવતાં મથુરાના કંકાલીટીલામાંથી ધ્વસ્ત જૈન મંદિરો; તેનાં શિખરો, ગભારા અને અનેક જૈન મૂર્તિઓ નીકળી જે ત્યાંથી ઉપાડી લખનૌના*

* લખનૌમા મ્યુઝીયમથી ૧ ફર્લાંગ દૂર યુ. પી ની ધારાસભાનો પુંગણો હોલ કે જેને કેસરબાગ કહેવામાં આવે છે. તેમાં મથુરાથી મંગાવેલી અનેક જૈન મૂર્તિઓ છે. લખ-

કેસર બાગમાં રાખેલ છે. ત્યાં લગભગ ૬૦૦ થી ૭૦૦ જિનમૂર્તિઓની આકૃતિઓ છે. કેટલીક તો વિશાલ અને મનોહર અખંડિત મૂર્તિઓ છે. કેટલાક સુંદર પબાસણો, આયાગપટ્ટો પણ છે, બાકી ખંડિત મૂર્તિઓ ઘણી છે કેટલીક મૂર્તિઓ ઉપર લેખ છે જેમાં શ્વેતાંબર જૈન સૂત્રોમાં આવતી સ્થાવલીઓનાં ગણ, કુલ, શાખાઓ આલેખાયેલી છે. એટલે આ મૂર્તિઓ શ્વેતાંબર છે એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે. હરિણગમેષી દેવ ભગવાન્ મહાવીરનું ગર્ભાપહરણ કરે છે, તેનાં ચિત્રો પથ્થરમાં આલેખાયેલાં છે તે પણ વિદ્યમાન છે. મથુરાના ખોદાણ કામમાંથી એક પ્રાચીન સ્તૂપ નીકળ્યો છે, જે મથુરા મ્યુઝીયમમાં છે. સ્થંભ ઉપર ૧૪૧૨ ની સાલનો ઉલ્લેખ છે અને આ સ્તૂપ શ્રી સુપાર્શ્વનાથ ભગવાનનો છે.*

હાલમાં મથુરામાં ઘીયા મંડીમાં પ્રાચીન જૈન શ્વેતાંબર મંદિર એક છે. તેનો જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠા વિ. સં. ૧૯૮૮ માં વૈશાખ શુદિ સાતમે પૂ. પા. ગુરુમહારાજ શ્રી દર્શનવિજયજી આદિ અમારી ત્રિપુટીએ કરાવી હતી. આગ્રા શ્રી સંઘે ઘણા જ ઉત્સાહથી ભાગ લીધો હતો. તેમજ ઉત્સવમાં ભરતપુરના શ્વેતાંબર મૂર્તિપૂજક પલ્લીવાલ જૈનો-ઓસવાલ સંઘ-લખનૌ આદિથી જૈનો આવ્યા હતા.

ચોરાશીનું મંદિર અત્યારે પણ વિદ્યમાન છે. અહીં વિવેકહર્ષ ઉપાધ્યાય પ્રતિષ્ઠિત પાદુકાઓ, સ્તૂપ ઉપર હતી.-છે. હમણાં વ્યવસ્થા દિ. જૈનો કરે છે. તેમણે પાછળના ભાગમાં નવીન મૂર્તિઓ પધરાવી છે. પાદુકા ઉપરનો લેખ અમે વાંચી આવ્યા હતા પરન્તુ પાછળથી આ લેખ દિ. જૈનોએ ઘસી નાખ્યાનું સાંભળ્યું હતું.

મંદિરજી પાસે શ્વે. જૈન ધર્મશાળાની જરૂર છે. મથુરામાં અત્યારે ૮ થી ૧૦ શ્વેતાંબર જૈનોના ઘર છે ખાસ યાત્રા કરવા લાયક છે. મથુરા જનાર મથુરાનું મ્યુઝીયમ જરૂર જુએ. અનુકૂળતા હોય તો લખનૌ કેસરબાગની મથુરાની મૂર્તિઓ પણ જુએ.×

---

નૌમાં ૧૧ મંદિરો છે. આ માટે ખાસ કે વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ 'લખનૌ મ્યુઝીયમની જૈન મૂર્તિઓ' નામક મારો લેખ જોવો. સત્ય પ્રકાશ વર્ષ ૧, અંક ૧૧-૧૨

* મથુરાના સ્તૂપો પ્રાચીન કાલથી પ્રસિદ્ધ છે ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામિ સાધુઓ વિહાર કર્યા કરે તેના સ્થાનો જણાવતાં લખે છે કે "थूभे थुभे" ટીકાકાર આનો ખુલાસો લખે છે કે 'स्तूपो मथुरायां" એટલે મથુરાના સ્તૂપો કેટલા પ્રાચીન છે તે જણાઈ આવે છે.

× મથુરાના કંકાલી ટીલામાંથી નીકળેલી મૂર્તિઓએ અજૈનોનો અને પાશ્ચાત્ય વિદ્વાનોનો એક ભ્રમ ટાળી દીધો. જૈન મૂર્તિઓ અને જૈન શિલાલેખોના આધારે, જૈન ધર્મ બૌદ્ધ ધર્મની શાખા નથી, અને જૈન ધર્મ બૌદ્ધ ધર્મ કરતાં પણ પુરાતન છે એ વાત દીવા જેવી દેખાઈ આવી. આજ સુધી

મથુરા પાસે જ વૃન્દાવન-ગોકુલ વગેરે સ્થાનો છે જે વૈષ્ણવ તીર્થો છે. વૃન્દાવનમાં એક ઘર શ્વે. જૈનોનું છે. અહીંનું સુવર્ણના લઠ્ઠાનું જૈન મંદિર પ્રસિદ્ધ છે. તેને બંધાવનાર એક જૈન જ હતા, આજે તેમનું કુટુમ્બ વૈષ્ણવ ધર્મની છાયામાં છે.

મથુરા રેલ્વે સ્ટેશન છે. આગરાની પશ્ચિમે ૩૨ માઈલ દૂર છે B.B & C.I.R. નું સ્ટેશન છે. દિલ્હીથી મોટી લાઈન આ રસ્તે જાય છે.

## દિલ્હી

આજે હિન્દુસ્તાનની પ્રાચીન રાજધાની તરીકે દિલ્હી હિન્દ અને હિન્દ બહાર પ્રસિદ્ધ છે. ઠેઠ પાંડવોના સમયની આ રાજધાની—ઈંદ્રપ્રસ્થ તરીકે પ્રસિદ્ધ હતી. ત્યાર પછી તો ઘણુંયે આસમાની સુલતાની પસાર થઈ ગઈ છે. છેલ્લે પૃથ્વીરાજ ચૌહાણના સમયે દિલ્હી બહુ પ્રસિદ્ધ હતી. અને છેલ્લા હિન્દુરાજા તરીકે દિલ્હીના સિંહાસન પર બેસવાનું માન આ મહાન રાજાને જ મળ્યું છે એમ કહીયે તો ચાલે. બસ ત્યાર પછી—શાહબુદ્દીન ઘોરીથી મુસલમાની સામ્રાજ્ય શરૂ થાય છે. તે ઠેઠ મુગલાઈ સુધી-મુગલાઈના અન્તિમ બાદશાહ બાહાદુરશાહ છેલ્લો મુસલમાન સમ્રાટ્ દિલ્હીની ગાદીએ થયો, વચમાં વિક્રમાદિત્ય હેમુ સોળમી સદીમાં છ મહિના દિલ્હીની ગાદીએ હિન્દુ રાજા બેઠો છે. બાકી લગભગ ૮૦૦ થી ૯૦૦ વર્ષ ઈસ્લામનો ઝંડો દિલ્હી ઉપર ફરકયો છે.

૧૮૫૭ ના બળવા પછી ઈસ્ટ ઈન્ડીયા કંપનીએ દિલ્હી બ્રીટીશ સરકારને સોંપ્યું અને દિલ્હીની ગાદીએ અંગ્રેજ સરકારના પ્રતિનિધિ વાઈસરોય આવે છે.

આ પ્રાચીન મહાનગરીમાં અનેક જૈનાચાર્યો પધાર્યા છે. શ્રીજિનચંદ્રસૂરિજી-જિનમાણિકયસૂરિજી જેવા સમર્થ સૂરિવરો પધાર્યા છે. તેમજ મુગલાઈ જમાનામાં પણ શાન્તિચંદ્રજી ઉપાધ્યાય, ભાનુચંદ્રજી, સિધ્ધિચંદ્રજી, જિનચંદ્રસૂરિ, જિનસિંહસૂરિ વગેરે પધાર્યા છે.

અહીં નવઘરામાં શ્રી સુમતિનાથજીનું સુંદર વિશાલ મંદિર છે. મંદિરમાં ચિત્રકામ પણ સારું છે. સ્ફટિકની પ્રતિમાજી પણ છે. મૂલનાયકજીની મૂર્તિ ભવ્ય અને દર્શનીય છે.

આ સિવાય શ્રી સંભવનાથજીનું, શાંતિનાથજી, ચિન્તામણી પાર્શ્વનાથજીનું મંદિર છે. લાલા હજારીમલજીને ત્યાં સુંદર બે ઘર મંદિર છે.

---

જૈનો એકલા જ જૈન ધર્મને બહુ પ્રાચીન માનતા પણ એ પછી જગતને એ માનવું પડયું. અને જૈન ધર્મ જગતનો એક અતિ પૂજ્ય અને પુરાતન ધર્મ છે એમ પુરવાર થયું.

આજસુધી બૌધ્ધો જે એમ કહ્યા કરતા કે અમારી જ પૂજાપદ્ધતિ પ્રાચીન છે. અમારી જ ઉપાસ્ય મૂર્તિઓ પ્રાચીન છે એ બધું બંધ પડયું. જૈનો પણ બૌદ્ધના જેવો દાવો કરી શકે છે.

બે દાદાવાડીયો છે, જે નાની અને મોટી દાદાવાડી તરીકે પ્રસિદ્ધ છે. ત્રણ ધર્મશાળાઓ છે. આત્મ વલ્લભ જૈન ભૂવન અને બે ઉપાશ્રય છે. જૈનોનાં ઘર લગભગ ૧૦૦ છે. ગુજરાતી જૈનોની પણ વસ્તી છે. આ સિવાય અહીં જોવા લાયક સ્થાનો પણ ઘણાં છે, જેમાંનાં મુખ્ય મુખ્ય આ પ્રમાણે છે.

કુતુબમિનાર, જંતરમંતર (observatary,) ધારાસભાનું મકાન, એરોપ્લેન હાઉસ, રેડીયોઘર, જોગમાયા મંદિર, હિન્દુ મંદિર ( ખીરલાનુ ) પાંડવોનો કિલ્લો, હુમાયુદ્દીન ટુમ્બ, નીઝામુદ્દીન ટુમ્બ, દિલ્હી ગેઇટ, એડવર્ડ પાર્ક, જુમા મસીદ, શીખ ગુરૂદ્વાર, વાઇસરોય ભૂવન, લાયબ્રેરી, ન્યુ દીલ્હી, પુરાણો કિલ્લો વગેરે ઘણુંયે છે. અહીંથી મેરઠ થઇ હસ્તિનાપુરજીની યાત્રાએ જવાય છે.

## હસ્તિનાપુર

દિલ્હીથી મેરઠ થઇ હસ્તિનાપુર જવાય છે. ત્યાં જતાં વચમાં મેરઠ અને મવાના બે જ સ્થાનકે જૈનોના ઘર આવે છે, પરન્તુ હમણા નવા થએલા જૈનોવાળા ગામોમાં થઇને સાધુઓ વિહાર કરે તો રસ્તામાં બધેય જૈન વસ્તી મળી શકે તેમ છે.

હસ્તિનાપુર બહુ જ પ્રાચીન નગરી છે. ઇતિહાસના આદિ યુગમાં આ નગરી પૂર્ણ જાહોજલાલીમાં આપણી સન્મુખ આવે છે. શ્રી આદિનાથ પ્રભુજીએ વિનીતાના ઉદ્યાનમાં ચાર હજાર રાજાઓ-રાજપુત્રો સહિત દીક્ષા લીધી અને વિહાર કર્યો, પરન્તુ સાથેના નૂતન સાધુઓમાંથી કોઇ આહારવિધિ ન્હોતા જાણતા. તે સમયની પ્રજા પણ સાધુને આહારદાન દેવાની વિધિ-પદ્ધતિથી તદ્દન અજાણ હતી. પ્રભુ તો કેવલજ્ઞાન થાય ત્યાં સુધી મૌન જ રહેવાના છે. ભિક્ષા માટે સ્થાને સ્થાને જાય છે અને ભિક્ષામાં આહારને બદલે હીરા, માણેક, સોનું, રૂપું આદિ મળે છે; પરન્તુ નિઃસ્પૃહી પ્રભુ તેમાંનુ કશુંય સ્વીકારતા નથી. એક વર્ષની ઉપર સમય થઇ ગયો. પ્રભુ વિચરતા વિચરતા હસ્તિનાપુર આવે છે. અહિં હસ્તિનાપુરમાં શ્રેયાંસકુમારને, રાજાને અને નગરશેઠને સ્વપ્ન આવે છે. પ્રભુ નગરમાં પધાર્યા. આહાર માટે ફરે છે ત્યાં શ્રેયાંસકુમારે પ્રભુને જોયા-દર્શન કર્યા, અને તેમને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પ્રભુને ઓળખી પૂર્વ ભવનો સંબંધ જાણી, શુદ્ધ ઇક્ષુરસનો આહાર વહોરાવે છે. તે દિવસથી ભરતખંડમાં અક્ષય તૃતીયાનું પર્વ શરૂ થયું છે. એ જ આ નગરી છે કે જ્યાં શ્રી ઋષભદેવ પ્રભુનું પારણું થયું હતું.

બાદ વર્તમાન ચોવીશીના પાંચમા ચક્રવતી અને ૧૬ મા તીર્થંકર શ્રી શાન્તિનાથ ભગવાન, છઠ્ઠા ચક્રવર્તી અને ૧૭ મા તીર્થંકર શ્રી કુંથુનાથ ભગવાન અને સાતમા ચક્રવર્તી અઢારમા ભગવાન શ્રી અરનાથજી આ ત્રણ તીર્થંકર ચક્રવર્તીના ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવલજ્ઞાન એમ બાર કલ્યાણક થયાં છે. ચોથા શ્રી સનત્કુમાર ચક્રવર્તી પણ અહીં જ થયા છે. આ સમયે આ નગરીનો પ્રતાપ

મધ્યાહ્નના સૂર્યની માફક તપી રહ્યો હતો. છ ખંડમાં આ નગરીની યશગાથા ગવાતી હતી. છ ખંડની રાજ્યલક્ષ્મી અહીં જ રમતી હતી. ચાર ચાર ચક્રવર્તીઓની રાજધાનીનું અનુપમ માન મેળવનાર એ ગૌરવશાલી મહાન્ નગરીનું નામનિશાન પણ કાળના ગર્તમાં સમાઈ ગયું છે. ચોતરફ ગાઢ જંગલ અને વચમાં માત્ર જિનમંદિરો છે.

આ પછી પાંડવ અને કૌરવોના સમયમાં પણ આ નગરીનો રસપ્રદ સુંદર જીવંત ઇતિહાસ મળે છે. જૈન પ્રાચીન ગ્રન્થો અને મહાભારતમાં આ નગરનું મનોહર વર્ણન મળે છે, પરન્તુ જે મહાભારત યુધ્ધ મંડાયું અને માનવ જાતિના સંહારનો જે ભીષણ યજ્ઞકાંડ મંડાયો ત્યારથી આ નગરીનું પતન થાય છે. યદ્યપિ આ પછી પણ ઘણા સમય સુધી ભારતની રાજધાનીનું અનુપમ માન પ્રાપ્ત થયું છે. પછી ત્યાંથી દૂર હટતાં હટતાં ઇન્દ્રપ્રસ્થ અને દિલ્હી રાજધાની જાય છે. ધીમે ધીમે તેનો હ્રાસ થતો જાય છે. છેલ્લે મોગલાઇમાં યુદ્ધભૂમિ બને છે અને હાલમાં માત્ર ભયંકર અરણ્ય–જંગલરૂપે નજરે પડે છે.

અત્યારે અહીં બે વિશાલ સુંદર જિનમંદિરો છે, એક શ્વેતાંબરી અને બીજું દિગંબરી આ સિવાય ત્રણ નિસિહી અને એક આદિનાથ ટુંક–ટોંક છે. આદિનાથ ટુંકનું સ્થાન ઋષભદેવ ભગવાનના પ્રથમ પારણાનું સ્થાન કહેવાય છે. ત્યાં સુંદર સ્તૂપ અને પાદુકા છે તેમજ તેની પાસે જ શ્રી શાન્તિનાથ, કુંથુનાથ અને શ્રી અરનાથ ભગવાનની પાદુકા છે. આ સ્થાનનો કબજો અને વહીવટ શ્વેતામ્બર તીર્થરક્ષક કમિટી (પંજાબ) કરે છે, બાકીની ત્રણે નિસિહીઓમાં બન્ને સંપ્રદાયના જૈનો વિના ભેદભાવે જાય છે. અહીં પ્રાચીન પાદુકાઓ પણ હતી, વ્યવસ્થા વહીવટ પણ બન્ને સંપ્રદાય મળીને કરતા પરન્તુ વર્તમાન દિગંબરી વ્યવસ્થાપકોએ જીર્ણ પાદુકાઓ ઉખેડી નાંખી માત્ર સ્વસ્તિક જ રાખ્યા છે, તેના ઉપર લાંબા–ચોડા પોતાના લેખો પણ લગાવી દીધા છે. અત્યારના દિગંબર મંદિરમાં પહેલાં તો શ્વેતાંબર સંઘ અને દિગંબર જૈનો બન્ને વિના ભેદભાવે દર્શન–પૂજન કરતા હતા; ત્યાં જ ઉતરતા અને રહેતા હતા.

શ્વેતાંબર મંદિરની ચોતરફ વિશાલ શ્વેતાંબર ધર્મશાળા છે. પહેલાં અહીં એક બ્રહ્મચર્યાશ્રમ ચાલતું હતું પરન્તુ આરંભશૂરા જૈનોએ ટૂંક સમય ચલાવ્યા પછી તે સંસ્થા બંધ પડી છે. હવે પુનઃ અનાથાશ્રમની વાત ચાલે છે. આ તીર્થની વ્યવસ્થા શ્વેતાંબર તીર્થરક્ષક કમીટી–પંજાબના તાબામાં આવ્યા પછી બહુ સારી છે, ઉન્નતિ સારી થઇ છે. આમાંથી અન્ય તીર્થવાળાઓએ ખાસ શીખવા જેવું છે. કાર્યવાહકો સારા વ્યવસ્થાપક અને ભક્તિવાળા છે, યદ્યપિ દિગંબર મંદિર કરતાં શ્વેતામ્બર મંદિર પાછળ બન્યું છે પરન્તુ શ્વેતામ્બર મન્દિરમાં મૂર્તિ પ્રાચીન છે. જગદ્ગુરુ

આચાર્યશ્રી હીરવિજયસૂરિજી શિષ્ય મહોપાધ્યાય શ્રી શાન્તિચંદ્ર ગણિની પ્રતિષ્ઠિત છે. ૧૬૪૬ માં જેઠ શુદ ૯મે અકમીપુરમાં* પ્રતિષ્ઠા કરાવેલ છે. મૂળનાયકની ડાબી બાજુની પણ શ્રી વિજયસેનસૂરિજી શિષ્યે ૧૬૮૨ માં પ્રતિષ્ઠિત છે, આવી રીતે પ્રાચીન મૂર્તિઓ છે અને અર્વાચીન ૧૯૮૩ ની આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજી પ્રતિષ્ઠિત મૂર્તિઓ છે. ધાતુ પ્રતિમાઓ ચૌદસો અને પંદરશેની સાલની છે, બધાના શિલાલેખો લીધા છે જે અમારા પ્રાચીન લેખસંગ્રહમાં છપાશે. દિગમ્બર મંદિરમાં પ્રાચીન મૂર્તિ નથી, એક તો ૨૮૩૩ ની છે. મને લાગે છે કે-અહીં પહેલાં પ્રાચીન મૂર્તિ શ્વેતામ્બરીય હશે. હવે પ્રાચીન નિસિહની દશા સાંભળો.

વર્તમાનમાં નવી થએલ શ્રી શાન્તિનાથજીની નિસિહીની સામે પ્રાચીન નિસીહી છે. તેમજ શ્રી કુંથુનાથજી અને અરનાથજીની નિસિહી સામે પણ પ્રાચીન ઘુમરીઓવાળી મોટી નિસિહી હતી. અત્યારે એક છે, ચોતરફ બૂરજ છે. વચમાં સ્તૂપ વિગેરે પણ હશે કિન્તુ વર્તમાન યુગના દિ. વ્યવસ્થાપકોએ પુરાણુ અપ્રિય કરી નાંખી તેને તોડીફોડી નવુ ઊભુ કર્યું છે ત્યાં પ્રે. જૈનોની પ્રાચીન પાદુકાઓ હતી, એમ દર્શન કરનારા કહે છે. નવા સ્થાને પાદુકા ન રાખતાં સ્વસ્તિક જ રાખ્યા અને સ્વસમ્પ્રદાયના લાંબા લાંબા લેખો લગાવી દીધા છે. આપણે પૈસા ખર્ચીએ છીએ પરન્તુ સાથે જ સમ્પ્રદાયનો મોહ છોડી વિવેક અને દીર્ઘદૃષ્ટિથી ઉપયોગ કરીએ તો પૈસાનો સુંદર સદુપયોગ થાય. અત્યારે કોઈ પુરાતત્ત્વપ્રેમી અને ઇતિહાસશોધક ત્યાં જાય અને નિસિહીઓ જુએ, પુરાણી નિસિહીની દુરવસ્થા જુએ, તેને તોડીને જમીનદોસ્ત કરેલી જુએ, તો જરૂર ખેદ થાય અને સાથે જ હિન્દુઓની આવી મૂર્ખતા માટે જરૂર બે આંસુ પણ સારે. ખરેખર! અમને આ પુરાણી નિસિહીઓની દુરવસ્થા જોઇ, તેના પ્રત્યે થતું દુર્લક્ષ્ય, ઉપેક્ષાભાવ જોઈ પારાવાર દુઃખ થાય જ. પ્રાચીન સ્થાનોને તોડી નાખી અન્યસ્થાને નવું કરવાનું ક્યા શાસ્ત્રમાં છે? શું પ્રાચીન સ્થાને જ ઉદ્ધાર ન થઇ શકતો હતો? નવું કરાવવાને બદલે સમ્પ્રદાયનું મમત્વ અને મારાપણાના અભિમાને જ કાર્યકર્તાઓને આવું અનુચિત કાર્ય કરવા પ્રેર્યા હશે, એમ લાગે છે. પ્રાચીન પવિત્ર કલ્યાણક ભૂમિના સ્તૂપોને અવગણી, તોડીફોડી નાખી સ્વસંપ્રદાય માટે નવું અન્ય સ્થાને જુદું કરવું એમાં કઇ ધર્મભાવના કે શ્રદ્ધા સમાઈ છે એ સમજાતું નથી. આમાં નથી આત્મકલ્યાણ કે ધર્મભાવના.

* આ અકમીપુર તે બીજું કોઇ નહિં પરંતુ જૈનપુરી-રાજનગર-અમદાવાદ છે. હીરસૌભાગ્ય સર્ગ ૧૧, શ્લોક ૨૨માં ટીકાકારે અહમદાવાદનું નામ અકમીપુર આપ્યું છે. આવી જ રીતે શ્લોક ૫૧-૫૨ની ટીકામા પણ ખુલાસો છે. આ ૮ સર્ગના ૧૧૪ શ્લોકમાં અહમ્મીપુરમમીષ મહમ્મદાવાદનગરપાર્શ્વે ખુલાસો કરેલ છે. અર્થાત્ જૈનપુરી-અહમદાવાદમાં શ્રી શાન્તિચંદ્રજી ઉપાધ્યાયનડે પ્રતિષ્ઠાપિત મૂર્તિ અહીં આવેલ છે.

હજી પણ રહીસહી પુરાણી નિસિહી સાચવી રાખી તેનું પૂર્વરૂપ રાખવામાં આવે તો સારું. એમાં જ સાચું જૈનત્વ અને વીતરાગના ઉપાસકત્વનું ફલ છે. આ સિવાય અહીં એક પ્રાચીન મંદિર ખાલી પડયું છે. તે પણ જૈન મંદિર લાગે છે તેમજ એક ખાવાની મઢીનું સ્થાન છે તે પણ પહેલાં જૈન મંદિર હશે.

અહીં હસ્તિનાપુરના બે ભાગ કહે છે, એક પાંડવ વિભાગ અને બીજો કૌરવ વિભાગ. આદિનાથ ભગવાનની ટુંકથી પશ્ચિમે ઘણા પ્રાચીન ટીલા છે ત્યાં ચોમાસામાં ઘણા ધૂળધોઇયા આવે છે. દર વર્ષે પોતાના ભાગ્ય મુજબ કિમતી ચીજો લઈ જાય છે. તેમજ પ્રાચીન સિક્કા, વાસણો અને મૂર્તિઓ નીકળે છે. એક મુગટ, કુંડળ સહિત જિનમૂર્તિનું મસ્તક નિકળ્યું હતું, પરન્તુ દિ. જૈનોએ તે ગંગામાં પધરાવ્યું. એક નગ્ન મૂર્તિ નીકળી હતી તે શ્વેતામ્બરોએ દિ.ને આપી. કહો કોની ઉદારતા અને સંકુચિતતા છે ?

અહીં અમને રાયબહાદુર પં. દયારામ શાહની એમ. એ. ડાયરેકટર જનરલ ઓફ આર્કિઓલોજી ઇન ઇન્ડિયા મળ્યા. બહુ જ સજ્જન અને ભલા માણસ છે. પુરાતત્ત્વના વિશારદ છે એમ કહું તો ચાલે. અમારે ઘણી વાતચીત થઈ. નાલંદા વિભાગમાં જૈન વિભાગ ખોદવાનું, ક્ષત્રિયકુંડના જૈન ટીલા, શૌરીપુર, મથુરા અને હસ્તિનાપુર વિભાગ માટે વાતો કરી. પટ્ટાવલી સમુચ્ચય જોયો. જોઇને અતિવ ખુશી થયા. મથુરાના શિલાલેખોમાં આવતી ગુરુપરંપરા–પટ્ટાવલી અને આમાંથી અમુક પટ્ટાવલી તદ્દન મળતી છે, તે બરાબર બતાવ્યું. તેમણે કહ્યું–આવું સુંદર પુસ્તક હજી આ પ્રથમ જ લાગે છે. અમને જૈન સાહિત્ય જ મળતું નથી. અન્તમાં તેમણે કહ્યું–તમે મને પટ્ટાવલી સમુચ્ચય આપો અને હું આપને ક્ષત્રિયકુંડમાંથી ભગવાન્ મહાવીરના સમયની પ્રાચીન સાહિત્ય સામગ્રી આપું. આ જિંદગીમાં બૌદ્ધ અને વૈદિક સાહિત્યની સેવા ઘણી કરી. હવે વીરભગવાનની સેવા કરવી છે. પછી અમે તેમને સાથે રહી ત્યાંના પ્રાચીન સ્થાનો, ટીલા, શ્વે. દિ. મંદિર આદિ બતાવ્યું. શ્વે. મંદિરનો શિલાલેખ અમે લીધેલો. શ્રી શાંતિચંદ્ર ગણી પ્રતિષ્ઠિત મૂર્તિનો શિલાલેખ પણ લઇ ગયા.

હસ્તિનાપુર પરમ શાન્તિનું સ્થાન છે. ખાસ સમય કાઢી રહેવા જેવું છે. થોડે દૂર ગંગા વહે છે. ચોમાસામાં અહીં મચ્છર આદિનો અતિવ ઉપદ્રવ હોય છે. મેલેરીયાનું જોર રહે છે. કાર્તિકથી વૈશાખ સુધી ઠીક છે.

અહીં આવનાર ગૃહસ્થોએ મેરઠ સુધી રેલ્વે અથવા તો મોટરમાં આવવું. મેરઠથી મવાના સુધી પાકી સડક છે. મોટરો મળે છે. ત્યાંથી છ માઇલ હસ્તિનાપુર છે. રસ્તો કાચો છે. ટાંગા, મોટર આદિ વાહનો જાય છે. જીલ્લો મેરઠ, પોસ્ટ મવાના મુ. હસ્તિનાપુર આ પ્રમાણે પોસ્ટ છે. પંજાબથી પણ અહીં આવાય છે.

અહીં કાર્તિક સુદ પુનમનો મોટો મેળો ભરાય છે, વ્યવસ્થા સારી રખાય છે.

હસ્તિનાપુરમાં પહેલાં ત્રણ સ્તૂપો હતાં જેમાં પાદુકાઓ હતી, પરન્તુ તે ઠીક ન લાગવાથી તેના ઉપર આરસની પાદુકા પધરાવી પછી નવી પ્રતિષ્ઠા કરી હશે. હાલમાં તેના ઉપરની ત્રણે પાદુકા ત્યાંથી ઉઠાવી આદિનાથ ટોંકમાં પધરાવેલ છે. અને જે સ્તૂપ છે તેમાં જૂની પાદુકા પણ છે. તે ભંડાર દાખલ છે. વિવિધ તીર્થ-કલ્પમાં હસ્તિનાપુર સંબંધી નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે.

શ્રી આદિ તીર્થંકર શ્રી ઋષભદેવજીના ભરત અને બાહુબલી નામના બે પુત્રો હતા. ભરતને ૯૮ સહોદર ભાઇ રાજકુમાર હતા. શ્રી ઋષભદેવજીએ દીક્ષા લીધી ત્યારે ભરતનો પોતાના રાજસિંહાસને અભિષેક કર્યો-રાજગાદી આપી. બાહુબલીને તક્ષશિલાનું રાજ્ય આપ્યું. આવી જ રીતે બીજા પુત્રોને પણ તે તે દેશનાં રાજ્ય આપ્યાં. તેમાં અંગકુમારના નામથી અંગદેશ કહેવાયો. કુરુ નામના રાજકુમારના નામથી કુરુદેશ કહેવાયો-કુરુક્ષેત્ર નામ પ્રસિદ્ધ થયું. આવી જ રીતે વંગ ( બંગ ), કલિંગ, સુરસેણ, અવન્તિ આદિ રાજકુમારોના નામથી તે તે દેશનાં નામ પ્રસિદ્ધ થયાં.

કુરુરાજનો કુમાર હસ્તિ નામનો થયો, તેણે હસ્તિનાપુર નગર વસાવ્યું. તેની પાસે પવિત્ર જલથી ભરેલી ગંગા નદી* વહે છે.

હસ્તિનાપુરીમાં શાન્તિનાથજી, કુંથુનાથજી અને અરનાથજી આ ત્રણ તીર્થંકરો અનુક્રમે થયા છે. તેઓ ત્રણે પાંચમા, છઠ્ઠા અને સાતમા ચક્રવર્તિ હતા. તેઓ ચક્રવર્તિ થયા પછી ભરત ખંડના છ ખંડોની ઋદ્ધિ ભોગવી, ત્યાં દીક્ષા ગ્રહણ કરી અને ત્યાં જ તેમને કેવલજ્ઞાન પણ થયું હતું.

આ નગરીમાં બાહુબલીના પૌત્ર શ્રેયાંસકુમારને ત્રિભુવન ગુરુશ્રી આદિનાથજીના દર્શનથી અવધિજ્ઞાન થયું અને તેથી આહારવિધિ જાણી એક વર્ષના વાર્ષિક (એક વર્ષ અને ૪૦ દિવસ) તપવાળા શ્રી ઋષભદેવજીને પોતાના રાજમહેલમાં અખાત્રીજના દિવસે ઈક્ષુરસથી પારણું કરાવ્યું, તે વખતે ત્યાં પંચદિવ્ય પ્રગટ થયાં.

શ્રી મલ્લિનાથ ભગવાન્ અહીં પધાર્યા છે-સમોસર્યા× છે.

આ નગરીમાં મહાતપસ્વી શ્રી વિષ્ણુકુમાર મહર્ષિએ પોતાનું શરીર વિકુર્વી ત્રણ પગલાંવડે ત્રણ લોકને દબાવી નમુચીને શિક્ષા કરી હતી.

---

* આજે પણ હસ્તિનાપુરજીની પાસે ગંગા નદી વહે છે જેને બુઢગંગા કહે છે. તેની પ્રદક્ષિણા અને સ્નાન કરવાના મેળા ભરાય છે. વૈશાખ શુદિ ૭ નો દિવસ ખાસ ગંગાસ્નાનનો જ કહેવાય છે, તે દિવસે મોટો મેળો ભરાય છે. મૂલ ગંગા અત્યારના હસ્તિનાપુરથી પાંચ માઇલ દૂર છે. કા. શુ. ૧૫મે પણ મેળો ભરાય છે.

× અત્યારે પણ મલ્લિનાથ ભગવાનના સમવસરણ સ્થાને સ્તૂપ-દેરી છે. શ્વેતાંબર મંદિરથી ત્રણ માઇલ દૂર છે. ભાવિકો ત્યાં દર્શને જાય છે.

આ નગરીમાં સનત્કુમાર, મહાપદ્મ અને સૂભૂમ નામના ચક્રવર્તીઓ થયા, અને સુપ્રસિદ્ધ પરશુરામ પણ અહીં જ ઉત્પન્ન થયા હતા.

ચરમશરીરી પાંચ પાંડવો અને મહાબલવાન દુર્યોધન પ્રમુખ રાજાઓ પણ આ નગરીમાં જ થયા હતા.

સાત ક્રોટી સુવર્ણના માલીક ગંગાદત્ત શેઠ અહીં થયા. તથા સૌધર્મેન્દ્રનો જીવ જે કાર્તિક શ્રેષ્ઠી હતો તે પણ અહીં જ થયેલ છે, જેમણે રાજાના બલાત્કારથી પરિવ્રાજકને જમાડ્યો હતો. પછી વૈરાગ્યથી હજાર વણિકપુત્રો સાથે ભગવાન્ શ્રી મુનિસુવ્રતસ્વામી પાસે દીક્ષા લીધી (કલ્પસૂત્રમાં શતક્રતુના વિશેષણ પ્રસંગે ટીકાકારે સંક્ષેપમાં તે કથાનક આપેલું છે.)

આ મહાનગરમાં શાન્તિનાથજી, કુન્થુનાથજી, અરનાથજી અને મલ્લિનાથજીનાં મંદિરો છે. તેમજ એક અંબિકા દેવીનું પણ મંદિર છે.

અનેક આશ્ચર્યોના નિધાનભૂત આ મહાતીર્થમાં જે જિનશાસનની પ્રભાવના કરે છે અને વિધિપૂર્વક યાત્રા મહોત્સવ કરે છે તે થોડા ભવોમાં કર્મ ખપાવી સિદ્ધિપદને પામે છે.

શ્રી વિજયસાગરજી સમ્મેતશિખર તીર્થમાલામાં હસ્તિનાપુરજી માટે નીચે પ્રમાણે જણાવે છે.

હત્થિણાઉરિ હરખઈ હીઓ શાન્તિ કુંથુ અર જન્મ
આગરાથી દિશિ ઉત્તરે હોય સો કોશે મર્મ. મ. ૧૪
પાંડવ પંચ હુઆ ઇહાં પંચ હુઆ ચક્રવર્તિ
પંચ નમું શુભ થાપના પચ નમું જિનમૂર્તિ. મ. ૧૫

× × × ×

પં. સૌભાગ્યવિજયજી હસ્તિનાપુરજી માટે નીચે પ્રમાણે લખે છે—
જીહો દિલ્લી પૂરવ દિશે, જીહો મારગ કોશ ચ્યાલીસ;
જીહો હત્થિણાઉર રળિયામણો, જીહો દેખણ તાસ જગીસ. સું.

× × ×

શુભ તીન તિહાં પરગડાં સુણજો આણી પ્રીત (પૃ. ૯૫)

અત્યારે પણ સ્તૂપો છે. એક વિશાલ શ્વેતાંબરીય જિનમંદિર છે. આ સ્તૂપો જે પ્રાચીન છે તે શ્વેતાંબરી છે. કેટલાક સ્તૂપો દિગંબરોએ કબ્જે કર્યા છે પરન્તુ શ્વેતાંબરો પણ ત્યાં જાય છે.

હસ્તિનાપુરજીથી પાછા મેરઠ થઇ દિલ્હી જવાય છે. મેરઠમાં પૂ. પા. ગુરુમહા-

રાજ શ્રી દર્શનવિજયજી ત્રિપુટીના ઉપદેશથી ૮૫ નવાં ઘર શ્વે. મૂ. પૂ. જૈન બનેલાં છે. નૂતન શ્વેતાંબર મંદિર સ્થાપિત થયેલ છે. ધર્મશાળા માટે પ્રયત્ન ચાલુ છે મેરઠથી ૧૩ માઇલ દૂર પશ્ચિમમાં સરધનામાં ૩૫ ઘર તથા શ્વેતાંબર જૈન મંદિર બનેલ છે.

આ પ્રદેશમાં કુલ પાંચ જિનમંદિરો, પાંચ લાઇબ્રેરીઓ, ૩ પાઠશાળાઓ તથા કુલ અઢી હજાર નવીન જૈનો બનાવ્યા છે.

'હસ્તિનાપુરમાં સુપ્રસિદ્ધ દાનવીર, ધર્મવીર અને ધર્માત્મા મંત્રીશ્વર પેથડકુમારે ભારતમાં ૮૪ મંદિરો-જીર્ણોદ્ધાર કરાવ્યાનો ઉલ્લેખ મલે છે, એમાં હસ્તિનાપુરમાં પણ મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ છે. જુઓ 'હસ્તિનાપુર, દેપાલપુર, ગોગ(વ)પુરેપુ ચ' (જૈન સા. સં. ઈ. પૃ. ૪૦૫) ધર્મવીર સમરાશાહ કે જેમણે શત્રુંજયનો ઉદ્ધાર કરાવ્યો હતો તેમણે પાટણથી મથુરા અને હસ્તિનાપુરજીનો સંઘ કાઢી સંઘપતિ થઇ, શ્રી જિનપ્રભસૂરિજી સાથે યાત્રા કરી હતી.

## હસ્તિનાપુરજીની પંચતીર્થી

૧. મેરઠ-દિલ્હીથી હસ્તિનાપુર જતાં વચમાં ૪૦ માઈલ દૂર ઉત્તરમાં આ શહેર આવ્યું છે. ૧૮૫૭ના બળવા પછી આ સ્થાન બહુ જ પ્રસિદ્ધિમાં આવ્યું છે. મેરઠ સીટી અને છાવણી પણ છે. એમાં મેરઠ કેન્ટોન્મેન્ટમાં પૂ. મુનિમહારાજ શ્રીદર્શનવિજયજી આદિ ત્રિપુટીના ઉપદેશથી ૮૦ ઘર શ્વેતાંબર જૈનોનાં થયાં છે. બચ્છીબજારમાં મંદિર સ્થપાયુ છે. નાની લાયબ્રેરી અને પાઠશાળા ચાલે છે. મંદિરમાં મૂલનાયકજી શ્રી સુપાર્શ્વનાથજીની સુંદર મૂર્તિ છે. અહીં નવું ભવ્ય મંદિર, ધર્મશાળા ટૂંક સમયમાં જ થશે

અહીંથી હસ્તિનાપુરજી જવા માટે મવાના સુધી મોટર જાય છે. ત્યાંથી ૫-૬ માઇલ કાચા રસ્તે ગાડામાં બેસી, યા તો પગરસ્તે હસ્તિનાપુરજી જવાય છે.

૨ સરધના-હસ્તિનાપુરજીની યાત્રા કરીને મેરઠ આવવું. ત્યાંથી પશ્ચિમમાં આવવું. મેરઠથી ૧૩ માઈલ દૂર છે અહીં શ્રી સુમતિનાથજીનુ શિખરબદ્ધ સુંદર ભવ્ય જિનાલય છે શ્રી ચારિત્રવિજયજી જૈન જ્ઞાનમંદિર છે. પાઠશાળા ચાલે છે. ૩૫ ઘર શ્વેતાંબર જૈનોનાં છે. મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી આદિ ત્રિપુટીના ઉપદેશથી આ મંદિર, નૂતન જૈનો વગેરે થયાં છે. નજીકમાં ભમોરીમા અને સરધનામાં અનુક્રમે બે ઘરમંદિર છે અને ૨૦ શ્વે. જૈનોનાં ઘર છે. તેમજ પંજાબ જતાં મુઝફ્ફરનગરમાં પણ સુંદર શ્વેતાંબર મંદિર થયું છે તથા શ્વે જૈનો પણ બન્યા છે. ત્રિપુટી મહારાજના ઉપદેશથી આ બધું થયેલ છે.

૩. બિનૌલી-પૂજ્ય આત્મારામજી મહારાજ અને પૂ. ચંદનવિજય મહારાજનો અહીં અને ખીંવાઇ ઉપર મહદ્ ઉપકાર છે. બિનૌલીમાં સુંદર ભવ્ય મંદિર છે.

પૂ. પા. આ. શ્રીવિજયવલ્લભસૂરિજીના ઉપદેશથી પ્રતિષ્ઠા વગેરે થયેલ છે. શ્વે. મૂ પાંચે ઘર છે.

૪. બડોદ-બિનૌલીથી ૪ ગાઉ દૂર આ ગામ છે. પૂ. પા. આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજના ઉપદેશથી અહીં ૩૫ ઘર શ્વે. જૈન બન્યાં છે. સુંદર શ્વેતાંબર મંદિર બન્યું છે. આ ગામોનાં જૈનો ભાવિક અને શ્રદ્ધાળુ છે.

૫. દિલ્હી-બડોદથી ખેકડા થઈ દીલ્હી જવાય છે. ત્યાં સુંદર ૪ જિનમંદિરો, લાયબ્રેરી, પાઠશાળા વગેરે છે.

ભાવુકોએ આ પંચતીર્થીની યાત્રાનો જરૂર લાભ લેવો.

## કંપિલાજી

અહીં શ્રી વિમલનાથ* પ્રભુજીનાં ચાર કલ્યાણક થયાં છે. નગરી બહુ જ પ્રાચીન છે દસમા ચક્રવર્તી હરિસેણ અને બારમા બ્રહ્મદત્ત ચક્રવર્તી અહીં થયા છે. મહાસતી દ્રૌપદીનું જન્મસ્થાન આ નગર છે તેમજ પાંડવો સાથે સ્વયંવરથી લગ્ન પણ અહીં જ થયું હતું એટલે ઐતિહાસિક દૃષ્ટિએ પણ આ નગરી મહત્વની છે. ગામ બહાર ચોતરફ મોટા મોટા ટીલા ઊભા છે. ખંડિયેરો પણ ઘણાં છે; નગરીને ફરતો પ્રાચીન ગઢ અત્યારે પણ વિદ્યમાન છે. ગઢમાં અજૈન મંદિરો છે. તેમાં એક દત્તાત્રયનુ મંદિર કહેવાય છે પણ તે જૈન મંદિર હતું, ઘુમટી જૈન મંદિર જેવી જ છે. અંદર પાદુકા છે. કબજો જૈનોનો નથી. આ સિવાય ખંડિત જૈન મૂર્તિઓ ઘણે ઠેકાણે મળે છે

* વિમલનાથ પ્રભુ-તેમનું જન્મસ્થાન કંપિલપુર, પિતાનું નામ કૃતવર્મ રાજા અને માતાનુ સ્યામારાણી હતુ ભગવંત ગર્ભે આવ્યા પછી તેમના નગરમાં કોઇ સ્ત્રી ભર્તાર દેહરે આવી ઉતર્યા. ત્યાં કોઇ વ્યંતરીદેવી રહેતી હતી, તેણે પુરુષનું રૂપ દીઠું તેથી તેને કામક્રીડા કરવાની અભિલાષા થઇ. પછી તેની સ્ત્રીના જેવું રૂપ વિકુર્વી વ્યંતરી તેની પાસે સૂતી; પ્રભાતે બન્ને સ્ત્રી સમાન દેખી પુરુષે કહ્યું કે-આમાં મારી સ્ત્રી કોણ છે? ત્યારે પેલી સ્ત્રી બોલી આ મારો ભર્તાર છે અને બીજી સ્ત્રી બોલી કે એ મારો ભર્તાર છે. બન્નેમાં વિવાદ પડ્યો. ફરિયાદ રાજા પાસે પહોંચી. રાજા પણ વિચારમાં પડી ગયો કે-આનો ન્યાય કેવી રીતે કરવો? આ વખતે રાણીએ બન્ને સ્ત્રીઓને દૂર ઊભી રખાવી અને કહ્યું કે-જે સ્ત્રી ત્યાં રહી રહી આ પુરુષને સ્પર્શ કરે તેનો આ ભર્તાર જાણવો તે સાંભળી વ્યંતરીએ દેવશક્તિથી પોતાનો હાથ લાંબો કરી ભર્તારને સ્પર્શ કર્યો, તેવો જ રાણીએ તેનો હાથ પકડી લઇને કહ્યું કે-તું તો વ્યંતરી છે માટે તારે સ્થાનકે જતી રહે.

એવી રીતે ચુકાદો થવાથી વિમલમતિવાળી રાણી કહેવાઈ. ગર્ભનો આવો પ્રભાવ જાણી પુત્રનું નામ વિમલનાથ રાખ્યુ. સાઠ ધનુષ્યપ્રમાણ શરીર અને સાઠ લાખ વર્ષનું આયુષ્ય હતું. સુવર્ણ વર્ણ અને શૂકર(ભુંડ)નું લાંછન જાણવું.

અહીં શ્વેતાંબર મંદિર બહુ જ સુંદર છે. ચોતરફ ચાર કલ્યાણકની દેરીઓ છે જેમાં વચમાં પાદુકાઓ છે. વચમાં જિનમંદિર છે જેમાં મૂળનાયક શ્રી વિમલનાથ પ્રભુજી છે, પ્રતિમાજી સુંદર છે. મંદિરની બહાર નાની ધર્મશાલા છે. વચમાં વિશાલ ચોગાન છે. ચોતર ફરતો કિલ્લો છે એટલે રક્ષણ સારું છે. વ્યવસ્થા સામાન્ય ઠીક છે.

આ સ્થાન કાનપુરથી વાયવ્યમાં ૮૬ માઈલ દૂર છે અને અહીંથી આગ્રા ૧૧૩ માઇલ દૂર છે. અહીં આવનાર શ્રાવકો માટે B. B. & C. I. રેલ્વેનું ફરૂકાબાદ જંકશન છે. અહીંથી B B. ની મીટરગેજમાં ૧૯ માઈલ દૂર કાયમગંજ સ્ટેશન છે. અહીંથી કંપિલાજી તીર્થ ૬ માઈલ દૂર છે. ફરૂકાબાદથી મોટર રસ્તે પણ કંપિલાજી જવાય છે.

વિવિધ તીર્થંકલ્પકારે "કામ્પિલ્યપુર તીર્થંકલ્પ" લખ્યો છે જેનો સાર સંક્ષેપમાં નીચે પ્રમાણે છે.

આ જંબૂદ્વીપના દક્ષિણ ભરતખંડમાં પૂર્વ દિશામાં પાંચાલ દેશ છે ત્યાં ગંગા નદીના તરંગોથી જેના કિલ્લાની ભીંત* ધોવાય છે તેવું કંપિલપુર નામનું નગર છે. અહીં ઇક્ષ્વાકુ કુલના કૃતવર્મ રાજા અને શ્યામાદેવીની કુક્ષીથી વરાહ લંછનવાળા, સુવર્ણની કાયાવાળા શ્રી વિમલનાથનો જન્મ થયો હતો. આ ભગવાનનાં ચ્યવન, જન્મ, ગજ્યાભિષેક, દીક્ષા અને કેવલજ્ઞાન આ પાંચ કલ્યાણક (तत्थ तस्सेव भगवओ चवण, जम्मण, रज्जाभिसेअ दिक्खा केवलनाणलक्खणाइं ×पंचकल्लाणाइं जायाइं । ) થયાં છે, ત્યારથી આ પ્રદેશમાં આ નગરનું નામ પંચકલ્યાણક નામથી પ્રસિદ્ધ થયું. જ્યાં સૂઅર લંછનવાળા ભગવાનનો દેવતાઓએ મહિમા ઉત્સવ કર્યો તે સ્થાન "સૂઅર ક્ષેત્ર"થી પ્રસિદ્ધિ પામ્યું.

આ નગરમાં દસમા ચક્રવર્તી હરિષેણ અને બારમા ચક્રવતી બ્રહ્મદત્ત ઉત્પન્ન થયા છે.

ભગવાન્ મહાવીરસ્વામી પછી બસેને વીસ વર્ષે થયેલ મહાગિરિ આચાર્યના શિષ્ય કોડીન્નના શિષ્ય અશ્વમિત્ર નિહ્નવ-ચોથો નિન્હવ મિથીલાથી અહીંયા આવ્યા હતા અને તેને 'ખંડખ્ખા' નામની શ્રાવિકાએ અહીં પ્રતિબોધ પમાડયો હતો.

અહીં સંજય નામનો રાજા થયો, જે એક વાર કેસર વનમાં શીકારે ગયો હતો. ત્યાં તેમણે હરિણને માર્યો અને પછી ગર્દભાલિ નામના અણગારને જોયા, તેમના ઉપદેશથી પ્રતિબોધ પામી ત્યાં જ દીક્ષા લીધી.

---

* અત્યારના કંપિલાજીથી ગંગા બહુ દૂર છે.

× શ્રી જિનપ્રભસૂરિજી મહારાજે આ પાંચ કલ્યાણક અહીં ગણવ્યા છે એ બહુ જ અર્થસૂચક અને ગંભીર જણાય છે.

આ નગરમાં પૃષ્ઠાચંપાધિપતિ સાલમહાસાલના ભાણેજ, પિઢર અને જશવતીના પુત્ર ગાગલીકુમાર થયા. તેને પોતાને ત્યાં બોલાવી પૃષ્ઠચંપાનો રાજા બનાવી સાલમહાસાલે શ્રી ગૌતમગણધર પાસે દીક્ષા લીધી. બાદ ગાગલિકુમારે પણ પોતાના માતાપિતા સહિત શ્રી ગૌતમગણધર પાસે દીક્ષા લઈ કેવળજ્ઞાન પામી સિદ્ધિપદ પ્રાપ્ત કર્યું.

આ નગરમાં દ્વિમુખ નામના સુપ્રસિદ્ધ પ્રત્યેકબુદ્ધ થયા. તેમનાં દિવ્ય રત્નમય મુકુટમાં તેમનાં મુખનું પ્રતિબિંબ પડતું તેથી દ્વિમુખ નામથી પ્રસિદ્ધ થયું. તેમણે સુંદર ઇન્દ્રધ્વજ જોયો અને બાદમાં એજ ઇન્દ્રધ્વજ જમીન ઉપર પડેલો અને વિનાશ પામતો જોયો જેથી વૈરાગ્ય પામી દીક્ષા લઈ પ્રત્યેકબુદ્ધ થયા.

આ નગરીમાં જ દ્રુપદ રાજાની પુત્રી મહાસતી દ્રૌપદીએ પાંચ પાંડવો સાથે સ્વયંવર કર્યો. આ નગરીમા ધર્મરૂચી રાજા થયા કે જેઓ અંગુલીના રતનથી જિનબિંબ બનાવી પૂજાભક્તિમાં લીન રહેતા હતા. ચાડીયા પુરુષોએ તેના વિરોધી કાશીનરેશને આ સમાચાર આપ્યા તેઓ યુધ્ધ કરવા આવ્યા પરંતુ ધર્મના પ્રભાવથી કુબેરદેવે શત્રુસૈન્યને આકાશમાર્ગે જ કાશીમાં લાવીને મૂક્યું અને તેનો બચાવ કર્યો. પછી કાશીરાજ તેના મિત્ર થયા. કાશીરાજનું સન્માન પામ્યા.

આવી રીતે અનેક પ્રસંગો આ મહાતીર્થમાં થયા છે. જે ભવિકજનો તીર્થ-યાત્રા કરી જિનશાસનની પ્રભાવના કરે છે તેઓ ઈહલોક અને પરલોકમાં સુખ પામે છે અને તીર્થંકરનામકર્મ ઉપાર્જે છે.

પં. શ્રી જયવિજયજી સમ્મેતશિખરતીર્થમાલામાં કપિલાજી માટે લખતાં જણાવે છે કે—

> કંપિલપુર વરમંડણો પૂજીઇ વિમલવિહાર રે
> વિમલ પાદુકા વંદીય કીજઇ વિમલ અવતાર રે ॥ ૮૬ ॥
> (તીર્થમાલા પૃ ૩૨)

શ્રી વિજયસાગરજી સમ્મેતશિખરતીર્થમાલામાં કંપિલાજીનો પરિચય આ પ્રમાણે આપે છે.

> પિટીયારિ પુરિ કંપિલા વિમલ જનમ વંદેસ
> ચુલણી ચરિત્ર સંભાળ્યો બ્રહ્મદત્ત પરવેસ ॥ ૧૧ ॥
> કેસર વનરાય સંજતિ ગર્દભિલિ ગુરૂ પાસિ
> ગંગાતટિ વ્રત ઉચરઇ દ્રુપદી વિહર વાસી. ॥ ૧૨ ॥

આજ તો પિટીયારી નગરનો પત્તો નથી અને ગંગા દૂર છે. પં. સૌભાગ્ય-વિજયજી પણ લગભગ આ જ હકીકત કહે છે.

आवाभ्यां निधिनानेन, किं कर्तव्यं मनःसुखं ।
मनस्विनि ! मतिं ब्रूहि, परिणामगुणावहाम् ॥

મંત્રીશ્વર વસ્તુપાળ નાનાભાઈ તેજપાળની પત્ની બુદ્ધિનિધાન અનુપમાદેવીને પ્રશ્ન કરે છે કે–

આ ધનનું હવે અમારે શું કરવું ? હે મનસ્વિનિ ! પરિણામે હિતકારક થાય તેવી સલાહ આપો.

કુશળ અનુપમાદેવીએ તરત જ માર્મિક જવાબ આપ્યો કે–

द्रव्योपार्जनसंजातरजोभारादिवांगिनः,
अधः क्षिपन्ति सर्वस्वं गन्तुकामा अधोगतिम् ॥
अतो गरीयसी स्थाने स्थापनीयं निजं धनं,
जगद्दृग्गोचरे प्रोच्चैः पदवीं स्पृहयालुभिः ॥

દ્રવ્યના ઉપાર્જનથી થયેલા રજોભારથી ( ધૂળના ભારથી અને પાપના ભારથી ) અધોગતિને પામવાની ઈચ્છાવાળા પોતાનું બધું ધન નીચે નાખે છે.–જમીનમાં દાટે છે. જગતની દૃષ્ટિમાં ઉચ્ચ પદવીની સ્પૃહા હોય તેમણે તો ઉચ્ચ સ્થાને જ પોતાનું ધન સ્થાપવું જોઈએ.

આવી સુંદર સલાહ આપીને અનુપમાદેવીએ ભવ્ય જિન-મંદિરો બંધાવવાનો અનુરોધ કર્યો.

## શ્રાવસ્તિ ( સેટમેટ કિલ્લો )

શ્રી સંભવનાથ ભગવાનનાં ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવલજ્ઞાન ચાર કલ્યાણક આ નગરીમાં થયાં છે. અયોધ્યાથી ત્રીસ કોસ દૂર આ સ્થાન છે. આ સિવાય ગોંડા જંકશન થઇ બળરામપુર ઉતરી સાત કોસ દૂર સાવત્થીની યાત્રા થઈ શકે છે. રસ્તો જરા મુશ્કેલીવાળો છે પણ તીર્થભૂમિની ફરસના કરવા યોગ્ય છે.

સાવત્થી આજે ઉજ્જડ છે. ત્યાં પ્રાચીન ખંડિયેરો પડયાં છે. સ્થાન સ્થાન પર ઝાડી ઊગી નીકળી છે. તેનું બીજું નામ સેટમેટ Setamat કિલ્લો કહેવાય છે. હાલ તો આ કિલ્લો પણ ખંડ ખંડ થઇ ગયો છે. સંભવનાથનું પ્રાચીન મંદિર ખાલી ખંડિયેરરૂપે ઊભું છે. ત્યાંની મૂર્તિઓ મથુરાના મ્યુઝીયમમાં વિદ્યમાન છે. કાળની વિચિત્ર ગતિની પણ બલિહારી છે. મહાન્ તીર્થભૂમિ, પ્રાચીન નગરી આજે વેરાન જંગલ પડયું છે.

શ્રી સંભવનાથનો શ્રાવસ્તિ નગરીમાં જન્મ હતો. તેમના પિતા જીતારી રાજા, સેનારાણી માતા હતાં. દેશમાં દુકાળ હતો, છતાં ભગવંત ગર્ભે આવ્યાથી અણચિન્ત્યો પૃથ્વીમાં ધાન્યનો સંભવ થયો; તેથી સંભવનાથ નામ રાખ્યું. તેમનું ચારશેં ધનુષ્ય પ્રમાણ શરીર અને સાઠ લાખ પૂર્વનું આયુ હતું. તેમનો સુવર્ણ વર્ણ હતો તથા લાંછન ઘોડાનું હતું.

ભગવાન્ શ્રી મહાવીરસ્વામિ અહીં પધાર્યા છે અને એક ચાતુર્માસ પણ થયું છે. તિંદુકવન ઉદ્યાન અહીં જ હતું.

શ્રી પાર્શ્વનાથ ભગવાનના શાસનના શ્રી કેશીકુમાર અને ગૌતમસ્વામી અહીં મળ્યા હતાં અને પ્રશ્નોત્તરો થયા હતા.

સ્થાન મનોહર છે. અહીં ઘણી જડીબુટ્ટીઓ અને વિવિધ વનસ્પતિઓ મળે છે.

કવિવર શ્રી સૌભાગ્યવિજયજી અહીં આવ્યા ત્યારે નીચે પ્રમાણે પરિસ્થિતિ હતી.

જી હો સાવત્થી નયરી ભલી, જી હો હવણાં તિહાંના લોક,
જી હો નાંમે કોના ગાંમડો, જી હો વનગહવર છે થોક;
જી હાં પગલાં પ્રતિમા છે તિહાં, જી હો પૂજે આણી પ્રેમ,
જી હો નિન વન ખંડે જાણજો, જી હો ડંડક દેશની સીમ;
જી હો પાલક પાપીયો ઘણો, જી હો પીલ્યા ખંધક સીશ,
જી હો પરિષહ કેવલ લહ્યો, જી હો પુંહતા મુગતિ જગીસ;
જી હો ખંધક અગ્નિકુમર થઈ, જી હો બાલ્યો દંડક દેશ.
કટુક અને કિરાયતો, જીહો ઉપજે તિણે પ્રદેશ;

જ્યારે વિવિધતીર્થકલ્પમાં શ્રાવસ્તિકલ્પમાં નીચે પ્રમાણે ઉલ્લેખ મલે છે—

દક્ષિણાર્ધ્ધ ભરતક્ષેત્રમાં અનેકગુણસંપન્ન કુણાલ દેશમાં શ્રાવસ્તિ નામની નગરી છે, જેને વર્તમાનમાં મહેઠ (અત્યારે સેટમેટનો કિલ્લો કહેવાય છે. શ્રી જિનપ્રભસુરિજી વખતે મહેર નામ પ્રસિદ્ધ હશે) નામથી પ્રસિદ્ધ છે. જ્યાં આજ પણ ગાઢ જંગલમાં શ્રી સંભવનાથજીની પ્રતિમાજીથી વિભૂષિત ગગનચુમ્બી અને દેરીઓથી અલંકૃત જિનમંદિર છે, જેને ફરતો કોટ છે. તે ચૈત્યની નજીકમાં સુંદર લાલ અશોક વૃક્ષ દેખાય છે. તે જિનમંદિરની પોળમાં જે બે કમાડો છે તે મણિભદ્ર યક્ષના પ્રતાપથી સાંજે આપોઆપ બંધ થઈ જાય છે અને સૂર્યોદય સમયે આપોઆપ ઉઘડી જાય છે. અન્યદા કલિકાલમાં અલ્લાઉદીનના સૂબા મલિક હવસે વહાઈ નગરથી આવીને મંદિરની ભીંત અને કવાડ તોડીને કેટલીક જિનમૂર્તિઓને ખંડિત કરી. દુસમ કાલમાં શાસનદેવો પણ મંદ પ્રભાવવાળા થઈ જાય છે તો ચૈત્ય શિખરમાં યાત્રુ સંઘ ઉત્સવ કરે છે ત્યારે એક ચિત્તો ત્યાં આવીને બેસે છે. કોઈને ભય પમાડતો નથી અને જ્યારે મંગલ દીપક કરે છે ત્યારે પોતાને સ્થાને ચાલ્યો જાય છે,

આ નગરમાં બુદ્ધ મંદિરો ઘણાં છે. જ્યાં સમુદ્રવંશીય કરાવલ રાજા બૌદ્ધ ભક્ત છે અને અદ્યાવધિ પોતાના ઇષ્ટ દેવ સામે મહામુલ્યવાન અને પલાણથી અલંકૃત ઘોડો ભેટ ધરે છે.

બુદ્ધદેવે મહાપ્રભાવિક જાંગુ વિદ્યા અહીંજ પ્રગટ કરી હતી. અહીં વિવિધ પ્રકારના ચોખા-ડાંગર ઉત્પન્ન થાય છે. દરેક જાતની ડાંગરનો એક દાણો લઇને એક ઘડામાં નાખે તો ઘડો ભરાઇ જાય એટલી વિવિધ ડાંગર થાય છે.

આ નગરમાં ભગવાન શ્રી સંભવનાથજીનાં ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવલજ્ઞાન કલ્યાણક થયાં છે.

કૌશાંબી પુરીમાં થયેલ જિતશત્રુ રાજના મંત્રી કાશ્યપનો પુત્ર અને જક્ષાથી ઉત્પન્ન થયેલ કપિલ મહર્ષિ સ્વયંબુદ્ધ થયા અને જેમણે પાંચ સો ચોરોને પ્રતિબોધ્યા અને જેમણે વિતભયપત્તન અને ઉજ્જૈનીની શ્રી વીર ભગવંતની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી તે અહીં થયા અને સિધ્ધિપદ પામ્યા.

આ નગરીમાં તિંદુગ ઉદ્યાનમાં પાંચસો શિષ્યો સાથે પ્રથમ નિન્હવ જમાલી આવીને રહ્યા હતા. આ વખતે ઢંક નામના કુંભારે, જે પ્રભુ વીરના શ્રાવક હતા તેમણે, ભગવાનપુત્રી પ્રિયદર્શનાની સાડીનો એક ભાગ સળગાવી પ્રતિબોધ પમાડી સાચે રસ્તે વાળી હતી. પછી પ્રિયદર્શનાએ બીજી સાધ્વીઓ અને સાધુઓને પ્રતિબોધ પમાડી ભગવાનના માર્ગે વાળ્યા હતા. માત્ર એકલા જમાલી જ વિરુધ્ધ રહ્યા.

અહીયાં તિંદુગ ઉદ્યાનમાં કેશીકુમાર શ્રમણ ગણધરે કુટ્ઠયઉજ્જાણુથી આવેલા શ્રી ગૌતમ ગણધર સાથે પરસ્પર સંવદ કરી પાંચ મહાવ્રતરૂપ ભગવાન મહાવીરનો ધર્મ સ્વીકાર્યો હતો.

ભગવાન્ શ્રી મહાવીરસ્વામિએ અહીં એક ચાતુર્માસ કર્યું હતું અને ઇન્દ્ર મહારાજે ભગવાનને પૂજી તપનો ઉત્સવ કર્યો હતો.

જિતશત્રુ રાજા અને ધારણીના પુત્ર આચાર્ય ખદિલ અહીં જ ઉત્પન્ન થયા હતા. તેમને પાંચ સો શિષ્યો સહિત પાલકે કુંભકારકડ નગરમાં ઘાણીમાં પીલ્યા હતા.

જિતશત્રુ રાજાના પુત્ર ભદ્ર દીક્ષા લઇને પ્રતિમા સ્વીકારીને વિહાર કરતા આ નગરીમાં આવ્યા હતા. અહીં તેમને ચોર ધારી રાજપુરૂષોએ ભયંકર ઉપસર્ગ કરીને વિંધ્યા હતા. મુનિજી ધ્યાનમાં મગ્ન રહી સિધ્ધિપદ પામ્યા હતા.

બ્રહ્મદત્ત ચક્રવર્તી રાજગૃહીથી અહીં આવ્યા હતા.

અજિતસેન આચાર્યના શિષ્ય ખુડ્ડગ કુમાર પોતાની માતા સાધ્વી આચાર્ય, ઉવજ્ઝાયના નિમિત્તે બાર વરસ સુધી દ્રવ્યસાધુ રહ્યા પછી આ નગરીમાં જ નાટ્યવિધિમાં સુંદર ગાયન, સુદર વાજીંત્ર, સુંદર ગીત સાંભળી યુવરાજ, સાર્થવાહ, સ્રી અને તેમની સાથે પ્રતિબોધ પામ્યા.

આવી રીતે આ નગરી અનેક રત્નમય પ્રસંગોની રત્નાચલ ભૂમિ છે. આ પવિત્ર ભૂમિ અત્યારે વિચ્છેદ તીર્થરૂપ છે.

## અષ્ટાપદ તીર્થ (અદશ્ય)

-चतुरश्चतुरोऽष्टदश द्वौ चापाच्यादिदिक्षु जिनबिम्बान् ।

यत्रावन्दतगणभृत् स जयत्यष्टापद गिरीशः ॥

ભરતક્ષેત્રની ઉત્તર દિશાએ આ તીર્થ આવેલું છે. હાલમાં આ તીર્થ અદશ્ય

છે. દેવતાની મદદ વગર કે લબ્ધિ વિના ત્યાં યાત્રાએ જવાતું નથી. તદ્ભવ-મોક્ષગામી જીવ પોતાની લબ્ધિશક્તિથી ત્યાં જઇ શકે છે. પહાડ ફરતી ગંગાના પાણીની મોટી ખાઈ છે, જે બીજા ચક્રવર્તી સગરરાજના પુત્રોએ અષ્ટાપદ પહાડ-ની રક્ષા માટે બનાવી છે. પહાડ ઉત્તર જવાનાં એક એક યોજનનાં આઠ પગથિયાં છે. ઉપર મધ્ય ભાગમાં સુંદર ભવ્ય જિનમંદિર છે. પ્રથમ તીર્થંકર શ્રીઋષભ-દેવજીના પુત્ર ભરત ચક્રવર્તિએ વર્તમાન ચોવીશીના ચોવીશે તીર્થંકરોના શરીર અને શરીરના રંગ—આકારવાળી મૂર્તિઓ બનાવીને સ્થાપિત કરેલ છે. આ સ્થાને શ્રી ઋષભદેવજી ભગવાન, તેમના ગણધરો અને શિષ્યો નિર્વાણપદ પામ્યા હતા. એક સમયે ૧૦૮ જીવો અહીંથી મોક્ષે પધાર્યા છે. ભગવાનના અગ્નિદાહના સ્થાને, ગણધરો અને મુનિવરોના અગ્નિદાહના સ્થાને ઈંદ્રમહારાજે સ્તૂપ સ્થાપ્યા હતા. ભગવાન ઋષભદેવજીના સમયનું આ પ્રાચીન તીર્થસ્થાન છે. ભગવાન શ્રી મહાવીરસ્વામિના મુખ્ય શિષ્ય શ્રી ગૌતમસ્વામિ પોતાની લબ્ધિથી સૂર્યનાં કિરણો-નું અવલંબન લઇ અહીં પધાર્યા હતા અને પંદરસો તાપસોને પ્રતિબોધી ક્ષીરથી પારણું કરાવ્યું હતું.

આ પહાડ આજે અદશ્ય છે છતાંયે હિમાલયથી પણ ઉત્તરે આ સ્થાન આવેલું છે. અને તેની કેટલીક નિશાનીઓ હિમાલયના ઊંચા શિખરે જનાર જણાવે છે.

અષ્ટાપદજીના નકશા અનેક જૈન મંદિરો અને તીર્થસ્થાનોમાં આરસ ઉપર, મંદિર રૂપે કે ચિત્રરૂપે હોય જ છે તેમજ અષ્ટાપદાવતાર તીર્થ પણ છે.

## અષ્ટાપદ ( પ્રાચીન વર્ણન )

દક્ષિણ ભરતાર્ધ ક્ષેત્રના મધ્ય ભાગમાં આવેલી અને જ્યાં પાંચ તીર્થંકરોનો જન્મ થયો છે એવી અયોધ્યા નગરીથી ઉત્તર દિશામાં બાર યોજન દૂર જેનું બીજું નામ કૈલાસ છે એવો અષ્ટાપદ 'નામનો શ્રેષ્ઠ પર્વત છે. તે આઠ યોજન ઊંચો છે અને શુધ્ધ સ્ફટિકની શિલાઓવાળો હોવાથી આ દુનિયામાં ધવલગિરિ એ નામથી તે પ્રસિધ્ધિને પામ્યો છે. આજકાલ પણ અયોધ્યાના સીમાડાના ઊંચા ઝાડો ઉપર ચડીને ઊભા રહેવાથી સ્વચ્છ આકાશ હોય ત્યારે તેનાં સફેદ શિખરો દેખાય છે. વળી તે મોટાં સરોવરો ઘણાં વૃક્ષો, ઝરણાનાં પાણી અને અનેક જાતનાં પક્ષીઓથી યુક્ત છે. વાદળાનો સમૂહ જેનાથી બહુ નજીકમાં થઇને ચાલે છે. "માનસ" સરોવર જેની પાસે જ આવેલું છે અને અયોધ્યામાં રહેનાર લોકો જેની નજીકની ભૂમિમાં અનેક પ્રકારની ક્રીડાઓ કરે છે તે અષ્ટાપદ પર્વતના શિખર ઉપર શ્રી ઋષભદેવ ભગવાન તેમના બાહુબલી વગેરે નવાણું પુત્રો એમ ૧૦૮ એક જ સમયમાં માઘ વદી ( ગુજરાતી પોષ વદી ) તેરસને દિવસે મોક્ષે ગયા છે તેમજ ભગવાનની સાથે કેટલાક ગણધર આદિ દશ હજાર મુનિઓ પણ અહીં મોક્ષે ગયા છે. તેઓનાં શરીરના અગ્નિસંસ્કાર માટે રચેલી ભગવાનની, ઇક્ષ્વાકુ વંશના મુનિઓ-

ની અને અન્ય મુનિરાજોની એમ ત્રણ ચિતાઓને સ્થાને દેવોએ ત્રણ સ્તૂપો (થૂભો) બનાવ્યા અને ત્યાં ભરત ચક્રવર્તિએ "સિંહનિષદ્યા" નામનું ચાર દ્વારવાળું બહુ વિશાળ જિનમંદિર બંધાવ્યું (આ ઠેકાણે આ કલ્પમાં આ મંદિરની રચનાનું બહુ વિસ્તારથી વર્ણન કરેલું છે) જેની અંદર ચોવીસ તીર્થંકરોની સ્વસ્વ વર્ણ, લાંછન અને માન પ્રમાણની મૂર્તિઓ અને પોતાની તથા પોતાના નવાણું ભાઇઓના ૯૯ મળીને કુલ એક સો (મૂર્તિ સહિત) સ્તૂપો ભરતરાજાએ કરાવ્યા છે. લોકો તે તીર્થની આશાતના ન કરે એ હેતુથી ભરતરાજાએ લોઢાના યંત્રમય ચોકીદારો કરાવ્યા અને દંડરત્નથી તે અષ્ટાપદને કોટના કંદોરાની માફક એક યોજનના આઠ પગથિયાવાળો કરી નાંખ્યો ત્યારથી તેનું અષ્ટાપદ એવુ નામ પાડયું.

કાળક્રમે સગર ચક્રવર્તીના જન્હુ વગેરે સાઠ હજાર પુત્રોએ આ તીર્થની રક્ષા કરવા માટે અષ્ટાપદની ચારે તરફ ચક્રવર્તીના દંડ રત્નવડે ઊંડી ખાઈ ખોદીને ગંગા નદીનો પ્રવાહ વાળી લાવીને તેમાં નાંખ્યો. ગંગાના પ્રવાહથી આખી ખાઇ ભરાઇ ગઇ તેથી તે તીર્થ સાધારણ મનુષ્યોને માટે અગમ્ય–ન જઇ શકાય તેવું થયું. ફક્ત દેવો અને વિદ્યાધરોને માટે જ યાત્રાનું સ્થાન બની ગયુ તે ખાઇને પાણીથી ભરી દીધા પછી ગંગાનો પ્રવાહ ચારે તરફ ફેલાઇ નજીકના દેશોને ડુબાડવા લાગ્યો. લોકોનું તે દુઃખ મટાડવા માટે સગર ચક્રવર્તીની આજ્ઞાથી તેના પૌત્ર ભગીરથે દંડરત્નથી જમીન ખોદીને ગંગાના તે પ્રવાહને કુરુદેશમાં હસ્તિનાપુર તથા વિંધ્યાચળ અને કાશી દેશની દક્ષિણમાં થઇને કોશલદેશ (અયોધ્યા) ની પશ્ચિમથી પ્રયાગ(અલ્હાબાદ)ની તથા મગધદેશની ઉત્તરમાં થઈને વચ્ચે આવતી નદીઓને ભેળવી પૂર્વ સમુદ્રમાં મેળવી દીધો. ત્યારથી જે ઠેકાણે ગંગા નદી સમુદ્રને મળી છે તે સ્થાન ગંગાસાગર તીર્થ તરીકે પ્રસિધ્ધિને પામ્યું અને ત્યારથી જન્હુના નામથી જાન્હવી તથા ભગીરથના નામથી ભાગીરથી એવાં ગંગાનદીનાં નામો પડ્યાં.

આ અષ્ટાપદ પર્વત ઉપર ભરત ચક્રવર્તી આદિ અનેક ક્રોડો મુનિરાજો મોક્ષે ગયા છે અને ભરત રાજાના અનેક વંશજો દીક્ષા લઇને અહીંથી મોક્ષે અથવા સર્વાર્થસિધ્ધ વિમાનમાં ગયા છે.

શ્રી મહાવીરસ્વામી ભગવાને પર્ષદામાં જાહેર કર્યું હતું કે જે માણસ પોતાની લબ્ધિથી અષ્ટાપદ તીર્થની યાત્રા કરે તે એ જ ભવમાં મોક્ષે જાય, આ વાત સાંભળીને લબ્ધિના ભંડાર શ્રી ગૌતમસ્વામીએ (ઈન્દ્રભૂતિ નામના પ્રથમ ગણધરે) પોતાની લબ્ધિથી સૂર્યનાં કિરણોનો આશ્રય લઇ અષ્ટાપદ ઉપર ચડીને એ તીર્થની યાત્રા કરી. યાત્રા કર્યા પછી મંદિરની બહાર અશોક વૃક્ષની નીચે બેસીને ધર્મદેશના દેવા લાગ્યા. દેશના સાંભળતાં ઇન્દ્રની જેટલી ઋદ્ધિવાળા વૈશ્રમણ (કુબેર) નામના દિક્પાળ દેવના મનમાં ઉત્પન્ન થએલ સંદેહને દૂર કરવા માટે ગૌતમસ્વામીએ પુંડરીક અધ્યયનની વ્યાખ્યા કરી તે સાંભળીને તેના મનનો

સંદેહ દૂર થવા સાથે તે દેવ પ્રતિબોધ પામ્યો. આયુષ્ય પૂર્ણ થવાથી દેવલોકમાંથી ચ્યવીને કુબેરનો જીવ ધનગિરિ અને સુનંદાના પુત્રપણે ઉત્પન્ન થયો. ત્યાં બાલ્યાવસ્થામાં જ દીક્ષા લઇ તેઓ વજ્રસ્વામી દશ પૂર્વધારી થયા.

અષ્ટાપદ ઉપરથી ઉતરતાં ગૌતમસ્વામિએ કૌડિન્ય, દિન્ન, સેવાલિ સંજ્ઞાથી ઓળખાતા ૧૫૦૩ તાપસોને પ્રતિબોધ પમાડીને દીક્ષા આપી.

શ્રી વીર ભગવાને કહેલા પુંડરીક અધ્યયનનું અહીં અધ્યયન કરવાથી દશપૂર્વી પુંડરીક મુનિરાજ દશમા દેવલોકમાં ઇન્દ્રની સરખી ઋદ્ધિવાળા દેવ થયા. નલ રાજાની પ્રિયા દમયંતીએ પોતાના આ છેલ્લા ભવથી પૂર્વના ચોથા ભવમાં અષ્ટાપદ તીર્થ ઉપર જઇ ભાવપૂર્વક તપસ્યા કરીને ત્યાં ચોવીશે ભગવાનને રત્નજડિત સોનાનાં તિલકો ચડાવ્યાં હતા. તેથી તે પુણ્યના પ્રભાવથી ત્યાંથી મરીને તે ધૂસરી (રબારણ) યુગલધર્મિણી અને સૌધર્મ દેવલોકમાં ધન (કુબેર) ભંડારીની દેવીપણે ઉત્પન્ન થઇ. દેવલોકનાં સુખ ભોગવીને પછી છેલ્લા ભવમાં દમયંતી થઇ. દમયંતીના ભવમાં તેના કપાળમાં અંધારામાં પણ પ્રકાશ કરનારૂં દેદીપ્યમાન તિલક જન્મથી ઉત્પન્ન થયુ હતું.

વિદ્યાધર વાલી નામના ઋષિ અષ્ટાપદ ઉપર કાઉસગ્ગધ્યાનમાં રહ્યા હતા તે વખતે તેમને જોઇને દશગ્રીવ(રાવણ)ને પહેલાનું વેર યાદ આવતાં અત્યંત ક્રોધથી પર્વતને જ ઉપાડીને લવણ સમુદ્રમાં નાંખી દેવાના વિચારથી જમીન ખોદીને પર્વતની નીચે પેસી એક હજાર વિદ્યાઓનું સ્મરણ કરીને અષ્ટાપદને ઉપાડવા લાગ્યો. અવધિજ્ઞાનથી આ વાત વાલી મુનિરાજના જાણવામા આવતાં મંદિર તીર્થની રક્ષા કરવા માટે પોતાના પગના અંગૂઠાથી પર્વતને દબાવ્યો તેથી દશગ્રીવનું શરીર સંકુચિત થઇ ગયું અને મોઢે લોહી વમતો રાડો પાડીને બહાર નીકળી આવ્યો. આ વખતે જબરી રાડ પાડેલી તેથી તેનું નામ રાવણ પડયું. રાવણ, વાલી મુનિરાજને ખમાવીને પોતાને સ્થાને ગયો.

અષ્ટાપદ પર્વત ઉપર જિનમંદિરમાં સંગીત કરતાં દૈવયોગથી વીણાનો તાર તૂટતા લંકાપતિ રાવણે પોતાની ભુજામાંથી સ્નાયુ કાઢી વીણામાં જોડી દઇને સંગીત ચાલુ રાખ્યું પણ સંગીતના તાનનો ભંગ થવા ન દીધો તે વખતે ચૈત્યવંદન કરવા માટે આવેલા ધરણેન્દ્ર રાવણની આવા પ્રકારની ભક્તિ અને સાહસથી તુષ્ટમાન થઇને અમોઘવિજયા નામની શક્તિ તથા અનેકરૂપકારિણી વિદ્યા રાવણને આપી.

આવા અષ્ટાપદ તીર્થની જેઓ યાત્રા–સેવા–ભક્તિ કરે છે તેઓ ખરેખર પુણ્યવંત અને ભાગ્યશાળી છે *

---

*. આ અષ્ટાપદકલ્પ શ્રીમાન જિનપ્રભસૂરિજીએ વિ. સં. ૧૩૮૭ ના ભાદરવા માસની દશમીને દિવસે શ્રી હમ્મીર મહમ્મદના રાજ્યકાળમાં શ્રી યોગિનીપુરમાં રહીને રચી પૂર્ણ કર્યો.

# ભદ્દિલપુર

અહીં *શીતલનાથ પ્રભુનાં ચાર (ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન) કલ્યાણક થયાં છે. અન્તિમ તીર્થપતિ શ્રી મહાવીર દેવે અહીં ચાતુર્માસ કર્યું છે. મહાસતી પરમ આર્હતોપાસિકા-શ્રાવિકા સુલસાને અંબડદ્વારા ભગવાન મહાવીરે સંદેશ-ધર્મલાભ મોકલ્યો હતો. આવી રીતે આ સ્થાન અત્યંત પ્રાચીન અને પુનિત છે, કિન્તુ અધુના આ સ્થાનને ભદ્દિલપુર તરીકે કોઇ ઓળખતું નથી. કાળચક્રના સપાટામાંથી કોણ બચ્યું છે કે આ નગરી પણ બચે ? અમે ભદ્દિલપુર જવા જંગલના ટૂંકા રસ્તે ચાલ્યા, પરન્તુ અધવચ્ચે ભયંકર અરણ્યમાં અમે ભૂલા પડ્યા. માત્ર અમે ત્રણ જણ હતા. કોઇ માણસ પણ ન મળે. રસ્તે જનાર કે આવનાર પણ કોઈ ન મળે. જે સ્થાને અમે ૮-૯ વાગે પહોંચવાની ધારણા રાખતા ત્યાં જંગલમાં ૧૧ વાગ્યા. ગરમી કહે મારું કામ. તરસ લાગેલી. ભાગ્યજોગે થોડું પાછા વળ્યા ત્યાં દૂરથી એક ખેતરમાં આદમી દેખાતાં ત્યાં ગયા. બહુ મુશ્કેલીથી રસ્તો મળ્યો. એક વાગે આઠ દશ ઝુંપડાવાળુ ગામ આવ્યું, જેને અત્યારે હટવરીયાં કહે છે. ગામમાં આઠ દશ ઝુંપડાં એ જ મકાનો કે ધર્મશાળા હતાં. ઉતરવા માટે કયાંય સ્થાન ન હતું. ત્યાં એક પોલીસ ચોકી દેખી, પણ વિચાર્યું-ચાલો, પહાડ પાસે કયાંક ધર્મશાળા હશે. બે માઇલ ચાલી ત્યાં ગયા, તો માત્ર વડનાં ઝાડ ધર્મશાળારૂપે હતાં. ધર્મશાળા તો ખંડિયેરરૂપે ઊભી હતી. ઝાડ નીચે રાત કોઇ રહેતું નહિં. જંગલનો મામલો, ડર જેવું ખરૂં. અમે થાકયાપાકયા બેસવાનો-વિશ્રાંતિ લેવાનો વિચાર કર્યો પરન્તુ ત્યાં તો પહાડ ઉપરથી માણસો લોહીથી ખરડાયેલાં, અને જેમાંથી લોહીનાં ટીપાં જમીન ઉપર પડ્યાં કરતાં હતાં એવાં બકરાના કપાએલા ધડને લઇને આવી પહોંચ્યા. અમને પ્રથમ તો બહુ જ આશ્ચર્ય થયું. પણ આજે ફાગણ સુદ ૭ ને મંગળવાર હતો. દેવીને બલિ ચઢે છે તેનો દિવસ હતો. અમે થોડો ઉપદેશ આપવો શરૂ કર્યો પણ ત્યાં અમારૂં કાંઇ ન ચાલ્યું, અન્તે અમે ઊઠી પુનઃ ગામમાં આવી પોલીસ ચોકીમાં ઉતારો કર્યો.

બીજે દિવસ પહાડ ઉપર ચઢ્યા, ચઢાવ કઠીણ અને મુશ્કેલીભર્યો છે. પહાડ બહુ ઊંચો નથી પણ વચમાં રસ્તો જ બહુ ખરાબ છે. જેમ તેમ કરી ઉપર પહોંચ્યા.

---

* **શીતલનાથ**-ભદ્દિલપુર નગરમાં આપનો જન્મ થયો હતો. પિતાનું નામ દઢરથ-રાજા અને માતાનું નામ નંદારાણી હતું. પિતાના શરીરે દાહજ્વર થયો હતો તે ભગવંત ગર્ભમાં આવ્યા પછી રાજાના શરીરની ઉપર રાણીએ હાથ ફેરવ્યાથી રાજાને શીતલતા થઇ. ગર્ભનો આવો મહિમા જાણી પુત્રનું નામ શીતળનાથ રાખ્યું. તેમનું નેવું ધનુષ્યપ્રમાણ શરીર અને એક લાખ પૂર્વનું આયુષ્ય હતું. સુવર્ણ વર્ણ અને શ્રીવત્સનું લાંછન હતું.

ત્યાં સામે જ એક ઝાડના થડમાં જિનવરેન્દ્રની ખંડિત મૂર્તિ જોઈ. ત્યાં સામે એક માતા-દેવીનું મંદિર છે, જયાં બકરાં અને પાડાનો બલિ દેવાય છે. મંદિરની બહાર ચોગાન છે જ્યાં ઝાડના થડમાં રહેલ જિનેશ્વરની મૂર્તિ દષ્ટિપથમાં દેખાય છે. ત્યાં જ વધ થાય છે. અહિંસાના અવતાર, કરુણાના સાગર સામે નિર્દોષ પશુઓનો બલિ દેવાય એ પણ અવધિ જ લેખાય ! તે દિવસે આવેલ બકરાંને અમે તેમના માલિકોને અને પંડાઓને સમજાવી જીવિતદાન આપ્યું. નવ બકરાં જીવતાં ઘેર ગયાં. પંડાઓને ઘણું સમજાવ્યું કે આ જૈનોનું સ્થાન છે. અહીં હિંસા ન થાય પણ તેમણે કહ્યું કે-આના ઉપર અમારા સો ઘરની રોજી છે તેનું કેમ ? આ દેવી પણ જૈન શાસનદેવી જ છે. જો અહીં પુનઃ જીર્ણોદ્ધાર થાય તો પંડાઓ માને તેમ છે. ત્યાંથી આગળ થોડે દૂર એક મોટું વિશાલ સરોવર છે, જેમાં લાલ કમલો થાય છે. તળાવમાં વચ્ચે જિનેશ્વરની પાદુકાવાળો મોટો પત્થર છે. પાવાપુરીના જલમંદિરનું અનુકરણ છે, પરન્તુ જૈનોના આવાગમનના અભાવે તે કાર્ય પૂરું નથી થયું, ત્યાંથી ઉપર બીજી પહાડી ઉપર ગયા ત્યાં ખંડિત જિનમંદિર અને મૂર્તિ જોઈ. ત્યાંથી આગળ જતાં પહાડમાં કોરેલી દશ શ્વેતામ્બર જિન-મૂર્તિઓનાં દર્શન કર્યાં. આખા પહાડમાં આ સ્થાન શુધ્ધ અને પવિત્ર છે. કોઇ રડ્યોખડ્યો યાત્રી આવે છે. મૂર્તિઓ નાની પણ સુંદર છે. આ સ્થાનથી પણ થોડે દૂર આકાશવાણીનું સ્થાન છે. આખા પહાડમાં ઊંચામાં ઊંચું સ્થાન આ જ છે. જાણે આકાશ સાથે વાતો કરતું હોય તેવું દેખાય છે. ઉપર ચઢવામાં જાનનો નુકશાન થાય તેવું છે. સાહસ કરી ભકિત અને પ્રેમથી પ્રેરાઇ અમે ઉપર ચઢયા, શાસનદેવની કૃપાથી વાંધો તો ન આવ્યો પરન્તુ ઉતરતાં તો યાદ કરી ગયા. સીધું નીચે ઉતરવાનું, લપસે તો ખીણમાં જ પડે, ઉપર જિનેશ્વરની પાદુકા છે. અહીં પ્રભુએ ઉપદેશ આપેલો તે સ્થાનને ઊંચામાં ઉંચું ગણી લોકો તેને આકાશવાણી કહે છે. ત્યાંથી નીચે ઉતરી ત્રણ પહાડી વટાવી સામેની પહાડી તરફ ગયા. જ્યાં એક ગુફામાં નવફણાવાળી શ્રી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ છે. અજ્ઞાન લોકો તેને ભૈરવજી કહી સિંદુરથી પૂજે છે. નાળીએર ચઢાવે છે. અહીં હિંસા નથી કરતા. મૂર્તિ બહુ જ ચમત્કારી માને છે, મૂર્તિ બહુ સુંદર, પ્રભાવશાલી, તેજસ્વી, ભવ્ય અને મનોહર છે. હૃદય ઉપર શ્રીવત્સ છે. નીચે બે બાજુ સિંહ, વચમાં ધર્મચક્ર ( આવી મૂર્તિઓ મથુરાના કંકાલી ટીલામાંથી ઘણી નીકળી છે જે અત્યારે લખનૌ અને મથુરાના મ્યુઝીયમમાં છે. કુશાનકાલીન કહેવાય છે ) તેના ઉપર નાગરાજ( સર્પ )નું સુંદર આસન બનાવ્યું છે. શિલ્પકારે પોતાની સંપૂર્ણ કલાનો ઉપયોગ કરી આસન બનાવ્યું છે, અને તે એવી કુશલતાથી કે લંછન પણ જણાય અને આસન પણ ન બને.

દર વર્ષે હજારો યાત્રિઓ અહીં આવી યથાશક્તિ ભક્તિથી પ્રભુ ચરણે ધન ધરે છે, નૈવેદ્ય ચઢાવે છે અને સિંદુરથી પૂજે છે. ત્યાંય થોડે દૂર નાની ગુફામાં એક નાની

જિનમૂર્તિ છે, ખંડિત છે. લોકોએ અજ્ઞાનતાથી સિંદુરના થથેડા કરી આકૃતિ બગાડી નાંખી છે. ત્યાંથી પુનઃ એ જ દેવીના રક્તરંજિત મંદિર પાસે આવ્યા. પંડાઓને ઉપદેશ તો સારી રીતે આપ્યો હતો. કહ્યું કે–આ જૈન શાસનદેવી છે, તેની સામે આ પાપ લીલા ન હોય પરન્તુ રસનેન્દ્રિયના ગુલામ ભૂદેવોએ જ્યાં પોતાના સ્વાર્થ ખાતર જ આ પાખંડ ચલાવ્યું છે ત્યાં ઉપદેશ પણ કેટલી ઘડી ટકવાનો હતો ? વળતાં અમને અહીં જ મળેલા એક સીપાઇએ કહ્યું કે–અહીં ઘણી જૈન મૂર્તિઓ હતી પણ આ પંડાઓએ ઘણી તોડીફોડી નાખી છે અને જે બાકીની છે તે પણ જો તેમનું ચાલે તો તે પણ ન રાખે પરંતુ કેટલીક પહાડમાં કોતરેલી છે અને જે છૂટક છે ત્યાં ચમત્કાર છે. શ્રાવક પણ આવે છે એટલે આ થોડી મૂર્તિઓ રાખી છે.

આ હટવરીયા ગામ અને પહાડ કલકત્તાના સુપ્રસિદ્ધ દાનવીર બાબુ રાયબદ્રીદાસ મુકીમે ખરીદી લીધેલ છે, એટલે શ્વેતામ્બર જૈન તીર્થ છે. આમાં શ્વેતાંબર જૈન સંઘે ખુશી થવા જેવું છે પરંતુ આ ધ્વસ્ત તીર્થનો ઉધ્ધાર કરવાની પરમ આવશ્યકતા છે. નવીન તીર્થ કરતાં પ્રાચીન તીર્થના જીર્ણોદ્ધારમાં ઘણું ફલ છે. તેમાંય આ તો તીર્થંકર પ્રભુની કલ્યાણક ભૂમિ છે; આ તીર્થનો વિશેષ ઇતિહાસ જૈન જ્યોતિના પ્રથમ વર્ષના અંકમાં મેં આપ્યો છે એટલે અહીં લંબાણ નથી કર્યું.

× ભદ્દિલપુર તીર્થભૂમિની ક્ષેત્રફરસના જરૂર જૈનોએ કરવી જોઇએ. આ સ્થાન ગ્રાન્ટ ટ્રેન્ક રોડ ઉપરથી કાશી આવતાં શેરઘાટીથી છ કોસ દૂર છે અને શિખરજીથી આવતાં ડોભીગામથી છ કોસ દૂર છે. ગૃહસ્થો માટે કાશીથી શિખરજી યા તો કલકત્તા જતાં ગયાજી સ્ટેશન વચમાં આવે છે. ત્યાંથી સીધે રસ્તે હન્ટરગંજ યા તો શેરઘાટી મોટરો જાય છે. અને ત્યાથી ભદ્દિલપુરનો રસ્તો મળી જાય છે. પહાડની નીચે ભદ્દિલા ગામ પણ છે. એટલે પ્રાચીન નગરી તે બાજુ હોય તેમ સંભવે છે. ત્યાંથી પહાડનો ચઢાવ પણ સ્હેલો છે.

---

× આ સ્થાનથી ૫–૬ કોસ દૂર બનારસ તરફ જતાં ધટરાઇન નામનું ગામ છે ત્યાં ગામ બહાર નાની ઘણી પહાડીઓ છે, જેમાં આગળના વખતમાં જૈન મંદિરો અને મૂર્તિઓ પુષ્કળ હતા. તેમાંથી અત્યારે જેને દત્તનાં પગલાં કહે છે તે સ્થાન પૂર્વે જૈન મંદિર હતું અને પાદુકા પણ તીર્થંકર ભગવાનની જ છે. આ સિવાય એક બીજી પહાડી ઉપર સૂર્યનું મંદિર છે તે પણ પહેલાં જૈન મંદિર હતું એમ દેખાય છે. અહીં પહેલાં ઘણી જૈન મૂર્તિઓ હતી એમ અહીંના રાજપુતો કહે છે. ધટરાઇનમાં બે મહોલ્લા છે. એકમાં રાજપુતો રહે છે અને બીજામાં બ્રાહ્મણો રહે છે. આ બ્રાહ્મણોએ જૈનોની ઘણી મૂર્તિઓ તોડીફોડી નાખી છે એમ સંભળાય છે. આ સ્થાન પહેલાં ભદ્દિલપુરની સાથે જ હતું એટલે તે પણ એક તીર્થના સ્થાન તરીકે છે.

ત્યાંથી માત્ર દોઢ માઈલનો જ ચઢાવ છે. બેશક સ્થાન ખૂણામાં છે પરન્તુ જરૂર આ તીર્થભૂમિની પણ સ્પર્શના કરવી જોઈએ.

આજથી ૩૦૦ વર્ષ પૂર્વે આવેલ વિદ્વાન જૈન સાધુ પં. શ્રી સૌભાગ્ય-વિજયજીએ આ સ્થાનનો તથા ગયાજી વગેરેનો પરિચય આ પ્રમાણે આપ્યો છે.

પટણાથી દક્ષિણ દિશિ જાણજોરે, મારગ મોટા કોસ પંચાસરે;
ભદ્દિલપુર ભાખે છે શાસ્ત્રમાં રે, હિવણાં નામ દુતારા જાસરે. ૫૦ ૧
મારમાંહિ મિથ્યાત્વીતણી ભણુંજી, રાજધાણી છે ગયા ગામરે
અઓતપીતર અવગતિયા જે હુવેરે, પિંડ ભરે લોલા તસ નામરે. ૫૦ ૨
ફલ્ગુ નામ નદીની રેતમાંરે, બેસે મસ્તક મુંડિતમૂઢ રે;
ઈણ ઠાંણે દશરથ નીકલ્યો રે, સીતા દે વેલુપિંડ ગૂઢરે. ૫૦ ૩
શ્રી જિનપ્રતિમા ચારે ચોપસ્યુંરે, મોટા તિણ મિથ્યાત્વી ગાંમરે;
ઘણું રહ્યાં મિથ્યાત્વીને થાનકેરે, ન રહે જૈનીનાં મન ઠામરે. ૫૦ ૪
તિહાંથી બોધ ગયા કોસ ત્રણ છેરે, પ્રતિમા બોધતણો નહિ પારરે
જિનમુદ્રાથી વિપરીત જાણજોરે, કંઠે જનોઈનો આકારરે. ૫૦ ૫
તિહાંથી સોલે કોસ જાણજોરે, ભદ્દિલપુર છે દતારા પ્રસિદ્ધ રે;
વિષમ મારગ છે વનખંડે કરીરે, સાથે પંથ દિખાઉ લિદ્ધરે, ૫૦ ૬
આવ્યા ભદ્દિલપુર ઉલટ ધરીરે, ગિરિ ચઢિયા દિન પૂજે ભાયરે,
રાજાનો આદેશ લેઈ કરીરે, ફરસ્યા પારસનાથના પાયરે. ૫૦ ૭
સપ્તફણામણી મૂરતી પાસની રે, એક ગુફામાં એકલ મલ્લરે,
નિપટ સરોવર કમલ ફૂલે ભર્યોરિ, નિર્મલ પાણી તાસ અવલરે. ૫૦ ૮
પૂજીને તે ગિરિથી ઉતરીરે, આવ્યા ગામ દતારે જેથરે;
જનમ થયો શીતલ જિનરાયનોરે, ચાર કલ્યાણક હુઆ એથરે. ૫૦ ૯
સુલસાને સંદેશો મોકલેરે, ઈણે ભદ્દિલપુર શ્રી મહાવીરરે;
ધર્મસ્નેહી અંબડને મુખેરે, પુહચાડી પ્રશંસે ધીર રે. ૫૦ ૧૦
કાન્હસહોદર ઈણ નગરી વધ્યારે, ચંદેલા છે ગામ સહિનાંણરે;
ભદ્દિલપુર પૂછયો જાણે નહી રે, નામ દતારા તાસ તે જાણરે ૫૦ ૧૧,
તિહાંથી ગામ પુનાયા* આવિયા રે, પગલાં વીર જિણંદના જાણરે,
કાનથકી ખીલા તિણ થાનકેરે, કાઢયા સંખ્યાસી કરિતાંણરે. ૫૦ ૧૨

## મિથિલા

મિથિલા વિદેહ દેશની પ્રાચીન રાજધાની હતી. અહીં ૧૯મા તીર્થંકર શ્રી

* આ સ્થાન અત્યારે ક્યાં આવ્યું તેનો પત્તો નથી.

મલ્લિનાથજી* અને ૨૧મા તીર્થંકર શ્રી નમિનાથજી× ભગવાનનાં, ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન આ ચાર ચાર કલ્યાણુક થયાં હતાં. કુલ ૮ કલ્યાણુકની ભૂમિ છે.

મહાસતી સીતા જનકરાજાને ત્યાં આ નગરીમાં જ જન્મ્યાં હતાં. શ્રી યુગબાહુ અને મયણુરેખાના પુત્ર શ્રી નમિરાજને ઉત્પન્ન થયેલા ભયંકર વ્યાધિમાં શાંતિને માટે ચંદન ઘસતી રાણીઓના કંકણુધ્વનિ સાંભળી અહીં જ વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. દેવતાઓએ અને સૌધર્મેન્દ્રે પુનઃ પુનઃ તેમના વૈરાગ્યની કસોટી કરી પણુ નમિરાજ દૃઢ રહ્યા અને રાજર્ષિ પદ ઉજાળ્યું હતું.

ભગવાન્ શ્રી મહાવીરસ્વામીએ અહીં છ ચાતુર્માસ કર્યાં હતાં. આઠમા ગણુધર અકંપિત પણુ અહીંના જ હતા. ભગવાન્ શ્રી મહાવીરસ્વામી પછી ૨૨૦ વર્ષે ચોથો નિન્હવ+ થયો તે પણુ આ મિથિલાનો જ હતો. આ પ્રદેશ ઘણો જ રસાળ છે. સંસ્કૃતભાષાનું કેન્દ્રસ્થાન છે. મૈથિલી પંડિતો આજ પણુ પ્રસિદ્ધ છે.

અહીં પહેલાં શ્રી મલ્લિનાથજી અને શ્રી નમિનાથજીનાં મંદિરો હતાં. આજે તે સ્થાન વિદ્યમાન છે. ત્યાંથી ચરણુપાદુકા ભાગલપુરના મંદિરજીમાં પધરાવવામાં આવી છે. આજે ખંડિયેર જમીન જૈનોની ત્યાં ( મિથિલામાં ) વિદ્યમાન છે. અહીં જૈનોની વસ્તી નથી. કોઇ તીર્થભક્ત શાસનપ્રેમી કલ્યાણુક ભૂમિનો જીર્ણોધ્ધાર કરાવી કંઇક સ્મૃતિચિન્હ ( સ્તૂપ યા તો પાદુકા ) બનાવરાવે તેની જરૂર છે. વિવિધ તીર્થકલ્પકાર, મિથિલા તીર્થકલ્પમાં જે વિશેષતા જણાવે છે, તે આ પ્રમાણે છે—

* શ્રીમલ્લિનાથ પ્રભુનો જન્મ મિથિલા નગરીમાં થયો હતો. તેમના પિતા કુંભ રાજા અને માતા પ્રભાવતી રાણી હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતાને એક રાત્રીએ છએ ઋતુના ફૂલની શય્યામાં જ સુવાનો દોહલો ઉપજ્યો. દેવતાએ તે પૂરી. એવો ગર્ભનો પ્રભાવ જાણી પ્રભુનું નામ શ્રીમલ્લિનાથ આપ્યું. તેમનું શરીરમાન ૨૫ ધનુષ્ય, આયુષ્ય પંચાવન હજાર વર્ષનું જાણવું. નીલ વર્ણ તથા કુંભનું લાંછન હતું.

× શ્રી નમિનાથ પ્રભુનો જન્મ મિથિલા નગરીમાં થયો હતો. તેમના પિતા વિજયરાજા અને માતા વપ્રારાણી હતા. ભગવંત ગર્ભે આવ્યા પછી સીમાડિયા રાજા ભગવંતના પિતાના શત્રુ હતા તે ચઢી આવ્યા. ગામના કિલ્લાને ચોપાસ લશ્કરથી વીંટી લીધું. રાજાને ઘણી બીક લાગી પણુ રાણીએ કિલ્લા ઉપર ચઢી શત્રુઓને વાંકી નજરે જોયા. રાણીનું તેજ શત્રુરાજાઓથી ન ખમાયુ, તેથી સર્વ આવી પ્રભુશ્રીની માતાને નમસ્કાર કરી કહેવા લાગ્યા કે—અમારા ઉપર સૌમ્ય દૃષ્ટિએ જુઓ, રાણીએ તેમના ઉપર સૌમ્ય દૃષ્ટિથી જોઇ માથે હાથ મૂક્યો. સર્વ રાજાઓ રાણીને પગે લાગી આજ્ઞા માગી પોતપોતાને નગરે ગયા. એવો પ્રભાવ જાણી પ્રભુનુ નામ શ્રીનમિનાથ દીધું. તેમનું શરીરમાન ૧૫ ધનુષ્ય, દશ હજાર વર્ષનું આયુષ્ય તથા સુવર્ણ વર્ણ અને લાંછન નીલ-કમળનું જાણવું.

\+ આર્યમહાગિરિસૂરિજીના શિષ્ય કૌડિન્ય ગોત્રવાલા શ્રી અશ્વમિત્ર જેમણે ' સામુચ્છેદિક ' મત ( શૂન્યવાદ ) મિથિલામાં લક્ષ્મીહર–લક્ષ્મીધર–ચૈત્યમાં સ્થાપ્યો હતો.

શરૂઆતમાં વિદેહ દેશનું વર્ણન છે. અને વર્તમાન કાળમાં વિદેહ દેશને તીરહુત્ત દેશ કહે છે. વિદેહ દેશની મહત્તા વર્ણવતા તેઓ લખે છે કે "पए पए वावी कूव तलाय नईओ अ महुरोदगा पागयजणा वि सक्कयभासपंडिया, अणेगसत्थपसत्थअइ निउणा य जणा । तत्थ रिद्धित्थमिअ समद्धा मिहिला नाम नयरी हुत्था संपय 'जगइ'त्ति पसिद्धा इयाए नाइदूरे जणय महारायस्स भाउणो कणयस्स निवासट्ठाण कणइपुर वट्टइ ।"

ગ્રન્થકારના સમયમાં મિથિલાને જગતિ કહેતા હશે એમ લાગે છે અને મિથિલાની પાસમાં જનક રાજાના ભાઈ કનક રાજાનું કણકપુર નામે નગર હતું. ભગવાન મહાવીરસ્વામી અહીં બાણગંગા અને ગંડઇ નદી ઉતરીને સામે પાર ગયા હતા. તેમના ચરણકમલથી પુનિત થએલી એ બન્ને નદીઓ અહીં મળે છે. વર્તમાનમાં રામ અને સીતાના લગ્નકુંડ વિદ્યમાન છે જેને લોકો સાકલકુંડ કહે છે અને પાતાલલિંગ વગેરે વગેરે અનેક લૌકિક તીર્થો વિદ્યમાન છે. વર્તમાનમાં શ્રી મલ્લિનાથના ચૈત્યમાં વૈરોટ્યા દેવી અને કુબેર યક્ષ તથા શ્રી નમિનાથ ભગવાનના મંદિરમાં ગંધારી દેવી અને ભીઉડી યક્ષ ભક્તજનોના વિઘ્નો દૂર કરે છે અર્થાત્ ગ્રન્થકારના સમય સુધી આ બન્ને જૈન મંદિરો વિદ્યમાન હતા.

પં. વિજયસાગરજી પોતાની સમ્મેતશિખરતીર્થમાલામાં મિથિલા માટે આ પ્રમાણે લખે છે—

> હાજી પુર ઉત્તર દિશિં કોસ વાઠા ચાલીશ હો; વી૦
> મહિમા મલ્લી નમિશરૂં જનમ્યા દોય જગદીસ હો. વી૦ ૧૨
>
> પ્રભુ પગ આગિં લોટિંગણું લીધાં સિધાસિં કામ હો;
> લોક કહિંએ સુલખ્ખણી સીના પીહર ઠામ હો. વી૦ ૧૩

વળી પં. સૌભાગ્યવિજયજી પણ પોતાની તીર્થમાળામાં મિથિલા માટે જણાવે છે કે-

> પટણાથી ઉત્તર દિશે ચિ૦ કોસ પંચાસ છે ઠામ. જી૦
> પ્રથમ ગુણઠાણી કહે ચિ૦ સીતામઢી ઇસ્યું નામ. જી૦ ૨૨
> મહિલા નામે પરગણો ચિ૦ કહીઇ દફ્તરમાંહિ; જી૦
> પણ મહિલા ધણુ નામનો ચિ૦ ગામ વસે કોઇ નાંહી. જી૦ ૨૩
> તે સીતામઢી વિષે ચિ૦ પગલાં જિનવર દોય; જી૦
> મલ્લિનાથ ઓગણીસમા ચિ૦ એકવીસમા નમિ હોય. જી૦ ૨૪
> તિહાંથી ચૌદ કોસે ભલી ચિ૦ જનકપુરી કહેવાય; જી૦
> સીતા પીહર પરગડો ચિ૦ ધનુષ પડયો તિણે ઠાય; જી૦ ૨૫

આવી મહાન પ્રાચીન મિથિલા નગરીમાં આજે જૈનોનું એક ખાલી સ્થાન માત્ર જ વિદ્યમાન છે

# કૌશાંબી

આ નગરી ઘણી જ પ્રાચીન છે. છઠ્ઠા તીર્થંકર ભગવાન્ *શ્રીપદ્મપ્રભુજીનાં ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવલજ્ઞાન આ ચાર કલ્યાણક અહીં થયાં છે. કૌશાંબીમાં આજે એક પણ શ્રાવકનું ઘર નથી કે જિનમંદિર નથી. અત્યારે તો માત્ર ભૂમિફરસના—ક્ષેત્રસ્પર્શના કરવાનું સ્થાન છે. વત્સદેશની રાજધાનીનું મુખ્ય શહેર કૌશાંબી હતું આજ તો નાના ગામડારૂપે છે. શ્રીસમવાયાંગ સૂત્ર, શ્રીઆવશ્યક નિર્યુક્તિ, ત્રિષષ્ઠિ શલાકા પુરુષચરિત્ર, પ્રવચનસારોદ્ધાર, લોકપ્રકાશ, વિવિધતીર્થકલ્પ અને તીર્થમાળા વગેરે અનેક ગ્રંથમાં આ નગરીનો ઉલ્લેખ મળે છે. શ્રીનવપદારાધક શ્રીપાલ રાજાની કથામાં ધવલશેઠનું નામ આવે છે તે ધવલશેઠ પણ અહીંના જ હતા.

ભગવાન્ શ્રીમહાવીરદેવને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી જે અભિગ્રહ હતો તે અભિગ્રહ છ મહિનામાં પાંચ દિવસ ઓછે ચંદનબાલાએ અહીં જ પૂર્ણ કર્યો હતો.

ઉજ્જૈનીના ચંડપ્રદ્યોતે કૌશાંબીના રાજા શતાનિક ઉપર ચઢાઈ કરી શતાનીકની રાણી મૃગાવતીને પોતાના અંતઃપુરમાં લઇ જવાની ઇચ્છા રાખી હતી. યુદ્ધમાં શતાનિકના મૃત્યુ પછી બહુજ કુશલતાથી મૃગાવતીએ કૌશાંબીનું રક્ષણ કર્યું. બાદ શ્રીભગવાન્ મહાવીરદેવ પધાર્યા અને મૃગાવતીએ પોતાના પુત્રને રાજ્ય આપી ભગવાન્ પાસે દીક્ષા લઈ જીવન ઉજ્વળ બનાવ્યું.

બાદ શતાનીકના પુત્ર ઉદયને ઉજ્જૈનમાંથી ચંડપ્રદ્યોતની પુત્રી વાસવદત્તાનું અપહરણ કર્યું હતું અને તેમાં ચંડપ્રદ્યોતને હાર મળી હતી.

મૃગાવતી અને ચંદનબાલાને અહીં જ કેવલજ્ઞાન પ્રગટ્યું હતું.

ભગવાન્ શ્રીમહાવીરસ્વામિ અહીં પધાર્યા હતા અને દેવોએ સમવસરણું રચ્યું હતું. ભગવાન્ ઉપદેશ આપતા હતા તે વખતે સૂર્ય અને ચંદ્ર મૂલવિમાનથી અહીં પ્રભુનાં દર્શન માટે આવ્યા હતા.

મગધસમ્રાટ શ્રેણિક પ્રતિબોધક, સમ્યક્ત્વદાતા ગુરુ મુનિરાજશ્રી અનાથી મુનિ અહીંના જ રહેવાસી હતા.

---

*શ્રીપદ્મપ્રભસ્વામીનો કૌશાંબી નગરીમાં જન્મ થયો હતો, તેમના પિતા શ્રીધર રાજા અને સુસીમા રાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતને કમલની શય્યામાં સુવાનો ડોહલો ઉપન્યો ( જે દેવતાએ પૂર્ણ કર્યો ) તેથી અને ભગવતનું શરીર પદ્મ (કમલ) સરખું રક્ત વર્ણી હતુ તેથી પદ્મપ્રભ નામ દીધુ. તેમનું અઢીસેં ધનુષ્ય પ્રમાણુ શરીર અને ત્રીશ લાખ પૂર્વનું આયુષ્ય હતું. લાંછન પદ્મનું હતું તથા રક્ત વર્ણે હતા. વત્સદેશમાં કૌશાંબી નગરી છે. અહીંના શતાનીક રાજાની મૃગાવતી રાણીના કહેવાથી તેના અનુરાગી ઉજ્જયનિપતિ ચંડપ્રદ્યોતે, કૌશાંબી નગરી ફરતો સુંદર કિલ્લો કરાવ્યો હતો જે અદ્યાવધિ વિદ્યમાન છે.

આવશ્યક સૂત્રમાં લખ્યું છે કે-કૌશાંબી યમુના કાંઠે છે. આ નગરીનો ગઢ ચંડપ્રદ્યોતે બંધાવરાવ્યો હતો. ત્રિષષ્ઠિ શલાકા પુરુષચરિત્રમાં ઉજ્જૈનીથી સો કોશ દૂર કૌશાંબી હોવાનું લખ્યું છે.

વિક્રમની ચૌદમી શતાબ્દીમાં થયેલ જિનપ્રભસૂરિજીએ લખ્યું છે કે-શતાનીક રાજાના પુત્ર મહારાજા ઉદાયન અહીં થઇ ગયા, જેઓ સંગીતમાં અપૂર્વ કુશલતા ધરાવતા હતા.

મૃગાવતી રાણીએ પ્રભુ શ્રી મહાવીર દેવના ઉપદેશથી પ્રતિબોધ પામી અહીં ભાગવતી દીક્ષા લીધી હતી.

ભગવાન શ્રી મહાવીરસ્વામીએ આ ભૂમિને ઘણીવાર પોતાના વિહારથી પવિત્ર કરી છે. એક વાર તેમને સૂર્ય અને ચંદ્ર મૂલ વિમાનથી વંદના કરવા આવ્યા હતા આ વખતે સમવસરણમાં સાધ્વી મૃગાવતી બેસી રહ્યાં. સૂર્યચંદ્ર પોતાના સ્થાને ગયા પછી મૃગાવતી સાધ્વી ઉપાશ્રયે ગયાં; પરન્તુ મોડું થવાથી તેમનાં ગુરુણીજી ચંદનબાલાએ ઠપકો આપ્યો. આ માટે પશ્ચાત્તાપ કરતાં તેમને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું.

બાદ ચંદનબાલાના સંથારા પાસેથી જતા કાળા નાગને જ્ઞાનથી જોઇ ચંદનબાલાનો હાથ સંથારા બહાર હતો તે ઉપાડી સંથારામાં મૂક્યો. આથી ચંદનબાલા જાગી ગયા અને પોતાનો હાથ ઉપાડવાનું કારણ પૂછ્યું. મૃગાવતીએ સાચી હકીકત જણાવી. ચંદનબાલાએ પૂછ્યું-તેં કેમ જાણ્યું ? મૃગાવતીએ કહ્યું-જ્ઞાનથી. ગુરુણીજીએ પૂછ્યું-પ્રતિપાતિ કે અપ્રતિપાતિ ? મૃગાવતી-અપ્રતિપાતિ. આ સાંભળી આર્યા ચંદનબાલાને આશ્ચર્ય થયું. મેં કેવલીની આશાતના કરી ? આમ પશ્ચાત્તાપ કરતાં તેમને પણ કેવલજ્ઞાન થયું. અંતે સર્વ કર્મોનો ક્ષય કરી મોક્ષે પધાર્યાં.

ભગવાન શ્રી મહાવીર દેવે છદ્મસ્થપણામાં અહીં પધારી પોષ વદિ એકમે મહાકઠિન અભિગ્રહ ધારણ કર્યો હતો અને છ મહિનામાં પાંચ દિવસ બાકી હતા ત્યારે મહાસતી ચંદનબાલાના હાથથી પારણું થયું હતું. આ આખોયે ભવ્ય પ્રસંગ આ નગરીમાં જ બન્યો છે. પ્રભુના પારણા પ્રસંગે પાંચ દિવ્ય પ્રગટ થયા તેમાં જે ઠેકાણે વસુધારાની વૃષ્ટિ થઇ ત્યાં વસુધાર ગામ વસ્યું. પ્રભુનું પારણું જેઠ શુદિ ૧૦ મે થયું છે ત્યારથી જેઠ શુદિ ૧૦ મે તીર્થયાત્રા, તીર્થસ્નાન-દાનપુણ્યની વગેરે પ્રવૃત્તિ ચાલુ થઇ.

છઠ્ઠા પદ્મપ્રભુજીનાં ચ્યવન, જન્મ, દીક્ષા, કેવલ, આ ચાર કલ્યાણક અહીં થયા છે. વિવિધ તિર્થકલ્પકારના સમયે નીચેનાં સ્થાનો વિદ્યમાન છે.

અહીં યમુના નદીના કિનારે કોસંબના વૃક્ષો વિપુલ પ્રમાણમાં તેમજ બગીચા-ઉદ્યાનો ઘણાં છે.

અહીંના ભવ્ય જિનમંદિરની મનોહર જિનમૂર્તિઓ બહુ જ આકર્ષક અને દર્શનીય છે.

પદ્મપ્રભુજીના મંદિરમાં શ્રી વીર પરમાત્માને પારણું કરાવતી ચંદનબાલાની મૂર્તિ બહુ જ સુંદર છે. આ મંદિરમાં એક શાંત પ્રકૃતિવાળો સિંહ આવીને દર્શન કરી જાય છે.

સાથે પોતે લખે છે કે–અહીંના પદ્મપ્રભુના વિશાલ મંદિરમાં ભગવાન શ્રી મહાવીર દેવને ચંદનબાલાએ બાકુલા વ્હોરાવ્યાના પ્રસંગની મૂર્તિ અદ્યાવધિ વિદ્યમાન છે. અહીં એક શાંત આકૃતિને ધારણ કરનાર સિંહ હંમેશાં આવીને પ્રભુને ભાવપૂર્વક નમે છે. ચંડપ્રદ્યોતે બંધાવેલ કિલ્લો ખંડિયેર હાલતમાં દેખાય છે. અહીંના વિશાલ જિનમંદિરોમાં રહેલી દિવ્ય પ્રતિમાઓ ભાવિકોને અપૂર્વ આહ્લાદ ઉપજાવે છે.

પોતે યાત્રા કરવા ગયા હતા અને કૌશાંબી તથા કિલ્લો યમુનાની નજીકમાં જ છે.

સોળમી શતાબ્દિમાં પૂર્વદેશમાં યાત્રાએ આવેલ કવિ હંસસોમજી લખે છે કે–

"ચંદેરી નયરીથકી સો કોસ કોસંબી
જમુના તટિ જે વસઈ નયર મન રહિઉં વિલંબી
શ્રીપઉમપ્પહ જનમભૂમિ દેખી હરખા જઈ
ચઉસટ્ઠ બિંબસ્યું પૂજ કરી ભાવના ભાવીજઈ. ॥ ૨ ॥
ચરમ જિણેસર પારણું એહૂઉં જીણ ઠામિ
ચંદનબાલ કરાવિઉં એ પુહતી સિવગામિ

× ×

અર્થાત્ કવિરાજના સમયે કૌશાંબીમાં ૬૪ જિનમૂર્તિઓ હતી.

આ સિવાય પં. શ્રી જયવિજયજી લખે છે કે–"કૌશાંબીમાં બે જિનાલય, પદ્મપ્રભુના જન્મસ્થાને પાદુકા, બાકુલાવિહાર અને ધન્ના શાલિભદ્ર સરોવર છે.

જિનભવન દોય દીપતાં બિંબ તિહાં દસ ચ્યાર સોહઈ

× ×

ષટ્ સંખ્યાયઈ સોભતાં પંચ કોસ કોસંબી પલીઈ
શ્રી જિનવર દોય અતિ ભલાં બિંબ તેર ઘણુ પુણુ મીલઈ
પદ્મપ્રભજિન પાદુકાએ કીજઈ તાસ પ્રણામ,
શાલિભદ્ર ધન્નાતણુઉ જુઉ સરોવર અભિરામ.

× ×

ચંદનબાલા બાકુલાએ વીર જિણેસર દીધ;
બાકુલવિહાર તિહાં હુઉ નિર. પ્રણમઈ લોક પ્રસિદ્ધ.

પં. વિજયસાગરજી પણ લખે છે કે—એ જિનમંદિર અને કિલ્લો અત્યારે વિદ્યમાન છે.

જિનહર દો ઇહાં વંદિજઇ ખમણાવસહી ખિજમતી કીજઇ

પં. સૌભાગ્યવિજયજી લખે છે કે–

"અમે આગ્રાથી નીકળ્યા પછી નદીપાર તપાગચ્છીયની પોષાલમાં રહ્યા. ત્યાંથી પીરાજેબાદ અને ત્યાંથી દક્ષિણમાં ૧ કોસ દૂર ચંદનવાડીમાં સ્ફટિક રત્નની ચંદ્રપ્રભુ જિનની પ્રતિમા વાંદી પુનઃ પીરાજેબાદ આવ્યા. ત્યાંથી ૭ કોસ સકુરાબાદ થઇ અનુક્રમે કોરટા, કડા, મણેકપુર, દારાનગર થઇ સહિજાદપુર આવ્યા. અહીં પ્રથમ પોષાળ હતી પણ કોઇ કુમતિએ લાંચ લઈ તેની મસીદ કરાવી. સાહિજાદાપુરથી ૩ ગાઉ મઉઆગામ છે. અહીં પુરાણાં બે જિનાલય છે. મૃગાવતીની કેવલજ્ઞાન ભૂમિ છે. ત્યાંથી ૯ કોસ કૌશાંબી છે. અહીં એક જીર્ણ જિનાલય છે. અનેક પ્રતિમાઓ છે, જેનો ઉલ્લેખ નીચેના પદ્યોમાં આપું છું.

સાહિજાદપુરથી સુણોજી દક્ષણ દિશિ સુખકાર,
મહુઆ ગાંમ વખાણીઇંજી ત્રિણ કોશ ઉદાર રે;
પ્રાણી વાણી શ્રીજિન સાર પુંહચાડે ભવપાર રે,
જિનવર દોય જુના હતાજી હિવે તે ઠામ કહેવાય.
મૃગાવતિ કેવલ લહ્યોજી વળી સુરણ નમાય રે,
ચંદનબાલા પણ લહેજી નિરમલ કેવલનાણ;
તિહાંથી નવ કોસે હુવેજી નયરી કુસંબી ગણ રે,
જમના તટિ ઉપરિ વસઇંજી જનમપુરી જિનરાજ.
પદ્મપ્રભુ તિહાં અવતર્યા જી તિણે કોસંબી કહે આજ રે,
જીરણ છે જિનદેહરો જી પ્રતિમા સુંદર સાજ;
ચંદનબાલા પણિ ઇહાં જી બાકુલ દીધા છાજ રે,
વૃષ્ટિ બાર કોડહ તણી જી સોવન કેરો રે જાણ.
ઋષિ અનાથી રૂઅડો જી ઇણ કોશંબી વખાણ રે ॥૬॥

(સૌભાગ્યવિજયવિરચિત તીર્થમાલા પૃ. ૭૫)

આમાં મઉગામમાં જિનમંદિરો વગેરે લખ્યું છે. મૃગાવતી અને ચંદનબાલાની કેવલજ્ઞાનભૂમિ પણ મઉગામ જણાવ્યું છે. વાસ્તવિક રીતે તો કૌશામ્બીમાં જ જોઈએ.

ઉપરનાં બધાં પ્રમાણોથી આ પ્રમાણે નિર્ણય થાય છે કે–પ્રાચીન કૌશામ્બી નગરી, ભરવારી સ્ટેશનથી દક્ષિણમાં ૨૦ માઈલ દૂર યમુનાનદીને કાંઠે કોસમ-ઇનામ અને કોસમ-ખીરાજ એ ભાગમાં વિભક્ત થયેલ કોસ ગામ છે. નજીકમાં જ પભોસામાં કિલ્લો છે અને તેની નજીકમાં યમુનાનદી પણ છે.

ઈલાહાબાદથી પશ્ચિમમાં ૩૫ માઈલ E. I. R. મેન લાઇનમાં ૨૩ માઇલ પર ભરવારી (Bharwari) સ્ટેશન છે ત્યાંથી દક્ષિણમાં ૨૦ માઇલ દૂર યમુનાકાંઠે Kosam Inam–કોસમ ઇનામ તથા Kosam Khiraj–કોસમ ખીરાજ ગામ છે તેની પાસે જંગલમાં પર્વત પર પદ્મપ્રભુજીનાં ૪ કલ્યાણકનું તીર્થ છે.

શતપથબ્રાહ્મણ તથા રામાયણમાં પણ કૌશાંબીની ચર્ચા આવે છે. પ્રસિદ્ધ વૈયાકરણી વરરૂચિ-કાત્યાયનની જન્મભૂમિ આ નગર છે. રત્નાવલી નાટકનો પહેલો ખેલ કૌશાંબી-વત્સપટ્ટનમાં જ ભજવાયો હતો.

આ નગરમાં અદ્યાવધિ વરસાદના દિવસોમાં માટી ધોવાઈ જવાથી પ્રાચીન સિક્કાઓ અને પ્રાચીન ચીજો નીકળે છે.

## પુરીમતાલ ( પ્રયાગ )

જેનું પ્રસિદ્ધનામ અલ્હાબાદ—ઈલાહાબાદ છે અને પ્રાચીન ગ્રંથોમાં જેનું નામ પુરીમતાલ નગર જોવાય છે. અહીં શ્રીઋષભદેવજી પ્રભુને કેવલજ્ઞાન* થયું છે. અહીં કિલ્લામાં જૈન મંદિર હતું. ત્યાં કેટલીક ખંડિત મૂર્તિઓ છે. પં. હંસસોમે અહીં અક્ષય વડની નીચે જિનેશ્વરનાં પગલાંની યાત્રા કર્યાનું લખ્યું છે.

" તિણિકારણ પ્રયાગ નામ એ લોકપ્રસિદ્ધઉ
પાયકમલ પૂજાકરી માનવફલ લીદ્ધઉ.
ગંગાજમુના સરસતિ ત્રિવેણી સંગમ.
વેણીમાધવ લોકનઇ તીરથ છંઇ જગમ.

કવિ વિજયસાગરજી પ્રયાગ માટે નીચે પ્રમાણે લખે છે—

" વીસ કોસ પિરાગ તિહાંથી સીધો અણિકાપુત્ર જીહાંજી
પ્રગટયો તીર્થ તિહાંથી તઓ.
જિહાં બહુલો મિથ્યાત લોક મકરી નાહિં
કુગુરૂ પ્રવાહિ પાંતર્યા એ
ગંગા યમુના સંગિ અંગ પખાલીએ, અંતરંગમલ નવિ ટલઇએ.

---

* ભગવાન શ્રી ઋષભદેવજીને પુરીમતાલ હાલ જેને પ્રયાગ કહે છે ત્યાં કેવલજ્ઞાન થયું છે તેનો પાઠ કલ્પસૂત્રમાં આ પ્રમાણે મળે છે.

उसमेण अरहा कोसलिए एग वाससहस्सं निच्चं वोसट्टकाए चियत्तदेहे जाव अप्पाणं भावेमाणस्स एग वाससहस्स विइक्कंत, तओ ण जे से हे मंताणं चउत्थे मासे सत्तमे पक्खे, फग्गुणबहुले तस्सण फग्गुणबहुलस्स इक्कारसीपक्खेणं पुव्वण्हकालसमय सि पुरिमतालनयरस्स वहिया सगडमुहंसि उज्जाण सि नग्गोहवरपायवस्स अहे अट्टमणं भत्तेणं अपाणएणं आसाढाहिं नक्खत्तेणं जोगमुवागएणं झाणं तरिआए वट्टमाणस्स अणते जावमाणे पासमाणे विहरइ ॥ ( કલ્પસૂત્ર મૂલ બારસો સૂત્ર પૃ. ૬૩, પં. મફતલાલ પ્રકાશિત. )

અષ્યય વહનઇ હિંહિ જિનપારણુ ઠામ ભૂ ક્રિરઇ ભગવત પાદુકાએ

પરંતુ આ પાદુકા રાય કલ્યાણે ઉત્થાપી હતી તે સંબંધી નીચે પ્રમાણે લખે છે–

"સવત સોલે ઠયાલ લાડ મિથ્યતીઅ ગય કલ્યાણ કુબુદ્ધિ હુઓએ
તિણિ કીઓ અન્યાય શિવલિંગ થાપીઅ ઉથાપી જિનપાદુકાએ

અર્થાત્ ૧૬૪૮ પછી રાય કલ્યાણે જિનપાદુકા ઉથાપી અને શિવલિંગ થાપ્યાં.

પં. જયવિજયજી લખે છે કે—

"રાય કલ્યાણ મિથ્યામતીએ કીધઉ તેણઈ અન્યાયતઉ
જિનપગલાં ઉઠાડીયાંએ થાપા રૂદ્ર તેણુ ઠાયતઉ"

પ્રયાગ હિન્દુઓનું પ્રસિદ્ધ તીર્થ છે. અહી ગંગા, યમુના અને સરસ્વતી નદીઓનો સંગમ થાય છે.

## પ્રયાગ (અલ્હાબાદ)

ઉત્તર મથુરા નગરીના દેવદત્ત નામના શેઠ અને દક્ષિણ મથુરા નગરમાં જન્મેલ અર્ણિકા નામની શેઠાણી (એ બન્ને ધણી-ધણીઆણી)ને અર્ણિકાપુત્ર નામનો પુત્ર થયો હતો. અર્ણિકપુત્રને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તેણે દીક્ષા લીધી હતી. ગુરુમહારાજની સેવામાં તત્પર રહી, શાસ્ત્રાભ્યાસ કરી, શાસ્ત્રના પારગામી થયા તેથી તેમને આચાર્ય પદવી મળી. અર્ણિકાપુત્ર આચાર્ય વિચરતાં વિચરતાં કોઈ દિવસે ગંગા નદીના કિનારા ઉપરના પુષ્પભદ્ર નગરમાં પધાર્યા. આચાર્યશ્રીના ઉપદેશથી ત્યાંના પુષ્પચૂલ રાજાના પુષ્પચૂલા નામની રાણીએ પ્રતિબોધ પામીને દીક્ષા લીધી. શુભ ભાવનાથી ઉક્ત ગુરુમહારાજની સેવા કરતાં કરતાં ચઢતા પરિણામી હોવાથી પુષ્પચૂલા સાધ્વીને કેવળજ્ઞાન થયું પણ તેણે તે વાત કોઈને જણાવી નહિ અને હંમેશાંની પેઠે તે ગુરુમહારાજની સેવાભક્તિ કરતી રહી. એક દિવસે વરસાદ વરસેલો હોવા છતાં ગોચરી લાવીને તેણે ગુરુમહારાજને આપી ગુરુએ કહ્યું કે–વરસાદના પાણીમાં જતાં આવતાં અપ્કાય જીવોની વિરાધના થાય માટે વરસાદમાં તમે ગોચરી કેમ લાવ્યા? સાધ્વીજીએ કહ્યું કે–જ્યાં જ્યાં અચિત્ત જળ હતું ત્યાં ત્યાં થઈને હું ગોચરી લાવી છું. આચાર્યશ્રીએ પૂછ્યું કે–આ વાત તમે શાથી જાણી? સાધ્વીજીએ કહ્યું-ગુરુદેવ! આપના પસાયથી. ગુરુ કહે-શું તમને કેવળજ્ઞાન થયું છે? સાધ્વીજી કહે-ગુરુદેવ આપના પ્રતાપથી! તે સાંભળી આચાર્યે પોતે કેવળીની આશાતના કરી તેથી પોતાના મનમાં ઘણો જ પશ્ચાત્તાપ કરવા લાગ્યા. પછી મને કેવળજ્ઞાન ક્યારે થશે? એમ આચાર્યશ્રીના પૂછવાથી કેવળી સાધ્વીજીએ જણાવ્યું કે-ગંગા નદી ઉતરતા આપને કેવળજ્ઞાન થશે.

અન્યદા ગંગા નદીના સામા કાંઠાના પ્રદેશમાં વિચરવાની ઇચ્છાથી આચાર્યશ્રી ગંગા નદી ઉતરવા માટે ઘણા માણસોથી ભરેલ નાવ (હોડી)માં બેઠા.

તે વખતે તેની પૂર્વ ભવની અણમાનીતી સ્ત્રી વ્યંતરી થઈ હતી તે જે બાજુ ગુરુ બેસે તે બાજુ ડુબાડવા લાગી. વચ્ચે બેસતાં આખી હોડી ડુબવા લાગી તેથી હોડીમાં બેઠેલા લોકોએ આચાર્યને પાણીમાં ફેંકી દીધા. પેલી વ્યંતરીએ ક્રોધના આવેશમાં આવીને આચાર્યને પાણીમાં જ શૂળી ઉપર પરોવી ઊંચા કર્યા. આચાર્ય પોતાના શરીરને થતી પીડા તરફ જરા પણ ધ્યાન ન આપતાં પોતાના શરીરમાંથી ઝરતા રૂધિરથી થતી પાણીના જીવોની વિરાધના હિંસા માટે પસ્તાવો કરવા લાગ્યા. શુભ ભાવના ભાવતાં ભાવતાં ત્યાં જ તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. અંતકૃત કેવળી થઈને આયુષ્ય પૂર્ણ થયું હોવાથી તરત જ તેઓ મોક્ષે ગયા એટલે દેવોએ તેમના મોક્ષગમનનો મહોત્સવ કર્યો ત્યાં વિશેષ પ્રકારે પૂજા–મહોત્સવ થવાથી તે સ્થાનનું નામ પ્રયાગ, प्रकृष्टो यागः-पूजा अत्र इति प्रयागः-પડયું.

જ્યાં અર્ણિકાપુત્ર આચાર્યનું શરીર શૂળીમાં પરોવાયું હતું ત્યાં થયેલા તેમના મરણથી તેમનું સ્વર્ગગમન થવાને લીધે દેવોએ મહોત્સવ કર્યો હતો એમ જાણી ગતાનુગતિક ન્યાય પ્રમાણે અન્ય દર્શનીય લોકો હજુ પણ ત્યાં પોતાના શરીર ઉપર કરવત મૂકાવે છે અને સ્વર્ગગમનને ઈચ્છે છે.

અહીં એક વડ છે તેને મ્લેચ્છ લોકોએ વારવાર કાપી નાંખ્યો તો પણ પાછો તે ઊગ્યો છે.

ઉક્ત આચાર્યના માથાની ખોપરી જલચર જીવોથી ખવાતી–તોડાતી પાણીનાં તરંગોવડે કરીને તણાતી તણાતી એક ઠેકાણે નદીના કિનારે જઈ પહોંચી ત્યાં તેમાં પાટલ વૃક્ષનું બી પડવાથી કાળાન્તરે તે ખોપરીને ફાડીને તેમાં પાટલા નામનું ઝાડ ઊગ્યું તે અત્યંત મનોહર શોભાવાળું થયું. તેને જોઈને શ્રેણિક મહારાજાના પૌત્ર ઉદાયી મહારાજાએ ત્યાં પાટલીપુત્ર ( પટણા) નગર વસાવ્યું.

નોટઃ—પ્રયાગ એ અયોધ્યા નગરીનો પુરીમતાલ નામનો પાડો કહેવાય છે. પ્રયાગના કિલ્લામાં અત્યારે જે વડનુ ઝાડ છે તેની નીચે શ્રી આદીશ્વર ભગવાનને કેવળજ્ઞાન થયું હતુ એમ કહેવાય છે, તે વડલા નીચે અત્યારે પણ તીર્થંકર ભગવાનની મૂર્તિ છે, તેને અન્ય દર્શનીઓ બીજા નામથી પૂજે છે.

## અહિચ્છત્રા.

અત્યારે આ સ્થાન તો વિચ્છેદ જેવુ છે. બરેલી જીલ્લામાં એઓનાલા, તેની ઉત્તરે આઠ માઈલ દૂર રામનગર ગામ છે. રામનગરથી દક્ષિણમાં સાડા ત્રણ માઈલના ઘેરાવામાં કેટલાક ખંડિયેરો વિદ્યમાન છે જેને અહિચ્છત્રા કહેવાય છે. આ નગરીનાં ખંડિયેરો જોતાં આ નગરીની પ્રાચીનતા, ભવ્યતા અને વિશાલતાનો ખ્યાલ આવી શકે છે. અહીંથી જૈન મૂર્તિઓ ખંડિત અને અખંડિત નીકળે છે. શાસનદેવ અને શાસનદેવીની મૂર્તિઓ નીકળે છે, જૈન મંદિરોનાં ખંડિયેરો દેખાય છે. આ સિવાય જૈન ધર્મના ચિન્હરૂપ પ્રાચીન સીક્કાઓ પણ નીકળે છે. તેમાં સ્વસ્તિક-

ના ચિહ્નવાળા રાજા સંપ્રતિના સિક્કાઓ ખાસ લક્ષ્ય ખેંચે તેવા છે. પુરાતત્ત્વ-વિભાગ તરફથી ખોદાણકામ થાય તો જૈન ધર્મની પ્રાચીનતાનાં ઘણાં અવશેષો મળી આવે તેમ છે વિવિધ તીર્થંકલ્પમાં શ્રી જિનપ્રભસૂરિજીએ અહિચ્છત્રાકલ્પ આપ્યો છે જેનો સંક્ષિપ્ત સાર નીચે મુજબ છે.

"આ જંબૂદ્વીપના ભરતખંડના મધ્યભાગમાં કુરૂ જંગલમાં રિધ્ધિસિધ્ધિથી પરિ-પૂર્ણ શંખાવતી નામની નગરી હતી. ત્યાં ભગવાન્ પાર્શ્વનાથજી છદ્મસ્થાવસ્થામાં વિહાર કરતા પધાર્યા અને કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા. ત્યાં પૂર્વભવના વૈરી અને હાલમાં મેઘમાલી બનેલા કમઠાસુરે ઉપસર્ગ કર્યા અને ખૂબ પાણી વરસાવ્યું. આખી પૃથ્વી જલમગ્ન થઈ ગઈ. ભગવાનના કંઠ સુધી જલ આવ્યુ. આ વખતે ધરણેંદ્ર નાગરાજ કે જેમને પૂર્વે કમઠના પંચાગ્નિ યજ્ઞના કાષ્ઠમાંથી બહાર કઢાવી પાર્શ્વકુમારે નવકાર મંત્ર સંભળાવ્યો હતો તે ધરણેંદ્રે અવધિજ્ઞાનથી નીચેનો પ્રસંગ જાણી પત્ની સહિત ત્યાં આવી પોતે કુંડલીરૂપ બની પ્રભુને, મણિરત્નમય સહસ્ર ફણાથી ઉપર છત્ર બનાવ્યું અને ઉપસર્ગ નિવાર્યો. બાદ ત્યાં અહિચ્છત્રા નગરી વસાવી અને સાપ જ્યાં જ્યાં ગયો તેવા આકારનો કિલ્લો બનાવ્યો જે અત્યારે પણ તેવો જ દેખાય છે. ત્યાં શ્રી સંઘે પાર્શ્વનાથ ભગવાનનું ચૈત્ય કરાવ્યું. ચૈત્યની પૂર્વ દિશામાં સુંદર મીઠા જલના સાત કુંડ છે તેમાં વિધિપૂર્વક સ્નાન કરવાથી જેમના પુત્ર જન્મતાં જ મૃત્યુ પામતા હોય તેમના પુત્ર જીવે છે. ધાતુવાદીઓ તેમાં સિદ્ધિઓ જુએ છે. તે લેવા ઘણા મિથ્યાત્વીઓએ પ્રયત્ન કર્યો પણ બધા નિષ્ફળ ગયા. આ નગરીમાં વાવો અને કૂવા મળી કુલ સવા લાખ છે. ભગવાનના ન્હવણ કરાવનારને કમઠ આજે પણ ઉપસર્ગ કરે છે. મૂલચૈત્યની નજીકમાં સિધ્ધક્ષેત્રમાં ધરણેંદ્ર પદ્માવતીથી સેવિત પાર્શ્વનાથ ભગવાનનું ચૈત્ય છે. કિલ્લાની નજીકમાં શ્રી નેમિનાથ ભગવાનની મૂર્તિ સહિત સિદ્ધબુદ્ધથી યુક્ત હાથમાં આંબાની લુંબવાળી અને સિંહવાહના અંબિકા દેવીનો મૂર્તિ છે.

ચંદ્રના કિરણો સમાન ઉજ્જવલ જલવાળી ઉત્તરા નામની વાવ છે, તેમાં સ્નાન કરવાથી કોઢીયાઓના કોઢ રોગ જાય છે. ધન્વંતરી કૂવામાંથી પીળી માટીમાંથી ગુરુવચનથી સુવર્ણ નીપજે છે. બ્રહ્મકુંડમાં સ્નાન કરવાથી મનુષ્યોના બધા રોગ જાય છે. અને કિન્નર જેવું સુંદર સ્વરૂપ થાય છે ત્યાં ઉપવનમાં બધાં વૃક્ષો ચંદન-નાં થાય છે. આ સિવાય અનેક પ્રકારની ઔષધિઓ પણ ત્યાં થાય છે. અજૈનોનાં પણ ત્યાં તીર્થો છે, પ્રસિદ્ધ કૃષ્ણર્ષિની જન્મભૂમિ છે પાર્શ્વનાથ ભગવાનના ચરણ-કમલથી પૂનિત અતિશયથી પરિપૂર્ણ આ પ્રાચીન તીર્થ છે પ્રભુજીના સ્મરણ માત્રથી ભવિકોના રોગ, શોગ, ભય નાશ પામી જાય છે. શ્રી જિનપ્રભસૂરિજીના સમયે આ તીર્થની ઉપર્યુક્ત સ્થિતિ હતી.

અહિચ્છત્રા નગરી માટે આવશ્યકનિર્યુક્તિમાં નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે.

" गजाग्रपदे दशार्णकूटवर्तिनि तथा तक्षशिलायां धर्मचक्रे तथा अहिच्छत्रायां पार्श्वनाथस्य धरणेन्द्रमहिमा स्थाने "

આવી જ રીતે સુપ્રસિધ્ધ જૈન સૂત્ર જ્ઞાતાધર્મકથાંગમાં પણ અહિચ્છત્રાનો ઉલ્લેખ મળે છે.

तीसेणं चंपाए नयरीएउत्तर पुरच्छिमे दिसिभाए अहिच्छत्रा नामनयरी होत्था,

જીહો આગરાથી ઇશાન મે, જીહો આહિચ્છત્રા પાસ

જીહો કુરૂ જંગલના દેશમાં, જીહો પરતખ પૂરે આસ

પં. સૌભાગ્યવિજયજીવિરચિત તીર્થમાલામાં અહિચ્છત્રા માટે નીચે પ્રમાણે લખ્યું છે.

अहिच्छत्रानगरं वाणिज्जाइ गमित्तते ( જ્ઞાતાધર્મકથા. પૃ. ૧૯૨ )

અહિચ્છત્રામાં અનેક રાજાઓ થયા છે તેમના સિક્કા મળી આવ્યા છે, જે ઇ. સ પૂર્વે ૨૦૦ થી ૧૦૦ સુધીના છે. અહીં શુંગવંશના રાજાઓ અગ્નિમિત્ર, સૂર્યમિત્ર, ભાનુમિત્ર, વિષ્ણુમિત્ર, ભદ્રઘોષ, ધ્રુવમિત્ર, જયમિત્ર ઇન્દ્રમિત્ર, ફલ્ગુનિમિત્ર અને બૃહસ્પતિમિત્ર વગેરે રાજ્યકર્તાઓ થઈ ગએલા છે. ઇ. સ ત્રીજી શતાબ્દિના મધ્ય ભાગમા ગંગવશી જૈન રાજા વિષ્ણુગોપ રાજ્ય કરી ગયેલ છે. ઇ. સ. ૩૩૦ માં બૌધ્ધરાજા અચ્યુત થઈ ગયો અને તેના પછી સુપ્રસિદ્ધ રાજા મયૂરધ્વજ થઈ ગયો કે જે જૈનધર્મી રાજા હતો. આ રાજાના સમયમાં આ પ્રદેશમાં જૈન ધર્મ બહુ જ ઉન્નતિમાં હતો.

વર્તમાન અહિચ્છત્રા નગરની શોધખોળ ડો. ફૂહરરે ઇ. સ. ૧૮૯૨ માં કરી હતી. અહીં મળી આવેલ વસ્તુઓ તેમણે પોતાના રિપોર્ટમાં રજૂ કરેલ છે–

" આ પુરાતન સ્થાનમાંથી મૂર્તિઓ, પબાસનો તેમજ બીજી અનેક ચીજો મળી આવેલ છે. એક પ્રાચીન જીર્ણ જૈન મંદિરના ખોદકામમાંથી એક ખંડિત મૂર્તિ હાથ આવેલ છે. આ મૂર્તિ પબાસન સહિત ધ્યાનમુદ્રાએ પબાસનરૂપે છે. પબાસનના ભાગમાં બન્ને બાજુએ ઉભેલો એક સિંહ છે. વચમાં ધર્મચક્ર છે ધર્મચક્રની આજુબાજુ કેટલાંક સ્ત્રીપુરૂષો મૂર્તિને વંદન કરતાં ઉભેલાં છે. મૂર્તિની નીચે પબાસનમાં લેખ છે જે બ્રાહ્મી લીપીમાં છે.

"સ. ૧૨ ના માસ ૧૧ દિવસે इतिशयपूर्वमकोटीगनवामभाडासियानोकुलातो उच्चनागरीशाखाता जेनिहय आर्यपुसिलसय."

સં. ૧૨ ના વરસાદના મહિનામાં અગિયાર દિવસે કૌટીયગણુ બામભાડાસિય કુલ અને ઉચ્ચા નાગરી શાખામાં આર્ય પુસિલસય" આ શાખા અને કુલના ઉલ્લેખથી આ મૂર્તિ શ્વેતાંબર છે એમ સિધ્ધ થાય છે.

આની જ એક બીજી ચતુર્મુખ તીર્થંકરની મૂર્તિ છે તેમાં પણ બ્રાહ્મીલીપીમાં

લેખ કોતરેલો છે. તેમા સં..૭૪ છે જે કુશાલકાલીન સંવત છે. આવી જ રીતે પુરાતન ટીલાના ખોદકામ સમયે એક સ્તૂપ નીકળ્યો છે જે જૈનસ્તૂપ છે.

ઉત્તરમાં નૈનિતાલ, પૂર્વમાં પિલ્લીભિત, દક્ષિણપૂર્વમાં શહાજહાનપુર, દક્ષિણ પશ્ચિમમાં બદાઉં અને પશ્ચિમમાં રામપુર રાજ્ય આવેલુ છે આ પુરાતન નગર બરેલી જીલ્લામાં રામનગર નામના શહેરથી દક્ષિણ દિશામાં ચાર માઇલના ઘેરાવામાં આવેલું છે. ઇ સ. પૂર્વે ચૌદમી શતાબ્દિ સુધીના આ નગરના શિલાલેખો મળે છે જેમાં તેને અહિચ્છત્રા તરીકે સંબોધેલ છે. કેટલાક લેખોમાં તેનું નામ અહિ· ક્ષેત્ર પણ મલે છે પુરાતનકાલમાં આ નગર પંચાલદેશની રાજધાની હતું. અહિચ્છ ત્રાનો અર્થ નાગફણા યા નાગની ફણાની છત્રા થઇ શકે છે, અહિં આવેલ પુરાતન કિલ્લાને આદિકોટ કહેવાય છે." ( મેકક્રીન્ડલ એન્શ્યન્ટ ઇન્ડીયા પૃ. ૧૩૩-૩૪ )

## તક્ષશિલા

તક્ષશિલા જૈનોનું સૌથી પ્રાચીન તીર્થસ્થાન છે. ભગવાન શ્રી ઋષભદેવજીને સો પુત્રો હતા તેમા ભરત અને બાહુબલિ બે મુખ્ય હતા ભરતને અયોધ્યા-( વિનીતા )નું રાજ્ય મળ્યું હતુ અને બાહુબલિ તક્ષશિલા અને હસ્તિનાપુરના રાજા થયા હતા ' વસુદેવહિંડી ' (પૃ-૧૮૬ ) જેવા પ્રાચીન ગ્રંથમાં લખ્યું છે કે- "बाहुबलिहत्थिणाउर-तक्खसिलसामी " આવી જ રીતે વિવિધ તીર્થકલ્પમાં શ્રી હસ્તિનાપુરકલ્પમાં ઉલ્લેખ મળે છે કે बाहुबलिणो तक्खसिला दिण्णा આવી જ રીતે નવપદ બૃહદ્વૃત્તિ અને ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર પર્વ ૧ માં પણ ઉલ્લેખ છે કે-બાહુબલિ તક્ષશિલાના રાજા હતા.

હવે તક્ષશિલા તીર્થ કયારથી બન્યું તે જોઇએ. બાહુબલિ તક્ષશિલાના રાજા હતા. પ્રભુ શ્રી ઋષભદેવજીએ દીક્ષા લીધી અને છદ્મસ્થ દશામાં વિહાર કરતા કરતા તે તક્ષશિલાના ઉદ્યાનમા પધાર્યા બાહુબલિને વનપાળે સમાચાર આપ્યા. બાહુબલિજી પિતાજીનું આગમન સાંભળી બહુ જ પ્રસન્ન થયા અને બીજે દિવસે પ્રાતઃકાલે પોતાની સમસ્ત રાજ્યઋદ્ધિ સહિત વાંદવા જવાનો વિચાર કર્યો પરંતુ તેમનો આ મનોરથ મનમાંજ રહ્યો અને પ્રભુ તો પ્રાતઃકાલમાં અન્યત્ર વિહાર કરી ગયા. બાહુબલિ પોતાની રાજઋદ્ધિ સહિત મોહા મોઠ પ્રભુજીને વંદના કરવા ઉદ્યાનમાં આવ્યા. ત્યાં 'પ્રભુ તો હમણાં જ વિહાર કરી ગયા' તેવા સમાચાર સાભળી બાહુબલિને અતિશ દુઃખ થયું. પોતાની બેદરકારી કે પ્રમાદ માટે અતીવ ખેદ થયો. આ વખતે તેમના મંત્રીએ કહ્યુ કે-હે દેવ! અહીં આવેલ સ્વામીને-પ્રભુજીને જોયા નહિ એવો શોક શા માટે કરો છો ? કેમકે તે પ્રભુજી તો હમેશાં તમારા હૃદયમાં વાસ કરીને રહેલા છે. વળી અહીં વજ્ર, અંકુશ, ચક્ર, કમલ, ધ્વજ અને મત્સ્યથી અલંકૃત ચિન્હો ભાવવડે સ્વામીને જ જોયા છે એમ માનો, મંત્રીનાં આ પ્રમાણેનાં વચનો સાભળી અંતઃપુર અને પરિવાર સહિત સુનંદાપુત્ર બાહુ·

બલિએ પ્રભુના તે ચરણબિંબને વંદના કરી. આ ચરણબિંબને હવે પછી કોઇ આક્રમણ ન કરે, આ પુનિત પગલાંને કોઇ ન ઉલ્લંઘે તે ઉદ્દેશથી ત્યાં રત્નમય ધર્મચક્રની સ્થાપના કરી અને ખૂબ ભક્તિથી તેની પૂજા કરી. જનતાએ પણ યથા રાજા તથા પ્રજાનું અનુસરણ કરી ભક્તિભાવથી પૂજા કરી જેથી ત્યાં પુષ્પોનો નાનો પહાડ થઇ ગયો.

ત્રિષષ્ટિ શલાકાપુરુષ ચરિત્ર પર્વ ૧, સર્ગ ૩ માં આ સંબંધી વિસ્તૃત વિવેચન છે. મેં તો સંક્ષિપ્તમાં સારમાત્ર આપ્યો છે. વાચકોની પ્રતીતિ ખાતર તે મૂલ શ્લોકો અહીં આપું છું.

स्वामी सम्प्राय सायाह्ने निकुंजमिव कुञ्जरः ।
बहलीमण्डले बाहुबलेस्तक्षशिलापूरीम् ॥ ३३५ ॥
तस्याश्च बहिरुद्याने तस्थौ प्रतिमया प्रभुः ।
गत्वा च बाहुबलये तदा युक्तैर्न्यवेद्यत ॥ ३३६ ॥
अथाऽऽदिक्षत पुरारक्षं क्ष्मापतिस्तत्क्षणादपि ।
विचित्रं हट्टशोभादि, नगरे क्रियतामिति ॥ ३३७ ॥

\+ \+ \+

भगवद्दर्शनोत्कण्ठा रजनी जानिसङ्गमात् ।
पुरं तदानीमुन्निद्रमभूत् कुमुदखण्डवत् ॥ ३४२ ॥
प्रातः स्वं पावयिष्यामि, लोकं च स्वामीदर्शनात् ।
इतीच्छतो बाहुबलेः साऽभून्मासोपमा निशा ॥ ३४३ ॥
तस्यामीषद्विभातायं विभावर्यां जगद्विभुः ।
प्रतिमां पारयित्वागात्, क्वचिदन्यत्र वायुवत् ॥ ३४४ ॥

\+ \+ \+

अवरुह्य करिस्कन्धाद् वैनतेय इवाऽम्बरात् ।
छत्रादिप्रक्रियाँ त्यक्त्वा, तदुद्यानं विवेश सः ॥ ३६६ ॥
व्योमेव चन्द्ररहितं सुधाकुण्डमिवासुधम् ।
तदस्वामिकमुद्यानमपश्यदृषभात्मजः ॥ ३६७ ॥
क्व नाम भगवत्पादा नयनानन्ददायिनः ।
इत्यपृच्छदतुच्छेच्छः सर्वानुद्यानपालकान् ॥ ३६८ ॥

तेऽप्यूचुः किञ्चिदप्यग्रे यामिनीव ययौ विभुः ।
यावत् कथयितुं यामस्तावद्देवोऽप्युपाययौ ॥ ३६९ ॥

हस्तविन्यस्तिचिबुको बाष्पायितविलोचनः ।
अथेदं चिन्तयामास तार्क्ष्यस्तक्षशिलापतिः ॥ ३७० ॥

स्वामिनं पूजयिष्यामि समं परिजनैरिति ।
मनोरथो मुधा मेऽभूद् हृदि बीजमिवोषरे ॥ ३७१ ॥

चिरं कृतविलंबस्य लोकानुग्रहकाम्यया ।
धिगियं मम सा जज्ञे, स्वार्थभ्रंशे न मूर्खता ॥ ३७२ ॥

धिगियं वैरिणी रात्रिर्धिगियं च मतिर्मम ।
अन्तरायकरीस्वामिपादपद्मावलोकने ॥ ३७३ ॥

विभातमप्यविभातं भानुमानप्यभानुमान् ।
दशावप्यदृशावेव पश्यामि स्वामिनं न यत् ॥ ३७४ ॥

अत्र प्रतिमया तस्थौ रात्रिं त्रिभुवनेश्वरः ।
अयं पुनर्बाहुबलिः सौधे शेते स्म निस्त्रपः ॥ ३७५ ॥

अथ बाहुबलिं दृष्ट्वा चिन्तासन्तानसंकुलम् ।
उवाच सचिवो वाचा, शोकशल्यविशल्यया ॥ ३७६ ॥

अत्र स्वामिनमायातं नापश्यमिति शोचसि ।
किं देवनित्यवास्तव्यः, स एव हृदि यस्य ते ? ॥३७७॥

कुलिशाङ्कुशचक्राब्जध्वजध्वजमत्स्यादिलाञ्छितैः ।
दृष्टैः स्वामिनस्तानि पदबिम्बानि भक्तितः ॥ ३७८ ॥

सान्तःपुरपरिवारः सुनन्दासुरवन्दतः ॥ ३७९ ॥

पदान्येतानि मा स्माऽतिक्रामत् कोऽपीति बुद्धितः ।
धर्मचक्रं रत्नमयं तत्र बाहुबलिर्व्यधात ॥ ३८० ॥

अष्टयोजनविस्तारं, तच्च योजनमुच्छ्रितम् ।
सहस्रारं प्रभो बिम्बं सहस्रांशोरिवाम्बरम् ॥ ३८१ ॥

त्रिजगस्वामिनस्तस्य प्रमावादतिशायिनः ।
सद्यस्ततकृतमेवैक्षि दुष्करं द्युसदामपि ॥ ३८२ ॥

ततः तथाऽपूजयद् राजा पुष्पैः सर्वत आहृतैः ।
समलक्षि यथा पौरैः पुष्पाणामिव पर्वतः ॥ ३८३ ॥

तत्र प्रवरसङ्गीतनाटकादिभिरुद्भटम् ।
नंदीश्वरे शक्रे इव स चक्रेऽष्टान्हिकोत्सवम् ॥ ३८४ ॥

आरक्षकानर्चकांश्च तत्राऽऽदिश्य विशां पतिः ।
नमस्कृत्य च कृत्यज्ञो जगाम नगरीं निजाम् ॥ ३८५ ॥

આ જ વાતનો ઉલ્લેખ આવશ્યક નિર્યુક્તિમાં પણ છે. આવશ્યકનિર્યુક્તિ ઉપર મહાન્ ગ્રંથકાર યાકિનીમહત્તરાસૂનુ આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજીએ ટીકા રચી છે. તેમાં વિસ્તારથી ખુલાસો આપ્યો છે તેમાં પણ શ્રી ઋષભદેવ પ્રભુજીનું તક્ષશિલામાં ગમન, બાહુબલિજીનું બીજે દિવસે વંદન કરવા જવું અને પ્રભુજીનાં દર્શન થવાથી ધર્મચક્રનું સ્થાપન કરવું આદિ વર્ણવ્યું છે "तत्थ धम्मचक्कं चिंधं कारियं तं सव्वरयणामयं जोयणपरिमंडलं पंच योजणसियदंड (આગમોદય સમિતિદ્વારા પ્રકાશિત શ્રી આવશ્યક નિર્યુક્તિ શ્રી હરિભદ્રસૂરિજીકૃત, ટીકાવાળી, પૃ. ૧૪૫-૧૪૭, મૂલગાથા ૭૨૨)

શ્રી બાહુબલિજીએ પોતાના પિતાશ્રી ઋષભદેવનાં પગલાં ઉપર જે ધર્મચક્ર સ્તૂપ બનાવ્યો તે ભારતીય ઇતિહાસમાં સ્તૂપની પ્રથમ જ રચના છે એટલે જૈનોનું આ પ્રાચીનમાં પ્રાચીન તીર્થસ્થાન છે.

આ ધર્મચક્રનો ઉલ્લેખ આગમશાસ્ત્રો, પ્રાચીન ધર્મગ્રંથો-શાસ્ત્રો અને અર્વાચીન ગ્રંથોમાં પણ મળે છે. ધર્મચક્રનું નામ આવે એટલે તક્ષશિલા જ સમજવી, આટલું આ ધર્મચક્રનું મહત્ત્વ છે.

અહીં મૂલમાં "धम्मचक्कय" પાઠ છે તેનો અર્થ ટીકાકાર શ્રી શિલાંકસૂરિજીએ તક્ષશિલામાં ધર્મચક્ર એવો આપ્યો છે. આવી જ રીતે ઓઘનિર્યુક્તિમાં પણ છે જુઓ ગાથા ૧૧૯ નિશિથચૂર્ણિ અપ્રકાશિતમાં પણ (धम्मचक्क)નો ઉલ્લેખ છે.

મહાનિશીથ સૂત્ર અપ્રકાશિત પૃ. ૪૩૫ માં છે કે धम्मचक्कं गंतुण ત્યાં પણ તક્ષશિલાનું ધર્મચક્ર જ લીધું છે.

રત્નસાર ભા. ૨, પૃ. ૨૧૮ થી ૨૩૨ પ્રકાશિતમાં શ્રી મહેન્દ્રપ્રભસૂરિજીએ તક્ષશિલાના ધર્મચક્રનું વર્ણન આપ્યું છે त धम्मचक्कतित्थं भवजलनिहिपवरबोहित्थं.

આવી જ રીતે સુપ્રસિદ્ધ કુવલયમાલામાં પણ તક્ષશિલાનું અને સુંદર ધર્મ-ચક્રનું વર્ણન છે.

વિક્રમની પ્રથમ શતાબ્દીમાં થએલા અને શ્રી શત્રુંજય તીર્થના ઉધ્ધારક અને ભાવડશાહના પુત્ર જાવડશાહ શ્રી શત્રુંજય મહાતીર્થમાં બિરાજમાન કરવા માટે તક્ષશિલામાંથી શ્રી ઋષભદેવ પ્રભુજીનું સુંદર વિશાલ ભવ્ય જિનબિંબ લઈ ગયા હતા (જુઓ શ્રી શત્રુંજય મહાત્મ્ય સર્ગ ૧૪) લંબાણના ભયથી તે ગાથાઓ અહીં નથી આપી. ઉચ્ચાનાગરી શાખા પણ તક્ષશિલાના એક પરા—પાડા—ઉચ્ચાનાગરથી જ નીકળી છે.

તેમના સમયમાં તક્ષશિલામાં પાંચસો જિનચૈત્ય હતાં અને ત્યાં મોટી સંખ્યામાં જૈનો રહેતા હતા. એક વખત ત્યાં ભયંકર મારીનો રોગ ફાટી નીકળ્યો. ત્યાંના શ્રી સંઘે દેવીના કહેવાથી તે સમયે નાડોલમાં બિરાજમાન શ્રી માનદેવસૂરિ પાસે વીરચંદ નામના શ્રાવકને તક્ષશિલામાં પધારવા વિનંતિ કરવા મોકલ્યો. સૂરિજીએ તક્ષશિલા ન જતાં રોગની શાંતિ માટે 'લઘુશાંતિસ્તોત્ર' બનાવીને આપ્યું અને એ સ્તોત્રના જાપથી મંત્રેલા જળના છંટકાવથી ઉપદ્રવની શાન્તિ થવાનું કહ્યું. શ્રાવકે તક્ષશિલામાં જઈ તે પ્રમાણે કર્યું એટલે ત્યાં શાંતિ થઈ ગઈ. દેવીઓએ તે શ્રાવકને કહ્યું હતું કે-ત્રણ વર્ષ બાદ તક્ષશિલાનો ભંગ થવાનો છે તેથી ઘણાખરા શ્રાવકો જિનમૂર્તિઓ વગેરે લઈને અન્યત્ર ચાલ્યા ગયા. ત્રણ વર્ષે તક્ષશિલાનો નાશ થયો અને તેમાં ઘણાં જિનમંદિરો નાશ પામ્યા, કેટલીક જિનમૂર્તિઓ પણ દટાઈ ગઈ. શ્રી પ્રભાવક ચરિત્રકારના ઉલ્લેખ પ્રમાણે ત્યાંથી ધાતુની અને બીજી કેટલીક મૂર્તિઓ મળી આવે છે. આ ઉલ્લેખ કલ્પના કે અનુમાન નથી, તક્ષશિલાના ખોદકામ દરમ્યાન સમ્રાટ્ સંપતિએ બનાવરાવેલ કુણાલસ્તૂપ તથા જૈન મૂર્તિઓ નીકળી છે. તક્ષશિલા જૈનોનું તીર્થક્ષેત્ર હતું. પરદેશીઓના વારંવાર હુમલાથી તક્ષશિલાનું ગૌરવ ખંડિત થયું હતું. તક્ષશિલાનું ધર્મચક્ર બહુ પ્રાચીન છે. બાદ ચંદ્રપ્રભુનું ધર્મચક્રરૂપ તીર્થધામ તક્ષશિલા બન્યું હતું. એનું ગૌરવ ઘટતાં તે બૌધ્ધોના હાથમાં ગયું. બૌધ્ધો પણ તેને ચંદ્રપ્રભુના બોધિસત્વ તરીકે ગણતા હતા. આજે પણ એ તક્ષશિલા પુરાતત્ત્વપ્રેમીઓ માટે તીર્થધામ તુલ્ય ગણાય છે.

## તક્ષશિલા ક્યાં આવ્યું ?

પંજાબના સુપ્રસિદ્ધ શહેર રાવળપિંડીથી નૈઋત્ય કોણમાં વીશ માઈલના અંતરે અને સરાઈ કલાથી પૂર્વ અને ઇશાન કોણમાં આ તક્ષશિલા નગરના પુરાતન ખંડેરો અદ્યાપિપર્યંત વિદ્યમાન છે જે આશ્ચર્યકારક રીતે સુંદર ખીણમાં આવેલ છે. ખીણની આજુબાજુ ફરતી હેરો નામની નદી તેના નાના નાના પ્રવાહોમાં વહે છે. તેની ઉત્તર દિશાએ નાની નાની ટેકરીઓની હારમાળા તેની સુંદરતામાં વધારો કરે છે. પૂર્વ દિશા એમોરી અને હઝારા નામના સફેદ બરફના

પર્વતો ચળકતા દેખાય છે તેમજ દક્ષિણ અને પશ્ચિમ દિશા તરફ મરગલા અને બીજી નાની ડુંગરીઓ દેખાઇ આવે છે. તક્ષશિલાની પૂર્વ અને ઇશાન દિશાના વિભાગમાં તેમજ નૈઋત્ય અને પશ્ચિમ તરફના ભાગમાં ડુંગરીઓની હાર આવેલ છે, જેમાંના પશ્ચિમ તરફના ભાગને હથીઆળ કહેવામાં આવે છે. ડુંગરીઓનાં ઉત્તર તરફના વિભાગમાં હેરો નદી નીકળેલી છે તેમજ દક્ષિણ તરફના વિભાગમાં ઘણું ઊંડા ખાડાઓ અને પત્થરોની નાની ટેકરીઓ આવેલ છે જેમાં પ્રાચીન સમયના સ્તૂપો અને મઠો( વિહારો )ના અવશેષો મળી આવેલ છે.

### વર્તમાન સ્થિતિ

રાવળપિંડીની ઉત્તર-પશ્ચિમે બાર માઇલના અંતર પર આવેલ શહાઢેરી નજીક તક્ષશિલા હતું એમ જનરલ કનિંગહામ જણાવે છે, અહી મોટી મૂર્તિઓ, હજારો સિક્કાઓ, ઓછામાં ઓછાં પંચાવન સ્તૂપો, અઠાવીશ મઠો અને નવ મંદિરો જડ્યાં છે તે ઉપરાંત તક્ષશિલાનું નામ ધરાવતું એક તામ્રપગ અને ખરોષ્ટિ લિપિમાં કોતરાએલ vase ( પાત્રવિશેષ ) મળી આવેલ છે. આના ઉપરનો ભાગ તક્ષશિલામાં તૈયાર થએલો હતો ( C. A. R. S 11 ) આના ખંડેરો કેટલાક માઇલો સુધી લબાએલ છે જે હસન અબડલ સુધી જોવામાં આવી શકે છે હસન અબડલ એ પંજાબમાં અટક જિલ્લામાં આવેલ છે. આ ખંડેરો થોડા સમય પર ખોદવામાં આવ્યા હતા.

## વીતભયપત્તન ( ભેરા )

વીતભયપત્તન નગર જૈન આગમપ્રસિધ્ધ પ્રાચીન નગર છે. આ નગરીમાં અન્તિમ રાજર્ષિ મહારાજા ઉદાયન, પ્રભાવતી રાણી, *વિદ્યુન્માલી દેવકૃત અને કપિલકેવલી પ્રતિષ્ઠિત ભગવાન્ શ્રીમહાવીરદેવની પ્રતિમા હતી, જેમની ત્રિકાલ પૂજા, દર્શન આદિ રાજા અને રાણી નિરંતર કરતાં હતાં આજે આ જૈનશાસ્ત્રપ્રસિદ્ધ વીતભયપત્તન નગર પંજાબમાં જેહમલ નદીના કિનારા પર દટાઇ ગયેલા નાના પહાડરૂપે નજરે પડે છે. મોટા મોટા મકાનોના ખંડિયેરો નજરે પડે છે અને વરસાદની ઋતુમાં જમીનમાંથી સિક્કાઓ અને બીજી અનેક પ્રાચીન વસ્તુઓ ઉપલબ્ધ થાય છે.

આ નગરીના ઉદાયન રાજાએ તેમની રાણી પ્રભાવતી કે જે દેવ થઇ હતી તેના ઉપદેશથી પ્રતિબોધ પામી શ્રાવકના બાર વ્રત અને ત્યાર પછી દીક્ષા લીધી, પરંતુ દીક્ષા લીધા પછી કઠોર તપશ્ચર્યા અને પરિષહોને શરીર સહન ન કરી શક્યું અને

* વિદ્યન્માલી દેવે એક મૂર્તિ બનાવી કપિલકેવલી પાસે પ્રતિષ્ઠા કરાવી વીતભયપત્તન મોકલી હતી. આ મૂર્તિનું પાછળથી ચંડપ્રદ્યોતે દાસી સહિત અપહરણ કર્યું હતું. આ મૂલ મૂર્તિ તો અવન્તિ જ રહી હતી અને નવીન મૂર્તિ તેણે વીતભયપત્તનમાં મૂકી હતી તેની પ્રતિષ્ઠા પણ કપિલકેવલીએ કરી હતી. મૂર્તિ રાજા કુમારપાલ કઢાવશે એવો ઉલ્લેખ ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર દશમા પર્વમા છે. આજે તો બન્ને મૂર્તિઓનો પત્તો નથી.

ફેગાર્દ બન્યું. રાજા પોતાની નગરીમાં આવ્યા છે. ત્યાંના રાજા કે જે ઉદાયનના ભાણેજ હતા તેના મંત્રીએ રાજર્ષિને ઝેર અપાવ્યું અને રાજા ૩૦ દિવસનું અનશન કરી મોક્ષે ગયા પરન્તુ બાદ નગરરક્ષક દેવે ક્રોધિત થઈ નગરને ધૂળીથી દાટી દીધું. ત્યાર પછી વીર નિર્વાણ સંવત્ ૧૬૬૯ વર્ષ પછી મહારાજા કુમારપાલે આ નગરમાંથી ખોદાણકામ કરાવી મહાવીર ભગવાનની મૂર્તિ કઢાવી પૂજી હતી. અત્યારે આ મૂર્તિ કયાં છે તેનો પત્તો નથી.

પ્રાચીન વીતભયપત્તનનો પત્તો નથી, નવું વિતભયપત્તન તેનાથી ત્રણ ચાર કોશ દૂર જેહલમને કિનારે વસેલું છે. આ વખતે વિતભયપત્તનને "ભેરા" કહે છે. ત્રણ ચાર વાર આ નગર વસ્યું છે. વર્તમાન ભેરા ગામને વસ્યે ૮૦૦ થી ૯૦૦ વર્ષ થઈ ગયા છે. પહેલા જૈનોની વસ્તી હતી. ભેરાં સારું શહેર હતું. અત્યારે તો જૈનોની વસ્તી નથી. એક પ્રાચીન જૈન મંદિર હતું. તેનો જીર્ણોધ્ધાર પંન્યાસજી મહારાજ શ્રી સોહનવિજયજીના ઉપદેશથી પંજાબ સંઘ તથા આત્માનંદ જૈન મહાસભાએ કરાવેલ છે. એક ધર્મશાલા પણ બનાવી છે. પંજાબથી પેશાવર જતાં રસ્તામાં લાલામૂસા નામક જંકશન આવે છે. ત્યાંથી ભેરા તરફ ગાડી જાય છે. ભેરા સ્ટેશન છે. ખાસ પ્રાચીન સ્થાન જોવા યોગ્ય છે.

## કાંગરા

કાંગરાનો કિલ્લો પ્રસિદ્ધ છે. અહીંનું સુંદર જિનમંદિર તથા કિલ્લો રાજા કાનદાસે બંધાવેલ હતાં. આ નગર પ્રાચીન કાળમાં મોટું શહેર હતું. નગરકોટ કાંગરા નામથી પ્રસિધ્ધ શહેર હતું. કિલ્લામાં સમવસરણની રચના હતી. તેમાંનો કેટલોક ભાગ હોશીયારપુર લાવ્યા છે. તેમાં શ્રી શાન્તિનાથજી, કુંથુનાથજી, અરનાથજીની મૂર્તિઓ છે. કિલ્લામાં અંબિકાજીની મૂર્તિ છે.

આ સિવાય પંજાબમાં રામનગર, હોશીયારપુર, ગુજરાનવાલા, અમૃતસર, *લાહોર, લુધીઆના અંબાલા, આદિ દર્શનીય સ્થાનો છે.

રામનગરમાં પંજાબદેશોદ્ધારક શ્રી બુટેરાયજી મહારાજે નૌલખની પ્રતિમાજી

* લાહોરમાં બાદશાહ અકબરના સમયમાં મહોપાધ્યાય શ્રીશાન્તિચંદ્રગણિના ઉપદેશથી સુંદર જૈનમંદિર અને ઉપાશ્રય બન્યાં હતાં તેમજ બાદશાહ અકબરે જહાંગીરનો જન્મ મૂળ નક્ષત્રમાં થવાથી શાંતિ માટે શાંતિસ્નાત્ર ભણાવ્યું હતું. ઉપાધ્યાય ભાનુચંદ્રજી, સિધ્ધિચંદ્રજી, વિજયસેનસૂરિ આદિ અહીં પધારી બાદશાહ અકબરને ધર્મોપદેશ આપી જગદ્ગુરૂજી શ્રી હીરસૂરીશ્વરજી મહારાજે જૈન સાધુઓ માટે મોગલ દરબારનાં દ્વાર ખોલ્યા તે માર્ગ ચાલુ કરાવ્યો હતો અને સમ્રાટને ઉપદેશ આપી શત્રુંજયાદિ તીર્થના કર માફ કરાવ્યા હતા તેમજ બીજાં અનેક સુકૃત કરાવ્યાં હતા. ખરતરગચ્છ યુ. પ્ર. શ્રીજિનચંદ્રસૂરિ તથા જિનસિંહસૂરિ અહીં પધાર્યા હતા અને બાદશાહને ઉપદેશ આપ્યો હતો.

મોકલાવ્યાં હતાં. અત્યારે આ પ્રભાવિક પ્રતિમાજી ખાનકાડોગરામાં છે. જમ્મુ અને કાશ્મીરમાં પણ જૈન મંદિર છે. ઉલ્લેખ મળે છે કે ઉ. ભાનુચંદ્રજી અને સિદ્ધિચંદ્રજી વગેરે સમ્રાટ અકબર સાથે અહીં આવ્યા હતા અને શત્રુંજયના કરની માફી અહીં જ કરાવી હતી. વિશેષ માટે જુઓ પંજાબનાં જૈન તીર્થો.

## બદ્રી પાર્શ્વનાથજી.

હિમાલયની નીચે ગંગાના કિનારે આવેલું અજૈનોનું પ્રસિદ્ધ બદ્રીતીર્થ પ્રાચીન જૈન તીર્થ છે. આ સ્થાન પાર્શ્વનાથ પ્રભુના તીર્થરૂપે પ્રસિદ્ધ છે. શંકરાચાર્યજીના યુગમાં આ તીર્થ જૈન તીર્થ મટી અજૈન તીર્થ થયું છે.

અહીંની મૂર્તિ શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનકાલમાં થયેલા લંકેશ રાવણને ત્યાંથી અહીં આવેલી છે. વિશેષમાં આ પ્રદેશની અગીયાર વાર યાત્રા કરીને આવેલા એક બ્રહ્મણ વિદ્વાને કહેલું કે "એક મહન્તને ચોવીશ જિનવરેન્દ્રની પ્રતિમાનાં દર્શન થયાં અને તે અનુસારે શોધ કરતાં સ્વપ્નસૂચિત પ્રદેશમાંથી એક પરિકરવાળી પ્રતિમા મળી આવી તેજ પ્રતિમા બદ્રિ મંદિરમાં સ્થાપિત વિદ્યમાન છે, મૂર્તિ ધ્યાનસ્થ અને બે હાથવાળી છે, મૂતિનું આ અસલી સ્વરૂપ છે. પરંતુ અજૈનોના હાથમાં ગયા પછી તેના ચાર હાથ વગેરે નકલી થયેલ છે. છતાંયે મંદિરના મૂળ ગભારામાં પૂજારી સિવાય કોઇને જવા નથી દેતા, ખાસ જૈનોને તો અંદર ગભારામાં જવાની તદ્દન મનાઇ છે. મંદિર જૈન શૈલીથી બનેલુ છે. મંદિર આગળનો દરવાજો જૈન શૈલીથી બનેલો છે, અંદર ક્રમશઃ ગભારો, ચોરી, ગૂઢ મંડપ અને રંગમંડપ બનેલા છે. ગુંબજ જૈન શૈલીનો જ છે, મૂલ પ્રતિમાજી ૨ા ફૂટ ઉંચા અને પરિકર વિનાના છે. પદ્માસણ છે. ઉપર છત્ર ધરાય છે, કેસરથી પૂજા થાય છે, પૂજારી પરિકરના આડામાં રંગબેરંગી કપડા ભરાવી મૂર્તિની શોભા વધારે છે.

હૃષીકેશનુ ભરત મંદિર પણ વચમાં બૌધ્ધ મંદિરરૂપે જાહેર થયું હતું અને આજે વૈષ્ણવ તીર્થરૂપે પ્રસિધ્ધ છે પરંતુ અસલમાં જૈન તીર્થ જ હતું. આજે મંદિરની સામે વડની નીચે આદિનાથ અને પાર્શ્વનાથજી વગેરેની ખંડિત મૂર્તિઓ વિદ્યમાન છે.

બદ્રીથી ૧૦૫ માઈલ કેદારમાં કેદાર પાર્શ્વનાથજીનું મંદિર હતું. આજે ત્યાં એક મૂર્તિ વિદ્યમાન છે જેની ઉપર જનોઇ અને હારની આકૃતિ છે.

માનસ સરોવરનું મંદિર પણ બૌધ્ધ મંદિર તરીકે ઓળખાય છે, પરંતુ સંભવ છે કે તે પણ જૈન મંદિર જ હોય.

## ઉદયગિરિ

કલકત્તા-મિદનાપુરથી બેજવાડા-મદ્રાસ જતી B. N. Ry માં ભુવનેશ્વર સ્ટેશન છે. ત્યાંથી ૪ માઇલ દક્ષિણમાં ઉદયગિરિ અને ખંડગિરિના પહાડો છે, અને

અનેક ગુફાઓ છે થોડા વર્ષો પહેલા અહી ઘણી શ્વેતાંબર જૈન મૂતિઓ હતી કિન્તુ શ્વે સમાજની બેદરકારીને લીધે બધુ અવ્યવસ્થિત છે, આચાર્ય સુસ્થિતસૂરિ અને સુપ્રતિબધ્ધ સૂરિજીએ અહીં ક્રોડવાર સૂરિમંત્રનો જાપ કર્યો હતો. તેમનો સ્વર્ગવાસ પણ અહીં થયો હતો. તેમના સ્મારક સ્તૂપો પણ હતા. કુમારગિરિમાં જિનકલ્પી અને સ્થવિર-કલ્પી સાધુઓ રહેતા હતા. પ્રખ્યાત હસ્તિગુફા અહીં જ છે. શ્વે જૈન મહામેઘવાહન રાજા ખારવેલનો શિલાલેખ અહીંથી મળ્યો છે.

## જગન્નાથપુરી.

ઓરીસામાંનુ પ્રાચીન જૈન તીર્થ છે. મહાપ્રભાવિક વજ્રસ્વામી ઉત્તર પ્રાંતમાં દુકાલ પડવાથી સંઘ સહિત અહીં પધાર્યો હતા અહીંના બૌધ્ધધર્મી રાજાને ચમત્કાર બતાવી પ્રતિબોધી જૈન બનાવ્યો હતો અહીં છીરાવલા પાર્શ્વનાથજીનું સુંદર મંદિર હતું પરંતુ શંકરાચાર્યજીના સમયે ત્યાંના રાજાએ બલાત્કારથી તે મંદિર પોતાને કબ્જે કર્યું. જો કે આજ પણ જગન્નાથપુરીમાં જૈન મૂર્તિ છે. ત્યાં દર બાર વર્ષે ખોળું નવું ચઢે છે. જૈન તીર્થના સ્મરણરૂપ અહીં બ્રાહ્મણો પણ જાતિભેદ નથી ગણતા. કલકત્તાથી મદ્રાસ રેલ્વેમાં B. N. Ry. પુરી સ્ટેશન છે.

## જોનપુર

આ શહેર કાશીથી ૩૪ માઈલ દૂર છે. આ શહેરનું પુરાણું નામ જૈનપુરી હતું. અહીં એક વાર જૈન ધર્મનું પૂરેપૂરું સામ્રાજ્ય હતું. ગોમતી નદીના કિનારે અનેક જૈન મંદિરો હતાં. અહીંથી ખોદાણકામ કરતાં અનેક જૈન મૂતિઓ નીકળે છે. આમાંની ઘણીખરી મૂર્તિઓ કાશીના જૈન મંદિરમાં છે. અહીં એક વિશાળ મસ્જીદ છે જે ૧૦૮ કુલિકાનું વિશાલ જિનમંદિર હતું. એ ગગનચુમ્બી ભવ્ય જિનમંદિરની આ મસ્જીદ બની છે. મુગલ જમાનામાં આ મંદિરનો નાશ કરી— તેમાં ફેરફાર કરી તેને મસ્જીદના રૂપમા ફેરવી નાખેલ છે. બહારના ભાગમાં ઘણે ઠેકાણે વધુ પરતા સુધારાવધારા પણ કરેલ છે. પરતુ અંદર તો જિનમંદિરનો ઘાટ સાફ સાફ દેખાય છે. અંદર એક મોટું ભોયરૂં છે જેમાં અનેક ખંડિત અખંડિત જૈન મૂર્તિઓ છે. મંદિરનો ઘાટ અને શિલ્પકામ હેરત પમાડે તેવું છે. લગભગ ત્રણ માળનું જિનમંદિર હશે એવી કલ્પના આવે છે. એક બે મુસલમાનોને પૂછ્યું કે આ સ્થાને પહેલાં શું હતુ ? તેમણે કહ્યું "એ બડા જૈનીયોકા મંદિર થા, બાદશાહને તુડવા કર મસ્જીદ બનવાદી હૈ." એક બે બ્રાહ્મણ પંડિતને પૂછ્યું કે અહી પહેલા શું હતુ ? તેમણે કહ્યું "આ શહેરનું નામ પહેલા જૈનપુરી હતું. તેમાંથી જૈનાબાદ, જેનાબાદ, જોનાબાદ અને આખરે જોનપુર થયું છે."

આ પ્રાંતમાં આવું વિશાલ મંદિર આ એક જ હતુ. આથાથી લઈને ઠેઠ કલકત્તા સુધી આવું વિશાલ મંદિર અમારા જોવામાં નથી આવ્યુ. અહીં હજારો જૈનોની વસ્તી હતી. આજે એક પણ જૈનનું ઘર નથી.

આજથી ત્રણ સો વર્ષ પહેલાં વિદ્વાન્ જૈન સાધુ યાત્રી પોતાની તીર્થમાલામાં જોનપુર માટે આ પ્રમાણે લખે છે.

" અનુક્રમે જઉણપુરી આવીયા, જિનપૂજા ભાવના ભાવીયઇ
દોઈ દેહરે પ્રતિમા વિખ્યાત, પુજી ભાવઇ એકસો સાત.

તીર્થમાલા. પૃ. ૩૧

આ જઉણપુર એ જ આજનું જોનપુર છે. ગ્રંથકારના સમયમાં ૧૦૭ જિન-મૂર્તિઓ વિદ્યમાન હતી.

## દ્વારિકા

બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથજીનું દીક્ષા કલ્યાણક દ્વારિકાના ઉદ્યાનમાં રૈવતોદ્યાનમાં થયું હતું. શ્રી કૃષ્ણજી પણ નેમિનાથ ભગવાનના પરમભક્ત હતા. પ્રભુના ઉપદેશથી પરમાર્હતોપાસક બન્યા હતા. દ્વારિકામાં અનેક ગગનચુમ્બી ભવ્ય જૈન મંદિરો હતાં. ત્યાર પછી તો ઘણાયે ફેરફારો થયા. છેલ્લે ઐતિહાસિક પ્રમાણનો ઉલ્લેખ મલે છે કે-ગુપ્તવંશીય રાજાના સમયમાં દ્વારિકામાં સુંદર વિશાલ જૈન મંદિર બન્યું હતું. અને મહાન્ મંદિર એક તીર્થરૂપ ગણાતું. લગભગ પાંચસોથી વધુ વર્ષ એ મહાન તીર્થરૂપ રહ્યું છે, પરન્તુ સુપ્રસિધ્ધ શંકરાચાર્યજીએ વિજયની ધૂનમાં દ્વારિકામાં સ્વમતનો પ્રચાર કર્યા પછી ત્યાંના રાજાને પણ પોતાનો ઉપાસક બનાવ્યો અને જૈન મંદિરમાં રહેલી જિનવરેંદ્રદેવની મૂર્તિને ઉત્થાપી મહાદેવજીની પિંડી સ્થાપી ત્યાંના ચુસ્ત જૈન ધર્મીઓ દ્વારિકા છોડી ચાલ્યા ગયા અને બાકીના-ઓએ સ્વધર્મનો ત્યાગ કરી જીવન બચાવ્યું. બસ, ત્યાર પછી દ્વારિકા જૈન તીર્થ મટયું. પછી વલ્લભાચાર્યજીના સમયમા એમા રણછોડરાયજીની શ્રીકૃષ્ણજીની રાધા વગેરેની મૂર્તિઓ સ્થપાઇ.

વોટસન્ સાહેબે કાઠિયાવાડ ગેઝેટીયરમાં દ્વારિકાના મંદિર સંબંધે સાફ લખ્યું છે કે-વિમલવસહી ( આબુનું જગપ્રસિદ્ધ જૈન દેવાલય ) વગેરેની પેઠે આ સ્થાન પણ જૈનોનું છે. પાસે જ વસઇ ગામ હતું. આ મંદિરની રચના જૈન મંદિરોને મલતી છે. ગુપ્તકાલીન શિલ્પનો સુંદર નમૂનો છે. પહેલાં આ જૈન મંદિર હતું વગેરે.

શાસ્ત્રી રેવાશંકર મેઘજી દેલવાડાકર પણ સાફ સાફ કહે છે કે " આ જગત દેવાલય ( દ્વારિકાનું પ્રસિધ્ધ મંદિર ) કયા વર્ષમાં કોણે બનાવ્યું તેનો કશો આધાર ઇતિહાસ કે પુરાણોમાંથી મળી શકયો નથી. કેટલાક એમ કહે છે કે-આ મંદિર વજ્રનાભે કરાવ્યું નથી, પણ ત્રણ હજાર વર્ષ ઉપર જૈનીલોકોએ કરાવ્યું છે, અને

તેમાં પાર્શ્વનાથની મૂર્તિની સ્થાપના કરી હતી, તે મૂર્તિ હાલ નગરમાં છે. વળી મૂર્તિના ચરણમાં લખ્યું છે કે-આ મૂર્તિ જગત દેવાલયમાં સ્થાપિત કરી હતી.

દ્વારિકા વૈષ્ણવતીર્થ રૂપે હતું એ માટે પણ પુરાણો સિવાય કોઇ પ્રાચીન-ઐતિહાસિક પ્રમાણ મળતું નથી. સદ્ગત મનસુખરામ. સ. ત્રિપાઠી જણાવે છે કે વિ. સં. ૧૨૦૦ પછી દ્વારિકા વૈષ્ણવતીર્થ રૂપે સવિશેષ પ્રસિદ્ધિ પામ્યું હોય એમ જણાય છે."

આ જગત દેવાલયના મંદિરની દિવાલ પર બાવીશમા તીર્થંકરશ્રી નેમિનાથ ભગવાનની જાન, પશુઓ, પશુબચાવ, તે નિમિત્તે રથ પાછો વાળવો વગેરે ચિત્રો થોડાં વર્ષો પહેલાં વિદ્યમાન હતાં. ગાયકવાડ સ્ટેટે જ્યારે આ મન્દિરનો જીર્ણોદ્ધાર શરૂ કરાવ્યો ત્યારે ગો. ના. ગાંધીએ ગાયકવાડ સરકારને સૂચના આપી હતી કે જીર્ણોદ્ધાર વખતે આ ભીંતચિત્રોની રક્ષા કરવામાં આવે. સ્ટેટ તરફથી આ વસ્તુ સ્વીકારવામાં પણ આવી હતી તેમ જ તે વખતના દ્વારિકાની ગાદીના શંકરાચાર્યજીએ પણ કબૂલ્યું હતું કે દિવાલ ઉપરનાં ચિત્રો જૈનધર્મને લગતાં છે.

આ બધા પ્રમાણો એ જ સૂચવે છે કે દ્વારિકાનું જગત દેવાલય જૈન ધર્મનું ગુપ્તકાલીન જૈન મંદિર છે. કેટલાક તો ત્યાં સુધી કહે છે કે-વસ્તુતઃ આ દ્વારિકા જ નથી. આ તો શંખોદ્ધારદ્વીપ છે. વૈષ્ણવોની દ્વારિકા અહીંથી ૧૧ કોષ દૂર કોડીનારની પાસે છે. પછી તે સંયોગોમાં અહીંનું જૈન મંદિર વૈષ્ણવોના હાથમાં આવ્યું અને શંખોદ્ધારને દ્વારિકા માનવા લાગ્યા.

# પરિશિષ્ટ ૧ લું

## શ્રી પાર્શ્વનાથકલ્પ

સુર અસુર ખેચર કિન્નર અને જ્યોતિષી દેવોનાં સમુદાયરૂપ મધુકરોથી યુક્ત ત્રણે ભુવનની લક્ષ્મીનું સ્થાન એવા જિનેશ્વરનાં ચરણકમળને હું નમું છું (૧) પૂર્વ મુનિગણવડે કરીને અવિકલ્પ એવા ઘણા કલ્પોની અંદર સુર નર અને ધરણેન્દ્રથી પૂજાયેલા શ્રી પાર્શ્વનાથ જિનેશ્વરનું જે ચરિત્ર કહેલું છે (૨) તે પાર્શ્વનાથ કલ્પને સંકીર્ણ શાસ્ત્રોમાં લાગેલી છે ચિત્તવૃત્તિ જેની એવા ધર્મીજનોના આનંદને માટે સંક્ષેપથી કહું છું (૩) ભવનાં દુઃખનાં ભારથી ભારી છે અંગે જેનાં એવા હે ભવીજીવો ! ભવનાં ભ્રમણને છેદવાને માટે મારાવડે ફરીથી સંક્ષેપથી કહેવાતો આ કલ્પ સાંભળો (૪) એ પાર્શ્વનાથ પ્રભુનાં વિજયા, જયા, કમઠ, પદ્માવતી, પાર્શ્વ-યક્ષ, વઇરૂટ્ટા, ધરણ અને સોળ વિદ્યાદેવી અધિષ્ઠાયક દેવદેવીઓ છે (૫) પ્રતિમાની ઉત્પત્તિની બીના [પ્રાચીન] કલ્પમાં કરી છે છતાં પણ વિસ્તારના ભયથી આ કલ્પમાં કહેતો નથી કેમ કે ( વિસ્તાર થવાથી ) આ કલ્પને કોઇ વારંવાર ભણે નહિં (૬) જે સમુદ્રને ચુલુક પ્રમાણ બનાવે, તારાનાં વિમાનોની સંખ્યા ગણે તે પણ પાર્શ્વ જિનની પ્રતિમાના મહિમાને કહેવાને માટે સમર્થ થઇ શકતો નથી. (૭) આ પુરાણી પાર્શ્વજિન પ્રતિમાને અનેક સ્થાનોમાં બિરાજમાન કરીને ખેચર સુર અને રાજાઓએ ઉપસર્ગની શાંતિને માટે પૂજી છે. (૮) માનવીઓનાં મનની નિશ્ચલના કરવાને માટે—પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાનો ઇન્દ્ર વગેરેએ જે મહિમા કરેલો છે તે જ હું કેટલોક કહું છું (૯) જે વખતે આ ભરતક્ષેત્રમાં સુર અસુરથી વંદિત છે ચરણ જેનાં એવા મુનિસુવ્રત જિનેશ્વરરૂપી સૂર્ય ભવ્ય જીવરૂપી કમલોને વિકસ્વર કરતા હતા (૧૦) તે વખતે શ્રેષ્ઠ ચંપાપુરીના સમુદ્રના કાંઠે જ્યોતિષી દેવો મહર્ષીઓથી વખણાયેલી આ પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમા હતી (૧૧) શક્રના કાર્તિક શેઠના ભવમાં વ્રત લીધા પછી આ પ્રતિમાના ધ્યાનથી સેંકડો અભિગ્રહ

સિધ્ધ થયા. (૧૨) સૌધર્મ ઇન્દ્ર ને પ્રતિમાના મહાત્મ્યને અવધિજ્ઞાનવડે જાણીને દિવ્ય મોટી વિભૂતીવડે કરીને ત્યાં જ રહેલી તે પ્રતિમાને પૂજવા લાગ્યા (૧૩) એમ કાળ વ્યતીત થયો અને કૈકેયીના વચનથી રામ વનવાસ પામ્યા, (તે વખતે) રાવણને અને લોકોને પ્રભાવ દેખાડવાને માટે ઇન્દ્રના વચનથી (૧૪) રત્ન-જડિત વિદ્યાધર યુક્ત બે દેવોએ દંડકારણ્યમાં અશ્વ સહિત રથ અને પ્રતિમાજી રામચંદ્રને આપ્યાં (૧૫) રામચંદ્રજીએ ભક્તિભર્યા ભાવે સીતાથી લાવેલા કુસુમો-વડે કરીને તે પ્રતિમાને સાત માસ અને નવ દિવસ સુધી પૂજી (૧૬) ઉલ્લંઘન ન કરી શકાય એવા પ્રબલ કર્મથી ઉત્પન્ન થએલ દુઃખ રામને આવેલું જાણીને દેવો તે પ્રતિમાને ફરીથી તે [ પ્રતિમા પૂર્વે જ્યાંથી લાવ્યા હતા ત્યાં ] સ્થાનકમાં લઇ ગયા (૧૭) અને ફરીથી પણ શક્ર ( એ પ્રતિમાને ) દિવ્ય ભોગો અને ઉચ્ચ ભક્તિએ પૂજવા લાગ્યા. આ પ્રમાણે સંપૂર્ણ અગિયાર લાખ વર્ષ સુધી પૂજી. (૧૮) તે કાળમાં યદુ વંશમાં બળદેવ, કૃષ્ણ અને જિનનાથ ઉત્પન્ન થયા અને યૌવન વયને પામ્યા, કૃષ્ણ રાજ્યને પામ્યા (૧૯) જરાસંધ સાથેની લડાઇમાં પોતાનું સૈન્ય ઉપસર્ગ યુક્ત થયું ત્યારે ઉપસર્ગની શાંતિના ઉપાય માટે કૃષ્ણ મહારાજે નેમિ-નાથને પૂછ્યું (૨૦) તે પછી ભગવાને કહ્યું કે-પુરૂષોત્તમ, મારા સિદ્ધિગમન પછી ચોરાસી હજાર સાતશો ને પચાસ વરસે (૨૧) વિવિધ અધિષ્ઠાયકવડે નમાયેલાં છે ચરણકમળ જેનાં એવા શ્રી પાર્શ્વનાથ અરિહંત થશે, જે પાર્શ્વનાથની પ્રતિમાનાં ન્હવણ જળનું સિંચન કરવાથી લોકમાં ઉપદ્રવની શાંતિ થશે (૨૨) હે સ્વામી! હાલમાં તે જિણંદની પ્રતિમા ક્યાં રહેલી છે. આ પ્રમાણે વાસુદેવવડે પુછાયું ત્યારે નેમિનાથે કહ્યું કે-તે પ્રતિમા ઇન્દ્રથી પુજાય છે. (૨૩) અહીં જિનેશ્વર અને કૃષ્ણ મહારાજના મનોગત ભાવ જાણીને ઇંદ્રે માતલી નામના સારથી સહિત રથ અને પ્રતિમાને આપી (૨૪) આથી મુરારી ખુશી થયા અને કપુર વગેરેના રસ-વડે ન્હવણ કરીને સુગંધીથી પરિપૂર્ણ અને નિર્મળ બાવનાચંદન અને શ્રેષ્ઠ પુષ્પો-વડે કરીને પ્રતિમાને પૂજી (૨૫) પછી ઘેરાયેલું સૈન્ય સ્વામીનાં ન્હવણ જળવડે કરીને છંટાયું. ઉપસર્ગો દૂર થયા જેમ યોગીના ચિત્તથી વિષયરૂપ ઉપદ્રવો દૂર થાય છે તેમ (૨૬) પ્રતિવાસુદેવ બહુ દુઃખની ખાણ સમુ મૃત્યુ પામ્યા ત્યારે યાદવ રાજાના બળવાન સૈન્યમાં જયજયનાદ થયો (૨૭) તે જ વિજય સ્થાનમાં શ્રી જિનેશ્વરના આદેશથી પાર્શ્વ પ્રભુનું નવીન બિંબ ભરાવ્યું અને શંખપુર નામનું નવીન શહેર વસાવ્યું અને તે નગરમાં નવીન પાર્શ્વ પ્રભુનું બિંબ સ્થાપન કરીને (૨૮) આ પ્રતિમાને (ઇન્દ્રે આપેલી પાર્શ્વ પ્રભુની પ્રતિમાને) સાથે લઇને ગયેલા કૃષ્ણ વાસુદેવનો રાજાઓએ વાસુદેવપણાનો મોટો ઉત્સવ કર્યો (૨૯) ત્યારબાદ કૃષ્ણ વાસુદેવે મણિ, કંચન અને રત્નજડિત પ્રાસાદમાં સ્થાપન કરીને આ પ્રતિમા સાત સો વરસ સુધી પૂજી (૩૦) દેવતાવડે યાદવની જાતનો અને દ્વારિકાનો નાશ થયો ત્યારે સ્વામિજીના પ્રભાવથી દેવાલયોને અગ્નિ લાગ્યો નહિ (૩૧) તે વખતે સમુદ્રવડે

ચપલ લહરીરૂપ હાથવડે કરીને નગરીની સાથે શ્રેષ્ઠ મંદિર યુક્ત નીરની અંદર લવાયા (૩૨) તે વખતે ત્યાં નાગરમણીઓ સાથે રમવાને માટે આવેલા તક્ષત નાગેન્દ્રવડે કરીને પાપને હણનારી આ પ્રભુ પ્રતિમા દેખાઇ (૩૩) તે પછી (નાગેંદ્રે) ઉલ્લાસપૂર્વક અને નાગરમણીઓનાં સુંદર નાટારંભ યુક્ત મોટા મહોત્સવપૂર્વક એંશી હજાર વર્ષ સુધી પૂજી (૩૪) તે અવસરે પશ્ચિમ દિશાના અધિપતિ શ્રેષ્ઠ વરૂણ દેવે સમુદ્રને જોતાં તક્ષતવડે પૂજાયેલા ત્રિભુવનસ્વામી શ્રી પાર્શ્વનાથ(પ્રતિમા)ને જોયા (૩૫) આ તે જ જગતના પ્રભુ છે જે પૂર્વે સુરનાથવડે પુજાયા હતા માટે હાલમાં મને પણ સ્વામીના ચરણકમળનું શરણું યોગ્ય છે (૩૬) પરિપૂર્ણ ચિંતિત અર્થની (મનવાંછિત) ફલની પ્રાર્થના કરીને નિરંતર જિનેશ્વરને પૂજવા લાગ્યો. આમ ચાર હજાર વર્ષ થયા તે સમયે (૩૭) આ ભરત ક્ષેત્રમાં લોકોના તિલક સમાન શ્રી વર્ધમાન જિનેશ્વરરૂપી પાણીના પ્રવાહવડે કરીને ભવ્ય જીવરૂપ ધાન્યને સિંચતા હતા (૩૮) કાંતિની કળાવડે કલુષિત કર્યાં છે સુરપુરરૂપી કમળો જેણીએ એવી કાંતિનગરીમાં શુભ છે સમુદાય જેનો એવો ધનેશર નામનો સાર્થવાહ રહેતો હતો ।

(૩૯) તે શેઠીઓ એક વખત વહાણની મુસાફરી કરવા નીકળ્યો અને વહાણને ચલાવનાર નાવિક યુકત સિંહલદ્વીપમાં પહોંચ્યો (૪૦) ત્યાં કરીયાણાના સમૂહને ગ્રહણ કરીને વેગવડે પાછા આવતાં તેનું વહાણ એકદમ સમુદ્રના મધ્ય ભાગમાં થંભી ગયું (૪૧) જેટલામાં ઉદાસીન થએલો તે વિચાર કરે છે તેટલામાં શાસનદેવી પદ્માવતી પ્રગટ થઈને બોલી-હે વત્સ! તું બી નહિ, (મારૂં) વચન સાંભળ (૪૨) હે ભદ્ર! જગતમાં અજ્ઞાન અને અભિમાનનું મર્દન કરનાર અને વરુણ દેવતાવડે કરાયો છે મહિમા જેનો એવા પાર્શ્વજિન અહીં સમુદ્રના તળીએ રહેલા છે તેને તુ સ્વસ્થાનમાં લઈ જા (૪૩) હે દેવી! સમુદ્રના તળીયાથી જિનેશ્વરને ગ્રહણ કરવામાં મારી શક્તિ કયાંથી હોય? આ પ્રમાણે ધનેશે કહ્યું ત્યારે શાસન દેવી બોલી (૪૪) હે શ્રાવક! મારી પાછળ આવીને પ્રવેશ કર, અને કાચા સુતરનાં તાંતણાવડે પ્રભુને કાઢ અને વહાણમાં બેસાડીને તારી નગરીમાં સ્વસ્થ થઈને લઇ જા (૪૫) હવે ઉત્પન્ન થએલા હર્ષની પ્રકૃષ્ટતાથી વિકસ્વર છે રોમરાય જેનાં અને મહાસત્વશાળી એવા તેણે (સાર્થવાહે) ત્રણ લોકના નાથને ગ્રહણ કરવાને માટે (દેવીના કહ્યા પ્રમાણે) સર્વ કર્યું. (૪૬) અને ક્ષણવારમાં પોતાના સ્થાનમાં આવ્યો અને સમીપમાં તંબુઓ ઠોકાવીને જ્યાં રહ્યો છે ત્યાં તો મનુષ્યો સન્મુખ આવ્યા (૪૭) સૌભાગ્યવતી નારીઓનાં ધવલમંગલવડે અને ગંધર્વના ગીત વાજિંત્રના શબ્દવડે કરીને દિશાઓને બેરી કરતાં અને દાનને આપતાં નાથને પ્રવેશ કરાવ્યો (૪૮) અને કાંતિ નગરીમાં ચાંદીની જેમ સ્વચ્છ કાંતિવાળો પ્રાસાદ કરાવીને ત્રિભુવનનાયકને બિરાજમાન કર્યા અને ભકિતથી હંમેશાં પૂજવા લાગ્યો. હવે ધનેશર મૃત્યુ પામ્યો છતાં પણ

નગરનાં શ્રેષ્ઠ નાગરિકોવડે પુજાતા પ્રભુને એક હજાર વર્ષ વ્યતીત થયાં ( ૫૦ )તે વખતે ત્રણ કાળના જ્ઞાનથી યુકત પાદલિપ્ત ગણધરના આદેશથી કાંતિ પુરીમાંથી પરિકર રહિત દેવાધિદેવની મૂર્તિને રસસ્થંભન માટે આકાશમાર્ગે મેળવીને નાગાર્જુન નામના યોગીન્દ્રે પોતાના સ્થાનમાં આણી ( ૫૧-૫૨ ) કૃતાર્થ થએલો યોગી—નાથને અટવીમાં ભૂમિમાં મૂકીને ગયો અને રસસ્થંભનથી સ્થંભન નામનું તીર્થ થયું (૫૩) ઉગેલા વાંસની જાળની અંદર કંઠ સુધી ભૂમિમાં રહેલ અને ગાયનાં દૂધવડે સ્નપિત છે અંગ જેના એવી ( આ પ્રતિમાનું ) મનુષ્યોવડે કરીને યક્ષનામ કરાયું (૫૪) આ પ્રમાણે ત્યાં રહીને પૂજાતાં જિનનાથને પાંચસો વરસ થયાં ત્યારે ધરણેન્દ્રે કરેલ છે સાનિધ્ય જેને અને જાણ્યો છે સૂત્રનો સાર જાણે એવા (૫૫) વળી દૂર કર્યો છે દુઃખને આપનારો રોગનો સમૂહ જેણે એવા અભયદેવ-સૂરિએ અત્યંત મહિમાથી દીપતું તીર્થ પ્રકટ કર્યું (૫૬) મોટા મોટા મહિમાથી શોભતા ભગવાન ફરીથી કાંતિ પુરીમાં જશે. ત્યાં સમુદ્રમાં અને ઘણા ઘણા નગરોમાં જશે (૫૭) આ પ્રતિમાનાં ભૂતકાળનાં અને ભવિષ્ય કાળનાં સ્થાનોને કહેવાને કોણ સમર્થ હોય ? (ખરેખર જો તે હજાર મુખવાળો અને લાખ જીભવાળો હોય તો પણ કહેવાને સમર્થ નથી (૫૮) પાવાપુરી, ચંપાપુરી, અષ્ટાપદજી, રૈવતગિરિ, સમેત-શિખર, વિમળગિરિ, કાશી, નાસિક, મિથિલા, રાજગૃહી પ્રમુખ તીર્થોને વિષે (૫૯) યાત્રા કરવાથી-પૂજા કરવાથી અને પાર્શ્વ પ્રભુની પ્રતિમાનાં દર્શન માત્રથી પ્રાપ્ત થાય છે (૬૦) પાર્શ્વનાથ સ્વામીને વંદન કરવાની ભાવના માત્રથી એક માસના ઉપવાસનું ફળ મળે છે અને પ્રતિમાનાં દર્શન કરવાથી છ માસના ઉપવાસનું ફળ પ્રાપ્ત થાય છે (૬૧) વળી પ્રભુની દૃષ્ટિમાં દેખાયેલો મનુષ્ય જો પુત્ર રહિત હોય તો બહુ પુત્રવાળો, ધન રહિત હોય તે સૌભાગી થાય છે (૬૨) પ્રભુ પ્રતિમાને નમન કરનાર મનુષ્યને અન્ય ભવમાં મૂર્ખપણું, ખરાબ સ્ત્રી, ખરાબ જાતિ, ખરાબ જન્મ, ખરાબ રૂપ અને હીનપણું થતું નથી (૬૩) અજ્ઞાન દોષથી મૂઢ થએલા લોકો અડસઠ તીર્થની યાત્રા કરવાને માટે ભમે છે છતાં તેનાથી પણ પાર્શ્વ પ્રભુને નમસ્કાર કરવાથી અનંત-ગણું ફ્લ મળે છે (૬૪) એક પુષ્પથી તીવ્ર ભાવથી પ્રભુ પ્રતિમાને જે પૂજે છે તે રાજાઓના સમુદાયના મસ્તકોથી સ્પર્શ કરાયેલા છે ચરણો જેનાં એવો ચક્રવર્તી થાય છે. (૬૫) જે પ્રભુ પ્રતિમાની આઠ પ્રકારે પરમ ભક્તિથી પૂજા કરે છે તેના ઈંદ્રાદિ પદવીઓ હાથરૂપ કમળમાં રહેલી છે ( ૬૬ ) જે પ્રભુનાં શ્રેષ્ઠ મુકુટ, કુંડળ અને બાજુબંધ કરાવે છે, તે ત્રણે ભુવનમાં મુકુટ સમાન થઈને જલદી સિધ્ધિસુખ પામે છે ( ૬૭) ત્રણે ભુવનમાં ચૂડા રત્ન સમાન જેમનાં નેત્રને અમૃતની શલાકા સમાન એવી આ પ્રતિમા જેણે દીઠી નથી તેઓનું મનુષ્યપણું નિરર્થક છે ( ૬૮ ) શ્રી સંઘદાસ મુનિએ પ્રતિમાનો લઘુકલ્પ બનાવેલો છે પણ મેં તો મોટા કલ્પમાંથી અલ્પ સંબંધનો ઉધ્ધાર કરેલ છે ( ૬૯ ) જે આ કલ્પને ભણે, સાંભળે અને ચિંતવન કરે તે કલ્પવાસીઓમા ઈંદ્ર થઈને સાતમે ભવે સિદ્ધિ પામે છે ( ૭૦ ) જે ફરી ગૃહ

ચૈત્યમાં પુસ્તકમાં લખાવીને કલ્પને પૂજે છે તે નારક—તિર્યંચોમાં કદી ઉત્પન્ન થતો નથી અને દુર્લભબોધી થતો નથી (૭૧) (આ કલ્પ) દિવસના ભણવાથી સિંહ, સમુદ્ર, અગ્નિ, હાથી, રોગ, ચોર, સર્પ, ગ્રહ, નૃપ, શત્રુ, પ્રેત, વેતાળ અને શાકીનીના ભયો નાશ પામે છે. (૭૩) જેનાં હૃદયમાં આ કલ્પ રહ્યો છે તે ભવ્ય જીવોને આ કલ્પ વિલાસ કરતા કલ્પવૃક્ષની માફક વાંછિતને આપે છે (૭૩) પૃથ્વીરૂપ કોડીઓવાળો સમુદ્રના જળરૂપ તેલવાળો એવો મેરુપર્વતરૂપ દીવો જ્યાં સુધી મનુષ્ય ક્ષેત્રને પ્રકાશ કરે છે ત્યાં સુધી આ કલ્પ જયવંત વર્તો (૭૪)

ઇતિ શ્રી પાર્શ્વનાથકલ્પ સમાપ્ત.

# પરિશિષ્ટ ૨જું

## ચૈત્યપરિપાટી સ્તવન

સરિ સરસતિ સામિણિ તૂં રૂયડિ મઝ કરૂં જિમ ચિત્ર પ્રવાડી;
ત્રિહું ભૂયણે તીરથ છઇ અપાર તહિં તુહીય લાભઇં તીરપાર (૧)

વાંદઉ સેત્રુંજ[1] સિરિ આદિનાથ રાજલિ વર ઉજ્જંતિ[2] નેમિનાથ;
અનંત ચઉવીસી આદિ તિત્થ સિદ્ધક્ષેત્રિ અનંતા સિદ્ધ જત્થ (૨)

જુનઇગઢિ[3] પાસ ને જલવિહાર, નવપલ્લવ[4] મંગલપુરિ મઝાર;
પુરિ પાસ રિસહ[5] મયણી જુહારિ[6] ઝુંઝિલીય સંપ્રતિકે ગઇ વિહારી (૩)

[7] પાટણી ચંદ પર પાય પણઉ ઉનાગઢિ[8] મરુદેવી તણઉ;
અજાહરિ[9] હરિયઇ પાસ એહિ અદબદ આદીસર દીવએહિ[10] (૪)

[11] ભેલગ પુરિ વાંદઉ ધૃતકલ્લોલ મહુય[12] સિરિવીર કંઠ કલ્લોલ;
તલાઝઇ[13] અંબિરાદેવી મલ્હાર[14] પાલીતાણઇ પાસ કુંયર વિહાર (૫)

---

૧, શત્રુંજય, શ્રી આદિનાથ, ૨, ઉજ્જયંત (ગિરનાર–જુનાગઢ) શ્રી નેમિનાથ. ૩, જુનાગઢ તેજપાલવિહાર, ૪, માંગરોલ નવપલ્લવ પાર્શ્વનાથ. ૫, મહુવા (?) પાર્શ્વનાથ ૬. ઝૂંઝવાં (જેઠવાઓના) સંપ્રતિરાજાઓનું મંદિર, ૭, પટણ (પ્રભાસ-પાટણ) ચંદ્રપ્રભ ૮, ઉના શ્રી આદિનાથ. ૯, અજાહરા, પાર્શ્વનાથ, ૧૦, દીવ બંદર અદબદ–શ્રી આદિનાથ ૧૧, ભેલપુર (?) ધૃતકલ્લોલ, ૧૨, મહુઆ, શ્રી મહાવીર. ૧૩, તલાજા શાંતિનાથ, ૧૪, પાલીતાણા કુમારવિહાર પાર્શ્વનાથ–

ઘોઘે[1] નવખંડ નમે સુજાઉ જિણુ દીઠઉં હિય હરિષન થાઉં;
હોંસુરિ[2] પલાત્રિ સૂરયતિ[3] પાસ રાનેરિ[4] રિસહસિરિ નેમિવાસ. ૬

નવસારીય[5] વંદઉ સંતિ નાર, બિહુ દમણી[6] સંજાંણ[7] શ્રી પાસનાર;
સોપારઇ[8] જીવિતસામિ જાણિ જસ દસણી મૂ મતિરદઉ ઠાણિ. ૭

નાસઠિ[9] ચંદપર ચંદકંતિ પાઈઠાણ[10] સુવય જિણહર ભંતિ;
કાન્હડઈ[11] આદીસર ઉદ્ઠ દેહ જસ લાભઇ આદિ અનંત છેહ. ૮

કુલપાકિ[12] રિસહ નીલવન્ત દૂરિ અલીઅલ જસ દીસઇ ચંદસૂર;
સિરિપુરિ[13] વાંદઉ અંતરિષ પાસ ઉંકાર સંતિમ જિણેસર સુપાસ. ૯

ઉજ્જેણી,[14] માંડગવઢ,[15] સુરી ગિરમિ,[16] લાગી રઢ, પેથડ જિણહરંમિ;
નાંદુડિ,[17] ડભોઈ[18] નમુંય પાસ, સીધપુરિ[19] અકલેસરિ[20] સુપય પાસ. ૧૦

ધણદીત્રી[21] પુરી ચિષલીયં[22] ગામિ, ચાંદબડિ[23] કલવર ગઈપ ધાર ઢામિ;
પડહઠીય,[24] સીણઉર[25] સંપડયંમિ,[26] ક્રમિ પાસ રિસહ વાંદઉ જયંમિ. ૧૧

---

૧. ઘોઘા, નવખંડા પાર્શ્વનાથ ૨, હીસુરિ (?) ૩ સુરત, પાર્શ્વનાથ, ૪, રાંદેર ઋષભદેવ અને નેમિનાથ. ૫, નવસારી શાન્તિનાથ ૬–૭ દમ્મણ અને સજણુ બન્ને ઠેકાણે પાર્શ્વનાથ. ૮, સોપારા જીવિતસ્વામી ૯, નાસિક (દક્ષિણ) ચંદ્રપ્રભ ૧૦, પ્રતિષ્ઠાનપુર. ( પૈઠ ) સુવ્રત જિનમંદિર, ૧૧. કાન્હડ ( ? ) કાયોત્સર્ગસ્થ. આદિનાથ, ૧૨, કુલપાકી (દક્ષિણ હૈદરાબાદ તરફ) નીલવર્ણ શ્રી આદિનાથ, ૧૩, સિરપુર, અંતરિક્ષ પાર્શ્વનાથ. ૧૪, ઉંકાર (નેમાડમાં નર્મદાકાંઠે) સપ્તમ સુપાર્શ્વનાથ ૧૫–૧૬ ઉજ્જૈણ, માંડવગઢ અને દેવગિરિ ( દૌલતાબાદ ) આ ત્રણે ઠેકાણે પેથડકુમારના જિનમંદિરો, ૧૭–૧૮, નાંદોદ અને ડભોઇ શ્રી પાર્શ્વનાથ, ૧૯–૨૦ સિદ્ધપુર ( ? ) અને અંકલેશ્વર મુનિસુવ્રત અને પાર્શ્વનાથ. ૨૧–૨૬, ધણદેવી, ચીખલી ગામ ( ? ) ચાંદવડ, ( ચાણોદ ) ( ? ) વડહઠી ( ? ) સીનોર અને સણખેડામાં ક્રમથી પાર્શ્વનાથં અને આદિનાથ.

સમલીય સુદંસણ દેવિ વિહારિ, ભરૂયચિ શુણી સુવ્વય જિણ જુહારી; [૧]
અગ્યાર દેવલિ દેવ વાંદિ કાવી રિસહિસર નમીય નાંદિ. [૨] ૧૨

[૩] ખંભાયતિ થંભણાધીશ દેવ જાણુ નિતુ નિતુ હું કરૂં સેવ;
પટ ચાલીનચૈત્રપ્રવાડિ દેવ છત્રીશ દેહલા વાંદિ દેવ. ૧૩

[૪] ડહડહ સંતિ [૫] ધવલઇ પાસ રંમ રમવીણે આદીસર હાથિ દ્રમ,
[૬] ખેસરંડી [૭] અસાઉલી રીસુહનાથ [૮] સેરીસે પાસ છઇ ઉદ્ધકાય. ૧૪

[૯] પંચાસરી [૧૦] કલઉલી વીર નેમી [૧૧] સપિસરિ પાસ [૧૨] પાડલઇ નેમિ;
[૧૩] કડી [૧૪] કપ્પડવાનીજી નમું પાસ [૧૫] સલખણપુરી વદુ સંતિ પ સ ૧૫

વણરાય નીવેસીય બહુ જાતી [૧૬] પંચાસરી પાટણી નમુંય જની,
ચઉસવી(તી) દેવ.લે નીતુ વિરાણી વાંદઉ જીણ ભત્તિરી ચિત ઠાણી. ૧૬

[૧૭] સિધપુર ચઉ બાર ઈસીર વિહારિ વીર નેમીસર તારી,
[૧૮] પાયવડ ઉચરી જીયવંત સામિ [૧૯] ભલડીઅ [૨૦] પાલણપૂર પાસ સામી. ૧૭

---

૧ ભરૂચમાં સુદર્શના દેવીનો સમળીવિહાર શ્રી મુનિસુવ્રતસ્વામિ તથા અગિયાર મંદિરો, ૨ કાવિ ( મહી નદીના મુખ આગળ ) આદીશ્વરદેવ, ૩. ખંભાત-સ્થભનક પાર્શ્વનાથ આદિ છત્રીસ જિનમંદિરો ( આ શિખરબંધી દેરાસરોની અપેક્ષાએ લાગે છે ) ૪ ડહડર ( ? ) શાન્તિનાથ, ૫ ધોળકા, પાર્શ્વનાથ, વીણા આદિનાથ. ૬–૭ ખેસકડી અને અસાઉલી ( આસાપલ્લી ) ઋષભદેવ, ૮ સેરીસા પાર્શ્વનાથ, ઊર્ધ્વકાય, કાયોત્સર્ગસ્થ ૯ પંચાસરા વીર પ્રભુ ૧૦ કલ્હોલ, નેમિનાથ, ૧૧ શંખેશ્વર પાર્શ્વનાથ, ૧૨ પાડલઇ ( પાટડી ) ( ? ) નેમિનાથ, ૧૩–૧૪ કડી અને કપડવંજ શ્રી પાર્શ્વનાથ. ૧૫ સંખલપુર, શાંતિનાથ અને પાર્શ્વનાથ, ૧૬ પાટણ વનરાજસ્થાપિત શ્રી પાર્શ્વનાથ આદિ ચારસો ( ? ) જિનમંદિરો, ૧૭ સિદ્ધપુર મહાવીરદેવ અને નેમીશ્વર આદિ ચાર અને બાર ( ૧૬ ) જિનાલયો, ૧૮ વાયડ જીવંતસ્વામી મંદિર ૧૯–૨૦ ભીલડીઆ અને પાલણપુર પાર્શ્વનાથ.

[1]વીજાપુરી [2]વિસલપુરિ [3]બ્રહ્માણી [4]થિરોડ ઉત્તેસિતૂં રહિય ઠાણિ;
[5]સાંચઉર [6]મોઢેરા પ્રમુખ ઢામિ, લણિઉ છું તાહરઇ વીર નામિ. ૧૮
[7]તારણગઢિ અજીય [8]ઇડર નમેઉ કિરિડિરાય થાળીય રિસ દેઉ;
[9]આત્રસુંબઈ [10]મહુડા સઇ સંતિ વરિ, [11]ઢંકનયરી [12]ચેલણ પાસ વીર. ૧૯
[13]કહેરેડય [14]લીંબાડેઇ [15]ચિત્રકૂટિ [16]નાગદ્રહિ પાસ તૂં નમી ધૂટિ;
[17]પાખારાકરિ [18]કાકરી, કિસહ-સતિ, [19]બાવલેય રિસહ [20]દહીઉદ્રે સતિ. ૨૦
[21]મજાદ્રિ [22]ધનેરે [23]જખરાલ [24]તરવાડઈ [25]આરાસણિ [26]ભિલ્લમાલિ;
સિરિપાસ રિસહ નેમિ ચરણ લીણ-[27]વાલી [28]બિત્રી[29]સી રામઈ [30]રામસીણી. ૨૧
[31]જીરાઉલિ ભેટઉ પાસનાહ, હિતત્થૂ છૂટક ભાવઠિ હુઉ સણાહ;
દૂષ્યા વાડાની દુરઈ સાર એ રૂજી જીસઉ વાર તાર. ૨૨
[32]અદબદગિરિ ગરૂયઇ ચડીય ગેલિ આદીસર દીઠઈ રંગરેલી,
લૂણીગવસહી બાલબ્રહ્મચારી બાવીસ મઉ જીણવર તું જુહારિ. ૨૩
[33]નાદીય [34]વડાઉલી [35]બજાણ વંમિ [36]હાથુડી [37]મૂંડથલઈ [38]નાણયમિ;
[39]સાદ્રડી [40]કાસદ્રરી [41]વડગામી [42]મડાહડિ વીર જીત્તસ્વામી. ૨૪

---

૧-૬ વીજાપુર, વિસલપુર, બ્રહ્માણ (આબૂની પાસે), થરાદ, સાચોર અને મોઢેરા પ્રમુખ તીર્થમાં શ્રી મહાવીર ૭ તારંગા અજિતનાથ ૮, ઇડર કીર્તિરાયસ્થાપિત રૂષભદેવ. ૯, આતરસૂંબા (અમદાવાદ પાસે) શાન્તિનાથ. ૧૦, મહુધા-મહાવીર દેવ, ૧૧, ઢંક પાર્શ્વનાથ ૧૨, ચેલણ મહાવીર દેવ, ૧૩-૧૬ કરેડા, લીંબોદરા, ચીતોડ અને નાગદામાં શ્રી પાર્શ્વનાથ, ૧૭. પાખર (?) રૂષભદેવ, ૧૮, કાકેર. શાંતિનાથ, ૧૯, બાવલેય રૂષભદેવ ૨૦, દધિપદ્ર શાંતિનાથ, ૨૧-૨૬, મજાદ્રા ધનેરા, જંઘરાલ, તરવાડા, આરાસણ અને ભિન્નમાલ સ્થાનોમાં-પાર્શ્વનાથ, રૂષભદેવ અને નેમિનાથ ભગવાન, ૨૭-૩૧, વાલી, બિત્રગ, રામઇ, રામસેણ અને જીરાઉલામાં પાર્શ્વનાથ ૩૨, આબુ આદીશ્વર ભગવાન, લુણિગવસહીમાં શ્રી નેમિનાથ ૩૩-૪૨, નાદીયા, વડાવલી,

ચારૂપી[1] ફલઉધી[2] સમીયપાસ[3] જાલઉડી[4] નાગઉરીજઈ[5] ઉચ્ચીપાસ;[6]

કલીકુંડી[7] વાણારસા[8] મહુરીપાસ[9] સચરાચરિ જગિઘિઉ પુરઈ આસ. ૨૫

ઢીલી[10] છઈ રાવણ પાસણામ, હથિણાઉર[11] અરસંતિ કુંથ ઠામ;

આદીસર નઇ નમઈ સહુ કાંઇ બાલઈ જાલંધરિ[12] જઇય જોઈ. ૨૬

વૈભાર અઠાવય ગિરિવરંમિ સમેતસિહરિ મણી મંદીરંમિ;
ચઉવીસ જિણવર નમુંય પાય ચકાહિવ થાપીય ભરહરાય. ૨૭

સત્તાણવઈ સહસ ત્રેવીસ તોઈ ચાલુસી લખ ચેઈય અઢ્ઢ લોય;
પાયાલિ ભવણમય દહનકાય સન્ત ક્રોડિ બહુન્તરિલાખ ગાય. ૨૮

નંદિસરિ કુંડલી રૂચગી સાઠિ પ્રાસાદ ચઉધારા અચ્છઇ પાઠ;
ઈણ પરિવાંદઉં જિણભવણ જોઈ, બત્રીસ સઇગુણ સઠિ તિરીયલોય. ૨૯

પન્નરસઇ કોડિ બાયાલ કોડિ અઠ્ઠાવન લાખ નઇ અસીય જોડિ;
છત્રીસ સહસ શાસતા બિંબ, હુંવાંદઉં નિતુનિતુ નિરવિલંબ. ૩૦

જોસી વ્યંતરમાંહિ અસંખ કાડિ જિનભૂઅણ નમું કર બે જોડી;
સિરિ રિસહ ચંદ્રાણણ વારિસેણ વર્ધ્ધમાન નમું તહિં તતખેણ. ૩૧

અતીત અનાગત વર્તમાન, તીર્થંકર વીસઈ વિહરમાન,
દુનિ કોડિ કેવલધર નમૂંય પાય દુનિ કોડિ સહસનઇ સમણરાય. ૩૨

જહિ જન્મ હુઉ જિણિ લીધી દિખ્યા ઉપનઉ જ્ઞાનઈ લાધઇ મુખ,
નહિં દેસના કીધી સામિસાલ સવિ ભૂમિ ફરસિય દુઃખ ટાલિ. ૩૩

---

બજાણા, દશુડી, મુંડથલા, નાણા, સાદડી, કારદ્રા, વડગામ અને મઢાર ગામમાં **શ્રી** જીવિતસ્વામી-શ્રી મહાવીર.

૧-૬ ચારૂપ, ફલોધી, સમી, જાલોર, નાગોર અને ઉચા (?) ગામમાં શ્રી પાર્શ્વનાથ, ૭-૯ કલિકુંડ પાર્શ્વનાથ, બનારસ અને મહુરી પાર્શ્વનાથ, ૧૦. દિલ્લી-રાવણા પાર્શ્વનાથ ૧૧, હસ્તિનપુર-શાંતિનાથ-કુંથુનાથ, અને અરજિન, ૧૨, જાલંધર (કાંગડા) શ્રી આદિનાથ.

પુરિ પાટણિ નેસ નવેસ દેસ ગિરિ કંદરિ જલ થલિ બહુ પયેસિ;
જં કિવિ તીરથ વિરૂવણા અપાર જિણબિંબ સવિ હું નિરમલ જુહાર. ૩૪

સુવિહાણ વિહાણઉ આજ અમ્હ જુવાધા જિણવર પાય તુમ્હ;
હીયડલઈ ઉલટીઆ હરિષ આજ જાણે મઇં લાધઉ મુગતિરાજ. ૩૫

સિરિ તિરથમાલા થોત્ર એઉ જો પઢઇ ગુણઈ સુણઇ મન ધરેઉ;
નહિં તીરથયાત્રા ફલઈ બુદ્ધિ પઉમાવઇ અધિકી પૂરઇ રિદ્ધિ. ૩૬

રયણાયડિ ગચ્છિ શ્રી હેમચંદ્રસૂરિ સોહએ જિમ પુનિમચંદ;
તસ સીસ નામઇ જિણ તિલયસૂરિ કેઇ ચૈત્ર પ્રવાડિએ ભાવ ભૂરિ. ૩૭

ઇતિ સર્વચૈત્યપરિપાટિ સમાપ્ત.

## પરિશિષ્ટ ૩

## પૂર્વદેશની કલ્યાણકભૂમિઓ.

| સ્થળનું નામ | કોની પાસે આવેલ છે? | કયા પ્રભુના કેટલાં કલ્યાણક? | રીમાર્ક. |
|---|---|---|---|
| ભેલુપુર | બનારસ પરામાં | પાર્શ્વનાથના-૪ ચ્ય. જ. દી. કે. | |
| ભદૈની | બનારસ-ગંગા કાંઠે | સુપાર્શ્વનાથ-૪ ચ્ય. જ દી કે. | |
| સિંહપુરી | બનારસ પાસે | શ્રેયાંસનાથ-૪ ચ્ય. જ. દી. કે. | બૌદ્ધનું સારનાથ અને પ્રાચીન કલાપ્રદર્શન ત્યાં નજીકમાં છે. |
| ચંદ્રાવતી | બનારસ પાસે ગંગા કાંઠે | ચંદ્રપ્રભુ-૪ ચ્ય. જ. દી. કે. | |
| અયોધ્યા વિનીતાનગરી | કે. કટરા મહોલ્લો | ઋષભદેવ—૩ ચ્ય. જ. દી.<br>અજિતનાથ-૪ ચ્ય. જ દી. કે.<br>અભિનંદન-૪ ચ્ય. જ. દી. કે.<br>સુમતિનાથ-૪ ચ્ય. જ. દી કે.<br>અનંતનાથ-૪ ચ્ય. જ દી કે. | |
| રત્નપુરી | સોહાવલ સ્ટેશનથી ૨ માઇલ દૂર જીલ્લા.-ફૈઝાબાદ | ધર્મનાથ-૪ ચ્ય જ. દી. કે | |
| કંપિલા (કંપિલપુર) | કાયમગંજ B. B. મીટરગેજ | વિમળનાથ-૪ ચ્ય. જ. દી કે | |
| શૌરીપુર | શીકોહાબાદ E. I. Ry. થી ૧૪ માઇલ દૂર જમના નદીના કિનારે. | નેમનાથ-૨ ચ્ય. જ. | |

| હસ્તિનાપુર | મીરટ જં. N. W. Ry. ના ખીવાનગર દરવાજાથી મોટર રસ્તે ૧૬ માઇલ સુવાના થઈને ત્યાંથી ૬ માઇલ હસ્તિનાપુર છે. પોસ્ટ બહસુમા જીલ્લે મીરટ. | શાન્તિનાથ-૪<br>ચ્ય. જ. દી. કે.<br>કુંથુનાથ-૪<br>ચ્ય. જ. દી. કે.<br>અરનાથ-૪<br>ચ્ય. જ. દી. કે. | |
|---|---|---|---|
| રાજગૃહી | વિપુલાચલ પહાડ ઉપર ગયા-ગીર B. B. L Ry (બીહાર) | મુનિસુવ્રતસ્વામી-૪<br>ચ્ય જ. દી. કે. | |
| કાકંદી | લખીસરાઈ સ્ટેશનથી જમુઈ જતા પગરસ્તે ૧૨ માઈલ. | સુવિધિનાથ-૪<br>ચ્ય. જ. દી. કે | |
| ક્ષત્રિયકુંડ | લછવાડ પાસે, કુંડઘાટ પર પહાડની કંદરામાં | મહાવીરસ્વામી-૩<br>ચ્ય જ. દી | |
| ઋજુવાલિકા | ગીરડી સ્ટેશનથી મધુવન જતાં નદી કાંઠે | મહાવીરસ્વામી-૧<br>કેવળ | |
| સમેતશિખર | પારસનાથ હીલ. | અજિત, સંભવ અભિનંદન, સુમતિ, પદ્મ સુપાર્શ્વ, ચંદ્ર, સુવિધિ, શીતલ, શ્રેયાંસ, વિમલ, અનંત, ધર્મ, શાંતિ, કુંથુ, અર, મલ્લિ, મુનિસુવ્રત, નમિ પાર્શ્વ મોક્ષકલ્યાણક ૨૦ | |
| ચંપાપુરી | ભાગલપુર સ્ટેશનથી ૪-માઇલ ચંપા નાળા ઉપર. | વાસુપૂજ્ય-૫<br>ચ્ય. જ. દી. કે. મો. | વાસુપૂજ્યસ્વામીનું મોક્ષ ક. ચંપાપુરીથી લગભગ ૨૫ માઇલદૂર આવેલા મંદારગિરિ ઉપર થયાનો ઉલ્લેખ છે. ભાગલપુરથી બ્રાંચ લાઇનમાં મંદારહીલ સ્ટેશન છે. |
| પાવાપુરી | બીહાર શરીફ (તુંગીયા નગરી) થી (B. B. L. Ry) જળમંદિર. | મહાવીર-૧<br>મોક્ષ. | |

આ પ્રમાણે પૂર્વદેશમાં કુલ કલ્યાણકભૂમિ પંચાણું છે.

## પૂર્વદેશની વિચ્છેદ કલ્યાણકભૂમિઓ.

| સ્થળ. | કોની નજીક ? | કયા પ્રભુનાં કેટલાં કલ્યાણકો ? | રીમાર્ક. |
| --- | --- | --- | --- |
| અષ્ટાપદ | હિમાલયના શિખરોમાં બદ્રી પાર્શ્વનાથ તથા કેદાર પાર્શ્વનાથ, માનસરોવર વિ ભૂમિઓ. | ઋષભદેવ-૧ મોક્ષ | |
| સ વત્થી | બલરામપુર (B & N. W. Ry.) સ્ટેશનેથી જીલ્લ ૧૪ ગલમાં એટમેટ (Catmabat )નાં કિલ્લાની વચમાં | સંભવનાથ-૧ ચ્ય જ. દી. કે. | |
| પ્રયાગ (પુરિમતાલ) | અલ્હાબાદ પાસે કિલ્લામાં અક્ષયવડ નીચે | ઋષભદેવ-૧ કેવળ | |
| ભદ્દિલપુર | ગયા જંકશનથી ગ્રાંટ ટ્રંકરોડથી પગ રસ્તે ૧૨ માઇલ હાટી ગામ નજીક કોલ્હ પહાડ ઉપર | શીતલનાથ-૪ ચ્ય. જ. દી. કે. | આ ગામને હાલ કટવારીયા કહે છે |
| મિથિલા (બીહાર) | દરભંગાથી પ્રાંતમાં સીતામઢી લવણદહ નદી કાંઠે | મલ્લિનાથ-૪ નમિનાથ-૪ ચ્ય. જ. દી. કે. | |
| કૌશાંબી | અલ્હાબાદથી E I Ry મા ભરવારી સ્ટેશનથી ૨૦ માઇલ દૂર યમુના કાંઠે કોસમ ખીરાજ Kosam Khiraj પાસે પથરાએલા ખંડિયેરો અરણ્યમાં પહાડ ઉપર | પદ્મપ્રભુ-૪ ચ્ય. જ. દી કે. | |

કુલ. ૨૨) કલ્યાણકોની વિચ્છેદ ભૂમિઓ આ છે.

તારીજઃ—૯૫ પૂર્વદેશની વિદ્યમાન કલ્યાણકભૂમિ.
૨૨ „ વિચ્છેદક કલ્યાણકભૂમિ.
૩ સૌરાષ્ટ્રમાં (ગિરનાર) શ્રી નેમનાથની ૩ (દી. કે. મો.) કલ્યાણકભૂમિ.
૧૨૦